॥ ॐ ह्रीँ अर्हं नमः श्रीधरणेन्द्र-पद्मावती-परिपूजित-श्रीशङ्खेश्वर-पार्श्वनाथाय ॥

શ્રી નેમિપદ્મ ગ્રંથમાલા પુષ્પ—૧૪૮

તપોગચ્છાધિપતિ-શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્ત્તિ-જગદ્ગુરૂ
આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણકિંકર
વિનેયાણુ—શાસ્ત્રવિશારદ—કવિદિવાકર—આચાર્ય
શ્રી વિજયપદ્મસૂરીશ્વર પ્રણીત-સ્વોપજ્ઞ
સ્પષ્ટાર્થાદિ વિભૂષિત-પ્રાકૃત શ્લોકબદ્ધ

# શ્રી જૈન પ્રવચન કિરણાવલી

( શ્રી તીર્થંકર પ્રભુ ભાષિત ૪૫ આગમોનો ટૂંક પરિચય સાર વગેરે )

○

॥ આર્થિક સહાયક ॥
શેઠ ભગુભાઈ ચુનીલાલ સુતરીયા
ઠે. ગુસાપારેખની પોળ—અમદાવાદ

○

॥ પ્રકાશક ॥
શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક
શેઠ ઈશ્વરદાસ મૂલચંદ.
કીકાભટ્ટની પોળ—અમદાવાદ

॥ ભેટ ॥

# ॥ શ્રીજિન પ્રવચનની સેવા અને પ્રભાવના ॥

॥ હરિગીત છંદ ॥

હે જીવ! પ્રવચન નાથનું જે ધર્મને વિકસાવતું,
વળી પાપને દૂરે કરે ઉન્માર્ગને જ ઉખેડતું;
ટાળે જ ગુણીના દ્વેષને અન્યાયને ઉચ્છેદતું,
મિથ્યામતિ દૂરે કરે વૈરાગ્યને વિસ્તારતું. ૧

પોષણ કરે કરૂણાતણું વળી લોભને દૂરે કરે,
જો પુણ્ય કેરા ઉદય પૂરા તોજ સેવા તસ મળે:
પ્રભુ પાસ તું એ માંગજે હું યાચું જિનમત રાગને,
મુક્તિ જતાં વચમાં ન ભૂલજે વિશદ વાચક વચનને. ૨

બોધની ઉંડાશ જેમાં સુપદ રચના જલ ભરે,
સુંદર કૃપા લહરી ઘણી શ્રેણી સર્ણીને વિસ્તરે;
ચૈત્ય ચૂલા રૂપ જ્યાં ગુરુગમ મણિથી જે ભર્યો,
પાર જસ દૂર તે જિનાગમ જલધિ પુણ્યે પામિયો. ૩

નિર્વાણ માર્ગે યાન જેહવું વાદિમદ સંહારતું,
પંડિતોને શરણ પ્રવચન પાપપુંજ વિણાસતું:
હે જીવ ! પ્રતિદિન હાથ જોડી માંગજે પ્રભુની કને,
મલજો ભવોભવ તાસ સેવા જેહ આપે મુક્તિને. ૪

પ્રભુ મુખ થકી નીકળેલ ગણિકૃત દ્વાદશાંગી વિશાલ એ,
ચિત્ર બહુ અર્થે ભરી ધારેલ પંડિત સાધુએ;
મુક્તિપુરીના દ્વાર જેવી જંત શરણને આપતી,
સર્વ તત્ત્વ પ્રકાશવાને દીપ જેવી દીસતી. ૫

નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા મણીલાલ છગનલાલે છાપ્યું.
ધીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે : : અમદાવાદ.

સર્વતન્ત્રસ્વતન્ત્ર-શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્ત્તિ જગદ્ગુરૂ તપોગચ્છાધિપતિ-ભટ્ટારક

**આચાર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજ.**



॥ ॐ अर्हं नम ॥

# ॥ શ્રી ગુરૂમહારાજના હસ્તકમલમાં સમર્પણ ॥

મદીયાત્મોદ્ધારક પરમોપકારી પરમગુરુ, સુગૃહીત નામધેય

## પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શ્રીગુરૂ મહારાજ !

આપશ્રીજી મધુમતી (મહુવા) નગરીના રહીશ પિતાશ્રી દેવ ગુરૂ ધર્માનુરાગી શેઠ લક્ષ્મીચન્દ અને માતુશ્રી દીવાલીબાઇના કુલદીપક પુત્ર છો વિ૦ સ૦ ૧૯૨૯ની કાર્તિક સુદ એકમના જન્મ દિનથી માંડીને લગભગ સોલ વર્ષની નાની ઉમરે સસારને કડવા ઝેરના જેવો માનીને અગણ્ય સદ્ગુણ નિધાન પરમ ગુરૂ શ્રી વૃદ્ધિવિજયજી (શ્રી વૃદ્ધિચન્દ્રજી) મહારાજજીની પાસે શ્રી ભાવનગરમા વિ૦ સ૦ ૧૯૪૫ ના જેઠ સુદ સાતમે સિહની પેઠે શૂરવીર બનીને પરમ કલ્યાણકારી અને હૃદયની ખરી બાદશાહીથી ભરેલી પ્રવ્રજ્યા (દીક્ષા) ને પૂરેપૂરા ઉલ્લાસથી ગ્રહણ કરીને સિહની પેઠે શૂરવીર બનીને સાધી રહ્યા છો, અને આપ શ્રીજીએ અગાધ બુદ્ધિબલથી જલદી સ્વપર સિદ્ધાતનો ઉંડો અભ્યાસ કર્યો, અને ન્યાય વ્યાકરણાદિ વિવિધ વિષયના પુષ્કલ વિશાલ ગ્રંથોની રચના કરીને સુદર સાહિત્ય સેવા કરવા ઉપરાંત અપૂર્વ દેશના શક્તિના પ્રભાવે અલક્ષ્યરસિક ઉન્માર્ગગામી અગણ્ય મહારાજાદિ ભવ્ય જીવોને સદ્ધર્મના રસ્તે દોરીને હદપાર ઉપકાર કર્યો છે તેમજ આપશ્રીજીના અગણ્ય સદ્ગુણોને જોઇને મોટા ગુરૂભાઇ, ગીતાર્થ શિરોમણિ, શ્રમણકુલાવતસક, પરમપૂજ્ય, પન્યાસજી મહારાજ શ્રીગભીરવિજયજી ગણિવરે તમામ સિધ્ધાતોની યોગોદ્વહનાદિક ક્રિયા વગેરે યથાર્થ વિધાન કરાવીને મહા પ્રાચીન શ્રી વલ્લભીપુર (વળા)મા આપશ્રીજીને વિ૦ સ૦ ૧૯૬૦ ના કારતક વદી સાતમે ગણિપદથી અને માગશર સુદ ત્રીજે પન્યાસપદથી વિભૂષિત કર્યા. અને શ્રી ભાવનગરમા વિ સ ૧૯૬૪ ના જેઠ સુદ પાચમે તપાગચ્છાધિપતિ ભટ્ટારક આચાર્યપદથી અલકૃત કર્યા આપશ્રીજી રત્નની ખાણ જેવા શ્રી સઘની અને તીર્થાદિની સેવા પહેલાની માફક હાલ પણ પૂરેપૂરા ઉલ્લાસથી કરી રહ્યા છો તથા આપશ્રીજીના

અમોઘ ઉપદેશથી દેવગુરૂ ધર્માનુરાગી સંઘવી શેઠ માણેકલાલ મનસુખભાઈ ભગુભાઇ વગેરે ઘણાંએ ભવ્ય જીવોએ છ 'રી' પાલતાં વિશાલ સંઘ સમુદાય સહિત તીર્થાધિરાજ શ્રી શત્રુંજયાદિ મહાતીર્થની યાત્રા, અંજનશલાકા વિગેરે ઉત્તમ ધાર્મિક ક્ષેત્રોમાં લક્ષ્મીનો સદુપયોગ કર્યો અને કરે છે, તેમજ આપશ્રીજીએ મારા જેવા ઘણાંએ ભવ્ય જીવોની ઉપર શ્રી જૈનેન્દ્રી દીક્ષા, દેશવિરતિ વગેરે મોક્ષના સાધનો આપીને કદી પણ ન ભૂલી શકાય તેવા અનહદ ઉપકારો કર્યા છે અને કરો છો. વગેરે લોકોત્તર ગુણોથી આકર્ષાઈ અને આપશ્રીજીએ મારી ઉપર કરેલા અનન્ત ઉપકારોને યાદ કરીને આપશ્રીજીના પસાયથી બનાવેલો આ શ્રીજૈન પ્રવચન કિરણાવલી નામનો સાર્વજનિક સરલ ગ્રંથ પરમ કૃપાલુ આપશ્રીજીના કરકમલમાં સમર્પીને હું મારા આત્માને ધન્ય કૃતાર્થ માનું છું, અને નિરંતર એજ ચાહું છું કે આપશ્રીજીના પસાયથી (૧) પ્રાકૃત સંસ્કૃત ગુજરાતી વિગેરે ભાષામાં આવા સાર્વજનિક સરલ ગ્રંથોની રચના કરીને શ્રી સંઘાદિ પવિત્ર ક્ષેત્રોની ભકિત કરવાનો શુભ અવસર (૨) આપશ્રીજી જેવા ગુરૂદેવ (૩) શ્રી જૈનેન્દ્ર શાસનની સેવા (૪) નિર્મલ નિરભિલાષ સંયમ જીવન (૫) પરોપકાર વિગેરે સંપૂર્ણ આત્મરમણતાના સાધનો મને ભવોભવ મળે.

નિવેદક : આપશ્રીજીના ચરણકિંકર નિર્ગુણ વિનેયાણુ **પદ્મની વંદના.**

તપોગચ્છાધિપતિ-શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ જગદ્ગુરૂ—આચાર્ય
મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણકિંકર વિનેયાણુ-વિજયપદ્મસૂરિ



જન્મ—વિ સં ૧૯૫૫ વૈશાખ સુદ ૩ અમદાવાદ
દીક્ષા—વિ સં ૧૯૭૧ માગશર વદ ૨ તનાજા (શોભાવડ)
ગણિપદ—વિ સં ૧૯૮૨ ફાગણુ વદ ૫ પાટણ
પન્યાસપદ—વિ સં ૧૯૮૨ ફાગણુ વદ ૧૨ પાટણ
ઉપાધ્યાયપદ—વિ સં ૧૯૮૮ મહા સુદ ૫ મેરીસા મહાતીર્થ
આચાર્યપદ—વિ સં ૧૯૯૨ વૈશાખ સુદ ૪ અમદાવાદ

# શ્રી તીર્થંકર પ્રભુના પ્રવચનનો મહિમા.

॥ હરિગીત છંદ ॥

પ્રભુના વચન તે આંખ સાચી તેહથી અલગા નરા,
જાણે સુદેવ કુદેવને ના તિમ કુગુરૂ શુભ ગુરૂ ખરા;
જાણે ન ધર્મ અધર્મને ગુણવત ને ગુણહીનને,
શુ ઉચિત કરવાને અનુચિત શર્મ દુઃખના હેતુને. ૧

સુણનાર પ્રભુના વચનને જાણે કહેલા ભાવને,
માટે જ દશવૈકાલિકે ઇમ ઉચ્ચરૂ તે ભાવને;
જિન વચન મીઠાં સાભળી કલ્યાણને વળી પાપને,
બને પિછાણી પૂર્ણ ભાવે દક્ષ સાધ ભદ્રને. ૨

કરૂણા સ્વરૂપ સિદ્ધાંત પ્રભુનો જેમણે ના સાંભળ્યો,
ડાહ્યા જનો બોલે મનુજ ભવ તેમનો એળે ગયો;
મન શૂન્ય તેઓનું નકામા કાન પણ બે તેમના,
ગુણ દોષની ન વિચારણા હોવેજ મનમા તેમના. ૩

આ નરક રૂપી અધ કૂવો તેહમાં તેઓ પડે,
રોકી શકાયે કેમ તેને કાર્ય કીધેલુ નડે;
પામે ન તેઓ મુક્તિરમણી શ્રવણ વિણ જિણ વયણના;
ઇમ જાણીને ચેતન ! સદા સુણ તેહ ના રાખીશ મણા. ૪

કરૂણા સ્વરૂપ કરિયાણુ તેનુ હાટ જિનમત જાણને,
પરમત સમાન ગણે નરા જે મૂર્ખતાથી તેહને;
તે ઝેર જેવુ અમૃત માને અગ્નિ જેવુ પાણીને;
અધકારના જત્થા સરીખો માનતા સુપ્રકાશને. ૫

નિજ શત્રુ માને મિત્રને તિમ સર્પ ફૂલની માળને,
પત્થર ગણે ચિંતામણિને ચદ્ર કેરી કાંતિને;
આતપ ઉનાળાનો ગણે અમૃત પ્રમુખ સમ નાથનો,
મત જાણજે વિષઆદિ જેવો અન્યમત હરિઆદિનો. ૬

॥ ॐ ह्रीं अर्हं नमः श्रीशंखेश्वरपार्श्वनाथाय ॥

## ॥ પ્રસ્તાવના ॥

सिरिसंखेसरपासं, वंदिय कप्पद्दुमाहिइढदयं ॥
विग्घुत्रसमसंतिदयं, जिणवयणं संघसरणिज्जं ॥ १ ॥

जइणप्पवयणकिरणा–वलीइ पत्थावणं रएमि मुया ॥
णज्जइ जीए सारो, सिग्घं गंथस्स भव्वेहिं ॥ २ ॥

અર્થ—પુરૂષાદાનીય શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવંત કલ્પવૃક્ષથી પણ ચઢીયાતા છે. કારણ કે કલ્પવૃક્ષ તો સંસારી જીવોના આ ચાલુ ભવના જ ક્ષણભંગુર મનોરથોને જ પૂરે છે અને આ પ્રભુ તો ભવ્ય જીવોના આ ભવના મનોરથોને પૂરવા ઉપરાંત પરભવના પણ મનોરથોને જલ્દી પૂરે છે. એટલે ભવાંતરમાં સુલભબોધિપણું અને મોક્ષ માર્ગની આરાધના કરાવનાર અસાધારણ કારણોની પ્રાપ્તિ વગેરે પ્રકારના મનોરથોને પૂરવામાં કલ્પવૃક્ષ વગેરે પદાર્થો પણ અસમર્થજ છે. માટેજ કહ્યું છે કે–શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ કલ્પવૃક્ષથી પણ ચઢીયાતા છે અને તમામ વિઘ્નોનો નાશ કરીને શાંતિને દેનારા પણ તેજ પ્રભુ છે. તેમજ શ્રી જિનેશ્વર દેવોના વચનો પણ તેવાજ પરમ પ્રભાવશાલી છે એટલે તમામ વિઘ્નોને દૂર કરીને પરમ શાંતિને દેનારા છે. ચતુર્વિધ સંઘ આ બંનેને ( શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને અને જિન વચનને ) નિરંતર બહુમાનથી યાદ કરે છે. તે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને અને શ્રી જિન વચનને વંદના કરીને ભવ્ય જીવોને ગ્રંથનો સાર જલ્દી જણાવવાના ઈરાદાથી હું શ્રી જૈન પ્રવચન કિરણાવલી ગ્રંથની પ્રસ્તાવનાને રચું છું. ૧–૨

શ્રી જૈનેન્દ્ર પ્રવચન પ્રચરિસિક બંધુઓ ! સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની સમુદિત આરાધના કરવા રૂપ મોક્ષ માર્ગને યથાર્થ સ્વરૂપે જણાવનારા દરેક શાસ્ત્રોની કે ગ્રંથોની શરૂઆતમાં પ્રસ્તાવનાને યોગ્ય સ્થાન આપેલું જણાય છે. તે પ્રમાણે કરવામાં મુખ્ય મુદ્દો એ છે કે–પ્રસ્તાવના એ શાસ્ત્રનું કે ગ્રંથનું અંગ છે, એટલે પ્રસ્તાવના ભવ્ય જીવોને શાસ્ત્રને કે ગ્રંથને ભણવામાં અને ભણાવવામાં પ્રવૃત્તિ કરાવનારી છે. આવા આવા અનેક મુદ્દાઓને લક્ષ્યમાં લઈને શ્રીઅનુયોગદ્વાર સૂત્રના રચનારા પરમ ગીતાર્થ સ્થવિર ભગવંતે (૧) ઉપક્રમ, (૨) નિક્ષેપ, (૩) અનુગમ, (૪) નય. આ અનુયોગના જણાવેલા ચાર ભેદોમાં શરૂઆતમાં

ઉપક્રમને જ કહ્યો છે તેનુ કારણ એ છે કે જે શાસ્ત્રનો ઉપક્રમ દર્શાવ્યો હોય, તે (શાસ્ત્ર) માજ નિક્ષેપાદિનુ સ્વરૂપ ઘટાવી શકાય (૧) ઉપક્રમ, (૨) ઉપોદ્દ્ઘાત, (૩) પ્રસ્તાવના, (૪) પ્રસ્તાવ, આ ચાર શબ્દો એક સરખા અર્થને જ જણાવનાર છે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વગેરેની રચના કરનારા મહાપુરૂષોની પણ એજ ફરજ છે કે–" નિર્યુક્તિ આદિની રચના કરતા શરૂઆતમા પ્રસ્તાવનાનો નિર્દેશ જરૂર કરવો જોઈએ " આજ ઇરાદાથી પૂજ્ય શ્રી ભદ્રબાહુસ્વામી, સઘદાસગણિ મહત્તર, શીલાકાચાર્ય, શ્રીમલયગિરિ મહારાજ, મલધારિ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજ વગેરે મહાપુરૂષોએ પણ શ્રી આચારાગાદિ સૂત્રોના નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ ટીકા વગેરેની રચના કરતા શરૂઆતમા સક્ષેપથી કે વિસ્તરથી પ્રસ્તાવના જણાવી છે એટલે પ્રસ્તાવનાનો નિર્દેશ કરીને જ તે નિર્યુક્તિ વગેરેની રચના કરી છે ન્યાય શાસ્ત્ર પણ આ હકીકતને સપૂર્ણ સ્વરૂપે ટેકો આપે છે કારણ કે તે પણ આ પ્રમાણે જાહેર કરે છે કે કોઈ પણ કાર્યમા એકદમ પ્રવૃત્તિ થતી જ નથી એટલે (૧) અધિકારી, (૨) પ્રયોજન, (૩) અભિધેય, (૪) સબધ એ અનુબધ ચતુષ્ટય કહેવાય છે જિજ્ઞાસુ-જીવોને શાસ્ત્રાદિના અધ્યયનાદિમા જોડે તે અનુબધ કહેવાય આ ચાર અનુબધોનું જ્ઞાન થયા બાદ (૧) ઇષ્ટ સાધનતા જ્ઞાન એટલે આ ગ્રથ ભણવાથી મને અર્થનુ જ્ઞાન વિગેરે લાભ થશે અને (૨) કૃતિ સાધ્યતા જ્ઞાન એટલે આ ગ્રથને હું ભણી શકીશ એમ ઇષ્ટ સાધનતા જ્ઞાન અને કૃતિ સાધ્યતા જ્ઞાન થાય છે ત્યાર બાદ અધિકારી જીવોને શાસ્ત્રને ભણવુ વિગેરે પ્રવૃત્તિ થાય છે એમ " प्रवृत्तिजनकज्ञानजनकज्ञानविषयत्वमनुबन्धचतुष्टयत्वम् " આ અનુબધ ચતુષ્ટયના લક્ષણ ઉપરથી જાણી શકાય છે આમ કહેવાનુ સ્પષ્ટ અને સરલ રહસ્ય એ છે કે કોઇ પણ ગ્રથનુ અધ્યયન વિગેરે કરતા પહેલા સમજણના ઘરમા રહેલા જિજ્ઞાસુ જીવોને તે તે ગ્રથની બાબતમા હૃદયમા આવા પ્રશ્નો ઉદ્ભવે છે (થાય છે) કે (૧) આ ગ્રથનુ નામ શુ ? (૨) આ ગ્રથમા નામ પ્રમાણે અર્થ ઘટે છે કે ગ્રથકારે મરજી પ્રમાણે નામ પાડયું છે (૩) આ ગ્રથ કયા કયા પદાર્થોના સ્વરૂપને જણાવે છે (૪) ગ્રથકારે કયા શાસ્ત્રને અનુસારે કઇ પધ્ધતિએ કયા મુદ્દાથી અહીં પદાર્થોનુ વર્ણન કર્યું છે, (૫) ગ્રથ ભણવામા લાભ શો ? (૬) શરૂઆતમા ગ્રથકારે મગલ કર્યું છે, તેનુ શુ કારણ ? (૭) ઇષ્ટદેવ નમસ્કાર મગલ, આશીર્વાદ મગલ વિગેરે ત્રણ પ્રકારના મગલમાથી અહીં કયુ મગલ કર્યું છે (૮) ગ્રથકાર કોણ ? (૯) તેમણે કઈ સાલમા કયા સ્થલે ગ્રથની રચના કરી ? વિગેરે પ્રશ્નોના ખુલાસા કરવા રૂપે જરૂરી બીના જણાવવી, અને તે ઉપરાત ગ્રથનો ટુક સાર પણ જણાવવો એ પ્રસ્તાવનાનો મુખ્ય મુદ્દો છે, એટલે જેમા ચાર અનુબધની બીના વિગેરે વર્ણન હોય, તે પ્રસ્તાવના કહેવાય જે ગ્રથની ઉપર પ્રસ્તાવના લખવાની હોય, તે આખાએ ગ્રથની વસ્તુ અને ગ્રથકારનો પરિચય તથા કહેલા પદાર્થ તત્ત્વોના મુદ્દાઓ વિગેરે બાબતનો શરૂઆતમા દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યા બાદ લેખક પ્રસ્તાવનાને લખવાનો આરભ કરે છે, એટલે પ્રસ્તાવના લખવાના અવસરે લેખકને ઉપર જણાવેલી બીના તરફ જરૂર લક્ષ્ય રાખવુ પડે છે બુધ્ધિશાલી મધ્યસ્થ વાચક વર્ગને આ વાત

ધ્યાનમાં જ હોય છે. તેથી જ તેઓ ગ્રંથની વસ્તુ સંક્ષેપમાં સમજવાને માટે શરૂઆતમાં પ્રસ્તાવનાને વાંચે છે. આ પ્રસંગે યાદ રાખવું જોઇએ કે પ્રસ્તાવના વિનાનો ગ્રંથ અધુરો જ ગણાય. આથી સ્હેજે સમજાશે કે દરેક ગ્રંથની શરૂઆતમાં પ્રસ્તાવના હોવી જ જોઇએ. આ નિયમ પ્રમાણે આ શ્રીપ્રવચન કિરણાવલી નામના પ્રાકૃત ગ્રંથની બાબતમાં પણ (૧) ગ્રંથનું નામ શું ? (૨) તે નામ રાખવાનું શું કારણ (૩) ગ્રંથમાં નામ પ્રમાણે અર્થ ઘટે છે કે નહિ ? (૪) કોના આધારે આ ગ્રંથની રચના કરી છે ? (૫) તેમાં શી શી બીના કયા મુદ્દાથી કેવા રૂપમાં વર્ણવી છે ? (૬) અહીં ચાર અનુબંધનું સ્વરૂપ શું ? (૭) છંદ શાસ્ત્રના નિયમ પ્રમાણે ઘણાં છંદો છતાં આર્યા છંદમાં રચના કરવાનું શું કારણ ? (૮) કયા સ્થલે કઈ સાલમાં કોની વિનંતિથી આ ગ્રંથ બનાવ્યો ? વિગેરે પ્રશ્નોના ખુલાસાને જણાવવા માટે પ્રસ્તાવના ખાસ જરૂરી છે.

જગતમાં (૧) અધમતમ (૨) અધમ (૩) વિમધ્યમ (૪) મધ્યમ (૫) ઉત્તમ અને (૬) ઉત્તમોત્તમ એમ પુરૂષો છ પ્રકારના હોય છે, તેમાં (૧) જે અધમતમ એટલે બહુ જ હલકી કોટીના પુરૂષો હોય, તેઓ બંને ભવને બગાડે છે, એટલે તેમને સુખની જ ઇચ્છા છે. કારણ કે દુઃખને કોઈ ચાહે જ નહિ, છતાં પણ અજ્ઞાનાદિ દોષને લઇને સુખ શાથી મળે ? આ પ્રશ્નનો ખુલાસો મેળવી શકતા નથી. આવા જીવોમાં વિલક્ષણતા એ દેખાય છે કે સંયમ તપશ્ચર્યા દાન શીલ જિન પૂજા વિગેરે ગુણો જો કે સુખને આપે છે, છતાં આ અધમતમ પુરૂષો બીન સમજણ વિગેરે કારણથી તે ગુણોને 'દુઃખને આપનારા છે' એમ માનીને સેવતા નથી અને જરૂર દુઃખને આપનારા એવા વિષય કષાયાદિને 'આ સુખના કારણ છે' એમ માનીને સેવે છે. આથી વસ્તુસ્થિતિ એ બને છે કે તેઓ શાંતિમય જીવનને પામતા નથી અને અશાંતિમય જીવન ગુજારે છે. અને માનવ જીવનનું ધ્યેય તદ્દન ભૂલી જાય છે. વળી એ વાત નજ ભૂલવી જોઇએ કે (૧) વાસ્તવિક સુખનું સ્વરૂપ શું છે ? (૨) પોતે જેને સુખદાયી માને છે, તે માન્યતા વ્યાજબી છે કે ગેરવ્યાજબી ? (૩) ખરા સ્થિર અને દુઃખની સાથે નહિ ભળનારા સુખના ખરા કારણો કયા કયા છે ? હિતેચ્છુ ભવ્ય જીવોએ આ ત્રણ પ્રશ્નોનો સ્પષ્ટ અને નિર્દોષ જવાબ સ્વયં પ્રજ્ઞાથી પોતે મેળવવો જોઈએ, અથવા સ્વયંપ્રજ્ઞાવાળા મહાપુરૂષોની પાસેથી મેળવવો જોઈએ. અને ત્યાર બાદ સાત્ત્વિક પ્રવૃત્તિ કરનારા જીવો તલભાર પણ દુઃખને પામતા નથી, અને પોતાના જીવનનું મુખ્ય ધ્યેય પણ જાળવી શકે છે. અને અધમતમ પુરૂષોની પ્રવૃત્તિ આથી વિપરીત હોય છે. એટલે તેઓ વિષય કષાયાદિના ફંદમાં ફસાય છે, તેથી તેઓ જેમ ચાલુ ભવ બગાડે છે, તેવી રીતે હવે પછી મરીને જે ભવમાં તેમને જવાનું હોય, તે પરભવમાં પણ 'વાવે તેવું લણે, અને કરે તેવું પામે' આ કહેવત પ્રમાણે પાછલા ભવમાં બાંધેલા ચીકણા કર્મોનો જ્યારે ઉદય થાય, ત્યારે રીબાઇ રીબાઇને અનિચ્છાએ ( મરજી વિના ) પણ લાંબા કાલ સુધી દુર્ગતિના દુઃખો ભોગવે છે. ભવભીરૂ જનોને આવી બીના ઉન્માર્ગ ગમનથી બચવા માટે સાધનભૂત નીવડે છે.

(૨) 'આ ભવ મીઠા પરભવ કોણે દીઠા' આવી વિચારણાવાળા અધમ પુરૂષો પરલોકને માનતા નથી પરતુ 'પરલોક છે જ' એમ સચોટ સમજવાને માટે તેઓએ આ પ્રમાણે જરૂર વિચારવું જ જોઇએ કે (૧) જન્મ્યો કે તરત જ નાનો બાલક સ્તનપાન કરવા (ધાવવા) મડી જાય છે, તેનુ શુ કારણ ?

ઉત્તર—પાછલા ભવના સસ્કારને લઇને જ તે બાલક તેવી પ્રવૃત્તિ કરે છે (૨) પ્રભુ શ્રી તીર્થંકર દેવ જન્મે, ત્યારે તેમના પુણ્યરૂપી લોહચુબકથી ખેચાઇને મહર્દ્ધિક ઇંદ્ર વિગેરે દેવો અહી તથા મેરૂ પર્વતની ઉપર અપૂર્વ ઉલ્લાસથી ભક્તિ કરે છે આવુ પુણ્ય પ્રભુદેવે પાછલા ભવમા બાધ્યુ હતુ એમ માની શકાય કારણ કે અહી તો હજુ હમણા જ જન્મ્યા છે તેથી તે કઈ રીતે બાધી શકે ? એટલે નજ બાધી શકે, (૩) મૌન એકાદશીના વ્યાખ્યાનમા જણાવેલા સુવ્રતશેઠ શ્રીધર્મઘોષ ગુરૂ મહારાજની વૈરાગ્યમય દેશના સાભળીને જાતિસ્મરણ જ્ઞાન પામ્યા તેથી તેમણે જાણ્યુ કે મે પાછલા ભવમા માન એકાદશીની આરાધના કરી હતી, તેના પ્રતાપે અગીઆરમા દેવલોકમા મહર્દ્ધિક દેવ થયો હતો, ત્યા ઘણો કાલ દેવતાઇ સુખ ભોગવીને અહી હુ અગીઆર ક્રોડ સોનૈયાનો સ્વામી થયો અહી પણ મૌન એકાદશીની અને સયમની સાધના કરીને તે કેવલજ્ઞાન પામીને મુક્તિમા ગયા (૪) આર્દ્રકુમાર પણ જાતિસ્મરણ જ્ઞાનથી પાછલા ભવની બીના જાણે છે (૫) દેવલોકમા તરતના ઉપજેલા દેવો અવધિજ્ઞાનથી જાણે છે કે અમુક ધર્મ ક્રિયા કરવાથી હુ દેવ થયો આ બધી બીનાનો દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતા જરૂર જણાશે કે વર્તમાન ભવની આગળનો ભવ અને પાછળનો ભવ છેજ છતા પરલોકને તરછોડીને વિષય કષાય વિગેરે પાપના સાધનોને સેવનારા જીવો અતે તો જરૂર પસ્તાય છે આ પ્રસગે યાદ રાખવા જેવી જરૂરી બીના એ છે કે-એક મહાત્મા વ્રત નિયમ પરમાત્માનુ ધ્યાન વિગેરે ધર્મારાધન કરવામા સાવધાન રહેતા હતા પરલોકને તરછોડનારા એક નાસ્તિક માણસે તે મહાત્માને પૂછ્યુ કે તમે આ બધુ શુ કરો છો ? અને તે શા માટે કરો છો ?

મહાત્મા—પરલોકને સુધારવાની ખાતર હુ ધર્મની આરાધના કરૂ છુ

નાસ્તિક—જ્યારે પરલોક જ નથી, તો પછી ધર્મને કરવાની જરૂરીયાત જ જણાતી નથી

મહાત્મા—પહેલા કહ્યુ તે પ્રમાણે બાલકની સ્તનપાન કરવાની તથા તરતના જન્મેલા પણ શ્રી તીર્થંકર દેવની બીના અને તે પ્રસગે સસ્કારની થેરી વિગેરેનો ખૂબ વિચાર કરતા અને 'पुण्य पुण्येन कर्मणा, पाप पापेन कर्मणा' વિગેરે વચનોનુ રહસ્ય વિચારતા જરૂર નિર્ણય થશે કે-પરલોક વસ્તુ છે જ બીજા જીવોને જેમ જુદી જુદી જાતની ટેવ હોય છે, તેમ મને પણ આ પ્રમાણે ધર્મક્રિયા કરવાની ટેવ પડી છે એમ કદાચ કોઇ પણ માને તો પણ મને તો કઈ પણ નુકશાન નથી, કારણ કે હુ પાપ કર્મને સેવતો નથી અને

મને અડગ શ્રદ્ધા છે કે પાપના સેવનથી જ દુ:ખ ભોગવવું પડે છે. (મહાત્મા નાસ્તિકને કહે છે કે) તું તો પરલોક છે છતાં તેને માનતો નથી ને રાચી માચીને વિષય કષાય વિગેરે દુર્ગતિના સાધનોને સેવે છે. પણ કદાચ પરલોક નીકળી પડ્યો, તો તારૂં શું થશે? એટલે જરૂર તારે દુર્ગતિના દુ:ખો રીબાઇ રીબાઈને ભોગવવાં જ પડશે. જો કે તારા જેવા ઘણાંએ જીવો શ્રદ્ધા ગમ્ય વસ્તુને ખુલ્લી રીતે સ્વીકારવાની ના પાડે છે, પણ જ્યાં પોતાનો સ્વાર્થ બગડતો હોય, ત્યાં તો આનાકાની કર્યા વગર શ્રદ્ધા ગમ્ય વસ્તુને પણ સ્વીકારે છેજ. કેમ? તમને આ મારા કહેવામાં ગેરવ્યાજબી કંઈ લાગે છે? મહાત્માના આ વચનને સાંભળનાર નાસ્તિક માણસ સમજુ અને વિચારક હતો, તેથી તેને ખાત્રી થઈ કે-મારી માન્યતા ભૂલ ભરેલી છે. અને પરલોકને સુધારવાને માટે જરૂર મારે પ્રયત્ન એટલે ધર્મારાધન કરવું જોઇએ. આ સંવાદમાંથી સમજવાનું એ મલે છે કે–પરલોકને માનવો જ જોઇએ, અને આ બાબતમાં જગતની વિચિત્રતા તરફ પણ જરૂર ખ્યાલ રાખવો જોઇએ કારણ કે પરલોકને સાબીત કરવામાં અને આ વાત બીજા પૂછનારા જીવોને મનમાં ઠસાવવા માટે અપૂર્વ મદદગાર નીવડે છે. વસ્તુસ્થિતિ આમ છે છતાં પણ અધમ પુરૂષો પરલોકને તરછોડીને ફક્ત આ લોકના ફળની ચાહનાથી જ આરંભ વગેરે પાપના કાર્યો કરે છે, અને પરિણામે દુ:ખી થાય છે.

૩—વિમધ્યમ પુરૂષો બંને બાજુ લક્ષ્ય રાખે છે. એટલે ઉભય લોકમાં ફળ દેનારા એવા કાર્યનો આરંભ કરે છે. કારણ કે તેઓ પરલોકને પણ માને છે.

૪—મધ્યમ પુરૂષો પરલોકને સુધારવા માટે નિરંતર ક્રિયા કરે છે. એટલે અહીં ધર્મારાધનમાં કદાચ કષ્ટનો પ્રસંગ વેઠવો પડે, તો પણ તેઓ એમ વિચારે છે કે આથી મને ભવિષ્યમાં મહા લાભ છે. કારણ કે બીજાઓ એમ માને છે કે–ખાતે પીતે રામજી મલે. 'દુહો–ખાતે પીતે રામજી મલે તો મેરે કું બી કીજીએ, પણ શીર સાટે મલે તો ચૂપ કરી રહીએ. ૧

પણ જૈન શાસન તેમ કહેતું જ નથી. તે તો એમ કહે છે કે–

દુહો.

ભૂખે મારૂં ભોંય સૂવાડું, માથામાં પાડું તાલ;<br>
એમ કરતાં નવિ ચૂકે તો, પછી કરી દઉં ન્યાલ. ૧.

આમ કહેવામાં મુદ્દો એ છે કે નિરંજન નિરાકાર સંપૂર્ણ અવ્યાબાધ સુખથી ભરેલા મુક્તિના સુખને પામવાની ઈચ્છાવાળા ધર્મરંગી ભવ્ય જીવોએ યથાશક્તિ તપ કરવો જ જોઈએ. અને મોટા ઉપવાસાદિ તપ કરવાના ટાઇમે આહાર લેવો જ નહિ. જો આહાર લેવાતો હોત, તો પછી ઉપવાસ કહી શકાય જ નહિ. માટે એક સમજુ મહા કવીશ્વરે કહ્યું પણ છે કે–

શીરો પૂરી લાપસી—ઓર કાકડી આદિ,
કહેણી કી તો એકાદશી—ને દ્વાદશી કી દાદી ૧

તથા પૂર્ણ વૈરાગ્યના રંગથી રંગાઈને ત્યાગી થયા પછી મોજ શોખના સાધનો સેવાય જ નહિ, એટલે છત્રી પલંગ ખાટલા વિગેરે પણ તેવા (મોજશોખના સાધન) સમજીને સૂવા વિગેરેને કારણે પલંગ વિગેરેને પોતાના કામમાં લઈ શકાય જ નહિ અને નેમ કરે તોજ મુક્તિ પદને પામી શકાય અને મસ્તક વિગેરેના વાળનો લોચ કરવો જોઈએ એ પ્રમાણે યમ નિયમાદિનું એટલે મૂલ ગુણ ઉત્તર ગુણોની આરાધના કરવા રૂપ મોક્ષ માર્ગની સાધના કરે તો જ પરમપદ પામી શકાય ૬૮ માન્યતાવાળા સરલ અને સુલભ બોધી મધ્યમ પુરૂષો પરમ ઉલ્લાસથી શ્રી જિનધર્મની સાધના કરીને પરભવમાં ચાલુ ઉત્તમ સ્થિતિ કરતાં પણ વધારે ચઢીયાતી ધર્મમય સ્થિતિને પામે છે

૫—વિશિષ્ટ મતિને ધારણ કરનારા ઉત્તમ પુરૂષોની અંતરંગ ભાવના એજ હોય છે કે હે જીવ! પ્રબલ પુણ્યના ઉદયે આ મનુષ્ય ભવ, જિનધર્મ, ઉત્તમ શ્રાવક કુલ વિગેરે મુક્તિ પદને દેનારા સાધનો તને મળ્યા છે તેની સંપૂર્ણ નિર્મલ સાધના અહીં જ થઈ શકે છે માટે પ્રમાદને દૂર કરીને બહુ જ આનંદથી તે ધર્મ સાધનોની સેવના કરજે એમ કરવાથી તને થોડા ટાઈમમાં મુક્તિપદનો લાભ જરૂર થશે, એમાં લગાર પણ સંશય નથી આ ભાવનાને અનુસારે શ્રી જિન ધર્મની આરાધના કરીને તે ઉત્તમ પુરૂષો મુક્તિપદને પામે છે તેમના મનમાં કંઈ જૂદુ અને બોલવામાં કંઈ ને કરવામાં કંઈ આવી સ્થિતિ હોતી જ નથી કારણ તેઓ એમ માને છે કે-દુરાત્માઓ વિચારે કંઈ, અને કરે કંઈ, આવા હોય છે, પણ મહાત્માઓ તો જે મનમાં હોય, તેજ કહે, અને તે પ્રમાણે વર્ત્તે છે કહ્યું છે કે-

मनस्येक वचस्येक-कर्मण्येक महात्मनाम् ॥
मनस्यन्यद्वचस्यन्यत्-कर्मण्यन्यद्दुरात्मनाम् ॥ १ ॥

આ મહાત્મા પુરૂષોના માર્ગની આરાધના કરનારા ઉત્તમ પુરૂષોને મોક્ષ સુખ સિવાય બીજું સુખ તુચ્છ લાગે છે, તેથી તેઓ પરમપદને સાધવામાં તલ્લીન રહી આત્મોદ્ધાર કરે છે એટલે સંસાર સમુદ્રને તરી જાય છે

૬ ઉત્તમોત્તમ પુરૂષ—જે પરમ સંયમી પુરૂષો ક્ષપક શ્રેણિમાં આરૂઢ થઈને ચારે અઘાતી કર્મોનો નાશ કરે, અને સર્વજ્ઞ થઈને લોક અલોકની સંપૂર્ણ સ્પષ્ટ બીના જાણે અને ભવ્ય જીવોને મોક્ષ માર્ગના રસિક બનાવવાને માટે આ પ્રમાણે દેશના આપે છે કે-'હે ભવ્ય જીવો! ચારે બાજુથી સળગી ઉઠેલા ઘરની જેવી સ્થિતિ હોય, તેવી જ આ વિવિધ પ્રકારના સંસારની સ્થિતિ છે, અહીં જેમ ઘરમાં અને તેની આજુબાજુ અગ્નિ સળગે છે, તેવી રીતે સંસારમાં પણ આધિ વ્યાધિ અને ઉપાધિ રૂપી અગ્નિ સળગી

સંયમાદિની આરાધના કરવા રૂપ મોક્ષ માર્ગને સાધીને સિદ્ધિપદને પામે. અને કેટલાએક ભવ્ય જીવો અહીંથી દેવલોકનો એક ભવ કરીને પણ પહેલાં કહેલાં સ્વરૂપવાળા મહાવિદેહ ક્ષેત્રમાં જન્મીને યોગ્ય અવસરે મોક્ષમાર્ગને સાત્વિક ભાવે આરાધીને થોડાજ ટાઇમમાં મુક્તિના અવ્યાબાધ સુખોને અલ્પ કાળે પામે છે. આ રીતે થવામાં તે બે પદાર્થો (જિનાગમ અને જિન પ્રતિમા) ની આરાધનાના શુભ સંસ્કારો જ અસાધારણ કારણ છે, એમ ચોક્કસ સમજવું જોઈએ. દીર્ઘ દૃષ્ટિથી વિચારતાં એ પણ સમજાય છે કે-પૂજ્ય શ્રી આચાર્ય મહારાજ વગેરે ગુરૂ વર્યો જ્યારે શ્રી જૈન પ્રવચનોમાં જે રીતે જિનેશ્વર દેવોનું, અને તેમની પૂજા વગેરે પદાર્થોના સ્વરૂપ, વિધિ, ફલ વગેરેનું વર્ણન કર્યું છે, તેજ રીતે ભવ્ય જીવોને ઉપદેશ દઈને સમજાવે, ત્યારે જ તેઓ જિન પૂજાદિને આરાધીને સદ્‌ગતિના સુખોને પામે છે. આ રીતે હાલ આપણને શ્રી ગુરૂ મહારાજ, જૈન પ્રવચનો અને જિનપ્રતિમાઓ આ ત્રણે સાધનોનો પરમ આધાર છે. તેમાં જૈન પ્રવચનો (આગમો) નું ટૂંક સ્વરૂપ મેં પહેલા પ્રકાશમાં જણાવ્યું છે. આ શ્રી જિન પ્રવચનના જિનશાસન, જિનાગમ, જિનશ્રુત, વગેરે પર્યાયવાચક શબ્દો છે. તેનો મહિમા જણાવતાં કહ્યું છે કે-આ શ્રી જિન પ્રવચન રૂપી સમુદ્ર જ્ઞાનની અપેક્ષાએ અગાધ છે, (એટલે તેમાં અગાધ જ્ઞાન ભરેલું છે) અને તે સુંદર પદોની રચના રૂપ પાણીના ધોધ પ્રવાહથી શોભે છે. તથા જીવદયા રૂપ છુટી છુટી નાની મોટી લહરી (લ્હેરો) ઓના સંગમથી તેનો દેહ (બ્હારનો દેખાવ) અગાધ જણાય છે. તેમજ તે ચૂલિકાઓ રૂપી વેલને ધારણ કરે છે અને તેમાં મોટા મોટા સૂત્રના આલાવાઓ રૂપી મણિ-રત્નો ભર્યા છે તથા તેનો છેડો બહુજ દૂર છે, તેમજ તમામ અન્ય દાર્શનિક આગમોમાં આ શ્રી જિન પ્રવચનો શ્રેષ્ઠ છે, વળી તે જૈન પ્રવચનો મોક્ષ માર્ગે જવામાં વાહન જેવા છે, કુવાદિઓના અહંકારને નાશ કરનારા છે ને પંડિતોને શરણ કરવા લાયક છે તથા ત્રણે જગતના તમામ પદાર્થોમાં શ્રેષ્ઠ ગણાય છે. શ્રી અરિહંત (ભાવ તીર્થંકર) દેવના મુખમાંથી અર્થ રૂપે પ્રકટ થયેલા છે ને તે વિશાલ જૈન પ્રવચનોની સૂત્ર રૂપે રચના કરનારા બીજ-બુદ્ધિ વગેરે લબ્ધિનિધાન શ્રી ગણધરો છે, તથા અનેક અર્થોથી તે જૈન પ્રવચનો ભરેલા હોવાથી ચિત્ર (આશ્ચર્ય ઉપજાવનારા) કહેવાય છે. તેમજ મહાબુદ્ધિ વિનયાદિ સદ્‌ગુણી મુનિ-વરોજ આ શ્રી જિન પ્રવચનને ધારણ કરે છે અને તે પ્રવચનો મોક્ષ રૂપી નગરના મુખ્ય દરવાજા જેવા છે. તથા તે જૈન પ્રવચનોને ભણીને કે સાંભળીને જાણનારા ભવ્ય જીવો અણુ-વ્રત મહાવ્રતાદિની સાત્ત્વિકી આરાધના રૂપ ફલને પામે છે એટલે તેઓ નિયાણાંનો ત્યાગ કરીને વિધિ પૂર્વક નિર્દોષ મોક્ષ માર્ગને આરાધીને સિદ્ધિપદને પામે છે. તેમજ તે જૈન પ્રવચનો જીવ અજીવાદિ તમામ પદાર્થોના યથાર્થ સંપૂર્ણ સ્વરૂપને જણાવનારા દીવા જેવા છે અને અજ્ઞાન રૂપી અંધકારને નાશ કરનાર છે તથા દેવેન્દ્રાદિકથી પૂજાયેલ છે, તેમજ મોહ-જાલને તોડનાર અને આત્માને મર્યાદામાં રાખનારા આ શ્રી જૈન પ્રવચનો છે, મહાપ્રભાવ-શાલી તે શ્રી જૈન પ્રવચનો જૂદી જૂદી અપેક્ષાએ ઘણાં છે, છતાં પણ મેં આ શ્રી જૈન પ્રવચન કિરણાવલીમાં ૧૧ અંગો, ૧૨ ઉપાંગો, ૧૦ પયન્ના, ચાર મૂલસૂત્રો નંદીસૂત્ર અને

અનુયોગદ્વાર સૂત્ર તથા ૬ છેદસૂત્રો આ ૪૫ શ્રી જૈન પ્રવચનોને લક્ષ્યમા રાખીને સક્ષિપ્ત પરિચયાદિની સકલના કરી છે તેમા કોઈ કોઈ સ્થલે ખાસ જરૂરી સક્ષિપ્ત સાર વગેરે બીનાઓ પણ ટૂકામા જણાવી છે આ પ્રાકૃત ગ્રથમા તે તે પ્રવચનના સપૂર્ણ અર્થો (કે અક્ષરે અક્ષરનો બાલાવબોધ કે ટબો) જણાવ્ય નથી પણ (૧) દરેક પ્રવચનના કેટલા વિભાગો છે? (૨) તે દરેક વિભાગમા શુ શુ હકીકત જણાવી છે? (૩) તે વિભાગના પણ વિભાગ રૂપ પ્રતિવિભાગમા કયા કયા પદાર્થોનું સ્વરૂપ જણાવ્યુ છે? (૪) મૂલ, નિર્યુકિત, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા, ટિપ્પનક, અવચૂરિ, વગેરેમાના દરેકના પ્રમાણ તરીકે કેટલા શ્લોકો જણાવ્યા છે (૫) કયા કયા પ્રવચનની નિર્યુકિત આદિમાના કેટલા સાધનો હાલ લભ્ય છે? બાકીના સાધનો અલભ્ય છે, તેનુ શુ કારણ? (૫) નિર્યુકિત આદિનુ સ્વરૂપ શુ? (૬) તે દરેક નિર્યુકિત વગેરે સાધનોના કર્ત્તાઓ કોણ કોણ છે? (૬) ભાષ્યાદિની રચના કયા કયા શાસ્ત્રોના આધારે થઈ છે? (૭) અહી અનુબધ ચતુષ્ટયની ઘટના કઈ રીતે કરવી? (૮) બાર અગોના નામ કયા કયા? (૯) દરેક અગના નામનો અન્વર્થ અને વિશેષાર્થ કયો કયો? (૧૦) પ્રભુશ્રી તીર્થંકર દેવ ગણધરોને કઈ વિધિએ ત્રિપદી સમજાવે છે? (૧૦) તે ત્રિપદીનુ રહસ્ય શુ? આ બાબતમા સોનાનુ દૃષ્ટાત કઈ રીતે ઘટાવવુ? (૧૧) પચાગીનો રહસ્ય સહિત અર્થ શો? (૧૨) કયા કારણથી પ્રભુશ્રી તીર્થંકરદેવ ગણધરોને ત્રિપદી સમજાવે છે? અને ગણધરોને તે ત્રિપદીને સમજવાનુ કારણ શુ? (૧૩) દૃષ્ટિવાદના પૂર્વગત ભેદમા ગણાતા વિશાલ ૧૪ વિભાગોને પૂર્વ નામથી ઓળખાવવાનું કારણ શુ? (૧૪) કયા મુદ્દાથી દ્વાદશાગીની રચનાનો ક્રમ અને સ્થાપનાનો ક્રમ જૂદો જૂદો જણાવ્યો છે? (૧૫) ત્રિપદીને ફૂલોની વૃષ્ટિ જેવી કહી, ને સૂત્ર રચનાને ફૂલોની માળા જેવી કહી છે તેનુ શુ કારણ? (૧૬) અર્થની સૂત્ર રૂપે રચના કરવાના ૬ કારણો કયા કયા? (૧૭) પ્રવચન શબ્દના જૂદા જૂદા અર્થો કયા કયા? (૧૮) ચાર અનુયોગોના નામ, વ્યાખ્યા, ફલ, વગેરેનુ સ્વરૂપ શુ? (૧૯) હાલ વર્તમાન દરેક આગમમા કયા કયા અનુયોગની મુખ્યતા છે? (૨૦) શ્રી જૈનાગમોમા અપૂર્વ તત્ત્વજ્ઞાન કયું કયું રહ્યું છે? વગેરે બહુ જ જરૂરી પ્રશ્નોના સ્પષ્ટ ઉત્તરો, અને ૧૧ અગો નિર્યુકિત આદિ સાધનોની સક્ષિપ્ત હકીકતો પહેલા પ્રકાશમા જણાવો છે અને બીજા પ્રકાશથી માડીને તેરમા પ્રકાશ સુધીના ૧૨ પ્રકાશોમા ક્રમસર શ્રી આચારાગ સૂત્ર વગેરે ૧૨ અગોના સક્ષિપ્ત પરિચયાદિની હકીકતો વર્ણવી છે જો કે બારમા અગ (દૃષ્ટિવાદ)નો વિચ્છેદ થયો છે, તો પણ તેના પરિકર્માદિ ભેદોની અને પ્રભેદાદિની બીનાઓ શ્રી નદીસૂત્રાદિમાથી વર્ણવી છે આ રીતે ૧૩ પ્રકાશોના સમુદાય રૂપ પહેલા વિભાગમા દ્વાદશાગીના ટૂક પરિચયાદિને કહીને આ શ્રીજૈન પ્રવચન કિરણાવલીનો પહેલો વિભાગ પૂર્ણ કર્યો છે

૨ બીજા વિભાગના ૭ પ્રકાશોમા બાર ઉપાગોનુ વર્ણન કરતા ૧૪-૧૫-૧૬-૧૭ મા પ્રકાશમા અનુક્રમે પહેલા ચાર ઉપાગોના સક્ષિપ્ત પરિચયાદિને કહીને ૧૮મા પ્રકાશમા

સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિ રૂપ બે ઉપાંગોનો ટૂંક પરિચય વગેરે બીનાઓ સ્પષ્ટ સમજાવી છે. પછી ૧૯મા પ્રકાશમાં જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના, ને ૨૦મા પ્રકાશમાં છેલ્લા પાંચ ઉપાંગોના સમુદાય રૂપ નિરયાવલિકા સૂત્રના સંક્ષિપ્ત પરિચય વગેરેનું વર્ણન કરીને બીજો વિભાગ પૂર્ણ કર્યો છે.

૩ ત્રીજા વિભાગમાં ફક્ત એક જ પ્રકાશમાં એટલે એકવીશમા પ્રકાશમાં દશ પયન્નાઓનું સંક્ષિપ્ત પરિચયાદિમાં વર્ણન કરીને ત્રીજો વિભાગ પૂર્ણ કર્યો છે.

૪ ચોથા વિભાગના ૬ પ્રકાશોમાં (૨૨–૨૩–૨૪–૨૫–૨૬–૨૭મા પ્રકાશમાં) ક્રમસર ૪ મૂલ સૂત્રોના અને શ્રીનંદીસૂત્ર તથા અનુયોગદ્વાર સૂત્રોના સંક્ષિપ્ત પરિચયાદિનું વર્ણન કરીને ચોથો વિભાગ પૂર્ણ કર્યો છે.

૫ પાંચમા વિભાગના ૨૮મા પ્રકાશમાં—૬ છેદ સૂત્રોના સંક્ષિપ્ત પરિચયાદિનું વર્ણન કરીને પાંચમો વિભાગ પૂર્ણ કર્યો છે. આ રીતે શ્રીજૈન પ્રવચન કિરણાવલી ગ્રંથના પાંચ વિભાગોના ૨૮ પ્રકાશોમાં એટલે પ્રાકૃત ૨૪૪ આર્યા છંદમાં રચેલા શ્લોકોમાં ૪૫ જિનાગમોનું જે સંક્ષિપ્ત વર્ણન કર્યું છે, તેનો ટૂંક સાર આ પ્રમાણે જાણવો.—

(૧) શ્રી આચારાંગમાં શ્રમણ નિર્ગ્રંથોના આચારાદિનું વર્ણન કર્યું છે, (૨) શ્રી સૂત્રકૃતાંગમાં જીવ અજીવ વગેરે સ્વસિદ્ધાંત, પરસિદ્ધાંત ક્રિયાવાદી વગેરેના ૩૬૩ ભેદો (પાખંડિયો) વગેરે પદાર્થોનું વર્ણન કર્યું છે. ટૂંકામાં કહી શકાય કે–ચરણકરણ સિત્તરીની પ્રરૂપણા કરતાં સંયમ લેનાર જીવોને અનુકૂલ ઉપસર્ગો સહન કરવાનું, ને આર્દ્રકુમારાદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે. (૩) શ્રી સ્થાનાંગ સૂત્રમાં–૧ થી ૨૦ સુધીની સંખ્યાવાળા જીવ અજીવ નદીઓ વગેરે વિવિધ પ્રકારના પદાર્થોનું વર્ણન ક્રમસર દશ અધ્યયનોમાં કર્યું છે. (૪) શ્રી સમવાયાંગ સૂત્રમાં એકથી માંડીને સો ઉપરાંત જીવ અજીવ વગેરે પદાર્થોનું વર્ણન કર્યું છે અને બારે અંગોની હુંડી (સાર) પણ જણાવી છે. (૫) શ્રી ભગવતી સૂત્રમાં ચારે અનુયોગ વગેરે પદાર્થોનું પ્રશ્નોત્તરાદિ રૂપે વર્ણન કર્યું છે. (૬) શ્રી જ્ઞાતાસૂત્રમાં શૈલક રાજર્ષિ, દ્રૌપદી શ્રાવિકા વગેરેની કથાઓ દ્વારા જૂદી જૂદી રીતે આત્મિક બોધ આપ્યો છે. (૭) શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં પ્રભુશ્રી મહાવીર દેવના દશ શ્રાવકોના ચરિત્રો વગેરે બીનાઓ કહી છે, (૮) શ્રી અંતકૃદ્દશાંગસૂત્રમાં અનંત તીર્થંકર ગણધર સમલંકૃત શ્રી શત્રુંજય તીર્થ ઉપર સિદ્ધિપદને પામેલા જીવોની બીના જણાવતાં પ્રસંગાનુપ્રસંગે કૃષ્ણ, ગજસુકુમાલ, સોમિલ બ્રાહ્મણ, ને કૃષ્ણવાસુદેવની બીના તથા તેમની રાણીઓએ અને શ્રેણિક રાજા વગેરેની રાણીઓએ દીક્ષા લઇ કરેલા વર્ધમાન તપ આદિની બીનાઓ પણ સ્પષ્ટ જણાવી છે. (૯) શ્રી અનુત્તરોપપાતિક સૂત્રમાં–સંયમની નિર્મલ સાધના કરીને અનુત્તર વિમાનોમાં ગયેલા જાલિકુમાર, આકરી તપશ્ચર્યા કરનાર શ્રી ધન્યમુનિ વગેરેના ચરિત્રો જણાવ્યા છે. (૧૦) શ્રી પ્રશ્નવ્યાકરણમાં પાંચ આશ્રવોની ને પાંચ સંવરો વગેરે પદાર્થોની બીનાઓ વિસ્તારથી જરૂરી દૃષ્ટાંતો સાથે કહી છે. (૧૧) શ્રી વિપાકશ્રુતમાં સુખ દુઃખના ફલોને ભોગવનારા જીવોની કથાઓ વગેરે

બીનાઓ કહી છે બારમું દૃષ્ટિવાદ નામે અંગ વિચ્છેદ પામ્યું છે તેના ભેદાદિની બીના તેરમા પ્રકાશમા કહી છે

(૧૨) શ્રી ઔપપાતિકસૂત્રમા કોણિક રાજાએ મ્હોટાથી મહોત્સવ પૂર્વક પ્રભુશ્રી મહાવીરની પાસે જઇને વિધિથી વંદના કરી, પ્રભુની દેશના સાભળી, વગેરે બીના અને મુનિવરો, તપ, સિધ્ધિના સુખ વગેરે પદાર્થોનું વર્ણન કર્યું છે (૧૩) શ્રીરાયપસેણીય સૂત્રમા કેશિગણધર અને પ્રદેશી રાજાના પ્રશ્નોત્તરાદિનુ અને સૂર્યાભદેવના વર્તમાન દેવ ભવનુ તથા ભાવિ ભવનુ પણ વર્ણન કર્યું છે (૧૪) શ્રીજીવાભિગમ સૂત્રમા જીવ અજીવ વગેરે પદાર્થોનુ વર્ણન કર્યું છે (૧૫) શ્રી પ્રજ્ઞાપનાસૂત્રમા જીવાજીવોની પ્રજ્ઞાપના, ધ્યાન વગેરે ૩૬ પદાર્થોનુ વર્ણન ચોવીશ દંડકમા ગોઠવીને કર્યું છે (૧૬) સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રમા સૂર્ય વગેરેની બીના કહી છે (૧૭) અને ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રમા ચંદ્રાદિની બીના કહી છે (૧૮) શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમા જંબૂદ્વીપાદિ ક્ષેત્રોની, અને શ્રીઋષભદેવ પ્રભુ, ભરત ચક્રવર્તી આદિની હકીકતો કહી છે (૧૯થી ૨૩) કલ્પિકા ઉપાંગમા–કોણિકે ચેડા મહારાજાની સાથે કરેલા યુધ્ધમા મરીને નરકે ગયેલા શ્રેણિક રાજાના પુત્ર કાલ વગેરેની, ને શ્રેણિકના મરણ વગેરેની બીનાઓ કહી છે, અને કલ્પાવતંસિકા ઉપાંગમા શ્રેણિકના પૌત્ર પદ્મકુમાર વગેરે દશ જણા સંયમને સાધીને એક દેવ ભવ કરીને મોક્ષે જશે, એ બીના કહી છે તથા પુષ્પિકા ઉપાંગમા ચંદ્ર સૂર્ય વગેરેના પૂર્વ ભવાદિનુ વર્ણન કર્યું છે તેમજ પુષ્પ ચૂલિકા ઉપાંગમા શ્રીદેવી વગેરે દશ દેવીઓના પાછલા ભવ વગેરેની બીના કહી છે, અને વહ્નિ દશા ઉપાંગમા બલદેવના ૧૨ પુત્રોની દીક્ષાની બીના, અને તેમના પૂર્વ ભવાદિની બીના કહી છે

૧૦ પયન્નાઓમાના ચઉસરણ, આતુર પ્રત્યાખ્યાન, ભક્તપરિજ્ઞા, સંસ્તારક, મહા પ્રત્યાખ્યાન, મરણસમાધિ આ ૬ પયન્નાઓમા અંતિમ આરાધનાદિનો અધિકાર જૂદા જૂદા સ્વરૂપે સંક્ષેપથી કે વિસ્તારથી વર્ણવતા પ્રસંગાનુક્રમે ઘણી જરૂરી બીનાઓ પણ જણાવી છે, ને તંદુલ વેયાલિયમા ગર્ભનુ કાલમાન, દેહ રચના, અને યુગલિક પુરુષાદિનુ વર્ણન કરીને દેહની મમતા તજવાનો ઉપદેશ આપ્યો છે તથા ગચ્છાચાર પયન્નામા મુનિવરોના આચારાદિની બીના, તેમજ ગણિવિજ્જા પયન્નામા દિવસ બલ વગેરે નવ બળોને અંગે જ્યોતિષની હકીકત વગેરે બીનાઓ જણાવી છે અને દેવેન્દ્રસ્તવ પયન્નામા પ્રભુની સ્તુતિ કરવાના અવસરે પૂછાયેલા પ્રશ્નોના ઉત્તર રૂપે ઉર્ધ્વ લોકાદિની બીના જણાવી છે

આવશ્યક સૂત્રમા ૬ આવશ્યકાદિની બીના કહી છે તથા દશવૈકાલિક સૂત્રમા મુનિઓના આચારાદિની બીના કહી છે, તેમજ ઓઘ નિર્યુક્તિમા મુનિઓને પર્યાયપાલનમા ઉપયોગી આહારાદિની બીના વિસ્તારથી કહી છે અને શ્રીઉત્તરાધ્યયન સૂત્રમા ચતુર્વિધ સંઘને મોક્ષ માર્ગની આરાધના કરનાર વિનયાદિનું ને વૈરાગ્ય શીલ તપશ્ચર્યા કર્મ જીવાદિ તત્ત્વ વગેરે

પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. તથા શ્રીનંદીસૂત્રમાં પાંચ જ્ઞાન વગેરેનું અને છેવટે બાર અંગોનું પણ ટૂંક વર્ણન કર્યું છે, તેમજ શ્રી અનુયોગદ્વારમાં ઉપક્રમાદિ ચાર પ્રકારના અનુયોગ વગેરે પદાર્થોનું સ્પષ્ટ વર્ણન કર્યું છે. તથા ૬ છેદ સૂત્રોમાં પ્રાયશ્ચિત્ત, પાંચ વ્યવહાર ને મુનિવરોના આચારાદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

આ રીતે જેઓનો બહુ જ ટૂંકામાં પરિચય કરાવ્યો, તે પિસ્તાલીશે આગમો સત્ય છે, અનુત્તર છે, અને કેવલી શ્રીતીર્થંકર ભગવંતોએ કહેલા છે, પ્રતિપૂર્ણ તથા ન્યાય માર્ગને અનુસરનારા છે, સર્વથા શુધ્ધ છે, તેમજ ત્રણ શલ્યાદિ દોષોને દૂર કરનાર છે, માટે જ તે આગમો મુકિત માર્ગને આરાધવ માં અસાધારણ કારણો છે, સર્વજ્ઞકથિત તે આગમોમાંની કોઈ પણ બાબતમાં સંદેહને સ્થાન છેજ નહી, તેના સાત્વિક આરાધક આત્માઓ જરૂર તમામ ત્રિવિધ દુઃખોનો નાશ કરી સિધ્ધિ પદને પામે છે. આ હેતુથી તે આગમો નિર્વાણ રૂપી નગરમાં પહોંચવાના માર્ગ રૂપ પણ કહેવાય છે. આસન્નસિધ્ધિક સમ્યગ્દૃષ્ટિ ભવ્ય જીવો આ આગમોમાં કહેલી પદાર્થ તત્ત્વોની હકીકતોને જ સાચી અને પરમાર્થ રૂપ માને છે, જ્યારે આ જૈનપુરી રાજનગર (અમદાવાદ)ની કાલુશીની પોળના રહીશ બાર વ્રતધારી ઘણાં વખતથી ઠામ ચોવિહાર એકાસણું આદિ આકરી તપશ્ચર્યા કરનાર વકીલ મણીલાલ રતનચંદને મારી પાસે જૂદા જૂદા ચાતુર્માસાદિ પ્રસંગે સામાયિકમાં રહીને નિર્યુકિત આદિ સહિત અગીઆર અંગ વગેરે (છેદ સૂત્રો સિવાયના) ૩૯ આગમો સંભળાવતાં મને અગીઆર અંગોની ઉપર સરલ ટીકાદિની રચના કરવાનો વિચાર થવાથી મેં શ્રીઉપાસક દશાંગાદિ પાંચ અંગોની ટીકાઓને રચતાં ટીકાદિમાં કહેલા અને તે સિવાયના પણ જે જે મુદ્દાઓ મારી પાસે ટૂંક યાદી રૂપે ઉતારેલા હતા, તે બધા મુદ્દાઓને પણ વિસ્તારીને આ શ્રીપ્રવચન કિરણાવલી ગ્રંથમાં સ્પષ્ટ સમજાવ્યા છે. તથા હું છંદોઽનુશાસનાદિમાં કહેલા છંદોમાંના કોઇ પણ છંદમાં રચના કરી શકું છું, છતાં આ ગ્રંથમાં આર્યા છંદમાં શ્લોક રચના કરવાનું કારણ એ કે–તે છંદમાં ધારણા પ્રમાણે અર્થની સંકલના થઇ શકે છે, ને તેવા છંદના શ્લોકોને વાંચનારા તથા ભણનાર ભવ્ય જીવો સ્હેલાઈથી શ્લોકના ભાવ સમજી શકે છે. આવા અનેક મુદ્દાઓને લક્ષ્યમાં રાખીને શ્રીહરિભદ્રસૂરિ વગેરે મહાપુરૂષોએ પણ શ્રી પંચાશક, ઉપદેશપદ, ધર્મ સંગ્રહણી વગેરે ગ્રંથોમાં તેજ છંદના શ્લોકો પસંદ કર્યા છે. અને બાલ જીવો પ્રસિધ્ધ (ગુજરાતી) ભાષામાં વધારે સમજી શકે છે, એમ વિચારીને મેં આ ગ્રંથમાં તેની ટીકા ન મૂકતાં તેના સંપૂર્ણ ભાવ સાથે બીજી પણ બીનાઓ પ્રસંગાનુપ્રસંગે જણાવી છે. તથા ગ્રંથ મોટો થઇ જાય, તેથી ઘણાં સ્થલે ટૂંકામાં પદાર્થ તત્ત્વાદિની હકીકતોને જણાવી છે. હાલની પરિસ્થિતિ પ્રમાણે આ શ્રીજૈન પ્રવચન કિરણાવલી નામનો વિશાલ ગ્રંથ છપાવવાનું કાર્ય અશક્ય હતું, પણ દેવગુરૂ ભકિતકારક, બાર વ્રતધારી શ્રમણોપાસક શ્રીજિનાગમના પરમ ભક્ત શેઠ ભગુભાઈ ચુનીલાલ સુતરીયાની અપૂર્વ જ્ઞાન ભક્તિ અને ઉદારતાથી જ આ ગ્રંથ પ્રસિધ્ધ થયો છે. અને શા ઈશ્વરદાસ મૂલચંદની

તથા શેઠ દલાલ સારાભાઈ જેસંગભાઈની પણ શ્રુતભક્તિ તથા ગુરૂભક્તિ અવિસ્મરણીય છે કારણ કે આ ગ્રંથના મુદ્રણાદિ કાર્યોના વ્યવસ્થાપક તે બંને શ્રાવકો છે

છેવટે નમ્ર નિવેદન એજ કરૂં છું કે-ભવ્ય જીવો આ ગ્રંથના વાચન પાઠન અને નિદિધ્યાસન (અર્થની ચિંતવના) દ્વારા ૪૫ થી જૈનાગમોના સંક્ષિપ્ત પરિચય, સાર, વગેરેને સમજીને અધ્યયનાદિ પ્રકારે શ્રુતજ્ઞાનની સાત્ત્વિકી ભક્તિ કરવા પૂર્વક મોક્ષ માર્ગને પરમ ઉલ્લાસથી આરાધીને મોહનીયાદિ ઘાતી કર્મોનો ક્ષય કરી કેવલી થઈને સિધ્ધિપદને પામે, એમ હાર્દિક નિવેદન કરીને હું આ ટુંક પ્રસ્તાવનાને સંક્ષેપી લઉં છું તથા છદ્મસ્થ જીવોને જ્ઞાનાવરણીય કર્મના પ્રતાપે અનાભોગાદિ જન્ય ભૂલ થવાનો સંભવ છે કહ્યું છે કે—

॥ अनुष्टुब्वृत्तम् ॥

अवश्य भाविनो दोषाः छद्मस्थत्वानुभावतः ।
समाधिं तन्वते सन्तः, किं नराश्चात्र वक्रगाः ॥ १ ॥

તેથી આ સ્પષ્ટાર્થાદિ સહિત શ્રીજૈન પ્રવચન કિરણાવલી ગ્રંથની રચના, મુદ્રણ, સંશોધન વગેરેમાં ગુણગ્રાહી મધ્યસ્થ બુધ્ધિશાલી વાચક વર્ગને જે કાંઈ યોગ્ય ભૂલચૂક જણાય, તેને તે મહાશયો સુધારીને વાંચશે, ને કૃપા કરીને જણાવશે તો બીજી આવૃત્તિમાં સુધારો પણ જરૂર થઈ શકશે

નિવેદક —

પરમગુરૂ-સુગૃહીતનામધેય-પરમોપકારી
આચાર્ય મહારાજ શ્રીવિજયનેમિસૂરીશ્વર
ચરણકિંકર વિનેયાણુ
વિજય પદ્મસૂરિ

## ૨ શ્રી સૂત્રકૃતાંગસૂત્ર પ્રકાશ ત્રીજો ( પૃષ્ટ ૭૪થી ૯૫ )



## ૩ શ્રી સ્થાનાંગસૂત્ર. પ્રકાશ ચોથો. (પૃષ્ટ ૯૬થી ૧૧૩)



## ૪ શ્રી સમવાયાંગસૂત્ર પ્રકાશ પાંચમો (પૃષ્ટ ૧૧૪થી ૧૪૮)



## ૫ શ્રી ભગવતીસૂત્ર પ્રકાશ છઠ્ઠો (પૃષ્ટ ૧૪૯થી ૨૩૧)

## વિભાગ ત્રીજો.

### દશ પયન્ના. પ્રકાશ ૨૧ મો (પૃષ્ઠ ૪૦૮ થી ૪૬૧)



## વિભાગ ચોથો

### ૪ મૂલ સૂત્રો (પ્રકાશ. ૨૨ થી ૨૫–પૃષ્ઠ ૪૬૨–૬૧૦)

### ૧ શ્રી આવશ્યક સૂત્ર (પ્રકાશ બાવીસમો) (પૃ. ૪૬૨–૫૨૦)

## ૨ શ્રી ઓઘ નિર્યુક્તિ. પ્રકાશ ત્રેવીસમો. (પૃષ્ઠ ૫૨૦-૫૩૦)



## ૩ શ્રી દશ વૈકાલિકસૂત્ર પ્રકાશ ૨૪ મો ( પૃ ૫૩૧-૫૫૭ )

## નંદીસૂત્ર પ્રકાશ છવ્વીસમો (પૃષ્ઠ ૬૧૧–૬૨૬)



## અનુયોગદ્વાર સૂત્ર પ્રકાશ ૨૭ મો (પૃ ૬૨૭–૬૪૧)



# વિભાગ પાંચમો

## પ્રકાશ અઠ્ઠાવીસમો (પૃ ૬૪૨–૬૭૪)

## જેમણે આ શ્રી જૈન પ્રવચન કિરણાવલી ગ્રંથ છપાવ્યો તે

# શેઠ ભગુભાઇ ચુનીલાલ સુતરીયા.

શ્રી જૈન શાસનરસિક શ્રમણોપાસકાદિ જૈનોના વિશાલ સમુદાયથી અને સંખ્યાબંધ ભવ્ય જિનાલયાદિ ધાર્મિક સ્થાનોથી તથા દાનાદિ ચતુર્વિધ ધર્મારાધક ધર્મવીર દયાવીર દાનવીર વગેરે હજારો નરરત્નોથી શોભાયમાન જૈનપુરી રાજનગર (અમદાવાદ) ના ભવ્ય ઇતિહાસે ઘણાંએ ઐતિહાસિક મહાગ્રંથોનું અપૂર્વ ગૌરવ વધાર્યું છે. કારણ કે અહિંના નગરશેઠ વગેરે જૈનોએ જેમ ભૂતકાલમાં સાર્વજનિક અને મહાધાર્મિક કાર્યો કર્યાં છે, તેમ તેઓ હાલ પણ કરે છે, એમ પ્રત્યક્ષ દેખાય છે. તે ઉપરાંત અહીંના જૈનોએ શ્રી સિદ્ધાચલજી વિગેરે મહાતીર્થોનાં અને વિશાલ જીવ દયા વિગેરેનાં ઘણાં કાર્યો પણ કર્યાં છે. અને તેઓ હાલ પણ કરે છે. આજ સુધીથી પૂર્વના જૈનોએ ઘણી મહાધાર્મિક સંસ્થાઓને પણ અહીં જ ઉત્પન્ન કરી છે. બીજી રીતે એમ પણ જરૂર કહી શકાય કે અમદાવાદ એ રત્નોની ખાણ જેવું છે. જેમ રત્નોનું ઉત્પત્તિ સ્થાન રત્નની ખાણ ગણાય છે, તેમ આ રાજનગર પણ હજારો આદર્શ જીવન ગુજારનારા શ્રી જિન શાસનના સ્તંભ સમાન, વિવિધ ભાષામય, મહાગંભીર અર્થવાલા મહાશાસ્ત્ર કાવ્યાદિને બનાવનાર મહાપ્રતિભાશાલી પવિત્ર સંયમી સૂરિપુંગવ–મહોપાધ્યાય- તથા પંન્યાસ [1]શ્રીજિનવિજયજી, શ્રી [2]ઉત્તમવિજયજી, શ્રી પદ્મવિજયજી,[3] શ્રી વીરવિજયજી ગણી વિગેરે મહાપુરૂષોની જન્મભૂમિ છે. અને ઉદાર આશયવંત દાનવીર

---

૧ શ્રીમાલીવંશ, પિતા ધર્મદાસ, માતા લાડકુંવર, જન્મ રાજનગરમા વિ.સં. ૧૭૫૨માં, નામ ખુશાલચંદ, દીક્ષા અમદાવાદમાં સં. ૧૭૭૦ કા૦ વ૦ ૬ બુધ, ગુરૂ ક્ષમાવિ૦, સ્વર્ગવાસ પાદરામાં સં. ૧૭૯૯ શ્રા. સુ. ૧૦, કૃતિઓ જિન સ્તવન ચોવીશી, જ્ઞાનપંચમી, મૌન એકાદશી સ્તવન વગેરે.

૨ જન્મ રાજનગર શામલાની પોળમાં. પિતા લાલચંદ, માતા માણિકબાઈ. જન્મ સં. ૧૭૬૦માં. સ્વનામ પુંજાશા, દીક્ષા સ. ૧૭૯૬ વૈ. સુ. ૬ શામલાની પોળમાં, સ્વર્ગવાસ–સં. ૧૮૨૭ માહ સુ. ૮ રવિ, ઉંમર ૬૭ વર્ષ, ગૃહવાસ પર્યાય ૩૮ વર્ષ, દીક્ષા પર્યાય ૨૯ વર્ષ. કૃતિ–શ્રી જિનવિ૦ રાસ, અષ્ટ પ્રકારી પૂજા વિગેરે.

૩ જન્મસ્થલ–રાજનગર શામળાની પોળ, જ્ઞાતિ શ્રીમાલી, પિતાનું નામ ગણેશ, માતાનું નામ ઝમકુબાઇ, જન્મતીથિ સં. ૧૭૯૨ ભા૦ સુ૦ ૨, નામ પાનાચંદ, દીક્ષા સં. ૧૮૦૫ મહાસુદ ૫, રાજનગર પાચ્છાવાડી (શાહીબાગ) માં, શ્રી વિજયધર્મસૂરિએ સં. ૧૮૧૦માં પંડિત પદ આપ્યું, સ્વર્ગવાસ રાજનગરમાં. તિ.થ–સં. ૧૮૬૨ માં કાર્તિક સુ. ૪, કવિ હતા. ૫૫૦૦૦ નવા શ્લોક બનાવ્યા, ગૃહવાસ ૧૪ વર્ષ અને માસ ૬, દીક્ષા પર્યાય ૫૭ વર્ષ, કૃતિ–જયાનંદ કેવલી ચરિત્ર, ચૌમાસી દેવવંદન, જિનસ્તવન ચોવીશી, નવપદ પૂજા, ઉ. શ્રી. યશો કૃત ૧૫૦-૩૫૦ ગાથાના સ્તવનનો બાલા૦ વિગેરે.

સ્વપરહિતેચ્છુ રાજમાન્ય નગરશેઠ શાંતિદાસ, હેમાભાઈ, પ્રેમાભાઇ, શેઠ હઠીસીંહ કેસરીસિંહ, શેઠ મનસુખભાઈ ભગુભાઇ, શેઠ લાલભાઈ દલપતભાઇ વિગેરે નરરત્નોની પણ જન્મભૂમિ છે એટલુ જ નહિ પણ હજારો મહાપુરૂષોની ચરણરજથી પવિત્ર બનેલી આ ભૂમિ છે એમ ઐતિહાસિક ગ્રંથોના તલસ્પર્શી અનુભવથી જાણી શકાય છે દાખલા તરીકે અહીંના શેઠ ધનાશાએ ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી મહારાજને કાશીના અભ્યાસકાલમા શાસ્ત્રીને પગાર દેવાની બાબતમા બે હજાર સોના મહોર ખરચી હતી ત્યા શ્રી યશોવિજયજીએ ન્યાયશાસ્ત્રનો તથા તત્ત્વચિંતામણિ શાસ્ત્રનો અભ્યાસ ત્રણ વર્ષ સુધી કરીને પંડિતોની સભામા એક વાદી સંન્યાસીને વાદમા જીત્યો આથી પ્રસન્ન થઇને પંડિત વર્ગે શ્રી યશોવિજયજી મહારાજને ન્યાયવિશારદ પદથી વિભૂષિત કર્યા તે પછી આગ્રા શહેરમા ચાર વર્ષ સુધી રહીને બાકીના તાર્કિક ગ્રંથોનો અભ્યાસ કર્યો અને બનારસીદાસના શિષ્ય કુંવરજીને શાસ્ત્ર ચર્ચામા હરાવ્યો ત્યાર બાદ વિહાર કરીને અહી રાજનગરની નાગોરીશાલામા પધાર્યા, અહી મહોબતખાન નામે સૂબો હતો, તેણે શ્રી યશોવિજયજીની વિદ્વત્તા સાભળીને બહુ માનપૂર્વક સભામા બોલાવ્યા અહીં ઉપા૦ યશોવિજયજીએ ૧૮ અવધાન કર્યા, આવુ બુદ્ધિચાતુર્ય જોઇને તે સૂબો ઘણો ખૂશી થયો, અને તેણે ગાન સહિત ઉપાધ્યાયજીને સ્વસ્થાને પ્હોચાડયા આથી જિનશાસનની ઘણી પ્રભાવના થઈ વિ૦ સં૦ ૧૭૧૮ મા અહીંના સંઘની વિનંતિથી અને શ્રીદેવસૂરિજી મહારાજની આજ્ઞાથી શ્રીવિજયપ્રભસૂરિજીએ શ્રીયશોવિજયજીને ઉપાધ્યાય પદથી વિભૂષિત કર્યા આવા ઘણા મહાપુરૂષોના વિહારથી પવિત્ર બનેલી આ (રાજનગરની) ભૂમિ છે તેમજ ઘણા મહાપુરૂષોએ બહુ ગ્રંથોની રચના પણ અહીં કરી છે એમ ઉ૦ ધર્મસાગરજીતકૃત-કલ્પસૂત્રકિરણાવલી વગેરે ગ્રંથોના અંતિમ ભાગની પ્રશસ્તિ ઉપરથી જાણી શકાય છે

આ અમદાવાદની ગુસાપારેખની પોળના રહીશ દેવગુરૂધર્માનુરાગી શેઠ **ભગુભાઇનો** જન્મ વિ૦ સં૦ ૧૯૩૦ના ભાદરવા સુદિ છઠ્ઠે થયો હતો તેમના પિતાશ્રીનુ નામ શેઠ **ચુનીલાલ** અને માતુશ્રીનુ નામ **દીવાલીબાઇ** હતુ "પ્રબલ પુણ્યોદયે ધર્મિષ્ઠ કુટુંબમા જન્મ પામેલા ભવ્ય જીવોના ધાર્મિક સંસ્કાર સ્વભાવે જ ઉંચ કોટીના હોય છે" આ નીતિશાસ્ત્રના વચન પ્રમાણે શેઠ ભગુભાઇના પણ ધાર્મિક સંસ્કારો શરૂઆતથી જ તેવા પ્રકારના જણાય છે, યોગ્ય ઉમરે મેટ્રીક સુધી વ્યવહારિક શિક્ષણ સહિત જરૂરી ધાર્મિક શિક્ષણ લીધા બાદ તેઓ પોતાની 'શેઠ ચુનીલાલ ખુશાલદાસના નામે ચાલતી પેઢીનો વ્યવહાર ચલાવવા લાગ્યા સંવિગ્ન ગીતાર્થ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્ય આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ અને પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી મોતીવિજયજી ગણીવર વિગેરે ગુરૂવર્યોના સમાગમ વ્યાખ્યાન શ્રવણાદિ શુભ નિમિત્તોની સેવનાથી દેવ ગુરૂ ધર્મની તીવ્ર લાગણી અને પ્રભુપૂજા તીર્થયાત્રા તપના ઉજમણા સામાયિક પ્રતિક્રમણ પૌષધ ઉપધાન વીસસ્થાનકતપ આગમતપ બાવ્રત વિગેરે ધર્મક્રિયાની પરમ ઉલ્લાસથી આરાધના અને શ્રી સિદ્ધગિરિજીની નવાણુ યાત્રાની આરાધના વિગેરે સદ્ગુણો તેમનામા વિશેષ પ્રમાણમા પ્રતિદિન વધતા જણાય છે તેઓ

દાનાદિ ગુણોને લઈને રાજનગરની અગ્રગણ્ય વ્યક્તિઓમાં ગણવા લાયક છે અને અખિલ ભારત વર્ષીય શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રી સંઘની આણંદજી કલ્યાણજીના નામે ચાલતી પેઢીના પ્રતિનિધિ છે શેઠ ભગુભાઈ પૂર્વે જણાવ્યા મુજબ અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રી તીર્થંકર દેવે પ્રકાશેલા લોકોત્તર કલ્પવૃક્ષ જેવા શ્રીજૈનેન્દ્રશાસનના અનન્ય ઉપાસક છે. તેમણે શ્રી પ્રભુમંદિર વિગેરે સાત ધાર્મિક ક્ષેત્રોને પોષવામાં અને પોતાના ખર્ચે શ્રી ભગવતીજી સૂત્રનું વાંચન, ઉપધાન તપ, તીર્થયાત્રા, અઠ્ઠાઈમહોત્સવ વિગેરે ધાર્મિક કાર્યોમાં પણ પૂર્ણ ઉલ્લાસથી ચપલ લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે અને કરે છે. જ્ઞાનાદિ ગુણોની આરાધના નિમિત્તે આ **શ્રીજૈન પ્રવચન કિરણાવલી** ગ્રંથ છપાવ્યો છે. તે પહેલાં શ્રી વૈરાગ્યશતકાદિ ચાર ગ્રંથો અને શ્રી તપોરત્ન મહોદધિ વગેરે પણ છપાવીને ભેટ આપ્યા હતા

આવા કાર્યની અનુમોદના કરીને બીજા પણ ધર્મિષ્ઠ ધનિક ભવ્ય જીવો આવા શ્રીજિનેશ્વર દેવ ભાષિત વિવિધ પદાર્થોના બોધને દેનારા અને આત્મહિત દર્શક તથા નિજ ગુણ રમણતાને વધારનાર ગ્રંથોને છપાવીને ભવ્ય જીવોને વિના મૂલ્યે ભેટ આપવામાં ક્ષણભંગુર લક્ષ્મીનો સદુપયોગ કરી માનવ જન્મને સફલ કરે એજ શુભેચ્છા

**લિ૦ શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા.**

## ॥ ભવ્ય જીવોએ રાતે સૂવાના ટાઇમે નીચે પ્રમાણે કરણી (વિચારણા) કરવી જોઇએ ॥

૧ હે જીવ ! તુ જાણે છે કે—જેવું કારણુ હોય, તેવુ જ કાર્ય થાય કારણુ કે કાર્યની વ્યવસ્થા કારણુને જ આધીન છે જો લીબડાનુ બીજ વાવ્યું હોય, તો તેમાથી ની'બોળી થાય, ને શેલડીના વાવેલા બીજમાથી શેલડી થાય તેવી રીતે દુ ખનું જે ભોગવવુ, તે કાર્ય છે તેના હિસાદિ કારણોને સેવનારા જીવો જ દુ ખી થાય છે અહિસા, સત્ય વચન, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ (સતોષ), સમતા, સયમ, ક્ષમા, નમ્રતા, સરલતા, વગેરે કારણોને સેવનાર પુણ્યશાલી ભવ્ય જીવો આ ભવમા ને પરભવમા જરૂર સુખી થાય છે તેમને દુ ખ ભોગવવુ પડતુ નથી કદાચ દુ ખને ભોગવવાનો સમય આવે, તો તે દુ ખ લાબો કાળ રહેતુ જ નથી એમ સમજીને અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રીજૈનેન્દ્ર શાસનની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરીને મુકિતના અવ્યાબાધ સુખ મેળવજે આ રીતે નિર્મલ વિચાર ઉચ્ચાર અને આચાર રૂપ યોગને સાધનારા ભવ્ય જીવો જરૂર પોતાનો અને બીજા જીવોનો પણ ઉદ્ધાર કરી શકે છે

૨ જે ભવ્ય જીવો રાગદ્વેષને તજે છે, તેઓ નિર્ભય બનીને વીતરાગ દશાનો અપૂર્વ આનદ ભોગવવા પૂર્વક સસાર સાગરનો પાર જરૂર પામે છે

૩ હું ત્રણ લોકના જીવોને પૂજનિક અને સર્વ પદાર્થોની સપૂર્ણ સ્પષ્ટ બીના જાણનારા તથા યથાર્થ પ્રરૂપણા કરનારા શ્રી વીતરાગ તીર્થકર દેવને નમસ્કાર કરૂ છુ

૪ જ્યા મારા ધર્માચાર્ય (મને ધર્મના રસ્તે દોરનારા ધર્મગુરૂ) વિચરીને અનેક ભવ્ય જીવોને ધર્મોપદેશ દઇને સન્માર્ગમા જોડી રહ્યા છે, તે દેશ-ગામ-નગરને ધન્ય છે

૫ હું શ્રી અરિહત પ્રભુના શરણને અગીકાર કરૂ છુ તે પ્રભુ રાગાદિ ભાવ શત્રુને જીતનારા છે, વિશ્વમા રહેલા જીવો વડે પૂજાયેલા છે અને સત્ય બીનાને જણાવનારા તથા જગતના જીવોનુ ભલુ કરનારા છે

૬ હુ શ્રી સિદ્ધ પ્રભુના શરણને અગીકાર કરૂ છુ તે પ્રભુ ધ્યાન રૂપી અગ્નિથી કર્મરૂપી લાકડાને બાળનારા છે સર્વજ્ઞ સર્વદર્શી છે અને અનત જ્ઞાનાદિ ગુણોને ધારણ કરનારા છે

૭ હુ શ્રી સાધુ મહારાજના શરણને અગીકાર કરૂ છુ તે સાધુ મહારાજ મોક્ષ માર્ગની સાધના કરે છે અને સ્વપર તારક છે, વળી જગતના જીવોના બધુ જેવા છે

૮ હુ શ્રી તીર્થકર દેવે ફરમાવેલા અહિસા સજમ અને તપોમય ધર્મનુ શરણ અગીકાર કરૂ છુ તે ધર્મ ઇદ્રાદિથી પૂજાએલ છે મોહરૂપી અધકાર દૂર કરવા માટે

સૂર્યના જેવો છે અને રાગદ્વેષનું ઝેર દૂર કરવા મંત્રના જેવો છે, તથા કર્મ રૂપી વનને બાળવા માટે અગ્નિના જેવો છે. તેમજ આ ભવમાં અને પર ભવમાં કલ્યાણ કરનાર પણ તેજ છે.

૯. જેઓ પ્રમાદને લઇને ધર્મની સાધના કરતા નથી, તેઓને છેવટે આ પ્રમાણે પસ્તાવો કરવો પડે છે. અરેરે! અમે દાનાદિની સાધના કરવી ભૂલી ગયા અને ચાર શરણને અંગીકાર ન કર્યા તથા સંસારનો નાશ કરવા માટે પણ પ્રયત્ન કર્યો નહિ. આ વાત ધ્યાનમાં રાખીને હે જીવ! હંમેશાં ચેતીને ચાલજે, અને ધર્મ સાધના કરીને પર ભવને સુધારજે.

૧૦. મન વચન કાયાથી પ્રભુદેવની આજ્ઞા વિરૂદ્ધ જે કંઈ કર્યું હોય, કરાવ્યું હોય કે કરતા એવા બીજાની અનુમોદના કરી હોય, હું તે પાપની નિંદા–ગર્હા કરૂં છું.

૧૧. હું શ્રી પ્રભુદેવના વચનને અનુસરીને કરેલા કરાતા અને કરીશ એવા ત્રણે કાલના સુકૃતની અનુમોદના ત્રિવિધે ત્રિવિધે કરૂં છું.

૧૨. મેં કોઇનો અપરાધ કર્યો હોય, કે બીજાએ મારો ગુનો કર્યો હોય, તે બાબતમાં અનુક્રમે હું માફી માગું છું, એમ બીજા જીવો પણ તે પ્રમાણે કરે. હું સર્વ જીવોની ઉપર મૈત્રી ભાવ ધારણ કરૂં છું. મારે કોઈની સાથે વેરભાવ નથી.

૧૩. હું સંથારા પોરિસીમાં જણાવેલા અઢારે પાપસ્થાનકોને વોસિરાવું છું. (તેનો ત્યાગ કરૂં છું.)

૧૪. જો આ રાતમાં કદાચ મારૂં અચાનક મરણ થાય, તો હું આહાર ધન ધાન્ય ઘર રાચ રચીલું કુટુંબ વિગેરેને ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

૧૫. હું એકલોજ છું, સંસારમાં મારૂં કોઈ નથી, તેમ હું પણ કોઇનો નથી. હે જીવ! આ વાત જરૂર યાદ રાખજે, ભૂલીશ નહિ.

૧૬. મારો આત્મા જ્ઞાનાદિ ગુણોને ધારણ કરનાર છે. બાકીના ધન વિગેરે પદાર્થો માત્ર સંયોગ રૂપજ છે. આવા સંયોગથી જ પહેલાં મેં બહુ વાર દુઃખો ભોગવ્યા છે માટે તેને હું વોસિરાવું છું.

૧૭. મારા દેવ અરિહંત છે, ગુરૂ સુસાધુ છે, શ્રી જિનેશ્વરદેવે કહેલ નિર્મલ ધર્મ છે. આ ત્રણેની હું સદ્દહણા કરૂં છું.

૧૮. અત્યાર સુધીમાં મન વચન કાયાથી જે કંઈ પાપ કર્મ આચર્યું હોય, તે સંબંધી મિચ્છામિ દુક્કડ માગું છું.

આ પ્રમાણે ભાવના ભાવવાથી સમાધિ મરણ પામીને ભવ્ય જીવો આરાધક બને છે, અને ભવાંતરમાં પણ તેઓ સુલભબોધિપણું જરૂર પામે છે.

---

॥ ॐ नमः श्रीशंखेश्वर-पार्श्वनाथाय ॥

॥ मदीयात्मोद्धारक-परमोपकारिशिरोमणि-तपोगच्छाधिपति-जगद्गुरु-
आचार्य महाराज-श्रीविजयनेमिसूरीश्वर-पादपद्मेभ्यो नमः ॥

સુગૃહીતનામધેય-પૂજ્યપાદ-પ્રાતઃસ્મરણીય-પરમગુરૂ-આચાર્ય મહારાજ
શ્રીવિજયનેમિસૂરીશ્વર-વિનેયાણુ-શાસ્ત્રવિશારદ-કવિદિવાકર
આચાર્ય શ્રીવિજયપદ્મસૂરીશ્વરપ્રણીતા

# શ્રી જૈનપ્રવચન કિરણાવલી

——++——

## મંગલાચરણ.

सयलिच्छियकप्पयरुं, अचिंतमाहप्पजोगखेमयरं ॥
सिरिसंखेसरपासं, परमुल्लासा पणमिऊण ॥ १ ॥

जिणपवयणरोहदयं, परमुवयारीवलद्धचारित्तं ॥
भवजलहिपोयतुल्लं, वंदिय गुरुनेमिसूरीसं ॥ २ ॥

विरएमि हिउल्लासा पवयणकिरणावलिं जिणुवइट्ठं ॥
सवणज्झयणनियाणं सुयपरिचयबोहिणिं लेसा ॥ ३ ॥

**સ્પષ્ટાર્થ**—ગ્રંથકાર વિજયપદ્મસૂરિ શ્રીજૈન કિરણાવલી નામના ગ્રંથની શરૂઆત કરતા પહેલા શિષ્ટ પુરૂષોના ‘ગ્રંથ રચનાદિ કાર્ય શરૂ કરતા પહેલા મંગલાચરણ કરવુ જોઈએ’ આ આચારને પાલવા માટે તથા ૧ અધિકાર ૨ પ્રયોજન ૩ અભિધેય ૪ સંબંધ આ ચાર અનુબંધ જણાવવાને માટે પહેલા શ્લોકમા જણાવે છે કે બહુ જ પ્રાચીન તથા મહાપ્રભાવશાલી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભવ્ય જીવોના મનોરથ પૂરા કરવામા કલ્પવૃક્ષની જેવા છે ને તે પ્રભુનો મહિમા અચિંત્ય એટલે આપણા જેવા જીવો ન ચિંતવી શકે તેવો છે એટલે અલૌકિક છે આપણે તેમના મહિમાનુ સ્વરૂપ વિચારવાને માટે પણ અસમર્થ છીએ હાલ પણ આ શ્રી પાર્શ્વનાથનુ સ્મરણ ભક્તિ વિગેરે કરનાર તથા યાત્રા કરવાના દૃઢ નિશ્ચયવાળા ભવ્ય જીવોમાના ઘણા જીવો મરણાંત કષ્ટને પણ દૂર કરે છે,

દુષ્ટ વ્યંતરાદિના ઉપદ્રવોથી મુક્ત બને છે. માર્ગથી ભૂલા પડેલા યાત્રાળુઓને તે તીર્થના અધિષ્ઠાયક દેવો સાચે રસ્તે દોરે છે, યાત્રાળુઓનું અનિષ્ટ ચિંતવનારાને ચમત્કાર દેખાડવા પૂર્વક સુધારે છે, વિઘ્નો દૂર કરી ઈષ્ટ કાર્યોને હોંશથી સાધવામાં મદદ કરે છે. તથા કૃષ્ણ વાસુદેવ વગેરેના ઉપદ્રવો આ શ્રીપાર્શ્વનાથના ધ્યાનાદિથી નાશ પામ્યા છે. આવા મહા-ચમત્કારી પ્રભુ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ યોગ અને ક્ષેમના કરનારા છે. એટલે જે ભવ્ય જીવો સમ્યગ્દર્શન વગેરે ગુણો નથી પામ્યા એમને તે ગુણો પમાડે છે, અને જે ભવ્ય જીવો તે ગુણો પામેલા છે, તેમને તે ગુણોના રક્ષણાદિ કરવાના સાધનોનો ઉપદેશ કરે છે. અહીં યોગ અને ક્ષેમનો અર્થ ટૂંકામાં આ પ્રમાણે જાણવો—"**अप्राप्तज्ञानादीनां प्रापणं योगः**" નહિ પામેલા જ્ઞાનાદિને ઉપદેશ દઈને પમાડે તે યોગ કહેવાય. અને "**प्राप्तज्ञानादि-रक्षणाद्युपदेशकत्वं क्षेमः**" જેમણે જ્ઞાનાદિ ગુણો મેળવેલા છે, તેમને જ્ઞાનાદિ ગુણોના રક્ષણાદિને અનુકૂલ ઉપદેશ દેવો, તે ક્ષેમ કહેવાય. આવા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને નમસ્કાર કરીને આ ગ્રંથની રચના કરું છું. એમ આગળ ત્રીજા શ્લોકમાં આ પહેલા શ્લોકનો સંબંધ છે. તથા સંભવ પ્રમાણે પંચાંગી સહિત સર્વ શ્રી જૈનેન્દ્ર પ્રવચનોનો બોધ કરાવનારા પરમોપકારી અને જેમના પસાયથી મેં પરમ ઉલ્લાસથી સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન સહિત નિર્મલ ચારિત્રની આરાધના કરી છે, ને હાલ પણ કરું છું; વળી જે ગુરૂ મહારાજ સંસારરૂપી સમુદ્રને તરવામાં વહાણ જેવા છે; તે સુગૃહીત નામધેય પરમોપકારિ શિરોમણિ મારા આત્મોદ્ધારક, પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય, આચાર્યવર્ય, પરમ ગુરૂ શ્રી વિજય-નેમિસૂરીશ્વરજી મહારાજને ત્રિકરણ યોગે વંદના કરીને આ શ્રી પ્રવચન કિરણાવલી નામના ગ્રંથની રચના કરું છું. શ્રી તીર્થંકર દેવોએ કહેલા અને શ્રી ગણધર ભગવંતોએ ગુંથેલા શ્રી આગમોના સંક્ષિપ્ત બોધ (ટૂંક પરિચય)નું કારણ આ ગ્રંથ છે. તેમજ આ ગ્રંથ શ્રી-આચારાંગાદિ સૂત્રોને સાંભળવાની, ને લાયક સાધુઓને ભણવાની રૂચિ પેદા કરાવનાર છે. અહીં ૧. જૈન પ્રવચનના રાગી ભવ્ય જીવો અધિકારી જાણવા ૨ પ્રવચનોના ટૂંક પરિચયનો બોધ એ આ ગ્રંથનું પ્રયોજન જાણવું. ૩. પ્રવચનોનો ટૂંક પરિચય અભિધેય. ૪ વાચ્ય (અર્થ) વાચક (ગ્રંથ) ભાવ અથવા ગુરૂ પર્વક્રમ લક્ષણ સંબંધ જાણવો એમ ત્રીજા શ્લોકમાં અધિકારી વગેરે ચારે અનુબંધ જણાવ્યા છે. ૧—૨—૩

હવે ગ્રંથકાર ૧૨ અંગ સૂત્રોનાં નામ બે શ્લોકમાં જણાવે છે.—

**आयारंगं पढमं, सूयगडंगं तहेव ठाणंगं ॥**
**समवायंग विवाह–प्पण्णत्ती नायधम्मकहा ॥ ४ ॥**
**तह ओवासगदसगं–तगडाणुत्तरुववाइयदसाओ ॥**
**पण्हावागरणं तहा, विवागसुय दिट्ठिवाया य ॥ ५ ॥**

**સ્પષ્ટાર્થ**—૧. શ્રી આચારાંગ સૂત્ર ૨ શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર. ૩. સ્થાનાંગ સૂત્ર. ૪. શ્રી-સમવાયાંગ સૂત્ર. ૫ શ્રી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્ર (ભગવતી સૂત્ર) ૬. શ્રી જ્ઞાતાધર્મ કથાંગ

સૂત્ર ૭ શ્રી ઉપાસક દશાંગ સૂત્ર ૮ અંતકૃદ્દશાંગ સૂત્ર ૯ અનુત્તરોપપાતિક સૂત્ર ૧૦ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર ૧૧ વિપાક સૂત્ર ૧૨ દૃષ્ટિવાદસૂત્ર આ મૂલ સૂત્રોના નામ જાણવા નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અને ટીકા એ આર ગ્રન્થો અનુક્રમે મૂલ સૂત્રના અર્થને વધારે વધારે સમજાવે છે માટે ૧ સૂત્ર, ૨ નિર્યુક્તિ, ૩ ભાષ્ય, ૪ ચૂર્ણિ, ૫ ટીકા આ રીતે આગમોની પંચાંગી કહેવાય છે તે પંચાંગનું ખરું રહસ્ય એ છે કે-પ્રભુ શ્રી તીર્થંકર દેવો પોતાના અને ગણધરના આચારને અનુસરીને, જ્યારે ગણધર ખમાસમણ દઈને પૂછે કે-'भयवं तत्त कहेह'? એટલે હે ભગવંત તત્ત્વને કહો? તેના જવાબમાં પ્રભુએ કહ્યું કે-'उप्पाए वा' પદાર્થોનો પર્યાયની અપેક્ષાએ ઉત્પાદ નામનો પણ ધર્મ છે પછી બીજુ તથા ત્રીજુ ખમાસમણ દઈ ગણધર પૂર્વની માફક ક્રમસર પ્રભુને પૂછે છે ત્યારે જવાબમાં પણ પ્રભુદેવ અનુક્રમે જણાવે છે કે-"विगमेइ वा" અને "धुवेइ वा" એટલે પર્યાયની અપેક્ષાએ પદાર્થોનો નાશ પામવા રૂપ પણ ધર્મ છે, ને દ્રવ્યની અપેક્ષાએ પદાર્થો ધ્રુવ (સ્થિર રહેનાર) છે આ રીતે જણાવવાનો મુદ્દો એ છે કે જે પદાર્થ સત્ છે તેમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય (ઉત્પાદ અને નાશ ધર્મથી રહિતપણું એટલે જે ફેરફાર ન પામે તે ધ્રુવ કહેવાય) આ ત્રણ ધર્મો જરૂર રહે છે જેમાં એ ત્રણ ધર્મો ન રહે તે આકાશ પુષ્પની માફક અસત્ (સત્ નહિ) કહેવાય આ બાબતમાં સોનાનું દૃષ્ટાંત સમજવા જેવું છે તે ટૂંકામાં આ પ્રમાણે-એક સોનાની લગડી છે તેમાંથી કોઈ માણસ સોનીની પાસે કંઠી બનાવરાવે, કેટલોક ટાઈમ તેણે તે કંઠી ઉપયોગમાં લીધી અવસરે તેને કડાની જરૂરિયાત જણાઈ, તેથી તેણે કંઠી ભંગાવીને કડા બનાવ્યા અહીં પહેલા લગડીનો પર્યાય (અવસ્થા-આકાર) નાશ પામ્યો, ને કંઠીનો પર્યાય ઉત્પન્ન થયો અને પછી કંઠીની જરૂર ન હોવાથી તેમાંથી જ્યારે કડા બનાવરાવ્યા, ત્યારે કંઠી પર્યાયનો નાશ થયો, ને કડા પર્યાયની ઉત્પત્તિ થઈ આ ત્રણે અવસ્થામાં (સોનાની લગડી-કંઠી-કડુ અવસ્થામાં) પૂર્વ પર્યાયનો (લગડી વગેરેના આકારનો) નાશ, અને નવા પર્યાય (કંઠીના અને કડાના આકાર)ની ઉત્પત્તિ થઈ, તે છતા સોનુ તો તેનુ તેજ કાયમ રહ્યુ આ રીતે મૂલ પદાર્થનુ જે કાયમ રહેવુ તે ધ્રૌવ્ય કહેવાય જેમ સોનામાં ત્રણે ધર્મો ઘટાવ્યા, તેમ તમામ સત્ એટલે વિદ્યમાન પદાર્થોમાં તે ત્રણે ધર્મો સમજીને ઘટાવવા આ રીતે પ્રભુએ જણાવેલી ત્રિપદીનુ રહસ્ય ટૂંકામાં સમજાવ્યુ

બીજ[1] બુદ્ધિવાળા શ્રી ગણધરો એ ત્રિપદીના અર્થને અનુસારે પહેલા ચૌદ પૂર્વોની અને પછી શ્રી આચારાંગાદિ બાર અંગોની રચના કરે છે પહેલા જે રચાય તે પૂર્વ કહેવાય આ મુદ્દાથી શ્રી ઉત્પાદ પૂર્વાદિ ૧૪ મહાસૂત્રો પૂર્વ નામથી ઓળખાય છે પરંતુ સ્થાપના એટલે અંગોની ગોઠવણીની અપેક્ષાએ પહેલુ શ્રી આચારાંગ જણાવ્યુ છે તેમાં મુદ્દો એ છે કે પ્રબલ પુણ્યોદયે પ્રવજ્યાને પામેલા મુનિવરોએ પહેલા છ જીવ

૧ જે બુદ્ધિ વડે પહેલાં નહિ સાંભળેલા પદાર્થોના સ્વરૂપના એક અંશ (ભાગ) રૂપ બીજને સાંભળીને સંપૂર્ણ સ્વરૂપ જાણી શકાય, તે બીજબુદ્ધિ કહેવાય.

નિકાયને જરૂર ઓળખવા જોઈએ, કારણ કે છ જીવનિકાયને જાણ્યા પછી જ તેની રક્ષા થઈ શકે. માટે મુનિ ધર્મની સંપૂર્ણ બીના આચારાંગમાં ગણધર ભગવંતે જણાવી. એ બીના જાણીને મુનિવરો શ્રમણ ધર્મની સાધના કરવા પૂર્વક દ્રવ્યાનુયોગાદિની બીના જાણે, બીજાને જણાવે, ને પોતાના અને પરના ઉદ્ધારક થાય. આ મુદ્દાને લક્ષ્યમાં રાખીને શ્રી આચારાંગની પછી શ્રી સૂત્રકૃતાંગ વગેરે સૂત્રોની જે ગોઠવણી કરી છે તે કારણસર જ છે.

પ્રભુ શ્રીતીર્થંકર દેવ અર્થની દેશના આપે છે, ને તેને અનુસારે ગણધર સૂત્રની રચના કરે છે. આ બાબતને સ્પષ્ટ સમજાવવાની ઉદાર ભાવનાવાળા ચૌદ પૂર્વી શ્રી[૨]ભદ્રબાહુસ્વામિજીએ શ્રીઆવશ્યક નિર્યુક્તિમાં બે ગાથા જણાવી છે, તે આ પ્રમાણે–

॥ आर्यावृत्तम् ॥

**तवनियमनाणरुक्खं, आरुढो केवली अमियनाणी ॥**
**तो मुयइ नाणवुट्ठिं भवियजणविबोहणट्ठाए ॥ ८९ ॥**

**तं बुद्धिमएण 'पडे-ण' गणहरा गिण्हिउं निरवसेसं ॥**
**तित्थयरभासियाइं-गंथंति तओ पवयणट्ठा ॥ ९० ॥**

**અર્થ**–કોઈ માણસ આંબાના ઝાડની ઉપર ચઢીને પરોપકાર કરવાની ઈચ્છાથી કેરીઓ તોડીને નીચે ઉભેલા માણસને આપે, ત્યારે તે મનુષ્ય પોતાના વસ્ત્રમાં કેરીઓ લઈને પોતે પણ ખાય છે, ને બીજાને પણ ખાવા આપે છે. તેમ પરમોપકાર કરવાની તીવ્ર ભાવનાવાળા કેવલી શ્રી તીર્થંકર દેવ તપ નિયમ અને જ્ઞાનરૂપી ઝાડની ઉપર ચઢીને ભવ્ય જીવોને પ્રતિબોધ કરવા આગમના અર્થને કહેવા રૂપ અર્થની વૃષ્ટિ કરે છે. તેને ગણધરો બીજબુદ્ધિ વગેરે રૂપી વસ્ત્રની અંદર ઝીલી લે છે, અને તે અર્થની ઉત્તમ સૂત્રરૂપે ગૂંથણી કરે છે. આ સૂત્રરચના કેરીની જેમ પોતાના અને પરના કાર્યને સધાવનારી થાય છે. વળી જેમ માળી ઝાડ ઉપરથી ફૂલોને લઈને માલા બનાવે, તેમ પૂજ્ય શ્રીગણધર ભગવંતો અર્થ રૂપ ફૂલોની સૂત્રરચના રૂપ માલા બનાવે છે, તથા માલારૂપે ગોઠવવાથી જેમ મોતીનું સંરક્ષણ થાય, તેમ સૂત્રરચનાથી અર્થનું સંરક્ષણ થાય છે અહીં શ્રી તીર્થંકર દેવે કહેલા જે ઉત્તમ વચનો તે ફૂલની જેવા જાણવા ૮૯–૯૦ પ્રવચન એટલે શ્રીસંઘના કલ્યાણને માટે ગણધરો જે સૂત્રરચના કરે છે તેના ૬ કારણો આ પ્રમાણે જાણવા—

૨. શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે ૪૫ વર્ષો ગૃહસ્થપણામાં વીત્યા બાદ દીક્ષા લીધી. પછી ૧૭ વર્ષના દીક્ષા પર્યાયે યુગપ્રધાન થયા. ને ૧૪ વર્ષ સુધી યુગપ્રધાન પદવીમાં રહ્યા. તેઓ શ્રીયશોભદ્રસૂરિના પ્હેલા પટ્ટધર હતા શ્રીસ્થૂલિભદ્રજી તેમની પાસે દશ પૂર્વો ભણ્યા હતા. શ્રીસંભૂતિવિજય તેમના ગુરૂભાઇ થાય. ને સ્થૂલિભદ્રજીના તેઓ કાકા ગુરૂ થાય. ૭ શ્રુતકેવલીમાં શ્રીભદ્રબાહુસ્વામીને પણ ગણ્યા છે. તેમણે શ્રીઆવશ્યક સૂત્ર વગેરે દશ સૂત્રોની નિર્યુક્તિ, ઉપસર્ગહરસ્તોત્ર, સામુદ્રિકશાસ્ત્ર, ભદ્રબાહુ-સંહિતા, તીર્થયાત્રા પ્રબંધ વગેરે ગ્રંથો બનાવ્યા છે. ૭૬ વર્ષનું સર્વાયુ પૂર્ણ થતાં સ્વર્ગે પધાર્યા.

॥ आर्या ॥

वित्तु च सुह सुहगणण-धारणा दाउ पुच्छिउ चेव ॥
एएहिं कारणेहिं, जीयति कय गणहरेहिं ॥ ९१ ॥

**અર્થ**—૧ પદ-વાક્ય-શ્રુતસ્કંધ અધ્યયન-શતક-પ્રાભૃત-ઉદ્દેશાદિ સૂત્રરૂપે શ્રી તીર્થંકર પ્રભુના વચનોની રચના કરવામાં આવે, તો શિષ્ય પ્રશિષ્ય વગેરેને ભણવામાં અનુકૂલતા લાગી રહે ૨ અમે પહેલા શું શું ભણ્યા? હવે કયા કયા અધ્યયન વગેરે ભણવાના બાકી છે? વગેરે બીના યાદ કરવામાં પણ અનુકૂલતા લાગી રહે ૩ હૃદયમાં દરેક સૂત્રના ખરા અર્થને ધારવામાં અનુકૂલતા રહે ૪ શિષ્યાદિને ભણાવવામાં, ૫ અને તે શિષ્યાદિને પૂછવામાં અનુકૂલતા સાચવવા માટે ગણધરો સૂત્રરૂપે રચના કરે છે ૬ તથા ગણધરો એમ સમજે છે કે જ્યારે ગણધર નામ કર્મનો ઉદય થાય, ત્યારે અમારે પ્રવચન એટલે ચાર પ્રકારના શ્રીસંઘના હિતને માટે સૂત્રરચના કરવી જ જોઈએ એમ કરવામાં તેઓ પોતાનો આચાર છે, એમ સમજે છે અને શિષ્યાદિ વર્ગમાં વાચના વગેરે ચાલુ રહેવાથી સૂત્રોને ટકાવવાનો પણ ઉત્તમ લાભ જાણે છે આ રીતે સૂત્રરચનાના ૬ કારણોની બીના જણાવી ૯૧

હવે પ્રવચન શબ્દના અર્થો જણાવે છે-(૧) જે વચન પ્રશંસા કરવા લાયક હોય તે પ્રવચન કહેવાય પ્રભુદેવના વચનોમાં દુનિયાના તમામ જીવોનું હિત સમાયેલું છે, અને નિષ્પક્ષપાતપણે પદાર્થોનું નિર્દોષ સ્વરૂપ જણાવે છે, માટે તે પ્રશંસાને યોગ્ય બને એમાં નવાઈ શી? (૨) શ્રેષ્ઠ એવા જે વચનો તે પ્રવચન કહેવાય આ પ્રવચન શબ્દથી દ્વાદશાંગી ગણિ પિટક લેવાય છે (૩) તીર્થને સ્થાપવાની શરૂઆતમાં જ તેની રચના કરાય છે, માટે પ્રવચનનો ત્રીજો અર્થ "આદિ વચન" કહેવાય આ ત્રણ અર્થવાલા પ્રવચન શબ્દથી દ્વાદશાંગી લેવાની છે તે અંગોના સ્પષ્ટીકરણ રૂપ ઔપપાતિક સૂત્ર વગેરે ૧૨ ઉપાંગોની શ્રુત કેવલી પ્રાતઃસ્મરણીય સ્થવિર ભગવંતોએ રચના કરી આ પ્રસંગે ખાસ જાણવા જેવી અગત્યની બીના એ છે કે જેમ દૂધમાં ઘી રહેલું છે, તેને વિચક્ષણ પુરૂષો જૂદું કરી શકે છે, તેમ ચાલુ પ્રસંગે અંગ સૂત્રો દૂધ જેવા છે, અને નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા આ ચાર શાસ્ત્રો મૂલ સૂત્રોના અર્થને અનુક્રમે વધારે વધારે સ્પષ્ટ સમજાવનાર સાધનો (શાસ્ત્રો)ની જેના જાણવા ચૌદ પૂર્વધરાદિ પ્રાચીન મહા પુરૂષોએ શ્રીઆચારાંગાદિ અંગ સૂત્રોની સાથે અભિન્ન સ્વરૂપે રહેલા, પૂર્વે જણાવેલા નિર્યુક્તિ વગેરે ગ્રંથોને અલગ ગોઠવ્યા એમ સર્વાનુયોગમય પંચમાંગ શ્રીભગવતી સૂત્રમાં કહેલી-"**सुत्तत्थो खलु पढमो**" ઈત્યાદિ વચનવાળી ગાથાની જાણી શકાય છે પ્રાચીન સમયે આ આગમરૂપ ગણાતા સૂત્રોના દરેક પદનું ચારે અનુયોગ ગર્ભિત વ્યાખ્યાન કરવામાં આવતું હતું અનુયોગ એટલે વ્યાખ્યાન તેના ચાર ભેદ તે આ પ્રમાણે-૧ દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણ-કરણાનુયોગ, ૪ ધર્મકથાનુયોગ તેમાં ૧ દ્રવ્યાનુયોગ એટલે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનું વ્યાખ્યાન ૨ ગણિતાનુયોગ એટલે જંબૂદ્વીપાદિ ક્ષેત્રોની પરિધિ, પૃથુ પૃષ્ઠ, જીવા, પલ્યોપમ, સાગરોપમાદિનું વ્યાખ્યાન ૩ ચરણકરણાનુયોગ એટલે નિર્મલ ચારિત્ર ગુણને પોષનાર ચરણસિત્તરી કરણસિત્તરી

આદિનું વ્યાખ્યાન. ૪ ધર્મકથાનુયોગ એટલે જિનધર્મની સાત્ત્વિકી આરાધના કરનારા મહાપુરૂષોની જીવનચર્યાનું વ્યાખ્યાન. આ રીતે ચારે અનુયોગની વ્યાખ્યા જણાવી

## ચારે અનુયોગનું ફલ

૧ દ્રવ્યાનુયોગનું ફલ–મોક્ષ રૂપી મ્હેલના પાયા જેવા સમ્યગ્દર્શન ગુણ વગેરેની શુદ્ધિ, આત્મ તત્ત્વનો સચોટ બોધ ને સ્વભાવ પરભાવનો પરિચય, નિજગુણ રમણતા, ચીકણાં કર્મોની પણ નિર્જરા તથા કેવલ જ્ઞાન વગેરે જાણવું. ૨ ગણિતાનુયોગનું ફલ--ક્ષેત્રફળ, પરિધિ વગેરે ગણિતનું જ્ઞાન, મનની સ્થિરતા, તથા કર્મની નિર્જરા વગેરે જાણવું. ૩ ચરણ કરણાનુયોગનું ફલ--નિર્મલ ચારિત્રાદિ સદ્ગુણોની સાત્ત્વિકી આરાધના, રાજસી તથા તામસી આરાધનાનો ત્યાગ, ચરણસિત્તરી એટલે ચારિત્રની આરાધના કરવામાં મદદગાર ૭૦ સાધનોનો તથા કરણસિત્તરી એટલે સમ્યક્ ચારિત્રની આરાધનાના સાધનોને ટકાવનાર ૭૦ ભેદોનો બોધ, આરાધના, નિજગુણ રમણતાનો અપૂર્વ આનંદ, કર્મ નિર્જરા તથા મોક્ષ વગેરે જાણવું. ૪ ધર્મકથાનુયોગનું ફલ--વિસામો છે, એટલે દ્રવ્યાનુયોગાદિ ત્રણ અનુયોગો કઠણ (અઘરા–જેમાં મગજને વધારે પરિશ્રમ પડે તેવા) હોવાથી તે અનુયોગોની વિચારણા કરતાં મગજ થાકી જાય, ત્યારે આ સરલ એવા ધર્મકથાનુયોગથી મગજને વીસામો મળે છે. બ્રહ્મચર્ય, સમતા, સંતોષ, સાદાઈ, શાંતિ વગેરે ગુણોની સાધના કરનારા મહાપુરૂષોના જીવનના શ્રવણ મનન અને નિદિધ્યાસન (અર્થની સૂક્ષ્મ વિચારણા)થી મન સ્થિર થાય, વૈરાગ્ય વધે અને ટકે, ધૈર્ય, સમતા, શીલાદિની સાધનાને અનુકૂલ શુભ ભાવના, ઉત્સાહ, પ્રયત્ન, સ્વપરના હિત કરવાના વિચારો, આત્મ દૃષ્ટિનું સતેજ થવું, નિજગુણ રમણતાનો અપૂર્વ આનંદ, કર્મનિર્જરા, મોક્ષ વગેરે પણ આજ ચોથા અનુયોગમાં ફલ તરીકે જરૂર યાદ રાખવા.

આ અનુયોગમાં ધાર્મિક કથાઓની સંકલના (ગોઠવણી) કરવાનું ખરૂં રહસ્ય એ પણ છે કે સમજવા જેવી મૂલ પદાર્થની હકીકતને દૃષ્ટાંત દ્વારા સ્પષ્ટ અને સચોટ રીતે સમજાવી શકાય છે. જેમ મુનિઓએ બહુજ વિચાર કરીને સામાને હિતકારી જરૂરી શબ્દવાળા પ્રિય વચનો બોલવા જોઈએ. વચન સાચું છતાં પણ શ્રોતાને અહિતકારી હોય, તો ન જ બોલાય. જેમ એક માણસની મરણતિથિ જ્યોતિઃશાસ્ત્રાદિથી જાણતાં છતાં તે તેને કહેવાય નહિ. કારણ કે તે સાંભળતાંની સાથે જ આઘાત થવાથી કદાચ તેનું મરણ પણ થાય આ રીતે થતાં મરણ આપણે નજરોનજર જોઈએ છીએ તથા ખાસ કારણ વિના બીનજરૂરી વધારે બોલતાં જૂઠું બોલાય, નિંદા કરાય, ઠઠ્ઠા મશ્કરીના પ્રસંગે કલેશ--ઝગડો વગેરે થાય તેથી જરૂરી શબ્દોમાં બોલવાથી ભાષા સમિતિ સચવાય છે. વળી સાચું છતાં કાંણાને કાંણો ન કહેવાય, કારણ કે તે વચન તેને અપ્રિય લાગે, માટે કહ્યું કે પ્રિય વચન બોલવું જોઈએ. પુત્રની ઉપર મોહ રાખવો વ્યાજબી નથી, કારણ કે જેની ઉપર શ્રેણિક રાજાને મોહ હતો, તેજ પુત્ર કોણિકે પિતા શ્રેણિકને ઘડપણમાં બહુ દુઃખ દેવામાં ખામી રાખી નથી. તથા સ્ત્રી ઉપર મોહ રાખવો નહિ. જુઓ સૂર્યકાંતા રાણીએ પ્રદેશી રાજાને મોદકમાં ઝેર આપ્યું તે ખાતાં

તેનુ મરણ થયુ પૂર્વભવે મુનિની આશાતના કરવાથી શ્રીપાલરાજાને કોઢ થયો, દરિયામા પડવાનુ દુ ખ સહન કરવુ પડયુ માટે મુનિની આશાતના કરવી જોઇયે નહિ સમતા ભાવે ઉપસર્ગ સહન કરવાથી ગજસુકુમાલ મુનિને જે દિવસે દીક્ષા લીધી, તેજ દિવસે કેવલજ્ઞાન થયુ, ને તે મોક્ષે ગયા એજ પ્રમાણે કનકવતીએ કરેલા ઉપસર્ગને સહન કરતા મહાબલમુનિ કેવલી થઈ મોક્ષે ગયા માટે સમતા ગુણને ધારણ કરવો જોઇયે આ રીતે દૃષ્ટાત કથા સાથે ચરણ સિત્તરી વગેરેની બીના સાભળતા મુનિવરો સમતાદિ ગુણોને ટકાવી નિર્મલ ચારિત્રને આરાધી મુક્તિના સુખ પામે, એ આ ચોથા ધર્મકથાનુયોગનો પ્રતાપ જાણવો એમ ચારે અનુયોગના ફલ ટૂકામા જણાવ્યા

## આગમોમા અનુયોગ વિચાર

પ્રાચીન સમયે આ આગમરૂપ ગણાતા સૂત્રોના દરેક પદનુ ચારે અનુયોગ ગર્ભિત વ્યાખ્યાન કરવામા આવતુ હતુ ત્યાર પછી કેટલોક સમય વીત્યા બાદ કાળદોષથી જીવોની બુદ્ધિ ઘટવા માડી, તેથી અનુયોગના અર્થની સ કલના (અનુસ ધાન) કરવામા ગુ ચવણુ પડવા લાગી, વિગેરે અનેક કારણોને લીધે જગદ્ગુરૂ આર્યરક્ષિતસૂરિ મહારાજે અનુયોગોને જૂદા જૂદા સૂત્રમા વ્હેચ્યા ત્યારથી તે તે સૂત્રોનુ વ્યાખ્યાન તે તે અનુયોગને આશ્રયીને જ કરવા યોગ્ય થયુ દૃષ્ટાત તરીકે હાલ શ્રીઆચરાગાદિમા ચરણકરણાનુયોગની મુખ્યતા છે શ્રીસૂત્રકૃતાગ તથા સ્થાનાગ સૂત્રાદિમા દ્રવ્યાનુયોગની મુખ્યતા છે તથા શ્રીસમવાયાગાદિમા દ્રવ્યાનુયોગ ગણિતાનુયોગાદિ ચારે અનુયોગની થોડી થોડી બીના વર્ણવી છે, ને શ્રીભગવતી સૂત્રમા ચારે અનુયોગની બીના ઓછા વધતા પ્રમાણમા વર્ણવી છે અને શ્રીજ્ઞાતાધર્મકથાગસૂત્ર, ઉપાસક દશાગસૂત્ર, અ તકૃદ્દશાગસૂત્ર, અનુત્તરોપપાતિકસૂત્ર અને વિપાકસૂત્રમા ધર્મકથાનુયોગ વધારે પ્રમાણમા વર્તે છે પ્રશ્નવ્યાકરણ સૂત્રમા ચરણકરણાનુયોગની મુખ્યતા છે, ને દૃષ્ટિવાદમા ચારે અનુયોગની બીના વર્ણવી હતી તે હાલ નથી, વિચ્છેદ પામ્યુ છે આ રીતે ૧૨ અ ગોમા અનુયોગની સ કલના જણાવી

શ્રીઔપપાતિકસૂત્રમા ધર્મકથાનુયોગની વિશેષતા છે, ને ચરણકરણાનુયોગ વગેરેની બીના પણ થોડી વર્ણવી છે તથા શ્રીરાજપ્રશ્નીયસૂત્રમા ધર્મકથાનુયોગની મુખ્યતા છે જીવાભિગમ સૂત્રમા તથા શ્રીપ્રજ્ઞાપનાસૂત્રમા દ્રવ્યાનુયોગની મુખ્યતા છે શ્રીજ બૂદ્વીપપ્રજ્ઞપ્તિ તથા સૂર્યપ્રજ્ઞપ્તિ, ચ દ્રપ્રજ્ઞપ્તિમા ગણિતાનુયોગની મુખ્યતા છે તથા કલ્પિકાદિ છેલ્લા પાચે ઉપાગ સ્વરૂપ અને શ્રીનિરયાવલિસૂત્રમા ધર્મકથાનુયોગની મુખ્યતા છે આવશ્યક સૂત્રમા, દશવૈકાલિક સૂત્રમા તથા ઓઘનિર્યુક્તિમા ચરણકરણાનુયોગની મુખ્યતા છે શ્રીઉત્તરાધ્યયન સૂત્રમા ધર્મકથાનુયોગની વિશેષતા છે, તથા શ્રીન દીસૂત્રમા ને અનુયોગ દ્વાર સૂત્રમા દ્રવ્યાનુયોગની મુખ્યતા છે શ્રીનિશીથાદિ ૬ છેદ સૂત્રોમા તથા શ્રીચતુ શરણ, આતુરપ્રત્યાખ્યાન, ભકતપરિજ્ઞા, સ સ્તારકપ્રકીર્ણક, ત દુલ વૈચારિકપ્રકીર્ણક, ચ દ્રાવેધ્યક, મરણ સમાધિ, તથા મહાપ્રત્યાખ્યાન પ્રકીર્ણકમા ચરણકરણાનુયોગની મુખ્યતા છે ને દેવેન્દ્ર સ્તવ પ્રકીર્ણકમા તથા ગણિવિદ્યા પ્રકીર્ણકમા ગણિતાનુયોગની મુખ્યતા છે આ રીતે વર્તમાન આગમોમા અનુયોગની ટૂક બીના જણાવી

## આગમોમાં રહેલી ફીલોસોફી.

હાલની ઘણી સુપ્રસિદ્ધ શોધખોળો પણ તેજ વિદ્યા મંત્ર વગેરેના ભંડાર જેવા ઉત્તમ પ્રવચન ગ્રંથોમાંથીજ નીકળી છે કારણ કે આ શ્રી જૈન પ્રવચનમાં જ, કર્મવાદ, આત્મવાદ પરમાણુવાદ વગેરે પદાર્થોની સર્વાંગે સંપૂર્ણ ફિલોસોફી (તત્ત્વજ્ઞાન) ભરેલી છે. શ્રી જૈનેન્દ્ર પ્રવચનના ગૂઢ તત્ત્વોને જાણનારા ભવ્ય જીવો એ તો જરૂર સમજે છે કે–જેટલા લોકાકાશના પ્રદેશો છે, તેટલા જ દરેક જીવના આત્મપ્રદેશો છે. એકેન્દ્રિયાદિ જીવોમાંનો કોઈ પણ જીવ નાનો મોટો છેજ નહિ, કારણ કે વસ્ત્રની માફક તે પ્રદેશોનો સંકોચ (ઓછી જગ્યામાં રહેવું.) અને વિકાસ (વધારે જગ્યામાં રહેવું) જરૂર થાય છે. માટે જ કીડી વગેરે નાના જંતુઓનો અને હાથી વગેરે મોટા જાનવરોનો આત્મા એક સરખો છતાં નાના શરીરમાં સંકોચાઈને અને મોટા શરીરમાં ફેલાઇને રહે છે. આ બાબતમાં શ્રી ઉમાસ્વાતિ વાચકે બનાવેલા શ્રીતત્ત્વાર્થ સૂત્રની ટીકામાં પણ કહ્યું છે કે–"**संकोचविकासधर्मत्वादात्मप्रदेशानामिति**" એટલે આત્મ પ્રદેશો સંકોચાય છે, ને ફેલાય છે.

તથા દરેક આત્મ પ્રદેશની ઉપર રહેલા ઘણાં કર્મસ્કંધોમાંના દરેક પરમાણુ વગેરે પદાર્થો જૂદા જૂદા સ્વરૂપે પરિવર્ત્તન (ફેરફાર) પામે છે. માટે ખરી રીતે રાગ કરવાનું કે દ્વેષ કરવાનું કારણ બીજું કંઈ છેજ નહિ, ફક્ત બીન સમજણને લઈને જ જૂદી જૂદી પ્રતીતિ (જ્ઞાન) થાય છે, એમ જૈનાગમ પહેલેથી જ ફરમાવે છે. તથા નૈયાયિકો કહે છે કે "શબ્દ એ આકાશનો ગુણ છે (**शब्दगुणकमाकाशम्**)" તેઓ પણ ફેનોગ્રાફ વગેરેની શબ્દોને કૅચ કરવાની (પકડવાની) શક્તિને જોઈને, જેમ જૈન દર્શન "શબ્દ એ પૌદ્ગલિક પદાર્થ છે" એમ માને છે, તેવી રીતે કબૂલ કરેજ છે કારણ કે એકલો ગુણ તો પકડાય જ નહિ. પૌદ્ગલિક પદાર્થ જ પકડી શકાય, એ વાત તો આબાલ ગોપાલ જગજાહેર છે. વળી વાયરલેસ ટેલીગ્રાફની શોધખોળને જૈન પ્રવચન નવીન શોધખોળ તરીકે માનતું જ નથી. કારણ કે તે ડિંડિમ વગાડીને સ્પષ્ટ જણાવે છે કે, તારના દોરડાના અનુસંધાન વિના પણ સુઘોષા નામની ઘંટાના શબ્દો અસંખ્યાતા યોજને દૂર રહેલા બીજા વિમાનોની ઘંટાઓમાં ઉતરે છે, અને તે શબ્દોને સાંભળીને ઇંદ્રાદિ દેવો મહોત્સવ કરવા તૈયાર થાય છે. એમ બનવામાં શબ્દ શક્તિ સિવાય બીજું કંઈ છેજ નહિ.

દીક્ષાના દિવસથી માંડીને જીદગીના છેડા સુધી હંમેશાં આરંભ પરિગ્રહથી સર્વથા અલગ રહેનારા આપણા પૂજ્ય શ્રી તીર્થંકર દેવો આરંભ પરિગ્રહથી બનતા એક્ષ્પેરીમેંટ (પ્રયોગ) અજમાવ્યા સિવાય માત્ર કેવલ જ્ઞાનથી પૂરેપૂરી રીતે દ્રવ્યાદિને જાણ્યા બાદ દેશના દેવાના પ્રસંગે જણાવે છે કે–Hydrogen (હાઈડ્રોજન) અને oxygen (ઓક્સિજન) એ નામના બે વાયુના યોગે પાણી નીપજે છે આ વાત માટે જૂઓ શ્રી સૂત્રકૃતાંગ સૂત્રમાં. "**वातयोनि**" એટલે વાયુમાંથી પાણી થાય છે આનું તાત્પર્ય એ છે કે–પાણી ઉત્પન્ન થવાના અનેક કારણોમાં વાયુને પણ ગણેલ છે તથા જીવતા માનવ દેહમાં અને વનસ્પતિમાં ઘણે

અશે સરખી રીતે ઘટતા ધર્મો જણાવી સાબીત કર્યું છે કે સજીવ માનવ દેહની માફક લીલી વનસ્પતિમા પણ જીવ છે, એમ શ્રી આચારાંગ સૂત્રના અને લોક પ્રકાશના સ્પષ્ટ વચનોથી સિદ્ધ થાય છે તે છતા જે હાલના શોધખોળ કરનારાઓ ઉપર જણાવેલી બીનાને નવીન શોધખોળ તરીકે જાહેર કરે છે, તેઓ જૈન સિદ્ધાંતોનો પૂરેપૂરો અનુભવ નહિ હોવાને લઈનેજ તેમ જણાવે છે વળી દરેક જીવના પ્રદેશની ઉપર રહેલી અનંતી જ્ઞાનાદિ પર્યાયો, ને દરેક આત્મપ્રદેશે કર્મબંધના સ્પૃષ્ટાદિ ચાર સ્વરૂપમાના કોઈ પણ એક સ્વરૂપે ચોટેલ અનંત પરમાણુમય અનંતી કર્મવર્ગણાઓના દરેક પરમાણુઓ કયા ટાઈમે કેવા સ્વરૂપે પરિણમે છે? તેમજ બંધ, ઉદય, ઉદીરણા, સત્તા, અબાધાકાલ, સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ, નિષેકરચના, વિસયોજના, ચરણસિત્તરી, કરણસિત્તરી, મૈત્રી ભાવના વગેરે સોળ ભાવના કષ, છેદ, તાપ વગેરેનુ ભવ્ય સંપૂર્ણ સ્વરૂપ (અલૌકિક તત્ત્વ જ્ઞાન) કહો તો ખરા કે જૈનેન્દ્રાગમો સિવાય બીજા શાસ્ત્રોમા કયા છે? આવાજ આશયથી મંત્રી વસ્તુપાલ વગેરે ભવ્ય જીવોએ શ્રીજૈનાગમોનો અભ્યાસ કરવાનો ઉત્તમ પ્રસંગ વગેરે સાત વાના મને ભવોભવ મલજો એમ કહેલ છે અઢાર હજાર શીલાંગ રથની સખ્યા વગેરે તરફ લક્ષ્ય રાખીને શ્રીગણધર ભગવંતોએ જે દ્વાદશાંગીના અનુક્રમે ૧૮ હજાર પદો વગેરે બમણા બમણા પદો રચ્યા છે, તે પવિત્ર, મહાપ્રભાવશાલી, પ્રવચનરૂપ આગમો અવસર્પિણી કાલદોષ વગેરે કારણોથી જો કે પહેલાના વિશાલ પદ વગેરે પ્રમાણને જાળવી શકયા નથી, એમ વર્તમાન કાલે દેખાતા પ્રમાણ ઉપરથી પણ સાબીત થાય છે, તો પણ જૈન સાહિત્ય હાલ જેટલા વિશાલ પ્રમાણમા અને સુસંગત સ્વરૂપે હયાત છે, તેટલુ પણ અન્ય દાર્શનિક સાહિત્ય ભાગ્યેજ હશે અર્થાત્ છેજ નહિ સાથે સાથે એ પણ જણાવવુ વ્યાજબી જ છે કે, યથાર્થ તત્ત્વજ્ઞાનને મેળવવાની તીવ્ર ઉત્કંઠાવાળા બુદ્ધિશાલી, ભવ્ય જીવોને પણ આપણુ જૈન સાહિત્ય જ સંતોષ પમાડશે એમ કહેવામા બે મત હોય જ નહિ તેમજ કુદરતનો પણ નિયમ એવો છે કે, જે મહેલ (બંગલો વગેરે)ના ૧ પાયા, ૨ ભીંત, ૩ પાટડા, મજબૂત હોય, તે ટકાઉ ગણાય એ રીતે જૈન પ્રવચન રૂપી મહેલના પણ ત્રણે વાના મજબૂત હોવાથી તે હાલ પણ અનેક આક્રમણોમાથી પસાર થઈને વિજયવંત વર્તે છે તે ત્રણે વાનાની ટૂંક બીના આ પ્રમાણે– ૧ પાયાની જેવા અહીં નિર્દોષ શાંતિ સુધારસના દરિયા જેવા શ્રી વીતરાગ અરિહંત દેવ જાણવા ૨ ભીંતની જેવા કંચન કામિનીના ત્યાગી, નિરભિલાષી, નિર્દોષ, સંયમી શ્રી આચાર્યાદિ ગુરૂ મહારાજ સમજવા ૩ પાટડાની જેવો અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત ત્રિકોટી શુદ્ધ શ્રી જિનેશ્વર દેવે કહેલો જ્ઞાનાદિ રૂપ અથવા અહિંસા સંયમ ને તપરૂપ અથવા દેશ વિરતિ અને સર્વ વિરતિરૂપ અથવા સમ્યગ્દર્શનાદિ રૂપ જૈન ધર્મ કહેવાય. આ શ્રી જૈન ધર્મના પ્રભાવને કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજે યોગ શાસ્ત્રમા આ રીતે વર્ણવ્યો છે–

जिनधर्मविनिर्मुक्तो–मा भूव चक्रवर्त्यपि ॥
स्या चेटोऽपि दरिद्रोऽपि–जिन धर्माधिवासित ॥१॥

અર્થ:—શ્રી જિન ધર્મ રહિત ચક્રવર્તી પણ થવાને ચાહતો નથી, પણ જિન ધર્મ સહિત દરિદ્ર કે દાસ પણ થઉં, તો તે મને ગમે છે. ૧

આજ હેતુથી શ્રી દ્વાદશાંગી રૂપ પ્રવચન વગેરે જૈન સાહિત્યના આંશિક ( અલ્પ ) બોધને ધારણ કરનારા ગુણગ્રાહી મધ્યસ્થ પંડિતો પણ આપણા જૈન સાહિત્યની મુક્તકંઠે પ્રશંસા કરે છે. એમ વિવિધ શાસ્ત્રોના તલસ્પર્શી અનુભવથી જણાય છે.

આ શ્રી જૈન પ્રવચનમાં કહેલા એક પણ પદાર્થનો પૂરેપૂરો સંગીન બોધ (સમજણ) વિવક્ષિત પદાર્થથી અલગ એવા તમામ પદાર્થોનું સ્વરૂપ ધ્યાનમાં લીધા સિવાય ન જ થઇ શકે. માટે જ શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે–'**जे एगं जाणइ, से सव्वं जाणइ ॥ जे सव्वं जाणइ, से एगं जाणइ**" તથા "**एको भावः सर्वथा येन दृष्टः सर्वे भावाः सर्वथा तेन दृष्टाः**" આજ મુદ્દાથી દરેક સૂત્રનું યથાર્થ રહસ્ય સમજવાને માટે શ્રી ગીતાર્થ મહાપુરૂષોની મદદ લેવી જ જોઇયે. કારણ કે–કયા સૂત્રનો કયા સૂત્રની સાથે સંબંધ છે ? આ નિર્યુક્તિના રહસ્યને તથા તેને અનુક્રમે સ્પષ્ટ સ્પષ્ટતર સ્પષ્ટતમ સ્વરૂપે સમજાવનારા ભાષ્ય ચૂર્ણિ ને ટીકાના રહસ્યને તેઓ જ જાણી શકે છે. માટે જ કહ્યું છે કે–"**सव्वे सुत्तत्था गुरुमइहीणा**" (**सर्वे सूत्रार्था गुरुमत्यधीना.**) એટલે તમામ સૂત્રોના અર્થો ગીતાર્થની મતિને આધીન છે. સ્વતંત્ર અભ્યાસ કરવાથી તો જરૂર વિપરીત બોધ થાય છે. અને તેમ થાય તો ભવભ્રમણ વધારે કરવું પડે. માટે જ શ્રી વ્યવહાર સૂત્રાદિમાં જીતવ્યવહારને અનુસરીને સાધુઓને અધ્યયન કરાવવા માટે ખાસ જરૂરી દીક્ષા પર્યાયનો નિયત ( મુકરર ) કાલ જણાવ્યો છે તે આ પ્રમાણે જાણવો. એક વર્ષ બે વર્ષ વગેરે દીક્ષા પર્યાયના ક્રમે કરીને જે સાધુ જે સૂત્રનું અધ્યયન કરવાને લાયક થયો હોય, તેને તે ટાઇમે સૂત્રાર્થ રૂપી બીજ વાવવા માટે આત્મારૂપી ક્ષેત્રને નિર્મલ બનાવનારી તથા મન રૂપ મર્કટને વશ કરાવનારી અને અધ્યાત્મ ભાવનાને ટકાવનારી અને સંયમની આરાધનામાં અપૂર્વ મદદગાર એવી પવિત્ર યોગો દ્વહનની ક્રિયા કરાવીને ધીર એવા શ્રી આચાર્યાદિ મહાપુરૂષો તે તે સૂત્રની વાચના આપે તે બીના ટૂંકામાં આ યંત્રથી આ પ્રમાણે જાણવી.

| **કેટલા વર્ષના દીક્ષા પર્યાયવાળાને** | | | **કયાં સૂત્ર ભણાવી શકાય તેનાં નામ.** |
|---|---|---|---|
| ૩ | વર્ષના | દીક્ષિતને | શ્રી આચાર પ્રકલ્પ એટલે નિશીથ સૂત્ર ભણાવવું. |
| ૪ | " | " | શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર " |
| ૫ | " | " | દશાશ્રુતસ્કંધ, કલ્પ, વ્યવહાર સૂત્ર " |
| ૮ | " | " | શ્રી સ્થાનાંગસૂત્ર અને સમવાયાંગસૂત્ર " |
| ૧૦ | " | " | વ્યાખ્યા પ્રજ્ઞપ્તિસૂત્ર (શ્રી ભગવતીસૂત્ર) " |
| ૧૧ | " | " | શ્રી ક્ષુલ્લિકા વિમાનાદિ પાંચ અધ્યયનો ભણાવવાં. |
| ૧૨ | " | " | અરૂણોપપાતાદિ પાંચ અધ્યયનો ભણાવવાં. |

| | | | |
|---|---|---|---|
| ૧૩ | વર્ષના દીક્ષિતને | ઉત્થાનશ્રુતાદિ ૪ અધ્યયનો | ભણાવવા |
| ૧૪ | ” ” | આશીવિષ ભાવના | ભણાવવી |
| ૧૫ | ” ” | દૃષ્ટિવિષ ભાવના | ” |
| ૧૬ | ” ” | ચારણ ભાવના | ” |
| ૧૭ | ” ” | મહાસ્વપ્ન ભાવના | ” |
| ૧૮ | ” ” | તેજોનિસર્ગ | ભણાવવુ |
| ૧૯ | ” ” | બારમુ અંગ દૃષ્ટિવાદ | ” |
| ૨૦ | ” ” | બાકીના તમામ સૂત્રો | ભણાવવા |

આનુ વિશેષ વર્ણન શ્રી વ્યવહાર સૂત્ર તથા પાક્ષિક સૂત્ર ટીકાદિમા જણાવ્યુ છે

દ્વાદશાંગી ગણિપિટક રૂપ શ્રીજૈન પ્રવચનના અપૂર્વ પ્રભાવને જણાવવાના પ્રસંગે બહુજ જાણવા જેવી બીના બીજા ગ્રંથોમા આ પ્રમાણે જણાવી છે–“ આયુષ્યની ચપલતા અનુભવ સિદ્ધ છતા અનેક ભાગ્યશાલી ભવ્ય જીવો નિર્મલ દર્શનાદિની યથાર્થ આરાધના કરી આ ભવને સફલ કરવા ઉપરાત પરલોકની પણ સફલતા સાધી રહ્યા છે, તે કેવલ આત્મોપકારી પ્રભુ શ્રી મહાવીર દેવના ત્રિકાલભાવી શ્રી તીર્થંકર દેવોના વચનને અનુસરનાર અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત પરમ પૂજ્ય પવિત્ર શ્રી પ્રવચનનો જ પ્રતાપ છે ધન્ય છે તેવા ત્રિપુટી શુદ્ધ પ્રવચનના પ્રકાશક પરમ પૂજ્ય મહાપુરૂષોને નમસ્કાર હો તે પરમારાધ્ય ભગવતોને તથા તેઓશ્રીના પ્રવચનને આવા પ્રભાવશાલી પવિત્ર પ્રવચનમા ભવ્ય જીવોને બોધ પમાડવાના જે દ્રવ્યાનુયોગાદિ અનેક સાધનો કહ્યા છે, તે વ્યાજબીજ છે કારણ કે જેમ રોગો જૂદા જૂદા પ્રકારના હોવાથી, તે બધા રોગોના પ્રતીકાર ( ઇલાજ ) રૂપ ઓસડો પણ જૂદા જૂદા હોય છે તેવી રીતે જીવોની અધ્યવસાય પરિણતિ પણ જૂદી જૂદી હોવાને લઇને કાયિક ચેષ્ટાઓ, અને વાચિક ભાષામા પણ ફેરફાર દેખાય છે તેવા જૂદા જૂદા અધ્યવસાયવાલા, અને જૂદા જૂદા વચનો બોલનાર, તથા જૂદી જૂદી ચેષ્ટાઓવાલા જીવોને બોધ પમાડવાના પ્રકારો પણ એક સરખા નહિ, પણ જૂદા જૂદા જ હોવા જોઇયે કારણ કે, વચન ભેદનુ અને પ્રવૃત્તિ ભેદનુ મુખ્ય કારણ જે વિભાવ દશાની અધ્યવસાય પરિણતિ, તેજ દરેક જીવની એક સરખી નથી, પણ જૂદી જૂદી જ છે વળી દ્રવ્યરોગ કે ભાવરોગ પણ નિર્મલ અધ્યવસાયોમા ફેરફાર થવાથી જ થાય છે, એટલે મલીન અધ્યવસાયોને લઇને દ્રવ્ય રોગ અને ભાવરોગ પ્રગટ થાય છે તેમા પણ ભાવરોગ જે રાગાદિમય પરિણતિ, તેને લઇને જ પ્રત્યક્ષ દેખાતા દ્રવ્યરોગ પ્રકટે છે, ને વધે છે આ બાબતમા અન્ય દર્શનીઓની ગીતા પણ સમત છે (ટેકો આપે છે) ત્યા કહેલ છે કે, જીવને વિષયાદિના સાધનોની ચિંતવના કરવાથી જ જીવતા છતા મરેલાના જેવી સ્થિતિનો અનુભવ કરવાનો સમય આવે છે આજ કારણથી પૂજ્ય શ્રી ગણધર ભગવતોએ જ્ઞાનોપયોગથી અનેક સાધનોની જરૂરિયાત જાણી, તેથીજ શ્રી તીર્થંકર દેવ પાસેથી, જેવી ચારે અનુયોગના અર્થ ગર્ભિત દેશના સાભલી હતી, તેવાજ રૂપમા સૂત્રોની રચના કરી એટલે ૧ શ્રી તીર્થંકર ભગવતે એકજ અનુયોગના અર્થ ગર્ભિત દેશના કેમ ન આપી ? અને ૨ શ્રી ગણધરોએ તેવાજ

રૂપમાં સૂત્ર રચના કેમ ન કરી ? આ બે પ્રશ્નોનું સમાધાન વિસ્તારથી પહેલાં સમજાવ્યું. છતાં તેનું રહસ્ય યાદ રાખવું જોઇયે કે, જેમ એકજ ઔષધથી વિવિધ રોગોનો નાશ ન થઇ શકે, તેવી રીતે એકજ અનુયોગના અર્થ ગર્ભિત એવી દેશનાથી અથવા તેવી સૂત્ર રચનાથી જૂદી જૂદી ભાવનાવાળા દરેક જીવને બોધ થવો અશક્ય છે. માટે ચારે અનુયોગોની અર્થ ગર્ભિત દેશના અને તેવીજ સૂત્રોની રચના સહેતુક જ (વ્યાજબી) છે. તથા જેવી રીતે અસંખ્યાતા ગુણસ્થાનકો છતાં મુખ્યપણે ૧૪ ગુણસ્થાનકો કહ્યા, તેવી જ રીતે વધારે અનુયોગો ન કહેતાં ચાર જ અનુયોગો કહેવામાં સમજી લેવું. તથા જૂદા જૂદા પદાર્થોને જાણવાની પ્રકટ થયેલી જૂદી જૂદી જિજ્ઞાસા રૂપી પિપાસાને શાંત કરવાને માટે સાધનો પણ જૂદા જૂદા જ હોવા જોઇએ. દાખલા તરીકે કોઇને ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનું સ્વરૂપ સમજવાની રૂચિ થાય. કોઇને ગણિતનું કે ચરણાનુયોગનું કે ધર્મ કથાનુયોગનું સ્વરૂપ જાણવાની રૂચિ થાય, આવા હેતુથી પણ ચાર અનુયોગો કહેલા છે. માટે જ ચાર અનુયોગો પૈકી દરેક અનુયોગનું ફલ પણ જૂદું જૂદું કહેલ છે. દ્રવ્યાનુયોગના અને ગણિતાનુયોગના અભ્યાસાદિથી દર્શન અને જ્ઞાનની નિર્મલતા વગેરે થાય છે. ને ચરણ કરણાનુયોગના અને ધર્મકથાનુયોગના અભ્યાસાદિથી નિર્મલ ચારિત્રની આરાધના વગેરે ફલ પામી શકાય છે. આ કારણથી પણ ચારે અનુયોગના ભાવ ગર્ભિત દેશના, અને તેવીજ સૂત્રોની રચના નિર્હેતુક નથી જ. આવું પવિત્ર શ્રી જિનપ્રવચન મહામહિમાનું નિધાન છે, અને અપૂર્વ તત્ત્વોનું યથાર્થ સૂક્ષ્મ જ્ઞાન, વિદ્યા મંત્ર અને વૈરાગ્યાદિ પવિત્ર ભાવનાદિ સ્વરૂપ, આત્મ નિર્મલતાના અસાધારણ સાધનો વગેરે ભાવરત્નોનો પણ ખજાનો છે. બીજા ગ્રંથોમાં આ શ્રી જિનપ્રવચનને જૈન દર્શન, સ્યાદ્વાદ દર્શન, અનેકાંત દર્શન, અપેક્ષાવાદ, વગેરે નામથી ઓળખાવ્યું છે. તે હાલ પણ વિશ્વમંડલમાં વિજયધ્વજ ફરકાવી રહ્યું છે, ને સત્યાર્થદર્શક તથા વિશ્વવ્યાપી છે. માટે જ જૈન પ્રવચન બીજા ધર્મના શાસ્ત્રો કરતાં શ્રેષ્ઠ ગણાય, એ વ્યાજબી જ છે. કારણ કે તેજ (જૈન પ્રવચન) બીજા તમામ દર્શનોને કોઇનો પણ પક્ષ લીધા સિવાય યોગ્ય ઇન્સાફ દેવાને સમર્થ છે. માટે જ આ જૈન પ્રવચનનું "**નિષ્પક્ષ પ્રવચન**" નામ પણ સુપ્રસિદ્ધ છે. તથા તેજ તમામ પદાર્થોના દ્રવ્ય ગુણ પર્યાયોની સાચી અને સંપૂર્ણ બીના નિષ્પક્ષપાત ભાવે જણાવે છે. આવા આવા અનેક મુદ્દાઓથી તેની સમસ્ત વિશ્વમંડલમાં વિજય ધ્વજા ફરકી રહી છે, અને આ શ્રી જૈન પ્રવચનની સાથે હરિફાઈ કરી શકે તેવું એક પણ પ્રવચન છેજ નહિ. માટે જ આ શ્રી જૈન પ્રવચન અદ્વિતીય (અજોડ) કહેવાય છે, અને દરેક પદાર્થનો પૂરેપૂરો તત્ત્વ બોધ મેળવવાને માટે જેમ બીજા સાધનોની જરૂર પડે છે, તેવી રીતે અપેક્ષા જ્ઞાનની તેથી પણ વધારે જરૂરિયાત જણાય છે. આવી તમામ અપેક્ષાઓની તરફ લક્ષ્ય રાખી સચોટ વસ્તુ તત્ત્વને સમજાવનારું આ એક શ્રી જૈન પ્રવચન જ છે. માટે તે 'સ્યાદ્વાદ દર્શન' આવા નામથી પણ ઘણાં સ્વપર શાસ્ત્રોમાં ઓળખાય છે. બીજાઓ જેમ કહે છે તેમ આ જૈન પ્રવચન એમ પણ નથી કહેતું કે, આત્મા વગેરે પદાર્થોનું અને ધર્માસ્તિકાયાદિનું સ્વરૂપ આમજ છે. આ મુદ્દાથી આ શ્રી

જૈન પ્રવચનને 'અનેકાંત દર્શન' પણ કહી શકાય. આ બાબતમાં વિવિધ પ્રકારે પદાર્થ તત્ત્વને સચોટ સમજાવવાને સંસ્કૃતાદિ ભાષામાં સાડી ત્રણ ક્રોડ શ્લોક પ્રમાણ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર તથા દ્વાશ્રય કાવ્યાદિ વિવિધ ગ્રંથોની રચના કરીને સમસ્ત વિશ્વમંડલમાં જે મહાસમર્થ પ્રતિભાશાલી મહાપુરૂષે અનહદ ઉપકાર કર્યો છે, તેમજ જેમના સંબંધમાં પુનાની ડેક્કન કોલેજના પ્રોફેસર, ડૉ૦ પીટર્સને કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓની પાસે ભાષણ કરવાના પ્રસંગે આ પ્રમાણે જણાવ્યું હતું કે, "હે મારા વ્હાલા વિદ્યાર્થીઓ! આજે હું જે મહાપુરૂષનું જીવન ચરિત્ર કહેવાને તમારી આગળ ઉપસ્થિત થયો છું તે આદર્શ જીવન ચરિત્રને સાંભળવામાં તમે લગાર પણ બેદરકારી રાખશો નહિ. જો કે તે મહાપુરૂષ તમારા ધર્મના (બ્રાહ્મણ ધર્મના) ન હતા, તો પણ મારે નિખાલસ હૃદયથી કહેવું જોઈએ કે તેઓ આ ભાગ્યવતી ભારતભૂમિના ચળકતા કોહીનૂર (હીરા) હતા" તે કોણ? તો કે "કલિકાલ સર્વજ્ઞ આચાર્ય મહારાજ શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજ" આ પ્રમાણે (પીટર્સને) મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. તેમજ એવો એક પણ વિષય (બાબત) અવશિષ્ટ (બાકી રહેલો) નથી, કે જેની ઉપર તેઓશ્રીએ પોતાની લેખિની (કમલ, લેખણ) ન ચલાવી હોય. વળી તેજ ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, ચરિત્રાદિના અપૂર્વ, પુષ્કલ ગ્રંથોના બનાવનારા, બાલબ્રહ્મચારી, સદ્‌ગુણ સંપન્ન, મહા પ્રતિભાશાલી કલિકાલ સર્વજ્ઞ, આચાર્ય મહારાજ [1]શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજે 'અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા' નામના ન્યાયગર્ભિત સ્તુતિગ્રંથમાં ત્રિશલાનંદન, કાશ્યપગોત્રીય, ચરમ તીર્થંકર, વર્તમાન જિન શાસનાધિરાજ, સમતાનિધાન પ્રભુ શ્રી મહાવીર દેવની સ્તુતિ કરતાં જણાવ્યું છે કે—

॥ उपजाति वृत्तम् ॥

अन्योऽन्यपक्षप्रतिपक्षभावाद्–यथा परे मत्सरिणः प्रवादाः।
नयानशेषानविशेषमिच्छन्–न पक्षपाती समयस्तथा ते ॥ १ ॥

સ્પષ્ટાર્થ—હે પ્રભો! બીજા દર્શનો એક બીજાના મતનું ખંડન કરવામાં બ્હાદુરી માની રહ્યા છે અને એકેક નયના વિચારને (ગેરવ્યાજબી છતાં) વ્યાજબી ગણીને જૂદા જૂદા નામને ધારણ કરે છે. અહીં દૃષ્ટાંત તરીકે સમજવું કે–એકલા ઋજુસૂત્ર નય નામના ચોથા નયના વિચારને આધારે બૌદ્ધ દર્શન પ્રકટ થયું. બીજા સંગ્રહ નયમાંથી વેદાંત મત પ્રકટ થયો. તથા પહેલા નૈગમ નયમાંથી સાંખ્યનો યોગમત અને વૈશેષિક મત (આ બે દર્શન) પ્રકટ થયા અને શબ્દ નયમાંથી શબ્દ બ્રહ્મજ્ઞાનીનો મત પ્રકટ થયો. પરંતુ જૈન પ્રવચન એ એક ઉત્તમ પ્રવચન છે કે, જે સર્વ નયોથી ગુંથાએલું છે એટલે તમામ નયોને

૧—(૧) જન્મ–વિ૦ સં૦ ૧૧૪૫ કાર્તિક સુદિ ૧૫ ધંધુકા (૨) નામ ચંગદેવ, (૩) દીક્ષા–વિ૦ સં૦ ૧૧૫૦માં શ્રી દેવચંદ્ર સૂરિજીની પાસે, નામ મુનિશ્રી સોમચંદ્ર (૪) સૂરિપદ, વિ૦સં૦ ૧૧૬૬ અખાત્રીજ વિજયમુહૂર્ત્ત, નામ શ્રી હેમચંદ્રસૂરિજી (૫) મરણ વિ૦સં૦ ૧૨૨૯માં ૮૪ વર્ષની ઉંમરે (૬) તેસઠ શલાકા પુરૂષ ચરિત્ર, દ્વયાશ્રય કાવ્ય, યોગશાસ્ત્ર, અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા વગેરે ગ્રંથોની તેમણે રચના કરી છે

ભેગા કરીને દરેક પદાર્થના નિર્દોષ સ્પષ્ટ સ્વરૂપને જણાવે છે, માટે જ તે બીજા બધા પ્રવચનોમાં અગ્રગણ્ય અને શ્રેષ્ઠ છે, એમ પ્રત્યક્ષ દેખાય છે.

આ બાબતમાં જુઓ સાક્ષિ પાઠઃ—

(शार्दूलविक्रीडितवृत्तम्)

बौद्धानामृजुसूत्रतो मतमभूद्वेदान्तिनां संग्रहात् ।
सांख्यानां तत एव नैगमनयाद्योगश्च वैशेषिकः ॥
शब्दब्रह्मविदोऽपि शब्दनयतः सर्वैर्नयैर्गुम्फिता ।
जैनी दृष्टिरितीह सारतरता प्रत्यक्षमुद्वीक्ष्यते ॥ १ ॥

(આ શ્લોકનો અર્થ ઉપર જણાવી દીધો છે).

આ પ્રમાણે જેમ તેઓ જૂદા જૂદા નામને ધારણ કરે છે, તેમ 'મારૂં એ સાચું' આ કહેવત પ્રમાણે અઘટિત (ગેરવ્યાજબી) વિચારને પણ સાચો ઠરાવવાને માટે ખૂબ તનતોડ મ્હેનત કરે છે. અને છેવટે પૂરેપૂરી સમજણના અભાવે પદાર્થ તત્ત્વનો ખરેખરો સંગીન નિર્ણય ન થાય, ત્યારે તેઓ એક બીજાની તરફ જાણે ઈર્ષ્યા ભાવ કે અભિમાન ધારણ કરતા ન હોય, તેવા દેખાય છે. આ બધાએ દર્શનો કરતાં ન્યાયાધીશ જેવું જૈન પ્રવચન (દર્શન) કોઈનો પણ પક્ષપાત રાખ્યા વગર સાચી ભૂલ સમજાવીને દરેક નય (દર્શન–પ્રવચન) ને સન્માર્ગમાં ચાલવા શાંતિભરી શીખામણ આપે છે. આ મુદ્દાથી આપશ્રીનું પરમપવિત્ર ત્રિપુટી શુદ્ધ (જૈન) પ્રવચન નિષ્પક્ષપાતી (પક્ષપાત વગરનું) કહેવાય, એમાં નવાઈ શી? અને આપે તે સંપૂર્ણ જ્ઞાન (કેવલજ્ઞાન) પ્રકટ થયા બાદ પ્રકાશ્યું છે, તેથી તેમાં કોઇ પણ બાબતની લગાર પણ ઓછાશ સંભવતી જ નથી. આ પ્રસંગે એ પણ જરૂર યાદ રાખવા જેવું છે કે જેવી રીતે એક પૈડાથી રથ ચલાવાય જ નહિ, અને એક હાથથી તાલી વાગે નહિ, તથા એક સૂતરના તાંતણાથી કૂવામાં પડેલા (લોટા વગેરે) પદાર્થને બ્હાર કાઢી શકાય જ નહિ, તેમ (આ ત્રણ દૃષ્ટાંતે કરીને) તમામ દ્રવ્ય ગુણ પર્યાયોનો બરાબર સચોટ અને સાચો બોધ એકેક નયના આધારે કોઈ દિવસ થઇ શકે જ નહિ. આવા આવા ઘણાં મુદ્દાઓની તરફ લક્ષ્ય રાખીને પૂર્વાચાર્ય ભગવંતોએ જૈન પ્રવચનને સમુદ્રની જેવું કહ્યું છે. અને બીજા પ્રવચનોને નદીઓની જેવા કહ્યા છે, આજ બીનાને [1]શ્રી અનુયોગ દ્વાર ટીકાદિમાં જણાવી છે. તે આ પ્રમાણેઃ—

उदधाविव सर्वसिंधवः, समुदीर्णास्त्वयि नाथ ! दृष्टयः ।
न तासु भवान्प्रदृश्यते, प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ १ ॥

---

૧ શ્રી અનુયોગદ્વારસૂત્ર અને શ્રી નંદીસૂત્ર સર્વ આગમ શાસ્ત્રોમાં પ્રવેશ કરવાને માટે કુંચી જેવા છે. અહીં અનુયોગદ્વારસૂત્રમાં ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ તથા નયાદિની અને શ્રીનંદીસૂત્રમાં પાંચ જ્ઞાનની બીના વધારે પ્રમાણમાં આવે છે. બંનેની ઉપર પ્રાકૃત ચૂર્ણિ છે, તેના આધારે શ્રી હરિભદ્રસૂરિજીએ ટીકા બનાવી, ને તેના આધારે મલધારિ શ્રી હેમચંદ્રસૂરિજીએ અનુયોગદ્વારની ટીકા, ને શ્રી મલયગિરિ મહારાજે શ્રી નંદીસૂત્રની ટીકા બનાવી.

સ્પષ્ટાર્થ—હે નાથ! જેવી રીતે સમુદ્રમા ઘણી નદીઓ સમાઇ જાય, તેવી રીતે આપના મહાસાગરરૂપી શ્રી જૈન પ્રવચનમા (નદીઓની જેવા) બીજા સાખ્યાદિ બધા દર્શનો સમાઇ જાય છે એમ હાથમા રહેલા આમળાની માફક પ્રત્યક્ષ–અનુભવસિદ્ધ જણાય છે વળી બીજા દરેક દર્શનના શાસ્ત્રોમા હાલ પણ આગીયા જીવના શરીરના પ્રકાશની જેવો જે પ્રકાશ દેખાય છે, તે પણ પોતાના વિચારને અનુસારે જૈન પ્રવચનમાથી ગ્રહણ કરેલા એકેક અશને જ આભારી છે તેથી સાબીત થાય છે કે બીજા પ્રવચનો અધૂરા છે અને પૂરેપૂરુ વ્યાજબી આપેક્ષિક જ્ઞાન દઇ શકતા નથી આ રીતે કહેવાનુ તાત્પર્ય એ છે કે–અન્ય પ્રવચન તરીકે પ્રસિદ્ધ એવા દરેક પ્રવચનના નેતાઓ સપૂર્ણ જ્ઞાનવાળા (સર્વજ્ઞ) નથી કારણ કે તેમણે મોહાદિ ચાર ઘાતી કર્મોનો ક્ષય કર્યો નથી એટલે આઠે કર્મોમા મોહનીય કર્મ મુખ્ય છે જેમ લશ્કરમા સેનાધિપતિની મુખ્યતા હોય છે, તેવી રીતે અહી પણ મોહનીય કર્મની મુખ્યતા છે અને તે દુખે કરીને જીતી શકાય, તેવુ છે માટે જ ક્ષપક શ્રેણિમા પહેલા મોહનીય કર્મનો ક્ષય કરવો પડે છે, અને ત્યાર બાદ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય કર્મનો ક્ષય થાય, ત્યારે કેવલજ્ઞાન થાય આવુ જ્ઞાન જેને પ્રકટ થયુ હોય, તે સર્વજ્ઞના કહેવામા લગાર પણ ફેરફાર કે ઓછાશ હોય જ નહિ સત્ય પરિસ્થિતિ આમ હોવાથી એકાતવાદીઓએ એકાતવાદને જણાવવાના અવસરે અનેક બાબતમા અનેકાતવાદ સ્વીકાર્યો હોય, એમ તેમના ઘણા ગ્રંથોમા દેખાય છે અહી આ બાબતને વિસ્તારે કહેવાનો હાલ પ્રસગ નથી તેથી તે અવસરે જણાવીશુ આમાથી સાર એ નીકળે છે કે–પરમ તારક શ્રી જૈન પ્રવચનો જ મોક્ષાદિના સાધન વગેરેને કષ, છેદ, તાપની શુદ્ધિએ જણાવવા પૂર્વક પૂરેપૂરી નિર્દોષ સરલ પદ્ધતિએ જણાવવા સમર્થ છે આવા જ વિશાલ આશયથી મત્રીશ્વર [1]વસ્તુપાલે પોતાના મરણની નજીકના ટાઇમે સર્વ જીવોને ખમાવતા (૧) શ્રી અરિહત,

---

૧–વસ્તુપાલ અને તેજપાલ આ બને બધુઓ, ધોળકાના વીરધવળ રાજાના મત્રીઓ હતા તેમણે ૧–૧૩૦૦ નવા જિન મદિરો કરાવ્યા ૨ ૨૨૦૦ જૂના જિન મદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા ૩ સવા લાખ જિન બિબો ભરાવ્યા ૪ શ્રી આબુની ઉપર કરોડો રૂપિયા ખરચી જિન મદિર બધાવ્યા અહી વસ્તુપાલની સ્ત્રી અનુપમા દેવીએ અને તેજપાલની સ્ત્રી લલિતા દેવીએ શ્રી નેમિનાથના મદિરમાં પેસતાં બે બાજુ અઢાર લાખ રૂપિયા ખરચી બે ગોખલા કરાવ્યા હાલ, તે 'દેરાણી જેઠાણીના ગોખલા' આ નામથી ઓળખાય છે ૫ બને મત્રીઓએ ૯૮૪ પૌષધ શાલાઓ બધાવી હતી ૬ અને સાત કરોડ સોનાની તથા મસીની શાહીથી તાડ પત્ર અને ઉત્તમ કાગળોની ઉપર જૈનાગમો લખાવીને સાત સરસ્વતી ભડાર (જ્ઞાન ભડાર) કરાવ્યા તેમણે વિ૰ સ૰ ૧૨ ૫ મા શત્રુજય ગિરિનારની ચતુર્વિધ સઘ સહિત, પહેલી વાર યાત્રા કરી ત્યારે તેમની સાથે, ૧ હાથી દાતના મદિરો ચોવીસ, ૨ લાકડાનાં મદિરો ૧૨૦ ૩ ગાડાં ૪૫૦૦, ૪ પાલખીઓ ૭૦૦, ૫ કારીગરો ૩૦૦, ૬ આચાર્ય ભગવતો ૭૦૦, ૭ શ્વેતાંબર મુનિવરો ૨૦૦૦, (૮) દિગબરો ૧૧૦૦, (૯) ૧૯૦૦ સાધ્વીઓ (૧૦) ૪૦૦૦ ઘોડા (૧૧) બે હજાર ઉટ (૧૨) સર્વે મળી યાત્રાળુ ૭ લાખ (ના પ્રમાણમા) હતા આ પહેલા યાત્રાની બીના જણાવી એ પ્રમાણે અધિક અધિક આડબરથી સાડી બાર યાત્રાઓ કરી હતી વિશેષ

(૨) સિદ્ધ. (૩) સાધુ. (૪) કેવલિ ભગવંતે કહેલ ત્રિપુટી શુદ્ધ ધર્મ. આ ચાર શરણાંને સ્વીકાર્યા. દુષ્કૃત્ય (પાપ) ની ગર્હા અને સુકૃતની અનુમોદના કરીને તીર્થાધીશ્વર, પરમપૂજ્ય અનંત તીર્થંકર ગણધરાદિ સમલંકૃત શ્રી સિદ્ધાચલ તીર્થની સામે બંને હાથ જોડીને આ પ્રમાણે ભાવના ભાવી હતી કે—

**यन्मयोपार्जितं पुण्यं–जिनशासनसेवया ॥**
**जिनशासनसेवैव–तेन मेऽस्तु भवे भवे ॥ १ ॥**

સ્પષ્ટાર્થ–હે પ્રભો! આપના પરમ પવિત્ર શ્રી જિનશાસનની સેવા કરીને મેં જે કંઈ પુણ્યાનુબંધી પુણ્ય પેદા કર્યું હોય, તેના ફલ રૂપે હું એજ ચાહું છું કે, હે પરમ કૃપાલુ દેવાધિદેવ! આપના પસાયથી આ ભવથી માંડીને જ્યાં સુધી હું મુક્તિપદ ન પામું, ત્યાં સુધીના વચલા દરેક ભવમાં મને શ્રી જિન શાસનની સેવા[3] મળજો. ૧

આગળ વધીને પોતે લઘુતા ગર્ભિત ભાવના આ પ્રમાણે ભાવે છે, કે—

**न कृतं सुकृतं किञ्चित्–सतां संस्मरणोचितं ॥**
**मनोरथैकसाराणा–मेवमेव गतं वयः ॥ २ ॥**

સ્પષ્ટાર્થ—મેં ઉત્તમ પુરૂષોને યાદ કરવા લાયક સુકૃત એટલે પુણ્યના કાર્યો કંઈ ન કર્યાં, અને સારા સારા મનોરથ કરવામાં મારી ઉંમર ચાલી ગઈ. આ ભાવનામાંથી રહસ્ય એ નીકલે છે કે, મંત્રી નિરભિમાની હતા, અને તેમણે ઘણાંએ ધાર્મિક કાર્યો અનર્ગલ લક્ષ્મીના સદુપયોગે પણ કર્યાં હતા. છતાં પોતે છલકાઇ ન જતાં પહેલાંના શ્રાવકોએ કરેલા શાસન પ્રભાવનાના કાર્યોની આગળ મેં કરેલા ધાર્મિક કાર્યો શા હિસાબમાં છે? એમ લઘુતા ભાવી દિન પ્રતિદિન અધિક ધાર્મિક કાર્યો કરવાની તીવ્ર ઉત્કંઠા રાખતા હતા. મંત્રીને કોઈ પૂછે છે કે, તમને મરણનો ભય છે કે નહિ? તેને મંત્રી જવાબ આપે છે—

---

બીના વસ્તુપાલ ચરિત્ર, પ્રબંધ ચિંતામણિ, વિવિધ તીર્થકલ્પ, ઉપદેશ તરંગિણી વગેરે ગ્રંથોમાંથી જોઈ લેવી. મંત્રી વસ્તુપાલ વિ૦ સં૦ ૧૧૯૮ ભાદરવા સુદિ દશમે સ્વર્ગવાસ પામ્યા.

૧ જુઓ સંથારા પોરિસીમાં–"चत्तारि सरणं पवज्जामि, अरिहंते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि, केवलि पण्णत्तं धम्मं सरणं पवज्जामि ॥ १ ॥

૨ આ બાબતનો વિસ્તાર શ્રી પંચસૂત્રમાં જણાવ્યો છે. ત્યાં કહ્યું છે કે–तस्स पुण विवागसाहणाणि चउसरणगमणं, दुक्कडगरहा, सुकडाणुमोयणा, ઈત્યાદિ.

૩ આવી માગણીનું નામ નિયાણું ન કહેવાય. સાંસારિક પદાર્થોની જે ચાહના તે નિયાણું કહેવાય. એમ શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે પ્રશસ્ત ચાહના કરવાનું તો શ્રીજયવીયરાયસૂત્રની (પ્રાર્થના સૂત્રની) वारिज्जइ जइवि नियाणं, बंधणं वीयराय तुह समए। तहवि मम हुज्ज सेवा भवे भवे तुम्ह चलणाणं ॥१॥ (અર્થ-હે વીતરાગ! જો કે આપના સિદ્ધાંતમાં નિયાણું કરવાની ના કહી છે, તો પણ હું ઇચ્છું છું કે તમારા [illegible] સેવા મને ભવોભવ હોજો–મલજો) આ ગાથાથી સ્પષ્ટ સમજાય છે.

लब्धाः श्रियः सुख स्पृष्ट–मुख दृष्ट तनूरुहाम् ॥
पूजित शासन चैव–न मृत्योर्भयमस्तिमे ॥ ३ ॥

સ્પષ્ટાર્થ—વ્યવહાર દૃષ્ટિએ મે લક્ષ્મી મેળવી, અને સુખ ભોગવ્યુ, તથા પુત્રોનુ મોઢુ જોયુ ને આત્મિક દૃષ્ટિએ મહાપ્રભાવશાલી શ્રી જૈનેન્દ્ર શાસનની પણ પરમ ઉલ્લાસથી (હૃદયના ઉમળકાથી) સેવના કરી તેથી હે પ્રભો! હવે મને મરવાનો ભય છેજ નહિ ૩

આ ભાવનામાથી બોધ એ લેવાનો કે અધર્મી જીવોને જ મરવાનો ડર હોય છે કારણ કે, તેમણે પોતાની જીદગીમા ઘણા પાપના કાર્યો કર્યા છે, તેથી તેમને મરતી વેલાએ આવો પશ્ચાતાપ થાય છે કે, અરેરે? મોહ અને અજ્ઞાનને વશ થઇને ગરી મારીને મે ઘણા પાપ કર્મો કર્યા છે, તેથી હવે મારૂ શુ થશે? દુર્ગતિમા મારે જવુ પડશે? અને તેના આકરા દુખો કઈ રીતે મારાથી ભોગવાશે? આ રીતે ખેદ કરે, તો પણ દુર્ગતિનુ આયુષ્ય બાધેલુ હોવાથી મરીને તેમને દુર્ગતિમા જવુ જ પડે છે, અને આકરા ભયકર દુખો રીબાઈ રીબાઇને ભોગવ્યા વિના તેમનો છૂટકારો થતો નથી પરતુ જેઓ શ્રી જિનશાસનની આનદથી આરાધના કરે, તેમને મરણનો ભય તલ ભાર પણ હોતો નથી કારણ કે, જેવી રીતે એક માણસને લાખ રૂપિયાની કીમતનો બગલો છોડીને તેથી પણ બહુ સુદર દશ કરોડ રૂપિયાની કીમતના બગલામા જવાનુ હોય, તો તેને આનદ થાય, તેવી રીતે ધર્મિષ્ટ ભવ્ય જીવો, જે ચાલુ સારી સ્થિતિ હોય, તેના કરતા બહુ જ સારી સ્થિતિને એટલે સ્વર્ગને કે મોક્ષને પામે છે

હવે મત્રી વસ્તુપાલ ભાવરોગને નાશ કરનારા સાધનોની માગણી આ પ્રમાણે કરે છે—

गुरुर्भिषग्युगादीश–प्रणिधान रसायणम् ॥
सर्वभूतदया पथ्य–सन्तु मे भवरुग्भिदे ॥ ४ ॥

સ્પષ્ટાર્થ—હે પ્રભો! માખી જેમ બળખામા ચોટે, તેમ સસારના મોહક અશુચિ પદાર્થોના મોહ રૂપી કાદવમા ખૂતેલા સસારી જીવો, તાવ, ક્ષય, ભગદર વગેરે દ્રવ્ય રોગને દૂર કરવાને માટે જેવી પ્રવૃત્તિ કરે છે, તેમ કરવા હુ ચાહતો નથી, પણ તીવ્ર ઉત્કઠા એજ છે કે, પ્રબલ પુણ્યોદયે દશ દૃષ્ટાતે કરીને દુર્લભ એવા મનુષ્ય ભવને પામીને હુ કોઈ પણ ઉપાયે દેવગતિ, મનુષ્યગતિ તિર્યચગતિ, અને નરકગતિ રૂપ ચાર ગતિવાળા સસારમા રખડપટ્ટી કરવા રૂપ ભાવરોગને દૂર કરીને પરમ શાશ્વત આત્મિકાનદમય મુક્તિ પદને પામુ જેમ દ્રવ્ય રોગનો ઈલાજ કરતી વેલાએ (૧) વૈદ્ય, (૨) દવા, (૩) [1]પથ્યભોજન એટલે આરોગ્યને પમાડનારા આહાર વગેરે, આ ત્રણ સાધનોની જરૂર પડે છે, તેવી રીતે ભાવ રોગને દૂર કરનાર આ ત્રણ સાધનો મને ભવોભવ મળજો તે આ પ્રમાણે (૧) કચન

[1] પથ્યભોજનને અગે "ભાવપ્રકાશ" નામના વૈદ્યક ગ્રથમાં કહ્યું છે કે–" पथ्ये सति गदार्तस्य, किमौषधनिषेवणम् ॥ पथ्येऽसति गदार्तस्य, किमौषधनिषेवणं ॥ १ ॥

કામિનીના સર્વથા ત્યાગી, મહાસદ્‌ગુણસંપન્ન, શ્રી આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, ગણાવચ્છેદક, સ્થવિર વગેરે ગુરૂ મહારાજ તે વૈદ્ય. (૨) આપશ્રી (યુગાદીશ શ્રી આદીશ્વર ભગવંત) નું ઉત્તમ નિશ્ચલ ધ્યાન તે દવા. (૩) હું જગતના તમામ જીવોને મારા જેવા ગણીને તેમની ઉપર દ્રવ્ય દયા ને ભાવ દયા રાખું, એ પથ્યભોજન. આ ત્રણ સાધનો મને ભવોભવ મળજો. ૪

હવે મંત્રી વસ્તુપાલ આત્મહિતકર સાત પદાર્થોની માગણી આ પ્રમાણે કરે છે:—

(मन्दाक्रांतावृत्तम्)

**शास्त्राभ्यासो जिनपदनतिः संगतिः सर्वदाऽऽर्यैः ।**
**सद्वृत्तानां गुणगणकथा दोषवादे च मौनं ॥**
**सर्वस्यापि प्रियहितवचो भावना चात्मतत्त्वे ।**
**संपद्यन्तां मम भवभवे यावदाप्तोऽपवर्गः ॥ ५ ॥**

સ્પષ્ટાર્થ—(૧) જૈન શાસ્ત્રાદિનો અભ્યાસ એટલે મુનિપણામાં આગમોનું ભણવું અને સાંભળવું. અને શ્રાવકપણામાં ફક્ત સાંભળવું વગેરે (૨) દેવાધિદેવ પ્રભુશ્રી તીર્થંકરાદિ ઇષ્ટ દેવોના ચરણકમલને દરરોજ નમસ્કાર કરવો. આમાં પ્રભુ પૂજાદિનો પણ સમાવેશ થાય છે. એટલે નમસ્કાર પદથી પ્રભુ પૂજા વગેરે પણ લઈ શકાય. (૩) જે કાર્ય કરવાથી પાપકર્મનો બંધ થાય, તેવા હિંસાદિ અધર્મના કાર્યને પ્રાણાંત કષ્ટમાં પણ જેઓ ન જ કરે, તે પુરૂષો આર્ય કહેવાય. તે આર્ય પુરૂષોની સાથે સોબત (પરિચય). (૪) સદાચારી મહાપુરૂષોના ઉત્તમ શીલ, દાન, તપશ્ચર્યા, સંયમ, વગેરે ગુણ સમુદાયનું નિરંતર ગુણગાન કરવું. [1]ને તેમના જીવનમાંથી સાર ગ્રહણ કરીને પોતાના જીવનમાં ઉતારી નિર્મલ આરાધના કરી માનવ ભવ સફલ કરવો. (૫) બીજા માણસની નિંદા કરવાના પ્રસંગે મૌન રહેવું, ને તેવા નિંદાના વચનો સાંભળવાના પ્રસંગે બહેરા જેવા થઇ જવું. કારણ કે બીજાની નિંદા કરવામાં કે સાંભળવામાં કંઈ પણ લાભ નથી. આવા અવસરે આત્માર્થી ભવ્ય જીવો એમ વિચારે છે કે—

॥ દુહો ॥

**બૂરા જગમેં કો નહી, બૂરા અપના ખેલ;**
**ખેલ અપના સુધાર લે તો, ગલીએ ગલીએ રહેલ. ૧**

જ્યારે બીજાની નિંદા કરવાનું મન થાય ત્યારે એમ વિચારવું કે હે જીવ! જગતમાં કોઈ ખરાબ નથી, પોતાના ખેલ (આચાર, વિચાર, ઉચ્ચાર) ખરાબ છે, તે ખેલને સુધારીશ તો તું ઠેકાણે ઠેકાણે (જ્યાં જઇશ ત્યાં) સુખ શાંતિ ને આનંદ પામીશ. તથા સામો માણસ આપણી નિંદા કરે, તો વિચારવું કે–ધોબીની સામે ધોબી થવું, તે સમજુ જીવોને શોભે નહિ,

[1] આ વાતને અંગે શ્રી શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર (વંદિત્તાસૂત્ર) ની 'चिरसंचियपावपणासणीइ, भवसय सहस्समहणीए ॥ चउवीसजिणविणिग्गयकहाइ, वोलंतु मे दियहा ॥ १ ॥ આ ગાથાનું રહસ્ય જરૂર વિચારવું. ॥

તારી જે ભૂલ જોઇને સામો માણસ તારી નિંદા કરતો હોય, તે તારી ભૂલ તારે જરૂર સુધારવી જોઇયે ભૂલ સુધાર્યા પછી કોઈ તારી નિંદા કરશે નહિ કદાચ કોઇને નિંદા કરવાની ટેવ જ પડી હોય, ને તે તારી નિંદા કરે તો વિચારવુ કે–એ જીવ કર્મને વશ છે, મારામા ભૂલ છેજ નહિ, તો મારે અહીથી ચાલ્યા જવુ ઉચિત છે, જેથી તેવા વચનો સાભળવા ન પડે, કારણ કે ત્યા ઉભા રહેવાથી કદાચ પોતાને ક્રોધ પણ થઈ જાય, ને તેથી ચીકણા અશુભ કર્મો બધાય કહ્યુ છે કે–

आक्रुष्टेन मतिमता–तत्त्वार्थविचारणे मतिः कार्या ॥
यदि सत्य किं कोपः स्यादनृत किं नु कोपेन ? ॥ १ ॥

અર્થ—જેને ક્રોધ થયો હોય, કે થવાની તૈયારી હોય, તો બુદ્ધિમાન પુરૂષે સામાને કોપ કરવાનુ ખરૂ કારણ શુ છે ? તે સત્ય બીના વિચારવામા બુદ્ધિને જોડી દેવી, એટલે સામો માણસ મારી ઉપર શાથી ક્રોધ કરે છે ? તેનો વિચાર કરવો ને અતે સાચુ કારણ પોતાની ભૂલ છે, એમ જણાય તો કોપ કરનાર સામા માણસની ઉપર કોપ કરવાની શી જરૂર છે ? તારે તારી ભૂલ જ સુધારી લેવી કદાચ વાત ખોટી જ છે એટલે તારી ભૂલ નથી, છતા તે ક્રોધ કરે, તો પણ તને ક્રોધ કરવાથી શો ફાયદો છે અર્થાત્ કઈ લાભ છેજ નહિ ને તારે વિચારવુ કે, 'न शुद्धस्य भय क्वचित्' જે ચોખ્ખો (નિર્દોષ) છે, તેને લગાર પણ ભય કોઈ પણ સ્થલે છેજ નહિ માત્ર નિમિત્તે સામો માણસ નાહક ક્રોધ કરી ચીકણા કર્મો બાધે છે, માટે મારે બીજે સ્થાને જવુ ઉચિત છે આ નિંદા કરનાર માણસ, પોતાના પાણી ને સાબુથી મારો મેલ ધોતો હોવાથી મારો તે મિત્ર છે, મને તેની ઉપર લગાર પણ દ્વેષ નથી, કહ્યુ છે કે, "નિંદા અમારી જો કરે, મિત્ર અમારા સોય, બીન સાબુ બીન પાનીસે, મેલ અમારા ધોય"—૧

(૬) વ્યાવહારિક વાતચીત કરવાના અવસરે કે સજ્જન પુરૂષોના સમુદાયમા બોલવાના પ્રસગે બધાની આગળ હિતકારી, સાભળનારને વ્હાલા લાગે તેવા, અને ખપ પૂરતા વચન બોલવા (૭) આત્મતત્ત્વની વિચારણા કરવી એટલે ૧ હુ કોણ છુ ? ૨ પાછલા ભવમા કઈ સારી પુણ્યાઈ કરી હશે, એટલે પુણ્યની મુડી એકઠી કરી હશે, ત્યારે હુ આવી ઉત્તમ સ્થિતિને પામ્યો છુ તે પુણ્યની મુડી તો દિવસે દિવસે ઓછી થતી જાય છે, જેટલો ટાઈમ સુખ ભોગવાય, તેટલુ પુણ્ય જરૂર ખાલી થયુ એમ સમજવુ માટે સુખના સમયમા ફૂલાઇશ નહિ, દુખના સમયમા હાયવોય કરવી નહિ, કારણ કે, ત્યારે તો પાપનો કચરો ખાલી થતો હોવાથી ગજી થવુ જોઇયે કહ્યુ છે કે—

कार्यः सम्पदि नानदः–पूर्वपुण्यभिदे हि सा ॥
नैवापदि विषादश्च–सा हि प्राक्पापपिष्टये ॥ १ ॥

આનો અર્થ ઉપર જણાવ્યો છે

(૩) આવતા ભવમાં સુખી થવાને માટે હવે કંઈ ધર્મારોપન કરી નવી પુણ્યની મુંડી પેદા કરૂં, કારણ કે જૂની પુણ્યની મુંડી તો ખાલી થવાની તૈયારીમાં છે, (૪) આત્મા એ શું ચીજ છે? જ્ઞાનાદિ ગુણમય તે શાશ્વતો છે. (૫) તેને માનવામાં કયા કયા પ્રમાણો છે? (૬) હાલ તેની પરિસ્થિતિ કેવી છે? (૭) એને કર્મ લાગવાનું શું કારણ? (૮) મારા આત્માને કર્મથી અલગો કરવાને માટે કયા કયા સાધનોની સેવના કરવી જોઈયે? (૯) સંસારમાં ટકાવનાર ચાર કષાયોને જીતવાને માટે તથા ભોગ તૃષ્ણાને ટાળવાને માટે હે જીવ! તું પ્રયત્ન કરે છે કે નહિ? (૧૦) સમતા, શીલ, સંયમ, સરલતા, સાદાઈ, સંતોષ, શાંતિ વગેરે ગુણોને મેળવી વધારવાને માટે, તથા ટકાવવાને માટે ઉત્તમ સાધનોની સેવના કરે છે કે નહિ? આ પ્રશ્નોના ખુલાસા મેળવી આચાર, વિચાર અને ઉચ્ચારાદિને નિયમિત કરી, શ્રી શ્રાવક ધર્મ જાગરિકામાં જણાવ્યા મુજબ, દ્રવ્ય, ક્ષેત્ર; કાલ, ભાવની વિચારણા કરવી. આ સાત પદાર્થો આ ભવથી માંડીને મુક્તિ પામવાના છેલ્લા ભવ સુધીના વચલા ભવોમાં મને ભવોભવ મળજો. આવી ઉત્તમ ભાવના ભાવતાં મંત્રી વસ્તુપાલ, અંકેવાળીયા ગામની નજીકમાં સમાધિ મરણ સાધીને દેવતાઈ સારા સુખ પામ્યા.

પૂરેપૂરા ઉમંગથી શ્રી જિન શાસનની સાત્વિકી આરાધના કરતાં સર્વોત્તમ મોક્ષની કે મહર્દ્ધિક દેવતાઇ સાહિબી પામીએ, એમાં નવાઇ શી? પણ જો તેની ઉપર અખંડ રાગ રાખીએ તો તે પણ ભવ સમુદ્રમાં તેનો જલદી પાર પામવાને માટે સ્ટીમરના જેવું કામ બજાવે છે. એટલે ભવ સમુદ્રનો પાર પમાડે છે. આવા આવા ઘણાં વિશાલ આશયથી મહાતાર્કિક શિરોમણિ ન્યાયાચાર્ય પૂજ્યપાદ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણીએ ન્યાયાલોક ગ્રંથમાં શ્રી જિન પ્રવચનની સ્તુતિ કરવાના પ્રસંગે પોતાની લઘુતા જણાવતાં બે શ્લોકમાં આ પ્રમાણે કહ્યું છે કે—

॥ आर्यावृत्तम् ॥

**अस्मादृशां प्रमाद, ग्रस्तानां चरणकरणहीनानाम् ॥**
**अब्धौ पोत इवेह, प्रवचनरागः शुभोपायः ॥ १ ॥**

સ્પષ્ટાર્થ—હે પ્રભુ! બહુ જ પ્રાચીન કાલના સાતિશય ગુણવંત મહા શ્રમણ નિર્ગ્રંથોની અપેક્ષાએ અમે પ્રમાદ રૂપી કીચડમાં ખૂત્યા છીએ. અને ચરણ સિત્તરી કરણ સિત્તરીની યથાર્થ સંપૂર્ણ આરાધના પણ કરી શકતા નથી. આમ છતાં પણ જેવી રીતે મહાસાગરમાં વ્હાણનો આધાર હોય છે, તેવી રીતે સંસાર રૂપી સમુદ્રને તરી જવાને અમારા હાથમાં વ્હાણ સ્ટીમર વગેરેના જેવું ઉત્તમ આલંબન એ છે કે આપના પ્રવચન (ધર્મ–શાસન–આગમ)ની ઉપર અડગ પ્રશસ્ત રાગ ધારણ કરવો.૧

विषयानुरघरघुर-मन्यन्न किमप्यह फल याचे ॥
किंत्वेकमिह जन्मनि- जिनमतराग परत्रापि ॥ २ ॥

સ્પષ્ટાર્થ—હે પ્રભો! મને પૂરેપૂરી ખાત્રી છે કે, શબ્દાદિ ભોગના સાધનો, (સ્ત્રી વગેરે) ફક્ત, ઉપરથી જ સુદર દેખાય છે, પણ અદરના ભાગમા તો કેવલ અશુચિ મય છે માટે હુ તેવા પદાર્થોની માગણી કરતો જ નથી જેમા અદર કઇ સાર ન દેખાય, તેવા સુદર આગ્દાનવાળા પદાર્થોને જોઇને મુઝાવુ, એ તો મોટામા મોટી મૂર્ખાઈ કહેવાય આજ સુદ્ધાથી હુ એજ ચાહુ છુ કે—આ ભવમા અને હવે પછીના (મુક્તિ પદને પમાડનારા છેલ્લા ભવથી પ્હેલાના) દરેક ભવમા આપના પ્રવચનમા અખડ રાગ નિરતર ટકી રહે

ત્રિવિધ તાપને શમાવનારા, તથા ઉત્તમ દર્શન જ્ઞાન ક્રિયાની નિર્મલ આરાધનાથી પ્રકટ થતા સાત્વિક આનદ લહરીના ધોધ પ્રવાહથી ભરેલા, ને ભાવ સપત્તિદાયક, શ્રી જૈન પ્રવચનોને પ્રાચીન કાલે પૂર્વધરાદિ મહાપુરૂષો ગુરૂ પરપરાના ક્રમે કરીને યાદ રાખી શિષ્ય પ્રશિષ્યાદિને ભણાવતા, ને તઓ પણ વિશિષ્ટ સ્મરણ શક્તિવાળા હોવાથી યાદ રાખતા, આ પદ્ધતિ કેટલોક સમય ચાલ્યા બાદ દુષમ કાલાદિના પ્રબલપણાથી તે સૂત્રાર્થ ધારક મુનિવરોની યાદ શક્તિ વગેરે ઘટવા લાગ્યા તેથી કાર્મગ્રથિક મતે અને સૈદ્ધાતિક મતે પદાર્થ તત્ત્વના કેટલાક વિચારો જૂદા જૂદા જણાયા આવી પરિસ્થિતિમા તે તે કાલના મહાપુરૂષોને તે વિચારોને તદવસ્થ રૂપેજ જણાવવા ઉચિત લાગ્યા કારણ કે અમુક જ મત સાચો છે, એવો નિર્ણય છદ્મસ્થ જીવો ન જ કરી શકે, અને તે મહાપુરૂષો ભલે તે કાલની અપેક્ષાએ વિશિષ્ટ જ્ઞાની કહેવાય, પણ પૂર્વના મહાજ્ઞાનીઓની અપેક્ષાએ તો અલ્પજ્ઞ છદ્મસ્થ જ કહી શકાય, તાત્પર્ય એ કે, આ મતભેદ પૂર્વે જૂદી જૂદી વાચના થયેલી તેથી થયો હતો, એટલે તેને વાચના ભેદ જન્ય કહી શકાય વાચના ભેદ થવાનુ કારણ એ હતુ કે, ક્ષાયિક જ્ઞાનવાલા પૂજ્યપાદ ત્રિકાલ ભાવી સકલ તીર્થપતિ ભગવતોનો તો મૂલથી એકજ મત હતો, છે, ને રહેશે કારણ કે ભૂતકાલમા થઇ ગયેલા અનતા તીર્થકરોમાના એક પણ તીર્થકર ભગવતે અર્થ દેશના દેતા એવો શબ્દ પ્રયોગ નથી કર્યો કે,—"આ પરમાણુ આદિ પદાર્થોના સ્વરૂપને હુ પોતેજ જણાવુ છુ" પરતુ એજ જણાવ્યુ કે, જેમ અતીત (પ્હેલા થઈ ગયેલા) અનતા તીર્થકરોએ જે પદાર્થનુ સ્વરૂપ જેવા રૂપે કહ્યુ, અને ભાવી અનતા તીર્થકરો જે પદાર્થનુ સ્વરૂપ જેવા રૂપે કહેશે, તેને અનુસારે જ હુ આ વિવક્ષિત પરમાણુ વગેરે પદાર્થના સ્વરૂપને કહુ છુ, અને આ કારણથી અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત, ભવોભવ ચાહના કરવા લાયક, જૈનેન્દ્ર પ્રવચનની લોકોત્તરતા સિદ્ધ થાય છે કે, જેમા ત્રિકાલભાવી તમામ ધર્મોપદેશકોમા પ્રરૂપણા ભેદ (જૂદી જૂદી પ્રરૂપણા) છેજ નહિ આજ પ્રણાલિકાના વિરહથી અન્ય દર્શનકારોને નિરૂપાયે કહેવું પડયુ કે—

॥ उपजाति वृत्तम् ॥

श्रुतिर्विभिन्ना स्मृतयोऽपि भिन्ना,

**नैको मुनिर्यस्य वचः प्रमाणं (मतं न भिन्नमित्यन्यत्र) ॥**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां-महाजनो येन गतः स पन्थाः ॥ १ ॥**

અર્થ—પદાર્થ તત્ત્વનું સ્વરૂપ જણાવવામાં શ્રુતિ કંઇ કહે છે, ત્યારે સ્મૃતિ કંઇ જૂદું જ વર્ણન કરે છે. આ રીતે શ્રતિ અને સ્મૃતિના વચનો અલગ અલગ હોવાથી બંને જૂદા પડે છે, તેમજ જેનું વચન પ્રમાણ ભૂત ગણાય, તેવો મુનિ એક પણ દેખાતો નથી. કારણ કે દરેક મુનિના વચનો જૂદા જૂદા જણાય છે. અરે! એક મુનિના પણ વચનો પૂર્વાપર વિરોધિ (એકજ ગ્રંથમાં પ્હેલાં જે કહ્યું હોય તેનાથી વિરૂદ્ધ) જણાય છે, તેથી એમ માલુમ પડે છે કે, ધર્મનું ખરૂં રહસ્ય ગુફામાં પેસી ગયું. માટે મોટા પુરૂષો જે રસ્તે ચાલ્યા, તે રસ્તે જવું વ્યાજબી છે. ૧

કેટલોક સમય વીત્યા બાદ સૂત્રાર્થ વિષયક (સૂત્રાર્થની બાબતમાં) વિસ્મરણ વગેરે કારણોથી વાચના ભેદ થયો. આ વાત ટૂંકામાં શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાયે બનાવેલી શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ટીકામાં જણાવી છે. તેમજ પરોપકાર ધુરીણ આચાર્ય શ્રી મલયગિરિ મહારાજાએ પણ શ્રી જ્યોતિષ્કરંડક નામના પ્રકીર્ણકની વૃત્તિમાં કહ્યું છે કે–જૈનેન્દ્ર શાસન ભાવી શ્રી સ્કંદિલાચાર્યના સમયમાં પાંચમા દુઃષમ આરાના પ્રતાપે દુર્ભિક્ષકાલ પ્રવર્ત્યો. તેથી સાધુ સમુદાયમાં સિદ્ધાંતવાંચનાદિ પ્રવૃત્તિ મંદ થવા લાગી. દુષ્કાલ વીત્યા બાદ સુભિક્ષકાલ સમયે (સુકાળમાં). ૧ વલ્લભીપુર (વળા) તથા ૨ મથુરા આ બે સ્થલે સંઘ ભેગો થયો. તેમાં સૂત્રાર્થની સંયોજનાના સમયે અતીત દુષ્કાલના પ્રતાપે સૂત્રાર્થની વિસ્મૃતિ થએલી હોવાથી વાચના ભેદ થયો. એટલે વલ્લભી વાચના અને માથુરી વાચના શરૂ થઈ. તે અવસરે સંસારમાં અનંતકાલ સુધી ભ્રમણ કરાવનારી શ્રી પ્રવચનની આશાતનાથી ભય પામનાર કદાગ્રહ રહિત તથા અવધિ જ્ઞાનાદિ પ્રત્યક્ષ જ્ઞાન રહિત અને તેજ હેતુથી અમુક જ વાચના પાઠ સાચો છે એવો નિશ્ચય કરવો અશક્ય જાણનાર સંઘનાયક પૂજ્યપાદ શ્રી દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણ મહારાજા વગેરે આચાર્ય મહારાજાઓએ તે તે વાચનાઓના પાઠો પરસ્પર અવિસંવાદપણે સ્મરણને અનુસારે તદવસ્થજ (જેવા પાઠ યાદ હતા તેવા) પુસ્તકારૂઢ કર્યા. તેથી આજ સુધી પણ તેજ પદ્ધતિ તદવસ્થ ભાવે (તેવાજ રૂપમાં) દેખાય છે તેમાં છેવટે "આ બે અર્થમાં સાચો અર્થ કયો? તે કેવલી ભગવંતો જાણે" એવો ઉલ્લેખ (નિર્દેશ) દેખાય છે.

આ શ્રી જિનેશ્વર દેવે કહેલા પ્રવચનોમાં અર્થની અપેક્ષાએ પ્રાયે ફેરફાર કે જૂદાશ હોય જ નહિ. પણ શબ્દ રચના તો જૂદી જૂદી હોય જ. કારણ કે દરેક તીર્થંકરના તીર્થ સ્થાપના કાલે ગણધરો પોતાનો આચાર છે, એમ સમજીને દ્વાદશાંગીની રચના જરૂર કરે જ એવો નિયમ છે.

**॥ બારે અંગોની પુરૂષના અંગોની સાથે સરખામણી ॥**

શ્રીદૃષ્ય ગણિજીના શિષ્ય શ્રી દેવવાચક મહારાજે રચેલી શ્રી નંદીસૂત્રની ચૂર્ણિ વગેરેમાં શ્રુતજ્ઞાન એટલે દ્વાદશાંગીને પુરૂષના અંગોની સાથે આ રીતે સરખાવી છે. શ્રી આચારાંગસૂત્ર

અને શ્રી સૂત્રકૃતાગસૂત્ર એ શ્રુતરૂપ પુરૂપના પગ છે, અને શ્રી સ્થાનાગસૂત્ર તથા શ્રી સમવાયાગસૂત્ર આ બે તેની જઘાસ્થાને સમજવા પગની ઘુટીથી ઘુટણ સુધીનો ભાગ જઘા કહેવાય, તથા શ્રી ભગવતીસૂત્ર અને જ્ઞાતાધર્મ કથાગસૂત્ર એ શ્રુત પુરૂપના જાઘ (ઊરૂ) ને સ્થાને જાણવા તેમજ શ્રી ઉપાસક દશાગસૂત્ર અને શ્રી અતકૃદ્દશાગસૂત્ર આ બે પીઠ અને ઉદરસ્થાને જાણવા વળી શ્રી અનુત્તરોપપાતિક દશાગસૂત્ર અને શ્રી પ્રશ્નવ્યાકરણ તે બે હાથ, અને શ્રી વિપાકસૂત્ર ડોક અને બારમુ અગ શ્રી દષ્ટિવાદ એ શ્રુતરૂપ પુરૂપનુ મસ્તક સમજવુ આ રીતે શ્રુત પુરૂપની ટૂક બીના જણાવી

હવે શ્રી આચારાગસૂત્ર વગેરે બારે અગોના અર્થને સમજાવનાર નિર્યુક્તિ વગેરે પ્રાકૃતાદિ ગ્રથોના પ્રમાણ વગેરેની હકીકત ખાસ જાણવા જેવી હોવાથી ટૂકામા જણાવુ છુ —

## ॥ શ્રી આચારાગસૂત્રના નિર્યુક્તિ વગેરેની બીના ॥

૧ મૂલ સૂત્રમા મુનિઓના આચારનુ વર્ણન વધારે પ્રમાણમા હોવાથી આચારાગ કહેવાય બીજી રીતે એ પણ અર્થ થઈ શકે કે—આચારને જણાવનાર જે અગ, તે આચારાગ કહેવાય આજ મુદ્દાથી નિર્યુક્તિમા આચાર પદના નિક્ષેપા વગેરેની હકીકત જણાવી છે નિર્યુક્તિની **नवबभचेर मइओ-अट्ठारस पयसहस्सिओ वेओ ॥ हवइ य सपच चूलो बहुबहुतरओ पयग्गेण ॥ १॥** આ અગીઆરમી ગાથામા 'वेद' શબ્દ જણાવ્યો છે તેથી સમજાય છે કે આચારાગનુ બીજુ નામ "વેદ" છે તત્ત્વ જ્ઞાનના પિપાસુ આત્માઓ જેથી હેય અને ઉપાદેય પદાર્થોને જાણે, તે વેદ કહેવાય. ત્યાગ કરવા લાયક વિષય વગેરે હેય કહેવાય, ને ગ્રહણ કરવા લાયક અહિંસા સયમ તપ વગેરે પદાર્થો ઉપાદેય કહેવાય તે બને પદાર્થોનુ સ્વરૂપ આ સૂત્રમા હોવાથી 'वेद' નામ પણ ઘટી શકે છે પહેલો શ્રુત સ્કધ નવ બ્રહ્મચર્ય અધ્યયન રૂપે છે, તેના અઢાર હજાર પદો રચના કાલે હતા આ સૂત્રની પાચ ચૂલિકાઓ છે તે આ પ્રમાણે ૧ પિંડૈષણા, ૨ શય્યા, ૩ ઈર્યા, ૪ ભાષા જાત, ૫ વસ્ત્રૈષણા, ૬ પાત્રૈષણા, ૭ અવગ્રહ પ્રતિમાધ્યયન આ સાત અધ્યયનોના સમુદાયરૂપ પહેલી ચૂલિકા ૨ સપ્તસપ્તૈકકા (सत्तसत्तिया) નામની બીજી ચૂલિકા ૩ ભાવ ॥ ૪ વિમુક્તિ ૫ નિશીથાધ્યયન જે મૂલ સૂત્રમા નહિ કહેલી બીનાને જણાવે, ને કહેલી બીનાને સ્પષ્ટ સમજાવે, તે ચૂલિકા કહેવાય પદ પ્રમાણની અપેક્ષાએ વિચારતા, પહેલા શ્રુતસ્કધની સાથે, ચાર ચૂલિકા રૂપ બીજો શ્રુતસ્કધ ભળતા આચારાગનુ પ્રમાણ બહુ કહેવાય તેમા નિશીથ સૂત્રને ભેળવીએ તો બહુતર જાણવુ અને અનતા ગમ પર્યાય રૂપ હોવાથી આચારાગનુ પ્રમાણ બહુતમ કહ્યુ છે તથા 'आयारो आचारो' ઈત્યાદિ (૭મી) ગાથામા આચાલ, આગાલ, આકર, આશ્વાસ, આદર્શ, અગ આચીર્ણ આજાતિ, આમોક્ષ, એમ આચાર અને અગનુ વિભાગથી સ્વરૂપ જણાવતા નિર્યુક્તિકારે, આચારના નવ નામ જણાવતા આ સૂત્રના નવ નામો કહ્યા છે

૨—સૂત્ર—થોડા શબ્દોમા ઘણો અર્થ જણાવે છે, તેથી ક્યા સૂત્રનો સબધ બીજા ક્યા

સૂત્રની સાથે ઘટે છે? આ બીનાને સમજાવનારી નિર્યુક્તિ છે, ચૌદ પ્રાકૃત ભાષામાં છંદોબદ્ધ નિર્યુક્તિની રચના સામાન્ય જ્ઞાની નજ કરી શકે, માટે જ કહ્યું છે કે, નિર્યુક્તિના રચનારા પૂર્વધર ભગવંતો જ હોય. તેમાં પણ ચૌદ પૂર્વીને પ્રથમ કહ્યા છે. આ પહેલા અંગ સૂત્રની પણ નિર્યુક્તિના બનાવનાર, ચૌદ પૂર્વી શ્રી ભદ્રબાહુ સ્વામી કહ્યા છે. તેમણે બીજા સૂત્રોની ઉપર પણ નિર્યુક્તિઓ રચી છે, એમ શ્રી આવશ્યક સૂત્રની નિર્યુક્તિની ૮૪-૮૫ મી ગાથામાં જણાવ્યું છે. તેનો ટૂંક સાર એ છે કે, ૧ આવશ્યક સૂત્ર, ૨ દશ વૈકાલિક સૂત્ર, ૩ ઉત્તરાધ્યયન સૂત્ર, ૪ આચારાંગ સૂત્ર, ૫ સૂત્રકૃતાંગ સૂત્ર, ૬ દશાશ્રુત સ્કંધ, ૭ કલ્પ, ૮ વ્યવહાર સૂત્ર, ૯ સૂર્યપ્રજ્ઞપ્તિ, ૧૦ ઋષિભાષિતોની નિર્યુક્તિઓ કહીશ, એમ શ્રી ભદ્રબાહુ સ્વામીજીએ કહેલ છે. તેથી સમજવાનું મળે છે કે તેમણે શ્રી આચારાંગાદિ દશ સૂત્રોની નિર્યુક્તિઓ રચી છે, તેમણે આચારાંગની મહારાષ્ટ્રીય પ્રાકૃત નિર્યુક્તિ પણ આર્યા છંદમાં છે. તેની ગાથાઓ, બૃહટ્ટિપ્પનિકાદિમાં ૩૬૨ અને બીજા ગ્રંથોમાં છેલ્લી ૩૪૯મી ગાથાની સાથે મહા પરિજ્ઞાધ્યયનની નિર્યુક્તિની ૭ ગાથાઓ ભેળવી ૩૫૬ ગાથાઓ જણાવી છે. તેનું પ્રમાણ ૪૫૦ શ્લોક છે. ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતાં આ શ્રી ભદ્રબાહુ સ્વામી શક સં. ૪૨૭માં હયાત હતા. એમ પટ્ટાવલી આદિમાં કહ્યું છે. આ નિર્યુક્તિ આગમોદય સમિતિ આદિ તરફથી છપાઈ છે.

૩ ચૂર્ણિ—આ સૂત્ર ઉપર ભાષ્યની રચના કદાચ થઈ હોય, તો પણ તે હાલ મળી શકતું નથી. નિર્યુક્તિના અર્થને કંઈક વિસ્તારે સમજાવનાર, ચૂર્ણિ છે. તેના રચનારા પૂર્વધરાદિ મહાપુરૂષો હોય છે. આચારાંગ સૂત્રની છપાયેલ ચૂર્ણિની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે આના કર્તા શ્રી જિનદાસ ગણિ છે. તેનું પ્રમાણ ૮૩૦૦ શ્લોક છે. તેમાં પ્રાકૃત ભાષા મુખ્ય છે, ને કેટલેક સ્થલે સંસ્કૃત ભાષાના પણ પ્રયોગો વપરાયા છે. અન્યત્ર ચૂર્ણિને પરિભાષા શબ્દથી ઓળખાવી છે, આ ચૂર્ણિની એક તાડપત્રીય પ્રત વિ૦ સં૦ ૧૪૫૦માં લખાયેલી ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિરમાં છે તે રતલામની શ્રી ઋષભદેવજી કેશરીમલજી નામની સંસ્થાએ છપાવી છે.

૪ વૃત્તિ—આ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિના અર્થ બહુ જ સ્પષ્ટ રીતે સમજાવવાનું કામ કરે છે. શ્રી ગંધહસ્તિ મહારાજે રચેલી ટીકાનો વિચ્છેદ થવાથી તેના આધારે ગુપ્ત સંવત ૭૭૨માં ગંભૂતા ગામમાં શ્રી શીલાંકાચાર્યે સરલ ટીકા રચી, જે હાલ આ સૂત્રનો સ્પષ્ટ બોધ કરાવે છે તેમને પ્રસ્તુત વૃત્તિ રચનાના કાર્યમાં વાહરિ નામના સાધુએ સહાય કરી છે. આ ટીકાનું પ્રમાણ ૧૨૦૦ શ્લોક છે. અહીં આ સૂત્રની ટીકા શરૂ કરતાં મંગલાચરણના ત્રીજા શ્લોકમાં ટીકાકાર જણાવે છે કે—"**शस्त्रपरिज्ञा विवरणमतिबहुगहनं च गंधहस्तिकृतम् ॥ तस्मात्सुखबोधार्थं गृह्णाम्यहमञ्जसा सारम् ॥ ३ ॥** અર્થ—શ્રી ગંધહસ્તિ મહારાજે રચેલું શસ્ત્રપરિજ્ઞા નામના પહેલા અધ્યયનનું વિવરણ સમજવામાં બહુ કઠીન હતું, જિજ્ઞાસુ ભવ્ય જીવોને સુખે કરી આ સૂત્રનો બોધ થાય, આ ઈરાદાથી હું તેમાંથી જલદી સાર લઉં છું એટલે તેનો સાર

લઈને ટીકા બનાવું છું કે શ્રીપ્રભાવકચરિત્ર વગેરે ગ્રંથોના આધારે જણાય છે કે અંગસૂત્રોની ઉપર શ્રી ગંધહસ્તિ વગેરે મહાપુરૂષોએ ટીકાઓ રચી હતી તે પ્રાચીન ટીકાના નામથી કે મૂલ ટીકાના નામથી ઓળખાય છે કાલદોષથી તે ટીકાઓનો વિચ્છેદ થયો, ત્યારે શ્રી અભયદેવસૂરિ મહારાજે ૩ શ્રી સ્થાનાંગ સૂત્ર, ૪ શ્રી સમવાયાંગ સૂત્ર, ૫ શ્રી ભગવતી સૂત્ર, ૬ જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર, ૭ ઉપાસક દશાંગ સૂત્ર, ૮ અંતકૃદ્દશાંગ સૂત્ર, ૯ અનુત્તરોપપાતિક સૂત્ર, ૧૦ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર, ૧૧ વિપાક સૂત્ર એમ નવ સૂત્રોની ટીકાઓ નવી બનાવી પહેલા અંગની અને બીજા અંગની શ્રી શીલાંકાચાર્યે રચેલી ટીકાઓ હયાત હતી, તેથી તેમણે શ્રી સ્થાનાંગાદિ નવ અંગોની ટીકા રચી તેથી હાલ પણ તેઓ નવાંગી વૃત્તિકાર તરીકે સુપ્રસિદ્ધ છે બીજા ગ્રંથોમાં આચારાંગ વૃત્તિનો રચનાકાલ, શક સં૦ ૭૮૪ અને ૭૯૮ જણાવ્યો છે કેટલાએક વિદ્વાનો ગંધહસ્તિ શબ્દથી તત્ત્વાર્થ સૂત્રની ભાષ્યાનુસારિણી ટીકાના બનાવનાર શ્રી સિદ્ધસેન ગણિને લેવાનું જણાવે છે આ સૂત્રની વિ૦ સં૦ ૧૩૦૩માં લખાયેલી તાડપત્રીય પ્રત ખંભાતમાં છે એક ટીકા શ્રી શાંતિસૂરિ મહારાજે બનાવી હતી પણ હાલ મળી શકતી નથી વિ૦ સં૦ ૧૪૯૨માં એની એક પ્રત તાડપત્રમાં લખાઈ હતી (૧) આચારાંગની ઉપર ત્રણ દીપિકા છે તેમાં અંચલગચ્છીય મેરૂતુંગસૂરિના શિષ્ય માણિક્યશેખરસૂરિએ બનાવેલી દીપિકાનો નિર્દેશ આવશ્યક સૂત્ર નિર્યુક્તિની પોતે બનાવેલી દીપિકામાં કર્યો છે (૨) જિન હંસસૂરિએ ૧૫૮૨માં રચી (૩) શ્રી અજિતદેવસૂરિએ પ્રાયે વિ૦ સં૦ ૧૬૨૯માં દીપિકા રચી લક્ષ્મી કલ્લોલ સાધુએ રચેલી અવચૂરિનું નામ 'તત્ત્વાવગમા' છે અને બીજી અવચૂરિની હાથ પોથી ભાંડારકર વિદ્યા સંશોધનમાં છે એમ આ સૂત્રની ઉપર બે અવચૂરિ છે

ભાષાંતર—રવજી દેવરાજે આચારાંગનું ભાષાંતર કર્યું હતું તે વિ૦ સં૦ ૧૯૫૮માં છપાયું હતું હાલ મળી શકતું નથી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી પહેલા શ્રુતસ્કંધનો ગુજરાતી અર્થ ઈ૦ સ૦ ૧૯૩૬માં છપાયો હતો હર્મન જેકોબીએ અંગ્રેજીમાં અનુવાદ કર્યો તે છપાયો છે તથા પહેલા શ્રુતસ્કંધનો જર્મન ભાષામાં પણ અનુવાદ થયો છે આ રીતે પહેલા અંગના નિર્યુક્તિ આદિની બીના સંક્ષેપમાં જણાવી દીધી

## ॥બીજા શ્રી સૂત્રકૃતાંગ સૂત્રની નિર્યુક્તિ વગેરેનું વર્ણન ॥

(૧) સૂત્ર—આ બીજા અંગના બે શ્રુતસ્કંધના ૨૩ અધ્યયનોનું મૂલ સૂત્રોનું પ્રમાણ ૨૧૦૦ શ્લોક છે (૨) નિર્યુક્તિ—શ્રી ભદ્રબાહુ સ્વામિએ આર્યા છંદમાં પ્રાકૃત (જૈન મહારાષ્ટ્રીય પ્રાકૃત) ૨૦૮ (૨૦૫) ગાથા પ્રમાણ નિર્યુક્તિ રચી તેનું પ્રમાણ ૨૬૫ શ્લોક છે (૩) ચૂર્ણિ—કર્ત્તા જિનદાસ ગણિ એમ છાપેલી પ્રતની શરૂઆતમાં કહ્યું છે તેમણે રચેલી ચૂર્ણિનું પ્રમાણ, ૧૦૦૦૦ શ્લોક છે, તેને (ચૂર્ણિને) મૂલસૂત્ર અને નિર્યુક્તિને અનુસરીને અર્થ સમજાવવાનું કામ હોય છે આ ચૂર્ણિ રતલામની ઋષભદાસ કેસરીચંદ શ્વે૦ સંસ્થા તરફથી વિ૦ સં૦ ૧૯૯૭માં છપાઈ છે હાલ મળી શકે છે (૪) ટીકા—શ્રી શીલાંકાચાર્યે મૂલ સૂત્ર અને નિર્યુક્તિને અનુસારે ૧૨૮૫૦ શ્લોક પ્રમાણ સંસ્કૃત ટીકા બનાવી આ ટીકાની વિ૦ સં૦ ૧૩૨૭માં લખાયેલી એક પ્રત બીજાપુરમાં છે, ને ૧૩૪૯માં લખાયેલી તાડપત્રની પ્રત ખંભાતમાં છે આ સૂત્રની ઉપર બે

દીપિકા છે. તેમાં હર્ષકુલ ગણિએ વિ૦ સં૦ ૧૫૮૩માં સૂત્રકૃતાંગ દીપિકા રચી. તે ટીકા પાર્શ્વચંદ્રસૂરિકૃત બાલાવબોધ સાથે ભીમસિંહ માણેક તરફથી આચારાંગ સૂત્રના ચોપડાની માફક ચોપડા આકારે છપાઈ હતી. અને ઉપા૦ સાધુરંગે ટીકાના આધારે વિ૦ સં૦ ૧૫૯૯ માં દીપિકા રચી. ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધનમાં આ સૂત્રના પહેલા શ્રુતસ્કંધના વાર્તિકની એક પ્રત છે. વાર્તિક સૂત્રનો ટૂંકો અર્થ સમજાવે છે. ને બાલાવબોધમાં વિસ્તારથી અર્થ કહેવાય છે. બીજી સંસ્થાઓ તરફથી હિંદી ગુજરાતી ભાષાંતર પણ છપાયા છે. તેમજ હર્મન જેકોબીએ આ સૂત્રનું પણ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે. આ રીતે શ્રી સૂત્રકૃતાંગની નિર્યુક્તિ આદિની બીના જણાવી.

## ॥ ત્રીજા શ્રી સ્થાનાંગ સૂત્રની નિર્યુક્તિ આદિનું વર્ણન ॥

સ્થાનાંગ—એ દ્વાદશાંગીનું ત્રીજું અંગ છે. જેમ સૂત્રકૃતાંગના બે શ્રુતસ્કંધ કહ્યા, તેવું અહીં નથી એટલે શ્રુતસ્કંધ એક છે, દસ અધ્યયનો છે, ને ૨૧ ઉદ્દેશનકાલ છે. બીજા દ્વિસ્થાનક અધ્યયનના,ત્રીજા ત્રિસ્થાનક અધ્યયનના, ને ચોથા ચતુઃસ્થાનકાધ્યયનના ચાર ચાર ઉદ્દેશા છે. અને પાંચમા પંચસ્થાનક અધ્યયનના ત્રણ ઉદ્દેશા છે. અહીં ૭૮૩ સૂત્રો છે, ને ૭૨૦૦૦ પદો કહ્યા છે. હાલ દેખાતું પ્રમાણ બહુ જ નાનું છે. કારણ કે ઘણો ભાગ વિચ્છેદ પામ્યો છે. મૂલ સૂત્રના કર્ત્તા શ્રી સુધર્માસ્વામી. સૂત્રનું પ્રમાણ ૩૬૦૦ શ્લોક છે. સૂત્ર રચના ગદ્યમાં છે. આ સૂત્રની ઉપર નિર્યુક્તિ, ભાષ્ય, તથા ચૂર્ણિ કદાચ હોય તો તે ઉપલબ્ધ નથી. અભયદેવસૂરિ પ્રબંધના ૧૦૪–૧૦૫મા શ્લોકમાં કહ્યું છે કે શ્રી શીલાંકાચાર્યે આચારાંગાદિ નવે અંગોની ટીકા રચી હતી પરંતુ તે વિચ્છેદ પામેલ હોવાથી શ્રી અભયદેવસૂરિએ વિ૦ સં૦ ૧૧૨૦માં ૧૪૨૫૦ શ્લોક પ્રમાણ ટીકા રચી. તે આગમોદય સમિતિ વગેરે તરફથી છપાઇ છે. તેની વિ૦સં૦ ૧૪૮૬માં લખાયેલી તાડપત્રીય એક પ્રત પાટણના ભંડારમાં છે. મેઘરાજે કરેલ ગુજરાતી બાલાવબોધ, વૃત્તિ સાથે બાબૂ તરફથી આ સૂત્ર પહેલાં છપાયું હતું. દીપિકા–આ સૂત્રની ઉપર નગર્ષિ ગણિએ વિ૦ સં૦ ૧૬૫૭માં સંસ્કૃત દીપિકા રચી હતી. તથા વિશેષ શતકાદિના કર્તા શ્રી સમયસુંદર ગણિના શિષ્ય શ્રી હર્ષનંદને અને શ્રી સુમતિ કલ્લોલ મહારાજે શ્રી અભયદેવસૂરિએ રચેલી ટીકામાંની ગાથાઓ ઉપર વિ૦ સં૦ ૧૭૫૦મા ટીકા રચી છે. ઇ૦ સ૦ ૧૯૩૧માં આ સૂત્રના ત્રીજા અધ્યયનના પહેલા ઉદ્દેશા સુધીનું ગુજરાતી ભાષાંતર, સ્થાનકવાસી જૈન લાયબ્રેરી તરફથી છપાયું હતું. આ રીતે ત્રીજા અંગની વૃત્તિ વગેરેની બીના જણાવી.

## ॥ ચોથા શ્રી સમવાયાંગસૂત્રની ટીકા વગેરેની બીના ॥

મૂલ સૂત્રના કર્તા શ્રી સુધર્માસ્વામી ગણધર. હાલ સૂત્રનું પ્રમાણ ૧૬૬૭ શ્લોક છે. અહીં એક અધ્યયન છે, ને એકજ શ્રુતસ્કંધ છે. એક ઉદ્દેશનકાલ છે. આ સૂત્રના ૧૪૪૦૦૦ પદો હતા ઘણો ભાગ વિચ્છેદ પામ્યો, તેથી હાલ આ સૂત્ર બહુજ નાના પ્રમાણમાં વર્તે છે. આ સૂત્રની ઉપર નિર્યુક્તિ ભાષ્ય તથા ચૂર્ણિ ઉપલબ્ધ નથી. આ ચોથા અંગમાં ઉદ્દેશા વગેરેના વિભાગ નથી. ૧૬૦ સૂત્રો છે. શ્રી સ્થાનાંગસૂત્રમાં એકથી માંડીને દશ સુધીના પદાર્થો કહ્યા, ને અહીં તેથી પણ આગળ વધી એક કોડાકોડી સુધીના પણ પદાર્થો વગેરેની બીના જણાવી

છે ગધહસ્તિકૃત વિવરણ વિચ્છેદ પામ્યુ, તેથી શ્રી અભયદેવસૂરિ મહારાજે અણહિલપુર પાટણમા વિ૦ સ૦ ૧૧૨૦ મા આ સમવાયાગની ટીકા અન્યશાસ્ત્રોના આધારે રચી તે આગમોદય સમિતિ વગેરે તરફથી છપાઇ છે વિ૦ સ૦ ૧૯૯૫ મા શ્રીજૈન ધર્મ પ્રસારક સભાએ આ સૂત્રનુ ભાષાતર છપાવ્યુ હતુ તે હાલ મળી શકે છે આ બે સૂત્રના જેવી આશિક પદ્ધતિ બૌદ્ધોના અગુત્તર નિકાયમા પણ જણાય છે મહાભારત આરણ્યક પર્વના ૧૩૪ અધ્યાયમા અષ્ટવક્ર એકથી તેર સુધીની સખ્યાવાળા પદાર્થો ગણાવે છે એ રીતે સમવાયાગની ટીકા આદિની બીના ટૂકામા જણાવી

॥ પાચમા શ્રી ભગવતી સૂત્રની ચૂર્ણિ વગેરેનુ સક્ષિપ્ત વર્ણન ॥

બાર અગોમા આચારાગથી ગણતા આ સૂત્ર પાચમુ અગ કહેવાય શ્રી આચારાગ વગેરેના કદ કરતા હાલ આ ભગવતીસૂત્રનુ કદ મોટુ જણાય છે કારણ કે તેની પ્રતના પાના વધારે છે એટલે લગભગ ૯૦૦ થી પણ વધારે પેજ, આગમોદય સમિતિ તરફથી છપાયેલ પ્રતમા છપાયા છે આ સૂત્રમા ચારે અનુયોગોની બીના જણાવેલી હોવાથી તે સર્વાનુયોગમય કહેવાય છે આ અગ એક શ્રુતસ્કધરૂપ છે, સોથી પણ વધારે અધ્યયનો અને દશ હજાર ઉદ્દેશા તથા ૩૬૦૦૦ પ્રશ્નોત્તરો અહી છે અને બીજા ગ્રથોમા કહ્યા મુજબ આચારાગના ૧૮૦૦૦ પદ ગણી તે પછીના અગોના પદનુ પ્રમાણ બમણુ બમણુ કરતા ૨૮૮૦૦૦ પદો આ સૂત્રના શરૂઆતમા હતા, પણ કાલદોષથી ઘણો ભાગ વિચ્છેદ પામ્યો તેથી ૮૪૦૦૦ પદો કહ્યા છે આ સૂત્રના ૧ વિવાહ પ્રજ્ઞપ્તિ, વિયાહ પન્નત્તિ, વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ, ભગવતી વગેરે નામો શ્રી સમવાયાગાદિમા જણાવ્યા છે તેમા શ્રી અભયદેવસૂરિ મહારાજે 'વિવાહપણ્ણત્તિ' શબ્દના દશ અર્થ જૂદી જૂદી રીતે બહુજ સ્પષ્ટ સમજાવ્યા છે સર્વાનુયોગમય આ શ્રીભગવતીસૂત્રમા ૪૧ શતકો છે શતક એટલે ઉદ્દેશાદિના સમુદાયરૂપ ગ્રથનો જે એક વિભાગ તે શતક કહેવાય ઘણા ખરા શતકોમા ઉદ્દેશાઓ છે, ને કેટલાક શતકોમા ઉદ્દેશાદિ વિભાગો નથી જેમ પદરમુ ગોશાલક શતક સીધુ ગદ્યમા છે તેવા પણ કેટલાએક શતકો છે અમુક સખ્યામા સૂત્રો મળીને ઉદ્દેશક બને, અને ઉદ્દેશાનો સમુદાય તે શતક જાણવુ તેવા ૪૧ શતકો આ પાચમા અગમા છે સમવાયાગમા અવાતર શતકોની બીના જણાવતા કહ્યુ છે કે પાચમા અગમા ૮૧ મહાયુગ્મ શતકો છે અહી શતકનો અર્થ અધ્યયન લેવો, એમ ટીકાકારે ૮૩ મા પાનામા જણાવ્યુ છે ૪૧ શતકોમા દરેક શતકની શરૂઆતમા દરેક ઉદ્દેશામા કહેવાની બીના જણાવનારી સગ્રહગાથા કહી તે તે આખા શતકનો સારાશ પણ જણાવ્યો છે પ્રશ્નોત્તરોમા તમામ પ્રશ્નોના ઉત્તરો પ્રભુશ્રી મહાવીર દેવે આપેલા હોવાથી ઉત્તર દાતા પ્રભુદેવ એકજ છે પણ પ્રશ્ન પૂછનારાઓમા મુખ્યતા શ્રી ઇદ્રભૂતિ ગણધરની છે કારણ કે ઘણખરા પ્રશ્નોમા 'गोयमा' પદ આવે છે 'ગોયમા' પદની અલૌકિકતાને લક્ષ્યમા રાખીને જ શ્રી શ્યામાચાર્યે પ્રજ્ઞાપના સૂત્રમા પ્રશ્નકાર તરીકે શ્રી ગૌતમ ગણધરને જણાવ્યા છે વચમા યોગ્ય અવસરે શ્રી અગ્નિભૂતિ, વાયુભૂતિ, મડિતપુત્ર, માકદીપુત્ર, રોહ, જયતી શ્રાવિકા અને કેટલાએક અન્ય દર્શનીયોએ પણ પ્રભુદેવને પ્રશ્નો પૂછી સતોષકારક ઉત્તરો મેળવ્યા છે

વિ૦ સ૦ ૧૯૯૧મા છપાવી છે તથા આ અગની અવચૂરિની એક પ્રત ભાડારકર પ્રાચ્ય વિદ્યા સશોધન મદિરમા છે તે છપાઇ નથી આ સૂત્રનો ગુજરાતી અનુવાદ આગ ભાગમા શ્રી જિનાગમ પ્રકાશક સભા તરફથી છપાયો છે તથા હીરાલાલ હસરાજ તરફથી પણ પ્રતાકારે છપાયો છે શુબ્રિગે Die Jainas Religionsgesch, Lesebuch મા આ અગ સૂત્રના અમુક ભાગોનો જર્મન ભાષામા અનુવાદ કર્યો છે હર્નલે પરિમા ગોશાલ શતકનો અગ્રેજી અનુવાદ લખ્યો છે ૨૭ સૂત્રોના ગુજરાતી બાલાવબોધ રચનાર શ્રી ધર્મસિંહે જેમ શ્રી સ્થાનાગના યત્રો રચ્યા, તેમ આ શ્રી ભગવતીજીના પણ યત્રો બનાવ્યા છે આ સૂત્રને અગે મે પ્રશ્નોત્તર પ્રબોધમા જરૂરી બીના આ પ્રમાણે ટૂકામા જણાવી છે,–૧ સર્વાનુયોગ મય પચમાગ શ્રી ભગવતી સૂત્રમા ૪૧ શતકો છે બીજા ગ્રથોના અમુક ભાગનુ નામ જેમ અધ્યયન, પ્રકાશ, સર્ગ, અધ્યાય, પ્રતિપત્તિ વગેરે જણાવ્યુ છે, તેમ અહી આ સૂત્રના ૪૧ શતક એટલે ભાગ જાણવા તે દરેક શતકમા અમુક પ્રમાણમા દ્રવ્યાનુયોગાદિને લગતા પ્રશ્નો વગેરે હકીકત જણાવી છે ૨ મૂલ સૂત્રના કર્ત્તા શ્રી સુધર્માસ્વામી તેનુ પ્રમાણ ૧૫૭૫૨ શ્લોક છે ૩ ચૂર્ણિનુ પ્રમાણ ૩૧૧૪ શ્લોક છે ૪ અવચૂરિની નકલ પાટણના ભડારમા છે તેનુ પ્રમાણ જણાવ્યુ નથી ૫ ટીકા બે છે, એક ટીકા શ્રી અભયદેવસૂરિ મહારાજે પાટણમા વિ૦ સ૦ ૧૧૨૮મા ૧૮૬૧૬ શ્લોક પ્રમાણ બનાવી અને બીજી લઘુ ટીકા શ્રી દાનશેખરસૂરિ મહારાજે અદાજ ૯૦૦૦ શ્લોક પ્રમાણ બનાવી તે બને ટીકા શ્રી આગમોદય સમિતિ આદિ સસ્થાઓએ છપાવી છે જૂદા જૂદા પ્રસગે ચારે અનુયોગની બીના આ શ્રી ભગવતી સૂત્રમા જણાવી છે, માટે તે સર્વાનુયોગમય ખૂશીથી કહી શકાય

## ॥ છઠ્ઠા શ્રી જ્ઞાતાધર્મકથાગની ટીકા આદિની બીના ॥

મૂલ સૂત્રના કર્તા શ્રી સુધર્માસ્વામી છે હાલ આ સૂત્રનુ પ્રમાણ ૫૪૦૦ શ્લોક છે આ સૂત્રના બે શ્રુતસ્કધ છે સૂત્રનો વિશિષ્ટ વિભાગ શ્રુતસ્કધ કહેવાય છે અથવા અધ્યયન વર્ગાદિનો જે સમુદાય તે શ્રુતસ્કધ કહેવાય પહેલા શ્રુતસ્કધમા ઉત્ક્ષિપ્ત, અધ્યયન વગેરે ૧૯ અધ્યયનો છે, ને બીજા શ્રુતસ્કધમા ૧૦ વર્ગ છે વર્ગ એટલે અર્થાધિકારના સમૂહરૂપ અધ્યયનો એમ ટીકાકારે સ્પષ્ટ ખુલાસો કર્યો છે પહેલા શ્રુતસ્કધના ૧૯ અધ્યયનોમા પહેલા દશ અધ્યયનોમા આખ્યાયિકા વગેરે નથી, તેથી '**જ્ઞાત**' કહેવાય છે બાકીના નવ અધ્યયનોમાના દરેક અધ્યયનમા ૫૪૦–૫૪૦ આખ્યાયિકાઓ છે એક આખ્યાયિકામા ૫૦૦–૫૦૦ ઉપાખ્યાયિકાઓ હતી અને એકેક ઉપાખ્યાયિકામા ૫૦૦–૫૦૦ આખ્યાયિકા પાખ્યાયિકાઓ પહેલા હતી આ બધાનો કુલ સરવાળો ૧ અબજ, ૨૧ કરોડ, ૫૦ લાખ આખ્યાયિકોપાખ્યાયિકાઓ થાય છે

ધર્મકથા નામના બીજા શ્રુતસ્કધના દશ વર્ગોમાના એકેક વર્ગમા પહેલા પાચસો આખ્યાયિકા હતી, ને એક આખ્યાયિકામા ૫૦૦–૫૦૦ ઉપાખ્યાયિકા અને તે દરેક ઉપાખ્યાયિકાઓમા ૫૦૦–૫૦૦ આખ્યાયિકોપાખ્યાયિકાઓ હતી આ બધી આખ્યાયિકોપાખ્યાયિ

કાઓની કુલ સંખ્યા. એક અબજ, પચીશ કરોડ થાય. પહેલા શ્રુતસ્કંધના અગીઆરમા અધ્યયનથી માંડીને ૧૯ મા અધ્યયન સુધીના નવ અધ્યયનોમાં જણાવેલા આખ્યાયિકાદિના લક્ષણ સરખા છે, તેથી એક અબજ પચીશ કરોડમાંથી, એક અબજ સાડીએકવીસ કરોડ બાદ કરીને સાડી ત્રણ કરોડ આખ્યાયિકાઓ જણાવી છે. હાલ ઘણો ભાગ વિચ્છેદ પામ્યો, તેથી હાલ આ સૂત્રમાં આખ્યાયિકાદિ જણાતા નથી

અહીં જણાવેલી કથાઓ બે પ્રકારની છે. કેટલીક કથાઓ યથાર્થ બનેલી છે, ને કેટલીક કથાઓ શ્રોતાઓને બોધ પમાડવાની ખાતર કલ્પિત પણ છે. માટે જ વિશેષાવશ્યકમાં '**कप्पियं ववहारियं**' આ વચનથી ઉદાહરણના કલ્પિત ઉદાહરણ, અને વ્યવહારિક ઉદાહરણ એમ બે ભેદો જણાવ્યા છે. તેનો આશય એ છે કે–મધુબિંદુના દૃષ્ટાંતની જેવા કાલ્પનિક દૃષ્ટાંતો પણ કેટલાએક ભવ્ય જીવોને બોધદાયક નીવડે છે. બીજા શ્રુતસ્કંધમાં કહેલા દશ વર્ગોમાંના (૧) પહેલા વર્ગના પાંચ અધ્યયનોમાં ચમરેન્દ્રની અગ્રમહિષીઓની બીના વર્ણવી છે. (૨) બીજા વર્ગના પાંચ અધ્યયનોમાં બલીન્દ્રની અગ્રમહિષીઓની હકીકત જણાવી છે (૩) ત્રીજા વર્ગના ૫૪ અધ્યયનોમાં અસુરેન્દ્ર સિવાય બાકીના દક્ષિણ દિશાના નવ ઇંદ્રોની અગ્રમહિષીઓની બીના જણાવી છે અહીં દરેક ઇંદ્રને ૬–૬ અગ્રમહિષી હોવાથી ૯×૬=૫૪ અધ્યયનોમાં એકેક અગ્રમહિષીનું વર્ણન કર્યું છે એમ સમજવું (૪) એજ પ્રમાણે ચોથા વર્ગમાં અસુરેન્દ્ર સિવાય બાકીના ઉત્તર દિશાના નવ ઇંદ્રોની ૫૪ અગ્રમહિષીઓની બીના ૫૪ અધ્યયનોમાં વર્ણવી છે. (૫) પાંચમા વર્ગના બત્રીશ અધ્યયનોમાં દક્ષિણ દિશાના વ્યંતરેન્દ્રોની અગ્રમહિષીની બીના કહી છે અહીં શરૂઆતમાં પદ્યમાં ૩૨ અધ્યયનોનાં નામ જણાવ્યા છે (૬) છઠ્ઠા વર્ગના બત્રીશ અધ્યયનોમાં ઉત્તર દિશામા રહેલા વ્યતરેન્દ્રોની અગ્રમહિષીઓની બીના જણાવી છે. (૭) સાતમા વર્ગના ચાર અધ્યયનોમાં અનુક્રમે ચંદ્રની ચદ્રપ્રભા, જ્યોત્સ્નાભા, અર્ચિમાલી, અને પ્રભંકરા નામની અગ્રમહિષીઓની બીના કહી છે. (૮) આઠમા વર્ગના ૪ અધ્ય-યનોમાં સૂર્યની સુરપ્રભા, આતપા, અર્ચિમાલી, અને પ્રભંકરા નામની અગ્રમહિષીઓની બીના અનુક્રમે જણાવી છે. (૯) નવામા વર્ગના ૮ અધ્યયનોમાં શક્રેન્દ્રની ૮ અગ્રમહિષીની બીના અને (૧૦) દશમા વર્ગના ૮ અધ્યયનોમાં અનુક્રમે ઇશાનેન્દ્રની ૮ અગ્રમહિષીઓની બીના કહી છે. દશે વર્ગના ૨૦૬ અધ્યયનો થાય. તે આ રીતે–૫, ૫, ૫૪, ૫૪, ૩૨, ૩૨, ૪, ૪, ૮, ૮, ૨૦૬ અહીં જણાવેલા દશમા વર્ગની શરૂઆતમાં તેના ૮ અધ્યયનોના નામ જણાવ્યા છે. આ છઠ્ઠા અંગનું નામ જ્ઞાતા ધર્મકથા હોવાનું કારણ એ છે કે–પહેલા શ્રુતસ્કંધમાં જ્ઞાત એટલે ઉદાહરણ–દૃષ્ટાંત કહેલા છે, ને બીજા શ્રુતસ્કંધમાં ધર્મકથા કહી છે. એમ નંદીસૂત્રની ચૂર્ણિના વચનથી જાણી શકાય છે. તે પાઠ આ પ્રમાણે જાણવો.

**"णातत्ति–आहरणा दिट्ठंतिया वा णज्जइ ते णाया, एते पढमसुयक्खंधे, अहिंसादिलक्खणस्स धम्मस्स कहा धम्मकहा, धम्मियाओ वा कहाओ धम्मकहाओ आक्खणगत्ति वुत्तं भवति, एते विइयसुयक्खंधे"**

અર્થ—જે જણાય, તે જ્ઞાત કહેવાય તેના બે અર્થ છે ૧ દષ્ટાતરૂપ અર્થ અને ૨ દાર્ષ્ટાન્તિક અર્થ જેમા દષ્ટાત ઘટે, તે દાર્ષ્ટાન્તિક કહેવાય આવા દષ્ટાતો અહી પહેલા શ્રુત સ્કધના ૧૯ અધ્યયનોમા જણાવ્યા છે ધર્મની કથા અથવા ધાર્મિક એવી જે કથાઓ, તે ધર્મ કથા કહેવાય તેવી કથાઓ બીજા શ્રુતસ્કધમા કહી છે કથાનુ બીજુ નામ, આખ્યાનક છે આ અર્થ પ્રમાણે 'જ્ઞાત ધર્મકથા' નામ ઠીક લાગે છે પણ જ્ઞાતા ધર્મકથાગ નામથી વિશેષ પ્રસિદ્ધ છે તેમા ત્તને બદલે ત્તા થવાનુ કારણ શ્રી નદીસૂત્રની ટીકામા આ પ્રમાણે જણાવ્યુ છે—આ જ્ઞાત શબ્દ પૃષોદરાદિ ગણનો છે, માટે તમાના અનો 'આ' થયો છે તત્ત્વાર્થ ભાષ્યમા કહેલ 'જ્ઞાત ધર્મકથા' નામનો, જેમા ઉદાહરણ દ્વારા અર્થ કહ્યો હોય, તે 'જ્ઞાત ધર્મકથા' કહેવાય બીજો અર્થ એ છે કે, જેમા દષ્ટાતની પ્રધાનતા છે, તેવી કથાઓને જણાવનારૂ જે અગ તે 'જ્ઞાતા ધર્મકથાગ' કહેવાય એમ હારિભદ્રીયનદી વૃત્તિ, અભિધાન ચિતામણિ વૃત્તિ વગેરેના આધારે જણાવ્યુ છે જ્ઞાત એટલે પ્રભુ શ્રી મહાવીર દેવે કહેલી ધર્મકથાને જણાવનારૂ જે અગ તે જ્ઞાતા ધર્મકથાગ કહેવાય દિગબરના તત્ત્વાર્થ રાજવાર્તિકમા જ્ઞાતૃધર્મકથા' અને ગોમ્મટસારની ૩૫૬મી ગાથામા "णाहधम्मकहा' નામ આ સૂત્રના જણાવ્યા છે નિર્યુક્તિ આદિ હયાત નથી પ્રાચીન ટીકાનો વિચ્છેદ થવાથી શ્રી અભયદેવસૂરિ મહારાજે પાટણમા વિ૦ સ૦ ૧૧૨૦મા ૩૮૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી તે છપાઇ છે તથા બાબૂ ધનપતસિહ તરફથી પહેલા મૂલ, ટીકા, બાલાબોધ સાથે આ છઠ્ઠુ અગ છપાયુ હતુ બે ભાગામા અર્થ સાથે, જૈન ધર્મ પ્રવર્તક સભાએ છપાવ્યુ હતુ બીજા વિદ્વાનોએ પણ, અગ્રેજી, જર્મન આદિ ભાષામા અમુક અમુક ભાગના અનુવાદ કર્યા છે આ રીતે છઠ્ઠા અગની ટીકા આદિનુ વર્ણન સક્ષેપમા જણાવ્યુ

॥ સાતમા શ્રી ઉપાસક દશાગની ટીકા વગેરેનુ વર્ણન ॥

ઉપાસક એટલે સુપાત્ર—તીર્થકરાદિની ભક્તિ કરનાર તે શ્રાવકનુ બીજુ નામ છે તેમા શ્રી આનદ શ્રાવક વગેરે દશ શ્રાવકોની બીના અનુક્રમે એકેક અધ્યયનમા કહી છે, તેથી ઉપાસક શબ્દની પછી દશ શબ્દ મકીને આ અગના દશ અધ્યયનો જણાવ્યા છે ટૂકામા એમ કહી શકાય કે આનદાદિ દશ શ્રાવકોની બીના જેમા કહી છે, તે ઉપાસક દશાગ કહેવાય સ્થાપનાની અપેક્ષાએ આ સાતમુ અગ છે તે એક શ્રુતસ્કધ રૂપ છે તેમા દશ અધ્યયનો છે હાલ આ સૂત્રના મળતા કદ ઉપરથી જણાય છે કે ઘણો ભાગ વિચ્છેદ પામ્યો છે, અહી પહેલા અધ્યયનમા પાચમા અગની ભલામણ કરી છે, તથા "પૂરણ"ની બીના શ્રી ભગવતી સૂત્રના ત્રીજા શતકના બીજા ઉદ્દેશામા છે નગરી, ચૈત્ય, રાજા વગેરેનુ વર્ણન જાણવા માટે શ્રી ઓપપાતિક સૂત્રની ભલામણ કરી છે મૂલ સૂત્રના કર્તા સુધર્મા સ્વામી છે, મલ સૂત્રનુ પ્રમાણ ૮૧૨ શ્લોક છે સૂત્ર રચના ગદ્યમા છે

ટીકા અનુવાદ વગેરે—પ્રાચીન ટીકાનો વિચ્છેદ થવાથી શ્રી અભયદેવસૂરિ મહારાજે આ સૂત્રની નવી ટીકા બનાવી તે આગમોદય સમિતિ, જૈન આત્માનદ સભા વગેરે તરફથી છપાઇ

છે. ડૉ. હર્નલે આ સૂત્રનો અંગ્રેજી અનુવાદ કર્યો છે, તે કલકત્તાથી છપાયું છે ડૉ. પી. એલ. વૈદ્યે શબ્દસુચી આદિ સાથે આ અંગ સૂત્ર છપાવ્યું છે પં૦ ભગવાનદાસે મૂલ અને વૃત્તિનો અનુવાદ. વિ૦ સં૦ ૧૯૯૨માં છપાવ્યો હતો કરાંચી વગેરે સ્થલેથી હિંદી ભાષાંતર વગેરે પણ પ્રસિદ્ધ થયા છે, આ રીતે સાતમા અંગની બીના ટૂંકમાં જણાવી.

## ॥ આઠમા શ્રી અંતકૃદ્દશાંગની વૃત્તિ વગેરેની બીના ॥

અંત એટલે સંસારનો અથવા કર્મોનો નાશ કરનાર જે ભવ્ય જીવો તે અંતકૃત્ કેવલી કહેવાય. સામાન્ય કેવલીમાં અને અંતકૃત્કેવલીમાં ફરક એ છે કે-જીવનના લગભગ અંત સમયે જેઓ કેવલજ્ઞાન પામી તરતજ મુક્તિના અવ્યાબાધ સુખ પામે, તે અંતકૃત્કેવલી કહેવાય. અહીં સાધુઓમાં કૃષ્ણ વાસુદેવના નાના ભાઈ ગજસુકુમાલ વગેરે અંતકૃત્કેવલી જાણવા. ગૃહસ્થોમાં મરૂદેવી માતા વગેરે અંતકૃત્કેવલી જાણવા મરૂદેવી માતા હાથી ઉપર બેઠા હતા. દૂરથી પુત્રની સમવસરણાદિ ઋદ્ધિ જોઇને વૈરાગ્ય પામી પુત્રની વીતરાગ દશા વિચારતા કેવલી થઇ ત્યાં જ (હાથીની અંબાડી ઉપર) મોક્ષે ગયા ને શ્રી ગજસુકુમાલ મુનિવર બાલ બ્રહ્મચારી પ્રભુશ્રી નેમિનાથના હાથે જે દિવસે દીક્ષા લીધી તેજ દિવસે, લાયકાત આરાધકપણું વગેરે લાભ કેવલજ્ઞાનથી જાણનારા પ્રભુદેવની આજ્ઞા લઇ સ્મશાનમાં કાઉસ્સગ ધ્યાનમાં રહ્યા. સોમિલે કરેલ ઉપસર્ગ સહન કરી આયુષ્યના અંતે કેવલજ્ઞાન પામી તરતજ મોક્ષે ગયા. માટે તે અંતકૃત્કેવલી કહેવાય. એમની માફક બીજાઓ કેવલી થઈ મોક્ષે ગયા, તેઓ પણ અંતકૃત્કેવલી કહેવાય તે સિવાયના બીજા સામાન્ય કેવલી, મુંડ કેવલી, મૂક કેવલી વગેરે કેવલજ્ઞાન પામ્યા પ્હેલાં જો ભરતચક્રી વગેરેની જેમ ગૃહસ્થ ભાવે હોય, તો કેવલજ્ઞાનથી પોતાનું વધારે આયુષ્ય જાણતાં મુનિવેષ અંગીકાર કરીને વિચરે, અને જો સાધુપણામાં હોય તો તેઓ શ્રી રામચંદ્ર કેવલી વગેરેની માફક બાકીના આયુષ્યના અંત સુધી વિચરી સ્વપર તારક બની મોક્ષે જાય કેવલજ્ઞાન પામ્યા બાદ મૌન રહેનારા-મૂક કેવલી જાણવા ને વિશિષ્ટ અતિશય રહિત જે હોય, ને પોતાનો જ ઉદ્ધાર કરવાની ભાવનાથી સંયમી થઈ નિર્મલ જ્ઞાનાદિની આરાધના કરીને જે કેવલી થયા હોય, તે મુંડ કેવલી કહેવાય; એમ શ્રી ધર્મસંગ્રહણી વૃત્તિ તથા પંચસંગ્રહ વૃત્તિ વગેરેના વચનોનું રહસ્ય વિચારતાં જણાય છે દશ અધ્યયનોમાં તેવી રીતે અંત કરનારા ભવ્ય જીવોને જણાવનાર જે અંગ તે અંતકૃદ્દશાંગ કહેવાય અહીં 'દશ' શબ્દ અધ્યયનોની સંખ્યા જણાવે છે. આ આઠમા અંગમાં બે વગેરે શ્રુતસ્કંધ નથી પણ તે એક શ્રુતસ્કંધ રૂપ છે. અહીં આઠ વર્ગો છે અધ્યયનોનો જે સમુદાય તે વર્ગ કહેવાય એકેક દિવસે એકેક વર્ગના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા કરાય છે. તેથી ૮ વર્ગના ૮ દિવસ, શ્રુતસ્કંધના સમુદ્દેશનો એક દિવસ અને અનુજ્ઞાનો એક દિવસ, તથા આઠમા અંગના સમુદ્દેશનો એક દિવસ અને અનુજ્ઞાનો એક દિવસ ગણતાં કુલ ૧૨ દિવસમાં આઠમા અંગના યોગ થાય દરેક વર્ગની શરૂઆતમાં તે તે વર્ગોમાં કેટલા કેટલા અધ્યયનો છે, તે જણાવનારી ગાથા વિદ્યમાન છે. ૮ વર્ગના ૯૦ અધ્યયનોની વ્હેંચણી આ પ્રમાણે જાણવી-પહેલા વર્ગમાં દશ અધ્યયનો, બીજા વર્ગમાં ૮ અધ્યયનો, અન્યત્ર દશ કહ્યા છે.

ત્રીજા વર્ગમા ૧૩ અધ્યયનો, ચોથા વર્ગમા ને પાચમા વર્ગમા દશ દશ અધ્યયનો છે, છઠ્ઠા વર્ગમા ૧૬ અધ્યયનો, સાતમા વર્ગમા ૧૩, અને આઠમા વર્ગમા દશ અધ્યયનો કહ્યા છે શ્રી સમવાયાગમા આ આઠમા અગના સાત વર્ગો કહ્યા છે ને શ્રી સુબોધા સામાચારી વગેરે ઘણા ગ્રથોમા ૮ વર્ગો કહ્યા છે તથા શ્રી સ્થાનાગસૂત્રના દશમા અધ્યયનમા જણાવેલા આ અગના દશ અધ્યયનો હાલ ઉપલબ્ધ આગમમા નથી મૂલ સૂત્રના કર્ત્તા–શ્રી સુધર્માસ્વામી છે તે સૂત્રનુ પ્રમાણુ ૮૯૯ શ્લોક છે પ્રાચીન ટીકાનો વિચ્છેદ થવાથી શ્રી અભયદેવસૂરિએ નવી ટીકા બનાવી, તે અનુત્તરોપપાતિક સૂત્ર–સટીક, અને સટીક વિપાકશ્રુતની સાથે એટલે ટીકા સાથે, ૮–૯–૧૧ એ ત્રણ અગો, આગમોદય સમિતિએ વિ૦ સ૦ ૧૯૭૬મા છપાવ્યા હતા જૈન ધર્મ પ્રસારક સભાએ ગુજરાતી અનુવાદ સાથે, ૮–૯મા બે અગો વિ૦ સ૦ ૧૯૯૦મા છપાવ્યા હતા ડૉ૦ પી૦ એલ વગેરે ઘણા વિદ્વાનોએ શબ્દ કોશાદિની સકલના કરીને આ સૂત્રનો અગ્રેજી અનુવાદ વગેરે છપાવ્યા છે આ રીતે આઠમા અગની બીના ટૂકમા જણાવી

## ॥ ૯—શ્રી અનુત્તરોપપાતિક દશાગની ટીકા વગેરેની બીના ॥

આ સૂત્રમા નિર્મલ સયમની સાત્ત્વિકી આરાધના કરી શ્રેણિક રાજાના દશ પુત્રો વગેરે નવ ગ્રૈવેયકની ઉપર રહેલા અનુત્તર વિમાનવાસી દેવપણુ પામ્યા, તે બીના અહી કહી છે, તેથી આ નવમુ અગ 'અનુત્તરોપપાતિક દશાગ' નામથી ઓળખાય છે અહી પહેલા જણાવેલા પહેલા વર્ગમા ને ત્રીજા વર્ગમા દશ દશ અધ્યયનો હોવાથી, આ સૂત્રના નામમા દશ શબ્દની ગોઠવણી કરાઈ છે દ્વાદશાગીમાનુ જ આ નવમુ અગ હોવાથી અગ શબ્દ મૂકાયો છે એટલે બીજા વર્ગમા તેર અધ્યયનો હોવાથી પ્રાયે જે અગના દશ અધ્યયનોમા સયમ સાધી અનુત્તર વિમાનવાસી દેવ રૂપે ઉપજનારા જીવોની બીના કહી છે, તે અનુત્તરોપપાતિક દશાગ કહેવાય આ સૂત્રનો બહુ જ ભાગ વિચ્છેદ પામ્યો, તેથી મૂલ સૂત્ર, ૧૯૨ શ્લોક પ્રમાણુ જ મળે છે પ્રાચીન ટીકા ન હોવાથી શ્રી અભયદેવસૂરિ મહારાજે નવી ટીકા બનાવી તે આગમોદય સમિતિ વગેરે તરફથી છપાઇ છે ટબા સાથે પણ બાબૂ ધનપતસિંહ તરફથી છપાયુ હતુ, શીઘ્ર બોધ વગેરેમા સાતમા આઠમા નવમા અગનો સારાશ છપાયો હતો એક અભયદેવસૂરિ મહારાજની ટીકા તથા સ્તબકાર્થ (ટબા) સિવાય આ સૂત્રના નિર્યુક્તિ આદિ, હયાત નથી અહી ત્રણ વર્ગો છે તેમા પહેલા વર્ગના ૧૦ અધ્યયનો, બીજા વર્ગના ૧૩ અધ્યયનો, ને ત્રીજા વર્ગના ૧૦ અધ્યયનો છે બધા મળી ત્રણ વર્ગના ૩૩ અધ્યયનો છે શ્રી સ્થાનાગમા દશમા અધ્યયનમા તથા શ્રી સમવાયાગમા જણાવ્યુ છે કે આ સૂત્રના ૧૦ દશ અધ્યયનો છે, તેમા શ્રી સ્થાનાગ સૂત્રમા કહેલા દશ અધ્યયનોમાના ત્રણના નામ, અહી ત્રીજા વર્ગમા આવે છે આ રીતે નવમા અગની બીના ટૂકામા જણાવી

## ॥ ૧૦ શ્રી પ્રશ્નવ્યાકરણ નામના અગની ટીકા વગેરેની સક્ષિપ્ત બીના ॥

પ્રશ્ન અને વ્યાકરણની બીના જે અગમા જણાવી હોય, તે પ્રશ્ન વ્યાકરણાગ કહેવાય પ્રાચીન કાલમા ૧૦૮ પ્રશ્નો ૧૦૮ અપ્રશ્નો ૧૦૮ પ્રશ્નાપ્રશ્નો પ્રભાવશાલી વિદ્યાઓ તથા મુનિ-

વરોએ ભુવનપતિ દેવોની સાથે કરેલા સંલાપ (વાતચીત ઉપદેશાદિ) ની બીના આ સૂત્રમાં કહી હતી. તે વિદ્યા, મંત્ર, અતિશયાદિની બીનાવાળો તમામ ભાગ વિચ્છેદ પામ્યો. તેથી હાલ આશ્રવ દ્વાર રૂપ પ્હેલા વિભાગમાં પાંચ અધ્યયનોના પાંચ આશ્રવની બીના, ને સંવરદ્વાર-રૂપ બીજા વિભાગના પાંચ અધ્યયનોમાં અહિંસાદિ પાંચ સંવરની બીના હયાત છે. આ અંગ એક શ્રુતસ્કંધરૂપ છે; અહીં એકસરા (ઉદ્દેશા જેમાં નથી તેવા) દશ અધ્યયનો છે. એકેક દિવસે એકેક અધ્યયનના ઉદ્દેશાદિ ત્રણ કરાય. આ સૂત્રના આગાઢ (જે યોગ પૂરા થયા પછી જ નીકળી શકાય તેવા) યોગ હોવાથી એમાં આઉત્તભત્તપાણ (આયુક્ત ભક્તપાન) ની ક્રિયા કરાય છે. શ્રી ભગવતીસૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર તથા મહાનિશીથાદિના યોગો પણ આગાઢ યોગ તરીકે સુબોધા સામાચારીમાં જણાવ્યા છે. આ દશમા અંગના યોગમાં એકાંતરે આયંબિલ તપ એટલે આયંબિલ નીવી આયંબિલ નીવી આ ક્રમે તપ કરાવાય છે. અંગનો ઉદ્દેશ, સમુદ્દેશ અનુજ્ઞાના અને શ્રુતસ્કંધના સમુદ્દેશ અને અનુજ્ઞાના દિવસે આયંબિલ તપ જરૂર કરવો જોઈયે. અંગાદિના સમુદ્દેશની અને અનુજ્ઞાની વચ્ચેનો કાલ આકસંધિ નામે ઓળખાય છે. તે આકસંધિ તૂટે એટલે સમુદ્દેશની અનુજ્ઞાની વચ્ચે દિવસ જવાના જણાવેલા કારણોમાંથી કોઈ પણ કારણથી દિવસ પડે (જાય) તો જરૂર અનુજ્ઞા ન થાય, ત્યાં સુધી આયંબિલ તપ ચાલુ જ રહે, એ આકસંધિનું રહસ્ય છે. આ સૂત્રના યોગ કરતાં ૧૪ દિવસો થાય છે. તે આ પ્રમાણે-દરેક અધ્યયનનો એકેક દિન ગણતાં ૧૦ અધ્યયનોના ૧૦ દિવસો, ૧૧-૧૨ શ્રુતસ્કંધના સમુદ્દેશનો એક દિન, ને અનુજ્ઞાનો એક દિવસ. ૧૩-૧૪ અંગના સમુદ્દેશનો અને અનુજ્ઞાનો એકેક દિવસ ગણતાં કુલ ૧૪ દિવસો થાય. પ્રાચીન ટીકાનો વિચ્છેદ થવાથી શ્રી અભયદેવસૂરિ મહારાજે આ સૂત્રની નવી ટીકા બનાવી. તેને શ્રી દ્રોણસૂરિજીએ શોધી. એમ ટીકાકારે પ્રશસ્તિમાં જણાવ્યું છે. વિ૦ સં૦ ૧૯૭૫ માં આગમોદય સમિતિએ સટીક આ સૂત્ર છપાવ્યું હતું. શ્રી જ્ઞાનવિમલસૂરિએ પણ આ સૂત્રની ઉપર વિવરણ (ટીકા) રચ્યું છે. આ ટીકાનો પ્રથમાદર્શ સુરતમાં શ્રી સુખસાગરે તૈયાર કર્યો હતો આ વિવરણ બે ભાગમાં વિ૦ સં૦ ૧૯૯૫ માં મુક્તિવિજયજી જૈન ગ્રંથમાલાએ છપાવ્યું હતું. તથા આશ્રવદ્વારનો ગુજરાતી અનુવાદ માસ્તર નગીનદાસે વિ૦ સં૦ ૧૯૯૮ માં છપાવ્યો હતો. બીજા ગ્રંથોમાં પ્રશ્ન વ્યાકરણનો અર્થ આ રીતે કહ્યો છે. પ્રશ્ન=વિદ્યા વિશેષ, તેનું વ્યાકરણ=વિવેચન. ૧૦ અધ્યયનોમાં કરનારૂં જે અંગ, તે પ્રશ્ન વ્યાકરણાંગ કહેવાય. જે દ્વારા કર્મો આવે એટલે કર્મ બંધના કારણો તે આશ્રવ કહેવાય. સંવર એટલે કર્મને રોકવાના જે સાધનો તે સંવર કહેવાય.

અહીં લગભગ ૫૩ અનાર્ય જાતિના તથા ૯ ગ્રહોના નામ જણાવ્યા છે. શ્રી જ્ઞાનવિમલ-સૂરિના વિવરણમાં પ્રાસંગિક શ્લોકો વધારે જણાય છે. તથા લબ્ધિસ્તોત્રની અને પિંડ નિર્યુક્તિની બીના પણ પ્રસંગે ઘણીવાર આવે છે. આ વિવરણને ગગવિજયના શિષ્ય નય-વિજયે વિ૦ સં૦ ૧૭૯૩ માં લખેલી હાથપોથીના આધારે તૈયાર કરી છપાવ્યું. આ રીતે દશમા અંગની બીના ટૂંકામાં જણાવી.

## ॥ ૧૧ શ્રી વિપાક શ્રુતની વૃત્તિ આદિની બીના ॥

વિપાક એટલે પાપ કર્મનું અને પુણ્ય કર્મનું ફલ તેને ભોગવનારા જીવોનું વર્ણન જે અંગમાં કર્યું છે, તે વિપાક શ્રુત નામે ૧૧ મું અંગ જાણવું આ અંગનો ઘણો ભાગ વિચ્છેદ પામ્યો તેથી હાલ મૂલ સૂત્રનું પ્રમાણ ૧૨૧૯ શ્લોક છે મૂલ ટીકાનો વિચ્છેદ થવાથી શ્રી અભયદેવસૂરિ મહારાજે ૯૦૦૦ શ્લોક પ્રમાણ નવી ટીકા બનાવી આ અંગના બે શ્રુતસ્કંધ છે પહેલા દુઃખ વિપાક નામના શ્રુતસ્કંધના દશ અધ્યયનોમાં પાપ કર્મના દુઃખ રૂપ ફલને ભોગવનારા ઉજ્ઝિતક વગેરે દશ જણાનું વર્ણન કર્યું છે બીજા સુખ વિપાક નામના શ્રુતસ્કંધના દશ અધ્યયનોમાં—સુખના સાધન દાન વગેરે ધર્મને સાધનારા સુબાહુ, ભદ્રનંદી વગેરેની બીના અનુક્રમે જણાવી છે બે શ્રુતસ્કંધોમાં પહેલો શ્રુતસ્કંધ મોટો છે શ્રી સ્થાનાંગસૂત્રના દશમા અધ્યયનમાં જણાવેલા દુઃખ વિપાકના દશ અધ્યયનોને 'કર્મ વિપાક દશા' નામથી ઓળખાવ્યા છે તે નામોમાં અને અહીં જણાવેલા નામોમાં થોડેજ તફાવત જણાય છે પણ અર્થમાં ફરક નથી આ સૂત્રના યોગ કરતા ૨૪ દિવસ લાગે છે તે આ પ્રમાણે છે દરેક અધ્યયનનો—એક એક દિવસ ગણતા ૧૦ દિવસ થાય, શ્રુતસ્કંધની સમુદ્દેશ અનુજ્ઞાનો એક દિવસ, આ રીતે પહેલા શ્રુતસ્કંધના ૧૧ દિવસો, ને બીજા શ્રુતસ્કંધના પણ એજ ક્રમે ૧૧ દિવસો, ને અંગના સમુદ્દેશનો ૧ દિવસ, તથા તેની અનુજ્ઞાનો એક દિવસ ગણતા કુલ ૨૪ દિવસ થાય જે અંગના બે શ્રુતસ્કંધો હોય, તે દરેક શ્રુતસ્કંધની સમુદ્દેશ અનુજ્ઞા એક જ દિવસે થાય ને જે અંગને એક શ્રુતસ્કંધ હોય, તેનો સમુદ્દેશ એક દિવસે કરી બીજે દિવસે અનુજ્ઞા કરવી આ સૂત્રના કથાનકના જેવી શૈલી બૌદ્ધોના અવદાન શતક, કર્મશતકાદિમાં પણ જણાય છે શ્રી અભયદેવસૂરિકૃત ટીકા સહિત આ વિપાકશ્રુત વિ૦ સં૦ ૧૯૭૬ માં આગમોદય સમિતિ તરફથી છપાયું હતું તે પહેલા બાબૂ ધનપતસિંહે પણ છપાવ્યું હતું બીજા વિદ્વાનોએ અંગ્રેજી અનુવાદ વગેરે સાથે આને છપાવ્યું છે આ રીતે શ્રી વિપાક શ્રુતની બીના ટૂંકામાં જણાવી આ તે શ્રી આચારાંગ વગેરે ૧૧ અંગોના નિર્યુક્તિ આદિ સાધનોની બીના પણ ટૂંકમાં જણાવી બૃહટ્ટિપ્પનિકાદિ ગ્રંથોમાં અગીયાર અંગોના મૂલ સૂત્રોનું પ્રમાણ ૩૫૩૩૯ શ્લોક, ને તે ૧૧ અંગોની ટીકાઓનું પ્રમાણ ૭૪૭૯૦ શ્લોક જણાવ્યું છે ૪–૫

**। એ પ્રમાણે-તપોગચ્છાધિપતિ-આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વર વિનેયાણુ વિજયપદ્મસૂરિએ રચેલ-શ્રી પ્રવચન કિરણાવલીનો પહેલો પ્રકાશ પૂરો થયો ॥**

## ॥ બીજો પ્રકાશ ॥

હવે ગ્રંથકાર શ્રી આચારાંગ સૂત્રનું વર્ણન કરતાં ૬ ગાથામાં પહેલા શ્રુતસ્કંધના નવ અધ્યયનોની બીના જણાવે છે—

॥ आर्या ॥

सुयखंधा दो पढमे, आयारंगे तहेव सुयखंधे ॥
अज्झयणाइ पढमे, नव विसयं सत्तमज्झयणं ॥ ६ ॥

अण्णत्थुत्तं नवमं, उद्धरियाऽऽगासगामिणी विज्झा ॥
वज्जेणित्तो संपइ, निज्जुत्ती भद्दबाहुकया ॥ ७ ॥

साइसयत्ता विगयं, तं सिरिसीलंकसूरिसमएणं ।
एयं महापरिण्ण-ज्झयणं चेवट्ठमं णेयं ॥ ८ ॥

उवहाणसुयं नवमं, विमुक्खमज्झयणमट्ठमं वुत्तं ॥
अज्झयणाण नवण्हं, नामाइ जहक्कमं सुत्ता ॥ ९ ॥

सत्थपरिण्णा पढमं, वीअं तह लोयविजयमज्झयणं ॥
सीओसणिज्जमेयं, तइयं तत्तो य संमत्तं ॥ १० ॥

आवंति लोयसारं, धुयं विमोहो महापरिण्णा य ॥
उवहाणसुयं पढमे, अट्ठज्झयणाइ सुयक्खंधे ॥ ११ ॥

સ્પષ્ટાર્થ—જે અંગમાં મુનિવરોના આચારનું વર્ણન વધારે પ્રમાણમાં જણાવ્યું હોય, તે આચારાંગ કહેવાય બાર અંગોમાં આ સૂત્ર પહેલાં કહ્યું છે, તે વ્યાજબી છે. કારણ કે, મોક્ષ માર્ગની આરાધનામાં આચારની મુખ્યતા છે એમાં "आचारः प्रथमो धर्मः" વગેરે વાક્યો પણ સાક્ષિભૂત છે. લોકો મુનિવરોના આચાર અને ઉચ્ચાર (ભાષા)ને જોઇને તેમની પ્રત્યે બહુમાન-શ્રદ્ધા રાખી ભક્તિ કરે છે. તેમનો ઉપદેશ સાંભળી સન્માર્ગે ચાલી આત્મ-હિત સાધે છે. અને વિચાર એટલે સંવેગાદિ ભાવનાની ખાત્રી પણ તે બંને જ કરાવે છે. આ મુદ્દાથી જ નવીન સાધુઓને છજીવનિકાયનું જ્ઞાન, (સમજણ) સાધુના સત્યાવીશ ગુણોનું જ્ઞાન (સમજણ), વૈરાગ્ય ભાવનાને ઘટાડનારા, વધારનારા, સ્થિર કરનારા સાધના વગેરેનું જ્ઞાન કરાવ્યા બાદ વડી દીક્ષા આપવાની જેમ પહેલાં હતી, તેવી અવિચ્છિન્ન મર્યાદા હાલ પણ વિજયવંતી વર્તે છે. શ્રી દશવૈકાલિક સૂત્રની રચના થયા પહેલાં આચારાંગમાં જે ૬ જીવનિકાયાદિની બીના કહેલી હતી, તેની માહિતી કરાવ્યા બાદ વડી દીક્ષા આપવાનો

વ્યવહાર હતો પણ શ્રી શય્યંભવસૂરિ મહારાજે મનકમુનિના કલ્યાણ નિમિત્તે આચારાદિ સૂત્રોનો સાર લઇને શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કર્યા બાદ તેના ચાર અધ્યયનો ભણ્યા બાદ વડી દીક્ષા આપવાનો વ્યવહાર શરૂ થયો હાલ પણ તેજ પદ્ધતિ ચાલુ જ છે આચારનુ પાલન એ જ્ઞાનને આધીન છે, આ આશયથી જણાવ્યુ કે—

**पढम नाण तओ दया एव चिट्ठइ सव्वसजए ॥ अण्णाणी किं काही किं वा नाहिही छेयपावग ॥ १ ॥ सोचा जाणइ कल्लाण सोचा जाणइ पावग ॥ उभयपि जाणइ सोचा, ज सेय त समायरे ॥ २ ॥**

અર્થ—પહેલુ જ્ઞાન અને પછી દયા એટલે જીવ અજીવને જાણ્યા બાદ જીવનુ રક્ષણ કરાય, તેથી દયા પાલવામા પહેલા જ્ઞાનની વધારે જરૂરીયાત છે એ પ્રમાણે વર્તવાથી સર્વ સયતો મોક્ષ માર્ગની આરાધના કરી શકે છે, તેમા ટકી શકી છે જીવાદિ તત્ત્વોને નહિ જાણનાર, અજ્ઞાની જીવ શુ આત્મહિત સાધવાનો છે? અર્થાત્ તે આત્માનુ હિત સાધી શકતો નથી મારે શુ હિતકારી છે? શુ અહિતકારી છે? તે પણ અજ્ઞાની જીવ જાણી શકતો નથી (૧) ભવ્ય જીવ શ્રી જિનેશ્વર ભગવતના વચનો સાભળીને કલ્યાણને અને પાપને તથા તે બન્નેને જાણે છે, ને જાણ્યા પછી જે માર્ગે આત્મહિત જણાય, તે માર્ગને સાધે છે અહી કલ્યાણ પદથી સમ્યગ્દર્શનાદિ ત્રણની એકઠી આરાધના સમજવી (૨) આ રીતે મુનિવરોને પરમ ઉલ્લાસથી નિર્મલ સયમની સાત્વિકી આરાધના કરવામા આચાર એટલે ગ્રહણ શિક્ષા અને આસેવના શિક્ષાને જાણવાની બહુ જ જરૂરિયાત જાણીને સૂત્રોની સ્થાપના કરવામા શ્રી ગણધર ભગવતે શ્રી આચારાગને પહેલુ સ્થાપ્યુ અહી છાપેલી પ્રત પ્રમાણે ૪૦૨ સૂત્રો છે, સૂત્રગાથા લગભગ ૧૪૭ છે નિર્યુક્તિની ગાથા ૩૫૬ છે, તેમા ટીકા વિનાની ૭ ગાથાઓ, મહા પરિજ્ઞાધ્યયનની નિર્યુક્તિની છે એમ છાપેલી પ્રતની છેવટે જણાવ્યુ છે શ્રી ભદ્રબાહુ સ્વામીના નિર્યુક્તિની ૧૧મી ગાથામા કહેલા વચનથી જણાય છે કે આ પહેલા અગનુ બીજુ નામ "વેદ" છે, અને સાતમી ગાથામા આચાર વગેરે નવ નામો આ પહેલા અગના જણાવ્યા છે આ સૂત્રના બે શ્રુતસ્કધો છે, વિશેષાવશ્યકમા ૯૦૦મી ગાથામા સ્કધનો અર્થ-'સમુદાય' કર્યો છે તેથી શ્રુત એટલે સૂત્રો, તે સૂત્ર વગેરેનો જે સમુદાય, તે શ્રુતસ્કધ કહેવાય અહી આદિ (વગેરે) શબ્દથી મૂલ સૂત્રમા કહેલી ગાથાઓ વગેરે લઈ શકાય કારણ કે, અહી ગદ્ય ભાગ ઉપરાત લગભગ-૧૪૭ ગાથાઓ પદ્યમા પણ છે કેટલાક વિદ્વાનો ૧૯૭થી વધારે ગાથાઓનુ પ્રમાણ જણાવે છે છઠ્ઠા ધુત અધ્યયનના પહેલા ઉદ્દેશામા ૧૪-૧૫-૧૬ એમ ત્રણ પદ્યો 'અનુષ્ટુભ્' છદમા છે, સાતમા વિમોક્ષ નામના અધ્યયનના છેલ્લા ઉદ્દેશામા ૧૭ માથી ૪૧મા સુધી ॥ પદ્યો અનુષ્ટુભ્ છદને અનુસરે છે નવમુ ઉપધાન શ્રુત પણ પદ્યમા છે, અને તે "ગાથાનુષ્ટુભીમસૃષ્ટિ" નામથી ઓળખાયેલ મિશ્ર છદને અનુસરે

તથા ભાવના અધ્યયનનો થોડો ભાગ પદ્ય છે, એમાં ૧૧૨-૧૩૫ પદ્યો, ને વિમુક્તિ અધ્યયનમાં ૧૩૬-૧૪૭ પદ્યો છે, આથી સ્પષ્ટ સમજાય છે કે, અહીં સંખ્યાતા શ્લોકો છે તે ઉપરાંત શ્રી સમવાયાંગમાં ને શ્રી નંદીસૂત્રમાં બાર અંગનો ટૂંક પરિચય કહેતાં સૂત્રકાર ભગવંતે ફરમાવ્યું છે કે, શ્રી આચારાંગ સૂત્રમાં આચાર વર્ણવ્યો છે. ગોચર એટલે ગોચરી લેવાનો વિધિ, વિનયનું ફળ, કાયોત્સર્ગ કરવાનું, સૂવાનું, બેસવાનું સ્થાન, વિહારાદિ નિમિત્તે જવાનો વિધિ, શરીરનો થાક ઉતારવા બીજા સ્થાને જવા રૂપ ચંક્રમણનો વિધિ, આહાર, ઉપધિનું પ્રમાણ, સ્વાધ્યાયાદિ યોગમાં બીજા સાધુ વગેરેને સ્મારણાદિ સાધનોથી જોડવાનો વિધિ, ભાષા સમિતિ, ગુપ્તિ, શય્યા (ઉપાશ્રયાદિ સ્થાન, સંથારો), ઉપધિ, ભક્ત, પાનને લેવામાં સંભવતા ઉદ્‌ગમ, ઉત્પાદના, એષણાના દોષોથી રહિત શુદ્ધ શય્યાદિને લેવાનો વિધિ, તેમાં ખાસ કારણે અપવાદનો વિધિ, વ્રત નિયમ અને તપ વગેરે યોગ્ય પ્રસંગને અનુસરીને વર્ણવ્યા છે. અહી વ્રતનો અર્થ મૂલ ગુણ, ને નિયમનો અર્થ ઉત્તર ગુણ છે એમ સમજવું.

અહીં પહેલા શ્રુતસ્કંધનું નામ બ્રહ્મચર્ય શ્રુતસ્કંધ છે. ને બીજો શ્રુતસ્કંધ આચારાગ્ર નામથી પ્રસિદ્ધ છે. પહેલા શ્રુતસ્કંધના દરેક અધ્યયનમાં વિવિધ પ્રકારે સત્તર ભેદવાળા સંયમ રૂપ બ્રહ્મચર્યની બીના કહેલી હોવાથી બ્રહ્મચર્ય શ્રુતસ્કંધ નામ સાર્થક છે પણ ડિત્થાદિની જેવું નિરર્થક નામ નથી. અહીં શ્રુતસ્કંધમાં અધ્યયનોની, ને અધ્યયનોમાં ઉદ્દેશાની સંકલના કરી છે. તેથી પહેલાં અધ્યયનોનો ને ઉદ્દેશાનો વિચાર જણાવું છું. પહેલા શ્રુતસ્કંધના નવ અધ્યયનો છે, તેમાં સાતમા 'મહાપરિજ્ઞા' અધ્યયનનો વિચ્છેદ થયો છે, એટલે તે હાલ અલભ્ય છે. અહીં નિર્યુક્તિમાં તથા ચૂર્ણિમાં આ અધ્યયન સાતમું જણાવ્યું, ને શ્રીનંદીસૂત્રની હરિભદ્રસૂરિકૃત ટીકામાં તથા શ્રી અભયદેવસૂરિકૃત સમવાયાંગ (સૂત્ર ૧૩૬) વૃત્તિમાં આઠમું મહાપરિજ્ઞાધ્યયન છે, એમ એક ગાથાને અનુસારે જણાય છે. તે ગાથા આ પ્રમાણે જાણવી.-

**सत्थपरिण्णा लोयविजओ-सीओसणिज्ज सम्मत्तं ॥**
**आवंति धुय विमोहो-महापरिण्णोवहाणसुयं ॥ १ ॥**

અર્થ—૧ શસ્ત્રપરિજ્ઞાધ્યયન. ૨ લોકવિજય. ૩ શીતોષ્ણીય. ૪ સમ્યક્ત્વ. ૫ આવંતિ (બીજું નામ-લોકસાર). ૬ ધુત અધ્યયન. ૭ વિમોહ અધ્યયન. ૮ મહાપરિજ્ઞાધ્યયન. ૯ ઉપધાનશ્રુતાધ્યયન. ૧

જો કે સમવાયાંગના ૧૩૬ સૂત્રમાં મહાપરિજ્ઞાધ્યયનને આઠમું જણાવ્યું છે. તો પણ ત્યાં નવમા સૂત્રમાં નવ પદાર્થો જણાવતાં આ નવ અધ્યયનો ગણાવ્યા, તેમાં મહા પરિજ્ઞાને ૯મું પણ કહ્યું છે. આ રીતે આ અધ્યયનના ક્રમિક નંબરને અંગે ત્રણ વિચારો જાણવા.

મહાપરિજ્ઞાધ્યયનની નિર્યુક્તિની સાત ગાથાઓ જોતાં અનુમાન થાય છે કે-શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજે જ્યારે આની નિર્યુક્તિ રચી, તે વખતે આ મહાપરિજ્ઞાધ્યયન હયાત હતું.

તથા શ્રી આવશ્યક નિર્યુક્તિની ૭૬૯ મી ગાથામા તથા બીજા પણ વિધિ ગ્રંથોમા જણાવ્યુ છે કે–" इत्तो किर निग्गिहरनामिणा आगासगामिणी विज्जा उद्धरिया, साइस्सयत्तणेण व च्छिण्ण " એટલે આ મહાપરિજ્ઞાધ્યયનમાથી શ્રી વજ્રસ્વામીએ આકાશગામિની વિદ્યાનો ઉદ્ધાર કર્યો આ પાઠથી સમજાય છે કે શ્રી વજ્રસ્વામિના સમય સુધી આ અધ્યયન હયાત હતુ, પછીના સમયે મહાપ્રભાવશાળી હોવાથી તે વિચ્છેદ પામ્યુ તથા અહી નિર્યુક્તિની ૭૯૦ મી ગાથા જોતા જણાય છે કે-સત્તસત્તિયા (અધ્યયનનો) નો ઉદ્ધાર પણ આમાથી થયો છે પાચમા અધ્યયનનુ પહેલા " आवत्ति " નામ જણાવ્યુ છે આનુ બીજુ નામ " लोकसार " છે એમ અહીં નિર્યુક્તિની ૩૧–૩૨ મી ગાથાનો અર્થ વિચારતા જણાય છે તથા આઠમા અધ્યયનનુ " विमोह " નામ જણાવ્યુ છે, ને તેનુ બીજુ નામ " विमोक्ष " છે આ રીતે પ્હેલા શ્રુતસ્કધના અધ્યયનોના નામને ઉદ્દેશીને ખાસ જરૂરી બીના જણાવીને હવે ક્રમસર દરેક અધ્યયનના ઉદ્દેશા જણાવુ છુ અધ્યયનનો જે વિભાગ, તે ઉદ્દેશો કહેવાય નવ અધ્યયનોમા મહાપરિજ્ઞા અધ્યયનનો વિચ્છેદ થવાથી બાકીના આઠ અધ્યયનોમા ઉદ્દેશા આ પ્રમાણે જાણવા

પહેલા શ્રુતસ્કધના પહેલા અધ્યયનમા ૭ ઉદ્દેશા છે, બીજા અધ્યયનમા ૬ ઉદ્દેશા, ત્રીજા અધ્યયનમા ૪ ઉદ્દેશા, ચોથા અધ્યયનમા ૪ ઉદ્દેશા પાચમા અધ્યયનમા ૬ ઉદ્દેશા છે છઠ્ઠા અધ્યયનમા પાચ ઉદ્દેશા, સાતમા અધ્યયનમા ૮ ઉદ્દેશા, ને આઠમા અધ્યયનમા ૪ ઉદ્દેશા કહ્યા છે બીજા શાસ્ત્રોમા પાચમા અધ્યયનના પાચ ઉદ્દેશા, ને છઠ્ઠા અધ્યયનના ૮ ઉદ્દેશા છે, એમ આ ગાથા જણાવે છે તે આ પ્રમાણે —

सत्तहिं छहिं चउचउहिय पचहिं अट्ठ चउहि नायव्वा ॥
उद्देसएहिं पढमे सुयखंधे नव य अज्झयणा ॥ १ ॥

અર્થ —પહેલા શ્રુતસ્કધના નવ અધ્યયનો અનુક્રમે ૭–૬–૪–૪–૫–૮–૮–૪ ઉદ્દેશા વડે સહિત છે એટલે પહેલુ અધ્યયન ૭ ઉદ્દેશાવાળુ છે એમ દરેક અધ્યયન સમજવુ આજ પદ્ધતિએ આ અગની ચૂર્ણિ તથા ટીકા પણ ઉદ્દેશાઓ વર્ણવે છે

શ્રી નદીસૂત્રની હારિભદ્રીય ટીકામા, અને શ્રી સમવાયાગની અભયદેવસૂરિકૃત ટીકામા જણાવેલી —

सत्त य छच्च चउरो-छ पच अट्ठेव सत्त चउरो य ॥
एक्कारा ति ति दोदो-दोदो सत्तेक्क एक्कोय ॥ १ ॥

અર્થ નવ અધ્યયનોમા અનુક્રમે જણાવેલા ઉદ્દેશાની સખ્યા ઉપરથી અનુમાન થાય છે કે-મહાપરિજ્ઞાધ્યયનમા ૭ ઉદ્દેશા હોવા જોઇયે તે ગ્રથાનો વિચ્છેદ થયો બીજા શ્રુતસ્કધના ૧૬ અધ્યયનોમા અનુક્રમે ૧૧–૩–૩–૨–૨–૨–૨ ઉદ્દેશા છે અને કેટલાએક અધ્યયનો એક એક ઉદ્દેશ સહિત છે આ રીતે ઉદ્દેશા અને જરૂરી બીના જણાવી હવે અનુક્રમે પહેલા શ્રુતસ્કધના પહેલા અધ્યયનના સાત ઉદ્દેશાનાના દરેક ઉદ્દેશમા કઈ કઈ બીના કહી

છે, તે ટૂંકામાં જણાવું છું. શસ્ત્ર એટલે હિંસા સાધન, તેનો બોધ જેનાથી થાય, અથવા શસ્ત્રના સ્વરૂપને જણાવનારૂં જે અધ્યયન, તે શસ્ત્ર પરિજ્ઞા અધ્યયન કહેવાય. અહીં ૧ દ્રવ્ય-શસ્ત્ર અને ૨ ભાવશસ્ત્ર એમ શસ્ત્રના બે ભેદ છે. તેમાં હણવાની જે ભાવના તે ભાવશસ્ત્ર કહેવાય. અને સ્વકાયશસ્ત્ર અને પરકાયશસ્ત્ર એમ દ્રવ્યશસ્ત્રના બે ભેદ છે. ઠંડા પાણી વિગેરેના જીવોનો ઉષ્ણ પાણી આદિથી જે નાશ થાય, તે સ્વકાયશસ્ત્ર કહેવાય, ને અપ્કાય વગેરેનો તેઉકાય આદિથી નાશ થાય, તે પરકાયશસ્ત્ર કહેવાય પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, અને ત્રસકાયની વિસ્તારથી સમજૂતી આપી, અને શસ્ત્રનું સ્વરૂપ જણાવી કહ્યું કે–જે હિંસા ન કરે તેજ ખરો સમજૂ કહેવાય. માનવદેહમાં થતા વિવિધ ફેરફારો વનસ્પતિમાં ઘટાવી સાબીત કર્યું છે કે–વનસ્પતિને સચિત્ત માનવી જોઇયે. આ વાત અનેક દૃષ્ટાંતો આપીને સમજાવી છે. આ રીતે અધ્યયનનું ટૂંકુ રહસ્ય જાણવું.

## ॥ પહેલા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટુંક પરિચય ॥

અહીં આચાર પદ અને અંગ પદના નિક્ષેપા, આચાર શબ્દના એકાર્થક પદો જણાવીને બારે અંગોની રચના કરવાના અવસરે પહેલાં ૧૪ પૂર્વો રચાય છે, તેથી પૂર્વો પહેલાં કહેવા જોઇએ, તેમ ન કહ્યું, ને શ્રી આચારાંગ સૂત્રને પહેલાં કહેવાનું કારણ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. પછી ગણિપણું એ આચારને આધીન છે એમ કહી, અધ્યયનાદિની અપેક્ષાએ શ્રી આચારાંગનું પ્રમાણ દર્શાવ્યું છે. પછી અંગ વગેરેમાં કોણ કોનો સાર છે? તે બીના સ્પષ્ટ સમજાવી. બ્રહ્મપદના નિક્ષેપા, સ્થાપના, બ્રહ્મનું સ્વરૂપ જણાવતાં બ્રાહ્મણની તથા બીજા વર્ણોની ઉત્પત્તિનું સ્વરૂપ, વર્ણની તથા વર્ણાન્તરની સંખ્યા, સાત વર્ણો, બીજા વર્ણોના નામ, વર્ણાંતર થવાનું કારણ, ભિન્ન ભિન્ન સંયોગથી થતી વર્ણાંતરની ઉત્પત્તિનું તથા દ્રવ્ય બ્રહ્મ અને ભાવ બ્રહ્મનું સ્વરૂપ જણાવ્યું છે. પછી જેનો ચારિત્ર રૂપ અર્થ થાય છે, તેવા ચરણ પદના નિક્ષેપાની બીના કહી છે. પછી પહેલા અંગના અધ્યયનોનાં નામ, દરેક અધ્યયનમાં કહેવાની બીનાનું ટૂંક સ્વરૂપ, શસ્ત્ર પરિજ્ઞા અધ્યયનના સાત ઉદ્દેશા પૈકી દરેક ઉદ્દેશામાં કહેવાની ટૂંક બીના, શસ્ત્રપદ અને પરિજ્ઞા પદના નિક્ષેપા, શસ્ત્ર અગ્નિ વિગેરે દ્રવ્યશસ્ત્ર કહેવાય, મન વચન કાયાની ખરાબ પ્રવૃત્તિ તથા અવિરતિ વગેરે ભાવશસ્ત્ર કહેવાય, એમ વિસ્તારથી સમજાવી સંજ્ઞાની બીના જણાવતાં અનુભવ સંજ્ઞાના ૧૬ ભેદ, દિશાના નિક્ષેપા, તેર આકાશ પ્રદેશો અવગાહીને રહેલ જે દ્રવ્ય; તે દ્રવ્યાદિક કહેવાય એમ સ્પષ્ટ સમજાવ્યું છે પછી ફરમાવ્યું છે કે, રૂચક પ્રદેશથી ક્ષેત્ર દિશાઓ ગણાય, પછી દિશાના નામ, દિશાનું તથા વિદિશાનુ સ્વરૂપ, દિશાનું સંસ્થાન (આકાર), સર્વેને મેરૂ પર્વત ઉત્તરમાં આવે, ને લવણસમુદ્ર દક્ષિણમાં આવે, એમ કહી પ્રજ્ઞાપક દિશાનું સ્વરૂપ, તેને જાણવાનો ઉપાય, તેના નામ તેનું સંસ્થાન જણાવ્યું છે પછી ભાવ દિશાનું સ્વરૂપ, આત્મા છે એમાં પ્રમાણ શું? આ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ દેતાં પ્રસંગાનુપ્રસંગે આત્માને સાબીત કરનારા અનુમાનાદિ પ્રમાણ જણાવી ૩૬૩ પાખંડિઓના મતનું સ્વરૂપ વર્ણવ્યું છે. પછી પૂર્વભવને જાણવાના જાતિ

સ્મરણાદિ સાધનો, અને વિશિષ્ટ સંજ્ઞાના કારણો જણાવી કહ્યું છે કે, આત્માને માનનાર જીવો પરલોકને કર્મને અને ક્રિયાને જરૂર માને છે પછી ક્રિયાના પરિણામનો નિર્ણય સમજાવી કર્મનું સ્વરૂપ નહિ જાણનારા જીવોને થતા ગેરલાભ, અને તેના વિપાકનું ભોગવવું, કર્મના સ્વરૂપને નહિ જાણનાર જીવોનું ચોરાશી લાખ યોનિમાં કર્માનુસારે ભટકવું, ને વિવિધ દુઃખોનું ભોગવવું, વગેરે બીના વિસ્તારથી સમજાવીને પરિજ્ઞા શબ્દનું સ્વરૂપ કહી હિત શિક્ષા ફરમાવી છે કે, સારા વિચારો કરવાથી પુણ્યબંધ થાય છે, તથા અશુભ કર્મોનો નાશ થાય છે, માટે સારા વિચારો કરવા ને ખરાબ વિચાર કરવાથી પાપ કર્મનો બંધ થાય છે, માટે તેવા વિચારો ન કરવા જોઇયે છેવટે કર્મ બંધના કારણોથી અને આરંભ સમારંભથી બચવાનો ઉપદેશ દેતા કૃપાલુ મહર્ષિ ભગવંતોએ ફરમાવ્યું છે કે, જે કર્મ (કર્મબંધના કારણો) અને આરંભને જાણીને તેનો ત્યાગ કરે તેજ મુનિ કહેવાય આ રીતે પહેલા શ્રુતસ્કંધના પહેલા શસ્ત્ર પરિજ્ઞા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો પરિચય ટૂંકામાં જણાવ્યો હવે બીજા ઉદ્દેશાથી માંડીને સાતમા ઉદ્દેશા સુધીના ૬ ઉદ્દેશામાં અનુક્રમે પૃથ્વીકાય, અપ્કાય (જલ) તેઉકાય (અગ્નિ) વાયુકાય, (વાયુ, પવન), વનસ્પતિકાય (ઝાડ વગેરે), તથા ત્રસ (પાણીના પોરા વગેરે) જીવોની ઓળખાણ કરાવશે આથી સમજાય છે કે, પહેલા શસ્ત્ર પરિજ્ઞા અધ્યયનમાં છ જીવનિકાયની ઓળખાણ કરાવે છે, ને પ્રબલ પુણ્યોદયે શ્રી જિનેશ્વર દેવોએ પણ આદરેલી પ્રવ્રજ્યાના સાધક મુનિવરોને ચેતાવે છે કે ૬ જીવનિકાયની રક્ષા કરવામાંજ મુનિપણાનું ખરૂં રહસ્ય સમાયેલું છે અહિંસાનો સાધક આત્મા કોઈની પણ સાથે વૈરભાવથી વર્ત્તતો નથી, ને તેની ઉપર કોઇને પણ વૈરભાવ હોતો નથી કુદરતી નિયમ એ છે કે–શાંતિને દેનારો જ શાંતિ મેળવી શકે છે અહિંસાજ શાંતિનું પરમ સાધન છે શાંતિ ગુણને ધારણ કરનાર આત્માઓ જ મોક્ષ માર્ગની પરમ ઉલ્લાસથી સાત્વિકી આરાધના કરી મુક્તિના અવ્યાબાધ સુખ પામી શકે છે એમ સમજીને હે મુનિવરો ! તમે પૃથ્વીકાયાદિના આરંભ, સમારંભનો ત્યાગ કરજો, એમ હિત શિક્ષા આપીને પ્રમાદનો ત્યાગ કરી નિર્મલ સંયમને સાધી માનવજન્મ રૂપ કલ્પવૃક્ષને સફલ બનાવજો, એમ ભગવંતે ફરમાવ્યું છે

---

## ॥ બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં પૃથ્વીકાયનું સ્વરૂપ જણાવનાર નિક્ષેપાદિ નવ દ્વારો જણાવી પૃથ્વીમાં ચાર નિક્ષેપાની ઘટના કરી, દ્રવ્યપૃથ્વી તથા ભાવપૃથ્વીનું વર્ણન કર્યું છે પછી કહ્યું છે કે–સૂક્ષ્મ જીવો સર્વ લોકમાં ભરેલાછે, પછી બાદર પૃથ્વીના લક્ષણ ને પરભેદનું વર્ણન કરી યોનિના ભેદો સમાન વર્ણાદિથી પડયા છે, એમ કહી સૂક્ષ્મમાં ને બાદરમાં પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદોનું ઘટતું સરખાપણું, ને વૃક્ષાદિના તથા ઔષધિ વગેરેના દૃષ્ટાંતે પૃથ્વીકાયના ભેદો વિસ્તારથી સમજાવ્યા છે પછી કહ્યું છે કે પૃથ્વીકાય જીવોના શરીરો અસંખ્યાતા ભેગા થાય, તોજ દેખાય તે અસંખ્યાતાથી ઓછા શરીરોની હયાતી શ્રી જિનાજ્ઞાથી જ માનવી જોઇયે,

## ॥ સાતમા ઉદ્દેશાના ટૂંક પરિચય ॥

અહીં વાયુનું નિરૂપણ, તેમાં સરખી રીતે ઘટતા પૃથ્વીના દ્વારોની ભલામણ તથા ભેદાદિની અપેક્ષાએ જૂદાશ જણાવી કહ્યું કે—સૂક્ષ્મ વાયુ સર્વલોકમાં રહેલ છે. અને ઉત્કલિકા વગેરે બાદર વાયુના પાંચ ભેદો છે. અને દેવે અદૃશ્ય બનાવેલા શરીરની જેમ આપણે હયાતી માનીએ છીએ તેમ વાયુની પણ હયાતી માનવી જોઇયે એમ વિસ્તારથી સમજાવ્યું છે. પછી વાયુ-જીવોનું પરિમાણ, વીંજવું, ધમવું વગેરે પ્રકારે બાદરવાયુની વપરાશ, વીંજવું વગેરે વાયુનું દ્રવ્યશસ્ત્ર છે, એમ કહી ફરમાવ્યું કે બાકીની બીના પૃથ્વીની જેમ જાણવી. મનુષ્ય વાયુનો સમારંભ ન કરવા ધારે તો તેમ કરી શકે. એમ કહી અંતર્જ્ઞાન અને બહિર્જ્ઞાનની વ્યાપ્તિ અને દૃષ્ટાંત સાથે દ્રવ્યાતંકનું સ્વરૂપ જણાવી કહ્યું કે—વાયુના રક્ષક જે હોય તેજ મુનિ કહેવાય. પછી વાયુના શસ્ત્રના સમારંભને જણાવવાના પ્રસંગે અન્ય ધર્મીઓનું સ્વરૂપ જણાવી કહ્યુ કે—વાયુની સંરંભાદિ પ્રકારે થતી વિરાધનાનું સ્વરૂપ જાણી જે તેની રક્ષા કરે તેજ મુનિ મુનિતાને ટકાવી શકે. પૃથ્વી વગેરેનો સમારંભ કરતાં કર્મ બંધાય, મુનિએ સર્વથા છ એ જીવ નિકાયોનો આરંભ તજવો જોઇયે. આટલું જાણ્યા પછી નવા સાધુને વડી દીક્ષા આપી શકાય. શય્યંભવસૂરિ મહારાજે પૂર્વમાંથી દશ વૈકાલિકનો ઉદ્ધાર કર્યા પહેલાં પદ્ધતિ આ પ્રમાણે હતી. તે પછી દશવૈકાલિકના ૪ અધ્યયનો ભણ્યા પછી વડી દીક્ષા અપાય. એ પદ્ધતિ શરૂ થઇ. આ પ્રસંગે વડી દીક્ષાનો વિધિ પણ ટૂંકામાં જણાવ્યો છે. અહીં પહેલા શસ્ત્રપરિજ્ઞાધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થાય છે.

---

## ॥ બીજા લોકવિજય અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં પહેલા ઉદ્દેશાની શરૂઆતમાં આ અધ્યયનના છ ઉદ્દેશામાં કહેવાના મુદ્દાઓ અને લોકપદના તથા વિજય પદના નિક્ષેપાની બીના, અને ગુણ પદ તથા મૂલ પદના નિક્ષેપા જણાવી ભાવકષાય રૂપ લોકમાં આત્મદૃષ્ટિએ વિજય મેળવવાના સાધનો જણાવ્યા છે. પછી કષાયને જીતવાનું ફલ, દ્રવ્ય ગુણના સચિત્તાદિ ત્રણ ભેદો જણાવી કહ્યું છે કે—જીવ પ્રદેશો સંકોચાય છે, ને ફેલાય છે. કેવલિ સમુદ્ઘાત સમયે તે સર્વ લોકમાં ફેલાય છે, પછી ઋજુ-તાદિનું સ્વરૂપ તથા વક્રતાદિની બીના, અને મૂલ પદના નિક્ષેપા જણાવ્યા છે. પછી કહ્યું છે કે, "જ્યાં સંસાર છે, ત્યાં જ કર્મ સત્તા છે, કર્મોનું મૂલ મોહનીય અથવા ભોગતૃષ્ણા છે, તેથી ભવભ્રમણ થાય છે. મોહના બે ભેદ છે. કર્મબંધમાં કષાયોની મુખ્ય કારણતા છે, કષાયોને ઉપજવાના જૂદા જૂદા સ્થાન (કારણો) છે," પછી કષાયના નિક્ષેપા, સંસારના પાંચ ભેદ, અને નામ કર્મ, સ્થાપના કર્મ, દ્રવ્ય કર્મ વગેરે ૧૦ પ્રકારે કર્મપદના નિક્ષેપાનું સ્વરૂપ જણાવી, વર્ગણાનુ સ્વરૂપ તથા કર્મબંધના પ્રકૃતિ બંધ વગેરે ચાર ભેદ પણ કહ્યા છે. અહીં આઠ કર્મોની પણ બીના ટૂંકામાં જણાવી છે. પછી પ્રમાદ મમતાની બીના કહેવાના પ્રસંગે પરશુ, ચાણક્ય, જરાસિંધુના દૃષ્ટાંતો જણાવી ફરમાવ્યું છે કે વૈરાગ્ય ભાવે સ્વજનોના

સંબંધનો ત્યાગ કરવાથી કષાય, કર્મબંધ, તથા ભવભ્રમણનો જરૂર નાશ થાય છે વારંવાર સ્નેહ આસક્તિ ભાવ રાખનાર જીવો, જન્મ મરણ પામે છે ઘડપણમાં ઇંદ્રિયો શિથિલ બને છે આ પ્રસંગે ઇંદ્રિયોનું સ્વરૂપ જણાવી ચેતવણી આપી છે કે ઘડપણમાં લોકના તિરસ્કાર સ્હેવા પડે છે આ પ્રસંગને અનુસરતાજ જરૂરી દૃષ્ટાંતો, અપ્રમાદનું સ્વરૂપ, સંસારમાં રાગી જીવનું સ્વરૂપ, કહીને ઘડપણ આદિ પ્રસંગે ધનથી રક્ષણ થતું નથી વગેરે જણાવ્યું જેઓ એમ જાણે કે સુખ એ પુણ્યનું ફલ છે, ને દુઃખ એ પાપનું ફલ છે તેઓ સુખના પ્રસંગે તોરી બનતા નથી, ને દુઃખના સમયે ગભરાતા નથી જુવાનીમાં ધર્મારાધન કરવા ઉદ્યમવંત થવું જોઇયે ઇંદ્રિયોની સશક્ત દશામાં જ આત્માર્થ સાધી શકાય છે, વગેરે બીના વિસ્તારથી સમજાવી છે આ બીજા અધ્યયનમાં મુખ્યતાએ મુનિવરોના કલ્યાણને લક્ષ્યમાં લઇને સૂત્રકાર ભગવંતે જણાવ્યું છે કે સાચા મુનિઓ માતા પિતા સ્ત્રી પુત્રાદિમાં મોહ ન રાખે, શબ્દાદિ ભોગના સાધનોને સેવવાની ભાવના પણ ન કરે એ વિસ્તારથી સમજાવી ગોચરી ગ્રહણ કરવાનો વિધિ કહ્યો છે છેવટે એ પણ કહી દીધું છે કે મુનિએ ધનવંતની ઉપર રાગ અને નિર્ધનની ઉપર અરૂચિ ભાવ તજીને મધ્યસ્થ ભાવે ધર્મોપદેશ દેવો જોઇયે આ હકીકત સમજાવતા અહીં પહેલા ઉદ્દેશામાં મુનિને કર્મબંધના કષાય, વિષય, વગેરે કારણોથી બચવાની સ્પષ્ટ ભલામણ કરી છે આમાથી આત્માર્થી ભવ્ય જીવોને ખાસ યાદ રાખવા જેવી અપૂર્વ શિખામણ એ મળે છે કે-મીન જરૂરી વિચારો કરવાથી, બોલવાથી ને કાયિક પ્રવૃત્તિ કરવાથી ને જોવાથી તથા સાંભળવાથી મન જરૂર અસ્થિર બને છે, ને બહુ જ ચીકણા કર્મો બંધાય છે, માટે મુનિઓ આચાર, વિચાર, ઉચ્ચાર, શ્રવણ, દર્શનાદિની સાર્થકતા તરફ બહુ જ કાળજી રાખીને સંયમની સાધના કરે, તોજ સ્વપરતારક બની શકે આ રીતે બીજા લોકવિજય અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય જાણવો

---

## ॥ લોકવિજયના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં કહ્યું છે કે-જે અરતિ ન કરે તે કર્મબંધથી મુક્ત બને, પછી સંયમથી ખસવાના કારણો જણાવી કહ્યું છે કે પ્રભુની આજ્ઞામાં ન રહેનાર જીવોના આલોક અને પરલોક બગડે છે પછી સંસારથી મુક્ત થયેલા જીવોનું, અણગારનું ને અજ્ઞાનીનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી હિત શિક્ષા આપી છે કે મુનિએ ગોત્રનું અભિમાન નહિ કરવું જોઇયે આ પ્રસંગે પુદ્ગલપરાવર્ત્તનું સ્વરૂપ પણ ટૂંકામાં ટીકાકારે સમજાવ્યું છે

---

## ॥ બીજા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે આંધળાપણું વગેરે જોઇને કર્મ પરિણામ વિચારી સમતા ભાવ રાખવો તથા સમિતિ પાળવી પછી ઉચ્ચ ગોત્રનું અભિમાન કરનાર જીવનું સ્વરૂપ, તથા મોક્ષ માર્ગના

સાધક જીવનું સ્વરૂપ જણાવી કહ્યું છે કે મરણ અચાનક આવશે, એમ જાણીને આત્મહિત સાધવું. સમજુ આત્માને ઉપદેશ દેવાની જરૂરિયાત જણાતી નથી, અજ્ઞાની જીવો સંસારમાં ભટકે છે વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ બીજા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં મુનિને હિત શિક્ષા આપી છે કે-ભોગીને રોગ થાય ત્યારે કોઈ પણ દુઃખમાં ભાગ લઈ શકતું નથી. અહી બ્રહ્મદત્તનું દૃષ્ટાંત જણાવી કહ્યું છે કે ધનને ભોગવનારા, ભાગીયા, પુત્ર વગેરે ઘણાં હોય છે. સ્ત્રીથી કદર્થના પામેલો મૂઢ જન ધર્મ સાધી શકતો નથી. છેવટે ભોગની ઈચ્છાવાળા જીવની ભોગના સાધન મળે ત્યારે અને ન મળે ત્યારે થતી પરિસ્થિતિ (હાલત) પણ સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ બીજા અધ્યયનના પાંચમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે-પુત્ર વગેરેને માટે પોતાથી કરાતા કર્મસમારંભો પોતાને જ દુઃખદાયી નીવડે છે. જે ક્રય વિક્રય (વેચવું, ખરીદવું) ન કરે તે મુનિ કહેવાય. કાલ વગેરેને જાણવા જોઇયે, મમતા વગેરે દોષોને તજવા જોઇયે. પ્રસંગે ૪૨ દોષનું વર્ણન કર્યું છે. સ્નેહ રહિત મુનિએ ગૃહસ્થની પાસેથી માગીને વસ્ત્ર વગેરે લેવા જોઇયે. પછી આહાર કરવાનો વિધિ જણાવી કહ્યું છે કે ધર્મારાધનમાં મદદગાર ઉપકરણો પરિગ્રહ રૂપ ન કહેવાય. પછી કામ, કામી, અને નિષ્કામીનું સ્વરૂપ જણાવી કહ્યું છે કે-બાહ્યજ્ઞાની અને અભ્યંતર જ્ઞાની બીજાને મુક્ત કરી શકે છે. જેમાંથી પરૂ ઝરે છે એવો દેહ વૈરાગ્યનુ કારણ થાય છે. પછી અવિરતિનું ફલ કહેતાં પ્રસંગે ધનસાર્થવાહાદિના દૃષ્ટાંત જણાવી કહ્યું છે કે-સાધુપણાને સાચવવા માટે મુનિએ બાલ (અજ્ઞાની) જીવોનો સંગ ન કરવો. અહીં બીજી પણ બીના પ્રસંગે જણાવી છે.

---

## ॥ બીજા અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી કહ્યું છે કે-સાધુ પાપ કરે નહિ. જીવહિંસા કરતાં બીજા પણ પાપ કરાય છે. પછી કર્મોપદ્રવની શાંતિ માટે મુનિને કરવા લાયક કાર્યો જણાવી કહ્યું કે-મમતાનો ત્યાગ એજ મુનિતા જાણવી પછી વીરનું લક્ષણ કહી જણાવ્યું છે કે જે સ્પર્શમાં આસક્ત ન થાય, સંસારથી કંટાળે, કર્મોને છેદે તે મુનિ કહેવાય. તથા વીર પુરૂષો રૂક્ષ આહારાદિ સેવે છે, અને વસ્તુ તત્ત્વને યથાર્થ સ્વરૂપે જાણે છે. પછી દુર્વસુ મુનિનું અને સુવસુ મુનિનું લક્ષણ જણાવી કહ્યું છે કે લોક સંયોગનો ત્યાગ કરવો, ઉપદેશકે પુરૂષાદિને જરૂર પિછાણવા

જોઇયે, બાલજીવ દુ ખાવર્ત્તવાળા ભવમા ભમે છે વગેરે બીના વિસ્તારથી સમજાવી છે, પ્રસગે જરૂરી બીજી પણ બીના વર્ણવી છે

॥ બીજા લોકવિજય અધ્યયનનો ટુ ક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ આચારાગના પહેલા શ્રુતસ્કંધના ત્રીજા શીતોષ્ણીય અધ્યયનનો ટુ ક પરિચય ॥

નિમિત્તવાસી આત્મા જેવા જેવા નિમિત્તને પામે, તેને અનુસારે તેની ભાવના તેવી જ થાય છે જેમ એક ભવ્ય જીવ માનસિક ખરાબ ભાવનાને સુધારવાના અપૂર્વ સાધનભૂત શ્રી જિનેશ્વરદેવના ભવ્ય બિંબને જોવા રૂપ શુભ નિમિત્તને પામીને વિષય કષાયાદિની મલિન ભાવના દૂર કરી આત્મિક શાંતિને અનુભવે છે, પુદ્ગલ રમણતા ઘટાડે છે, પ્રભુદેવ જે માર્ગે વીતરાગપણુ પામ્યા, તેનો વિચાર કરી તે માર્ગે ચાલી, નાગકેતુ વગેરેની માફક કેવલજ્ઞાની થઇ સિદ્ધ થાય છે, ને એક આત્મા અશુભ નિમિત્તને પામીને ભવભ્રમણ વધારે છે જેમ કોઇને સ્ત્રીનુ સુદર રૂપ જોઇને મલિન ભાવના થાય, ખરાબ પ્રવૃત્તિ કરતા અહીં આકરા દુ ખો ભોગવે ને પરભવમા પણ નરકાદિ દુર્ગતિના ઘણા સાગરોપમ સુધીના પણ ભયકર આકરા દુ ખો ભોગવે છે માટે જ પ ર મ દયાળુ શ્રીતીર્થંકર ભગવતે મુનિવરોને સ્વાધ્યાય વૈયાવચ્ચ તપ સમિતિ ગુપ્તિ, ખાસ જરૂરી કારણે જ સામાને હિતકારી પ્રિય મિત બોલવુ, આત્મ દૃષ્ટિને સતેજ કરનારા દેવ ગુરૂ વગેરે સારા નિમિત્તોનુ જ જોવું, દેવ ગુરૂ વગેરે મહાપુરૂષોના ગુણાનુવાદના શબ્દો તથા સ્વાધ્યાયાદિના શબ્દો જ સાભળવા વગેરે સારા નિમિત્તોને સેવવાની ભલામણ કરી છે આ પ્રમાણે વર્ત્તતા છતા પણ મુનિઓને 'કરેલા કર્મની કોઇને ખબર નથી" આ નિયમ પ્રમાણે કોઈ વખત અનુકૂળ ( મનગમતા ) પરીષહોને સહન કરવાનો પ્રસગ ઉપસ્થિત થાય છે ( આવે છે ) ને કોઈ વખત પ્રતિકૂળ ( ન ગમે એવા ) પરીષહોને સહન કરવાનો પ્રસ ગ આવે છે તો તે વખતે તે તે પરીષહોને સહન કરતા કેવી ભાવના રાખવી? સહન કરવાની લાયકાત મેળવવા માટે ખાસ જરૂરી કયા કયા ગુણો ધારણ કરવા જોઇયે? આવી આવી અનેક હકીકતોને વિસ્તારથી સમજાવવા પહેલા "આત્મિક ગુણનુ એટલે નિજ ગુણ રમણતાનુ પરમ સાધન સાત્ત્વિક જીવનનુ સ્વરૂપ જણાવતા કહ્યુ છે કે–હે મુનિઓ! ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, પ્રમાદ, વગેરે ભયકર દુ ખને દેનાર છે, એમ સમજીને તેનો ત્યાગ કરજો તમને જેમ સુખ ગમે છે ને દુ ખ ગમતુ નથી, તેમ સર્વ જીવોને પોતાનુ જીવન વ્હાલુ છે એટલે જીવવુ ગમે છે કોઇને મરવાનુ પસદ નથી, ને બધાને સુખ ગમે છે ને દુ ખ ગમતુ નથી આવી શુભ ભાવના હમેશા સમયે સમયે રાખી અહિંસા પ્રધાન સયમધર્મની સમતા ભાવ ધારણ કરીને પરમ ઉલ્લાસથી આરાધના કરજો આવા સયમી જીવનથી જ વાસ્તવિક સ્થિર આનન્દમય પરમ સુખ પામી શકાય છે વગેરે બીના અહીં વિસ્તારથી સ્પષ્ટ સમજાવી છે શીતોષ્ણીય અધ્યયનનો શબ્દાર્થ આ પ્રમાણે જાણવો– શીત એટલે અનુકૂલ પરીષહના અને ઉષ્ણ એટલે પ્રતિકૂલ પરીષહના પ્રસગે મુનિવરોને સયમ ધર્મમા સ્થિર કરનાર શુભ ભાવના વગેરેનુ વર્ણન જેમા કર્યું છે તે

શીતોષ્ણીય અધ્યયન કહેવાય. કામ (ભોગતૃષ્ણા) એ શલ્ય છે, ઝેર છે, આશીવિષ સર્પની જેવા છે માટે, હે જીવ! તેવા કામ ભોગને ભોગવવાનો વિચાર પણ તું કરીશ નહિ, ને સ્ત્રી આદિની આગળ કંગાળ બનીને કામભોગની પ્રાર્થના (માંગણી) પણ કરીશ નહિ, કારણ કે કામભોગની પ્રાર્થના કરનારા પામર જીવોને દુર્ગતિમાં જવાની ઈચ્છા ન હોય, તો પણ ત્યાં તેને જવું જ પડે છે. મૂઢ આત્માને મોહને લઈને વિષયો મનને સંતોષ તથા આનંદ આપનારા ભોગકાલે જણાય છે. પરંતુ તેણે જરૂર સમજવું જોઇયે કે જેમ કિંપાક ફલ ખાતાં તો પહેલાં મીઠાં લાગે, પણ અંતે જરૂર મરવું જ પડે છે, તેમ વિષયો પણ ભોગવતાં મોહને લઇને થોડી વાર વિનશ્વર તુચ્છ સુખને આપે છે એમ લાગે, પણ છેવટે તેનું પરિણામ તો એજ આવે છે કે, આ ભવમાં ભયંકર રોગાદિની ઘણા કાલ સુધી આકરી વેદના ભોગવવી પડે છે, ને પરભવમાં પણ દુર્ગતિના ભયંકર દુઃખો ભોગવવા પડે છે. ઝેર ખાતાં તો એક વાર મરવું પડે, પણ વિષયના પાપે ઘણાં જન્મ મરણો વારંવાર કરવા પડે છે. માટે સ્ત્રી આદિના અનુકૂલ ઉપસર્ગો થાય, ત્યારે તે તરફ જોવું પણ નહિ, તેના હાવભાવ વગેરેમાં મુંઝાવું નહિ, ને શૃંગારિક ભાવને ઉત્પન્ન કરનાર ઝાંઝર આદિના તથા વાજિંત્ર આદિના શબ્દો સાંભળવા પણ નહિ. આત્મધ્યાનમાં સ્થિર રહેવું. અહીં દૃષ્ટાંત એ કે-૧ શ્રી રામચંદ્ર મુનિને સીતેન્દ્રે (અચ્યુતેન્દ્રે) સીતા વગેરેના રૂપ વિકુર્વીને ઘણાંએ અનુકૂલ ઉપસર્ગો કર્યા, છતાં અડગ રહ્યા, ક્ષપક શ્રેણિમાં ચઢી ઘાતી કર્મોને હણી કેવલી થયા. ૨ નટડીનું રૂપ જોઇને મૂઢ બનેલો શેઠનો દીકરો, દોરડી ઉપર નાચ કરતાં, મોદક વ્હોરાવનારી સ્ત્રી તરફ નજર પણ નહિ કરનાર મુનિરાજને જોઇને શુભ ભાવના ભાવતાં કેવલી થયો આ રીતે વિચાર કરવાથી અનુકૂલ ઉપસર્ગોની વિપરીત અસર લગાર પણ થતી નથી. તેમજ પ્રતિકૂલ ઉપસર્ગો થાય ત્યારે કર્મ વિપાકનો વિચાર કરી સમતા ભાવ ટકાવી રાખવાથી તેને જીતી શકાય છે, કેવલ જ્ઞાનાદિની પ્રાપ્તિ થાય છે. જેમ મહાબલ મુનિ કનકવતીએ કરેલ પ્રતિકૂલ ઉપસર્ગોને સમતા ભાવે સહન કરી કેવલી થયા, તથા ગજસુકુમાલમુનિ સોમિલ બ્રાહ્મણે કરેલા ઉપસર્ગને સહન કરી અંતકૃત્કેવલી થયા. આ રીતે આ અધ્યયનનો સાર ટૂંકામાં જાણવો, હવે અનુક્રમે ઉદ્દેશાની બીના આ પ્રમાણે જાણવી.

અહીં પ્હેલા ઉદ્દેશાની શરૂઆતમાં આ અધ્યયનના ચારે ઉદ્દેશામાં કહેવાની ટૂંક બીના કહી શીત પદમાં અને ઉષ્ણ પદમાં નિક્ષેપાની ઘટના અને દ્રવ્યશીત, ભાવશીત, દ્રવ્ય ઉષ્ણ, ભાવ ઉષ્ણનું સ્વરૂપ જણાવ્યું છે. પછી પ્રમાદ વગેરે પરીષહો શીત છે, ને તપ કરવામાં ઉદ્યમ કરવો વગેરે પરીષહો ઉષ્ણ છે, તથા સ્ત્રીનો સત્કાર, હાવભાવ, વીણા વગેરે વાજિંત્રના શબ્દો વગેરે શીત છે એમ કહી ઉપશમ શબ્દના પર્યાય-એકાર્થિક શબ્દો જણાવ્યા છે, પછી અપેક્ષાએ સંયમને શીત કહ્યો, અને અસંયમને ઉષ્ણ કહ્યો, તેનું કારણ કહી સુખને શીત, અને દુઃખને ઉષ્ણ કહેવાનું કારણ તથા કષાય વગેરેને ઉષ્ણ અને તપને ઉષ્ણતર કહેવાનું

કારણ કહી જણાવ્યું કે-જે શીતોષ્ણાદિને સહે તે મુનિ કહેવાય ભિક્ષુ પરીષહોને સહે ને કામને પરિહરે તથા મુનિ જાગતા કહેવાય અને નિદ્રા લેતા છતા મુનિને જાગતા કહેવાનું કારણ જણાવી કહ્યુ કે-દ્રવ્યસુપ્તની જેમ ભાવસુપ્ત પણ દુખી થાય અને શબ્દાદિને જાણીને તજનાર મુનિ સયમ પાલી શકે પછી વિષયથી વિરક્ત મુનિનું સ્વરૂપ જણાવી કહ્યુ કે-જે રતિ અરતિ વગેરેને સહે ને વૈરને છડે, તે મુનિ કહેવાય જે ધર્મને ન જાણે તે મૂઢ કહેવાય દેવોને જરા હોય એમ કહી ભાવથી જાગતા જીવો એ કરવાના કાર્યો અને કર્મના સત્તાસ્થાનો કહી જણાવ્યું કે-મુનિ રાગદ્વેષના કારણથી દૂર રહે અહી ત્રીજા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટુક પરિચય પૂર્ણ થયો

---

॥ ત્રીજા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટુક પરિચય ॥

અહી સમ્યકત્વદર્શી જીવનું સ્વરૂપ જણાવી કહ્યુ કે-ગર્ભાવાસનુ મૂલ કારણ રાગ અને દ્વેષ છે પછી અમૃતાત્માનુ સ્વરૂપ અને નિષ્કર્મદર્શી જીવનુ સ્વરૂપ, પ્રમગે પ્રકૃતિ બધના સ્થાનકો કહીને જણાવ્યુ કે-સાચુ બોલવામા મક્કમ રહેવુ પાપનો ક્ષય કરવો અનેક ચિત્ત (ઘણા કાર્યોમા મન ફેરવનાર) પુરૂષની પ્રવૃત્તિ જણાવી કહ્યુ કે-જે ક્રોધાદિ છડે તે મુનિ લઘુ ભૂતગામી કહેવાય પછી ધીર પુરૂષનુ સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજવી છે

---

॥ ત્રીજા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટુક પરિચય ॥

અહી કહ્યુ છે કે-જે આત્મગુણમા રમે, ખપ પૂરતા સાધનોથી નિર્વાહ ચલાવે, વૈરાગ્ય ભાવ ધારણ કરે તે મુનિને દેહના ભેદનનુ દુખ સહેવુ પડતુ નથી વર્ત્તમાન બીનાને જોનારા મુનિને ભૂત ભવિષ્યના વિચારો હોતા નથી પછી મહાયોગીશ્વરનુ સ્વરૂપ અને આત્માનો મિત્ર કોણ? તે જણાવી આત્માને હિતકર ઉપદેશ આપ્યો છે અતે પ્રમત્ત અને અપ્રમત્ત જીવનુ સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સ્પષ્ટ સમજવી છે

---

॥ ત્રીજા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટુક પરિચય ॥

અહી કષાયને તજવા માટે શ્રીતીર્થકરનો ઉપદેશ જણાવી કહ્યુ કે-જીવ પોતે કરેલા કર્મને ભોગવે છે પછી એક પદાર્થના જ્ઞાનની અને સર્વ પદાર્થના જ્ઞાનની વ્યાપ્તિ જણાવી છે પ્રમત્તને ભય હોય છે તે જણાવી સતોષનુ ફલ જણાવ્યું છે આના પાલનમા જ સયમનો ટકાવ રહેલો છે પછી શસ્ત્રની ને અશસ્ત્રની પરપરા અને માનાદિની સાથે માન માયા વગેરેની વ્યાપ્તિ જણાવી અતે પ્રત્યક્ષ જીવને કરવા લાયક કર્ત્તવ્યો વગેરે બીના વિસ્તારથી સ્પષ્ટ સમજાવી છે

આ રીતે શીતોષ્ણીયાધ્યયનનો સક્ષિપ્ત પરિચય પૂર્ણ થયો

---

## ॥ ચોથા સમ્યક્ત્વ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં સમ્યક્ત્વના નિક્ષેપા, અને તે બધાનો કૃતાદિ ભેદે વિસ્તાર કરતાં પ્રસંગે વીરસેન સૂરસેનનું દૃષ્ટાંત કહ્યું છે. સમ્યગ્દૃષ્ટિ સિદ્ધિ પામે ને મિથ્યાદૃષ્ટિ સિદ્ધિ ન પામે તે વાત અંધના ને દેખતાના તથા શત્રુને જીતનારના તથા નહિ જીતનારના દૃષ્ટાંતો આપીને સમજાવી છે પછી કહ્યું કે—સમ્યગ્દૃષ્ટિ જીવથી માંડીને ક્રમસર જિન સુધીના જીવો અસંખ્યાત ગુણી કર્મ નિર્જરા કરે છે. જે આહારાદિમાં અનાસક્ત હોય તે શ્રમણ કહેવાય. તથા સર્વે જિનેશ્વરો અહિંસાનો ઉપદેશ આપનારા હોય આસક્તને ભવભ્રમણ કરવું પડે. તથા પ્રમત્તની ખરાબી જોઈને ધીર પુરૂષ અપ્રમત્ત બને વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. ચોથા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂરો થયો.

---

## ॥ ચોથા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં આશ્રવની અને નિર્જરાની વ્યાપ્તિ જણાવી કહ્યું કે—સંસારીને મરવાનું છે જ. સ્વચ્છંદી જીવો ભવમાં ભમે છે. તથા ક્રૂરતાનું ને અક્રૂરતાનું ફલ જણાવ્યું છે. કેવલીનાં વચન અને શ્રુત કેવલીનાં વચનમાં ફરક ન પડે તે જણાવી પછી આર્યના દયાદિ ગુણો અને અનાર્યના હિંસાદિ દોષો જણાવ્યા છે માટીનો લીલો ગોળો જેમ ભીંતે ચોટી જાય, તેમ અવિરક્ત આત્માઓને રાગાદિની ચીકાશને લઇને કર્મો બંધાય છે. જેમ માટીનો સૂકો ગોળો ભીંતે ચોંટતો નથી, તેમ સ્નેહાદિ રહિત જીવો કર્મથી બંધાતા નથી વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ ચોથા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં પાખંડિઓને જૈન ધર્મ માર્ગથી બાહ્ય ગણાવ્યા છે. આરંભથી કર્મ બંધાય છે અને દુઃખ મળે છે. પ્રસંગે કર્મ પ્રકૃતિના ઉદય સ્થાનો તથા શરીર અને કર્મના ધુનન અને દાહને સમજાવવા જીર્ણ કાષ્ઠને બાળવાનું દૃષ્ટાંત કહ્યું છે. પછી મુનિ કર્મક્ષય કરે તે વાત પોલા લાકડાને બાળવાનું દૃષ્ટાંત આપીને સમજાવી છે. આયુષ્ય થોડું છે. ક્રોધથી દુઃખજ ભોગવવાનું છે. પાપને તજનાર જીવ નિયાણું કરે જ નહિ, આવી શુભ ભાવના ભાવી મુનિ ક્રોધ ન કરે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ ચોથા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

જે ત્યાગી હોય, આત્મધર્મને યાદ કરનાર તથા કરાવનાર હોય, ધર્મ માર્ગે રહેલ હોય તે મુનિ કર્મને ખપાવે છે. પછી પ્રમત્તનું સ્વરૂપ જણાવી કહ્યું કે પશ્યત્તા (આત્મજ્ઞાન)

બુદ્ધને જ હોય, આગમજ્ઞાની મોક્ષ પામે તથા વીર પુરૂષો મોક્ષના રાગી હોય તેમજ આત્મજ્ઞાનીને ઉપાધિ ન હોય વગેરે હકીકત સ્પષ્ટ સમજાવી છે

॥ ઇતિ શ્રીચતુર્થ સમ્યક્ત્વાધ્યયન સંક્ષિપ્ત પરિચય ॥

---

## ॥ પાંચમા લોકસાર નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં આ અધ્યયનના છ ઉદ્દેશાનો ટૂંક અધિકાર તથા લોકપદના ને સારપદના નિક્ષેપા જણાવ્યા છે પ્રસંગે ચૌદ રાજલોકના ખાંડવાની ટૂંક બીના કહી છે દ્રવ્યસાર ઇંડા વગેરેનું સત્વ ( રસ ) કહેવાય ને ભાવસાર સિદ્ધિ જાણવી તે સિદ્ધિના જ્ઞાન વગેરે ત્રણ સાધન છે મોક્ષ પમાડનાર જયણા ધર્મ જરૂર સાધવો જોઇયે લોકાદિમાં ધર્મ વગેરે સાર ગણવા અવિરત જીવો કામવાસનાથી સંસારે ભમે છે ઘાસના અગ્ર ભાગે રહેલ જલબિંદુની પરે આયુષ્ય ક્ષણભંગુર છે વળી ક્રૂર કર્મ કરનાર જીવો મોહનીયોદયે ગર્ભાવાસના દુઃખ સહી વારંવાર મરણ પામે છે સંશયને જાણ્યા બાદ સંસાર સમજાય છે મૈથુનથી વિરકત આત્મા કુશલ કહેવાય છે જે ગૃદ્ધ, આરંભી, પાપમાં આસકત હોય, એકલો વિચરે, ક્રોધાદિ બહુ જ કરે અને ધર્મને જાણે નહિ તે જીવ સંસારમાં ભટકે છે પછી ચાર ( વિચરવું, ફરવું ) નું સ્વરૂપ ને તેના નિક્ષેપા કહ્યા છે યતિનો ચાર શ્રેષ્ઠ ગણાય વગેરે વાત સ્પષ્ટ કહી છે અહીં પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂર્ણ થયો

---

## ॥ પાંચમા લોકસાર અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં જે સંધિદર્શી, સ્વધર્મપરાયણ, આત્માને કર્મથી જૂદા કરવાનો ઉપાય જાણનાર તથા વિરતિ ગુણને ધારણ કરે, તે મુનિ કહ્યા છે તથા પહેલા અથવા પછી જેનો નાશ જ થવાનો છે તેવી શરીરની પરિસ્થિતિ ખ્યાલમાં રાખીને જરૂર પાપનો ત્યાગ કરવો ઉચિત છે શરીરની અસારતા બરાબર સમજનાર જીવો સંસારની રખડપટ્ટી જરૂર ટાળે છે વળી જ્યાં અવિરતિ હોય ત્યાં જરૂર પરિગ્રહ હોય છે તેમજ શ્રુતાદિથી અધ્યાત્મ સ્વરૂપને પામેલા જીવો શ્રેષ્ઠ ચક્ષુવાળા ને પરાક્રમી કહેવાય છે પ્રમાદી જીવ અધ્યાત્મી ન કહેવાય વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

---

## ॥ પાંચમા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે આસ્તિક સદુપયોગ તેજ કહેવાય કે જેથી આત્માનો અને કર્મનો સંબંધ દૂર થાય પછી પૂર્વોત્થાયી અને પશ્ચાન્નિપાતિના ભાંગાનું સ્વરૂપ જણાવ્યું છે કામ અને ઝગડાને તજનાર મુનિ બાહ્ય શત્રુ વગેરેની સાથે યુદ્ધ ન કરે, પણ અંતરંગ ક્રોધાદિ છ શત્રુને જીતવાના દુર્લભ સાધનો પામી તે છને જીતવા તત્પર થાય પછી

સમ્યક્ત્વની ને મૌનની વ્યાપ્તિ જણાવીને અપ્રમત્તને જ સમ્યક્ત્વ અને મોન હોય વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ પાંચમા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે અવ્યક્ત (અગીતાર્થ) ભિક્ષુ નિર્દોષ રીતે વિહાર કરી શકે નહિ. અજ્ઞાની જીવોને કોપ મોહાદિની પીડા હોય છે, તથા અપ્રમત્ત મુનિ નિષ્કારણ પ્રવૃત્તિ કરે નહિ. જે ભણી શકે નહિ તેણે ઊણોદરિકાદિ તપ કરવો જોઇયે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ પાંચમા અધ્યયનના પાંચમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી કહ્યું છે કે, આચાર્ય મહારાજા હ્રદની જેમ જ્ઞાનાદિથી પૂર્ણ હોય છે. શાંત પડી છે મોહાદિ રજ જેમની એવા હોય છે. આ પ્રસંગે આઠ ગણિ સંપદા ગણાવી છે. વિચિકિત્સા કરનાર મુનિ સમાધિ સાચવી શકતો નથી. તેને જ્ઞાન મેળવવા તરફ દુર્લક્ષ્ય હોય છે. તેના ભવ્યપણામાં શંકા હોય છે. શ્રી જિનેશ્વરે કહેલ વચનો સત્ય અને નિઃશંક હોય છે. પહેલાં અને પછી સમ્યક્ત્વ હોવાની બાબતમાં ૬ ભાંગા ગણાવ્યા છે. હન્તવ્ય (હણવા લાયકની) ને ઘાતક (હણનાર)ની એકતા તથા આત્માનો અને જ્ઞાનનો અભેદ ભાવ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ પાંચમા અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં આજ્ઞામાં ઉદ્યમી અને અનાજ્ઞામાં નિરૂદ્યમી થવું. આત્મદૃષ્ટિવાળા થવું. એમ કહી જણાવ્યું છે કે, જેનું મન આત્મદૃષ્ટિથી બ્હાર ન જાય તે મોટા કહેવાય. આ પ્રસંગે પ્રવાદનું સ્વરૂપ જણાવી કહ્યું કે, તીર્થંકર દેવની આજ્ઞા પ્રમાણે નિષ્ઠિતાર્થ મુનિ મોક્ષ માર્ગના આરાધનમાં પરાક્રમ ફોરવે છે. જે સંગ છે તેજ આશ્રવ છે. આવર્ત્ત (ભવભ્રમણ) પ્રેક્ષી મુનિ ગતિ આગતિને ચાહે નહિ. પછી મુક્તાત્માનું સ્વરૂપ કહી સિદ્ધને શબ્દાદિ હોય નહિ વગેરે બીના સમજાવી છે.

॥ આ રીતે પાંચમા **લોકસાર અધ્યયન**નો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ છઠ્ઠા ધૂતાધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં આ અધ્યયનના પાંચ ઉદ્દેશાનો ટૂંક સાર કહ્યો છે. પછી દ્રવ્યધૂત અને ભાવધૂતનું સ્વરૂપ સમજાવ્યું છે. અને ઉપસર્ગને સહન કરનાર મુનિનાં જે કર્મો ખપે

તે ભાવધૂત કહેવાય તથા સમુત્થિત, (સાવધાન) અદઢ, (મનો દંડાદિથી રહિત) અને સમાહિત પ્રાજ્ઞ જીવોને મુક્તિ માર્ગની ઉપદેશ આપવાનું જણાવ્યું છે જિનવચન સાંભળતા ખેદ પામતા જીવોને ઉપદેશ દેવાથી થતા ગેરલાભ જણાવ્યા છે રોગના ૧૬ ભેદો કહીને પછી નારકીના દુખોનું વર્ણન કર્યું છે જીવને કલેશ (કષાય મિશ્રિત મલિન ભાવ) એજ મોટો ભય છે તે જણાવી યોનિ અને કુળની બીના કહી છે પછી કામની આસક્તિ બહુ દુખ દે છે અને શરીર નાશવંત છે એમ જણાવ્યું છે અને ધૂતવાદે કર્મ ધૂનનાનો ઉપાય જણાવ્યો છે છેવટે કુટુંબ વિલાપ કરે તો પણ દીક્ષા લેવી વગેરે ઘણી બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ છઠ્ઠા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યુ છે કે, ત્યાગી પુરૂષ જ્ઞાની છતા પણ મોહોદય થતા કુશીલ બને પછી કુશીલનું સ્વરૂપ, અને વધતા શુભ પરિણામવાળા સાધુના વિચારો જણાવ્યા છે મોક્ષાભિલાષી જીવ આજ્ઞા એજ ધર્મ એમ માને છે તેના એષણાદિ શુદ્ધ હોય છે, ને તે પરીષહો સહન કરે છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ છઠ્ઠા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

આ ઉદ્દેશામા અચેલક મુનિને "આ મારૂ વસ્ત્ર જીર્ણ થયું છે," વગેરે વિચારો આવે નહિ એમ જણાવ્યું છે સાધુના શરીરના અવયવો પાતળા હોય છે આસક્ત જીવો પ્રવ્રાજક, શિક્ષક, ગુરૂની અવજ્ઞા કરે તેમજ બીજા સાધુની નિંદા કરવી એ બીજી નબરની બાલતા (અજ્ઞાન) કહેવાય વળી કેટલાએક જીવો શિથિલ છતા પણ સાચી પ્રરૂપણા કરે છે, ને કેટલાએક જીવો જ્ઞાનથી ને સમ્યક્ત્વથી ભ્રષ્ટ હોય છે, તેમજ આત્મજ્ઞાન દઢ ન હોય તો બાહ્ય ક્રિયા કરતા છતા પણ આત્મહિત થતુ નથી પછી આરંભીનુ ને અધર્મીનુ સ્વરૂપ તથા ધર્મનુ ઘોર (દુષ્કર) પણું જણાવ્યું છે સંયમારાધનમા સાવધાન છતા પણ છેવટે કેટલાએક જીવો દીન બની જાય છે ને વશાર્ત્ત બને છે એટલે વિષય કષાયને સેવે છે વગેરે બીના સ્પષ્ટ સમજવી છે

---

॥ છઠ્ઠા અધ્યયનના પાંચમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં જે વીર હોય તે પરીષહોને સહે છે પછી ધર્મને કહેવાની પદ્ધતિ જણાવી છે લડાઇના મોખરે ઉભા રહેવા જેવું મરણ છે, વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

॥ આ રીતે ધૂતાધ્યયનનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

॥ સાતમું મહાપરિજ્ઞા અધ્યયન વિચ્છેદ નામ્યું છે ॥

॥ આઠમા વિમોક્ષ અધ્યયનનો ટૂંક પરિચય

અહીં પ્રથમ આના આઠ ઉદ્દેશાનો ટૂંક સાર જણાવ્યો છે. પછી પાસત્થાનો તથા અકલ્પ્યનો ત્યાગ કરવો ને અકલ્પ્યને ન લેવાથી દાયક ક્રોધ કરે, તો સાચી બીના કહેવી. પછી વૈહાનસાદિ મરણના ભેદોનું વર્ણન કરી ભકત પરિજ્ઞા, ઇંગિની મરણ, પ્રતિમા અને પાદપોપગમન અનશનનું સ્વરૂપ કહ્યું છે. વિમોક્ષ પદના નિક્ષેપા, બંધ મોક્ષનું સ્વરૂપ, તથા અનશનના ત્રણ ભેદ અને ભાવ વિમોક્ષ, સપરાક્રમ મરણ અને નિષ્પરાક્રમ મરણનું સ્વરૂપ, તેમજ સમાધિ મરણ પ્રસંગના કાર્યો જણાવ્યાં છે. ત્યાર પછી આર્ય વજ્રસ્વામીના પાદપોપગમનની બીના કહી છે. સમુદ્રાચાર્યનું અપરાક્રમ પાદપોપગમન, અને તોસલિ આચાર્યનું વ્યાઘાતિમ મરણ, અને અવ્યાઘાતિમ અનશનનું સ્વરૂપ કહ્યું છે. ભાવ સંલેખનાની જરૂરિયાત, તથા સંલેખના પાદપોપગમન સ્વીકારવાનો વિધિ અને આહાર ઓછો કરવાની રીત જણાવી છે. મુનિએ પાસત્થા તથા અન્ય તીર્થિકને દાન દેવું નહિ, ને તેમની પાસેથી લેવું નહિ, તથા અન્ય દર્શનીયોનું પ્રવચ્નાદિપણું વગેરે કહ્યું છે. પ્રભુએ કષાદિથી શુદ્ધ ધર્મ કહ્યો છે તે જણાવી પ્રસંગે બીજી પણ બીના સ્પષ્ટ સમજાવી છે.

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે, આધાકર્મી અશનાદિ ન લેવા, અને મુનિએ ઘાત વગેરે સહન કરવા. પછી ધર્મનું આખ્યાન જણાવી કહ્યું કે, અમનોજ્ઞને દાન દેવું નહિ. સમનોજ્ઞને (સંયમીને) દાન દેવાનો ઉપદેશ, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં જુવાન મુનિનો ત્યાગ ધર્મ જણાવી કહ્યું કે, તેમાંના કેટલાએક જુવાન મુનિ, પરીષહથી કંટાળી ભગ્ન પરિણામી થાય છે, પછી સાધુનું પરીષહ પ્રસંગે કર્ત્તવ્ય જણાવી બીજાએ સળગાવેલ અગ્નિને મુનિ સેવે નહિ, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં ત્રણ વસ્ત્રને રાખનાર મુનિનો આચાર જણાવ્યો છે. પછી ઠંડીનો ટાઇમ વીત્યા બાદ વસ્ત્રનો ત્યાગ કરે, ને એકેક વસ્ત્રને તજતા તપનો લાભ મળે છે. એમ કહી ભગવંતે કહેલ જ્ઞાન ક્રિયાનું સ્વરૂપ જણાવી શીતાદિ સહન કરતાં મરણ પામેલ મુનિનો પણ મોક્ષ થાય, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના પાચમા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી દ્વિવસ્ત્રધારી (બે વસ્ત્રને રાખનાર) મુનિનો આચાર કહી જણાવ્યું છે, તેને સામા લાવેલ અન્નાદિ ન ખપે, ને વૈયાવચ્ચ કરતા શાશ્વતાનદમય મોક્ષ થાય, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી એક વસ્ત્રધારી મુનિનો આચાર અને એકાકિપણાની ભાવના તથા સલેખના અને અનશનની બુદ્ધિ (વિચારણા) તેમજ અનશનનો વિધિ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના સાતમા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી અચેલક મુનિની સામાચારી જણાવી છે પછી અચેલક મુનિ શીતાદિ સહન કરે, તે જણાવી આહાર ગ્રહણાદિમા ચાર ભાગા અને અચેલક મુનિનુ ઉદ્યત મરણ વગેરે બીના સ્પષ્ટ ફરમાવી છે

---

॥ આઠમા વિમોક્ષ અધ્યયનના આઠમા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી કહ્યુ છે કે મરણાવસરે ધીર મુનિને સમાધિ રહે છે, ને તેના આઠ કર્મના બધનો તૂટે છે, તથા અનશનના પ્રસગે કષાય તથા આહારને ઘટાડવા ને છેવટે ગ્લાનિ ધારણ કરવી નહિ અને જીવિત મરણમા અનાસક્તિ રાખવી ને સમાધિ સાચવીને આત્મસ્વરૂપ ચિતવવુ જોઇયે અનશન કર્યા પહેલા અધીર્ સલેખના જેટલો કાલ વીતાવવો જોઇયે તથા ગ્રામ વગેરેમા નયારો કરવો, અનાહાર સ્થિતિમા પણ ઉપસર્ગો સ્હેવા, કીડી વગેરેનો ઉપસર્ગ થતા અનશની મુનિને હિંસાદોષ ન લાગે, મુનિ તેને નિવારે (ઉપદ્રવ કરતા અટકાવે) નહિ, દેહનુ કષ્ટ સહીને પણ વિષયાદિની બાધા સ્હેવી જોઇયે ગીતાર્થનુ ઇંગિત મરણ પણ થાય તેમજ બને ત્યા સુધી અનશની સાધુ બીજા પાસે સ્વકાર્ય કરાવે નહિ લીલોતરી વિનાના સ્થલે સથારો કરતા પરીષહાદિના અવસરે તે સહન કરે તથા અચેલ મુનિ ઇંદ્રિયો નબળી પડતા ગર્હા ન કરે, પણ સમાધિ જાળવે ઇગિની અનશનવાલા મુનિ ધારેલા પ્રદેશમા ગત્યાદિ કરે તેમજ તેને રહેવાનુ સ્થાન પવિત્ર અજવાળવાળુ હોવુ જોઇયે આત્મદષ્ટિ સતેજ કરવી સ્પર્શ (ડર્ઝશાદિ)ને સહન કરવા પછી પાદપોપગમનની સ્થિતિ પાલના તથા કાયોત્સર્ગની બીના જણાવી કહ્યુ કે-ઇચ્છા લોભનો ત્યાગ કરવો દેવ પરીક્ષા કરતા લલચાવે, તો પણ માયા ન કરવી તથા મૂર્છા રહિત મુનિને અતે પણ સહનશીલતા હોય છે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

આ રીતે શ્રી વિમોક્ષાધ્યયનનો સક્ષિપ્ત પરિચય પૂરો થયો

---

## ॥ નવમા ઉપધાન શ્રુત અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં જણાવ્યું છે કે–વીરને જ તપ કરતાં ઉપસર્ગનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ને તીર્થંકરાદિ તપ કરે છે તો બીજાએ જરૂર કરવો જોઇયે પછી આ અધ્યયનના ચાર ઉદ્દેશાનો ટૂંક સાર જણાવ્યો છે. પહેલા ઉદ્દેશામાં શ્રી વીર પ્રભુની ચર્યા કહી છે. બીજા ઉદ્દેશામાં શય્યાનું સ્વરૂપ જણાવ્યું છે. ત્રીજા ઉદ્દેશામાં પરીષહો અને ચોથા ઉદ્દેશામાં અચિકિત્સાનું સ્વરૂપ કહ્યું છે. પછી ઉપધાન પદના નિક્ષેપા ને તપની અવધૂનતાદિ અવસ્થા જણાવી છે. શ્રી વીર પ્રભુનો તપ મોક્ષનું કારણ છે એમ જણાવી શ્રી વીર ચર્યા કહેવાની પ્રતિજ્ઞા કરી જણાવ્યું કે–શ્રી વીરને સાધિક ચાર મહિના સુધી પણ ઉપસર્ગ થયા છે ને તેમણે સાધિક એક વર્ષ વીત્યા બાદ દેવદૂષ્યનો ત્યાગ કર્યો. તથા પ્રભુ વીર મૈથુનને તજી વસતિમાં ધ્યાન કરતા હતા. પછી કહ્યું છે કે પ્રભુ ગૃહિસંગ તજીને મૌન રહી સંયમને સાધતા હતા. મુનિએ નિષ્કારણ કોઈની ખૂશામત કરવી નહિ ને વધ તથા સ્પર્શને સહેવો. કોઈ નમે તો રાજી થવું નહિ. ગૃહિ કથામાં શોક હર્ષને તજીને સંયમ સાધવો. દીક્ષાની પહેલાં સાધિક બે વર્ષ સુધી શ્રી વીરે શીતોદકનો પરિભોગ કર્યો નથી. પછી પ્રભુની એકત્વ ભાવના, ભાવનાદિ ગુણો, છ જીવનિકાયની પ્રતિલેખના, ત્રસ સ્થાવર સર્વ જીવોની માંહોમાંહે ગત્યાગતિ જણાવી કહ્યું કે માયાવી જીવ પાપના યોગે ભવમાં ભમે છે. મુનિએ આશ્રવ તજી સંયમ સાધવો તથા સંસારથી અને સ્ત્રીથી વિરક્ત થઇને કર્મબંધથી બચવું. આધા કર્મનો ત્યાગ કરવો તથા પ્રાસુક-આહાર લેવો. બીજાના વસ્ત્ર પાત્ર ન વાપરવા. મુનિ આહારાદિનું પ્રમાણ જાણે. ગૃદ્ધિ તજે, આંખ સાફ ન કરે, ચોળે નહિ, પ્રત્યુત્તર આપ્યા સિવાય જયણાએ પક્ષીની જેમ વિહાર કરે. ઠંડીમાં માર્ગે ચાલતા શ્રી વીરપ્રભુ ખભા ઉપર બાહુ રાખતા ન હતા. પછી પ્રતિબંધ રહિત શ્રી વીર ભગવંતનો વિહાર વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

આ પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય જાણવો.

---

## ॥ નવમા અધ્યયનના બીજા તથા ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં ભગવંતની શય્યાની બાબતમાં શિષ્યનો પ્રશ્ન અને પ્રભુનું નિદ્રા ન લેતાં જાગવું આ બીના જણાવી છે. અપ્રમત્ત વીર પ્રભુ બહાર વિચરતા ધ્યાનમાં રહેતા હતા. ઉપસર્ગ સહન, ભયંકર શબ્દનું સહન, કર્કશ સ્પર્શ સહન, રતિ અરતિનો ત્યાગ, પરિમિત બોલવું એ પ્રભુના અપૂર્વ ગુણો છે પ્રભુને પ્રશ્ન કાલે, મૌન કાલે, તથા કષાય કાલે, સમાધિ વર્ત્તતી હતી. ગૃહસ્થ પૂછે ત્યારે ઉત્તર આપે. અથવા ઉત્તર ન દે ને સામો માણસ કષાય કરે ત્યારે પ્રભુ મૌન રહી સમભાવે ધ્યાન કરતા હતા. આકરી ઠંડી પડે ત્યારે પણ પ્રભુ વીર પ્રતિમા ભાવે રહેતા. તૃણાદિ સ્પર્શને સહન કરતા હતા લાઢ દેશમાં તુચ્છ શય્યાદિને સેવતા હતા. દંડ તથા કૂતરા વગેરેનો ત્રાસ પણ સહેતા હતા. પ્રભુ દેવ ઝગડા તથા મનો દંડાદિને તજી કાઉસ્સગ્ગમાં રહી કષ્ટને સહેતા હતા. શ્રી વીર પ્રભુ યુદ્ધમાં હાથી સ્થિર રહે તેમ લાઢ દેશમાં

તુચ્છ શય્યાદિને સેવતા હતા ઠંડ તથા કૂતરા વગેરેનો ત્રાસ પણ સહેતા હતા પ્રભુદેવ ઝગડા તથા મનોહર ક્રીડાદિને તજી કાઉસ્સગ્ગમાં રહી કષ્ટને સહેતા હતા શ્રી વીર પ્રભુ યુદ્ધમાં હાથી સ્થિર રહે તેમ લાઢ દેશમાં સ્થાન ન મળે તો પણ સ્થિર રહેતા હતા તે દેશમાં ગામમાં પેસતા પ્રભુને લોકો અટકાવતા હતા પ્રભુને કોઈ મારે, કોપ કરે, છેદે, વાળ ખેંચે, ધૂળ ફેંકે, તો પણ તે સહન કરતા યુદ્ધમાં શૂરવીરની જેમ પ્રતિકૂલ સ્પર્શ થતા પ્રભુ મહાવીર નિશ્ચલ રહી તે સહન કરતા હતા વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે આ રીતે બીજા અને ત્રીજા ઉદ્દેશાની બીના ટૂંકામાં જાણવી

---

## ॥ નવમા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે રોગ થાય ત્યારે પણ વીર પ્રભુ ઊણોદરિકા વગેરે તપ કરતા હતા પણ ચિકિત્સા (દવા) કરાવતા નહોતા તેમણે રેચ, વમન (ઉલટી) વગેરેનો ત્યાગ કર્યો હતો તેમજ તે વિરક્ત ભગવાન શિયાળામાં છાયડામાં ધ્યાન કરતા હતા ઉન્હાળામાં તડકે રહી ધ્યાન કરતા હતા શિયાળા ઉન્હાળામાં ચોવિહાર માસખમણાદિ તપ પણ કરતા હતા તે પછી પારણે આહાર પાણી લેતા હતા ત્રિવિધે ત્રિવિધે પાપ તજતા હતા અને બીજાએ કરેલ આહાર વાપરતા હતા કાગડા વગેરે અને બ્રાહ્મણ વગેરેમાંના કોઈને અંતરાય ન પડે તે રીતે પ્રભુ શ્રી મહાવીર આહારાદિ લેતા હતા લીલા કે સૂકા આહારાદિને સમભાવે વાપરતા હતા પછી ભગવાનના ધ્યાનની બીના જણાવી કહ્યું છે કે કષાયાદિ રહિત પ્રભુ અપ્રમાદી રહેતા હતા પ્રભુના જાવજ્જીવ સુધી આયાત યોગ (શુભ ધ્યાનાદિ) વગેરે ગુણો તથા બીજી પણ બીના સ્પષ્ટ સમજાવી છે

॥ નવમા અધ્યયનનો તથા પહેલા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય પૂરો થયો ॥

આ પહેલા શ્રુતસ્કંધના શરૂઆતના ત્રણ અધ્યયનનો સાર ટૂંકામાં પહેલા જણાવ્યો છે તેથી હવે તે સિવાયના બાકીના પાંચ અધ્યયનોનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો

---

## ॥ પહેલા શ્રુતસ્કંધના ચોથા સમ્યકત્વ અધ્યયનનો ટૂંક સાર ॥

મોક્ષના અવ્યાબાધ સુખને મેળવવાનું અસાધારણ કારણ સમ્યગ્દર્શન ગુણની આરાધના છે મુનિવરોએ તેમાં દૃઢ રહીને સમ્યક્ ચારિત્રની આરાધના કરવામાં નિરંતર અપ્રમત્ત ભાવે ઉદ્યમ કરવો આ મુદ્દાને લક્ષ્યમાં રાખીને જણાવ્યું છે કે સર્વ જીવોને પોતાની જેવા ગણીને મુનિવરો છ જીવ નિકાયમાંના કોઈ પણ જીવને હણે નહિ પોતાથી હલકા ગણીને તેની ઉપર જુલમ ગુજારે નહિ પરિતાપના, ઉપદ્રવ, ત્રાસ વગેરે કરે નહિ એમ આર્ય પુરૂષોએ એટલે પહેલા થઈ ગયેલા અનંતા તીર્થંકરોએ કહ્યું છે હાલ મહાવિદેહમાં વિચરતા

વિહરમાન શ્રીસીમંધર સ્વામી વગેરે તીર્થંકરો પણ તેજ પ્રમાણે કહે છે, ને ભવિષ્યમાં થનારા શ્રીપદ્મનાભાદિ તીર્થંકરો પણ તેજ પ્રમાણે કહેશે. એટલે આ બાબતમાં ત્રણે કાલના તીર્થંકરાદિ મહાપુરૂષો સંમત છે. જેઓ હિંસાદિનો ઉપદેશ આપે, બીજાને તે રસ્તે દોરે તેઓ અનાર્ય છે એમ સમજવું. તથા જેઓ આરંભાદિને કરવા મનથી પણ ઇચ્છે નહિ, અને કર્મ રહિત થવાનું લક્ષ્ય ચૂકે નહિ, તેઓજ ખરા જ્ઞાની સમજવા. ગાડરીયા પ્રવાહે પ્રવૃત્તિ ન કરવી. શરીરને ક્ષણભંગુર માનનારા મુનિવરોએ દેહાદિમાં મુંઝાવું નહિ વગેરે બીના અહીં વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ પાંચમા લોકસાર (આવંતિ) અધ્યયનનો ટૂંકુ સાર ॥

પરમ કૃપાળુ નિર્યુક્તિકારે આ અધ્યયનની શરૂઆતમાં જ ફરમાવ્યું છે કે, લોકમાં સાર એટલે ઉત્તમ પદાર્થ એક જિનેશ્વર દેવે કહેલ ત્રિકોટી શુદ્ધ ધર્મ છે. તેનો સાર જ્ઞાન છે. ને જ્ઞાનનો સાર સંયમ ચારિત્ર છે. તેનો સાર મોક્ષ છે. આથી આનું નામ **'લોકસાર'** જણાવ્યું છે. મૂલ સૂત્રની શરૂઆતમાં 'आवंति' પદ હોવાથી આનું નામ આવંતી અધ્યયન કહેવાય છે. કામદશાની ભયંકરતા કહી જણાવ્યું કે અજ્ઞાનીનું જીવન ઘાસના અગ્ર ભાગ ઉપર રહેલ પાણીના ટીંપાં જેવું અસ્થિર છે. સંશય જ્ઞાન મોહાવર્ત્તની બીના જણાવી સાચી સાધુતાનું વર્ણન કર્યું છે. પછી સત્ય અને મુનિપણાની વ્યાપ્તિ કહી છે. એટલે જે સત્ય (સંયમાદિ) છે તેજ મુનિતા (મુનિધર્મ) છે, અને જે મુનિતા છે તેજ સત્ય છે. સત્ય જ્ઞાનને પામ્યુ કરનાર આત્મા પરમ આલંબન છે. તે પરો (એક જાતના ઘાસ)ની જેમ બૂડતા જીવોને બચાવે છે. તેઓ જ્ઞાનપૂર્વક જે પ્રવૃત્તિ (સંયમારાધનાદિ) કરે તે બ્રહ્મચર્ય કહેવાય. કામ વાસનાને નાબૂદ કરવા માટે મુનિઓએ કેવો આહાર કરવો? તે વાત જણાવતાં ફરમાવ્યું કે મુનિએ અલ્પ નીરસ (રસકસ વિનાનો) આહાર કરવો. આત્મ ધ્યાનનો અભ્યાસ, વિહાર, સદ્ભાવનાથી આત્માને સન્માર્ગની આરાધનામાં ટકાવવો, શીલવંતની ને શીલની વિચારણા, આત્મ સ્વરૂપની ચિંતવના, નિજગુણ રમણતામાં દૃઢ સાવધાનતા, વિષયકષાયની નીચતાના વિચારો વગેરે સાધનોથી ભોગ તૃષ્ણાના વિચારો દૂર કરી નિજગુણ રમણતા કરવામાં લીન બની શકાય છે. શ્રીજિનેશ્વર દેવે કહેલ પદાર્થ તત્ત્વ તેજ સત્ય છે. એમ શ્રદ્ધા રાખી સંયમની આરાધના કરનારા મુનિઓ લોકમાં અંતિમ સાર રૂપ મુક્તિને જરૂર પામે છે. વગેરે બીના અહીં વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ છઠ્ઠા ધૂત અધ્યયનનો ટૂંક સાર ॥

મોહ અને અજ્ઞાનને વશ થઇને બાંધેલા કર્મોનો નાશ કરવા માટે પ્રયત્નવંત મુનિનું સ્વરૂપ અહીં જણાવ્યું છે. પછી કહ્યું છે કે આસક્તિ ( ભોગતૃષ્ણા ) એ ભયંકર રોગોની

આકરી પીડા દેનારી છે, આત્મધ્યાનથી મુનિને ચૂકવે છે અને ભાવ શત્રુઓને પોષનારી છે "વિષય કષાયનો ત્યાગ કરી શીલ પાળવામાં મજબૂત રહેવું ને ચારિત્રાદિની નિર્મલ આરાધના કરવી, અનુકૂલ પ્રતિકૂલ ઉપસર્ગોને સમતાભાવે સહન કરવા" એ આત્મિક શાંતિના પરમ સાધનો છે આ રીતે વર્તતા મુનિવરો અસંદીન (નહિ ડૂબનાર) દ્વીપના જેવું કામ કરે છે એટલે જેમ સમુદ્રમાં મુસાફરી કરનારા જીવો દ્વીપનો આધારો લઈ શાંતિને પામે ને સ્વકાર્યો સાધે, તેમ ભવ્ય જીવો પૂર્વે કહેલા ગુણોને ધારણ કરનાર મુનિવરોનો આશરો લઈને આધિ વ્યાધિ ઉપાધિને દૂર કરી શાંતિથી મોક્ષ માર્ગને આરાધી કૃતાર્થ બને છે એટલે મુક્તિને પામે છે ને શીલાદિનું સ્વરૂપ સમજાવનારા પણ તેઓજ હોય છે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

---

## ॥ સાતમું મહાપરિજ્ઞાધ્યયન વિચ્છેદ પામેલું છે ॥

ટીકાકારના વચનથી સમજાય છે કે, પરમ પુણ્યોદયે દુર્લભ એવા સંયમાદિની સાધન સામગ્રીને પામેલા મુનિવરો પરીષહાદિને શુભ ભાવના ભાવી સહન કરે, ને પોતાના આત્મિક સાધ્યને સાધવામાં તત્પર રહે વગેરે તેમાં જણાવવામાં આવ્યું હતું

---

## ॥ આઠમા વિમોહાધ્યયનનો ટૂંક સાર ॥

આના બે નામ છે, ૧ વિમોહાધ્યયન, ૨ વિમોક્ષાધ્યયન અહીં મોહને નાશ કરવાના સચોટ ઉપાયો કહ્યા છે તેથી વિમોહાધ્યયન કહેવાય, તથા સર્વથા સર્વ કર્મો રૂપ લાકડાને બાળી મોક્ષને પામવાના ઉપાયો કહેલા હોવાથી વિમોક્ષાધ્યયન કહેવાય લોકનું સ્વરૂપ શું છે? તથા પુણ્ય પાપ વગેરે પદાર્થોનું સ્વરૂપ શું છે? આને અંગે જૂદી જૂદી માન્યતા ધરાવનારા અન્ય દાર્શનિકોની સાથે મુનિએ વાદવિવાદ કરવો નહિ પ્રભુએ કહેલ બીના (લોક વગેરેનું વર્ણન) સાચી માનવી ઉત્સર્ગ માર્ગ એ છે કે આધાકર્મિક અશનાદિ મુનિએ લેવા નહિ [ અહીં અપવાદ એ છે કે, ગીતાર્થ ગુરૂ આદિની આજ્ઞાથી જ ખાસ કારણ (ભયંકર માંદગી આદિ કારણે) તેવા અશનાદિ વાપર્યા હોય તો પણ, મુનિને નીરોગી થયા બાદ જરૂર ગુરૂ મહારાજ આદિ પ્રાયશ્ચિત્તાદિથી શુદ્ધિ કરાવે છે આથી ઉત્સર્ગ માર્ગની જરૂર પુષ્ટિ થાય છે ] ખરાબ નિમિત્તોના પરિચયાદિને લઈને મોહોદય થતાં નીલવતના ગુણોની ભાવના વગેરે સાધનોથી મલિન ભાવના દૂર કરી મુનિએ સંયમમાં સ્થિર થવું ને અધ્યાત્મ દશા તરફ લક્ષ્ય રાખી મોક્ષ માર્ગને આરાધવો મરવું બ્હેતર છે, પણ શીલથી ચૂકવું એ લગાર પણ વ્યાજબી નથી સંયમ જેને પ્રાણથી પણ વ્હાલો છે એવા મુનિ નથી ચાહતા મરણને કે નથી ચાહતા જીવનને (લાંબો ટાઈમ હું જીવું એમ ઈચ્છતા નથી.) સ્વયંબુદ્ધિથી કે બીજા જ્ઞાનીના કહેવાથી મુનિને ખબર પડે કે "હવે આ ઔદારિક શરીર મને સંયમાદિની આરા-

ધના કરવામાં મદદગાર થતું નથી. હવે આયુષ્ય થોડું છે માટે હું અનશનને લાયક છું." એમ ખાત્રી કરી થોડા કાલની મર્યાદાવાળું અનશન કરી સમાધિ મરણ સાધે. આ પ્રસંગે મરણના બીજા પણ ભેદો સમજાવ્યા છે. તથા છેવટે સ્પષ્ટ સમજાવ્યું છે કે માહણ શ્રી તીર્થંકર દેવે કહેલ ધર્મને યથાર્થ સ્વરૂપે સમજનારા મુનિવરોએ દયા પાળવી, સાચું બોલવું. મમતારૂપ પરિગ્રહનો ત્યાગ કરવો. અહીં માહણ શબ્દનો અર્થ એ સમજવો કે મા એટલે નહિ, हण એટલે હણો. એટલે હે ભવ્ય જીવો! તમે પૃથ્વીકાયાદિ છમાંના કોઇને પણ હણો નહિ. તમારી જેવા તેમને ગણીને તે બધાની રક્ષા કરો. આ રીતે અહિંસાને પોતે પાળે, ને બીજાને દયા પાળવાનો ઉપદેશ આપે તે 'माहण' કહેવાય. અને અદત્તાદાનનો તથા મૈથુનનો પરિગ્રહમાં અંતર્ભાવ (સમાવેશ) કરી મુનિ દયા સત્ય અને અપરિગ્રહરૂપ ત્રણ મહાવ્રતો પાળે એમ અહીં કહ્યું છે. અહીં સૂત્રમાં મહાવ્રતનો પર્યાય વાચક जाम શબ્દ વાપરેલો હોવાથી બીજો પણ અર્થ ટીકાકારે આ પ્રમાણે જણાવ્યો છે–જીંદગીનો (ઉમ્મરનો) આઠ વર્ષથી ત્રીસ વર્ષ સુધીનો જે પહેલો વિભાગ તે પ્રથમ યામ કહેવાય, અને ૩૧ મા વર્ષથી ૬૦ મા વર્ષ સુધીનો જીંદગીનો જે બીજો વિભાગ તે બીજો યામ જાણવો. ૬૧ મા વર્ષથી આગળની ઉંમરનો વિભાગ તે ત્રીજો યામ જાણવો. આ રીતે મહાવ્રત અને વયો વિશેષરૂપ બે અર્થો યામ શબ્દના યાદ રાખવા. પ્રસંગે જરૂરી બીજી પણ બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ નવમા ઉપધાન શ્રુત અધ્યયનનો ટૂંક સાર ॥

ઉપધાન એટલે તપ વિશેષ, તેની બીના જેમાં વર્ણવી હોય તે ઉપધાન શ્રુત અધ્યયન કહેવાય. નિર્યુક્તિની ૨૭૫ મી અને ૨૭૬ મી ગાથામાં શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજે કહ્યું છે કે આ ઉપધાન શ્રુત અધ્યયનમાં જે કાલે જે તીર્થંકર જન્મ પામી અવસરે દીક્ષા ગ્રહણ કરી તપ કરે તેની બીના જણાવાય છે. ત્રિશલાનંદન કાશ્યપગોત્રીય શ્રમણ ભગવંત શ્રી મહાવીર દેવને છદ્મસ્થાવસ્થામાં એટલે સાડી બાર વર્ષ ને એક પખવાડીયા જેટલા છદ્મસ્થપણામાં તપશ્ચર્યા કરતાં, સંગમ દેવ વગેરે જીવોએ ભયંકર ઉપસર્ગો કર્યા, તે પ્રભુદેવે સમતાથી સહન કર્યા. આ કારણથી તે તપ ઉપસર્ગવાળો ગણાય. બીજા તીર્થંકર દેવોનો તપ તેવો નથી. આ પ્રસંગે ટીકામાં કહ્યું છે કે આ રીતે આના છેલ્લા અધ્યયનમાં વર્તમાન તીર્થંકરે કરેલ તપની બીના કહેવાનો આચાર છે. સંભવ છે કે આ પદ્ધતિ દરેક તીર્થંકરના વારામાં રચાયેલા બાર અંગોમાંના શ્રી આચારંગ સૂત્રમાં હોય.

---

## ॥ પ્રભુ શ્રી મહાવીર દેવનું અપૂર્વ બોધદાયક સંયમી જીવન ॥

પ્રભુ શ્રી મહાવીર દેવે માગસર વદિ દશમે (ગુજરાતી કાર્ત્તિક વદિ દશમે) ૩૧મા વર્ષની શરૂઆતમાં પૂર્ણ ઉલ્લાસથી દીક્ષા ગ્રહણ કરી. જે પ્રભુએ જીંદગીના ૨૯મા અને

૩૦મા વર્ષમા પણ સુદર ભાવ સયમની નિર્મલ આરાધના કરી છે તે જન્મથી ત્રણ જ્ઞાનવત મહાવીર દેવ દીક્ષા લેવાના સમયેજ ચોથુ મનપર્યાય પામી ચાર જ્ઞાનવાળા બને છે તે વખતે હેમત ઋતુ વર્ત્તતી હતી પ્રભુએ ચારિત્ર લીધા પછી વિહાર કર્યો ઇંદ્રે દીક્ષા સમયે પ્રભુના ખભા ઉપર જે દેવદૂષ્ય વસ્ત્ર સ્થાપ્યું હતુ તે કાઈક અધિક વર્ષ સુધી રહ્યુ દીક્ષા સમયે તેમના શરીરે સુગધિ પદાર્થોનો જે લેપ કર્યો હતો, તેની સુગધથી ખેચાયેલા ભમરા વગેરે પ્રભુદેવના સુગધિ દેહને ડખ મારવા વગેરે પ્રકારે પીડા ઉપજાવતા હતા અજ્ઞાની લોકો પ્રભુની પાસે સુગધિ ગોળીઓ માગતા હતા કોઈ મારે, કોઈ તાડના તર્જના કરે, પ્રભુદેવને ધર્મ ધ્યાનમા ઘોઘાટ કરી વિઘ્ન કરે, જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ, અનુકૂલ, પ્રતિકૂલ, ઉપસર્ગો કરે, આવા પ્રસગે હે જીવ! આત્માની કસોટી કરવાનો આ પવિત્ર અવસર તને સાપડયો છે, આવા અવસરે તુ રાજી થજે, કારણ કે પાપનો કચરો ખાલી થાય છે, નિકાચિત કર્મો સમતા ભાવે ભોગવાય તોજ નાશ પામે છે માટે ઉપસર્ગ કરનારા સગમદેવ વગેરેને પાપ કર્મ ખપાવવામા મિત્રની જેમ મદદગાર માનજે તેઓ તો પાપ કર્મના ઉદયમા કારણ હોવાથી પરપર કારણ છે, પણ ઉપસર્ગના દુખો ભોગવવામા અનન્તર કારણ તો પાપ કર્મોનો ઉદયજ છે કર્મનુ ફલ ભોગવતા જ્ઞાની જીવ ધૈર્યને ગુમાવતો નથી ક્લેશને ધારણ કરતો નથી પણ એમ માને છે કે જેમ એક માણસ તારા ઘરમા ભરાયેલો કચરો દૂર કરી સાફ કરે, તો તને આનદજ થાય, તેમ આ અવસરે ઉપસર્ગ કરનાર જીવના નિમિત્તે થયેલ કર્મોદયથી પાપરૂપી કચરો ખાલી થતા તારો આત્મા ચોખ્ખો બને છે માટે ખેદ પામીશ નહિ આવી નિર્મલ ભાવના ભાવી પ્રભુ શ્રી મહાવીર દેવ મૌન રહી ધર્મ ધ્યાન ધ્યાવતા ઉપસર્ગ વગેરેને સહન કરતા હતા ને કરપાત્રી હોવાથી બીજાના ભાજન વાપરતા ન હતા, તથા રસનેન્દ્રિયાદિને જીતતા હતા, શરીર શુશ્રૂષા કરતા નહિ, ઘણો વખત મૌનજ રહેતા હતા હાથ લાબા રાખીને નિજગુણોની ચિતવના કરવામા સાવધાન રહેતા હતા તેઓ લુહારની કોઢ, આરામ, ઉજ્જડ ઘર, સભા, પરબ, શ્મશાનાદિ માના કોઈ પણ સ્થાને અપ્રમત્ત ભાવે રહેતા, પણ નિદ્રા લેતા નહિ ફક્ત સગમદેવે એક રાત્રિમા ભયકર વીશ ઉપસર્ગો કર્યા, તે પૂરા થયા બાદ પ્રભુદેવને લગભગ બેઘડી નિદ્રા આવી હતી તે સિવાયના ટાઈમે આત્મધ્યાનમા મગ્ન રહેતા હતા જેમ પ્રભુ શ્રીમહાવીર દેવ આર્ય પ્રદેશમા વિચર્યા, તેમ ચીકણા કર્મોને ખપાવવાના ઇરાદાથી અનાર્ય પ્રદેશમા વિચરી વિષમ વસતિ વગેરેની આકરી મુશ્કેલીને પણ સહન કરતા હતા અનાર્ય લોક પ્રભુને મારે, કૂતરા વગેરેને ઉશ્કેરીને પ્રભુને બહુ જ હેરાન કરે, અપમાન તાડનાદિ કરે, તે સર્વ પ્રસગોમા પ્રભુજી એમજ ચાહતા હતા કે '**મને કનડનારનુ કલ્યાણ થાવ**' કટ્ટા શત્રુ ને તેજો લેશ્યાથી બાળતા ગોશાલ મખલિ પુત્રને શીત લેશ્યા મૂકી બચાવનાર પણ આજ પ્રભુ શ્રીમહાવીર દેવ હતા જેમ લડાઈના મેદાનમા મોખરે રહેલો બલિષ્ઠ હાથી વિજય મેળવે તેમ પ્રભુદેવ પરીષહાદિ શત્રુ સૈન્યને હરાવી વિજયી બન્યા હતા છ છ મહિનાની આકરી તપશ્ચર્યામા પણ પ્રભુદેવનો વિહાર ચાલુ રહેતો હતો

તેઓ આધાકર્મી આહારાદિને લેવાને ચાહતા પણ નહિ. પારણાના સમયે ભિક્ષા નિમિત્તે જતાં વચમાં ઉભેલા બ્રાહ્મણાદિને "મારા નિમિત્તે અપ્રીતિ થશે કે તે બાપાંને આહારાદિ મેળવતાં વિઘ્ન પડશે" એમ જાણતાં ત્યાં ન જતાં બીજા સ્થાને જઈ, અડદ વગેરેને વાપરીને પણ પારણું કરી લેતા હતા. પ્રભુદેવે કરેલ તમામ તપશ્ચર્યા ચઉવિહારના પચ્ચખ્ખાણવાલી તો હતી જ, પણ પારણું કર્યા પછી પણ તે દિવસે પ્રભુદેવ પાણી પીતા નહિ. સાડી બાર વર્ષો ને એક પક્ષ જેટલા છદ્મસ્થ કાલમાં પ્રભુદેવના ૩૪૯ જ પારણાના દિન હતા. તે સિવાયનો તમામ કાલ આકરી તપશ્ચર્યાદિની આરાધના કરી સફલ કર્યો હતો. શ્રીકલ્પસૂત્ર ટીકાદિ શાસ્ત્રોમાં પ્રભુની તપશ્ચર્યાના કાલની સાથે પારણાંના દિવસો ઉમેરી છદ્મસ્થ કાલ (૧૨ વર્ષ ૧૩ પક્ષ) સમજાવ્યો છે. શ્રીતીર્થંકર દેવ જેવા લોકોત્તર પુરૂષોની જીવન ચર્યા બીજા ભવ્ય જીવોને જરૂર ધડો લેવા લાયક હોય છે. ૧ શત્રુનું પણ ભલું જરૂર કરવું જોઇયે. જેના હૃદયમાં શ્રી જિનશાસનનું રહસ્ય યથાર્થ સ્વરૂપે ઠસ્યું હોય, તેજ આત્મા ગુનેગારનું ભલું ચાહે ને ભલું કરે. પ્રભુદેવે તે પ્રમાણે ગોશાલા વગેરેનું પણ હિત આદિ કરીને જિનશાસન રસિક ભવ્ય જીવોને સમજાવ્યું કે તમારે પણ આ રીતે વર્ત્તવું જોઇયે. શ્રી ઋષભદેવ વગેરે ભગવંતોએ લાંબાં કાળે જે સાધ્ય સાધ્યું, તે સાધ્ય પ્રભુ શ્રીમહાવીર દેવે થોડા સમયમાં સાધ્યું. પ્રભુ શ્રીમહાવીરના સમતા, સહનશીનતા, નમ્રતા, સરલતા, મમતા રહિતપણું, નીડરતા વગેરે ગુણો ભવ્ય જીવોના આત્મિક જીવનને નિર્મલ બનાવવામાં અસાધારણ કારણ નીવડે છે. સંપૂર્ણ પહેલા શ્રુતસ્કંધના વચનોનું મનન કરતાં જરૂર ખાત્રી થશે કે, પ્રભુશ્રી મહાવીરદેવ એક અપૂર્વ પરોપકાર રસિક પુણ્યાત્મા હતા ને અપૂર્વ આત્મિક બલ ફોરવીને ભાવ શત્રુને જીતનારા, ને બીજાઓને તે રીતે તે સર્વને જીતવાનો ઉપદેશ દેનારા હતા. અહીં પહેલા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય પૂરો થાય છે.

---

## ॥ શ્રી આચારાંગના બીજા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય ॥

सोलस अज्झयणाइं–आयारग्गाभिहे सुयक्खंधे ॥
पढमाए चूलाए–सत्तउज्झयणाइ भणियाइ ॥ १२ ॥

पिंडेसणा य सेज्जे–रिय भासा वत्थपत्तगे सा य ॥
उग्गहपडिमक्खाइं–अज्झयणा इज्जचूलाए ॥ १३ ॥

बिइयाइचूलियाए–ठाणज्झयणं निसिहियज्झयणं ॥
उच्चारमुत्तसद्दा–रूवपरण्णुण्णकिरिया य ॥ १४ ॥

तइयाए चूलाए–विण्णेयमिणंच भावण ज्झयणं ॥
चूलाइ चउत्थीए–विमुत्तिणामेणमज्झयणं ॥ १५ ॥

आयारपकप्पक्खा-पचमचूला निसीहपज्जाया ॥
वरचुण्णिभाससहिया गणिया सा छेयसुत्तम्मि ॥ १६ ॥

સ્પષ્ટાર્થ—શ્રી આચારાગ સૂત્રના બીજા શ્રુતસ્કધનુ "આચાગગ્ર" નામ પણ છે પહેલા શ્રુતસ્ક'ધમા જે બીના કહેવાની બાકી રહી હતી, તે બીના અહી વિસ્તારથી સ્પષ્ટ જણાવી છે આના મોલ અધ્યયનોમા ૭, ૭, ૧, ૧ અધ્યયનો ચાર વિભાગે અનુક્રમે પહેલી બીજી, ત્રીજી અને ચોથી ચૂલિકાના કહ્યા છે એટલે પહેલી ચૂલિકાના સાત અધ્યયનો અનુક્રમે ૧ પિંડૈષણાધ્યયન, ૨ શય્યૈષણા'ધ્યયન, ૩ ઈર્યાધ્યયન, ૪ ભાષાધ્યયન, ૫ વસ્ત્રૈષણાધ્યયન, ૬ પાત્રૈષણાધ્યયન, ૭ અવગ્રહ પ્રતિમા'ધ્યયન જાણવા તે બધા અધ્યયનોનો સાર ટૂકામા આ પ્રમાણે જાણવો

૧ પિંડૈષણાધ્યયનનો સાર—અહી મુનિનુ ઔદારિક શરીર નિર્મલ સયમાદિની આરાધના કરવામા મદદગાર છે, તેમ બીજા ભવ્ય જીવોને શાતિ પ્રેમ ભરેલા વચનો સભળાવી મોક્ષ માર્ગની આરાધના કરાવવામા પણ તેજ કારણ છે આ મુદ્દાથી પ્રભુ શ્રી તીર્થંકર દેવોએ મુનિઓને ઉદ્દેશીને ફરમાવ્યું કે—છ કારણોમાના કોઈ પણ કારણે મુનિવરો આહાર પાણી વાપરે તેને માટે મુનિઓએ આહાર પાણી વ્હોરવા ગૃહસ્થને ત્યા ગયા પહેલાનો વિધિ માર્ગનો વિધિ તથા આહાર લેવાનો વિધિ જરૂર જાણવો જોઇયે એટલે મુનિને કેવા આહાર પાણી ખપે? કેવા આહારાદિ ન ખપે, તેને લેવાનો વિધિ, આહારાદિ લેવા માટે કયા જવુ ને ક્યાં ન જવુ ? તે લેવા જવાનો અવસર કયો, કયા ટાઈમે આહારાદિ લેવા ન જવુ ? આ પ્રશ્નોનો સ્પષ્ટ ખુલાસો કરવા પૂર્વક સાત પિંડૈષણા અને સાત પાનૈષણાની બીના પણ સ્પષ્ટ સમજાવી છે પ્રસગે જેમ આહારનો તેમ પાણીનો ગ્રહણ વિધિ સ્વરૂપ વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે પિંડ એટલે આહાર વગેરે ને એષણા એટલે જયણા વગેરે સાચવીને લેવા વાપરવા વગેરેનો વિધિ જેમા કહ્યો હોય, તે પિંડૈષણાધ્યયન કહેવાય

૨, શય્યૈષણાધ્યયનનો સાર—અહી મુનિના સથારાની અને રહેવાના સ્થાનની બીના ટૂકામા જણાવી છે, તેથી એમ અર્થ કરવો કે, શય્યાનુ સ્વરૂપ જેમા કહ્યુ હોય તે શય્યાધ્યયન કહેવાય સાધુને રહેવા યોગ્ય વસતિનુ તથા અયોગ્ય વસતિનુ સ્વરૂપ, ને તેવા સથારાનુ સ્વરૂપ બતાવે ગૃહસ્થની પાસે માગવાનો વિધિ અને કામ પતી ગયા પછી માલીકને પાટ વગેરે પાછા આપવાનો તથા વિહાર કરતા વસતિ ભળાવવાનો વિધિ, સ્પષ્ટ સમજાવી શય્યા પરીષહ સહન કરવાથી આત્મ ધર્મની પુષ્ટિ કર્મનિર્જરાદિ અનેક લાભ સમજાવ્યા છે

૩, ઇર્યાધ્યયનનો સાર—અહી વિહાર કરવાનો વિધિ, ઈર્યાસમિતિ, નદી આદિ ઉતરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

**૪, ભાષાધ્યયનનો સાર**–અહીં ભાષા સમિતિનું સ્વરૂપ વિસ્તારથી કહ્યું છે. સાધુએ હિત, મિત, પ્રિય બોલવું, ખાસ કારણ હોય તોજ પરિમિત બોલવું, તેવું કારણ ન હોય તો મૌન રહેવું. કારણ કે તે મુનિનું પરમ ભૂષણ છે. બીન જરૂરી વધારે બોલતાં કદાચ જૂઠું બોલાઇ જાય, નિંદા દોષ લાગે, કલેશ ઝગડા વધે, આર્ત્તધ્યાનના યોગે ચીકણાં કર્મો બંધાય, સ્વાધ્યાયાદિમાં વિઘ્ન થાય વગેરે દોષો બીનજરૂરી બોલવામાં રહ્યા છે. આને લગતી બીજી બીના પણ સ્પષ્ટ સમજાવી છે.

**૫, વસ્ત્રૈષણાધ્યયનનો સાર**–સાધુએ સંયમપોષક વસ્ત્રો વાપરવા, ને સંયમને દૂષણ લગાડનાર વસ્ત્રો ન વાપરવા તે બીના અહીં સ્પષ્ટ સમજાવી છે. તે ઉપરાંત વસ્ત્રને ધોવાનો, સૂકવવાનો, ને વાપરવાનો વિધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

**૬, પાત્રૈષણાધ્યયનનો સાર**–અહીં મુનિને આહારાદિ લેવામાં ને વાપરવામાં પાત્રાં મદદગાર છે, તેથી તેમને ખપે તેવા અને ન ખપે તેવા પાત્રાનું વર્ણન કર્યું છે. પ્રસંગે પાત્રની સંખ્યા વગેરે, તથા તેને ગૃહસ્થની પાસે માંગવાનો વિધિ વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે.

**૭, અવગ્રહ પ્રતિઅધ્યયનનો સાર**–અહીં અવગ્રહના પાંચ ભેદ વગેરે બીના વર્ણવી છે.

**૮ થી ૧૪, સત્તસત્તિયા નામે પ્રસિદ્ધ સાત અધ્યયનોનો સાર**–અનુક્રમે દરેક અધ્યયનમાં મુનિને ઉભા રહેવાના સ્થાનની, સ્વાધ્યાય ભૂમિની, મળ મૂત્રને પરઠવવાની ભૂમિની, શબ્દની, રૂપની, પરક્રિયાની, ને અન્યોન્ય ક્રિયાની બીના સ્પષ્ટ સમજાવી છે. સારા શબ્દાદિમાં રાગ ન કરવો ને ખરાબ શબ્દાદિમાં દ્વેષ ન કરવો. વગેરે મુનિ જીવનને નિર્મલ બનાવનારી બીના કહી છે.

**૧૫, ભાવનાધ્યયનનો સાર**–અહી પ્રભુ શ્રીમહાવીર દેવનું જીવન ટૂંકામાં વર્ણવ્યું છે. ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન કલ્યાણક, માતાપિતા વગેરેનાં નામ, ગૃહવાસ, સાંવત્સરિક દાન, દીક્ષા ગ્રહણની બીના, ચોથું જ્ઞાન એટલે મનઃપર્યવજ્ઞાન, પાંચ મહાવ્રતોની દરેક મહાવ્રતની પાંચ પાંચ ભાવના ગણતાં પચ્ચીશ ભાવનાઓનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

**૧૬, વિમુક્તિ અધ્યયનનો સાર**–અહીં કહ્યું છે કે મુનિ ચર્યાની પરમ ઉલ્લાસથી આરાધના કરવી ને હિંસાદિ દોષ યુક્ત પ્રવૃત્તિનો ત્યાગ કરવો વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

શ્રી આચારાંગના બીજા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય પૂરો થયો.

---

### ॥ આચારાંગના બીજા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય ॥

૧ પિંડૈષણાધ્યયન, ૨ શય્યૈષણાધ્યયન, ૩ ઈર્યાધ્યયન, ૪ ભાષાધ્યયન, ૫ વસ્ત્રૈષણાધ્યયન, ૬ પાત્રૈષણાધ્યયન ૭ અવગ્રહ પ્રતિમાધ્યયન, આ સાત અધ્યયનો આચારાંગની પહેલી ચૂલિકાના જાણવા

---

### ॥ બીજી સપ્તતિકા ચૂલિકાના ૬ અધ્યયનો ॥

૮ સ્થાન સપ્તૈકક અધ્યયન, ૯ નિષીધિકા સપ્તૈકક અધ્યયન, ૧૦ ઉચ્ચાર પ્રશ્રવણ સપ્તૈકક અધ્યયન, ૧૧ શબ્દ સપ્તૈકક અધ્યયન, ૧૨ રૂપ સપ્તૈકક અધ્યયન, ૧૩ પરક્રિયા સપ્તૈકક અધ્યયન

---

### ॥ ત્રીજી ભાવના ચૂલિકાના બે અધ્યયનો ॥

૧૪ અન્યોઽન્યક્રિયા સપ્તૈક અધ્યયન, ૧૫ ભાવના અધ્યયન

---

### ॥ ચોથી ચૂલિકાનુ એક અધ્યયન ॥

૧૬ વિમુક્તિ અધ્યયન

---

આ સોલ અધ્યયનોનો ટૂંક પરિચય નીચે પ્રમાણે—

### પહેલા પિંડૈષણાધ્યયનનો ટૂંક પરિચય

આ અધ્યયનમા ૧૧ ઉદ્દેશા છે શરૂઆતમા દ્રવ્ય અગ્રના નિક્ષેપા, ઉપકાર અગ્રનો અધિકાર, અગ્રોના ઉદ્ધારક, પ્રયોજન, અ(આ)પાદાન જણાવી અગ્રોદ્ધારનુ વિભાગથી કથન, કર્યું છે પછી જણાવ્યુ કે શસ્ત્ર પરિજ્ઞાધ્યયનમાથી આ ચારાગ્રોનો ઉદ્ધાર કર્યો છે પછી વિસ્તારથી સયમનુ સ્વરૂપ અને મહાવ્રતો પાચ કહેવાનુ કારણ તથા દરેક મહાવ્રતની રક્ષણોપયોગી પાચ પાચ ભાવના જણાવી કહ્યુ કે તેને શસ્ત્ર પરિજ્ઞાધ્યયનની અતર્ગત ગણવી પછી ચૂડાનુ પરિમાણ અને અશનાદિનો ને આપધિનો તથા ગ્રાહ્ય અગ્રાહ્ય આહારનો વિધિ અને ગૃહસ્થના ઘેર જવાનો વિધિ કહી ફરમાવ્યું છે કે અન્ય તીર્થિકને અશનાદિ ન દેવાય, ને અનેષણીય (ન ખપે તેવા) આહારાદિ ન લેવા પછી અવિશુદ્ધિ કોટીનુ બીજી રીતે સ્વરૂપ અને વિશોધિ કોટીનુ સ્વરૂપ જણાવી કહ્યુ કે નિત્યપિંડ અને અગ્રપિંડ ન લેવા વગેરે બીના જણાવી છે આ રીતે પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂરો થયો

---

### ॥ પહેલા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી મુનિને ન લેવા લાયક આહારાદિની બીના જણાવી, ભિક્ષા લેવા જવા યોગ્ય કુલોની

બીના કહી છે. પછી ફરમાવ્યું કે સમવાય ( સામુદાયિક ) વગેરેના અશનાદિ ન લેવાય. બીજા ગામની સંખડી (જમણવાર) ના આહારાદિ ન લેવા તથા સ્વભાવે ક્રમસર વિહાર કરતા વચમાં આવેલા ગામમાં 'આજે અહીં સંખડી છે' એમ જાણતાં મુનિએ બીજી દિશામાં જવું, પણ ત્યાં જવું નહિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

---

## ॥ પહેલા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં સંખડિનો આહાર કરનાર મુનિને લાગતા દોષો, અને સંખડીમાં જનારને અહીં અને પરભવમાં થતું અહિત ( નુકશાન ) જણાવવાના પ્રસંગે જિન કલ્પિકનો અધિકાર વર્ણવી કહ્યું કે મુનિ સર્વ ઉપકરણ સહિત ગૃહસ્થને ઘેર ગોચરી ન જાય. તેનું કારણ સમજાવી ફરમાવ્યું કે ઉત્તમ કુલ પણ દૂષિત જણાય તો ત્યાં ગોચરીએ ન જવું, વગેરે બીના સ્પષ્ટ વર્ણવી છે.

---

## ॥ પહેલા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

મુનિને માંસાદિની સંખડીમાં જવાનો નિષેધ કરી ગાયને દોહતા હોય, ત્યારે વ્હોરવા ન જવાય એમ સૂચવીને બીજે ગામથી આવેલા પરોણા જેવા સાધુનો આહાર વિધિ વગેરે હકીકત વિસ્તારથી કહી છે.

---

## ॥ પહેલા અધ્યયનના પાંચમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે મુનિને અગ્રપિંડાદિ ન ખપે. પછી ભિક્ષા માટે ફરવાનો વિધિ જણાવી ફરમાવ્યું કે ભિક્ષા માટે નીકળેલ સાધુએ માર્ગમાં ઉપયોગ રાખવો જોઇયે. પછી સાધુએ બંધ કરેલ બારણું ઉઘાડીને ગૃહસ્થના ઘરમાં તેને પેસવાનો ને નહિ પેસવાનો વિધિ સમજાવી વિધિ પ્રમાણે ઉઘાડીને ખાસ કારણે ગૃહસ્થના ઘરમાં દાખલ થયેલ સાધુને સાચવવાનો વિધિ, વગેરે બીના સ્પષ્ટ કહી છે.

---

## ॥ પહેલા અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે કુકડા વગેરેને અંતરાય થતો હોય, તો ત્યાં મુનિને ગોચરી ન જવાય. ગોચરી માટે ગૃહસ્થને ઘેર ગયેલ સાધુને સાચવવા યોગ્ય વિધિ વગેરેનું વર્ણન કર્યું છે.

---

### ॥ પહેલા અધ્યયનના સાતમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે–મુનિએ મેડા (માળ) ઉપરથી લાવેલ આહાર, સચિત્ત પૃથ્વીથી ખરડાયેલ આહાર, સૂપડા વગેરેથી પવન નાખીને ઠંડો કરેલ આહાર તેમજ લીલોતરીની ઉપર રાખેલ આહાર ન લેવાય, એમ કહી પાણી વ્હોરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

### ॥ પહેલા અધ્યયનના આઠમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં મુનિને પાણી વ્હોરવાના વિધિમાં વિશેષ વિચાર જણાવી કહ્યું કે મુનિએ ભાત પાણી સારા મળે તો રાગ કરવો નહિ ને અકલ્પનીય આહારાદિ લેવા નહિ, તેને અંગે મુનિને ઉપદેશ આપીને જરૂરી બીજી બીના પણ સ્પષ્ટ સમજાવી છે

### ॥ પહેલા અધ્યયનના નવમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે મુનિએ અનેષણીય પિંડ વ્હોરાય નહિ, તે સંબંધી જરૂરી ઉપદેશ આપી કહ્યું કે તેવો પિંડ મંગાય પણ નહિ ને વ્હોરેલો આહાર સુગંધિ હોય કે દુર્ગન્ધિ હોય, તે પરઠવવો નહિ વ્હોરેલું પાણી પણ સ્વાદમાં કષાયલું હોય કે સ્વાદિષ્ટ હોય તે પરઠવવું નહિ તેમજ વ્હોરતાં અનુપયોગથી આહાર વધારે આવ્યો હોય, તેને અંગે સૂચના કરી ફરમાવ્યું કે આહાર જો અનેષણીય હોય, તો તેને પરઠવવામાં સાધુતા ટકી શકે છે વગેરે બીના સ્પષ્ટ વર્ણવી છે

### ॥ પહેલા અધ્યયનના દશમા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં મુનિને સાધારણ પિંડ અને અસાધારણ પિંડ મળતાં કરવાનો વિધિ અને વસતિમાં રહેલા સાધુને કરવાનો વિધિ જણાવી ફરમાવ્યું કે શેલડીના ગાંઠાનો મધ્ય ભાગ વગેરે અકલ્પનીય છે ભૂલથી તે વ્હોરતાં તેને પરઠવવાનો વિધિ તથા ભૂલથી સચિત્ત લવણ ગોચરીમાં આવી જાય તો તેનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

### ॥ પહેલા અધ્યયનના ૧૧ મા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે–માંદા સાધુને માટે વ્હોરેલા પિંડની બાબતમાં સાધુએ માયા કરવી નહિ પછી પિંડૈષણાના અને પાનૈષણાના ૭ ભેદો તથા પિંડૈષણાને અને પાનૈષણાને સ્વીકારતાં સાધુને અને જેણે તે પહેલાં સ્વીકારેલી છે તે સાધુને કરવાનો વિધિ વગેરે હકીકત સ્પષ્ટ સમજાવી છે

॥ આ રીતે બીજા શ્રુતસ્કંધના પહેલા પિંડૈષણાધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥

## ॥ બીજા શ્રુતસ્કંધના બીજા શય્યૈષણાધ્યયનનો ટૂંક પરિચય ॥

આ બીજા શ્રુતસ્કંધમાં ત્રણ ઉદ્દેશા છે. શરૂઆતમાં શય્યાપદના દ્રવ્યાદિ ચાર નિક્ષેપા તથા સચિત્ત દ્રવ્ય શય્યાનું સ્વરૂપ જણાવતાં ગૌતમ નિમિત્તિયાનું દૃષ્ટાંત કહી જણાવ્યું કે આના ત્રણે ઉદ્દેશામાં શય્યાની બીના કહી છે. પછી શય્યાને અંગે ઉદ્‌ગમ દોષો તથા સંસકત વસતિમાં રહેવાથી નુકશાન અને શૌચવાદનું મિથ્યાપણું જણાવી કહ્યું કે–મુનિએ છલના ન કરવી. પછી સ્વાધ્યાય કરવા લાયક સ્થાનનું સ્વરૂપ જણાવી કહ્યું કે–મુનિથી ભિક્ષુ વગેરેને ઉદ્દેશીને કરેલ શય્યામાં સ્થાનાદિ ન કરાય. ગૃહસ્થ સાધુના નિમિત્તે વસતિનું દ્વાર મોટું બનાવે, તો ત્યાં મુનિથી સ્થાનાદિ ન થઈ શકે. તથા આગાઢ (ખાસ જરૂરી) કારણ વિના માંચા વિગેરેમાં પણ સ્થાનાદિ ન થઇ શકે. કારણે સ્થાનાદિ કરતાં સાચવવાની જયણા જણાવી કહ્યું કે–મુનિથી સ્ત્રી બાલક વગેરે વાળી વસતિમાં રહેવાય નહિ. કારણ કે રોગાદિ કારણે તેમના દેખતાં તેલનું ચોળવું વગેરે ઉપચાર ન થઇ શકે, તથા સ્ત્રી આદિના રહેવાસ વાળી વસતિમાં રહેતાં ગૃહસ્થ વગેરે કોપાદિ કરે, ત્યારે સાધુના મનમાં ખેદ થાય માટે મુનિને તેવી વસતિમાં રહેવાની ના પાડી છે. વળી જ્યાં અગ્નિ સળગતો હોય ત્યાં પણ રહેવાય નહિ. જ્યાં કુંડલાદિ ઘરેણાં હોય, ગાથાપતિના સ્ત્રી વગેરે રહેતાં હોય, ત્યાં પણ મુનિથી સ્થાનાદિ ન કરાય વગેરે બીના સ્પષ્ટ કહી છે.

---

## ॥ બીજા શ્રુતસ્કંધના બીજા શય્યૈષણાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે–શૌચવાદીના ઉપાશ્રયે તથા જ્યાં સાધુ નિમિત્તે અશનાદિ રાંધ્યા હોય તેવા સાગારિકના ઉપાશ્રયમાં અને જ્યાં ચોરાદિનો ભય હોય તથા ઘાસ વગેરે ભરેલા કે પાથરેલા હોય, વળી જ્યાં વારંવાર ગૃહસ્થ આવજાવ કરતા હોય, તેવા ઉપાશ્રયમાં મુનિએ રહેવું નહિ. પછી કાલાતિક્રાંત શય્યાનું, ઉપસ્થાન ક્રિયાનું, અભિક્રાંત શય્યાનું, અનભિક્રાંત શય્યાનું, વર્જ્યક્રિયા વસતિનું, મહાવર્જ્યક્રિયા વસતિનું, સાવદ્ય ક્રિયાવાળી વસતિનું, મહાસાવદ્ય ક્રિયાવાળી વસતિનું તથા અલ્પક્રિયાવાળી વસતિનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે–મુનિએ જ્યાં અચિત્ત અનાજ (આહાર) આદિ વધારે મળતા હોય તેવા ગામ વગેરેમાં શુદ્ધ વસતિમાં સ્થાનાદિ કરવા. નાના ઉપાશ્રયમાં રહ્યા હોય, તો બીજાના છત્રાદિનો સંઘટ્ટો ન થાય, તે રીતે ગમનાદિ કરવા. પછી વસતિને માંગવાનો વિધિ જણાવી કહ્યું કે–મુનિને શય્યાતરનો પિંડ ન ખપે. તથા તેણે અગ્નિવાળા સ્થાનમાં રહેવું નહિ, અને જ્યાં ઘરની વચમાં થઇને જવા આવવાનું હોય, અને જ્યાં ગૃહસ્થ વગેરે માંહોમાંહે આક્રોશાદિ

તથા તેલ વગેરેનું ચોળવું વગેરે, તેમજ આઘર્ષણાદિ અને સ્નાનાદિ કરતા હોય ત્યાં, તથા નગ્નાદિ સ્વરૂપે વર્તતા ગૃહપતિ વગેરે વાળા સ્થાનમાં પણ મુનિથી ન રહેવાય ઈંડા વગેરે વાળો સંથારો ન વપરાય ને તે ઈંડાદિ વગરનો સંથારો વપરાય પછી ઉદ્દિષ્ટ સંસ્તારક પ્રતિમાનું, પ્રેક્ષ્ય સંસ્તારક પ્રતિમાનું, શય્યાતર સંસ્તારક પ્રતિમાનું, યથાસંસ્તૃત પ્રતિમાનું અને પ્રતિપન્ન સંસ્તારક પ્રતિમાનું સ્વરૂપ કહ્યું છે તથા પાલના, સંથારો પાછો આપવાનો વિધિ, વળી ઉચ્ચારાદિ ભૂમિની પડિલેહણા જણાવી કહ્યું કે, આચાર્યાદિની સંથારાની ભૂમિ સિવાયના ભાગમાં મુનિઓ સંથારો કરે પછી સંથારા ઉપર બેસવાનો તથા સૂવાનો વિધિ જણાવી કહ્યું છે, સાધુએ માહોમાંહે એક બીજાને હાથ વગેરે ન અડે, ને ઉચ્છ્વાસાદિનો સંઘર્ષ (અથડામણ) ન થાય, તે રીતે સંથારો કરવો સમવિષમ (ખાડાખડીયાવાળી) જગ્યામાં સંથારો કર્યો હોય, તે વખતે સમભાવે રહેવું, પણ મનમાં કચવાવું નહિ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

॥ બીજા શ્રુતસ્કંધના બીજા શય્યૈષણાધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ત્રીજા ઈર્યા અધ્યયનનો ટૂંક પરિચય ॥

આ અધ્યયનમાં પણ ત્રણ ઉદ્દેશા છે અહીં પ્રથમ નામાદિ નિક્ષેપાની અપેક્ષાએ ઈર્યાના છ ભેદો તથા દ્રવ્ય ઈર્યાનું, ક્ષેત્ર ઈર્યાનું, અને કાલ ઈર્યાનું તથા ભાવ ઈર્યાનું સ્વરૂપ, તથા તેના આલંબનાદિની અપેક્ષાએ ૧૬ ભેદ જણાવી કહ્યું કે ચાર કારણે ગમન કરે તો સાધુ શુદ્ધ છે પછી ઈર્યોદ્દેશનો ટૂંક સાર અને ત્રણે ઉદ્દેશાનો ટૂંક સાર કહી જણાવ્યું કે વર્ષાકાલના મુનિએ એક સ્થાને રહેવું, ને શીયાળા વગેરેમાં વિહાર કરવો કોઈ માણસ હોડી વગેરેમાં ચઢેલા મુનિને પાણીમાં ફેંકે, તે વખતે અને જ્યાં જઘા સુધી પાણી હોય તેવા સ્થલે મુનિને સાચવવાની જયણા જણાવી કહ્યું છે, મુનિએ ચોમાસું બેઠા પહેલાં વરસાદ ખૂબ આવવાથી માર્ગમાં લીલોતરી આદિ થઈ હોય તો વિહાર ન કરવો અહીં તેનું વિસ્તારથી કારણ સમજાવી કહ્યું કે મુનિએ જ્યાં વિહાર ભૂમી વગેરે નાના હોય, ત્યાં ચોમાસું ન કરવું પછી ચોમાસું વીત્યા બાદ વિહાર કરવાની રીત અને વિહાર કરતા માર્ગમાં ઉચિત જયણા સમજાવી કહ્યું કે સંયમાત્મ વિરાધના થાય તે માટે સાધુએ મ્લેચ્છાદિના પ્રદેશમાં વિચરવું નહીં જ્યાં રાજાદિ ન હોય ત્યાં ન વિચરવું, તથા જે વિહાર માર્ગે ચાલતાં ઘણા દિન લાગે તે તરફ પણ ન વિચરવું મુનિથી નિષ્કારણ હોડીમાં ન બેસાય, ખાસ કારણે બેસવાનો વિધિ, અને બેઠા પછીનો પણ વિધિ વગેરે હકીકત સ્પષ્ટ વર્ણવી છે

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ત્રીજા ઈર્યા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે હોડીમાં રહેલ સાધુને ગૃહસ્થ છત્રાદિ ધારણ કરવાનું કહે તો તેને સાધુ ના કહે, તેમ કહેતા ગૃહસ્થ ક્રોધમાં આવી સાધુને દરિયામાં ફેંકે તો શું કરવું ? ને તે

પછી કદાચ પાણીમાં તરવું પડે, ત્યારે શું કરવું ? તેનો ખુલાસો કરીને કાંઠે પ્હોંચ્યા બાદ જવાનો વિધિ અને ચાલતાં નદી આદિ ઉતરતાં જંઘા સુધીનું પાણી ઉતરવાનો વિધિ, તથા પાણીમાંથી બ્હાર નીકળ્યા બાદ ચાલવાનો વિધિ જણાવી કહ્યું કે, રસ્તામાં જતાં સામા મળેલા મુસાફરો ગામ વગેરેની બીના પૂછે તો મુનિએ કહેવી નહિ; વગેરે હકીકત સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ત્રીજા ઇર્યા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે જલના જીવોને ત્રાસ થાય, તેથી સાધુએ કોઇને પાણીના ક્યારા વગેરે પણ ન દેખાડવા અને આચાર્યાદિની સાથે વિચરવું. પછી આચાર્યાદિની સાથે વિચરતા સાધુનો વિધિ જણાવી કહ્યું કે, ચાલતાં સામા મળેલ મુસાફરો સાવદ્ય બીના પૂછે તો, જવાબ દેવો નહિ. મુનિએ લાંબા માર્ગે ગમનાદિ ન કરવા, કારણ કે ત્યાં અટવી આદિમાં હિંસક પ્રાણિનો ભય હોય છે. અને ચોર વગેરેનો ભય હોવાથી અવળે રસ્તે ન જવું. માર્ગમાં ચોર આદિ જીવોએ ગામ લૂટયું હોય, તે બીના ગૃહસ્થાદિને સાધુ ન કહે, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ચોથા ભાષા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં ભાષા પદના અને જાત પદના નિક્ષેપા, તથા બે ઉદ્દેશાનો ટૂંક સાર અને વચનના સોળ ભેદો જણાવી કહ્યું કે, મુનિએ શ્રોતાને ક્રોધાદિ ન થાય તે રીતે બોલવું, ને ક્રોધાદિથી ભરાઇને ન બોલવું. પછી ભાષાના ચાર પ્રકાર અને શબ્દ એ કાર્ય છે તેની સિદ્ધિ, તથા પુરૂષાદિને ઉદ્દેશીને સાધુને બોલવાનો વિધિ જણાવી કહ્યું કે, '**નમોદેવ**' ઇત્યાદિ વચન સાધુથી ન બોલાય વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ચોથા ભાષાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

સાધુએ તું કોઢીયો છું વગેરે ખરાબ ભાષા ન બોલવી. ને આહારાદિને અંગે સાવદ્ય ભાષા ન બોલવી. સાધુથી કોઈ મનુષ્યાદિને તું પુષ્ટ છે વગેરે વચન ન બોલાય. પછી શબ્દાદિને અંગે બોલવાનો વિધિ જણાવી કહ્યું કે, સામાને પૂરૂં સમજાય તે રીતે ક્રોધાદિ તજીને સાધુએ બોલવું વગેરે બીના સ્પષ્ટ જણાવો છે.

॥ ચોથા ભાષાધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

॥ બીજા શ્રુતસ્કંધના પાંચમા વસ્ત્રૈષણાધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી આના બે ઉદ્દેશાનો ટૂંક સાર, અને વસ્રને લેવાનો તથા પહેરવાનો વિધિ તથા પાત્ર પદના નિક્ષેપા કહી જણાવ્યું કે, ગુણવંત સાધુ જ ભાવ પાત્ર કહેવાય મુનિએ વસ્ત્રને માટે બહુ દૂર ન જવુ પછી આધાકર્મિકના ભેદો કહી જણાવ્યું કે, સાધુ નિમિત્તે ક્રીત ધૌતાદિ વસ્ત્ર ન લેવાય, ને બહુ કીમતી વસ્ત્ર ન લેવાય પછી ચાર ભેદે વસ્ત્ર પ્રતિમાનુ અને ધોયેલા વસ્ત્રને તડકે સૂકવવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ બીજા શ્રુતસ્કંધના પાંચમા વસ્ત્રૈષણાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી વસ્રને પ્હેરવાનો વિધિ અને સાધુએ વાપર્યા બાદ ગૃહસ્થને પાછુ આપવાના વસ્રને અંગે અને ફાટેલ વસ્ત્રને અંગે વિધિ જણાવી કહ્યુ કે, મુનિએ તેવા વસ્ત્રાદિના વર્ણાદિ બદલી નાખવા નહિ સ્તેનાદિ પ્રસંગે (ચોર ચોરવા આવે વગેરે કારણે) છુપાવવા નહિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

---

॥ બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા પાત્રૈષણાધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી પાત્રને લેવાનો તથા વાપરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા પાત્રૈષણાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી પાત્રને પડિલેહ્યા પછી આહાર લેવાનો તથા પાત્રામા પાણી વ્હોરવાનો વિધિ વગેરે બીના જણાવી છે

---

॥ બીજા શ્રુતસ્કંધના સાતમા અવગ્રહ પ્રતિમાધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી અવગ્રહ પ્રતિમાના દ્રવ્યાદિ ચાર નિક્ષેપા, અને દ્રવ્યાવગ્રહાદિ તથા ભાવ અવગ્રહનુ સ્વરૂપ, તેમજ ગ્રહણાવગ્રહનુ સ્વરૂપ કહી તે અવગ્રહ માલીકે દીધા સિવાય ન લેવાય એમ જણાવ્યું છે પછી અવગ્રહને માગવાનો વિધિ અને અહી આવેલ પરોણા સાધુનો વિધિ જણાવી કહ્યુ કે, બીજાની વસ્તુ તેની રજા સિવાય બીજાને ન અપાય પછી આપવાનો વિધિ કહી જણાવ્યું કે જ્યા સચિત્ત પૃથ્વીવાળા ઝાડના ઠુંઠા વગેરે હોય અને સ્રીઆદિ રહેતા હોય, ઘરના મધ્ય માર્ગે માહોમાહે ઝઘડાદિ થતા હોય, તેવા સ્થલે રહેવા માટે સાધુએ અવગ્રહની માગણી કરવી નહિ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

**॥ સાતમા અવગ્રહ પ્રતિમાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥**

અહીં શેલડીના વન વગેરેમાં રહેવાનો વિધિ, અને અવગ્રહના ૭ ભેદો તથા દેવેન્દ્રાવગ્રહાદિનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

॥ અવગ્રહ પ્રતિમાઅધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો. ॥

**॥ આચારાંગની પહેલી ચૂલિકાનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥**

---

૮ સ્થાન સપ્તૈકક નામના આઠમા અધ્યયનમાં ઉભા રહેવાનું સ્વરૂપ અને નિશીથ પદના ૬ નિક્ષેપા વગેરેનું વર્ણન કર્યું છે. તથા ૯ નિષીધિકા સપ્તૈકક નામના નવમા અધ્યયનમાં સ્થાન પ્રતિમાનું સ્વરૂપ જણાવી કહ્યું કે, સ્વાધ્યાયાદિ પ્રસંગે આલિંગનાદિ ન કરાય વગેરેનું વર્ણન કર્યું છે. ૧૦ ઉચ્ચાર પ્રશ્રવણ સપ્તૈકક નામના દશમા અધ્યયનમાં ઉચ્ચાર પ્રશ્રવણ કરવાનો વિધિ, તેની શુદ્ધિનું સ્વરૂપ, અને કેવા પાત્રમાં ઉચ્ચારાદિ થઇ શકે ? તેનો ખુલાસો કરી જણાવ્યું કે, બગીચા વગેરે સ્થલે સ્થંડિલ ન જવાય વગેરે કહ્યું છે. ૧૧ શબ્દ સપ્તૈકક નામના અગીઆરમા અધ્યયનમાં દ્રવ્ય શબ્દનું અને ભાવ શબ્દનું સ્વરૂપ જણાવી કહ્યું કે વિતતાદિ વાજિંત્રના શબ્દો સાંભળવા સાધુએ જવું નહિ, અને જ્યાં ગાયન વગેરે ક્રિયા થતી હોય, ત્યાં સાંભળવાના ઇરાદાથી ન જવાય. તથા લૌકિક કથાનકાદિને સાંભળવા પણ ન જવું વગેરે કહ્યું છે. ૧૨ બારમા રૂપ સપ્તૈકક નામના અધ્યયનમાં દ્રવ્ય રૂપ તથા ભાવ રૂપનું સ્વરૂપ કહી જણાવ્યું કે, મુનિથી ગ્રથિતાદિ રૂપ જોવા ન જવાય. પછી પરશબ્દના ૬ નિક્ષેપા વગેરેનું વર્ણન કર્યું છે. ૧૩ તેરમા પર ક્રિયા સપ્તૈકક અધ્યયનમાં કહ્યું છે કે, સાધુએ ખાસ કારણ વિના પરક્રિયા (શુશ્રૂષા) અને પરસ્પર ક્રિયા ત્રિવિધે ન કરવી અને ન કરાવવી. તથા સાધુએ ઉત્સર્ગે ગૃહસ્થને ઉપદેશાદિ દઇને ચિકિત્સા (દવા) ન કરાવાય ને પોતાથી પણ કરાય નહિ. પછી અન્ય શબ્દના ૬ નિક્ષેપા કહી જણાવ્યું કે ગચ્છનિર્ગત (જિનકલ્પિકાદિ)ને અન્ય ક્રિયાનું અપ્રયોજન છે. વગેરે કહ્યું છે

**॥ સપ્ત સપ્તિકા નામની બીજી ચૂલિકાનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥**

---

અન્યોઽન્ય ક્રિયા ન કરાય, વગેરે બીના અન્યોઽન્ય ક્રિયા સપ્તૈકક નામના ચૌદમા અધ્યયનમાં જણાવી છે. તથા પંદરમા ભાવનાધ્યયનમાં દ્રવ્યભાવના ભાવભાવના રૂપ બે નિક્ષેપાની બીના, તથા ભાવનાના બે ભેદ, અને અપ્રશસ્ત ભાવનાનું, પ્રશસ્ત ભાવનાનું તેમજ દર્શન ભાવનાનું સ્વરૂપ જણાવી કહ્યું કે, જિન જન્મભૂમિ વગેરેના ચૈત્યોને વંદનાદિ કરતાં દર્શન શુદ્ધિ થાય છે. તથા પ્રાવચનિક આચાર્યાદિના ગુણ પ્રશંસાદિ કરતાં પણ દર્શન શુદ્ધિ થાય છે. પછી જ્ઞાન ભાવનાનું, ચારિત્ર ભાવનાનું અને તપ ભાવનાનું સ્વરૂપ તથા સંક્ષિપ્ત મધ્યમ વાચનાએ શ્રીવીરચરિત્ર કહેતાં ચ્યવનથી યૌવન વય સુધીનું શ્રીવીરચરિત્ર,

કહ્યા પછી શ્રીવીર પ્રભુના માતા, પિતા, કાકા, ભાઇ, બેન, પત્ની, દીકરી તથા દીકરીની દીકરીના નામ તથા પ્રભુના માતપિતાની અતિમ આરાધના અને દેવગતિની બીના જણાવી છે પછી પ્રભુના દીક્ષા, ઉપસર્ગ, કેવલજ્ઞાન, પચ્ચીશ ભાવના સહિત મહાવ્રતની દેશના વગેરે બીના જણાવી છે

॥ આ રીતે પદરમા ભાવનાધ્યયનનો ટૂક પરિચય પૂર્ણ થયો ને ભાવના નામની ત્રીજી ચૂલિકનો ટૂક પરિચય પણ પૂર્ણ થયો ॥ ચોથી ચૂલિકામા અનિત્ય પર્વતાદિનો અધિકાર વર્ણવી સાધુને દેશવિમુક્ત કહેવા ને સિદ્ધને સર્વ વિમુક્ત કહેવા, એમ જણાવી અનિત્ય આવાસ (સાધુનો), પર્વત, રૂપ્ય, ભુજગત્વગ્, સમુદ્રના દષ્ટાતો વગેરેનુ સ્પષ્ટ વર્ણન કર્યુ છે

એ પ્રમાણે સોલમા વિમુક્તિ અધ્યયનનો ટૂક પરિચય પૂર્ણ થતા ચોથી વિમુક્તિ ચૂલિકાનો ટૂક પરિચય પૂરો થયો છેવટે પાચમી ચૂલાની પ્રતિજ્ઞા જણાવી નવે અધ્યયનના ઉદ્દેશાની સખ્યા તથા બીજા શ્રુતસ્કધના ઉદ્દેશાની સખ્યા અને મહત્ શબ્દના તથા પરિજ્ઞા શબ્દના નિક્ષેપાની બીના વાળી ગાથાઓ જણાવી છે ૧૨-૧૩-૧૪-૧૫

શ્રી આચારાગ સૂત્રની પાચમી ચૂલિકાનુ નામ 'આચાર પ્રકલ્પ' છે છતા તે નિશીથ નામથી વધારે પ્રસિદ્ધ છે ભાષ્ય અને ચૂર્ણિ સહિત આ નિશીથ સૂત્રને છેદ સૂત્રમા ગણ્યું છે ૧૬

॥ આ રીતે શ્રી આચારાંગ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો બીજો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

## ॥ ત્રીજો પ્રકાશ ॥

### ॥ શ્રી સૂત્રકૃતાંગ સૂત્રનો ટૂંક પરિચય ॥

॥ आर्या ॥

सुयखंधा दो बीए, सूयगडंगे तहेव तेवीसा ॥
अज्झयणाइं पढमे, सोलस बीए तहा सत्त ॥ १७ ॥

पढमं समयज्झयणं, बीयं वेयालियं सरूवरइं ॥
उवसग्गित्थिपरिण्णा, नरयविभत्तिजिणवीरथुई ॥ १८ ॥

सत्तमकुसीलपरिभा–सियवीरियधम्मनिम्मलसमाही ॥
आहत्तहीय गंथा, जमइय गाहाइसुयखंधे ॥ १९ ॥

सिरिपुंडरीयकिरिया, ऽऽहारपरिण्णुब्भवाइ परमत्था ॥
पच्चक्खाणाइ किरिया, अणगारसुय दइज्जक्खं ॥ २० ॥

नालंदइज्ज चरमं, सपरसमयभावणाइपरमत्थं ॥
पंचज्झयणुद्देसा, पण्णारसद्धारसिक्कसरा ॥ २१ ॥

શબ્દાર્થ—બીજા સૂત્રકૃતાંગ સૂત્રમાં બે શ્રુતસ્કંધ છે. તેમાં પહેલા શ્રુતસ્કંધનું ગાથા ષોડશક નામ છે. તેના ૨૩ અધ્યયનોમાં પહેલા શ્રુતસ્કંધના ૧૬ અને બીજા શ્રુતસ્કંધના ૭ અધ્યયનો જાણવા ॥૧૭॥ શ્રીસમવાયાંગ સૂત્રમાં આવેલા તે ૧૬ અને ૭ અધ્યયનોનાં નામ અનુક્રમે આ પ્રમાણે–૧ સમય અધ્યયન, ૨ વૈતાલિક અધ્યયન, ૩ ઉપસર્ગ પરિજ્ઞાધ્યયન, ૪ સ્ત્રી પરિજ્ઞાધ્યયન, ૫ નરકવિભક્તિ અધ્યયન, ૬ મહાવીર સ્તુતિ અધ્યયન, ૭ કુશીલ પરિભાષિત અધ્યયન, ૮ વીર્યાધ્યયન, ૯ ધર્માધ્યયન, ૧૦ સમાધિ અધ્યયન ૧૧ માર્ગાધ્યયન, ૧૨ સમવસરણાધ્યયન, ૧૩ ગાથાતથ્યાધ્યયન, ૧૪ ગ્રંથાધ્યયન, ૧૫ યમકીય અથવા જમઇય અધ્યયન, ૧૬ ગાથાધ્યયન. આ પહેલા શ્રુતસ્કંધના ૧૬ અધ્યયનોનાં નામ જાણવાં. ॥૧૮–૧૯॥ બીજા શ્રુતસ્કંધના ૭ અધ્યયનોનાં નામ—૧ પુંડરીક અધ્યયન, ૨ ક્રિયાસ્થાન અધ્યયન, ૩ આહાર પરિજ્ઞાધ્યયન, ૪ પ્રત્યાખ્યાન ક્રિયાધ્યયન, ૫ અનગાર શ્રુતાધ્યયન, ૬ આર્દ્રકીયાધ્યયન, ૭ નાલંદીય અધ્યયન છેલ્લું જાણવું. અહીં સ્વસમયની એટલે જૈન દર્શનની, અને બીજા દર્શનોની બીનાનું રહસ્ય યથાર્થ સ્વરૂપે વર્ણવ્યું છે. ફક્ત પહેલા શ્રુતસ્કંધના શરૂઆતના પાંચ અધ્યયનોના જ ૧૫ ઉદ્દેશા અનુક્રમે આ રીતે જાણવા. પહેલા અધ્યયનના ૪ ઉદ્દેશા છે, પછી અનુક્રમે ૩, ૪, ૨, ૨ ઉદ્દેશા બીજા ત્રીજા ચોથા અને પાંચમા અધ્યયનના જાણવા, બાકીના અધ્યયનોમાં ઉદ્દેશા નથી. ॥૨૦–૨૧॥

---

**સ્પષ્ટાર્થ**—આ બીજા અંગમા જ્ઞાન વિનયાદિ ગુણોનું વર્ણન છે અને બીજા ધર્મોના પણ આચારો વર્ણવ્યા છે પ્રસંગને અનુસારે જૈન ધર્મના અને ૩૬૩ કુવાદીઓના પણ નિયમ વગેરેની એક બીજાની સાથે સરખામણી અને જૂદાશ પણ જણાવી છે પ્રભુશ્રી તીર્થંકર દેવે કહેલો અહિંસા પ્રધાન ત્રિકોટી શુદ્ધ ધર્મ એજ શ્રેષ્ઠ ધર્મ છે, ને આત્મહિતસાધક પણ તેજ ધર્મ છે આ સૂત્રના અભ્યાસી શ્રમણ નિર્ગ્રંથોને પર સમયની બીના જાણવા સાથે સ્વસમયની બીના જાણતા જૈન દર્શનની લોકોત્તરતા જરૂર જણાય છે તેથી તેઓ સમ્યગ્દર્શન ગુણને નિર્મલ બનાવે છે, ને ટકાવે છે વધારે શુભ ભાવના વધતા ક્ષાયિક દર્શનને પણ પામે છે અહીં પહેલા શ્રુતસ્કંધના અધ્યયનોનો સાર ટૂંકામા આ પ્રમાણે જાણવો —

**૧ સમયાધ્યયનનો સાર**—સમય શબ્દના કાલ સિદ્ધાંત વગેરે અર્થોમાથી અહીં સિદ્ધાંત રૂપ અર્થ લેવો જૈન સિદ્ધાંતોની અને જૈનેતર સિદ્ધાંતોની બીના જેમા જણાવી છે તે સમયાધ્યયન કહેવાય અહીં પંચ મહાભૂતિક વાદ વગેરેનું સ્વરૂપ જણાવ્યું છે, એમ ટૂંકામા કહી શકાય દુનિયામા પૃથ્વી, જલ તેજ, વાયુ અને આકાશ રૂપ પંચ મહાભૂતને કાર્ય સાધક માનનારા અન્ય ધર્મીઓનો જે વાદ તે પંચ મહાભૂતિકવાદ કહેવાય ૨ આત્મા સિવાય બીજું કંઈ છેજ નહિ, એ એકાત્મવાદનું અથવા અદ્વૈતવાદનું વચન છે ૩ તે જીવ ને તેજ શરીરની જે માન્યતા, તે તજ્જીવતચ્છરીર વાદ કહેવાય ૪ અકારકવાદ (સાંખ્યમત) ૫ પંચ મહાભૂતોથી અલગ છઠ્ઠા પદાર્થ તરીકે આત્માને માનનારા અન્ય ધર્મીઓનો જે વાદ તે આત્મષષ્ઠવાદ કહેવાય ૬ પંચસ્કંધવાદ, (પાંચ સ્કંધોની માન્યતા) ૭ નિયતિવાદ, ૮ અક્રિયાવાદ, ૯ જગદુત્પત્તિવાદ એટલે જગતની ઉત્પત્તિને અંગે વિવિધ માન્યતા ૧૦ લોકવાદ—અન્યબોધિ, પૌરાણિક, વિનયવાદી વગેરે પરધર્મીઓની માન્યતા (વિચારો—આચાર વગેરે) જણાવી, સ્યાદ્વાદ શૈલીએ તે વિચારાદિનું અનુચિતપણું સાબીત કરીને જૈનદર્શનના આચાર અને વિચાર વગેરે સર્વજ્ઞ પ્રભુ શ્રીતીર્થંકર દેવે કહેલા હોવાથી સાચા છે અહિંસા એ ધર્મરૂપી મહેલનો પાયો છે જેના પાયામા ધૂળ હોય, તે મહેલ કદી પણ ટકી શકે જ નહિ માટે જ કહ્યું છે કે "પાયે ખોટેરે મોટે મંડાણ ન શોભીએ" વગેરે બીના વિસ્તારથી સમજાવી છે ૧

**૨ વૈતાલીય અધ્યયનનો સાર**—અહીં કર્મો રૂપી લાકડાનું વિદારણ એટલે નાશ કરવાના વૈરાગ્યાદિ સાધનોનું દાખલા દલીલ સાથે સચોટ વર્ણન કર્યું છે તેથી એમ સમજવું કે જેમા કર્મોને નાશ કરવાના સાધનો કહ્યા છે, તે વૈતાલીય અધ્યયન કહેવાય અથવા છંદ શાસ્ત્રમા કહ્યા મુજબ વૈતાલીય છંદમા અહીં જે શ્લોકો કહ્યા છે, તે દ્વારા વૈરાગ્યાદિનો ઉપદેશ જેમા વર્ણવ્યો હોય, તે વૈતાલીય અધ્યયન કહેવાય વિશિષ્ટ પ્રસંગને અનુસરીને આની રચના થઇ છે ટીકામા કહ્યું છે કે, પ્રભુ શ્રીઋષભદેવે રાજ્યના અભિલાષી પોતાના ૯૮ પુત્રોને પ્રતિબોધ કરી ખરા આત્મિક રાજ્યને સમજાવી નિર્મલ સંયમના સાધક બનાવવાના

ઇરાદાથી જે ઉપદેશ આપ્યો, તે આ અધ્યયનમાં જણાવ્યો છે. છંદોમાં પણ કેટલાક છંદો વૈરાગ્યાદિ ગુણોને પ્રકટાવનારા છે; એમ સમજીને શ્રી સુધર્મા સ્વામી ગણધરે વૈરાગ્યાદિ ભાવને પ્રકટાવનાર વૈતાલીય છંદમાં આ અધ્યયન રચ્યું છે. જેવો પ્રસંગ હોય, તેને અનુસરતા છંદમાં રચાયેલા શ્લોકોની શ્રોતાઓના હૃદયમાં સારી અસર થાય છે; એ મુદ્દો ધ્યાનમાં રાખીને જ સૂત્રકાર વગેરે સૂત્ર વગેરેની ગદ્યમાં કે પદ્યમાં રચના કરે છે. આ ખરૂં રહસ્ય ખાસ યાદ રાખવા જેવું છે. પ્રભુશ્રી ઋષભદેવે અંગારદાહકનું દૃષ્ટાંત આપીને તે ૯૮ પુત્રોને સમજાવ્યું કે—"હે ભવ્ય જીવો! નિજ ગુણ રમણતા કરી મુક્તિના અવ્યાબાધ સુખને ભોગવવું એજ ખરૂં આત્મિક રાજ્ય છે જેની ઈચ્છાથી તમે અહીં આવ્યા છો, તે વ્યાવહારિક રાજ્ય પ્રબલ અશાંતિને અને દુર્ગતિના ભયંકર દુઃખોને આપે છે. શબ્દ અને રૂપ એ બંને કામ કહેવાય, ને સ્પર્શ રસ ને ગંધ એ ભોગ કહેવાય. આ રીતે કામ ભોગમાં આસક્ત થનારા જીવોની ભોગ તૃષ્ણા વધેજ છે પણ ઘટતી નથી. જેમ અંગારદાહકને સમુદ્રાદિનું પાણી પીતાં પણ તરસ છીપી નહિ, તેમ ઘણાં કામભોગને ભોગવતાં છતાં પણ તેવી નીચ વાસના વધતી જ જાય છે. માટે અચલ વૈરાગ્ય ભાવથી સંયમને સાધો, ને મુક્તિના અવ્યાબાધ સુખ પામો. આ રીતે આત્માને નુકશાન કરનારા કામભોગાદિને તજવાની અને આત્મહિતને કરનારા અહિંસાદિને સાધવાની બીના વિસ્તારથી જણાવી છે. ૨

**૩ ઉપસર્ગ પરિજ્ઞાધ્યયનનો સાર**—મોક્ષ માર્ગના આરાધક ભવ્ય જીવોએ ઉપસર્ગોની બીના સમજી તેવા પ્રસગે ધૈર્ય રાખી તે સર્વ ઉપસર્ગોના પ્રસંગો "કર્મનિર્જરાના અપૂર્વ સાધનો છે" એમ સમજીને સહન કરવા, આત્મધર્મથી ચૂકવું નહિ, ટાઢ તડકો અપમાન વગેરે સહન કરવા, સ્નેહ મમતાનો ત્યાગ કરવો, વૈદકાદિ અનુચિત પ્રવૃત્તિનો વિચાર પણ કરવો નહિ, બીજાઓ કંઈ પૂછે ત્યારે શાંતિથી સ્પષ્ટ જવાબ દેવો, વસ્તુ સ્વરૂપ સમજાવવું, કુશાસ્ત્રના વચનો સાંભળીને સ્વધર્મની આરાધના કરવામાં મુંઝાવું નહિ વગેરે બીના અહીં વિસ્તારથી જણાવી છે. ૩

**૪ સ્ત્રી પરિજ્ઞાધ્યયનનો સાર**—અહીં સ્ત્રીઓના સંસર્ગાદિથી થતા ગેરલાભ જણાવી આત્મહિતસાધક પુણ્યાત્માઓએ સર્વથા તેનો ત્યાગ કરી શીલ ધર્મની અખંડ આરાધના કરી આત્મહિત સાધવું વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. ૪

**૫ નરક વિભક્તિ અધ્યયનનો સાર**—વિષયકષાયાદિને સેવનારા જીવોની નરકમાં થતી પરિસ્થિતિ જણાવી કહ્યું કે સ્વધર્મથી ચૂકનારા જીવોના બેહાલ સમજીને સ્વધર્મને સાધી સિદ્ધિના સુખ મેળવવા વગેરે બીના અહીં સ્પષ્ટ જણાવી છે ૫

**૬ શ્રી મહાવીર સ્તુતિ અધ્યયનનો સાર**—અહીં પ્રભુ શ્રી મહાવીરદેવના ગંભીરતા, તપ, સમતા, સહનશીલતા, વૈરાગ્ય, જ્ઞાન, શીલ વગેરે ગુણોની યોગ્ય ઉપમાઓ દઈને સ્તવના કરી છે. ૬

**૭ કુશીલ પરિભાષિત અધ્યયનનો સાર**—જેઓ અજ્ઞાનના પ્રતાપે યજ્ઞ વગેરે કરવાથી મોક્ષ મળે એમ માને છે તેઓ "**કુશીલ**" કહેવાય તેઓના અયોગ્ય વચનો અને માન્યતાઓ જણાવી, જેમા તે સર્વેનું ગેરવ્યાજબીપણુ સાબીત કર્યું હોય, તે કુશીલ પરિભાષિત અધ્યયન કહેવાય અન્યધર્મીઓમાના કેટલાએક લોકો યજ્ઞાદિકથી મુક્તિ માને છે પણ ત્યા અહિંસા ધર્મ લગાર પણ સચવાતો નથી, ભયંકર હિંસાદિ પાપો થતા હોવાથી યજ્ઞાદિકથી મુક્તિ મળેજ નહિ વળી કેટલાક લોકો પંચાગ્નિ તપવામા, જલથી ન્હાવા ધોવામા મુક્તિ માને છે પણ એ બધી સાવદ્ય પ્રવૃત્તિથી જો મોક્ષ મળતો હોય, તો અનુક્રમે લુહાર વગેરેની ને માછલા વગેરે જલચરોની વહેલી મુક્તિ થવી જોઇયે તેમ તો બનતુ નથી, માટે સમ્યગ્દર્શનાદિ મોક્ષ માર્ગની સાધના કરવાથી જ મોક્ષ મળે છે, એવુ શ્રી જિનશાસનનુ ફરમાન સર્વાંશે ઘટિત છે આ બીના વિસ્તારથી સમજાવતા પ્રસંગે કહ્યુ છે કે—પૃથ્વી આદિમા ચૈતન્ય ગુણ છે માટે તે સચિત્ત કહેવાય અને મધ્યસ્થ ભાવે સ્વધર્મસાધક મુનિ સ્વપરતારક થાય વગેરે બીના પણ સ્પષ્ટ જણાવી છે ૭

**૮ વીર્યાધ્યયનનો સાર**—શ્રી જિનધર્મની આરાધના કરવામા આત્મિક વીર્યને ફોરવવાની બીના જેમા કહી છે તે વીર્યાધ્યયન કહેવાય અહી બાલવીર્યની અને પંડિતવીર્યની બીના વગેરે જણાવી કહ્યુ છે કે—બાલવીર્યમા અજ્ઞાનની પ્રધાનતા હોવાથી તે કર્મ નિર્જરાનુ કારણ થઈ શકતુ નથી, પણ પંડિતવીર્ય કર્મનિર્જરાનુ ને મોક્ષનુ કારણ થઈ શકે છે છેવટે તપ કરવાનો વિધિ જણાવતા ફરમાવ્યુ છે કે—આ લોકમા મનાવા પૂજાવાની ને યશકીર્ત્તિ વગેરેની ચાહનાથી, ને પરલોકમા ઇંદ્રપણુ વગેરે પામવાની ઈચ્છાથી તપ ન કરવો, પણ મોક્ષની ઈચ્છાથી તપ કરવો વગેરે બીના પણ સ્પષ્ટ જણાવી છે ૮

**૯ ધર્માધ્યયનનો સાર**—અહી વૈરાગ્ય સમતા વિવેકાદિ ગુણોને ધારણ કરી મુનિએ સદ્ગુરૂની સેવા કરવી, સાચા ત્યાગી બનવા માટે આશ્રવોને તજી વિરેચનાદિનો પણ પરિહાર કરવો, આહારાદિ વાપરવામા નિયમિત રહેવુ, લોલુપતા રાખવી નહિ, નકામી કાયિક પ્રવૃત્તિ કરવી નહિ, ખપ પુરતુ બોલવુ વગેરે આત્મધર્મની સ્પષ્ટ બીના જણાવી છે જેમા ધર્મનુ સ્વરૂપ જણાવ્યુ છે તે ધર્માધ્યયન કહેવાય ૯

**૧૦ સમાધિ અધ્યયનનો સાર**—જેમા સમાધિનુ વર્ણન કર્યું છે, તે સમાધિ અધ્યયન કહેવાય જ્યારે ચિત્તમા અનેક જાતના કુવિકલ્પો ન વર્તે અને તે પરમ સ્વસ્થ હોય, એકાગ્ર હોય, ત્યારે આત્મા સમાધિમા વર્તે છે એમ સમજવુ સમાધિ એટલે મનનુ સ્વસ્થ પણુ તેના ભેદાદિની બીના અહી સ્પષ્ટ જણાવી, મુનિને ઉદ્દેશીને કહ્યુ છે કે તેણે સર્વ જીવોની ઉપર સમભાવ રાખવો ૧૦

**૧૧ મોક્ષમાર્ગાધ્યયનનો સાર**—જે અધ્યયનમા મોક્ષ માર્ગનુ સ્વરૂપ જણાવ્યું છે તે મોક્ષમાર્ગાધ્યયન કહેવાય અહી મોક્ષના અવ્યાબાધ સુખ મેળવવાના સાધનો અને

તે સર્વેની અને ભિક્ષાની બીના સ્પષ્ટ જણાવી છે. તથા અહિંસાનું તાત્ત્વિક સ્વરૂપ પણ કહ્યું છે. ૧૧

**૧૨ સમવસરણાધ્યયનનો સાર**—અહીં ક્રિયાવાદી વગેરે ચારના ૧૮૦, ૮૪, ૩૨, ૬૭ મળી ૩૬૩ પાખંડિના મતોનું વર્ણન કરી જૈન દૃષ્ટિએ તે સર્વેની ન્યૂનતા જણાવી જૈન દર્શનની બીના જણાવી છે. ૩૬૩ ભેદ આ સૂત્રની નિર્યુક્તિની ૧૧૯મી ગાથામાં કહ્યા છે. આ સૂત્રની ચૂર્ણિમાં, ટીકામાં, તત્ત્વાર્થ વૃત્તિમાં ને આચારાંગ સૂત્ર, ભગવતી સૂત્ર અને નંદી સૂત્રાદિમાં કેટલાક અજૈનવાદોનું વર્ણન કર્યું છે. બૌદ્ધોના ગ્રંથોમાં અબૌદ્ધ વાદોની નોંધ કરી છે. તથા શ્વેતાશ્વતર ઉપનિષદ્ વગેરે બ્રાહ્મણ ગ્રંથોમાં પણ કાલ સ્વભાવાદિની બીના જૂદા સ્વરૂપે વર્ણવી છે. વળી અહિર્બુધ્ન્ય સંહિતામાં ૩૨ દર્શનોની બીના ટૂંકામાં વર્ણવી છે. તેમાં સાંખ્યને ગણ્યું નથી. પ્રસંગાનુપ્રસંગે વિવિધ પ્રકારે જૈન દર્શનના કેટલાક મન્તવ્યોની બીના અહીં ટીકાકાર વગેરે મહર્ષિઓએ વિસ્તારથી સમજાવી છે. ૧૨

**૧૩ યાથાતથ્ય અધ્યયનનો સાર**—અહીં ધર્મનું યથાર્થ સ્વરૂપ કહ્યું છે, તેથી યાથાતથ્ય નામે આ અધ્યયન પ્રસિદ્ધ છે શ્રી આચારાંગસૂત્રના પાંચમા અધ્યયનની શરૂઆતમાં 'આવંતિ' પદ હોવાથી જેમ તેનું નામ આવંતિ છે, તેવીજ રીતે આની શરૂઆતમાં આદાનપદ હોવાથી તે નામે પણ આ અધ્યયન પ્રસિદ્ધ છે. તથા પાર્શ્વસ્થાદિની બીના જણાવતાં ફરમાવ્યું કે, તેવા અધર્મી સાધુઓ સમાધિ માર્ગથી દૂર વર્ત્તે છે, મુનિએ તપ, કુળ, બુદ્ધિ વગેરેનો મદ ન કરવો, તથા સામો માણુસ મારા વખાણુ (પ્રશંસા) કરે, એવી ચાહના પણ ન કરવી. તથા વિભાવનો પરિહાર અને સ્વધર્મનો સ્વીકાર વગેરે હકીકત પણ વિસ્તારથી સમજાવી છે. ૧૩

**૧૪ ગ્રંથાધ્યયનનો સાર**—જેમાં પરિગ્રહનું સ્વરૂપ જણાવી તેને તજવાની બીના કહી છે તે ગ્રંથાધ્યયન કહેવાય. અહીં મુનિને હિતશિક્ષા ફરમાવી છે કે, હે મુનિ! તારે સ્વચ્છંદી ન થવું, ગુરૂની સાથે રહી તેમનો વિનય સાચવી, જે ભણાવે તેનો પણ વિનય સાચવી ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજીને હૃદયમાં ઠસાવી તે પ્રમાણે વર્ત્તવું, ને બીજાને તે સમજાવવું. સ્યાદ્વાદનું રહસ્ય સમજીને તે પ્રમાણે પ્રરૂપણા કરવી વગેરે બીના વિસ્તારથી કહી છે. ૧૪

**૧૫ યમકીય અધ્યયનનો સાર**—યમક એ અલંકાર વિશેષ છે. તેમાં શ્લોકના કે ચરણના જે છેલ્લા અક્ષરો હોય, તે પછીના શ્લોકમાં કે ચરણમાં પહેલા અક્ષર રૂપ બને છે. આવી જાતના યમક શ્લોકો અહીં હોવાથી આનું નામ યમકીય કહેવાય છે. તથા આની શરૂઆતમાં 'जमईय' પદ હોવાથી બીજું નામ 'जमईय' કહેલ છે. પ્રભુ શ્રીમહાવીર દેવે કહેલા સંયમ ધર્મનો સાર બહુ વિસ્તારથી વર્ણવ્યો છે. પ્રભુ વીર સર્વજ્ઞ હતા, સત્યસંપન્ન હતા, ને સર્વ જીવોની ઉપર મૈત્રી ભાવ રાખતા હતા. આવા પ્રભુએ કહેલ ધર્મ સાચો છે,

તેમજ ભૂતકાલના તીર્થંકરોએ પણ તેજ ધર્મ કહ્યો છે, ભાવી તીર્થંકરો પણ તેવો જ ધર્મ કહેશે, આથી ત્રણે કાલના તીર્થંકરોના વચનોમા એકવાકયતા જણાવી પ્રભુ શ્રીમહાવીરે મહાદુર્લભ મનુષ્યાવતારને સફલ કરવાના સાધનો મેળવી આત્મહિત કરવુ વગેરે બીના પણ સ્પષ્ટ સમજાવી છે ૧૫

**૧૧ ગાથાધ્યયનનો સાર**—આની પહેલાના પદરે અધ્યયનોની બીના અહી કહેલી હોવાથી આનુ નામ ગાથાધ્યયન કહેવાય છે બીજુ કારણ એ છે કે આની રચના સામુદ્રક છદને અનુસરતી હોવાથી પણ ગાથાધ્યયન કહેવાય છે સમુદ્રકનુ બીજુ નામ ગાથા હોય એમ સભવે છે જેમા સોલમા અધ્યયન તરીકે ગાથાધ્યયન છે તે ગાથાષોડશક નામનો પહેલો શ્રુતસ્કધ જાણવો આ રીતે પ્હેલા શ્રુતસ્કધના નામમા આ અધ્યયન નિમિત્ત કારણ બને છે અહી માહણ, શ્રમણ, ભિક્ષુ તથા નિર્ગ્રંથ શબ્દોનુ સ્વરૂપ વિસ્તારથી કહ્યુ છે જે ઇદ્રિયોને વશ કરે, શરીરાદિની ઉપર મોહ ન રાખે, મોક્ષને જ સાધ્ય તરીકે માનીને સાધે સયમાદિને સાધે, તે માહણ કહેવાય ને શ્રમણ, ભિક્ષુ, નિર્ગ્રંથ પણ તેજ કહેવાય મુનિયે રાગાદિને તજી સદા સાવધાન રહી મોક્ષ માર્ગને આરાધવો એમ જણાવી મુનિને માહણ આદિ શબ્દથી કહેવાના પ્રયોજનો પણ જણાવ્યા છે ૧૬

॥ આ રીતે સૂત્ર કૃતાગના પહેલા શ્રુતસ્કધના સોલે અધ્યયનોનો સાર જાણવો ॥

---

## ॥ સૂત્રકૃતાગ સૂત્રના બીજા શ્રુતસ્કધના ૭ અધ્યયનોનો સાર ॥

**૧ પુડરીક અધ્યયનનો સાર**—જેમા પુડરીક એટલે કમળ વગેરેનુ દષ્ટાત દઇને મોક્ષ માર્ગની આરાધનાનો અને મોક્ષના સુખ મેળવવાનો ઉપદેશ આપ્યો છે, તે પુડરીક અધ્યયન કહેવાય જ્યા મોટુ કમળ હોય, ત્યા વાવડી વગેરે જલાશય, તેની આજુબાજુ રહેલા ધોળા કમળો, પાણી કાદવ વગેરે પદાર્થો જરૂર હોય જ છે માટે અહી દષ્ટાત તરીકે કમળ વગેરે તમામ પદાર્થોની સકલના કરી મોક્ષ પ્રાપ્તિનો ઉપદેશ આપ્યો છે ટુકામા એમ કહી શકાય કે—એકાત પક્ષને સ્વીકારનારા ક્રિયાવાદી, અક્રિયાવાદી ને વિનયવાદી તથા અજ્ઞાન વાદી મોક્ષને મેળવવા માટે સ્વમાન્યતા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે ખરા, પણ સસારનો સર્વથા ત્યાગ કરી સમ્યગ્દર્શનાદિની એકઠી—સપૂર્ણ આરાધના કરી શકતા નથી, એટલે શીલ સયમ વગેરેને પાળતા નથી, ને મોક્ષને ચાહે છે, એ કઇ રીતે બને ? આજ હેતુથી તેઓ ભોગતૃષ્ણા રૂપી કાદવમા અદર અદર ખૂતતા જ (અદર ઉડા જતા) જાય છે, પણ બ્હાર નીકળી શકતા નથી સારભાદિનો ત્યાગ, કામભોગથી વિરાગ દશા, હુ તે શરીર નથી ને શરીર તે હુ નથી આવુ ભેદજ્ઞાન, આત્મ વીર્યોલ્લાસ વગેરે સાધનોની આરાધનાથી કેવલજ્ઞાન તથા મોક્ષના સુખ મળે છે આ બીના અહી સ્પષ્ટ જણાવી છે ૧

અહી કહેલુ ધોળા કમળનુ દષ્ટાન્ત ટુકાણમા આ પ્રમાણે —

જેમાં ઘણું પાણી, કાદવ, ધોળા કમળો વગેરે પદાર્થો રહ્યા છે, તે વાવડીની વચમાં એક મુખ્ય મોટું કમળ છે, તેની આજુબાજુ ઉગેલા બીજા ધોળા કમળો ખૂબ શોભી રહ્યા છે. પૂર્વ દિશામાંથી અહીં આવેલા એક પુરૂષે ધોળા કમળને જોઈને કહ્યું કે હું કુશળ છું, પંડિત છું, વિવેકી, અને પુખ્ત ઉંમરવાળો છું તથા માર્ગની બીના જાણું છું; એમ કહી તે ધોળા કમળને લેવાની ભાવનાથી વાવડીમાં ઉતર્યો ખરો, પણ ઠેઠ જતાં પહેલાં જ તે પુરૂષ કાદવમાં ખૂંચી ગયો. જેવી હાલત આ પુરૂષની થઇ, તેવી જ હાલત બાકીની દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર દિશામાંથી આવેલા ત્રણ પુરૂષોની પણ થઈ. આ અવસરે રાગાદિ દોષોથી રહિત એક નિર્ગ્રંથ મહાપુરૂષ આવી ચઢયા. વાવડી તરફ જોતાં તે દયાળુ મહાપુરૂષે જાણ્યું કે અહીં ચાર પુરૂષો વાવડીમાં ખૂંચી ગયા છે. પછી તેમણે વાવડીના કાંઠે ઉભા રહીને મોટા સ્વરે કહ્યું કે "હે ધોળા કમળ તું અહીં આવ" એમ કહેતાં વેંતજ તે કમળ તે મહાપુરૂષની પાસે આવ્યું. અહીં દૃષ્ટાંત પૂરૂં થાય છે સાધુ સાધ્વી વગેરે શ્રોતાઓ આ દૃષ્ટાંતનું રહસ્ય ન સમજી શકયાં, તેથી પ્રભુ શ્રીમહાવીર દેવ દૃષ્ટાંતની ઘટના કરતાં જણાવે છે કે વાવડી એ સંસાર છે. એનું પાણી તે કર્મો, કાદવ જેવા કામભોગ સમજવા, જે ધોળા કમળો તે જનસમુદાય જાણવો, ઉત્તમ કમળ તે રાજા, ચાર પુરૂષો જેવા અન્ય ધર્મવાદીઓ જાણવા. શ્રમણ નિર્ગ્રંથ મહાપુરૂષ તે જિનેશ્વર દેવ ભાષિત અહિંસા પ્રધાન ધર્મ જાણવો. કાંઠાના સ્થાને સંઘ સમજવો. નિર્ગ્રંથે ઉંચે સ્વરે કહેલા વચનોને સ્થાને પ્રભુ શ્રીતીર્થંકર દેવની દેશના સમજવી, કમળ ઉડીને જે મહાપુરૂષની પાસે આવ્યું, તેના સ્થાને મુક્તિના સુખનો લાભ સમજવો. આ રીતે એ દૃષ્ટાંત ઘટાવીને પ્રભુએ તેનું રહસ્ય જણાવ્યું કે–જિનોપદેશને સાંભળી મનન કરી કામભોગ વગેરે આશ્રવોને તજી સ્યાદ્વાદ શૈલીને અનુસરીને શ્રીજિન ધર્મ (સર્વ વિરતિ વગેરે)ની સાધના કરનારા ભવ્ય જીવો કર્મોને હણી જરૂર મુક્તિના અવ્યાબાધ સુખ પામે છે. અહીં તજ્જીવતચ્છરીરવાદ, પંચ મહાભૂત-વાદ, ઇશ્વરને સર્વ કાર્યોનો કર્ત્તા માનનારાનો વાદ, અને નિયતિવાદનું સ્વરૂપ સમજાવી કહ્યું કે આ ચારે વાદને માનનારા વાદીઓ એકાંત પક્ષને માને છે, તેથી તેમની સાધના અધૂરી હોવાથી મોક્ષ રૂપ સાધ્યને સિદ્ધ કરાવી શકતી નથી. કુટુંબ શરીરાદિની મમતાનો ત્યાગ કરવો. અહીં કહેલી બીનાને સમજનારા ને અહિસાદિ ધર્મને સાધવા પૂર્વક શુદ્ધ આહારાદિથી મુનિ જીવનને દીપાવનારા મહપુરૂષો સુભિક્ષુ કહેવાય છે. તે કહ્યા મુજબ ચાલનારા ભવ્ય જીવો જરૂર સિદ્ધિના સુખ પામે છે. આ હકીકત બહુ જ વિસ્તારથી અહીં જણાવી છે.

**૨ ક્રિયાસ્થાન અધ્યયનનો સાર**—અહીં કર્મબંધના કારણભૂત અર્થદંડ, અનર્થદંડ વગેરે તેર ક્રિયાસ્થાનોની હકીકત વિસ્તારથી સમજાવી કહ્યું છે કે ઈર્યાપથિકી ક્રિયાસ્થાન સેવવા લાયક છે. જો કે તેનાથી બહુજ અલ્પકર્મ બંધાય છે, અને તે પહેલે સમયે સ્પૃષ્ટ કર્મ બંધાય, બીજે સમયે ભોગવાય, પછી એ આત્મપ્રદેશથી અલગ થઈ તે પુદ્દગલો બીજી વર્ગણા રૂપે બની રૂપાંતર પામે છે. મમતાદિ દોષોરૂપી કાદવમાં ખૂંતેલા સંસારી જીવો

મહાર ભાદિથી પામેલ ભોગના સાધનો સેવી દુર્ગતિના આકરા દુ ખો ભોગવે છે પછી ધર્મસ્થાન તથા અધર્મસ્થાનની બીના ટૂકામા ને વિસ્તારથી જણાવી એક કથાનકથી આખા અધ્યયનનો સાર સમજાવ્યો છે પાચ સમિતિનુ પાલન, દરેક પ્રવૃતિ કરવામા જયણાનો ઉપદેશ વગેરે બીના જણાવી મુનિ ધર્મને આરાધવા સરલ માર્ગ દર્શાવ્યો છે ક્રિયાસ્થાનની બીના જણાવનારૂ જે અધ્યયન, તે ક્રિયાસ્થાન અધ્યયન કહેવાય ૨

**૩ આહાર પરિજ્ઞાધ્યયનનો સાર**—અહી મુનિએ શુદ્ધ એષણીય આહાર વાપરી ધર્માધાર શરીરને ટકાવી મોક્ષ માર્ગને સાધવાની બીના સ્પષ્ટ જણાવી છે ૩

**૪ પ્રત્યાખ્યાન ક્રિયાધ્યયનનો સાર**—અહી પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ, તેની આવશ્યકતા, લાભ, અને તે પચ્ચખ્ખાણને નહિ કરનારા જીવોને થતુ નુકશાન વગેરે બીના સ્પષ્ટ જણાવી છે અવિરતિના પ્રતાપે નિરર્થક કર્મ બધ ઘણો થતો હોવાથી બીન જરૂરી પદાર્થોના પણ આરભાદિનો જરૂર ત્યાગ કરવો જ જોઇયે સમજવુ જરૂરી છે કે જૈન દર્શન નિવૃત્તિ પ્રધાન છે પરમ શાતિનુ સાધન પણ તેજ છે અહી આચાર્ય અને વાદીની ચર્ચા ચાલે છે તે ખાસ બોધદાયક છે તેમા નિયમનો પ્રભાવ, અને નિયમ ન લેવાથી નુકશાન વગેરે બીના વિસ્તારથી જણાવી છે ૪

**૫ અનગાર શ્રુત અધ્યયનનો સાર**—આના બીજા પણ બે નામ છે ૧ આચાર શ્રુત, ૨ અનાચાર શ્રુત આ નામ સૂત્રની ચૂર્ણિમા જણાવ્યા છે અહી આચારને પાલવાની, ને અનાચારને તજવાની બીના કહેલી હોવાથી બીજા ગ્રથોમા "આચાર અનાચાર શ્રુત" નામ આનુ જણાવ્યું છે અહી પદાર્થોનુ શાશ્વતપણુ અને શ્રી તીર્થંકર દેવોને અગે જરૂરી બીના, તથા હિસાની બાબતમા એકાત વચન બોલાય નહિ, કારણકે લોકવ્યવહારનો નિભાવ અનેકાત દષ્ટિએ જ થાય છે પુણ્ય પાપ વગેરેને માનવા જોઇયે, તેમા પ્રબલ પ્રમાણ એ છે કે—દુનિયામા નજરોનજર આપણે દેખીએ છીએ કે પુણ્યશાલી જીવો નીરોગી, બુદ્ધિશાલી, રાજા તથા સુદર રૂપવત હોય છે પાપ કર્મોના ફલ ભોગવનારા જીવો રોગી, જડ, ભિખારી અને કદ્રૂપા જણાય છે એમ જાતિસ્મરણ વગેરે પણ પરલોકાદિ પદાર્થોની સાબીતી કરાવે છે માટે પુણ્ય, પાપ, પરલોકાદિ પદાર્થો અનેકાતિક દષ્ટિએ જરૂર સ્વીકારવા જોઇયે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે ૫

**૬ આર્દ્રકીય અધ્યયનનો સાર**—અહી આર્દ્ર કુમારના જરૂરી બોધ દાયક જીવન પ્રસગો કહ્યા છે, તેને લક્ષ્યમા રાખીને આનુ આ નામ સુપ્રસિદ્ધ છે જેમા આર્દ્રકુમારની બીના કહી છે તે આર્દ્રકીય અધ્યયન કહેવાય અહી આર્દ્રકુમારે ગોશાલક, (ગોશાલ મખલિ પુત્ર) હસ્તિતાપસ, વેદાન્તી આદિની સાથે વાદ કરી અનેકાત શાસનનો વિજયધ્વજ ફરકાવ્યો આ બીના વિસ્તારથી જણાવી છે આવા સવાદો શ્રોતાઓને અપૂર્વ બોધ આપે છે ૬

**૭ નાલંદીય અધ્યયનનો સાર**—શ્રી શીલાંકાચાર્ય મહારાજે 'નાલંદા' શબ્દની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે સુપાત્ર મુનિવરાદિને ઇચ્છાનુસારે જે આપે, એટલે જ્યાં ઘણાં દાન ગુણી ઘણાં શ્રાવકો રહેતા હોવાથી મુનિવરો વગેરે ઇષ્ટ વસ્તુ મેળવે છે. આ રીતે આધેય (રહેનારા શ્રાવકો)માં આધાર (નાલંદા પાડા)નો ઉપચાર કરીને કહ્યું કે, નાલંદા ઇષ્ટ પદાર્થ આપે છે. તેથી એમ સમજવું કે ત્યાંના શ્રદ્ધાળુ શ્રાવકો ગ્રાહક મુનિવરાદિને દાન આપે છે. રાજગૃહ નગરની બાહિરિકા એટલે બ્હારની ભૂમિ 'નાલંદા પાડો' આ નામથી પ્રસિદ્ધ છે. ત્યાં બનેલી હકીકત અહીં કહી છે, તેથી આનું નામ 'નાલંદીય અધ્યયન' કહેવાય છે. શ્રીગૌતમ સ્વામીજીને નિર્ગ્રંથ ઉદક પેઢાલ પુત્રનો સમાગમ થયો, અવસરે શ્રીગૌતમ સ્વામીને શ્રાવકના પ્રત્યાખ્યાનનું સ્વરૂપ પૂછતાં યથાર્થ ખુલાસો જાણી શ્રીગૌતમ ગણધરની પાસે પ્રભુ શ્રીપાર્શ્વનાથના સંતાનિયા શ્રીઉદક પેઢાલ પુત્ર મુનિ ચાર મહાવ્રત રૂપ ધર્મના સ્પષ્ટીકરણ રૂપ પંચ મહાવ્રત વાળા સપ્રતિક્રમણ ધર્મને સ્વીકારે છે. પ્રસંગે શ્રાવક ધર્મની પણ બીના વગેરેનું સ્પષ્ટ વર્ણન કર્યું છે. આ બીજા અંગમાં દ્રવ્યાનુયોગની બીના વધારે કહી છે તેથી તે દ્રવ્યાનુયોગ પ્રધાન અંગ કહેવાય. વૈદિક ગ્રંથો આને તત્ત્વજ્ઞાન કહે છે અને બૌદ્ધ ગ્રંથો 'અભિધમ્મ' શબ્દથી જાહેર કરે છે. એ દ્રવ્યાનુયોગ શબ્દનું અનુકરણ છે. દ્રવ્યાનુયોગના દશ ભેદોની બીના શ્રીસ્થાનાંગ સૂત્રના ૧૦મા અધ્યયનમાં કહી છે. ૭

## ॥ આ રીતે શ્રી સૂત્રકૃતાંગ સૂત્રના ૨૩ અધ્યયનોનો સાર જણાવ્યો ॥

---

શ્રીસુધર્માસ્વામી ગણધરની પ્રવર્ત્તમાન દ્વાદશાંગીમાં આ સૂત્રકૃતાંગ બીજું કહ્યું છે. તેથી શ્રી આચારાંગ સૂત્રના ૧૮ હજાર પદો હોવાથી આના ૩૬ હજાર પદો જાણવા. અહીં સૂત્રો ૮૨ છે અને સૂત્ર ગાથા ૭૨૩ છે તથા નિર્યુક્તિની ગાથા ૨૦૫ છે. આના પહેલા શ્રુતસ્કંધના પ્રથમ અધ્યયનના પહેલા ઉદ્દેશાની શરૂઆતમાં ટીકાકાર શ્રીશીલાંકાચાર્ય મહારાજે મંગલાચરણ કરી કહ્યું કે પ્રાચીન ટીકા કઠીન છે, તેથી હું આની સરલ ટીકા બનાવું છું. પછી ઉપોદ્‌ઘાત અને નિર્યુક્તિના મંગલાદિ તથા સૂત્રકૃતાંગના ત્રણ નામ, કહી સૂત્ર પદના નિક્ષેપા જણાવતાં કહ્યું કે–દ્રવ્ય સૂત્ર પોણ્ડ વગેરે કહેવાય, ને ભાવસૂત્ર સંજ્ઞાસૂત્ર વગેરે કહેવાય. પછી કથ્ય ગદ્ય અને પદ્ય ગેયનું સ્વરૂપ તથા કારણ, કારક અને કૃત પદના નિક્ષેપા કહેતાં દ્રવ્યકરણના મૂલકરણ ઉત્તરકરણ ભેદ વગેરે કહી જણાવ્યું કે ઘણાં અર્થોને સૂચવનાર સૂત્ર છે. પછી શ્રુતસ્કંધ વગેરેનું પરિમાણ અને ગાથા, ષોડશક, શ્રુતસ્કંધ પદોના નિક્ષેપા કહ્યા છે. પછી પહેલા શ્રુતસ્કંધના અધ્યયનોમાં આવતી ટૂંક બીના અને ઉપક્રમ વગેરે તથા આનુપૂર્વી જણાવી સમયપદના નિક્ષેપા, અને પહેલા અધ્યયનના ચાર ઉદ્દેશાનો ટૂંક સાર કહ્યો છે. પછી કર્મના બંધને જાણવા, પછી તે તોડવા અને સચિત્તાદિનો પરિગ્રહ, આરંભ મમતા વગેરે એ ખરા બંધ છે, એમ કહી જણાવ્યું છે કે–ધન વગેરે દુ:ખથી ન બચાવે અને

અન્ય ધર્મીઓ કામમા આસક્ત છે પછી ભૂતવાદીનો મત જણાવતા કહ્યુ કે તેઓ પચ ભૂતમાથી આત્મા ઉપજે છે અને પચભૂતનો નાશ વતા આત્માનો પણ નાશ થાય છે એમ માને છે પછી આત્માને સાબીત કરી તેના ચૈતન્યાદિ ગુણો તથા સત્કાર્યવાદ, ક્ષણિકવાદ અને તેનુ ખડન વગેરે બીના અહી સ્પષ્ટ જણાવી છે

---

॥ સૂત્રકૃતાંગના પહેલા અધ્યયનના બીજા તથા ત્રીજા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી કહ્યુ છે કે-સસારી જીવો જન્મે છે, અને દરેક જીવ સ્વકૃત કર્માનુસારે સુખાદિ ભોગવે છે તથા સસારમા ભમે છે પછી અજ્ઞાનિકોની બીના જણાવતા કહ્યુ કે સ્વપ્રશસા અને બીજાની ગર્હા કરનારને સસાર ભ્રમણ વગેરે થાય છે ત્રીજા ઉદ્દેશામા ઇડામાથી જગતની ઉત્પત્તિ વગેરે માનનારના મતનુ ખડન અને દેવનુ ક્રીડાભાવે સસારમા અવતરવુ એવી માન્યતાનુ ખડન કરી કહ્યુ કે-અણિમાદિ લબ્ધિમા આસક્ત જીવો આ સુરપણુ પામે છે વગેરે

---

॥ સૂત્રકૃતાંગના પહેલા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી કહ્યુ છે કે-જે નિષ્પરિગ્રહી, નિરભિમાની, અનારભી હોય, તેજ બીજા જીવોને બચાવે છે પછી લોકના સ્વરૂપને અગે બીજાની જુદી જુદી માન્યતા જણાવી તેનુ ખડન તથા 'અપુત્રસ્ય ગતિર્નાસ્તિ' ઈત્યાદિ મતનુ પણ ખડન કરી ખરા યતિ (મુનિ) નુ સ્વરૂપ વગેરે બીના પણ સ્પષ્ટ જણાવી છે

॥ પહેલા સમયાધ્યયનનો ટૂક પરિચય પૂર્ણ થયો ॥

---

॥ બીજા વૈતાલીય અધ્યયનનો ટૂક પરિચય ॥ તેમા પહેલા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી વિદારાદિ પદના નિક્ષેપા જણાવતા દ્રવ્યથી તથા ભાવથી વિદારાદિનુ સ્વરૂપ અને વૈતાલીય શબ્દનો અર્થ કહી જણાવ્યું કે શાશ્વતપણુ છતા પણ અષ્ટાપદે શ્રી ઋષભદેવે આ અધ્યયન કહ્યુ પછી આ અધ્યયનના ત્રણ ઉદ્દેશાનો ટૂક સાર કહ્યો તે આ પ્રમાણે–પહેલા ઉદ્દેશામા સબોધ, અને અનિત્યપણાનો ઉપદેશ કર્યો, ને બીજા ઉદ્દેશામા માન ત્યાગાદિનો ઉપદેશ કરી ત્રીજા ઉદ્દેશામા કર્મ ઓછા કરો, ભવસુખને અને પ્રમાદને તજો વગેરે ઉપદેશ જણાવ્યો છે એમાના પહેલા ઉદ્દેશામા સ્પષ્ટ કહ્યુ કે-બોધિ દુર્લભ છે, મનુષ્યાયુષ્ય પણ દુર્લભ છે તેમજ બાલ્યાદિ સર્વાવસ્થામા મરણ થાય છે, એમ કહી જણાવ્યું કે-અનિદ્રા એ દ્રવ્ય સબોધ કહેવાય, ને દર્શનાદિનો લાભ એ ભાવ સબોધ કહેવાય તથા માતાપિતા

છે, ભિખારી છે, એમ નિંદા કરનારા જીવો નરકે જાય છે. ડાંસ મચ્છર વગેરેના ડંખના માર (લાગવા)થી કંટાળેલા અને કેશલોચાદિથી કંટાળેલા જીવો ખેદ પામે છે. મિથ્યાત્વી જીવો હર્ષથી કે દ્વેષથી મુનિને ચોર જેવા ગણી તાડનાદિ કરે છે, તેમજ કઠોર સ્પર્શ દુઃખે સહન કરાય છે વગેરે બીના અહીં સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ સૂત્રકૃતાંગના ત્રીજા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે સ્વજનના રાગથી ગૂંથાયેલો જીવ સંસારમાં પાછો જાય છે. સગાના રાગથી કાયર પુરૂષો મુંઝાય છે. રાજા વગેરે ઋદ્ધિ આદિ દેવાના બ્હાને મુનિને લલચાવે, તે ટાઇમે મંદ ધર્મી જીવો ભિક્ષાદિથી કંટાળી ખસી જાય છે, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ સૂત્રકૃતાંગના ત્રીજા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં મુનિની આત્મા સાધનામાં તત્પરતા જણાવી કહ્યું કે, સમાધિ હીન જીવો ગ્લાનનું વેયાવચ્ચ નિર્મલ ભાવે કરતા નથી, ને વગર વિચારે પાપના ભાગી બને છે, સમાધિવંત જીવની અવિરૂદ્ધ સામાચારી હોય છે. તથા ગ્લાનિ (ખેદ)ને દૂર કરવાનું સાધન સમાધિ છે. મુનિ ઉપસર્ગોને જીતીને મોક્ષ માર્ગે પ્રયાણ કરે. વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ સૂત્રકૃતાંગના ત્રીજા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે—શીતોદક વલ્કલ (છાલ) વગેરેના વસ્ત્ર પહેરીને તથા બીજોદકાદિ વાપરીને દ્વૈપાયન ઋષિ વગેરે જીવો સિદ્ધ થયા વગેરે વચનો સાંભળીને મંદ ધર્મી જીવો સંયમથી કંટાળી જાય છે. તથા બીજાઓ માને છે કે, સુખથી સુખ મળે તેનું ખંડન કરી કહ્યું કે, સમજુ જીવે લોઢાને ઉપાડનાર મનુષ્યની માફક થોડા લાભને (તૃપ્તિ આદિ) માટે હિંસાદિ કરીને ઘણો લાભ ગુમાવવો ન જોઇયે. તથા અનાર્ય જીવો મૈથુનને નિર્દોષ માની કામી બને છે, પણ મસ્તકના છેદની, ઝેરના ઘૂંટડાની, તથા રત્નને ચોરનાર ચોરની માફક મૈથુન સદોષ છે એ યાદ રાખવું. તથા વર્ત્તમાન સુખને ચાહનારા જીવો ઘડપણમાં પસ્તાય છે. વળી સંયમાદિની સાધનામાં પરાક્રમી જીવો ખેદ પામતા નથી. સ્ત્રીઓ દુસ્તર (મુશ્કેલીથી તજી શકાય તેવી) છે. સ્ત્રી પરિચયને તજનાર, સમાધિમંત, તથા ઉપસર્ગને સહનાર મુનિ જરૂર સંસાર સાગર તરી જાય છે. મુનિ અગ્લાનિએ ગ્લાનને સમાધિ પમાડે, ને મોક્ષ પંથે ચાલે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. ॥ ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂર્ણ ॥

॥ ત્રીજા ઉપસર્ગાધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો. ॥

## ॥ ચોથા સ્ત્રી પરિજ્ઞા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં સ્ત્રીપદના અને પુરૂષ પદના નિક્ષેપા, તથા આના બે ઉદ્દેશાનો ટૂંક સાર જણાવી કહ્યું કે, સ્ત્રીની સાથે પરિચયાદિ થતાં મુનિને સંયમથી સ્ખલના થાય, એ પહેલા ઉદ્દેશાનો ટૂંક સાર છે તથા બીજા ઉદ્દેશામાં સંયમથી સ્ખલિત મુનિની અવસ્થા અને કર્મબંધ વર્ણવ્યા છે અહીં અભયકુમારાદિની બીના પણ સ્પષ્ટ જણાવી છે વળી સ્ત્રીજાતિ મુનિને સંયમાદિથી ભ્રષ્ટ કરે છે, માટે મુનિએ તેનો વિશ્વાસ ન કરવો, તેમજ નારીને વશ થએલા પુરૂષો શૂરવીર ન કહેવાય, એમ કહી નારીનું સ્વરૂપ, ને શૂરનું લક્ષણ, તથા અપ્રમાદી થવાનો ઉપદેશ આપી કહ્યું કે સ્ત્રી પાશ રૂપ છે, ને સ્ત્રી કરૂણતા (દયાજનક સ્થિતિ) દેખાડી પુરૂષને વશ કરી હુકમ કરે છે, જેમ પારધી માંસ ખવરાવીને સિંહને વશ કરે, તેમ સંવૃત (ચારિત્રવંત) આત્માને પણ સ્ત્રી વશ કરે છે, ને ચક્રની જેમ ભમાડે છે પછી હરિણની જેમ ફસાયેલો જીવ છૂટી શકતો નથી તેથી અંતે ઝેર મિશ્રિત ખીરને ખાવાની જેમ સ્ત્રી ભયંકર દુઃખ દેનારી નીવડે છે માટે સ્ત્રીની સાથે રહેવું નહિ, કારણ કે બેરી કાંટાના જેવી સ્ત્રીઓ છે વળી જે એકલો સાધુ સ્ત્રીઓની આગળ ધર્મ કહે તે સાધુ ન કહેવાય મુનિએ સ્ત્રીની સાથે વિચરવું નહિ, દીકરી વગેરેની સાથે પણ પરિચય ન કરવો, કારણ કે તેવું કરનાર સાધુ ન કહેવાય વળી સ્ત્રીના પાશથી ઘણા જીવો ભ્રષ્ટ થયા છે, સ્ત્રી સંપર્કના વિપાકો અને વૈશિકાદિએ કહેલી સ્ત્રીની માયા જણાવતાં દત્તવૈશિકનું દૃષ્ટાંત કહ્યું છે વળી કહ્યું છે કે ધર્મ સાંભળવાના બ્હાને સ્ત્રી સાધુને ચલિત કરે છે ને અગ્નિની આગળ લાખના ઘડાની જેમ સાધુનું મન સ્ત્રીના હાવભાવથી પીગળી જાય છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ ચોથા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે મુનિએ ભોગની ઈચ્છા પણ ન કરવી પછી ભોગીની દુઃખી હાલત જણાવી કહ્યું કે, ભોગને માટે કપટી સ્ત્રી દીક્ષા પણ લે છે તથા સ્ત્રીને વશ થયેલા જીવો પશુ વગેરેના જેવા બને છે, માટે સ્ત્રીના પરિચયાદિનો ત્યાગ કરવો. વળી મુનિએ દુષ્કર્માદિનો પરિહાર કરવો, તથા તે સર્વ સ્પર્શને સહી મોક્ષને માટે પ્રયત્ન કરે વગેરે બીના કહી છે ॥ બી૦ ઉ૦નો ટૂ૦ પરિચય પૂર્ણ થયો ॥

॥ ચોથા સ્ત્રી પરિજ્ઞાધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ પાંચમા નરકવિભક્તિ અધ્યયનનો ટૂંક પરિચય ॥

આ અધ્યયનના બે ઉદ્દેશા છે પહેલા ઉદ્દેશામાં નરક પદના નિક્ષેપા ને વિભક્તિ પદના નિક્ષેપા, તથા આર્ય અનાર્યના ભેદો જણાવી કહ્યું કે વળી નરકમાં પરમાધામીની

વેદના હોય, અને બાકીની નરકમાં ક્ષેત્રાદિના અનુભાવથી વેદના હોય છે. પછી પરમાધામીના નામ અને કાર્યો, તથા નરકમાં વેદના જણાવી કહ્યું કે, રૌદ્ર પાપી જીવ નરકે જાય છે. પછી નરકના જીવોનો ગભરાટ, દાહ, વૈતરણી નદીમાં તરવું. ને શૂલાદિથી વીંધવું તથા પાણીમાં ડૂબવું, પાચન, (ભઠ્ઠીમાં પકાવું) ઉકળાટ, તાપનું સહન, હસ્તાદિ છેદ વગેરે જણાવી કહ્યું કે લોહીની ઉલ્ટી થાય, તો પણ નારકી મરે નહિ. તથા પરમાધામીઓ પહેલા કરેલ પાપ યાદ કરાવી અશુચ્યાદિ પદાર્થો ખવરાવે છે. ને તેની કેદી જેવી હાલત અને ક્ષારક્ષેપ જણાવી કહ્યું કે પરમાધામી નારકીને સીસુ વગેરે પીવરાવે છે. થોડા સુખને માટે આત્મવંચક જીવો પાપ કરી નરકે જાય છે. વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. ॥ પહેલા ઉ૦ ટૂં૦ પ૦ પૂ૦ થયો ॥

---

## ॥ પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીંના નારકીના બંધન, પાટન, રથાદિ યોજન, ઉત્પતન, ખાદન, ચિતાગ્નિમાં ક્ષેપ, હાથ પગનું બાંધવું, વિવિધ ઘાત તથા શૃગાલ ભક્ષણાદિ દુઃખો વર્ણવ્યાં છે. પછી કહ્યું કે, તે જીવો શરણ વિનાની સ્થિતિમાં દુઃખ ભોગવે છે, ને એકાંત દુઃખથી ભરેલું નરક સ્થાન છે; એમ સમજીને મુનિએ અહિંસક, અપરિગ્રહી, લોકને અવશ, ધ્રુવાચારી થવું. ॥ બી૦ ઉ૦નો ટૂંક પરિચય પૂર્ણ થયો.

પાંચમા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ વીર સ્તુતિ નામના છટ્ઠા અધ્યયનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે પ્રભુ શ્રીમહાવીર દેવ એકાંત હિતકારી ધર્મના કહેનાર છે. પછી તેમનું સ્વરૂપ જાણવાને પૂછેલ પ્રશ્ન ને તેનો ઉત્તર જણાવી, વીરના અને સ્તુતિના નિક્ષેપા, અને પ્રધાન પદના નિક્ષેપા તથા અર્થ, વળી પ્રભુના સર્વદર્શિતાદિ ગુણો કહી સૂર્યાદિની ઉપમાએ પ્રભુના વખાણ કર્યા છે. વળી પ્રભુ કમલ વગેરેની જેમ ઋષિઓમાં શ્રેષ્ઠ છે, તથા દાનાદિમાં અભયદાનાદિની જેમ પ્રભુ વીર લોકોત્તમ છે. લવસપ્તમાદિની જેમ પ્રભુ વીર પરમજ્ઞાની છે. અહીં અભયદાને ચોરની કથા કહી પૃથ્વીની ઉપમા વગેરે જણાવી કહ્યું કે, ક્રિયાવાદાદિના જાણકાર પ્રભુ હતા, અને તે શ્રીમહાવીર સ્ત્રી સંગને તજીને આધ્યાત્મિક દશામાં વિચરતા હતા વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

॥ છટ્ઠા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ સાતમા કુશીલ પરિભાષિત અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શીલ પદના નિક્ષેપા અને સ્વરૂપ જણાવી અવિરતના અધિકારમાં કુશીલ અધ્યયન કહ્યું છે.

અહી અપ્રાસુક વસ્તુને સેવનારા જીવો ગોઘાતકાદિની જેમ કુશીલ કહેવાય એમ કહી પૃથ્વી વગેરેના ભેદો જણાવી કહ્યુ કે-લોક (સસારી જીવો) ત્રસાદિનો ઘાત કરી, અગ્નિનો આરભ કરી, હરિતાદિનો છેદ કરી ગર્ભાદિના દુખો ભોગવે છે સ્નાન કરવાથી મોક્ષ મળતો નથી, તે માટે સમજવુ કે વિરતાદિ ગુણી વિદ્વાન્ કહેવાય પછી ધીરનુ સ્વરૂપ જણાવી કહ્યું કે અશનાદિ મેળવવા માટે મુખમાંગલિકાદિ સ્વરૂપવાળા જીવો કુશીલ કહેવાય તથા વિવેકાદિ ગુણી જીવો જરૂર મોક્ષ પામે છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

॥ સાતમા અધ્યયનનો ટૂક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ આઠમા વીર્યાધ્યયનનો ટૂક પરિચય ॥

અહી વીર્યપદના નિક્ષેપા અને સ્વરૂપ જણાવી કહ્યુ કે-પ્રમાદ એ કર્મ છે અને અપ્રમાદ એ અકર્મ છે પછી મન્ત્રનુ અને શસ્ત્રનુ સ્વરૂપ તથા અસયમના કારણ તેમજ બાલ જીવોનુ સ્વરૂપ કહી જણાવ્યું કે-ભવસ્વરૂપ વિચારવું તથા આર્ય ધર્મની સાધના વગેરે ગુણધારક જે હોય તે પડિત કહેવાય તથા બીજાને પોતાની પ્રશસા માટે જણાવેલો તપ શુદ્ધ ન કહેવાય, થોડા આહાર વગેરે ગુણોવાળા મુનિ મોક્ષને પામે છે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

---

## ॥ નવમા ધર્માધ્યયનનો ટૂક પરિચય ॥

અહી ધર્મપદના નિક્ષેપા કહી જણાવ્યું કે-સમાધિ અને મોક્ષ માર્ગ એ ધર્મ છે પછી દ્રવ્ય ધર્માદિનુ સ્વરૂપ જણાવી કહ્યુ કે મુનિએ પાર્શ્વસ્થાદિનો પરિચય ન કરવો આરભી અને કામી જીવો મોક્ષને ન પામે વળી સગાવ્હાલા ધનને ખેચનારા છે પણ પોતે કર્મનો ભોકતા છે માતા વગેરે દુખથી બચાવતા નથી, માટે મુનિએ નિર્મમત્વાદિ ગુણો ધારણ કરી માયાદિ તજવા ને ઉચ્ચારાદિમા જયણા પાળવી પછી વીર ધર્મનુ સ્વરૂપ જણાવી કહ્યુ કે-અભાષક (મૌનવતી) ને ક્રીડા વર્જકાદિ જીવો નિર્વાણ પામે છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ દશમા સમાધિ અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી સમાધિ પદના નિક્ષેપા અને સ્વરૂપ તથા સમાધિવાળા જીવનુ સ્વરૂપ કહી જણાવ્યુ કે-જે સાવદ્ય કર્મોનો ત્યાગ અને પરિગ્રહત્યાગાદિ ગુણધારક હોય તે મુનિ કહેવાય પછી અસયત (મૂઢ જીવનુ) ને મેધાવી જીવનુ સ્વરૂપ જણાવી કહ્યુ કે-હિંસાથી

દુ:ખ મળે છે. મૃષાવર્જન એ સમાધિ છે. જે જીવ અનિદાન, અમમ, ને ગૃહનિરપેક્ષ હોય, તે સમાધિવાળો જીવ જાણવો. વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ અગીઆરમા માર્ગઅધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં માર્ગપદના નિક્ષેપા અને તેના ચાર ભાંગા જણાવી કહ્યું કે–જ્ઞાનાદિ એ સમ્યગ્માર્ગ કહેવાય, ને ચરકાદિનો મિથ્યાત્વ માર્ગ કહેવાય વળી હિંસકાદિ જીવો કુમાર્ગી કહેવાય તથા તપસ્વી આદિ જીવો સન્માર્ગી કહેવાય પછી માર્ગના એકાર્થક શબ્દો, તથા તેમનું ફલ કહી જણાવ્યું કે–જ્ઞાનનો સાર અહિંસા ધર્મની સાધના છે ધીર પુરૂષ વધ તથા વિરોધ ન કરે. એષણા સમિતિ પાલે, ઔદ્દેશિકાદિ આહારાદિને તજે તથા સાવદ્ય કાર્યની અનુમોદના ન કરે. પછી દાનમાં વિધિ–નિષેધને જણાવી કહ્યું કે ધર્મોપદેશક દ્વીપ જેવા છે. પછી અશુભધ્યાયી, દુ:ખી, મિથ્યાદષ્ટી શ્રમણનું સ્વરૂપ જણાવી કહ્યું કે શીલાદિ ગુણી જે હોય, તે જીવ મોક્ષાભિમુખ કહેવાય. તથા તપસ્વી ભિક્ષુક જીવો મોક્ષ માર્ગના સાધક ને આધારભૂત છે, તથા ધીર અને શુદ્ધ આહારાદિ કરનારા જીવો નિર્વાણકાંક્ષી જાણવા. વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બારમા સમવસરણાધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં સમવસરણ પદના નિક્ષેપા તથા ૩૬૩ પાખંડીનું સ્વરૂપ અને અષ્ટાંગ નિમિત્તથી ભવિષ્યનું જ્ઞાન તેમજ નિમિત્તની સત્યતા કહી, શૂન્યવાદનું નિરાકરણ કરી સૂર્યાદિની સિદ્ધિ તથા આત્મ પ્રમાણ સર્વજ્ઞાદિની સિદ્ધિ, અને જ્ઞાન ક્રિયા સિદ્ધિ, જીવના ભેદ, તથા વિષય-મગ્ન જીવનું ભવભ્રમણ જણાવી કહ્યું કે–સંતોષવંત જીવ નિષ્પાપ છે. સાચા બોધને પામેલો જીવ ભવનો અંત કરે છે. અને જે અપમત્ત હોય, તે જીવ બુદ્ધ કહેવાય છે. તથા જન્માદિનું જે જ્ઞાન તે ક્રિયાવાદિપણું સાબીત કરે છે. પછી છ એ દર્શનના પદાર્થોનો વિચાર જણાવી કહ્યું કે–અરાગી, અદ્વેષી, જીવિત મરણમાં અનિચ્છુ જીવ મોક્ષ પામે. વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ તેરમા યાથાતથ્ય અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં યથા અને તથા પદના નિક્ષેપા જણાવી કહ્યું કે, આચાર્ય પરંપરાનો ઉચ્છેદ કહેનારો જીવ જમાલીની જેમ નાશ પામે છે. તથા પોતાની બડાઈ હાંકનારો જીવ સંયમાદિનું ફલ ન પામે. પછી શીલાદિનું સ્વરૂપ કહી જણાવ્યું કે, ક્રોધી વગેરે પીડાય છે. તપનો મદ ન કરવો. કૂડ કપટથી સંસારમાં ભમવું પડે છે, નિષ્પરિગ્રહતાદિમાં ગૌરવ (અભિમાન)

ભળે તો તે ભવમા ભમાડે છે, ને મદને તજનાર અનિદાન મુનિ હિતકારી ધર્મને કહે છે તથા શ્રદ્ધા વિનાનો જીવ હિંસાદિ પણ કરે છે, ને સુદર રૂપ ભયનુ કારણ છે તથા બીજાનુ (શ્રોતાનુ) મન પારખનાર ઉપદેશક જ દેશના દઇ શકે દડને તજનાર ગુણી જીવો મોક્ષને પામે છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

## ॥ ચૌદમ ગ્રન્થ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી ગ્રથ પદના નિક્ષેપાનુ, ને શિષ્યનુ તથા ગ્રહણ અને આસેવના શિક્ષાનુ સ્વરૂપ, તથા નિર્ગ્રન્થના ગુણો જણાવી કહ્યુ કે, સમાધિની ઇચ્છાવાળા જીવે ગુરૂની દષ્ટિમા રહેવુ સદાચારી આત્મપ્રજ્ઞ સર્વત્ર સ્થાન પામે છે તથા મુનિએ આશ્રવ પરિહારી બની વિચરવુ વળી મૂઢે અમૂઢની સેવા કરવી અને સમાધિને ઓળખનારે ધર્મોપદેશકને માનવો તથા પ્રમાદને તજનાર જીવ મુક્તિને પામે છે પછી વિભજ્યવાદ, અને બે ભાષા જણાવી કહ્યુ કે, જે ન સમજે તેને શાંતિથી સમજાવવો તથા સમ્યગર્થદર્શી થવુ પૂર્ણભાષી થવુ દેશના દેવાને લાયક પુરૂષના ગુણો જણાવતા કહ્યુ કે, જે વિચારીને બોલે ને કુશલ હોય તથા સૂત્રાર્થ જ્ઞાની અને આદેય વાકયવાળો હોય, વળી શ્રુતદાતા વગેરે ગુણોનો ધારક હોય તે જીવ બોલવાને લાયક છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

## ॥ પદરમા આદાનીય અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી આદાન એટલે ગ્રહણ પદના નિક્ષેપા અને આદાનીય પદનુ સ્વરૂપ જણાવી કહ્યુ કે આવરણના ક્ષયથી સર્વજ્ઞપણુ પ્રાપ્ત થાય છે પછી મીમાસક વગેરેના મતનુ ખડન કરી સત્ય સપન્નતા, ભૂતમૈત્રી, અવિરોધાદિનુ વિસ્તારથી સ્વરૂપ સમજાવી જણાવ્યુ છે કે કર્મ રહિતને જન્મ ન હોય ને જે મુનિ સ્ત્રીના પરિચયાદિથી અલગ રહે, તે વીર કહેવાય વળી સ્ત્રીથી અલગ રહેનાર જીવો નિર્ગ્રન્થ છે, એટલે પાપ કર્મને બાધતા નથી તેઓ મુક્તિની નજીકમા ગણાય છે, ને માર્ગને જણાવનારા પણ તેઓ જ છે પછી તેમના ગુણો કહી જણાવ્યુ કે અનુશાસક (શિખામણ દેનારા) શ્રોતાઓને ચક્ષુ સમાન છે તથા જે નિષ્કાક્ષ અને અતપ્રાતસેવી હોય તે મુનિ ધર્મારાધક કહેવાય છે તથા જૈનો મનુષ્યની જ મુક્તિ માને છે, પણ અન્ય ધર્મીઓ બીજા દેવોની પણ મુક્તિ માને છે પછી નરભવની દુર્લભતા જણાવી લેશ્યાનુ વર્ણન કરી કહ્યુ કે પડિત વીર્યથી પૂર્વ કર્માદિનો ક્ષય થાય છે, ને ધીર પુરૂષ કર્મને કરે નહિ, ને સયમથી કર્મનો નાશ થાય છે તથા શલ્યને દૂર કરનારો જીવ સિદ્ધિ અથવા સ્વર્ગ પામે છે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

## ॥ સોલમા ગાથાધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ગાથા પદના નિક્ષેપા જણાવી કહ્યું કે, સામુદ્ર છંદમાં પંદર અધ્યયનના અર્થો ગાથા રૂપે કહેલ છે, તેથી ગાથાધ્યયન નામ પાડયું છે. પછી મુનિના ગુણોનું વર્ણન કરી બ્રાહ્મણાદિનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

॥ સોલમા ગાથાધ્ય૦નો ટૂં૦ ૫૦ પૂર્ણ ॥

**॥ સૂત્રકૃતાંગના પહેલા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥**

---

## ॥ બીજા સૂત્રકૃતાંગનાં બીજા શ્રુતસ્કંધના પહેલા પુંડરીક અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં મહત્ શબ્દના નિક્ષેપા અને અધ્યયન પદના તથા પુંડરીક પદના નિક્ષેપા જણાવી કહ્યું કે, મનુષ્યાદિમાં પ્રવર (ઉત્તમ) કોણુ કોણુ? તે કહી ક્ષેત્ર કાલ ભાવથી પ્રવરનું સ્વરૂપ અને પરિકર્માદિ દશ પ્રકારનું ગણિત તથા વનસ્પતિ પુંડરીકનો અને શ્રમણનો અહીં અધિકાર કહી જણાવ્યું કે, શુભ ભાવ તે પુંડરીકની જેવા છે, ને અશુભ ભાવ તે કંડરીકના જેવા જાણવા. પછી વાવના પુંડરીકનું સ્વરૂપ કહી જણાવ્યું કે પહેલો પુરૂષ કાદવમાં ખૂંત્યો તેને જોઇને આવેલા બીજા ત્રણ પુરૂષો પણ કાદવમાં ખૂંત્યા. અહીં પુષ્કરણી સ્થાને લોક લેવો, પાણી તે કર્મ જાણવું, કાદવ તે કામભોગ, પુંડરીક તે જનજાન પદ, પદ્મવર પુંડરીક તે રાજા જાણવો. ચાર પુરૂષોના સ્થાને ચાર અન્ય યૂથિકો જાણવા. તથા ભિક્ષુથી સદ્ધર્મ લેવો. વળી કાંઠો તે સંઘ જાણવો. શબ્દ (બૂમ) ને સ્થાને ધર્મકથા જાણવી. કમળનું બ્હાર નીકળવું એના જેવું નિર્વાણ પદ જાણવું. પછી રાજાનું અને સભા (પર્ષદા)નું સ્વરૂપ તથા તજ્જીવતચ્છરીરવાદિનો મત, અનાર્ય ક્ષેત્રો, પંચભૂતવાદી, ઈશ્વરને કારણુ માનનારનો મત, વગેરે જરૂરી બીના કહી ઇશ્વરના કર્ત્તાપણાનું ખંડન કરી, નિયતિવાદ જણાવી તેનું ખંડન કર્યું છે. પછી આર્યાદિ મનુષ્યો અને જીવાદિનું જ્ઞાન જણાવી કહ્યું કે—માતાપિતા વગેરે બહિરંગ છે. પછી અરિહંતનો ઉપદેશ વર્ણવી તેથી સિદ્ધિ મળે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ બીજા શ્રી સૂત્રતાંગના બીજા શ્રુત સ્કંધના ક્રિયાસ્થાનાધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં બંધ માર્ગનો અને મોક્ષમાર્ગનો અધિકાર છે. એમ કહી દ્રવ્યક્રિયાદિનું સ્વરૂપ અને સ્થાનપદના નિક્ષેપા તથા સામુદાનિકી ક્રિયા જણાવી સંયમ સ્થાનનો અધિકાર વર્ણવી ઇર્યાપથિકીનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવીને તેર ક્રિયાના સ્થાનો અને વેદનાનુભવના ચાર ભાંગા

જણાવી કહ્યુ કે સ્વજ્ઞાત્યાદિ નિમિત્તે આરંભાદિ કરાય તે અર્થદંડ કહેવાય પછી અનર્થદંડનુ સ્વરૂપ અને હિંસાદંડાદિનુ સ્વરૂપ કહીને કયા જીવો અનાર્ય કહેવાય? તેનો ઉત્તર દઈ શ્રમણોનુ ધર્મસ્થાન વર્ણવી કોણ નરકગામી? તેનુ અને નરકનુ સ્વરૂપ, કૃષ્ણપાક્ષિકપણુ તથા દુર્લભ બોધિતા જણાવી કહ્યુ કે–ઉવવાઈ સૂત્રમા કહેલા ગુણવાળા જીવો સિદ્ધ અથવા મહર્દ્ધિક દેવ થાય છે દેશવિરતિધારકાદિ જીવો મહર્દ્ધિકાદિ દેવ થાય, તે મિશ્ર પક્ષ કહેવાય પછી ધર્માનુરાગે પરિવ્રાજકમા આસક્ત સ્ત્રીનુ દૃષ્ટાંત કહી અધર્મપક્ષમા ૩૬૩ પાખંડીનુ અને અહિંસાનુ સ્વરૂપ તથા હિંસાનુ ફલ જણાવી મોક્ષમાર્ગ અને મુકિતને રોકનાર બાર ક્રિયાસ્થાનો વર્ણવી કહ્યુ કે તેરમુ ક્રિયાસ્થાન મુક્ત્યાદિને આપે છે વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

---

## ॥ બીજા શ્રુતસ્કંધના ત્રીજા આહારપરિજ્ઞાધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી વિવિધ પ્રકારના આહારની બીના વર્ણવતા કહ્યુ કે આહાર એ શરીરનો આધાર છે તે દોષરહિત હોવો જોઈએ પછી આહારપદના નિક્ષેપા અને આહારનુ સ્વરૂપ જણાવતા ઓજ આહારાદિ ભેદ, તે તે આહાર કરવાનો ટાઈમ તથા તે આહારના કારણ જણાવી કેવલીને અંગે આહારસિદ્ધિ વર્ણવી છે પછી અનાહારપણાનો અવસર જણાવતા પરિજ્ઞાપદના નિક્ષેપાની ભલામણ કરી બીજકાયના ૪ ભેદ કહ્યા છે પછી પૃથ્વીકાયાદિમા પરસ્પર ઉત્પત્તિ વગેરે તથા કર્મભૂમિ વગેરેના મનુષ્યોના ઉત્પત્તિ વગેરે અને જલચરાદિના ભેદ, ઉત્પત્તિ તથા આહાર વર્ણવી તેના કલેવરાશ્રિત જીવોના ઉત્પત્તિ વગેરે તથા વિષ્ટાદિમા ઉત્પન્ન થયેલા જીવોના ઉત્પત્તિ વગેરે અને ત્રસ સ્થાવર શરીરમા તથા વાયુકાયમા અપ્કાયની ઉત્પત્તિ વગેરે તેમજ અપ્કાયમા ત્રસાદિરૂપે ઉત્પત્તિ વગેરેની બીના જણાવી કહ્યું કે–કર્માનુસારે જીવોની પરસ્પર ગતિ આગતિ થાય છે વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ ચોથા પ્રત્યાખ્યાન અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી પ્રત્યાખ્યાન પદના નિક્ષેપા જણાવી મૂલ ગુણનો અધિકાર વર્ણવતા તે નિમિત્તે થતી અપ્રત્યાખ્યાન ક્રિયા જણાવી આત્માનુ અપ્રત્યાખ્યાનીપણુ વગેરેથી માંડીને ઠેઠ એકાંત સૂતેલાપણા સુધીની બીના કહી છે પછી પ્રવૃત્તિ ન કરે તો પણ વિચારાદિથી દંડાય એમ કહી અદૃષ્ટ જીવાદિ નિમિત્તે પણ સંજ્ઞી અસંજ્ઞીના દૃષ્ટાંતે હિંસાદિની સિદ્ધિ કરી કહ્યુ કે– જેમ પોતાને દંડાદિથી દુઃખ થાય તેમ બધાને પણ તે રીતે દુઃખ થાય, તેથી કોઈને હણવો નહિ વગેરે સ્વરૂપવાળો જિનધર્મ શાશ્વતો છે પછી સાધુનુ સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ પાંચમા અનાચાર શ્રુત અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં આચાર પદના નિક્ષેપા જણાવી કહ્યું કે અબહુશ્રુતને વિરાધના દોષ લાગે, આ અધ્યયનનું બીજું નામ 'અનગાર શ્રુત' છે. તથા અનાચાર ન સેવાય. શાંતિના સાધનોની પુષ્ટિ કરી મુમુક્ષુ મુનિ સમિતિ વગેરે ગુણોને ધારણ કરે, વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ છઠ્ઠા આર્દ્રીય અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં આર્દ્ર પદના નિક્ષેપા ને સ્વરૂપ કહી જણાવ્યું કે અહીં આર્દ્ર કુમારની બીના કહેલી હોવાથી 'આર્દ્રકીય' નામ છે. તથા દ્વાદશાંગીના સર્વ અધ્યયન સર્વાક્ષર સંનિપાતી શાશ્વતા છતાં પણ તે તે પ્રકારે તે તે સ્થલે ઋષિભાષિતની જેમ કોઈ બનાવ બને તે અનુમત થાય છે. પછી ગોશાલક, ત્રિદંડી તથા હસ્તિતાપસોની સાથે આર્દ્રકુમારે કરેલા વિવાદની બીના જણાવી, આર્દ્રકુમારનો પૂર્વ ભવ કહ્યો છે. પછી ચાલુ ભવમાં આર્દ્ર રાજાને અને શ્રેણિક રાજાને માંહો માંહે પ્રીતિ અને પ્રશ્નની બીના કહી અભય કુમારની ઉપર આર્દ્રકુમાર ભેટણું મોકલે છે, તે પણ પ્રતિમા મોકલે છે. તે જોઈને આર્દ્રકુમારને જાતિ સ્મરણ થયું. આર્દ્રકુમાર બોધ પામ્યો. તેનું રક્ષણ, આર્દ્રકુમાર ભાગીને દીક્ષા લે છે ત્યારે દેવતા અટકાવે છે, કાઉસ્સગ્ગમાં રહેલને બાલિકા વરે છે, વસુધારા, દૈવી વાણી, ભવિષ્યમાં ઓળખાણ થતાં ગૃહસ્થપણું, પુત્રનો જન્મ, સ્નેહબંધ તોડતાં મુશ્કેલી, પ્રતિજ્ઞા પૂર્ણ થતાં નીકળ્યા. ચોરોની દીક્ષા, ગોશાલાદિની સાથે વાદ, તેમાં જય, તેમની (ચોરોની) સાથે શ્રીવીરની પાસે દીક્ષા, શ્રીવીર પ્રભુ પહેલાં એકાકી ને મૌની હતા. હાલ સભામાં ધર્મ કહે છે તે આજી-વિકા માટે કહે છે. એવા ગોશાલાના વિચારો હતા, તેને જિતેન્દ્રિયાદિ ગુણવંત પુરૂષ ધર્મ કથા કહે એમ જણાવી મહાવ્રતાદિની પ્રરૂપણા કરી. આર્દ્રકુમારે ગોશાલાના વિચારોનું ખંડન કર્યું છે. પછી ગોશાલો કહે છે કે શીતોદક, બીજ, આધાકર્મ, તથા સ્ત્રી પરિભોગમાં ભિક્ષુને પાપ ન લાગે. અહીં આર્દ્રકુમાર કહે છે કે જે ચાર વાનાં સેવે તે સાધુ ન કહેવાય. જો તારા કહેવા પ્રમાણે વ્યાજબી માનીએ તો ગૃહસ્થોને શ્રમણ માનવા પડશે, વગેરે કહી તેનું ખંડન કર્યું છે. ગોશાલો કહે છે કે, પ્રભુ શ્રીમહાવીર વાણિયાની જેવા લાભેચ્છુ છે. અહીં આર્દ્રકુમારે જવાબ દેતાં પ્રભુમાં અને વાણિયામાં ફરક જણાવ્યો છે. પછી શાક્ય મતાનુસારી વિચારનું ખંડન કરી કહ્યું કે, અબ્રહ્મચારીને જમાડવામાં લોલુપતા વધે છે અને નરકનો લાભ થાય છે. વળી દયાને નિંદનારા મરીને અસુરપણું પામે છે. પછી અવ્યક્ત વાદીના વિચારો જણાવી. તેનું ખંડન કર્યું છે. પછી આત્મ પર તારકનું સ્વરૂપ. હસ્તિ તાપસોના વિચારો અને તેનું ખંડન, તેમને થયેલ પ્રતિબોધ, તેમની આર્દ્રકુમારની સાથે પ્રભુ શ્રીવીરની પાસે દીક્ષા થઇ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

---

॥ બીજા શ્રુતસ્કંધના છેલ્લા સાતમા નાલંદા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી અલ શબ્દના નિક્ષેપા અને અર્થ જણાવી કહ્યું કે, રાજગૃહ નગરે નાલંદા બાહિરિકા (પરૂ) છે ત્યા શ્રીગૌતમ સ્વામીએ ઉદક શ્રમણે પૂછેલા પ્રશ્નોના જવાબમા આ અધ્યયન કહ્યુ છે પછી રાજગૃહના નાલંદાનુ ને લેપ ગાથાપતિ શ્રમણોપાસકનુ વર્ણન કરી, હસ્તિયામ વન ખંડનુ વર્ણન કર્યું છે શ્રાવક ધર્મની બાબતમા ઉદક શ્રમણના પ્રશ્નો અને શ્રીગૌતમ સ્વામીના ઉત્તરો કહી ત્રસપણુ ને ત્રસભૂતપણાની સમજણ પાડી છે પ્રસંગે શેઠના છ દીકરાનુ દષ્ટાંત કહ્યુ છે પછી અવિરતની દુર્ગતિ થાય, ને અનારંભીની સદ્ગતિ થાય એમ કહી અલ્પેચ્છાદિ ગુણી દેશવિરતની સુગતિ જણાવી કહ્યુ કે, પોતાના જ બચાવ કરનારા જંગલવાસી તાપસાદિ જીવો મરીને અસુરપણુ પામે છે ત્યાથી ચ્યવીને એલમૂક થાય છે વગેરે બીના સાભળી ઉદક શ્રમણુ શ્રીગૌતમના વચન સ્વીકારી પ્રભુ શ્રીવીરની પાસે પંચ મહાવ્રત ધર્મ સ્વીકારે છે અંતે નૈગમાદિ નયની વ્યાખ્યા કરી જ્ઞાનનયને ક્રિયાનયના વિચારો કહ્યા છે

॥ શ્રી સૂત્રકૃતાંગ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો ત્રીજો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

# ॥ ચોથો પ્રકાશ ॥

## ॥ શ્રી સ્થાનાંગ સૂત્રનો ટૂંક પરિચય ॥

॥ आर्या ॥

अह य चउत्थपयासे, वण्णिज्जइ तइयमंगमुद्देसा ॥
एगसुयक्खंधे दस, अज्झयणाइं तहुद्देसा ॥ २२ ॥

बीए तइयचउत्थे, उद्देसचउक्कमित्थ पत्तेयं ॥
पंचमतिण्णुद्देसा, पण्णरसुद्देससंकलणा ॥ २३ ॥

सूयगडंगा दुगुणं, इक्किक्कपयत्थभावणा पढमे ॥
दुदुभावत्था बीए, तइयज्झयणे तितिपयत्था ॥ २४ ॥

एवं कमसो दसमे, अज्झयणे वण्णिया दसदसत्था ॥
इह दव्वाइपयत्था, संखेवा बोहया वुत्ता ॥ २५ ॥

नरभेया जिणजीवा, पहुदिक्खियभूवनिन्हवा ईत्थ ॥
गयहेउगणियभेया, अवरपयत्था बहू भणिया ॥ २६ ॥

**શબ્દાર્થ**—પ્રવચન કિરણાવલીના ચોથા પ્રકાશમાં શ્રીસ્થાનાંગસૂત્રની બીના સામાન્યથી કહેવાય છે. તેમાં એક શ્રુતસ્કંધ છે, દશ અધ્યયનો છે, તથા બીજા દ્વિસ્થાનક અધ્યયનમાં ૪ ઉદ્દેશા છે, એ પ્રમાણે ત્રીજા ચોથા અધ્યયનના પણ અનુક્રમે ચાર ચાર ઉદ્દેશા જાણવા. પાંચમા અધ્યયનના ત્રણ ઉદ્દેશા છે. સર્વ મળી એ ચાર અધ્યયનોના ૧૫ ઉદ્દેશા જાણવા. એટલે બાકીના છ અધ્યયનો (૧, ૬, ૭, ૮, ૯, ૧૦ મા) માં ઉદ્દેશા નથી, તેથી તે એકસરા એટલે સીધા સળંગ અધ્યયનો કહેવાય છે. ॥ ૨૨-૨૩ ॥ આ ત્રીજું અંગ શ્રી સૂત્રકૃતાંગ સૂત્રથી બમણું છે, એટલે તેના ૭૨૦૦૦ પદો છે. તથા અહીં પહેલા અધ્યયનમાં એકેક પદાર્થોની બીના કહી છે. બીજા અધ્યયનમાં બે બે પદાર્થોની બીના અને ત્રીજા અધ્યયનમાં ત્રણ ત્રણ પદાર્થોની બીના કહી છે. આ રીતે ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ મા અધ્યયનમાં અનુક્રમે ચાર પદાર્થોની, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ અને પદાર્થોની બીના કહી છે. ॥ ટૂંકામાં એમ કહી શકાય કે આ શ્રી સ્થાનાંગ સૂત્રમાં દ્રવ્યાનુયોગ ચરણકરણાનુયોગ અને ગણિતાનુયોગની બીના સક્ષેપમાં જીવ અજીવાદિ દ્રવ્ય ગુણ પર્યાયાદિ પ્રકારે વર્ણવી છે ૨૪-૨૫ ॥ અહીં કહેલા ૧ મનુષ્યાદિના ભેદ, પ્રભેદો, ૨ પ્રભુ શ્રી મહાવીર દેવના શાસનની આરાધના કરીને જિન નામ કર્મને બાંધનારા શ્રેણિક વગેરે ૯ ભાવી તીર્થંકરના

જીવો, ૩ શ્રી મહાવીર દેવના હાથે દીક્ષા પામેલા આઠ રાજાઓના તથા નિહ્નવોના નામ ૪ નવ કારણોથી રોગની ઉત્પતિ થાય, વગેરે બીજા પણ ઘણા પદાર્થોની બીના અહી વર્ણવી છે ૨૬

**સ્પષ્ટાર્થ**—દ્વાદશાગીમા આ સ્થાનાગ સૂત્ર ત્રીજુ કહેલુ છે આની પહેલાના બે અગો-મા જેમ બે શ્રુતસ્કધો જણાવ્યા, તેમ અહી તે બે નથી, પણ એક શ્રુતસ્કધ છે દશ અધ્યયનોમાથી ૪ અધ્યયનના જ ઉદ્દેશા છે બાકીના અધ્યયનોમા ઉદ્દેશા નથી જો કે અહી જણાવેલી બીના જરૂર મોક્ષ માર્ગને સાધવામા સાધક આત્માઓને મદદગારતો છેજ પણ પદાર્થોને નિરૂપણ કરવાની શૈલી વિચારતા સમજાય છે કે એક એક પદાર્થો અને બે બે પદાર્થો એમ છેવટે દશ દશ પદાર્થો જણાવવાનો ક્રમ બુદ્ધિનો વિકાસ કરાવનાર છે, ને ચિત્તને સ્થિર કરે છે તથા શિષ્યોને આ ક્રમે સમજાવતા સ્હેલાઈથી તત્ત્વ બોધ થઈ શકે છે, તેમજ સૂત્રાર્થની પરાવર્ત્તના કરવામા પણ સરલતા થાય છે આજ હકીકત શ્રીસમવા-યાગમા પણ સમજવાની છે અન્ય ધર્મીઓમાના બૌદ્ધોએ એકોત્તર નિકાય નામના ગ્રથમા આ શૈલી કેટલેક અશે સ્વીકારી છે તેમજ મહાભારતના આરણ્યક પર્વના ૧૩૪મા અધ્યાયમા અષ્ટવક્ર એકથી માડીને તેર સખ્યાવાળા પદાર્થો ગણાવે છે શીઘ્ર બોધને દેનાર આવો વિશિષ્ટ ક્રમ આ ત્રીજા ચોથા અગોમા જ દેખાય છે

**૧ પહેલા એક સ્થાનક નામના અધ્યયનનો સાર**—અહી આત્મા, પુણ્ય, પાપ વગેરે પદાર્થોનુ સ્વરૂપ જણાવતા અનુમાન વગેરે પ્રમાણોથી તે કહેલા પદાર્થો સાબીત કર્યા છે તથા અહી દરેક મનુષ્ય દેવ વગેરેનો આત્મા અલગ અલગ દેખાય છે, છતા 'एगे आया' આત્મા એક છે આમ કહેવામા સૂત્રકારનો કયો આશય છે ? તે બાબત ટીકાકારે બહુ જ સ્પષ્ટ સમજાવીને સાબીત કર્યું કે, 'દુનિયામા જે અનતા આત્માઓ દેખાય છે, તે બધામા 'आमत्त' આત્માપણુ એક સરખુ જ છે અને આત્મ પ્રદેશોની સખ્યામા પણ લગારે જૂદાશ નથી તમામ સસારી જીવો સુખને ચાહે છે, ને દુખથી કટાળે છે જન્મ લેતા અને મરતા જીવ એકલો જ જન્મ પામે છે, ને મરે છે એટલે પ્રાણથી છૂટો થાય છે, તથા પરભવમા જીવ એકલો જ જાય છે ને અજ્ઞાન, વિષય, કષાયાદિના પાશમા ફસાઈને બાધેલા કર્મોનો અબાધાકાલ વીત્યા બાદ ઉદય થતા કર્મ ફલો પણ કર્મને બાધનાર જીવ જ એકલો ભોગવે છે આ રીતે સ્ત્રી પુત્ર વગેરે પરભાવો (વિભાવો)મા મમતા ભાવને ધારણ કરનાર આત્માને પરભાવથી ખસેડીને નિજ સ્વભાવમા સ્થિર કરવા માટે સૂત્રકાર શ્રીસુધર્મા સ્વામી ગણધરે 'एगे आया ઇત્યાદિ વચનોથી આત્મા વગેરે પદાર્થો 'એક છે' એમ સ્યાદ્વાદ શૈલીને આધારે જણાવ્યુ છે વળી 'આત્મા એક છે' આ વચન સાભળીને કોઈ જીવ એકાન્તવાદને વ્યાજબી ન માને, માટે કહ્યુ કે દરેક જીવ સ્વકૃત કર્મ ફલોને જૂદા જૂદા ભોગવે છે, કોઈ જીવના કર્મોનો સબધ બીજા કોઈ જીવના કર્મોની સાથે છેજ નહિ, અને મનાય પણ નહિ કારણ કે કર્મોને બાધનારા જીવો જૂદા જૂદા હોવાથી જ, 'કેટલાએક જીવો

ધનવંત, બુદ્ધિશાલી, નીરોગી, ઉત્તમ રૂપવંત હોય છે, ને કેટલાએક જીવો નિર્ધન વગેરે વિપરીત સ્વરૂપવાળા હોય છે.' આવા પ્રકારનું વિચિત્રપણું ઘટી શકે છે. આવા આવા અનેક મુદ્દાઓથી જેમ પૂર્વે જણાવેલી અપેક્ષાએ 'આત્મા એક છે' એક કહ્યું, તેમ 'દરેક આત્માઓ અલગ અલગ હોવાથી આત્મા વગેરે પદાર્થો અનેક છે,' એમ પણ માનવું જોઈયે. આનું નામ જ સ્યાદ્વાદ શૈલી કહેવાય આજ પદ્ધતિએ ટીકાકારે અવસરે પુણ્ય પાપ દેવ નરકાદિની સાબીતી કરી જણાવ્યું કે, અનુકૂલતા એ પુણ્યનું ફલ છે, તેને ભોગવનારા સ્વર્ગવાસી દેવો અને મનુષ્યો છે. પ્રતિકૂલતા એ પાપનું ફલ છે. તેને ઓછા વધતા પ્રમાણમાં ભોગવનારા તિર્યંચો તથા મનુષ્યો છે. આ તથા બીજા પણ પદાર્થો અહીં વિસ્તારથી સમજાવ્યા છે.

**૨ બીજા દ્વિસ્થાનક અધ્યયનનો સાર**—અનેકાંત દૃષ્ટિએ આત્માનું અનેકપણું પણ ઘટી શકે જ છે. માટે અહીં કહેલી "જીવના 'સિદ્ધ અને સંસારી' એમ બે ભેદ વગેરે" હકીકત સર્વાંશે ઘટી શકે છે. આજ શૈલીએ જણાવેલા લોક-અલોક, જીવ-અજીવ વગેરે બે બે પદાર્થોની બીના અહીં વિસ્તારથી ટીકાકારે સમજાવી છે.

**૩ ત્રીજા ત્રિસ્થાનક અધ્યયનનો સાર**—અહીં મોક્ષમાર્ગ વગેરેના સમ્યગ્દર્શનાદિ ત્રણ ત્રણ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે. ત્રણ પ્રકારના દંડ વગેરેની બીના જાણતાં ભવ્ય જીવો કર્મબંધના કારણથી બચી મોક્ષ માર્ગની સાત્ત્વિકી આરાધના કરી મુક્તિના સુખ પામે; એ સૂત્રકારાદિની ઉદાર ભાવનાને જરૂર પારખી શકે છે.

**૪ ચોથા ચતુઃસ્થાનક અધ્યયનનો સાર**—અહીં ગુરૂ, સાધુ, પુરૂષ વગેરેના ચાર ચાર ભેદો, નરકગતિ વગેરેના ચાર ચાર હેતુઓ વગેરે, કષાય વગેરેના તથા બે રીતે શ્રાવકના ચાર ભેદો તથા ધ્યાનાદિના ૪ ભેદો પ્રભેદો લક્ષણ આલંબન વગેરે ચાર ચાર પદાર્થોની બીના દૃષ્ટાંતાદિ કહેવા પૂર્વક સ્પષ્ટ સમજાવી છે.

**૫ પાંચમ પંચસ્થાનક અધ્યયનનો સાર**—અહીં પાંચ મહાવ્રત, પાંચ સમિતિ વગેરેના પાંચ પાંચ ભેદોનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૬ છટ્ઠા ષટ્સ્થાનક અધ્યયનનો સાર**—અહીં ૬ જીવનિકાય ૬ લેશ્યા વગેરે છ છ પદાર્થોની બીના સ્પષ્ટ જણાવી છે.

**૭ સાતમા સપ્તસ્થાનક અધ્યયનનો સાર**—અહીં સાત સ્વર, તેના સ્થાન, ગ્રામ, મૂર્છના, સાત :સમુદ્ઘાત, સાત ભયસ્થાન, ગોચરીના તથા નિહ્નવોના ૭ ભેદો વગેરેનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. નિહ્નવોનો ઉત્પત્તિ સમય વિ૦ સં૦ ૧૧૪ માં કહ્યો છે.

૮ આઠમા અષ્ટસ્થાનક અધ્યયનનો સાર—અહીં વાદીના, મહાનિમિત્તના, વિભક્તિના ૮–૮ ભેદો તથા પ્રભુ શ્રી મહાવીર દેવે જેમને સ્વહસ્તે દીક્ષા આપી છે તે આઠ રાજાઓના નામ, પ્રવચન માતાના તથા મદના ૮ ભેદો વગેરે આઠ આઠ પદાર્થોની બીના સ્પષ્ટ જણાવી છે

૯ નવમા નવસ્થાનક અધ્યયનનો સાર—અહીં બ્રહ્મચર્યની ગુપ્તિના ૯ ભેદો, પ્રભુ શ્રી મહાવીર દેવના શાસનમા થયેલા ભાવી તીર્થંકર શ્રેણિકાદિ નવ જીવોનુ ટૂંક જીવન, રોગોત્પત્તિના નવ કારણો, નવકલ્પી વિહાર, વગેરે નવ, નવ, પદાર્થોની બીના સ્પષ્ટ જણાવી છે

૧૦ દશમા દશસ્થાનક અધ્યયનનો સાર—અહીં દ્રવ્યાનુયોગના ને સત્ય વચન યોગના દશ ભેદો, તથા શુદ્ધ વાક્યાનુયોગના ને ગણિતના તથા આશ્ચર્ય ( અચ્છેરા ) ના અને શ્રમણ ધર્મના દશ ભેદો વળી કલ્પ (મુનિના આચારના) ના દશ ભેદો, દૃષ્ટિવાદના દશ નામ વગેરે દશ દશ પદાર્થોની બીના સ્પષ્ટ સમજાવી છે

આ રીતે શ્રી સ્થાનાગ સૂત્રના દશે અધ્યયનોનો સાર ટૂંકામા જણાવ્યો હવે આના ૨૧ ઉદ્દેસણકાલ શ્રી નદીસૂત્રમા અને શ્રી સમવાયાગસૂત્રમા કહ્યા છે તેનુ રહસ્ય ટૂંકામા આ પ્રમાણે જાણવુ યોગોદ્વહનની પ્રક્રિયા પ્રમાણે મુનિને આ સૂત્રના યોગ કરતા ૨૧ દિવસ લાગે છે તેમા અગની અનુજ્ઞા સુધીના ૧૮ દિવસો, ને ત્રણ દિવસો વૃદ્ધિના ગણ્યા છે અહીં કાલગ્રહણ ૧૮, અને નદી ૩ જાણવી

---

હવે આ ત્રીજા અગના દશે અધ્યયનોનો પરિચય ટૂંકામા જણાવુ છુ —

॥ પહેલા એકસ્થાન અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમા મગલ અને અનુયોગની બીના જણાવ્યા બાદ કુલ, યોગ ( આઠ વર્ષનો પર્યાય), અને મગલના ત્રણ ભેદ તથા સમુદાયાર્થ જણાવી સ્થાન અને અગપદના નિક્ષેપા તથા સ્વરૂપ કહ્યુ છે પછી ભેદ સહિત ઉપક્રમ વગેરેનુ વર્ણન કરી સ્થાનાગમા તે બધાના અર્થનો સમાવેશ જણાવ્યો પછી એક પદના નિક્ષેપા અને ઉપોદ્ઘાત તથા સહિતાદિનો ક્રમ અને સ્વરૂપ કહી, શ્રુતપદના અને આયુષ્યપદના નિક્ષેપા કહી જણાવ્યું કે આત્મા એક છે અહીં દ્રવ્યાર્થતાદિનુ સ્વરૂપ કહી અવયવિની ને આત્માની સિદ્ધિ કરી આત્માનુ નિત્યાનિત્યપણુ કહ્યુ છે પછી સામાન્યનુ અને વિશેષનુ સ્વરૂપ તથા દડ, ક્રિયા, લોક, અલોક, ધર્માસ્તિકાય, બધ, મોક્ષ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, વેદના અને નિર્જરાનુ સ્વરૂપ અને એકપણુ જણાવ્યું છે પછી કહ્યુ છે કે–કર્મબધનુ અનાદિપણુ છતા પણ ખાણમા મિશ્ર ભાવે (ભેગા) રહેલ સુવર્ણના અને પત્થરના વિયોગની જેમ આત્માનો અને કર્મસબધનો વિયોગ (જુદાઈ) થતા અનુક્રમે તે જીવ મોક્ષને પણ પામે છે પછી પર્યાયનો અને પર્યાયીનો ભેદાભેદ સબધ

અને પુણ્ય પાપની સિદ્ધિ જણાવી કહ્યું કે—ચ્યવન, ઉત્પાત, સંજ્ઞા વગેરે પદાર્થો (સંખ્યામાં) એક છે એમ કહી તેનું સ્વરૂપ અને નારકાદિ દંડક તથા નારકની ને દેવની સિદ્ધિ (સાબીતી) જણાવી છે. પછી પૃથિવ્યાદિના સજીવપણાની સિદ્ધિ કરી સમ્યક્ત્વાદિનું સ્વરૂપ અને તીર્થ-સિદ્ધાદિનું સ્વરૂપ કહી જંબુદ્વીપની પરિધિ અને શ્રી વીરપ્રભુની સિદ્ધિ તથા અનુત્તર દેવના શરીરની ઉંચાઈ કહી છે. પછી આર્દ્રાદિ નક્ષત્રોના તારાઓ અને એક આકાશ પ્રદેશમાં અવગાહ વગેરે કહી અંતે જ્ઞાનનય તથા ક્રિયાનયનું સ્વરૂપ અને સામાન્ય વિશેષવાદ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે.

## ॥ દ્વિસ્થાનક અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં જીવ અજીવ આદિના બે બે ભેદો કહી બે બે પદાર્થને જણાવનારા ૩૬ આલાવા અને પચ્ચીશ ક્રિયામાં બે બે ભેદ કહ્યા છે. પછી જ્ઞાનના બે ભેદથી માંડીને સૂત્રના કાલિકાદિ બે ભેદ સુધીના ૨૩ આલાવા કહ્યા છે. બે ભેદે ચારિત્ર કહી પૃથ્વીકાયાદિના બે બે ભેદ જણાવનારા ૨૮ આલાવા અને પર્યાપ્તિનું સ્વરૂપ કહી જણાવ્યું કે—દ્રવ્યાદિથી જે સચિત્ત વસ્તુ હોય તે સ્વકાયશસ્ત્રાદિથી અચિત્ત બને પછી આચીર્ણના અને અનાચીર્ણના ભેદો તથા અવસર્પિણી વગેરે કાલની અને લોકાકાશાદિની બીના કહી ૨૪ દંડકમાં અને વિગ્રહગતિક જીવોમાં શરીરની પ્રરૂપણા કરી છે. પછી શરીરની ઉત્પત્તિમાં ને બનાવટમાં કારણો અને ત્રસ સ્થાવરમાં ભવ્ય—અભવ્ય ભેદની ઘટના તથા પ્રવ્રજ્યાથી માંડી સંલેખના સુધીની બીના વગેરે પદાર્થોનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

## ॥ દ્વિસ્થાનક અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં કહ્યું છે કે ઉર્ધ્વોત્પન્નાદિ જીવો અહીં અથવા બીજા ભવે પાપકર્મો ભોગવે છે ને એ રીતે મનુષ્યો પણ અહીં અથવા બીજે ભવે પાપકર્મો ભોગવે. પછી ભવ્યાદિ ભેદે નારકાદિની પ્રરૂપણા કરી સમવહતાદિ ભેદે લોકનું સ્વરૂપ, અને દેશ સર્વ ભેદે શબ્દાદિનું સ્વરૂપ કહી જણાવ્યું કે—વાયુ વગેરેને એકાદિ શરીરો હોય છે. અહીં આ તથા બીજી પણ બીના સ્પષ્ટ કહી છે.

## ॥ દ્વિસ્થાનક અધ્યયનના ત્રીજા અને ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શબ્દોત્પત્તિના કારણો અને સંઘતાદિ ભેદે પુદ્‌ગલનો વિચાર કહી જ્ઞાનાદિ ભેદે આચારની પ્રરૂપણા કરી છે. પછી પ્રતિમાદિનું સ્વરૂપ જણાવી ભરત ઐરવતાદિ ક્ષેત્રનું અને

કૂટશાલ્મલી વગેરે વૃક્ષનુ તથા ગરૂડાદિ દેવનુ નિરૂપણ કર્યું છે પછી પર્વત, દેવ, વક્ષસ્કાર, દીર્ઘવૈતાઢ્ય વગેરેની લબાઈ વગેરે કહી, પદ્મદ્રહ વગેરે હ્રદોનુ ને શ્રી વગેરે દેવીઓનુ સ્વરૂપ તથા સુષમા દુષમા આરાનુ પ્રમાણ કહી સુષમા કાલે ઉચાઈ વગેરે અને દેવકુરૂ વગેરેમા કાલનો નિયમ, તથા ચદ્ર સૂર્ય ૨૮ નક્ષત્રો ૮૮ અને ૮૮ ગ્રહોની બીના કહી છે પછી વેદિકાની ઉચાઇ, ધાતકીખડના બે ભાગ, અને કાલોદ સમુદ્રની વેદિકાની ઉચાઈ તથા પુષ્કરાર્ધના બને વિભાગના બે બે ક્ષેત્ર વગેરે બીના વર્ણવી છે પછી કહ્યુ કે, ગ્રૈવેયકના દેવોના શરીરનુ પ્રમાણ બે હાથ જાણવુ પછી સમયથી માડી ઉત્સર્પિણી સુધીનુ વર્ણન કરી ગામથી માડીને રાજધાની સુધીના પદાર્થોનુ સ્વરૂપ જણાવનારા ૪૭ આલવા કહ્યા છે પછી કહ્યુ કે, બધ બે પ્રેમ અને દ્વેષ છે તથા રાગ દ્વેષથી પાપ બધાય છે પછી યોગ નિમિત્તે થતા કર્મ બધનુ સ્વરૂપ કહી જણાવ્યું કે ધર્મ શ્રવણાદિમા બે જાતનો ક્ષયોપશમ કારણ છે પછી પલ્યોપમ અને સાગરોપમનુ સ્વરૂપ તથા ક્રોધાદિના બે ભેદ અને ઇન્દ્રિયાદિની અપેક્ષાએ બે બે ભેદ જણાવી કહ્યુ કે, મિથ્યાદૃષ્ટિને અજ્ઞાન હોય છે, પછી મરણના બે ભેદ, (સલેખનાદિ વિધિ) અને જીવ અજીવનુ અનન્તપણુ તથા શાશ્વતપણુ, તથા જ્ઞાનાવરણીયાદિના દેશથી ને સર્વથી બે ભેદ વળી શાતા અશાતા તેમજ દર્શન મોહ, ચારિત્ર મોહ, આયુષ્યના બે ભેદ, નામ ગોત્રના બે ભેદ, પ્રેમથી ને દ્વેષથી મૂર્છાની ઉત્પત્તિ અને શ્રી કેવલજ્ઞાનની આરાધના તથા તીર્થકરોના વર્ણો, કહીને દૃષ્ટિવાદના ચોથા ભેદ રૂપ પૂર્વોની વસ્તુ જણાવી છે પછી બે નક્ષત્રના તારા વગેરે, તથા ભવનવાસી દેવ વગેરેની સ્થિતિ અને બે દેવલોક (સૌધર્મેશાન) ની દેવીઓ, વળી તેજોલેશ્યાવાળા બે દેવલોક જણાવી પરિચારણા કહી છે, પછી દ્વિપ્રદેશિક સ્કધથી માડીને દ્વિગુણ રૂક્ષ સુધીના પુદ્ગલોનુ વર્ણન તથા નિષેકાદિનુ લક્ષણ વગેરે હકીકત સ્પષ્ટ જણાવી છે

॥ બીજા દ્વિસ્થાનાધ્યયનના ત્રીજા ચોથા ઉદ્દેશાનો તથા બીજા દ્વિસ્થાન અધ્યયનનો ટૂક પરિચય પૂર્ણ થાયો ॥

---

## ॥ ત્રીજા ત્રિસ્થાન અધ્યયનનો ટૂક પરિચય ॥

આ અધ્યયનના ચાર ઉદ્દેશા છે તેમા પહેલા ઉદ્દેશામા નામાદિ નવ પદાર્થોનુ સ્વરૂપ અને વૈક્રિય રચનાના પ્રકારો તથા દેવ પરિચારણાદિના ત્રણ પ્રકારો, યોગાદિના ત્રણ ભેદ, સરભાદિ ત્રણ ને અલ્પાયુ, દીર્ઘાયુ, અશુભ દીર્ઘાયુના તથા શુભ દીર્ઘાયુના કારણો કહ્યા છે અહી સવિગ્ન લુબ્ધકના બે દૃષ્ટાતો જણાવ્યા છે પછી ત્રણ ગુપ્તિ વગેરે, ગર્હાદિના ત્રણ ભેદ, પત્રાદિવાળા ઝાડની જેમ પુરૂષના ત્રણ ભેદ તથા ઉગ્ર દાસાદિ ભેદે પુરૂષના ત્રણ ભેદ કહીને મત્સ્યાદિના ત્રણ ભેદ અને તિર્યગાદિના ત્રણ ભેદ તથા ત્રણ લેશ્યાવાળા જીવો જણાવી તેના ૨૪ આલાવા કહ્યા છે તારાનુ ચલન (હાલવુ) વીજળી, અને મેઘના શબ્દ વર્ણવી

લોકમાં અંધકાર, ઉદ્યોત, દેવાન્ધકાર, દૈવિક ઉદ્યોત, સંનિપાતાદિના ત્રણ ત્રણ કારણો તથા દેવેન્દ્ર વગેરેને મનુષ્ય લોકમાં આવવાના, ચૈત્ય વૃક્ષને હાલવાના તેમજ લોકાંતિક દેવોને આવવાના ત્રણ ત્રણ કારણો જણાવી કહ્યું છે કે ત્રણ જણાં દુષ્પ્રતિકાર છે. અને મોક્ષના ત્રણ કારણ છે. તથા અવસર્પિણી વગેરે ત્રણ ભેદ છે. પછી પુદ્ગલનું ચલન, ઉપધિ અને પરિગ્રહના ત્રણ ત્રણ ભેદ કહી પ્રણિધાન, યોનિ તથા સંખ્યાતાદિ જીવવાળી વનસ્પતિ કહી છે. પછી માગધ વગેરે તીર્થો અને સુષમા આરાનું પ્રમાણ તથા તે કાલના મનુષ્યોની ઉંચાઈ, આયુષ્ય, અરિહંતાદિના વંશો તથા યથાયુષ્ય જીવો મધ્યમ આયુષ્યવાળા જીવો તથા તેઉનું આયુષ્ય, શાલિ વગેરેની યોનીની બીના કહી જણાવ્યું કે, બીજી ત્રીજી નરકમાં ત્રણ સાગરોપમનું આયુષ્ય છે. પછી ભંતે શબ્દનો અર્થ, ધૂમપ્રભાની સ્થિતિ અને સરખા એવા અપ્રતિષ્ઠાન નરકાવાસ વગેરે તથા સીમંતક વગેરે કહ્યા છે. પછી ઘણાં માછલાવાળા સમુદ્રો અને શીલરહિત રાજા વગેરેની નરક ગતિ કહી જણાવ્યું કે ત્યાગી પુરૂષો દેવ પણ થાય છે. પછી વિમાનના વર્ણો અને આનતાદિ સ્વર્ગના દેવોના શરીરની ઉંચાઈ, ૩ કાલિક પ્રજ્ઞપ્તિની બીના વગેરે વિસ્તારથી કહ્યું છે.

॥ ત્રીજા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ ત્રિસ્થાન અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં લોકનું સ્વરૂપ અને અસુરેન્દ્રાદિની પર્ષદાઓ તથા બુદ્ધ (પ્રતિબોધ પામેલા) જીવોના અને ઈહલોક પ્રતિબદ્ધાદિ જીવોની પ્રવ્રજ્યાના ત્રણ ત્રણ ભેદો જણાવી શૈક્ષ ભૂમિના અને સ્થવિરભૂમિના તથા સુમનસ્કાદિ પુરૂષના ત્રણ ત્રણ ભેદો અને સ્ત્રી વગેરેના ત્રણ ત્રણ ભેદ કહ્યા છે. પછી આકાશ પ્રતિષ્ઠિત વગેરેનું અને દિશાનું સ્વરૂપ તથા ત્રસ તેમજ સ્થાવર જીવોના ત્રણ ત્રણ ભેદ કહ્યા છે. પછી સમય વગેરે કહી 'દુઃખનું કારણ નહિ સેવનારને પણ દુઃખ ભોગવવું પડે' આ અન્ય મતનું ખંડન વગેરે બીના ત્રણ ત્રણ ભેદ ગોઠવીને સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ ત્રિસ્થાન અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં અપરાધની આલોચના કરનાર જીવોને લાભ અને આલોચના નહિ કરનારાને નુકશાન તથા સૂત્રાર્થ ઉભયના ધારક પુરૂષોનું અને વાપરવા લાયક વસ્ત્ર તથા પાત્રનું સ્વરૂપ તેમજ વસ્ત્રને ધારણ કરવાના કારણો કહ્યા છે. પછી આત્મરક્ષાના હેતુઓ અને વિકટ દત્તિઓ, તથા વિસંભોગના કારણો કહી ઉપસંપદાનું સ્વરૂપ અને આચાર્યાદિના લક્ષણો તથા વચન મનનું સ્વરૂપ કહ્યું છે. પછી અલ્પવૃષ્ટિના અને મહાવૃષ્ટિના કારણો તથા દેવોને આવવાના ને નહિ આવવાના કારણો તેમજ પ્રવૃત્ત્યાદિનું લક્ષણ કહ્યું છે. પછી દેવોને સ્પૃહણીય (ઇચ્છવાલાયક)

ત્રણ પદાર્થો અને પરિતાપના ત્રણ કારણો તથા ચ્યવન કાલે ઉદ્વેગના કારણો કહી વિમાનોના સંસ્થાન, આધારભૂત પદાર્થો તથા ભેદો જણાવી ભોગને માટે દેવથી કરાતા વૈક્રિય વિમાનનું સ્વરૂપ અને નારકાદિના ત્રણ ભેદ તથા પ્રતિમાનું સ્વરૂપ વર્ણવ્યું છે પછી કર્મભૂમિનું ને દર્શન રૂચિ અને પ્રયોગનું તથા વ્યવસાયનું સ્વરૂપ કહી પુદ્ગલના ત્રણ ભેદ અને નયનો વિચાર તથા મિથ્યાત્વાદિના ત્રણ ભેદ વળી ધર્મોપક્રમના ને વૈયાવૃત્યાદિના ત્રણ ત્રણ ભેદ તથા કથાદિના ત્રણ ત્રણ ભેદો કહી ભક્તિ શ્રવણ વગેરેનું ક્રમસર ફલ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ ત્રિસ્થાન અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં પ્રતિમા પ્રતિપન્ન સાધુને લાયક ઉપાશ્રય તથા સંથારાની બીના તથા કાલ સમય વગેરેના ત્રણ ત્રણ ભેદ અને વચનના ત્રણ ભેદ ( પુદ્ગલ પરાવર્ત્તનું સ્વરૂપ ) કહી જ્ઞાનાદિની પ્રજ્ઞાપનાનું ને સમ્યક્ત્વનું તથા અતિક્રમાદિનું તેમજ આધાકર્માદિનું સ્વરૂપ કહ્યું છે પછી અકર્મભૂમિના ને જંબૂદ્વીપના તથા મેરૂની દક્ષિણમાં ને ઉત્તરમાં આવેલા ક્ષેત્ર વર્ષધરાદિના ત્રણ ત્રણ ભેદ કહી દેશથી ને સર્વથી પૃથ્વીનું ચલન અને કિલ્બીષિયા દેવોની સ્થિતિ તથા શક્રની પર્ષદાના દેવોની સ્થિતિ જણાવી છે પ્રવ્રાજન (દીક્ષા) વગેરેમાં અકલ્પ્ય જીવો તથા પંડક વાતિક અને ક્લીબનું સ્વરૂપ, અને અવાચનીયાદિનું સ્વરૂપ તેમજ માણ્ડલિક પર્વતાદિનું સ્વરૂપ કહ્યું છે પછી નારકાદિને ત્રણ ત્રણ શરીરો અને માતાપિતાના ત્રણ અંગો કહી સાધુ અને શ્રાવકને મહાનિર્જરાના ત્રણ ત્રણ કારણો જણાવી ઇંદ્રાદિની ઋદ્ધિ તથા સ્વાધ્યાયાદિ અને જિનાદિના ત્રણ ત્રણ ભેદો તેમજ લેશ્યાના ગંધનું સ્વરૂપ કહી મરણના ત્રણ ભેદ અને ઘનોદધિ વગેરેના વલયો કહ્યા છે પછી ત્રણ સમયનો વિગ્રહ અને નક્ષત્ર તથા તારાની બીના કહી છે પછી શ્રી ધર્મનાથનું ને શાંતિનાથનું આંતરૂં, અને શ્રી વીરપ્રભુની યુગાંતકૃદ્ભૂમિ અને મલ્લિનાથની ને પાર્શ્વનાથની દીક્ષા સમયનો પરિવાર કહ્યો છે પછી શ્રી વીરપ્રભુના ચૌદ પૂર્વીઓ અને ચક્રિપણું ભોગવીને જિન થયેલા ત્રણ તીર્થંકરો ( શાંતિનાથ, કુંથુનાથ તથા અરનાથ ) તથા ગ્રૈવેયકના પાથડા તેમજ ત્રિપ્રદેશિકાદિ પુદ્ગલનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

॥ ત્રિસ્થાન અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥ ત્રિસ્થાન અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ ચોથા ચતુરસ્થાન અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં અંતક્રિયાના ચાર ભેદ તથા ઉંચા વૃક્ષાદિના દૃષ્ટાંતે પુરૂષના ચાર ભેદો અને ભાષાના ભેદો કહી વસ્ત્રાદિના દૃષ્ટાંતે પુરૂષના ચાર ભાંગા અને શિષ્યના ચાર ભાંગા તથા અગ્રબીજાદિ વનસ્પતિના ભેદો કહી જણાવ્યું કે–નારકી ચાર કારણે અહીં ન આવી

શકે. પછી સાધ્વીની સંઘાટી (સાડો) ના ભેદ અને ધ્યાનના ભેદાદિ ૪ ચાર કહી કષાયના ભેદો તથા કર્મ પ્રકૃતિના કારણો, અને પ્રતિમાનું સ્વરૂપ કહ્યું છે. પછી અજીવ, અરૂપી તથા અસ્તિકાયની બીના, સૂત્રધરાદિની ચઉભંગી તથા લોકપાલ દેવોના અને દેવના તથા પ્રમાણના ચાર ચાર ભેદો કહી દિક્કુમારી અને શક્ર ઈશાનેન્દ્રની મધ્યમ પર્ષદાના દેવ દેવીની સ્થિતિ કહી છે. પછી સંસારના ૪ ભેદ જણાવી, દૃષ્ટિવાદના પરિ-કર્માદિ ભેદો, તથા પૂર્વોના પદનું પ્રમાણ અને પ્રાયશ્ચિત્તના ભેદો તેમજ કાલના ભેદો કહી વર્ણાદિ પરિણામ કહ્યા છે. પછી કહ્યું કે મધ્યમ જિનકાલે ચાર મહાવ્રત વાળો સંયમ ધર્મ હતો. પછી દુર્ગતિના તથા સુગતિના ચાર ચાર કારણો અને દુર્ગત સુગતના ચાર ચાર ભેદો તથા અઘાતિ ચાર કર્મોના ઉદય સત્તા કહીને દૃષ્ટિ, ભાષા, શ્રવણ અને સ્મૃતિના ૪–૪ ભેદો કહ્યા છે. પછી હાસ્યના કારણો ૪–૪ અને પ્રકટ સેવીના અને પ્રચ્છન્ન સેવીના ૪ ભાંગા તથા અસુરાદિની ૪ અગ્રમહિષી તેમજ મહાવિકૃતિ આદિના ૪–૪ ભેદો કહી વિગઈનું સ્વરૂપ અને પુરૂષની તથા સ્ત્રીની ચઉભંગી તેમજ ચંદ્ર પ્રજ્ઞપ્તિ વગેરે ૪ સૂત્રોની પણ હકીકત સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ ચતુઃસ્થાન અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં ક્રોધાદિ સંલીનનું સ્વરૂપ અને દીન શબ્દમાં તથા દીન પરિણત વગેરેમાં ચઉ-ભંગી કહી બળદની ને હાથીની ઉપમા દઈને ચાર ભાંગા પુરૂષાદિમાં ઘટાવ્યા છે પછી ભદ્ર હાથી વગેરે હાથીના લક્ષણો અને વિકથા તથા ધર્મ કથાનું સ્વરૂપ જણાવી અતિશાથી જ્ઞાનને ઉત્પન્ન થવાના અને નહિ થવાના કારણો કહ્યા છે. પછી મહાપડવા, સંધ્યા, સ્વાધ્યાય કાલ, લોકસ્થિતિ, ઉપસંપત્ વગેરેના અને ગર્હાના ભેદો તથા ધૂમાદિના દૃષ્ટાંતે પુરૂષ અને સ્ત્રીની ચઉભંગી કહી નિર્ગ્રંથીની સાથે આલાપનું કારણ અને તમસ્કાયના નામ તથા તેનાથી ઢંકાયેલ દેવોના વિમાનો કહી શ્યેન પક્ષી વગેરેની ઉપમાએ પુરૂષના ચાર ભાંગા કહ્યા છે. પછી વંશી મૂલાદિની ઉપમાએ માયાદિનું સ્વરૂપ અને આયુષ્ય, ભવ, આહાર અને બંધાદિના ચાર ચાર ભેદ તથા માનુષોત્તર કૂટની બીના તેમજ સુષમાનું પ્રમાણ કહી દેવકુરૂ તથા ઉત્તર કુરૂ સિવાયની અકર્મ ભૂમિનું વૃત્ત વૈતાઢયાદિની ઉંચાઇ તથા વક્ષસ્કારનું સ્વરૂપ અને જઘન્ય પદે ચક્રી આદિની સંખ્યા તેમજ મેરૂના વનની અભિષેક શિલાની પહોળાઈ કહીને ધાતકી ખંડાદિની બીના પણ જણાવી છે. પછી જંબૂદ્વીપના દ્વાર, અને તેના સ્વામીની, અંતર દ્વીપોની, પાતાલ કલશાની તથા તેના સ્વામીની બીના કહી છે. પછી આવાસ પર્વતો અને તેના દેવો, તેમજ અનુવેલંધર આવાસ પર્વત તથા તેના દેવ તેમજ લવણ સમુદ્રના ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ તથા દ્વાર અને તેના સ્વામી જણાવ્યા છે. પછી ધાતકી ખંડનો વિષ્કંભ અને ભરતક્ષેત્રાદિનું વર્ણન કરી અંતર દ્વીપની ને પાતાલ કલશાની તથા વેલંધરની બીના કહી નંદીશ્વર દ્વીપનું વર્ણન કર્યું છે. પછી નામ સત્યાદિના અને આજીવિક તપના તથા

મન આદિના, સંયમના ને ત્યાગના ભેદો તથા નિષ્પરિગ્રહતાદિના ભેદો જણાવી પુસ્તક પંચકનું ને વસ્ત્ર પંચકનું તથા ચર્મ પંચકનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે

---

॥ શ્રીસ્થાનાગસૂત્રના ચોથા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં દૃષ્ટાંત સાથે ક્રોધનું સ્વરૂપ તથા શ્રાવકને આશ્વાસનના કારણ ૪ અને ભરત-ક્ષેત્રાદિના તેમજ જીવોના ઉદિત ઉદિત આદિ ચાર ભાગા કહીને કૃતયુગ્માદિના ૪ ભેદો તથા ક્ષાત્યાદિ ૪ શૂર, વીર પુરૂષો કહી ઉચ્ચ ઉચ્ચચ્છંદ વગેરેની ચઉભંગી અને ચાર લેશ્યાવાળા જીવો તથા સારથિ આદિની ઉપમાએ પુરૂષની ચઉભંગી જણાવીને પ્રવ્રાજનાચાર્યાદિનું સ્વરૂપ અને આરાધના વિરાધનાને અંગે રત્નાધિકાદિનું વર્ણન કરી શ્રાવકના માતાપિતા સમાન શ્રાવક વગેરે ચાર ચાર ભેદો બે રીતે કહ્યા છે પછી શ્રીવીર પ્રભુના શ્રાવકોની બીના અને દેવોને અહીં આવવાના ને નહિ આવવાના ચાર ચાર કારણો તથા લોકમાં અંધકાર ને ઉદ્યોતાદિ થવાના ચાર ચાર કારણો તેમજ લોકાંતિક દેવને આવવાના ચાર કારણો જણાવ્યા છે પછી દુઃખ શય્યાનું તથા સુખ શય્યાનું, અવાચનીયનું તથા વાચનીયનું સ્વરૂપ કહી આત્મભરિ પરભરિ આદિની ચઉભંગી અને સરખા પ્રમાણવાળા અપ્રતિષ્ઠાન નરકાવાસ વગેરે ૪ અને સીમંતક વગેરે ચાર પદાર્થો કહી, બે શરીરવાળા જીવોનું, ને હ્રીમંત વગેરે પુરૂષોનું તથા શય્યાનું, વસ્ત્રનું, પાત્રનું તેમજ સ્થાન, પ્રતિમા અને જીવે સ્પર્શેલા કાર્મણ સહિત શરીરનું વર્ણન કરી સરખા પ્રદેશવાળા ચાર પદાર્થો કહી દુર્દર્શ શરીરવાળા જીવો તથા સ્પૃષ્ટ અર્થને ગ્રહણ કરનારી ઇંદ્રિયો જણાવીને ઉપનયાદિના ચાર ભેદ તથા પરિક ર્માદિની સંખ્યા કહી છે પછી ત્રણે લોકમાં અંધકારના ને ઉદ્યોતના કરનારાનું સ્વરૂપ વગેરે બીના પણ સ્પષ્ટ જણાવી છે

---

શ્રીસ્થાનાગસૂત્રના ચોથા અધ્યયનના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં ઉરપરિસર્પ વગેરેનો અને નારકાદિનો આહાર તથા વ્યાધિ ચિકિત્સાની ચઉભંગી જણાવી આત્મ ચિકિત્સા તથા પર ચિકિત્સાદિની ચઉભંગી અને ક્રિયાવાદી વગેરેનું સમવસરણ (વર્ણન) કર્યું છે પછી મેઘાદિની ઉપમાએ પુરૂષાદિની ચઉભંગી અને મેઘ તથા કરંડીયાની ઉપમાએ આચાર્યનું સ્વરૂપ કહી આચાર્ય ભિક્ષુ આદિમાં વૃક્ષાદિની ઉપમા ઘટાવી ચોપગા વગેરે જીવો અને પક્ષિના જેવા ભિક્ષુકો તથા નિર્ગ્રંથિયિપણું વગેરેના કારણો જણાવી પ્રવ્રજ્યાના ભેદો અને આહારાદિના ભેદ કારણ તથા સાહિત્યની દૃષ્ટિએ કરૂણ રસાદિનું સ્વરૂપ જણાવી, ઉદકાદિ તરફ કુંભની જેવા પુરૂષોની ચઉભંગી કહી છે પછી ઉપસર્ગના ભેદો અને કર્મના શુભ વગેરે ભેદો તથા પ્રકૃતિ વગેરે ભેદો કહી સંઘના ભેદો

અને ઔત્પત્તિકી વગેરે બુદ્ધિના ભેદો તથા જીવના નારકાદિ ભેદો જણાવી સાધુનું શ્રાવકનું ને બુદ્ધિનું સ્વરૂપ કહ્યું છે. પછી મિત્રાદિ પુરૂષોની ચઉભંગી અને તિર્યંચની તથા મનુષ્યોની ગતિ આગતિ તેમજ આરંભ, અનારંભ, સંયમ, અસંયમનું સ્વરૂપ કહી સમ્યગ્દૃષ્ટિ ક્રિયા વર્ણવી ગુણના નાશ અને ઉત્પત્તિના કારણો તથા શરીરના કારણો અને ધર્મ દ્વારો ૪ કહી નારકપણું વગેરેના મહારંભાદિ ચાર ચાર કારણો કહ્યા છે. પછી વાજિંત્રાદિના ચાર ભેદો અને સનત્કુમારાદિ દેવલોકના વિમાનોના વર્ણ તથા શુક્ર વગેરે દેવોના શરીરનું પ્રમાણ જણાવી ઉદકના ગર્ભની ને મનુષ્યના ગર્ભની ખીના કહી છે. પછી ઉત્પાદ પૂર્વની વસ્તુ ૪ અને કાવ્યની તથા નારક વાયુ અને સમુદ્‌ઘાતની ખીના કહી શ્રીનેમિનાથના ચૌદ પૂર્વીઓની તથા શ્રીવીર પ્રભુના વાદીઓની સંખ્યા કહી દેવલોકના ચંદ્રાદિ જેવા આકાર કહ્યા છે. પછી ઉદધિ કષાયની ખીના અને અનુરાધાદિ નક્ષત્રોની ખીના તથા ચતુષ્પ્રદેશિકાદિ સ્કંધોની ખીના સ્પષ્ટ જણાવી છે.

॥ શ્રીસ્થાનાંગસૂત્રના ચોથા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ શ્રીસ્થાનાંગના પાંચમા અધ્યયનનો ટૂંક પરિચય ॥

### ॥ તેમાં પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં મહાવ્રત, અણુવ્રત અને વર્ણ, રસ તથા કામગુણ સંગાદિ વિનિઘાત તેમજ દુર્ગતિ સુગતિના પાંચ પાંચ કારણો કહી પ્રાણાતિપાતાદિના વિરમણાદિથી સુગતિ વગેરે તથા ભદ્ર પ્રતિમા વગેરેની ખીના કહી છે. પછી અવધિ દર્શનની ઉત્પત્તિના અને વિનાશના કારણો, તથા શરીરના વર્ણાદિનું સ્વરૂપ અને શાંતિ સત્ય આયંબિલ, અરસ આહાર વગેરેના પાંચ પાંચ ભેદ વગેરે જણાવી કહ્યું કે, થાક લાગતાની દરકાર કર્યા વગર વૈયાવચ્ચ કરવાથી મહાનિર્જરા થાય છે. પછી વિસંભોગના અને પારાઞ્ચિકના કારણો તથા વિગ્રહ અવિગ્રહના સ્થાનો અને ઉત્કટુકાદિ નિષદ્યાના તથા આર્જવના સ્થાનો અને સૂત્રાધ્યયનના પર્યાય વાચક શબ્દો કહી ચંદ્ર વગેરેના ને ભવ્ય દેવ વગેરેના પાંચ ભેદો જણાવ્યા છે. પછી કાયાદિની પરિચારણા અને ચમરેન્દ્ર તથા બલીન્દ્રની અગ્રમહિષી પાંચ તથા અસુરેન્દ્ર વગેરેની લડાઈના લશ્કર અને તેના સ્વામીઓ કહી શક્ર તથા ઇશાનેન્દ્રની અભ્યંતર પર્ષદાના દેવ દેવીઓની સ્થિતિ અને ગતિ વગેરેના પ્રતિઘાત તથા ખડ્ગાદિ ચિહ્નો, અને પરીષહને સહેવાના કારણો કહ્યા છે. પછી હેતુ, અહેતુ, જ્ઞાન, તથા અજ્ઞાનના પાંચ પાંચ ભેદો, અને કેવલીના પાંચ અનુત્તર પદાર્થો કહી શ્રીપદ્મપ્રભ સ્વામી વગેરે તીર્થંકરોના ચ્યવનાદિ કલ્યાણકોના નક્ષત્રો વગેરે ખીના સ્પષ્ટ જણાવી છે.

---

## ॥ શ્રીસ્થાનાંગસૂત્રના પાચમા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી કહ્યુ છે કે જો ભય વગેરે ખાસ કારણ ન હોય, તો મુનિએ એક મહિનામા ગંગા વગેરે પાચ વિશાલ નદીઓ ન ઉતરવી તથા જો ભયાદિ ખાસ કારણ ન હોય તો મુનિએ પહેલા પ્રાવૃટ્કાલ (પર્યુષણાની પહેલાના કાલ) મા વિહાર ન કરવો અને પર્યુષણા વીત્યા બાદ જો જ્ઞાનાદિનુ ખાસ કારણ ન હોય તો વિહાર ન કરાય પછી હસ્તકર્મ વગેરે પાચ મોટા કર્મ અને રાજાના અંતેઉરમા દાખલ થવાના કારણો તથા પુરૂષનો સંસર્ગ થયા વિના પણ ગર્ભધારણના અને પુરૂષનો સંસર્ગ થાય તો પણ ગર્ભધારણ ન થવાના પાચ પાચ કારણો અને પાચ કારણે સાધુ સાધ્વી મર્યાદા જાળવી એક સ્થલે રહેતા આરાધક ગણાય એમ કહી આશ્રવાદિના પાચ ભેદો અને આરંભિકી વગેરે ને કાયિકી વગેરે પાચ ક્રિયાઓ તથા ઉપધિ વગેરેની પરિજ્ઞાના પાચ ભેદો જણાવ્યા છે પછી આગમ વ્યવહારાદિ વ્યવહારના પાચ ભેદો અને પંચમાસિકી દત્તિઓ તથા ઉદ્ગમ વગેરે ઉપઘાતની, વિશુદ્ધિ અને દુર્લભ બોધિપણાના ને સુલભ બોધિપણાના પાચ પાચ કારણો કહ્યા છે, પછી સંલીનતાદિના ને સંવરાદિના તથા સંયમ અને વનસ્પતિના ભેદ (ચારિત્રનું સ્વરૂપ) જણાવી જ્ઞાનાચારાદિના ને આરોપણના ભેદો કહ્યા છે પછી જંબૂદ્વીપ, ધાતકીખંડ, પુષ્કરવરદ્વીપાર્ધ, સીતા, સીતોદા, વક્ષસ્કાર, દેવકુરૂ, ઉત્તરકુરૂ, દ્રહ, સમયક્ષેત્ર તથા ભરત વગેરેનો અધિકાર જણાવીને શ્રી ઋષભદેવ, ભરતચક્રી, બાહુબલી, બ્રાહ્મી તથા સુંદરીના શરીરનુ પ્રમાણ કહ્યુ છે પછી સુપ્ત વિબોધના કારણો નિર્ગ્રન્થી ગ્રહણના કારણો તથા આચાર્ય ઉપાધ્યાયના અતિશયો કહી આચાર્ય ઉપાધ્યાય ને ગણાપક્રમણના કારણો કહ્યા છે પછી અરિહંત વગેરે ઋદ્ધિવાળા મહાપુરૂષોની બીના વગેરેનુ સ્પષ્ટ વર્ણન કર્યુ છે

---

## ॥ શ્રીસ્થાનાગસૂત્રના પાંચમા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી પાચ અસ્તિકાય અને ગતિ પાચ તથા બાદર તેઉ વાયુની બીના (ઇંદ્રિયોનુ સ્વરૂપ) કહી પાચ નિર્ગ્રંથો અને વાપરવા લાયક વસ્ત્ર તથા રજોહરણ તેમજ (ધર્મમા) નિશ્રાસ્થાન જણાવી પુત્રાદિ નિધિ અને શૌચનુ વર્ણન કરી મહાનિરય, વિમાન, હ્રીમત્ત્વાદિ પુરૂષ, અતિથિ વગેરે વનીપકો કહ્યા છે પછી અચેલકના પ્રશસ્તપણાના કારણો અને પાચ સમિતિ તથા સંસારી જીવોના ભેદો, તેમજ એકેન્દ્રિયાદિની ગતિ આગતિ કહી સર્વ જીવોના ભેદો અને તવ વગેરેનો યોનિકાલ કહ્યો છે પછી સંવત્સરના પાચ ભેદો અને જ્ઞાનનુ તથા જ્ઞાનના આવરણનુ (જ્ઞાનનુ સ્વરૂપ) કહી, સ્વાધ્યાયની અને પચ્ચખ્ખાણની શુદ્ધિ ૫ જણાવી સૂત્ર વાચનના તથા શિક્ષણના કારણો કહ્યા છે પછી આશ્રવાદિનુ પ્રતિક્રમણ અને સૌધર્મ ઇશાન દેવલોકના વિમાનોના વર્ણ તથા ઉંચાઈ તેમજ બ્રહ્મ દેવલોક તથા લાન્તક દેવલોકના દેવોના શરીરની ઉંચાઈ જણાવી પાચ વર્ણો વગેરે બીના જણાવી છે પછી પુદ્ગલ બંધો અને ગંગા વગેરે નદીઓ તથા કુમાર તીર્થંકરોના નામ તેમજ ચમરચંચા રાજધાની, સભા અને

ઇંદ્રસ્થાન તથા સભાઓ જણાવી ધનિષ્ઠા વગેરેના તારાઓ અને પાંચ પ્રદેશી ખંધ વગેરે પદાર્થો કહ્યા છે.

॥ સ્થાનાંગના પાંચમા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો. ॥

---

## ॥ સ્થાનાંગના છઠ્ઠા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ગણને ધારણ કરતા થતા ૬ ગુણો અને કાલગત સાધર્મિકના આચાર તથા સંસારીના ભેદ, ગતિ, આગતિ તેમજ અગ્રબીજ વગેરે જણાવી જીવોના છ ભેદ અને ૬ દુર્લભ પદાર્થો તથા સંવરના અસંવરના ને શાતા અશાતાના તથા પ્રાયશ્ચિત્તના છ ભેદો કહ્યા છે. પછી સંમૂર્ચ્છિમ વગેરે મનુષ્યોની બીના અને ઋદ્ધિવાળા વગેરેના ભેદો તથા હૈમવંત વગેરેની બીના અને છ આરા તથા સુષમસુષમા કાલના દેવકુરૂ ઉત્તરકુરૂના મનુષ્યોના શરીરની ઉંચાઈ તેમજ આયુષ્ય કહી ૬ સંઘયણ અને ૬ સંસ્થાન કહી અહિતના ને હિતના કારણો તથા પર્યાય વગેરેની બીના કહી છે. પછી આર્યના ભેદો અને લોકની સ્થિતિ તથા છ દિશાએ જીવાદિની ગતિ આગતિ વગેરે તેમજ આહાર લેવાના ને નહિ લેવાના કારણો કહ્યા છે. પછી ઉન્માદના છ કારણો અને પ્રમાદના ૬ ભેદો તથા પ્રતિલેખનાના ભેદો કહી શક્ર વગેરેની અગ્રમહિષીઓ અને ઈશાનેન્દ્રની મધ્યમ પર્ષદાનાં દેવોની સ્થિતિ તથા દિશિકુમાર અને વિદ્યુત્કુમાર નિકાયની મહત્તરિકા દેવીઓ તેમજ ધરણ ભૂતાનન્દ વગેરેની અગ્રમહિષીઓ અને સામાનિક દેવોનું (પડિલેહણાનું સ્વરૂપ) વર્ણન કર્યું છે. પછી અવગ્રહ, ઇહા, અપાય અને ધારણાનાં બહુ વગેરે ભેદો તથા બાહ્ય-અભ્યંતર તપના છ છ ભેદો અને વિવાદની બીના કહી ક્ષુદ્ર પ્રાણો, ગોચરી અને નારકી તથા બ્રહ્મદેવલોકના પાથડા અને નક્ષત્રો કહી અભિચંદ્ર (કુલકર) ની ઉંચાઈ અને ભરતનું ચક્રવર્તિપણું તથા પાર્શ્વનાથના વાદીની સંખ્યા જણાવી વાસુપૂજ્ય સ્વામીની દીક્ષાનો પરિવાર કહ્યો છે. પછી શ્રી ચંદ્રપ્રભ સ્વામીના છદ્મસ્થપણાના મહિના અને ત્રીન્દ્રિયના અનારંભ વગેરેની બીના કહી જંબૂદ્વીપના અને અકર્મભૂમિના ક્ષેત્રો કહ્યા છે. પછી વર્ષધર અને મેરૂની દક્ષિણના ને ઉત્તરના કૂટ તથા મહાહૃદ તેમજ તેની દેવીઓ અને નદીઓ તથા પૂર્વ પશ્ચિમ વિભાગની આંતર નદીઓ કહી છે. એ પ્રમાણે ધાતકીખંડની પણ બીના જણાવી છે. પછી ઋતુ અને ક્ષય તિથિ તથા વૃદ્ધિ તિથિઓ છ છ કહી અર્થાવગ્રહના ને અવધિજ્ઞાનના તથા અવચનના ૬ ભેદ કહી વૈમાનિક કલ્પના પાથડા અને સંયમના ૬ પરિમંથુ (વિઘ્ન) જણાવ્યા છે. પછી કલ્પ સ્થિતિ જણાવી શ્રી વીરપ્રભુનો દીક્ષા સમયનો ને મોક્ષ સમયનો તપ તથા સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકના દેવોના શરીરની ઉંચાઇ જણાવી ભોજનાદિના પરિણામ કહ્યા છે. પછી સંશયાદિ પ્રશ્નો અને ચમરચંચા રાજધાનીની બીના કહી માઘવતી નામની સાતમી નરકનો અને સિદ્ધિનો વિરહકાલ કહ્યો છે. પછી નિધત્તાયુષ્ય વગેરે ૬ ની અને ઔદયિક વગેરે ભાવની બીના કહી (સંક્ષેપ્યાયુર્બંધને અસંક્ષેપ્યાયુર્બંધ) છ ભાવના ભેદો, અને ઉચ્ચારાદિ પ્રતિક્રમણ વગેરેની

બીના તથા કૃત્તિકા અશ્લેષાના તારાઓ તેમજ ૭ પ્રદેશવાળા સ્કંધો વગેરે પદાર્થોનું સ્પષ્ટ વર્ણન કર્યું છે

---

## ॥ શ્રી સ્થાનાંગના સાતમા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ગણાપક્રમણના કારણો કહી સર્વ ધર્મરોચન વગેરે અને વિભંગજ્ઞાન તથા અંડજ વગેરે યોનિસંગ્રહ જણાવ્યો છે પછી તેની ગતિ આગતિ જણાવી મુનિ ગણના સંગ્રહના અને અસંગ્રહના ૭ કારણો કહ્યા છે પછી પિંડૈષણા તથા પાનૈષણાની બીના અને અવગ્રહ પ્રતિમાની તેમજ સપ્તસપ્તક મહાધ્યયનની બીના કહી સપ્તસપ્તમિકા ભિક્ષાનું પ્રમાણ અને નરક પૃથ્વી અને ઘનોદધિ કહી નારકીના નામ ને ગોત્ર કહ્યા છે પછી બાદર વાયુની ને દીર્ઘ વગેરે સંસ્થાનની બીના તથા ભયના કારણો કહી છદ્મસ્થના ને કેવલીના ચિહ્નો કહ્યા છે પછી કાશ્યપ વગેરે ગોત્રના ભેદો અને નૈગમાદિનયોનું સ્વરૂપ જણાવી સ્વરમંડલના જીવ નિશ્રિતના ને અજીવ નિશ્રિતના ગ્રામ, મૂર્છના, યોનિ વગેરે ભેદ અને સ્વરૂપ કહ્યું છે પછી જંબૂદ્વીપ, ધાતકીખંડ, પૂર્વ પશ્ચિમ પુષ્કરાર્ધની ને તેના ક્ષેત્રની બીના તથા વર્ષધર પર્વતની પૂર્વાભિમુખ નદીઓ અને પશ્ચિમાભિમુખ નદીઓ જણાવી અતીત ઉત્સર્પિણી વગેરેના કુલકરો અને દંડ નીતિ તથા ચક્રીના ૭ એકેન્દ્રિય રત્નો અને ૭ પંચેન્દ્રિય રત્નો કહ્યા છે પછી દુષ્ષમાના ને સુષમાના ચિહ્નો અને સંસારી જીવો તથા આયુને ઘટવાના અધ્યવસાય વગેરે સાત ઉપક્રમો વર્ણવી સર્વ જીવોના ૭ ભેદ અને બ્રહ્મદત્ત ચક્રીના શરીરનું પ્રમાણ, આયુષ્ય, ને ગતિ તથા મલ્લિનાથની દીક્ષા સમયે પરિવાર રૂપ રાજાઓ જણાવતા મલ્લિનાથની કથા પણ કહી છે પછી સમ્યગ્દર્શન વગેરે દર્શનો જણાવી કહ્યું કે–છદ્મસ્થ ૭ પદાર્થો ન જાણે ને કેવલી ૭ પદાર્થો જાણે છે પછી શ્રી વીરપ્રભુના શરીરની ઉંચાઈ અને ૭ વિકથા તથા આચાર્યના અતિશયો તેમજ સંયમ વગેરે જણાવી અતસી, કુસુભાદિનો યોનિકાલ કહ્યો છે પછી અપ્કાયનું અને ત્રીજી ચોથી નરકના જીવોનું આયુષ્ય તથા શક્રની, વરૂણની, ઈશાનની, સોમની અને યમદેવની અગ્રમહિષીઓ જણાવી ઈશાનેન્દ્રની અભ્યંતર પર્ષદાના દેવોની અને શક્રની અગ્રમહિષીઓની સ્થિતિ તથા સૌધર્મ દેવલોકની પરિગૃહીત દેવીઓની સ્થિતિ જણાવી સારસ્વત આદિત્ય ગર્દતોય અને તુષિત દેવોનું વર્ણન કર્યું છે પછી સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ દેવલોકની સ્થિતિ, અને પાંચમા છઠ્ઠા દેવલોકના વિમાનની ઉંચાઈ તથા ભવનપતિ વગેરે દેવોના શરીરની ઉંચાઈ તેમજ અંતર નદીઓ કહીને અંતર દ્વીપ વગેરેની ને શ્રેણિની બીના કહી છે પછી અસુરેન્દ્રાદિના સૈન્યના ને ચમરેન્દ્રાદિના પાયદળ સૈન્યના અધિપતિ દેવોની સંખ્યા તથા વચનના ભેદો કહી નિહ્નવોની, ને તેમના ધર્માચાર્યોની તથા ઉત્પત્તિ નગરની બીના જણાવી નિહ્નવવાદનું સ્વરૂપ કહ્યું છે પછી શાતા વેદનીયનો ને અશાતા વેદનીયના અનુભાવ જણાવી પૂર્વાદિ દ્વારવાળા અભિજિત્ વિગેરે નક્ષત્રોનું ને સૌમનસ ગંધમાદન કૂટનું તથા બેઇંદ્રિય જીવોની કુલકોટીનું વર્ણન કરી સપ્ત પ્રદેશિક સ્કંધ વગેરે પુદ્ગલોનું વર્ણન પણ કર્યું છે

---

## ॥ શ્રી સ્થાનાંગના આઠમા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં એકાકી વિહાર પ્રતિમાના ગુણો અને યોનિ સંગ્રહ, અંડજ વગેરેની ગતિ આગતિ તથા ૮ કર્મ પ્રકૃતિઓ, તેમજ અપરાધને નહિ આલોચવાના ને આલોચવાના ૮ કારણો કહી તેની પ્રત્યાજાતિનું વર્ણન કર્યું છે. પછી સંવર, અસંવર, સ્પર્શો, લોકની સ્થિતિ અને ગણિ સંપદાના ૮ ભેદો તથા મહાનિધિની ઉંચાઈ કહી છે. પછી સમિતિ અને આલોચનાના ગ્રાહકના તથા દાયકના ગુણો જણાવી પ્રાયશ્ચિત્તના ને મદના ૮ ભેદ જણાવ્યા છે. પછી એકાત્મવાદી વગેરે અક્રિયાવાદીઓ અને મૌન વગેરેના નિમિત્તો તથા વચનની વિભક્તિઓ જણાવી છે. પછી જે છદ્મસ્થ ન જાણે ને કેવલી જાણે તેવા આઠ પદાર્થો કહી આયુર્વેદની બીના કહી છે. પછી શક્રની, ઇશાનેન્દ્રની ને શક્રના સોમની તથા ઇશાનેન્દ્રના વૈશ્રમણની અગ્રમહિષીઓ જણાવી મહાગ્રહોની ને તૃણ વનસ્પતિની તથા ચઉરિંદ્રિયના અનારંભ વગેરેની બીના કહી છે. પછી પ્રાણ સૂક્ષ્મ વગેરે જીવો ને ભરતચક્રીના વંશમાં થયેલા સિદ્ધોની તથા શ્રીપાર્શ્વનાથના ગણધરોની બીના કહી સમ્યગ્દર્શન વગેરે પદાર્થો અને કાલના ભેદ જણાવ્યા છે. પછી શ્રીનેમિનાથની યુગાંતકૃદ્ભૂમિને અને શ્રીવીર પ્રભુથી દીક્ષા પામેલા રાજાઓને જણાવી આહાર, કૃષ્ણરાજી, તેના સંસ્થાન, નામ, ત્યાં રહેલ વિમાનો તથા તેમાં રહેલા દેવોનું આયુષ્ય કહ્યું છે. પછી ધર્માસ્તિકાય વગેરેના મધ્ય પ્રદેશો કહી મહાપદ્મે દીક્ષિત કરેલ રાજાઓના નામ તથા સિદ્ધના ૮ ગુણો અને કૃષ્ણની ૮ અગ્રમહિષીઓ કહી છે. પછી વીર્યપ્રવાદ પૂર્વની વસ્તુઓ ને ચૂલ વસ્તુઓ કહી, નરકગતિ વગેરેથી સિદ્ધશિલા સુધીના ગતિના ૮ ભેદ અને ગંગાદિ દ્વીપનું પ્રમાણ તથા ઉલ્કામુખ વગેરેની લંબાઇ તેમજ કાલોદ સમુદ્રની પહોળાઇ અને અભ્યંતર ને બાહ્ય પુષ્કરાર્ધની પહોળાઈ કહી છે. પછી કાકિણી રત્નનું પ્રમાણ અને માગધ (મગધ દેશમાં પ્રચલિત; માગધ તીર્થના) યોજન તથા તેના ધનુષ્ય જણાવી જંબૂવૃક્ષ આદિની ઉંચાઇ વગેરે બીના કહી છે. પછી તિમિસ્રાગુહાદિની ઉંચાઈ અને જંબૂદ્વીપમાં મહાવિદેહની પૂર્વ પશ્ચિમ સીતા સીતાદાની, ઉત્તર દક્ષિણની વિજયોની, તેની રાજધાનીઓની, તથા ઉત્કૃષ્ટ પદે તીર્થંકર વગેરે તેમજ દીર્ઘ વૈતાઢયની તિમિસ્રાદિ ગુફા વગેરેની બીના કહી મેરૂ પર્વતની ચૂલિકાના મધ્ય ભાગનો વિષ્કંભ કહ્યો છે. પછી ધાતકી વૃક્ષની ઉંચાઈ વગેરે કહી, દિગ્હસ્તિ કૂટની વેદિકા ને તેની ઉંચાઇ જણાવી મહાહિમવંત અને રૂકિમ પર્વત તથા રૂચક પર્વતની ઉપર રહેનારી દિક્કુમારીઓ જણાવી તિર્યગ્નિશ્રોત્પન્ન દેવલોક અને તેના ઇંદ્રોના પારિયાનિક (મુસાફરીના) વિમાનો કહ્યા છે. પછી અષ્ટમિકા ભિક્ષાઓ અને સંસારી જીવોના ૮ ભેદો તથા પ્રથમ સમય સંયમ વગેરે ૮ ભેદો તેમજ રત્નપ્રભા વગેરે ૮ પૃથ્વીઓ જણાવી સિદ્ધશિલાના મધ્ય ભાગની પહોળાઈ અને સાતમા આઠમા દેવલોકના વિમાનની ઉંચાઇ કહી છે. પછી શ્રીનેમિનાથના વાદી મુનિઓ અને કેવલી સમુદ્ઘાત તથા શ્રીવીર પ્રભુના કાલ કરી અનુત્તર દેવ થયેલા મુનિઓની સંખ્યા કહી વ્યંતરના ભેદ અને ચૈત્ય વૃક્ષો તથા સૂર્યના વિમાનની ગતિની અબાધા તેમજ પ્રમર્દ યોગવાળા નક્ષત્ર કહ્યા છે.

પછી દ્વીપ સમુદ્રના દ્વારોની ઉચાઈ અને પુરૂષ વેદની તેમજ યશકીર્ત્તિની અને ઉચ્ચ ગોત્રની જઘન્ય સ્થિતિ જણાવી તેઇદ્રિયની કુલકોટી કહીને આઠ પ્રદેશિયા પુદ્ગલો વગેરેની બીના જણાવી છે

---

## ॥ શ્રી સ્થાનાગના નવમા અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી વિસભોગના કારણો અને નવ બ્રહ્મચર્યાધ્યયન (આચારાગના પહેલા શ્રુતસ્કધના નવ અધ્યયન) તથા બ્રહ્મચર્યની નવ ગુપ્તિ તેમજ ચોથા અભિનદન સ્વામીનુ ને પાચમા સુમતિનાથનુ આતરૂ કહ્યુ છે પછી જીવાદિ નવ તત્ત્વો અને સસારીના ભેદ તથા પૃથ્વ્યાદિની ગતિ આગતિ તેમજ સર્વ જીવોના ભેદ અવગાહના વગેરે કહી રોગોત્પત્તિના ૯ કારણો અને દર્શનાવરણીયના ૯ ભેદો તથા નક્ષત્રો જણાવ્યા છે પછી તારક ચાર(ગતિ)ની અબાધા અને જબૂદ્વીપમા પેસી શકે તેવા માછલા તથા ૯ બલદેવ ૯ વાસુદેવના પિતા વગેરે કહી નવ નિધિનુ સ્વરૂપ અને વિગઈ ૯ તથા દ્વારો ૯ (શરીરના ૯ દ્વારો) તેમજ પુણ્યના ભેદો કહ્યા છે પછી પાપસ્થાનો અને ઉત્પાદાદિ પાપ શ્રુતના પ્રસગો તથા નૈપુણિક વસ્તુઓ અને ગોદાસ વગેરે નવ ગણો તેમજ નવ કોટી (શુદ્ધિ અશુદ્ધિની) કહી ઈશાનની તથા વરૂણની અગ્રમહિષીઓ તથા ઇશાનેન્દ્રની અગ્રમહિષીની ને ત્યાની પરિગૃહીતા દેવીઓની સ્થિતિ અને ૯ લોકાતિક તેમજ ૯ ગ્રૈવેયકના પાથડાના નામ કહ્યા છે પછી આયુષ્યના પરિણામો અને નવ નવમિકા ભિક્ષા તથા પ્રાયશ્ચિત્તો ૯ તેમજ ભરતક્ષેત્રના વૈતાઢયાદિના કૂટો કહી શ્રી પાર્શ્વ પ્રભુની ઉચાઈ અને શ્રી વીર તીર્થના ૯ ભાવી તીર્થંકરના જીવો તથા કૃષ્ણ વાસુદેવ વગેરેની મુક્તિ તેમજ શ્રેણિકનુ ચરિત્ર જણાવી પશ્ચાદ્ભાગના નક્ષત્રો અને આનતાદિ સ્વર્ગના વિમાનોની ઉચાઈ તથા વિમલવાહન કુલકરની ઉચાઈ તેમજ અવસર્પિણીના આરભનુ ને શ્રી ઋષભ તીર્થનુ આતરૂ કહી ધનદતાદિની લબાઈ અને શુક્ર ગ્રહની વીથિયો તથા નોકષાય તેમજ ચઉરિંદ્રી અને ભુજપરિસર્પની કુલકોટી જણાવી નવપ્રદેશિઆ સ્કધો વગેરેની બીના સ્પષ્ટ જણાવી છે

---

## ॥ શ્રી સ્થાનાગના દશમા અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી લોક સ્થિતિ અને નિર્હારિમ વગેરે શબ્દના ભેદો તથા ઇદ્રિયોના અર્થો (વિષયો) તેમજ પુદ્ગલને હાલવાના કારણો કહી ક્રોધોત્પત્તિના ૧૦ કારણો અને સયમ અસયમના ને સવર, અસવરના તથા માનના ૧૦ કારણો જણાવી સમાધિના, અસમાધિના ને પ્રવ્રજ્યાના ૧૦ ભેદ કહ્યા છે પછી શ્રમણ ધર્મ, વૈયાવચ્ચ અને જીવાદિના પરિણામ તથા આકાશગત

વિકારથી ઔદારિકની અસંજઝાય અને પંચેન્દ્રિયની અહિંસા વગેરે કહી ૧૦ પ્રકારના સૂક્ષ્મ જીવો અને ગંગાદિ સમાગત નદીઓ તથા ભરતચક્રીની રાજધાનીઓ તેમજ તેની સાથે દીક્ષા લેનારા રાજાઓ જણાવી મેરૂના પૃથ્વીમાં અવગાહેલા ભાગના યોજન વગેરે કહ્યા છે. પછી દશ દિશા અને ગોતીર્થનું પ્રમાણ તથા તેના પાણીનું પ્રમાણ તેમજ પાતાલકલશાની ઉંડાઈ તળીયું વગેરે ભાગની પહોળાઈ અને તેઓની ઠીકરીનું પ્રમાણ કહી નાના પાતાલકલશની ઉંડાઈ વગેરે અને ધાતકીખંડ તથા પુષ્કરવર દ્વીપના મેરૂનો અવગાહ તથા વૃત્ત વૈતાઢ્યની ઉંચાઈ, ઉંડાઈ તેમજ પહોળાઇ જણાવી દશ ક્ષેત્રો અને માનુષોત્તર ગિરિના મૂલ ભાગની પહોળાઈ તથા અંજનગિરિ વગેરેની પહોળાઇ વગેરે તેમજ રૂચક તથા કુંડલગિરિ આદિની પહોળાઈ વગેરે કહ્યું છે. પછી અનુયોગના ૧૦ ભેદ અને દેવોના ઉત્પાદ પર્વતનું પ્રમાણ તથા વનસ્પતિ વગેરેના શરીરનો અવગાહ તેમજ શ્રી સંભવનાથનું ને અભિનંદન સ્વામીનું આંતરૂં કહ્યું છે. પછી દશ અનંતા પદાર્થો અને ઉત્પાદ પૂર્વની વસ્તુઓને અસ્તિનાસ્તિ પ્રવાદની ચૂલ વસ્તુઓ તેમજ પ્રતિસેવાના ભેદો કહ્યા છે. પછી આલોચના નહિ કરવાથી નુકશાન જણાવી આલોચનાને લાયક જીવ અને આલોચનાથી લાભ તથા પ્રાયશ્ચિત્તના ભેદ તેમજ મિથ્યાત્વના ભેદો કહી શ્રી ચંદ્રપ્રભ, ધર્મનાથ, નમિનાથ, પુરૂષસિંહ, નેમિનાથ ને કૃષ્ણવાસુદેવના સંપૂર્ણ આયુષ્યનું પ્રમાણ અને ભુવનપતિના ભેદ તથા ચૈત્યવૃક્ષો તેમજ આરોગ્ય વગેરે ૧૦ જાતના સુખ જણાવ્યા છે. પછી ઉદ્‌ગમ વગેરેના ઉપઘાત ને વિશુદ્ધિઓ તથા ઉપધિ વગેરે તેમજ સંક્લેશ અને અસંક્લેશની બીના કહી છે. પછી શ્રોત્રેન્દ્રિય બલ વગેરે વીર્યબલ સુધીના ૧૦ પ્રકારના બલ અને સત્ય ભાષાદિના ભેદો તથા દૃષ્ટિવાદના નામ તેમજ અનુયોગ, દાન અને ગતિ તથા મુંડના ભેદ જણાવી સંખ્યાના ભેદ અને પચ્ચખ્ખાણના દશ ભેદ તથા ઈચ્છા વગેરે દશ પ્રકારની સામાચારી તેમજ પ્રભુ શ્રીવીરના સ્વપ્નો કહ્યા છે. પછી નિસર્ગ સમ્યક્ત્વ વગેરે ૧૦ ભેદ અને ૧૦ સંજ્ઞા તથા નરકની વેદના તેમજ છદ્મસ્થ ન જાણે ને કેવલી જાણે તેવા ૧૦ પદાર્થો કહ્યા છે. પછી દશાના ભેદ અને કર્મવિપાક વગેરે દશ અધ્યયનો તથા તે તે અધ્યયનના કથાનકો, તેમજ ઉત્સર્પિણી વગેરે કાલનું પ્રમાણ જણાવી અનંતરોત્પન્ન વગેરે નારકના ભેદ અને પંકપ્રભાના નરકાવાસ તથા રત્નપ્રભાનું, પંકપ્રભાનું, ધૂમપ્રભાનું, બાદર વનસ્પતિનું, બ્રહ્મ દેવલોક તથા લાંતક દેવલોકના દેવો વગેરેનું આયુષ્ય તેમજ આગામી ભદ્રતાના કારણો કહ્યા છે. પછી આશંસા પ્રયોગ અને ગ્રામ ધર્મ વગેરે તથા સ્થવિરના ને પુત્રના દશ ભેદો તેમજ કેવલીના ૧૦ અનુત્તર પદાર્થો કહી કુરૂક્ષેત્રના મહાદ્રુમો અને તેના અધિપતિ દેવો તથા અવગાઢ દુષ્ષમા સુષમાના ચિહ્નો, તેમજ સુષમા સુષમકાલના કલ્પ વૃક્ષના ભેદો કહી અતીત ભાવી ઉત્સર્પિણીના કુલકરો અને પૂર્વ પશ્ચિમના કુલકરો તથા ૧૨ દેવલોકના ૧૦ ઇંદ્રો ને તેના પારિયાનિક વિમાનો તેમજ દશ દશમિકા ભિક્ષા, કહી છે. પછી સંસારી જીવના ૧૦ ભેદો અને બાલપણું વગેરે જીવનની દશ દશા તથા વનસ્પતિના ભેદો વિદ્યાધર તથા આભિયોગિકની શ્રેણિની પહોળાઇ જણાવી ગ્રૈવેયકની ઉંચાઈ અને તેજો નિસર્ગમા કારણો તથા દશ આશ્ચર્ય તેમજ રત્નકાંડ વગેરેની જાડાઈ કહી છે. પછી દ્વીપ

સમુદ્રાદિની ઉંડાઈ અને કૃત્તિકાદિ નક્ષત્રોનું ચાર મંડલ તથા જ્ઞાન વર્ધક ૧૦ નક્ષત્રો તેમજ ચોપગાની તથા ઉરપરિસર્પની કુલકોટી કહી પાપચયન (અશુભ કર્મ પુદ્‌ગલોનું એકઠું કરવું, બાંધવું) અને દશ પ્રાદેશિક સ્કંધો વગેરે કહી અજીતસિંહના શિષ્ય યશોદેવની સહાયથી ટીકા રચી છે, ને દ્રોણાચાર્યે તે ટીકા શોધી છે વગેરે બીના ટીકાકારે પોતેજ અંતે જણાવી છે

---

॥ શ્રી સ્થાનાંગ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો ચોથો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

# ॥ પાંચમો પ્રકાશ ॥

## ॥ શ્રી સમવાયાંગ સૂત્રનો સાર અને ટૂંક પરિચય ॥

॥ आर्या ॥

अह पंचमप्पयासे, समवायंगस्स परिचओ लेसा ॥
वण्णिज्जइ समुदाओ, समवाओ दोण्णि एगत्था ॥ २७ ॥

एगाइक्कमजुत्ता, पयत्थसत्था जओ इह पमणिया ॥
तत्तो समवायंगं, भासिज्जइ पुज्जपुरिसेहिं ॥ २८ ॥

एगो य सुयक्खंधो, अज्झयणमिहेगमेव दुगुणपया ॥
चालीससहस्साइं, इक्कं लक्खं तहा भणियं ॥ २९ ॥

पणतीसाहियसयगे, सुत्ताणं इक्कओ य पज्जंते ॥
कोडाकोडी संखा, अत्था वुत्ता पवोहदया ॥ ३० ॥

ता संखित्तपरिचओ, दुवालसंगीइ जीवपमुहा य ॥
विपइण्णवीरचरिया, खित्ताइपरूवणा विविहा ॥ ३१ ॥

**શબ્દાર્થ**—હવે આ શ્રીપ્રવચન કિરણાવલીના પાંચમા પ્રકાશમાં શ્રીસમવાયાંગ સૂત્રનો પરિચય ટૂંકામાં કહેવાય છે. સમુદાય અને સમવાય એક (સરખા) અર્થને જણાવનારા પર્યાય વાચક શબ્દો છે. ॥૨૭॥ અહીં જે કારણ માટે પહેલા સમવાયમાં એકેક પદાર્થો કહ્યા છે, ને બીજા સમવાયમાં બે બે પદાર્થો કહ્યા છે. આ પ્રમાણે અનુક્રમે ત્રીજા ચોથા વગેરે સમવાયમાં ત્રણ ત્રણ, ચાર ચાર પદાર્થો વગેરે એકાદિ ક્રમવાળા પદાર્થોનો સમૂહ કહ્યો છે, માટે આ ચોથા અંગનું 'સમવાયાંગ' નામ એમ શ્રીગૌતમ ગણધરાદિ મહાપુરૂષોએ કહ્યું છે. એટલે જ્યાં એકાદિ ક્રમે પદાર્થોના સમુદાયનું વર્ણન કર્યું છે, તે સમવાયાંગ કહેવાય. ॥૨૮॥ આ સમવાયાંગ સૂત્ર એક શ્રુતસ્કંધ રૂપ છે, ને એક અધ્યયન રૂપ છે. તથા શ્રી-સ્થાનાંગ સૂત્રના કહેલા ૭૨૦૦૦ પદોથી બમણા પદો એટલે શ્રીસમવાયાંગના ૧૪૪૦૦૦ પદો પૂર્વે હતા. ॥૨૯॥ અહીં પહેલા શરૂઆતના પ્રથમ સૂત્રથી માંડીને ૧૩૫ સૂત્રોમાં અનુક્રમે એકથી સો સુધીના પદાર્થોની બીના કહીને ૧૫૦, ૨૦૦, ૨૫૦, ૩૦૦, ૪૦૦, ૫૦૦ પદાર્થોની બીના જણાવી છે પછી ૬૦૦, ૭૦૦, ૮૦૦, ૯૦૦, ૧૦૦૦, ૧૧૦૦, બે હજારથી દશ હજારની સંખ્યાવાળા પદાર્થો જણાવીને, ૧ લાખથી ૧૦ લાખ સુધીની સંખ્યાવાળા પદાર્થો કહી પછી અંતે ક્રોડ, કોટાકોટી, સાગરોપમની સંખ્યાવાળા પદાર્થો ક્રમસર જણાવ્યા છે, તે

વિશિષ્ટ બોધ કરાવનારા છે ॥૩૦॥ પછી બારે અગોનો ક્રમસર પરિચય ટૂકામા જણાવી જીવ અજીવ વગેરે પદાર્થોનુ સ્વરૂપ જણાવ્યું છે અહી સાતમુ સૂત્ર, ૧૧મુ સૂત્ર, પછી ૧૪, ૩૦, ૩૬, ૪૨, ૫૩થી ૫૫, ૭૦, ૮૨, ૮૩, ૮૯ વગેરે ૧૯ સૂત્રોમા પ્રભુ શ્રીમહાવીર દેવની બીના છુટક છુટક જણાવી છે તેમજ યોગ્ય પ્રસગે ચોમાસાના ૧૨૦ દિવસોને ૫૦ અને ૭૦ દિવસોમા આ રીતે વ્હેચી તે બનેની ઉચિત મર્યાદા પણ જણાવી છે ॥૩૧॥

સ્પષ્ટાર્થ—સમવાયાગમા કહેલી બીનાનો સાર અહી ૨૭મા શ્લોક સુધીના શબ્દાર્થમા સ્પષ્ટ કહેલો છે, તેથી તે સબધી વિશેષ વર્ણન કરવાનુ અનુચિત ધારી આખા સમવાયાગ સૂત્રનો સાર ટૂકામા જણાવુ છુ

---

## ॥ શ્રીસમવાયાગ સૂત્રનો સાર ॥

બાર અગોમા આ ચોથુ અગ છે તેમા એકાદિ ક્રમે કરીને પદાર્થો કહેલા હોવાથી આસન્નસિદ્ધિક ભવ્ય જીવોને સાભળવામા ને ભણવામા આનદ પડવાની સાથે મનમા એવી તીવ્ર ઉત્કઠા વધતી જ જાય છે કે જે સાભળ્યું, તેમા આવો અપૂર્વ રસ પડે છે, તો આગળ કેવી સરસ બીના આવશે ? આવો તીવ્ર ઉત્સાહ આગળ આગળ વધતો જતો હોવાથી આને સાભળતા ને ભણતા લગાર પણ મન કટાળતુ નથી શ્રીસ્થાનાગ સૂત્રના ક્રમ જેવો આનો ક્રમ છે તેથી જેમ ત્યા કહ્યુ છે તેમ અહી પણ ટૂકામા સમજી લેવુ કે આ સૂત્રનુ શ્રવણુ કે અધ્યયન (સાભળવુ કે ભણવુ) બુદ્ધિનો વિકાસ કરનારૂ છે ને કર્મોના ક્ષયોપશમ વગેરે પણ એથી જરૂર થાય છે તથા જે બીના ઘણા શાસ્ત્રોના સાભળવાથી કે ભણવાથી જણાય, તે બીના આ ત્રીજા ચોથા અગને સાભળવાથી કે ભણવાથી થોડા સમયમાં જાણી શકાય છે તેમા પણ જે કેટલીક હકીકત બીજા સૂત્રો સાભળતા કે ભણતા ન જાણવામાં આવી હોય તેવી પણ હકીકત આ સૂત્રના શ્રવણથી કે અભ્યાસથી જણાય છે માટે જ કહ્યું કે જે મુનિઓ દીક્ષા પર્યાયના ક્રમે યોગોદ્વહન વિનયાદિથી ગુરૂમહારાજની પાસે આ ત્રીજા ચોથા અગ સૂત્રોને ભણ્યા હોય, તે મુનિઓ જઘન્ય ગીતાર્થ અથવા જઘન્ય સ્થવિર કહેવાય આ પ્રસગે જણાવવુ જરૂરી છે કે નિશીથ સૂત્રાદિના જાણકાર મુનિવરો મધ્યમ સ્થવિર કહેવાય, ને જે કાલે જેટલા સૂત્રાદિ ગ્રથો હયાત હોય, તે બધા શાસ્ત્રોના જાણકાર મુનિઓ ઉત્કૃષ્ટ સ્થવિર કહેવાય તેમજ ભણેલા સૂત્રાર્થોને યાદ રાખવાના અનેક સાધનો જણાવતા કહ્યુ છે કે, પ્રાયે દિવસનો ટાઇમ અભ્યાસાદિથી પૂરો થાય છે, ને દિવસે અનેક ધાર્મિક કાર્યોમા મન ગુથાયેલુ રહે છે, તેથી રાતે જે શાતિ હોય, તેવી દિવસે ન હોય એ વાત સર્વાશે સાચીજ છે માટે મુનિવરો પામેલા ચારિત્રાદિ ગુણોને ટકાવવાના ને નિર્મલ બનાવવાના મુદ્દાથી રાત્રિના યોગ્ય અવસરે સૂત્રાર્થોની આવૃત્તિ કરીને તે બન્નેને મનમા સ્થિર કરે છે એટલે ન ભૂલાય તેવા કરે છે આથી સમજાય છે કે, ૧ સૂત્રાર્થની આવૃત્તિ

એટલે પૃચ્છના પરાવર્ત્તના અને અનુપ્રેક્ષા આ ત્રણે વાનાં ભણેલા સૂત્રાર્થોને યાદ કરવામાં અપૂર્વ પ્રથમ સાધન છે. ૨ સૂત્રાર્થોનું ભણાવવું. ૩ ભણેલા સૂત્રાર્થોને અનુસરીને નવા ગ્રંથોનું બનાવવું વગેરે સાધનોથી ભણેલા સૂત્રાર્થો ભૂલાતા નથી. તેથી લેખકને અધ્યાપકને તેમજ નવીન ગ્રંથોની રચના કરનાર ગ્રંથકારાદિને અને સૂત્રાદિના વ્યાખ્યાનકારાદિને અનુક્રમે લખવામાં ભણવામાં ને નવીન ગ્રંથોની રચના કરવામાં તથા ભવ્ય જીવોને સૂત્રાર્થોની દેશના દેવામાં લગાર પણ સંકોચ થતો નથી, પણ સૂત્રોની બીના યથાર્થરૂપે યાદ હોવાથી ઉત્સાહભેર પોતપોતાનું કાર્ય કરી શકે છે. અહીં જે પૃચ્છના વગેરે ત્રણ સાધનો કહ્યા, તેમાં અભ્યાસી મુનિવરો માંહોમાંહે એક મુનિ બીજા મુનિને પૂછે છે કે–૧ એક સંખ્યાવાળા પદાર્થો છે? ને તે કયા કયા? ૨ એક લાખ યોજન પ્રમાણ સરખી લંબાઈ પહોળાઈવાળા કેટલા પદાર્થો છે? ને તે કયા કયા? ૩ કયા કયા જીવોનું એક પલ્યોપમનું અને એક સાગરોપમનું આયુષ્ય કહ્યું છે? ૪ કયા કયા જીવો એકેક પખવાડીયાના આંતરે શ્વાસોચ્છવાસ લે છે, ને મૂકે છે અને એકેક હજાર વર્ષના આંતરે આહારને ઇચ્છે છે, વગેરે પ્રશ્નોના ઉત્તરો પહેલા સમવાયની બીનાને જાણનાર મુનિ સહેલાઈથી આપી શકે છે. આથી સહેજે સમજાય છે કે પહેલા સમવાયમાં આત્મા વગેરે એકેક પદાર્થોની બીના કહી છે. અહીં કેટલીક બીના શ્રી સ્થાનાંગમાં કહેલી પણ આવે છે, તેથી ટીકાકારે જે પદાર્થની બીના શ્રી સ્થાનાંગ સૂત્રની ટીકામાં વિસ્તારથી કહી હોય, તે અહીં ટૂંકામાં જણાવી છે, ને તે સિવાયની બીના વિસ્તારથી પણ સમજાવી છે. આજ હકીકત આગળના સમવાયોની બીનાને અંગે પણ પ્રસંગને અનુસારે જેમ ઘટે તેમ સમજવાની છે. ૨ એજ પ્રમાણે બીજા સમવાયમાં જરૂરી બે બે પદાર્થોની બીના વર્ણવી છે. એમ આગળ વધતા વધતા ત્રીજા ચોથા વગેરે સમવાયોમાં પણ ત્રણ ત્રણ પદાર્થો, ચાર ચાર પદાર્થો વગેરેનું વર્ણન કર્યું છે એમ સમજવું. અહીં ૧ થી ૧૦૦ સુધીનો અનુક્રમ જેવો જળવાયો છે, તેવો ક્રમ તે પછી જળવાયો નથી, એમ જણાવેલી ૧૫૦, ૨૦૦, ૨૫૦ વગેરે સંખ્યાવાળા પદાર્થોની બીના જોતાં જણાય છે. આનું કારણ એજ છે કે ક્રમસર આવતી સંખ્યાવાળા કેટલાક પદાર્થોનો સંભવ ન હોય. તેથી જેટલી સંખ્યાવાળા પદાર્થો સંભવતા હોય, તેટલી સંખ્યાવાળા પદાર્થો પણ પૂરાં નહિ પણ સૂત્રકારે પોતાને જણાવવા યોગ્ય જે લાગ્યા, તેજ પદાર્થો જણાવ્યા છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સૂત્રકારે એકલું સંખ્યાના ક્રમ તરફજ લક્ષ્ય રાખ્યું નથી, પણ જે પદાર્થો નિજ ગુણ રમણતાદિ ગુણોને પમાડનારા હોય, તેજ પદાર્થો કહેવા લાયક છે, પણ તે સિવાયના પદાર્થો નહિ એવો પણ વિચાર કરીનેજ સૂત્રની રચના કરી છે. આજ ક્રમે આગળ પલ્યોપમાદિની બીના કહ્યા પછી બારે અંગોનો પરિચય ટૂંકામાં કરાવ્યો છે. પછી જીવ અજીવ રૂપ બે રાશિ, દેવ નારક શરીર, જ્ઞાન, વેદના, આહાર, આયુષ્ય, વિરહકાલ સંઘયણ અને સંસ્થાનની બીના કહી છે. પછી કુલકરોનું વર્ણન કરી ત્રણે કાલના તીર્થંકર, ચક્રી, વાસુદેવ, બળદેવ તથા પ્રતિવાસુદેવોના નામ વગેરે જરૂરી બીના પણ ટૂંકામાં કહી છે. અહીં પ્રભુ શ્રી મહાવીર દેવના સમતા, સહનશીલતા, ક્ષમા, ગંભીરતા,

શીલ, સયમ, સતોષ, સાદાઈ વગેરે ગુણોથી શોભાયમાન પવિત્ર જીવનના પ્રસગો ૭, ૧૧, ૧૪, ૩૦, ૩૬, ૪૨, ૫૩, ૫૪, ૫૫, ૭૦, ૮૨, ૮૩, ૮૯, ૧૦૪, ૧૦૬, ૧૧૦, ૧૧૧, ૧૩૪, ૧૩૫ મા સૂત્રોમા વર્ણવ્યા છે તેનુ મનન કરવાથી આપણા જીવનના મેલને દૂર કરી આપણે ધીમે ધીમે પ્રભુદેવના પથે યથાશક્તિ ચાલી જરૂર આત્મહિત કરવા ભાગ્યશાલી બની શકીએ છીએ તીર્થકર નામ કર્મ એ પણ કર્મ તો છેજ તેના દલિયા મોડામા મોડા આયુષ્ય પૂરૂ થતા સુધીના કાલમા જરૂર ભોગવાઇને ખપી જાય, તોજ મુક્તિમા જઈ શકાય. આ નિયમ પ્રમાણે સર્વજ્ઞ પ્રભુ શ્રી મહાવીર દેવે તીર્થકર નામ કર્મના દલિયા ખપાવવા માટેજ અત સમયે સોલ પહોરની દેશના આપી બીજા તીર્થકરોને તેવુ કારણ હતુ જ નહિ, તેથી તેમણે અત સમયે દેશના આપી નથી આથી વિશેષ બીના આ સૂત્રના પરિચયમા કહેલી છે, તેથી અહી વધારે ન કહેતા આ સૂત્રનો સાર પૂરો કરૂ છુ

---

## ॥ શ્રી સમવાયાગ સૂત્રના ટૂક પરિચય ॥

અહી આગમોદય સમિતિ તરફથી છપાયેલી સટીક સમવાયાગ સૂત્રની પ્રતને અનુસારે ૧૫૯ સૂત્રો છે, ને સૂત્ર ગાથા ૧૬૮ છે મૂલ સૂત્રમા જેમ ગદ્ય પ્રાકૃતનો ભાગ જણાય છે, તેમ કેટલાક જરૂરી સ્થલે ગાથાઓ પણ કહી છે હાલ આની ઉપર નિર્યુક્તિ વગેરે સાધનોનો અભાવ છતા એક શ્રી અભયદેવસૂરિકૃત ટીકા હયાત છે તે મૂલ સૂત્રાર્થને સમજવામા સારી મદદ કરે છે ટીકાકારે ટીકાની શરૂઆતમા મગલાચરણ કરી અભિધેય વગેરેની બીના ટૂકમા જણાવી નમ્ર ભાવે ગીતાર્થ મહાપુરૂષોને વિનતિ કરી છે કે હુ શ્રી વર્ધમાન સ્વામીને નમસ્કાર કરીને બીજા શાસ્ત્રોના આધારે આ સમવાયાગની ટીકા બનાવુ છુ તેમા ગુરૂ પરપરાના ક્રમે જે સૂત્રાર્થો યથાર્થ સ્વરૂપે મારા જાણવામા આવવા જોઇયે, તેવા અવિચ્છિન્ન ક્રમે હું સૂત્રાર્થ મેળવી શક્યો નથી કારણ કે મારી પહેલાના સમયમા બાર બાર વર્ષોના મોટા દુકાળ પડવાથી પ્રાચીન મુનિઓ આ સૂત્રના પણ અર્થને યથાર્થ સ્વરૂપે યાદ રાખી શક્યા નહિ, તેથી સૂત્રાર્થને અગે ગુરૂ પરપરાના ક્રમ રૂપ સપ્રદાય મદ પડી ગયો તેથી અવિચ્છિન્ન ક્રમે હું આ ચોથા અગનો અર્થ મેળવી શક્યો નથી એથી કદાચ ટીકા રચવામા મારી ભૂલ થઈ જાય એટલે કદાચ સૂત્રના આશયથી વિરૂદ્ધ લખાય, અથવા અનુપયોગ ભાવથી સૂત્ર વિરૂદ્ધ લખાય, તો મારી ઉપર દયાભાવ રાખનારા બુદ્ધિશાલી ગીતાર્થોએ તે પાઠ સુધારવો સૂત્રનો ખરો અર્થ શિષ્ય પરપરામા સચવાય, એજ મુદ્દાથી મે ગીતાર્થોને વિનતિ કરી છે પછી આનો ઉપોદ્‌ઘાત (પ્રસ્તાવના) ગોઠવીને કહ્યુ કે–

આ સમવાયાગ સૂત્રમા સ્થાનાગની જેમ એક, બે, ત્રણ વિગેરે સ્થાનો આપેલા છે સ્થાનાગમા માત્ર દશ જ સ્થાનો સવિસ્તર આપ્યા છે, અને આ સૂત્રમા તો એકથી સો સુધી, પછી દોઢસો, બસો, અઢીસો વિગેરે પાચસો સુધી, પછી છ સો, સાત સો વિગેરે

એક હજાર સુધી, પછી અગ્યાર સો, પછી બે હજાર, ત્રણ હજાર વિગેરે દશ હજાર સુધી, પછી લાખ, બે લાખ વિગેરે દશ લાખ સુધી, (તેમાં નવ લાખને ઠેકાણે નવ હજારનું સ્થાન આપ્યું છે), પછી એક કરોડ, કોટાકોટિ વગેરે અતિ વિસ્તારથી સ્થાનો આપેલા છે. ત્યાર પછી દ્વાદશાંગીનું સ્વરૂપ તથા તે બારે અંગનો સવિસ્તર પરિચય, દૃષ્ટિવાદના પરિચયમાં ચૌદ પૂર્વનું સ્વરૂપ પણ વિસ્તારથી આપ્યું છે. ત્યાર પછી જીવ અને અજીવ એમ બે રાશિ, દેવ, નારકી વિગેરેનું સ્વરૂપ, શરીર, જ્ઞાન, વેદના, આહાર, આયુ, વિરહકાળ, સંઘયણ, સંસ્થાન વિગેરે, ત્રિકાળ સંબંધી તીર્થંકરો, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ, પ્રતિવાસુદેવ વિગેરેની ઘણી હકીકત આ સૂત્રમાં આપી છે.

**દરેક સમવાય (સ્થાન) માં નીચે પ્રમાણેના પદાર્થોનું સ્વરૂપ આપ્યું છે–**

**(૧) પ્રથમ સમવાયમાં**–આત્મા અનાત્મા, દંડ, અદંડ, ક્રિયા, અક્રિયા, લોક, અલોક, ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, આશ્રવ, સંવર, વેદના અને નિર્જરા આ અઢાર પદાર્થો એક એક કહ્યા છે. ત્યાર પછી જંબૂદ્વીપ એક લાખ યોજનનો એજ પ્રમાણે અપ્રતિષ્ઠાન નામનો નરકાવાસ, પાલક વિમાન અને સર્વાર્થસિદ્ધ વિમાન એ સર્વે એક એક લાખ યોજનના કહ્યા છે, ત્યારપછી આર્દ્રા, ચિત્રા અને સ્વાતિ આ ત્રણ નક્ષત્રો એક એક તારાવાળા કહ્યા છે, ત્યાર પછી સ્થિતિને આશ્રીને એક પલ્યોપમની ને એક સાગરોપમની સ્થિતિ દેવમાં ને નારકીમાં કોની કોની છે? તે જણાવ્યું છે, તેમજ એક પલ્યોપમની સ્થિતિવાળા મનુષ્ય તિર્યંચોની હકીકત કહી છે. એક સાગરોપમની સ્થિતિવાળા દેવો એક પખવાડીએ શ્વાસ લે છે અને એક હજાર વર્ષે આહાર ઇચ્છે છે, તથા કેટલાક ભવ્ય જીવો એકજ ભવવડે સિદ્ધ થવાના હોય છે.

**(૨) બીજા સમવાયમાં**–બે દંડ બે રાશિ અને બે બંધન કહ્યા છે, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ એ ચાર નક્ષત્રો બે બે તારાવાળા કહ્યા છે. કેટલાક દેવો, નારકી જીવો અને મનુષ્ય તથા તિર્યંચો બે પલ્યોપમની સ્થિતિવાળા ને દેવો તથા નારકી જીવો જે બે સાગરોપમની સ્થિતિવાળા હોય છે તે કહ્યા છે. બે સાગરોપમની સ્થિતિવાળા દેવો બે પખવાડીએ શ્વાસ લે છે અને બે હજાર વર્ષે આહાર ઇચ્છે છે, કેટલાક ભવ્ય જીવો બે ભવવડે સિદ્ધ થવાના હોય છે.

**(૩) ત્રીજા સમવાયમાં**–ત્રણ દંડ, ત્રણ ગુપ્તિ, ત્રણ શલ્ય, ત્રણ ગૌરવ અને ત્રણ વિરાધના કહી છે. મૃગશીર્ષ, પુષ્ય, જ્યેષ્ઠા, અભિજીત્, શ્રવણ, અશ્વિની અને ભરણી એ સાત નક્ષત્રો ત્રણ ત્રણ તારાવાળા કહ્યા છે. કેટલાક દેવો, નારકી જીવો, મનુષ્યો ને તિર્યંચોની સ્થિતિ ત્રણ પલ્યોપમની હોય છે ને કેટલાક દેવો ને નારકીઓની સ્થિતિ ત્રણ સાગરોપમની હોય છે તે કહેલ છે. જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ સાગરોપની છે, તે

દેવો ત્રણ પખવાડીએ શ્વાસ લે છે અને ત્રણ હજાર વર્ષે આહાર ઈચ્છે છે, કેટલાક ભવ્ય જીવો ત્રણ ભવવડે સિદ્ધ થવાના હોય છે આ પ્રમાણે દરેક સમવાયમા સમજવુ

(૪) **ચોથા સમવાયમા** ચાર કષાય, ચાર ધ્યાન, ચાર વિકથા, ચાર સજ્ઞા, અને ચાર પ્રકારે બધ કહ્યા છે એક યોજનના ચાર ગાઉ કહ્યા છે, અનુરાધા, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ત્રણ નક્ષત્રો ચાર ચાર તારાવાળા કહ્યા છે કેટલાક દેવો ને નારકી જીવો ચાર પલ્યોપમ ને ચાર સાગરોપમની સ્થિતિવાળા હોય છે તે કહેલ છે જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ચાર સાગરોપમની કહી છે, તે દેવો ચાર પખવાડીએ શ્વાસ લે છે કેટલાક ભવ્ય જીવો ચાર ભવવડે સિદ્ધ થવાના હોય છે

(૫) **પાચમા સમવાયમા** પાચ ક્રિયા, પાચ મહાવ્રત, પાચ કામગુણ, પાચ આશ્રવદ્વાર, પાચ સવરદ્વાર, પાચ નિર્જરાસ્થાન, પાચ સમિતિ અને પાચ અસ્તિકાય કહ્યા છે રોહિણી, પુનર્વસુ, હસ્ત, વિશાખા અને ધનિષ્ઠા એ પાચ નક્ષત્રો પાચ પાચ તારાવાળા કહ્યા છે કેટલાક નારકીઓ ને દેવો પાચ પલ્યોપમની ને પાચ સાગરોપમની સ્થિતિવાળા હોય છે તે કહેલ છે જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ પાચ સાગરોપમની છે, તે દેવો પાચ પખવાડીએ શ્વાસ લે છે અને પાચ હજાર વર્ષે આહાર ઇચ્છે છે, કેટલાક ભવ્ય જીવો પાચ ભવવડે સિદ્ધ થવાના હોય છે

(૬) **છઠ્ઠા સમવાયમા** છ લેશ્યા, છ જીવનિકાય, છ પ્રકારનો બાહ્ય તપ, છ પ્રકારનો આભ્યતર તપ, છ છાદ્મસ્થિક સમુદ્ઘાત અને છ પ્રકારનો અર્થાવગ્રહ કહ્યો છે કેટલાક દેવો ને નારકી જીવો છ પલ્યોપમ ને છ સાગરોપમની સ્થિતિવાળા હોય છે તે કહેલ છે જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ છ સાગરોપમની કહી છે, તે દેવો છ પખવાડીએ શ્વાસ લે છે અને છ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો ૬ ભવવડે સિદ્ધ થવાના હોય છે

(૭) **સાતમા સમવાયમા**—સાત ભયસ્થાનો, સાત સમુદ્ઘાત, મહાવીર સ્વામી સાત હાથ ઉચા હતા, આ જબૂદ્વીપમા સાત વર્ષધર પર્વતો છે અને સાત ક્ષેત્રો છે ક્ષીણમોહી ભગવાન મોહનીય સિવાયની સાત કર્મપ્રકૃતિઓને વેદે છે, મઘા નક્ષત્રના સાત તારાઓ છે, કૃત્તિકા ( પાઠાતરે અભિજીત્ ) વગેરે સાત નક્ષત્રો પૂર્વ દિશાના દ્વારવાળા છે, અને મઘા વિગેરે સાત નક્ષત્રો દક્ષિણ દ્વારવાળા, તથા અનુરાધા વિગેરે સાત નક્ષત્રો પશ્ચિમ દ્વારવાળા અને ધનિષ્ઠા વિગેરે સાત નક્ષત્રો ઉત્તર દ્વારવાળા કહ્યા છે કેટલાક દેવો ને નારકીઓ સાત પલ્યોપમ અને સાત સાગરોપમની સ્થિતિવાળા હોય છે તે કહેલ છે જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત સાગરોપમની છે તે દેવો સાત પખવાડીએ શ્વાસ લે છે અને સાત હજાર વર્ષે આહાર ઈચ્છે છે, કેટલાક ભવ્ય જીવો સાત ભવો કરીને સિદ્ધ થવાના હોય છે

(૮) **આઠમા સમવાયમાં** કહ્યું છે કે ૮ મદસ્થાનો અને આઠ પ્રવચન માતાઓ છે. "વાણવ્યંતર દેવોના ચૈત્યવૃક્ષો, સુદર્શન નામનો જંબૂવૃક્ષ, ગરુડ દેવનો કૂટ, શાલ્મલી વૃક્ષ અને જંબૂદ્વીપની જગતી" આ સર્વે આઠ યોજન ઉંચા છે. કેવળી સમુદ્‌ઘાત આઠ સમયનો છે, પાર્શ્વનાથ પ્રભુને આઠ ગણ તથા આઠ ગણધરો હતા, આઠ નક્ષત્રો ચંદ્રની સાથે પ્રમર્દ યોગને પામે છે, કેટલાક દેવો ને નારકી જીવો આઠ પલ્યોપમ ને આઠ સાગરોપમના આયુવાળા હોય છે તે કહેલ છે. જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ આઠ સાગરોપમની છે, તે દેવો આઠ પખવાડીએ શ્વાસ લે છે અને આઠ હજાર વર્ષે આહાર ઈચ્છે છે. કેટલાક ભવ્ય જીવો આઠ ભવે મોક્ષ પામવાના હોય છે.

(૯) **નવમા સમવાયમાં**–નવ બ્રહ્મચર્ય ગુપ્તિ, નવ બ્રહ્મચર્ય અગુપ્તિ અને નવ બ્રહ્મચર્ય અધ્યયનો કહ્યા છે. પાર્શ્વનાથ પ્રભુ નવ હાથ ઉંચા હતા. અભિજિત્ નક્ષત્ર સાધિક નવ મુહૂર્ત્ત સુધી ચંદ્રનો યોગ પામે છે, અભિજિત્ વગેરે નવ નક્ષત્રો ચંદ્રની સાથે ઉત્તર દિશામાં યોગને પામે છે, આ રત્નપ્રભા પૃથ્વીથી તિર્ચ્છો લોક નવસો યોજન ઉંચો છે. જ્યોતિષ્ચક્ર ૯૦૦ યોજનની અંદર છે, લવણ સમુદ્રમાંથી નવ યોજન સુધીના મત્સ્યો જંબૂદ્વીપમાં પ્રવેશ કરે છે. વિજયદ્વારની એક એક બાહાને વિષે નવ નવ ભૂમિગૃહો રહેલા છે, વાનવ્યંતર દેવોની સુધર્મા સભાઓ નવ યોજન ઉંચી છે, દર્શનાવરણીય કર્મની નવ ઉત્તર પ્રકૃતિઓ કહી છે. કેટલાક દેવો અને નારકી જીવો નવ પલ્યોપમની અને નવ સાગરોપમની સ્થિતિવાલા છે. જે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ નવ સાગરો-પમની છે તે દેવો નવ પખવાડીએ શ્વાસ લે છે અને નવ હજાર વર્ષે આહાર ઈચ્છે છે. કેટલાક ભવ્ય જીવો નવ ભવ વડે સિદ્ધિપદને પામવાના હોય છે.

(૧૦) **દશમા સમવાયમાં**–દશ પ્રકારનો સાધુ ધર્મ અને દશ ચિત્તની સમાધિના સ્થાનો કહ્યા છે. મેરુપર્વતનો મૂલમાં ( પૃથ્વીતલ ઉપર ) વિષ્કંભ દશ હજાર યોજનનો છે, અરિષ્ટનેમિ પ્રભુ દશ ધનુષ ઉંચા હતા, કૃષ્ણ વાસુદેવ અને રામ બલદેવ દશ ધનુષ્ય ઉંચા હતા દશ નક્ષત્રો જ્ઞાનની વૃદ્ધિ કરનારા છે. દશ પ્રકારના કલ્પવૃક્ષો છે. રત્નપ્રભા પૃથ્વીમાં જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકોની દશ પલ્યોપમની સ્થિતિ કહી છે, ચોથી પૃથ્વીમાં દશ લાખ નરકાવાસા છે. ચોથી પૃથ્વીમાં ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમની છે, પાંચમી પૃથ્વીમાં જઘન્ય સ્થિતિ દશ સાગરોપમની છે. અસુરકુમાર દેવોની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે, અસુરેંદ્ર સિવાયના નવ નિકાયના ભવનપતિ દેવોની જઘન્ય સ્થિતિ પણ દશ હજાર વર્ષની છે, કેટલાક અસુરકુમાર દેવોની દશ પલ્યોપમની સ્થિતિ છે, વાણવ્યંતર દેવોની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે, સૌધર્મ અને ઈશાન કલ્પમાં કેટલાક દેવોની દશ પલ્યોપમની સ્થિતિ છે. બ્રહ્મલોકમાં દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમની છે, લાંતકમાં જઘન્ય સ્થિતિ દશ સાગરોપમની છે. ઘોષ વિગેરે વિમાનમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમની

તે દેવો દશ પખવાડીએ શ્વાસ લે છે અને દશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો દશ ભવે મોક્ષ પામવાના હોય છે

**(૧૧) અગીઆરમા સમવાયમા** કહ્યુ છે કે-શ્રાવકની અગ્યાર પ્રતિમાઓ છે લોકાંતથી અગ્યાર સો ને અગ્યાર યોજન અદર આવીએ ત્યાથી જ્યોતિષની શરૂઆત થાય છે જબૂદ્વીપના મેરુથી અગ્યાર સો ને એકવીશ યોજન દૂર જ્યોતિષચક્ર આવેલુ છે મહાવીરસ્વામીને અગ્યાર ગણધરો હતા મૂલ નક્ષત્રના અગ્યાર તારાઓ છે નીચેના ત્રણ ગ્રૈવેયકમા એક સો ને અગ્યાર વિમાનો છે મેરુપર્વત પૃથ્વીતલથી ઉચે જતા અગ્યારમે ભાગે ઓછા વિષ્કભવાળો થતો જાય છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની અગ્યાર પલ્યોપમની સ્થિતિ કહી છે, પાચમી પૃથ્વીમા કેટલાક નારકીઓની અગ્યાર સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની અગ્યાર પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમા કેટલાક દેવોની અગ્યાર પલ્યોપમની સ્થિતિ છે, લાતક કલ્પમા કેટલાક દેવોની અગ્યાર સાગરોપમની સ્થિતિ કહી છે બ્રહ્મ વિગેરે વિમાનમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ અગ્યાર સાગરોપમની છે, તે દેવો અગ્યાર પખવાડીએ શ્વાસ લે છે અને અગ્યાર હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો અગ્યાર ભવે મોક્ષમા જવાના હોય છે

**(૧૨) બારમા સમવાયમા** બાર ભિક્ષુપ્રતિમા, બાર પ્રકારનો સભોગ અને બાર આવર્ત્તવાળુ કૃતિકર્મ કહ્યુ છે વિજયા રાજધાનીનો વિષ્કભ બાર લાખ યોજનનો છે, રામ નામના બલદેવનુ બાર સો વર્ષનુ આયુષ્ય હતુ મેરુપર્વતની ચૂલિકાનો મૂળનો વિષ્કભ બાર યોજનનો છે આ જબૂદ્વીપની જગતી મૂળમા બાર યોજનના વિષ્કભ વાળી છે દર વર્ષે નાનામા નાની રાત્રિ અને નાનામા નાનો દિવસ બાર બાર મુહૂર્ત્તવાળો થાય છે સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન ઉચે ઈષત્પ્રાગ્ભાર નામની પૃથ્વી છે, તે પૃથ્વીના બાર નામો છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની બાર પલ્યોપમની સ્થિતિ કહી છે, પાંચમી પૃથ્વીમા કેટલાક નારકીઓની બાર સાગરોપમની સ્થિતિ કહી છે, કેટલાક અસુર કુમાર દેવોની બાર પલ્યોપમની સ્થિતિ કહી છે, સૌધર્મ અને ઇશાન કલ્પને વિષે કેટલાક દેવોની બાર પલ્યોપમની સ્થિતિ કહી છે લાતક કલ્પમા કેટલાક દેવોની બાર સાગરોપમની સ્થિતિ કહી છે માહેદ્ર વિગેરે વિમાનોમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાર સાગરોપમની કહી છે, તે દેવો બાર પખવાડીએ શ્વાસ લે છે અને બાર હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો બાર ભવે મોક્ષ પામનારા હોય છે

**(૧૩) તેરમા સમવાયમા** કહ્યુ છે કે-ક્રિયાના સ્થાનો તેર છે સૌધર્મ અને ઈશાન કલ્પમા તેર તેર પ્રસ્તટ (પાથડા) છે, સૌધર્માવતસક અને ઈશાનાવતસક વિમાનનો વિષ્કભ સાડાબાર લાખ યોજનનો છે, (બે મળીને ૨૫ લાખ થાય છે) જળચર પચેદ્રિય

તિર્યંચ જીવોની કુળકોટિ સાડાબાર લાખ કહી છે. પ્રાણાયુ નામના પૂર્વમાં તેર વસ્તુ છે. ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચના મન, વચન, કાયાના યોગ તેર પ્રકારના કહ્યા છે. સૂર્યનું મંડળ એક યોજનમાંથી યોજનના એકસઠીયા તેર ભાગ ઓછું કરીએ તેટલું છે. (એકસઠીયા ૪૮ ભાગનું છે) રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની તેર પલ્યોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની તેર પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમાં કેટલાક દેવોની તેર પલ્યોપમની સ્થિતિ છે, લાંતક કલ્પમાં કેટલાક દેવોની તેર સાગરોપમની સ્થિતિ છે, વજ્ર વિગેરે વિમાનોમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ તેર સાગરોપમની છે. તે દેવો તેર પખવાડીએ શ્વાસ લે છે અને તેર હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો તેર ભવે મોક્ષ પામવાના હોય છે.

**(૧૪) ચૌદમા સમવાયમાં કહ્યું છે** કે—ચૌદ પ્રકારના જીવો છે, ચૌદ પૂર્વ છે, અગ્રાયણી નામના પૂર્વમાં ચૌદ વસ્તુ છે, મહાવીરસ્વામીને ચૌદ હજાર મુનિની સંપદા હતી, ગુણસ્થાનો ચૌદ છે, ભરત અને ઐરવત ક્ષેત્રની જીવા સાધિક ચૌદ હજાર યોજનની છે. દરેક ચક્રવર્તીને ચૌદ રત્નો હોય છે. આ જંબૂદ્વીપમાં ચૌદ મહા નદીઓ છે, રત્નપ્રભા નામની પૃથ્વીમાં કેટલાક નારકીઓની ચૌદ પલ્યોપમની સ્થિતિ છે, પાંચમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની ચૌદ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની ચૌદ પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઇશાન કલ્પમાં કેટલાક દેવોની ચૌદ પલ્યોપમની સ્થિતિ છે, લાંતક કલ્પમાં દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ચૌદ સાગરોપમની છે, શ્રીકાંત વિગેરે વિમાનોમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ચૌદ સાગરોપમની છે, તે દેવો ચૌદ પખવાડીએ શ્વાસ લે છે અને ચૌદ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો ચૌદ ભવે મોક્ષમાં જવાના હોય છે.

**(૧૫) પંદરમા સમવાયમાં કહ્યું છે** કે—પંદર જાતિના પરમાધાર્મિક દેવો છે. શ્રી નમિનાથ પંદર ધનુષ ઉંચા હતા, ધ્રુવરાહુ કૃષ્ણપક્ષમાં દરેક દિવસે ચંદ્રની કળાનો પંદરમો ભાગ દબાવે છે અને શુક્લપક્ષમાં પંદરમો ભાગ ઉઘાડે છે, શતભિષક્ વિગેરે છ નક્ષત્રો પંદર મુહૂર્ત્તવાળા છે. ચૈત્ર અને આશ્વિન માસમાં રાત્રિ અને દિવસ પંદર પંદર હોય છે. વિદ્યાનુપ્રવાદ નામના પૂર્વમાં પંદર વસ્તુ છે. મનુષ્યને પંદરે પ્રકારના યોગ હોય છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની પંદર પલ્યોપમની સ્થિતિ છે. પાંચમી પૃથ્વીને વિષે કેટલાક નારકોની પંદર સાગરોપમની સ્થિતિ છે. કેટલાક અસુરકુમાર દેવોની પંદર પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પને વિષે કેટલાક દેવોની પંદર પલ્યોપમની સ્થિતિ છે. મહાશુક્ર કલ્પમાં કેટલાક દેવોની પંદર સાગરોપમની સ્થિતિ છે. નંદ વિગેરે વિમાનોમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ પંદર સાગરોપમની છે, તે દેવો પંદર પખવાડીએ શ્વાસ લે છે અને પંદર હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો પંદર ભવવડે મોક્ષમાં જનારા હોય છે

(૧૬) **સોલમા સમવાયમા** કહ્યુ છે કે–સૂત્રકૃતાગમા સોલ અધ્યયનોમા છેલ્લુ ગાથાપોડષક નામનુ અધ્યયન છે સોલ પ્રકારના કષાયો છે મેરુ પર્વતના સોલ નામ છે, શ્રીપાર્શ્વનાથ પ્રભુને સોલ હજાર સાધુઓ હતા, આત્મપ્રવાદ નામના પૂર્વમા સોલ વસ્તુ છે ચમરેદ્ર અને બલીદ્રના પ્રાસાદ મધ્યેની પીઠિકાનો વિષ્કભ સોલ હજાર યોજનનો છે લવણસમુદ્રના મધ્ય ભાગે વેલની વૃદ્ધિ સોલ હજાર યોજનની છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની સોલ પલ્યોપમની સ્થિતિ છે, પાચમી પૃથ્વીમા કેટલાક નારકીઓની સોલ સાગરોપમની સ્થિતિ છે કેટલાક અસુરકુમાર દેવોની સોલ પલ્યોપમની સ્થિતિ છે સૌધર્મ અને ઈશાન કલ્પમા કેટલાક દેવોની સોલ પલ્યોપમની સ્થિતિ છે, મહાશુક્ર કલ્પમા કેટલાક દેવોની સોલ સાગરોપમની સ્થિતિ છે આવર્ત્ત વિગેરે વિમાનોમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સોલ સાગરોપમની છે તે દેવો સોલ પખવાડીએ શ્વાસ લે છે અને સોલ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો સોલ ભવે મોક્ષે જવાના હોય છે

(૧૭) **સત્તરમા સમવાયમા** કહ્યુ છે કે–સત્તર પ્રકારનો અસયમ છે સત્તર પ્રકારનો સયમ છે, માનુષોત્તર પર્વત સત્તર સો ને એકવીશ યોજન ઉચો છે સર્વ વેલધર અને અનુવેલધર નાગરાજના આવાસ પર્વતો સત્તર સો ને એકવીશ યોજન ઉંચા છે લવણસમુદ્ર મધ્યના દશ હજાર યોજનમા તલીયાથી શિખાના ઉપરના ભાગ સુધી સત્તર હજાર યોજન ઉચો છે રત્નપ્રભા પૃથ્વીના સમભૂભાગથી સાધિક સત્તર હજાર યોજન ઉચે ગયા પછી જઘાચારણ અને વિદ્યાચારણ મુનિ તિરછી ગતિ કરે છે ચમરેદ્રનો તિગિછિ કૂટ સત્તર સો ને એકવીશ યોજન ઉચો છે, તે જ પ્રમાણે બલીદ્રનો રુચકેદ્રકૂટ પણ છે મરણના સત્તર પ્રકાર છે, સૂક્ષ્મસપરાય ગુણસ્થાને રહેલા ભગવાન સત્તર કર્મપ્રકૃતિને બાધે છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની સત્તર પલ્યોપમની સ્થિતિ છે, પાચમી પૃથ્વીમા ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તર સાગરોપમની છે, છઠ્ઠી પૃથ્વીમા સત્તર સાગરોપમની જઘન્ય સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની સત્તર પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમા કેટલાક દેવોની સત્તર પલ્યોપમની સ્થિતિ છે, મહાશુક્ર કલ્પમા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તર સાગરોપમની છે, સહસ્રાર કલ્પમા જઘન્ય સ્થિતિ સત્તર સાગરોપમની છે, સામાન વિગેરે વિમાનોમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તર સાગરોપમની છે તે દેવો સત્તર પખવાડીએ શ્વાસ લે છે અને સત્તર હજાર વર્ષે આહાર ઈચ્છે છે કટલાક ભવ્ય જીવો સત્તરમે ભવે મોક્ષે જશે

(૧૮) **અઢારમા સમવાયમા** કહ્યું છે-કે અઢાર પ્રકારનુ બ્રહ્મચર્ય છે અરિષ્ટનેમિને અઢાર હજાર સાધુઓની ઉત્કૃષ્ટ સપદા હતી મહાવીરસ્વામીએ સાંવાચારના અઢાર સ્થાનો કહ્યા છે, આચારાગ સૂત્રના અઢાર હજાર પદો છે, બ્રાહ્મી લિપિ અઢાર પ્રકારની છે, અસ્તિનાસ્તિપ્રવાદ પૂર્વમા અઢાર વસ્તુ છે, પાચમી પૃથ્વીનો વિસ્તાર (પિંડ)

એક લાખને અઢાર હજાર યોજનનો છે, અષાઢ માસમાં એક વખત અઢાર મુહૂર્ત્તનો દિવસ અને પોષ માસમાં એક વખત અઢાર મુહૂર્ત્તની રાત્રિ થાય છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની અઢાર પલ્યોપમની સ્થિતિ છે, છઠ્ઠી પૃથ્વીમાં કેટલાક નારકીઓની અઢાર સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની અઢાર પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમાં કેટલાક દેવોની અઢાર પલ્યોપમની સ્થિતિ છે સહસ્રાર કલ્પને વિષે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર સાગરોપમની છે. પ્રાણુતકલ્પમાં જઘન્ય સ્થિતિ અઢાર સાગરોપમની છે. કાલ વિગેરે વિમાનોમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર સાગરોપમની છે, તે દેવો અઢાર પખવાડીએ શ્વાસ લે છે અને અઢાર હજાર વર્ષે આહાર ઈચ્છે છે. કેટલાક ભવ્ય જીવો અઢાર ભવે મોક્ષ પામશે.

(૧૯) **ઓગણીસમા સમવાયમાં કહ્યું છે** કે-જ્ઞાતાસૂત્રના પ્રથમ શ્રુતસ્કંધમાં ઓગણીસ અધ્યયનનો છે. જંબૂદ્વીપના બન્ને સૂર્યો નીચે અને ઉચે મલીને ઓગણીશ સો યોજન તાપ (પ્રકાશ) આપે છે, ( આ પ્રમાણ કુબડી વિજયને અંગે છે ) શુક્ર નામનો ગ્રહ ઓગણીશ નક્ષત્રો સાથે ચાલે છે. જંબૂદ્વીપના ગણિતમાં યોજનના ઓગણીશમા ભાગને કલા કહી છે. ઓગણીશ તીર્થંકરોએ રાજ્ય ભોગવ્યા પછી દીક્ષા લીધી હતી. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીની ઓગણીશ પલ્યોપમની સ્થિતિ છે, છઠ્ઠી પૃથ્વીમાં કેટલાક નારકોની ઓગણીશ સાગરોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઇશાન કલ્પમાં કેટલાક દેવોની ઓગણીશ પલ્યોપમની સ્થિતિ છે, આનત કલ્પમાં ઉત્કૃષ્ટ સ્થિતિ ઓગણીશ સાગરોપમની છે, પ્રાણુત કલ્પમાં જઘન્ય સ્થિતિ ઓગણીશ સાગરોપમની છે, આનત વિગેરે વિમાનમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ઓગણીશ સાગરોપમની છે, તે દેવો ઓગણીશ પખવાડીએ શ્વાસ લે છે અને ઓગણીશ હજાર વર્ષે આહાર ઈચ્છે છે. કેટલાક ભવ્યો ઓગણીશ ભવે મોક્ષે જશે.

(૨૦) **વીસમા સમવાયમાં કહ્યું છે** કે-અસમાધના વીશ સ્થાનો છે, મુનિસુવ્રત પ્રભુ વીશ ધનુષ ઉંચા હતા. સાત નરક નીચેના સર્વે ઘનોદધિઓ વીશ હજાર યોજન જાડા છે, પ્રાણુત કલ્પના દેવેંદ્રને વીશ હજાર સામાનિક દેવો છે, નપુંસક વેદરૂપ મોહનીય કર્મની બંધસ્થિતિ વીશ સાગરોપમ કોટાકોટિની છે. પ્રત્યાખ્યાન નામના પૂર્વમાં વીશ વસ્તુ છે; અવસર્પિણી અને ઉત્સર્પિણીનું પ્રમાણ બંનેનું મલીને વીશ કોટાકોટિ સાગરોપમનું છે, તે એક કાલચક્ર કહેવાય છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની સ્થિતિ વીશ પલ્યોપમની છે. છઠ્ઠી પૃથ્વીને વિષે કેટલાક નારકીઓની વીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની વીશ પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમાં કેટલાક દેવોની વીશ પલ્યોપમની સ્થિતિ છે, પ્રાણુત કલ્પમાં દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ સાગરોપમની છે, આરણ કલ્પને વિષે દેવોની જઘન્ય સ્થિતિ વીશ સાગરોપમની છે. સાત, વિસાત વિગેરે વિમાનમાં ઉત્પન્ન

થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ સાગરોપમની છે, તે દેવો વીશ પખવાડીએ શ્વાસ લે છે અને વીશ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો વીશ ભવે કરીને મોક્ષ પામવાના હોય છે

(૨૧) એકવીસમા સમવાયમા કહ્યુ છે કે–એકવીશ શબલ નામના દોષ છે જ્યા મોહનીયની સાત પ્રકૃતિઓ ક્ષય પામી હોય એવા નિવૃત્તિબાદર નામના આઠમા ગુણસ્થાને રહેલા સાધુને મોહનીય કર્મની એકવીશ પ્રકૃતિઓ સત્તામા હોય છે અવસર્પિણીનો પાચમો અને છઠ્ઠો આરો એકવીશ એકવીશ હજાર વર્ષનો છે, તે જ રીતે ઉત્સર્પિણીનો પહેલો અને બીજો આરો એકવીશ એકવીશ હજાર વર્ષનો છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની એકવીશ પલ્યોપમની સ્થિતિ છે, છઠ્ઠી પૃથ્વીને વિષે કેટલાક નારકીઓની એકવીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની એકવીશ પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન દેવલોકમા કેટલાકની એકવીશ પલ્યોપમની સ્થિતિ છે, આરણ કલ્પને વિષે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ એકવીશ સાગરોપમની છે, અચ્યુત કલ્પને વિષે જઘન્ય સ્થિતિ એકવીશ સાગરોપમની છે શ્રીવત્સ વગેરે વિમાનમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ એકવીશ સાગરોપમની છે, તે દેવો એકવીશ પખવાડીએ શ્વાસ લે છે, અને એકવીશ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો એકવીશ ભવે મોક્ષ પામવાના હોય છે

(૨૨) બાવીસમા સમવાયમા કહ્યુ છે કે–પરીષહો બાવીશ છે દૃષ્ટિવાદમા બાવીશ સૂત્રો છિન્નછેદ નયવાળા છે, બાવીશ સૂત્રો અચ્છિન્નછેદ નયવાળા છે, બાવીશ સૂત્રો ત્રિક નયવાળા અને બાવીશ સૂત્રો ચાર નયવાળા છે પુદ્ગળોનો પરિણામ બાવીશ પ્રકારે કહ્યો છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની બાવીશ પલ્યોપમની સ્થિતિ છે છઠ્ઠી પૃથ્વીમા ઉત્કૃષ્ટ સ્થિતિ બાવીશ સાગરોપમની છે, સાતમી પૃથ્વીમા જઘન્ય સ્થિતિ બાવીશ સાગરોપમની છે, કેટલાક અસુરકુમાર દેવોની બાવીશ પલ્યોપમની સ્થિતિ છે, સૌધર્મ અને ઈશાન કલ્પમા કેટલાક દેવોની બાવીશ પલ્યોપમની સ્થિતિ છે, અચ્યુત કલ્પમા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાવીશ સાગરોપમની છે, નવ ગ્રૈવેયકમા પ્રથમના હેટ્ઠિમહેટ્ઠિમ નામના ગ્રૈવેયકમા દેવોની જઘન્ય સ્થિતિ બાવીશ સાગરોપમની છે મહિત વિગેરે વિમાનોમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાવીશ સાગરોપમની છે, તે દેવો બાવીશ પખવાડીએ શ્વાસ લે છે અને બાવીશ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો બાવીશ ભવે કરીને મોક્ષ પામવાના હોય છે

(૨૩) તેવીસમા સમવાયમા કહ્યુ છે કે–સુયગડાગમા ત્રેવીશ અધ્યયનો છે આ ભરતક્ષેત્રમા આ અવસર્પિણીમા ત્રેવીશ જિનેશ્વરોને સૂર્યોદય સમયે કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ આ ભરતક્ષેત્રમા આ અવસર્પિણીના ઋષભદેવ વિના બાકીના ત્રેવીશ તીર્થંકરો પૂર્વ

ભવમાં અગ્યાર અંગ જાણનારા હતા. આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીમાં ત્રેવીશ તીર્થંકરો પૂર્વભવે માંડલિક રાજાઓ હતા. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની ત્રેવીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક અસુરકુમાર દેવોની તથા સૌધર્મ અને ઈશાન કલ્પના કેટલાક દેવોની ત્રેવીશ પલ્યોપમની સ્થિતિ છે, હેટ્ઠિમમધ્યમ નામના બીજા ગ્રૈવેયકમાં દેવોની જઘન્ય સ્થિતિ ત્રેવીશ સાગરોપમની છે, તથા હેટ્ઠિમહેટ્ઠિમ નામના પહેલા ગ્રૈવેયકમાં ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રેવીશ સાગરોપમની છે, તે દેવો ત્રેવીશ પખવાડીએ શ્વાસ લે છે અને ત્રેવીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો ત્રેવીશ ભવે કરીને મોક્ષે જવાના હોય છે.

(૨૪) **ચોવીસમા સમવાયમાં કહ્યું છે** કે–દરેક ચોવીશીમાં ચોવીશ તીર્થંકરો હોય છે. ક્ષુલ્લહિમવંત અને શિખરી પર્વતની જીવા ચોવીશ હજાર યોજનથી અધિક લાંબી કહી છે. ઇંદ્ર સહિત દેવોના ચોવીશ સ્થાનો છે, ઉત્તરાયણમાં ચોવીશ અંગુલની છાયાપ્રમાણ પોરસી કરીને સૂર્ય પાછો ફરે છે. ગંગા અને સિંધુ નામની મહાનદી પ્રવાહને સ્થાને સાધિક ચોવીશ કોશ વિસ્તારવાળી છે, તે જ પ્રમાણે રક્તા અને રક્તવતી નદીઓ પણ જાણવી. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની ચોવીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની ચોવીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર, સૌધર્મ અને ઇશાનના દેવોની ચોવીશ પલ્યોપમની સ્થિતિ છે, ત્રીજા હેટ્ઠિમઉવરિમ ગ્રૈવેયકના દેવોની જઘન્ય સ્થિતિ ચોવીશ સાગરોપમની છે, હેટ્ઠિમમધ્યમ નામના બીજા ગ્રૈવેયકના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ચોવીશ સાગરોપમની છે, તે દેવો ચોવીશ પખવાડીએ શ્વાસ લે છે અને ચોવીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો ચોવીશ ભવે મોક્ષ પામશે.

(૨૫) **પચીસમા સમવાયમાં કહ્યું** છે કે–પાંચ મહાવ્રતોની પચીશ ભાવનાઓ છે. શ્રીમલ્લિનાથ પ્રભુ પચીશ ધનુષ ઉંચા હતા, સર્વે દીર્ઘ વૈતાઢ્ય પર્વતો પચીશ યોજન ઉંચા તથા પચીશ ગાઉ પૃથ્વીમાં ઉંડા છે. બીજી નરક પૃથ્વીમાં પચીશ લાખ નરકાવાસા છે, આચારાંગ સૂત્રમાં ચૂલિકા સહિત પચીશ અધ્યયનો છે. અપર્યાપ્ત અવસ્થાવાલો અને સંક્લિષ્ટ પરિણામવાલો વિકલેંદ્રિય મિથ્યાદૃષ્ટિ જીવ નામકર્મની પચીશ ઉત્તર પ્રકૃતિઓ બાંધે છે. ગંગા અને સિંધુ નામની તથા રક્તા અને રક્તવતી નામની મહાનદીઓ પચીશ ગાઉના પહોળા પ્રવાહ વડે પૂર્વ પશ્ચિમ દિશામાં પોતપોતાના પ્રપાતકુંડમાં પડે છે. લોકબિંદુસાર નામના ચૌદમા પૂર્વમાં પચીશ વસ્તુઓ કહી છે. રત્નપ્રભા નામની પૃથ્વીમાં કેટલાક નારકીઓની પચીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની પચીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર તથા સૌધર્મ અને ઈશાનના દેવોની પચીશ પલ્યોપમની સ્થિતિ છે, મજ્ઝિમહેટ્ઠિમ નામના ચોથા ગ્રૈવેયકના દેવોની જઘન્ય સ્થિતિ પચીશ સાગરોપમની છે, હેટ્ઠિમઉવરિમ નામના ત્રીજા ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ

સ્થિતિ પચીશ સાગરોપમની છે, તે દેવો પચીશ પખવાડીએ શ્વાસ લે છે અને પચીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો પચીશ ભવે સિદ્ધ થશે

**(૨૬) છવીસમા સમવાયમા** કહ્યુ છે કે-દશાશ્રુત, કલ્પશ્રુત અને વ્યવહારશ્રુતના મલીને છવીશ ઉદ્દેશન કાલ છે અભવ્ય જીવોને મોહનીય કર્મની છવીશ પ્રકૃતિઓ સત્તામા હોય છે, રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની છવીશ પલ્યોપમની સ્થિતિ છે સાતમી પૃથ્વીમા કેટલાક નારકીઓની છવીસ સાગરોપમની સ્થિતિ છે કેટલાક અસુરકુમાર, સૌધર્મ અને ઇશાનના દેવોની છવીશ પલ્યોપમની સ્થિતિ છે, પાચમા ગ્રૈવેયકમા જઘન્ય સ્થિતિ છવીશ સાગરોપમની છે, ચોથા ગ્રૈવેયકમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ છવીશ સાગરોપમની છે, તે દેવો છવીશ પખવાડીએ શ્વાસ લે છે અને છવીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો છવીશ ભવે સિદ્ધ થશે

**(૨૭) સતાવીસમા સમવાયમા** કહ્યુ છે કે–સાધુના સત્તાવીશ ગુણો છે આ જબૂદ્વીપમા અભિજીત્ સિવાય બાકીના સત્તાવીશ નક્ષત્રોવડે વ્યવહાર ચાલે છે, એક એક નક્ષત્રમાસના સત્તાવીશ સત્તાવીશ દિવસો હોય છે, સૌધર્મ અને ઈશાન કલ્પની પૃથ્વી સત્તાવીશ સો યોજન જાડી છે, વેદક સમકિતના બધથી વિગમ પામેલા ( ઉદ્વલનાવાળા ) જીવને મોહનીય કર્મની સત્તાવીશ ઉત્તરપ્રકૃતિઓ સત્તામા હોય છે, શ્રાવણ શુદિ સાતમને દિવસે સત્તાવીશ અગુલ સૂર્યની છાયા થાય ત્યારે પોરસી થાય છે, રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની સત્તાવીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમા કેટલાક નારકીઓની સત્તાવીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર, સૌધર્મ અને ઈશાનના દેવોની સત્તાવીશ પલ્યોપમની સ્થિતિ છે, છઠ્ઠા ગ્રૈવેયકમા જઘન્ય સ્થિતિ સત્તાવીશ સાગરોપમની છે, પાચમા ગ્રૈવેયકમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તાવીશ સાગરોપમની છે, તે દેવો સત્તાવીશ પખવાડીએ શ્વાસ લે છે અને સત્તાવીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો સત્તાવીશ ભવે સિદ્ધ થશે

**(૨૮) અઠાવીસમા સમવાયમા** કહ્યુ છે કે—સાધુનો આચારપ્રકલ્પ અઠ્ઠાવીશ પ્રકારનો કહ્યો છે, કેટલાક ભવ્ય જીવોને મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિઓ સત્તામા હોય છે મતિ જ્ઞાનના અઠ્ઠાવીશ પ્રકાર છે, ઈશાન કલ્પમા અઠ્ઠાવીશ લાખ વિમાનો છે, દેવગતિને બાધતો જીવ નામકર્મની અઠ્ઠાવીશ ઉત્તર પ્રકૃતિઓને બાધે છે, રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની અઠ્ઠાવીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમા કેટલાક નારકીઓની અઠ્ઠાવીસ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર, સૌધર્મ અને ઈશાનના દેવોની અઠ્ઠાવીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમા ગ્રૈવેયક દેવોની જઘન્ય સ્થિતિ અઠ્ઠાવીશ સાગરોપમની છે, છઠ્ઠા ગ્રૈવેયકમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ અઠ્ઠાવીશ સાગરોપમની છે, તે દેવો અઠ્ઠાવીશ પખવા-

ડીએ શ્વાસ લે છે અને અઠ્ઠાવીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો અઠ્ઠાવીશ ભવે સિદ્ધ થશે.

(૨૯) **ઓગણત્રીસમા સમવાયમાં**—પાપશ્રુતનો પ્રસંગ ઓગણત્રીશ પ્રકારે કહ્યો છે, અર્થાત્ ૨૯ પ્રકારના પાપશ્રુત કહ્યા છે. આષાઢ, ભાદ્રપદ, કાર્તિક, પોષ, ફાલ્ગુન અને વૈશાખ માસમાં ઓગણત્રીશ રાત્રિ દિવસ હોય છે, ચાંદ્ર માસનો દિવસ સાધિક ઓગણત્રીશ મુહૂર્ત્તનો હોય છે, શુભ અધ્યવસાયવાલો સમ્યગ્દૃષ્ટિ જીવ નામકર્મની તીર્થંકરનામ સહિત ઓગણત્રીશ ઉત્તરપ્રકૃતિઓને બાંધી અવશ્ય વૈમાનિક દેવ થાય છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની ઓગણત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની ઓગણત્રીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર, સૌધર્મ અને ઇશાન કલ્પના દેવોની ઓગણત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, આઠમા ગ્રૈવેયકના દેવોની જઘન્ય સ્થિતિ ઓગણત્રીશ સાગરોપમની છે, સાતમા ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ઓગણત્રીશ સાગરોપમની છે, તે દેવો ઓગણત્રીશ પખવાડીએ શ્વાસ લે છે અને ઓગણત્રીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો ઓગણત્રીશ ભવે મોક્ષે જશે.

(૩૦) **ત્રીસમા સમવાયમાં કહ્યું છે કે**—મોહનીય કર્મ બાંધવાના ત્રીશ સ્થાનો છે, મંડિતપુત્ર નામના છઠ્ઠા ગણધર ત્રીશ વર્ષ સુધી ચારિત્રપર્યાય પાલીને સિદ્ધિપદ પામ્યા. એક રાત્રિ દિવસના કુલ ત્રીશ મુહૂર્ત્ત હોય છે, શ્રીઅરનાથ પ્રભુ ત્રીશ ધનુષ ઉંચા હતા, સહસ્રાર દેવેંદ્રને ત્રીશ હજાર સામાનિક દેવો છે, શ્રીપાર્શ્વનાથ પ્રભુ ત્રીશ વર્ષ ગૃહવાસમાં રહીને પ્રવ્રજિત થયા હતા, શ્રીમહાવીરસ્વામી પણ ત્રીશ વર્ષ ગૃહવાસમાં રહીને પ્રવ્રજિત થયા હતા, રત્નપ્રભા પૃથ્વીમાં ત્રીશ લાખ નરકાવાસ છે. રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની ત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની ત્રીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર દેવોની ત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, (સૌધર્મ ઈશાનના કોઇ દેવોની સ્થિતિ પણ ઉપલક્ષણથી સમજી લેવી) નવમા ગ્રૈવેયકમાં જઘન્ય સ્થિતિ ત્રીશ સાગરોપમની છે, આઠમા ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ સાગરોપમની છે, તે દેવો ત્રીશ પખવાડીએ શ્વાસ લે છે અને ત્રીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે. કેટલાક ભવ્ય જીવો ત્રીશ ભવે સિદ્ધિપદ પામવાના હોય છે.

(૩૧) **એકત્રીસમા સમવાયમાં**—સિદ્ધોના એકત્રીશ ગુણો પણ કહ્યા છે, મેરુ-પર્વતનો પૃથ્વીતલ ઉપરનો પરિધિ સાધિક એકત્રીશ હજાર યોજનનો કહ્યો છે, બાહ્યમંડલે વર્ત્તતો સૂર્ય સાધિક એકત્રીશ હજાર યોજન દૂરથી જોવામાં આવે છે, અધિક માસમાં સાધિક એકત્રીશ રાત્રિદિવસ હોય છે, સૂર્યમાસ કાંઈક ન્યૂન એકત્રીશ રાત્રિદિવસનો હોય છે, રત્નપ્રભા પૃથ્વીમાં કેટલાક નારકીઓની એકત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમાં કેટલાક નારકીઓની એકત્રીશ સાગરોપમની સ્થિતિ છે, કેટલાક અસુરકુમાર, સૌધર્મ

અને ઈશાન કલ્પમા દેવોની એકત્રીશ પલ્યોપમની સ્થિતિ છે વિજય, વૈજયત, જયત અને અપરાજિત વિમાનના દેવોની જઘન્ય સ્થિતિ એકત્રીશ સાગરોપમની છે, નવમા ગ્રૈવેયકમા ઉત્પન્ન થયેલા દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ એકત્રીશ સાગરોપમની છે, તે દેવો એકત્રીશ પખવાડીએ શ્વાસ લે છે અને એકત્રીશ હજાર વર્ષે આહાર ઈચ્છે છે કેટલાક ભવ્ય જીવો એકત્રીશ ભવવડે મોક્ષ પામશે

(૩૨) બત્રીસમા સમવાયમા કહ્યુ છે કે—બત્રીશ યોગસગ્રહ છે, તે ખાસ જાણવા યોગ્ય છે, દેવેદ્રો બત્રીશ છે (આમા વ્યતરના ૩૨ ઇદ્રો ગણ્યા નથી) કુથુનાથ પ્રભુને બત્રીશ સો ને બત્રીશ કેવલીઓ હતા, સૌધર્મ કલ્પમા બત્રીશ લાખ વિમાનો છે રેવતી નક્ષત્ર બત્રીશ તારાવાળુ છે (મૂલાર્થમા બાવીશ ભૂલથી થયા છે) બત્રીશ પ્રકારનુ નાટય છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની બત્રીશ પલ્યોપમની સ્થિતિ છે, સાતમી પૃથ્વીમા કેટલાક નારકીઓની બત્રીશ સાગરોપમની સ્થિતિ છે કેટલાક અસુરકુમારોની અને સૌધર્મ અને ઇશાન કલ્પના દેવોની બત્રીશ પલ્યોપમની સ્થિતિ છે વિજય, વૈજયત, જયત અને અપરાજિત વિમાનમા ઉત્પન્ન થયેલા કેટલાક દેવોની બત્રીશ સાગરોપમની સ્થિતિ છે, તે દેવો બત્રીશ પખવાડીએ શ્વાસ લે છે અને બત્રીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો બત્રીશ ભવવડે સિદ્ધ થવાના હોય છે

(૩૩) તેત્રીસમા સમવાયમા કહ્યુ છે કે—ગુરૂની તેત્રીશ આશાતનાઓ વર્જવાની છે, ચમરેદ્ર નામના અસુરેદ્રની ચમરચચા નામની રાજધાનીના દરેક દ્વારની બહાર તેત્રીશ તેત્રીશ ભૌમનગરો રહેલા છે મહાવિદેહ ક્ષેત્રનો વિષ્કભ સાધિક તેત્રીશ હજાર યોજનનો છે જ્યારે સૂર્ય છેલ્લાની પહેલાના ત્રીજા મડલે વર્તે છે ત્યારે અહીં રહેલા મનુષ્યો કાઇક ન્યૂન તેત્રીશ હજાર યોજન દૂરથી તેને જોઇ શકે છે રત્નપ્રભા પૃથ્વીમા કેટલાક નારકીઓની તેત્રીશ પલ્યોપમની સ્થિતિ છે સાતમી પૃથ્વીમા કાલ, મહાકાલ, રોર અને મહારોર એ ચાર નરકાવાસામા ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે અને અપ્રતિષ્ઠાન નામના નરકાવાસમા એક સરખી સર્વેની તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે કેટલાક અસુરકુમારો, સૌધર્મ અને ઈશાન કલ્પના દેવોની તેત્રીશ પલ્યોપમની સ્થિતિ છે વિજય, વૈજયત, જયત અને અપરાજિત એ ચાર વિમાનમા ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયેલા દેવોની એક સરખી તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે, તે દેવો તેત્રીશ પખવાડીએ શ્વાસ લે છે અને તેત્રીશ હજાર વર્ષે આહાર ઇચ્છે છે કેટલાક ભવ્ય જીવો તેત્રીશ ભવે સિદ્ધ થશે

(૩૪) ચોત્રીસમા સમવાયમા કહ્યુ છે કે—તીર્થંકરને ચોત્રીશ અતિશયો હોય છે આ જબૂદ્વીપમા ચક્રવર્તીના ચોત્રીશ વિજયો છે આ દ્વીપમા ચોત્રીશ દીર્ઘ વૈતાઢય પર્વતો છે અને આ દ્વીપમા ઉત્કૃષ્ટથી ચોત્રીશ તીર્થંકરો ઉત્પન્ન થાય છે ચમર નામના અસુરેદ્રના

ચોવીશ લાખ ભવનો છે. પહેલી, પાંચમી, છઠ્ઠી અને સાતમી એ ચારે પૃથ્વીના મલીને કુલ ચોવીશ લાખ નરકાવાસા છે.

**(૩૫) પાંત્રીસમા સમવાયમાં કહ્યું છે કે**—સત્ય વચનના (તીર્થંકરની વાણીના) અતિશયો પાંત્રીશ છે. કુંથુનાથ પ્રભુ પાંત્રીશ ધનુષ ઉંચા હતા. દત્ત નામના વાસુદેવ તથા નંદન નામના બલદેવ પાંત્રીશ ધનુષ ઉંચા હતા, સૌધર્મ કલ્પમાં સુધર્મા નામની સભામાં માણવક નામનો ચૈત્યસ્તંભ છે તેના મધ્યના પાંત્રીશ યોજનમાં રહેલા વજ્રમય ગોલ દાભડાને વિષે જિનેશ્વરોની દાઢાઓ છે. બીજી અને ચોથી પૃથ્વીના મલીને પાંત્રીશ લાખ નરકાવાસા છે.

**(૩૬) છત્રીસમા સમવાયમાં કહ્યું છે કે**—ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશ અધ્યયનો છે. ચમર નામના અસુરેંદ્રની સુધર્મા નામની સભા છત્રીશ યોજન ઉંચી છે. મહાવીરસ્વામીને છત્રીશ હજાર સાધ્વીઓની સંપદા હતી. ચૈત્ર અને આશ્વિન માસમાં પોરસીની છાયા છત્રીશ અંગુલની હોય છે.

**(૩૭) સાડત્રીસમા સમવાયમાં કહ્યું છે કે**—કુંથુનાથ પ્રભુને સાડત્રીશ ગણધરો હતા. હૈમવત અને ઐરણ્યવતની જીવા સાધિક સાડત્રીશ હજાર યોજનની છે. વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત નામના દ્વારપાલની રાજધાનીઓના કિલ્લા સાડત્રીશ સાડત્રીશ યોજન ઉંચા છે. ક્ષુદ્રિકાવિમાનપ્રવિભક્તિ નામના કાલિકશ્રુતના પહેલા વર્ગમાં સાડત્રીશ ઉદ્દેશન કાલ કહ્યા છે. કાર્તિક વદિ સાતમને દિવસે પોરસીની છાયા સાડત્રીશ અંગુલની હોય છે.

**(૩૮) આડત્રીસમા સમવાયમાં કહ્યું છે કે**—પાર્શ્વનાથ પ્રભુને આડત્રીશ હજાર સાધ્વીઓની સંપદા હતી. હૈમવંત અને ઐરણ્યવંત ક્ષેત્રની જીવાનું ધનુઃપૃષ્ઠ સાધિક આડત્રીશ હજાર યોજનનું છે. આ મેરુ પર્વતનો બીજો કાંડ આડત્રીશ હજાર (મતાંતરે ૬૩૦૦૦) યોજન ઉંચો છે. ક્ષુલ્લિકવિમાનપ્રવિભક્તિના બીજા વર્ગમાં આડત્રીશ ઉદ્દેશન કાલ કહ્યા છે.

**(૩૯) ઓગણચાલીસમા સમવાયમાં કહ્યું છે કે**—નમિનાથ પ્રભુને ઓગણચાળીશ સો અવધિજ્ઞાની હતા. અઢીદ્વીપને વિષે (પાંચ મેરુ ને ચાર ઇષુકાર સહિત) ઓગણચાળીશ કુળ-પર્વતો છે. બીજી, ચોથી, પાંચમી. છઠ્ઠી અને સાતમી એ પાંચે નરક પૃથ્વીના મળીને કુલ-ઓગણચાળીશ લાખ નરકાવાસા છે. જ્ઞાનાવરણીય (૫), મોહનીય (૨૮), ગોત્ર (૨) અને આયુ (૪) આ ચારે કર્મની મળીને ઓગણચાળીશ ઉત્તર પ્રકૃતિઓ કહેલી છે.

**(૪૦) ચાલીસમા સમવાયમાં કહ્યું છે કે**—અરિષ્ટનેમિ પ્રભુને ચાળીશ હજાર સાધ્વીઓની સંપદા હતી, મેરુ પર્વતની ચૂલિકા ચાળીશ યોજન ઉંચી છે, શાંતિનાથ પ્રભુ ચાળીશ ધનુષ ઉંચા હતા, ભૂતાનંદ નામના નાગરાજના ચાળીશ લાખ ભવનો છે, ક્ષુલ્લિકાવિમાનપ્રવિભક્તિના ત્રીજા વર્ગમાં ચાળીશ ઉદ્દેશન કાળ કહ્યા છે, ફાલ્ગુન તથા કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે

પોરિસીની છાયા ચાળીશ અ ગુલ પ્રમાણુ થાય છે, મહાશુક્ર નામના સાતમા કલ્પમા ચાળીશ હજાર વિમાનો છે

(૪૧) **એકતાલીસમા સમવાયમા** કહ્યુ છે કે—નમિનાથ પ્રભુને એકતાળીશ હજાર સાધ્વીઓની સ પદા હતી રત્નપ્રભા, પ કપ્રભા, તમા અને તમતમા એ ચાર નરક પૃથ્વીના મળીને એકતાળીશ લાખ નરકાવાસા છે મહલ્લિયાવિમાનવિભક્તિના પહેલા વર્ગમા એકતાળીશ ઉદ્દેશન કાળ કહ્યા છે

(૪૨) **બેતાલીસમા સમવાયમા** કહ્યુ છે કે—મહાવીરસ્વામી સાધિક બેતાળીશ વર્ષ ચારિત્ર પાળી સિદ્ધ થયા જ બૂદ્વીપના પૂર્વ દિશાના છેડાથી ગોસ્તૂભ નામના આવાસ પર્વતની પશ્ચિમ દિશાના છેડા સુધી બેતાળીશ હજાર યોજનનુ આતરૂ છે (અર્થાત્ જગતીથી ૪૨૦૦૦ યોજન દૂર છે) એ જ પ્રમાણે બીજી ત્રણ દિશામા દકભાસ, શ ખ અને દકસીમ પર્વતનુ પણ આતરૂ સમજવુ, કાલોદ નામના સમુદ્રમા બેતાળીશ ચ દ્ર અને બેતાળીશ સૂર્ય છે સ મૂર્છિમ ભુજપરિસર્પની ઉત્કૃષ્ટ સ્થિતિ બેતાળીશ હજાર વર્ષની છે, નામકર્મ બેતાળીશ પ્રકારનુ છ, લવણસમુદ્રમા બેતાળીશ હજાર નાગદેવતા આભ્યતર વેલાને ધારણ કરે છે મહલ્લિયાવિમાનપ્રવિભક્તિના બીજા વર્ગમા બેતાળીશ ઉદ્દેશન કાળ કહ્યા છે દરેક અવસર્પિણીનો પાચમો અને છઠ્ઠો આરો મળીને તથા દરેક ઉત્સર્પિણીનો પહેલો અને બીજો આરો મળીને બેતાળીશ હજાર વર્ષના હોય છે

(૪૩) **તેતાલીસમા સમવાયમા** કહ્યુ છે કે—પુણ્ય પાપ રૂપ કર્મવિપાકને દર્શાવનારા તેતાળીશ અધ્યયનો છે પહેલી, ચોથી અને પાચમી પૃથ્વીના મળીને તેતાળીશ લાખ નરકાવાસા છે આ જ બૂદ્વીપના પૂર્વ દિશાના છેડાથી ગોસ્તૂભ નામના પર્વતની પૂર્વ દિશાના છેડા સુધીમા (જગતીથી ૪૨૦૦૦ યોજન દૂર અને ૧૦૨૨ યોજનનો ઉપર વિષ્કભ હોવાથી) કાઇક અધિક તેતાળીશ હજાર યોજનનુ આતરૂ છે, એ જ પ્રમાણે બીજી ત્રણ દિશામા દકભાસ, શ ખ અને દકસીમ પર્વતનુ પણ આતરૂ છે મહાલિકાવિમાનપ્રવિભક્તિના ત્રીજા વર્ગના તેતાળીશ ઉદ્દેશન કાળ કહ્યા છે

(૪૪) **ચુમ્માલીસમા સમવાયમા** કહ્યુ છે કે—ઋષિભાષિતના ચુમાળીશ અધ્યયનો છે વિમળનાથ પ્રભુના ચુમાળીશ પુરુષયુગ અનુક્રમે સિદ્ધ થયા છે ધરણેદ્ર નાગરાજના ચુમાળીશ લાખ ભવનો છે, મહાલિકાવિમાનપ્રવિભક્તિના ચોથા વર્ગમા ચુમાળીશ ઉદ્દેશન કાળ છે

(૪૫) **પીસ્તાલીસમા સમવાયમા** કહ્યુ છે કે—અઢી દ્વીપનો આયામ તથા વિષ્કભ પીસ્તાળીશ લાખ યોજનનો છે સીમ તક નામના નરકાવાસનો આયામ વિષ્કભ પીસ્તાળીશ લાખ યોજનનો છે, એજ પ્રમાણે પહેલા દેવલોકનુ ઉડુ નામનુ મધ્ય વિમાન તથા ઇષત્પ્રાગ્ભાર નામની પૃથ્વી પણ ૪૫ લાખ યોજન પ્રમાણુ જાણવી ધર્મનાથ પ્રભુ પીસ્તાળીશ ધનુષ ઉચા હતા,

જંબૂદ્વીપની જગતી ને મેરુપર્વતની વચ્ચે ચારે દિશાએ પીસ્તાળીશ પીસ્તાળીશ હજાર યોજનનું આંતરૂં છે, દોઢ ક્ષેત્રવાળા સર્વ નક્ષત્રો પીસ્તાળીશ મુહૂર્ત્ત સુધી ચંદ્રની સાથે રહે છે, મહાલિકાવિમાનપ્રવિભક્તિના પાંચમા વર્ગમાં પીસ્તાળીશ ઉદ્દેશન કાળ કહ્યા છે.

(૪૬) **છેંતાલીસમા સમવાયમાં** કહ્યું છે કે–દૃષ્ટિવાદમાં છેંતાળીશ માતૃકાપદો છે. બ્રાહ્મી લિપિના છેંતાળીશ માતૃકાક્ષરો છે. પ્રભંજન નામના વાયુકુમારેંદ્રના છેંતાળીશ લાખ ભવનો છે.

(૪૭) **સુડતાલીસમા સમવાયમાં** કહ્યું છે કે–આભ્યંતર મંડળમાં રહેલો સૂર્ય સાધિક સુડતાળીશ હજાર યોજન દૂર હોય ત્યારે અહિંના મનુષ્ય તેને જોઇ શકે છે. સ્થવિર ભગવાન અગ્નિભૂતિ ગણધર સુડતાળીશ વર્ષ ગૃહવાસમાં રહી પ્રવ્રજિત થયા હતા.

(૪૮) **અડતાલીસમા સમવાયમાં** કહ્યું છે કે–દરેક ચક્રવર્તીને અડતાળીશ હજાર પટ્ટણો હોય છે, ધર્મનાથ પ્રભુને અડતાળીશ ગણો તથા અડતાળીશ ગણધરો હતા. સૂર્યમંડળનો વિષ્કંભ એક યોજનના એકસઠીયા અડતાળીશ ભાગ પ્રમાણ છે.

(૪૯) **ઓગણપચાસમા સમવાયમાં કહ્યું છે કે**-સાતસપ્તમિકા નામની ભિક્ષુ પ્રતિમાના ઓગણપચાસ દિવસો થાય છે, દેવકુરુ અને ઉત્તરકુરુના મનુષ્યો ઓગણપચાસ દિવસે યૌવનાવસ્થાને પામે છે, ત્રીંદ્રિય જીવોની સ્થિતિ ઉત્કૃષ્ટથી ઓગણપચાસ દિવસની છે.

(૫૦) **પચાસમા સમવાયમાં** કહ્યું છે કે–મુનિસુવ્રત સ્વામીને પચાસ હજાર સાધ્વીઓ હતી. અનંતનાથ અરિહંત પચાસ ધનુષ ઉંચા હતા. પુરુષોત્તમ નામના વાસુદેવ પચાસ ધનુષ ઉંચા હતા (ઉપલક્ષણથી બળદેવ પણ સમજવા), સર્વ દીર્ઘ વૈતાઢય પર્વતોનો વિષ્કંભ પચાસ પચાસ યોજનનો છે. લાંતક કલ્પમાં પચાસ હજાર વિમાનો છે, સર્વે તમિસ્રા અને ખંડપ્રપાતા નામની ગુહાઓ પચાસ પચાસ યોજન લાંબી છે. સર્વે કાંચન પર્વતો શિખર ઉપર પચાસ પચાસ યોજન વિષ્કંભવાળા છે.

(૫૧) **એકાવનમા સમવાયમાં** કહ્યું છે કે–નવ બ્રહ્મચર્ય અધ્યયનના એકાવન ઉદ્દેશન કાળ છે. ચમર નામના અસુરેંદ્રની સુધર્મા નામની સભામાં એકાવન સો સ્તંભો છે. એ જ પ્રમાણે બલીંદ્રની સભામાં પણ સ્તંભો જાણવા, સુપ્રભ નામના બળદેવ એકાવન લાખ વર્ષનું કુલ આયુષ્ય પાળીને સિદ્ધ થયા, દર્શનાવરણ (૯) અને નામકર્મની (૪૨) મળીને એકાવન ઉત્તર પ્રકૃતિઓ છે.

(૫૨) **બાવનમા સમવાયમાં** કહ્યું છે કે–મોહનીય કર્મના બાવન નામ છે. ગોસ્તૂપ નામના આવાસ પર્વતની પૂર્વ દિશાના અંતથી વડવામુખ નામના મહાપાતાળકળશની પશ્ચિમ દિશાના અંત સુધીમાં અર્થાત્ તે બેની વચ્ચે બાવન હજાર યોજનનું આંતરૂં છે. એ જ

પ્રમાણે દકભાસ પર્વતના પૂર્વ છેડાથી કેતુક નામના પાતાળકળશનુ તથા શખ નામના પર્વતના પૂર્વ છેડાથી યૂપ નામના પાતાળકળશનુ અને દકસીમ નામના પર્વતના પૂર્વ છેડાથી ઇશ્વિર નામના પાતાળકલશનુ આતરુ બાવન બાવન હજાર યોજનનુ જાણવું જ્ઞાનાવરણીય (૫), નામ (૪૨) અને અતરાય (૫) એ ત્રણે કર્મની મળીને ઉત્તર પ્રકૃતિઓ બાવન થાય છે સૌધર્મ (૩૨), સનત્કુમાર (૧૨) અને માહેદ્ર (૮) કલ્પના મળીને કુલ બાવન લાખ વિમાનાવાસ છે

(૫૩) ત્રેપનમા સમવાયમા કહ્યુ છે કે–દેવકુરુ અને ઉત્તરકુરુની જીવાનો આયામ સાધિક ત્રેપન હજાર યોજન છે મહાહિમવાન અને રુકમી પર્વતની જીવાનો આયામ સાધિક ત્રેપન હજાર યોજન છે મહાવીરસ્વામીના ત્રેપન સાધુઓ એક વર્ષનો દીક્ષાપર્યાય પાળીને અનુત્તર નામના મહાવિમાનમાં ઉત્પન્ન થયા છે, સમૂચ્છિમ ઉરપરિસર્પની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રેપન હજાર વર્ષની છે

(૫૪) ચોપનમા સમવાયમા કહ્યુ છે કે–ભરત અને ઐરવત ક્ષેત્રમા દરેક ઉત્સર્પિણીમા અને અવસર્પિણીમા ( પ્રતિવાસુદેવ ન ગણુતા ) ચોપન ચોપન ઉત્તમ પુરુષો થાય છે અરિષ્ટનેમિ ભગવાન ચોપન રાત્રિ દિવસ છદ્મસ્થ પર્યાય પાળી કેવળી થયા હતા મહાવીરસ્વામીએ એક જ દિવસે એક જ આસને બેસીને ચોપન પ્રશ્નોત્તરો કહ્યા હતા અનતનાથ પ્રભુને ચોપન ગણધરો હતા

(૫૫) પચાવનમા સમવાયમા કહ્યુ છે કે—શ્રીમલ્લિનાથસ્વામી પચાવન હજાર વર્ષનુ સપૂર્ણ આયુષ્ય પાલીને સિદ્ધ થયા મેરુ પર્વતના પશ્ચિમ છેડાથી વિજય દ્વારના પશ્ચિમ છેડા સુધી (૪૫૦૦૦ યોજનનુ અતર ને દશ હજાર યોજનનો મેરુ ગણુતા) પચાવન હજાર યોજનનુ આતરૂ છે એ જ પ્રમાણે બાકીની ત્રણ દિશામા વૈજયત, જયત અને અપરાજિત એ ત્રણ દ્વારનુ આતરૂ જાણવુ શ્રીમહાવીરસ્વામી છેલ્લી રાત્રિએ પચાવન અધ્યયન પુણ્ય ફલના વિપાકવાળા અને પચાવન અધ્યયન પાપફલના વિપાકવાળા કહીને સિદ્ધ થયા પહેલી અને બીજી નરકપૃથ્વીના મલીને પચાવન લાખ નરકાવાસા છે, દર્શનાવરણીય (૯), નામ (૪૨) અને આયુ (૪) કર્મની મલીને પચાવન ઉત્તર પ્રકૃતિઓ કહી છે

(૫૬) છપ્પનમા સમવાયમા કહ્યુ છે કે—આ જબૂદ્વીપમા છપ્પન નક્ષત્રો (બે) ચદ્રની સાથે યોગને પામે છે, શ્રીવિમલનાથ પ્રભુને છપ્પન ગણો અને છપ્પન ગણધરો હતા

(૫૭) સત્તાવનમા સમવાયમા કહ્યું છે કે—આચારાગ સૂત્રની ચૂલિકા સિવાય ત્રણ ગણિપિટકના કુલ સત્તાવન અધ્યયનો છે, ગોસ્તૂભ નામના આવાસ પર્વતની પૂર્વ

દિશાના છેડાથી વડવામુખ નામના મહા પાતાલકલશના બરાબર મધ્ય ભાગ સુધીમાં સત્તાવન હજાર યોજનનું આંતરૂં છે. એ પ્રમાણે દક્ષિણના દકભાસ પર્વત અને કેતુક નામના મહા-પાતાલકલશનું, પશ્ચિમના શંખ પર્વત અને યૂપ નામના મહાપાતાલકલશનું તથા ઉત્તરના દકસીમ પર્વત અને ઈશ્વર નામના મહાપાતાલકલશનું આંતરૂં તેટલું જ જાણવું. મલ્લિનાથ પ્રભુને સત્તાવન સો સાધુઓ મનઃપર્યવજ્ઞાનવાલા હતા, મહાહિમવાન અને રુક્મી પર્વતની જીવાના ધનુઃપૃષ્ટની લંબાઈ સાધિક સત્તાવન હજાર યોજનની છે.

(૫૮) **અઠ્ઠાવનમા સમવાયમાં** કહ્યું છે કે—પહેલી, બીજી અને પાંચમી નરક પૃથ્વીના મલીને અઠ્ઠાવન લાખ નરકાવાસા છે, જ્ઞાનાવરણીય (૫), વેદનીય (૨), આયુ (૪), નામ (૪૨) અને અંતરાય (૫) એ પાંચ મૂલકર્મની મલીને અઠ્ઠાવન ઉત્તર પ્રકૃતિઓ કહી છે. ગોસ્તૂભ નામના આવાસ પર્વતની પશ્ચિમ દિશાના છેડાથી વડવામુખ નામના મહા-પાતાલકલશના મધ્ય ભાગ સુધી અઠ્ઠાવન હજાર યોજન પ્રમાણ આંતરૂં છે, એ જ પ્રમાણે બાકીની ત્રણે દિશામાં જાણવું.

(૫૯) **ઓગણસાઠમા સમવાયમાં** કહ્યું છે કે—ચંદ્ર વર્ષની એક એક ઋતુ ઓગણસાઠ દિવસની છે, શ્રીસંભવનાથ પ્રભુએ ઓગણસાઠ લાખ પૂર્વ ગૃહવાસમાં રહીને દીક્ષા ગ્રહણ કરી હતી, શ્રીમલ્લિનાથ પ્રભુને ઓગણસાઠ સો અવધિજ્ઞાની હતા.

(૬૦) **સાઠમા સમવાયમાં** કહ્યું છે કે—દરેક સૂર્ય સાઠ સાઠ મુહૂર્તે એક એક મંડલ પૂર્ણ કરે છે. લવણસમુદ્રની શિખાના જલને સાઠ હજાર નાગદેવતાઓ ધારણ કરે છે, શ્રીવિમલનાથ પ્રભુ સાઠ ધનુષ ઉંચા હતા. બલિ નામના અસુરકુમારેંદ્રને સાઠ હજાર સામા-નિક દેવો હોય છે, બ્રહ્મ નામના દેવેંદ્રને સાઠ હજાર સામાનિક દેવો હોય છે, સૌધર્મ (૩૨) અને ઈશાન (૨૮) કલ્પના મલીને સાઠ લાખ વિમાનાવાસ છે.

(૬૧) **એકસઠમા સમવાયમાં** કહ્યું છે કે—પાંચ વર્ષ પ્રમાણ એક યુગમાં એકસઠ ઋતુ માસ આવે છે, મેરુ પર્વતનો પહેલો કાંડ એકસઠ હજાર (મતાંતરે ૬૩૦૦૦) યોજન ઉંચો છે, ચંદ્રનું વિમાન એક યોજનના એકસઠીયા છપ્પન ભાગનું છે. એ જ પ્રમાણે સૂર્યનું વિમાન પણ એકસઠીયા અડતાલીશ ભાગનું છે.

(૬૨) **બાસઠમા સમવાયમાં** કહ્યું છે કે—એક યુગને વિષે બાસઠ પૂર્ણિમા અને બાસઠ અમાવાસ્યા આવે છે. શ્રીવાસુપૂજ્યસ્વામીને બાસઠ ગણ અને બાસઠ ગણધરો હતા. શુક્લપક્ષમાં ચંદ્ર હમેશાં બાસઠ બાસઠ ભાગ વધે છે અને કૃષ્ણપક્ષમાં બાસઠ બાસઠ ભાગ હાનિ પામે છે ( આ દર્ક્કરે ભાગ સમજવા ), સૌધર્મ અને ઇશાન કલ્પના પહેલા પાથડામાં પહેલી આવલિકામાં દરેક દિશાએ બાસઠ બાસઠ વિમાનો રહેલા છે. સર્વ વિમાનના મળીને કુલ બાસઠ પાથડા છે.

(૬૩) ત્રેસઠમા સમવાયમા કહ્યુ છે કે—શ્રીઋષભદેવ સ્વામી ત્રેસઠ લાખ પૂર્વ સુધી મહારાજ્યમા રહીને પ્રવ્રજિત થયા હતા હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રના યુગલિક મનુષ્ય ત્રેસઠ દિવસે યૌવન પામે છે, નિષધ અને નીલવત પર્વત ઉપર ત્રેસઠ ત્રેસઠ સૂર્યમડળ છે

(૬૪) ચોસઠમા સમવાયમા કહ્યુ છે કે-આઠ અષ્ટમિકા નામની ભિક્ષુપ્રતિમા ચોસઠ દિવસે પૂર્ણ થાય છે અસુરકુમારના ચોસઠ લાખ ભવનો છે ચમરેદ્ર નામના અસુરકુમારેદ્રને ચોસઠ હજાર સામાનિક દેવો છે પાલાના આકારે રહેલા સર્વે દધિમુખ પર્વતોની ઉચાઈ ચોસઠ હજાર યોજનની છે સૌધર્મ, ઈશાન અને બ્રહ્મલોકના મળીને ચોસઠ લાખ વિમાનો છે સર્વે ચક્રવર્તીઓને ચોસઠ સેરવાળો મુક્તામણિનો હાર હોય છે

(૬૫) પાસઠમા સમવાયમા કહ્યુ છે કે—આ જબૂદ્વીપમા સૂર્યના પાસઠ મડળો રહેલા છે, મૌર્યપુત્ર નામના ગણધર પાસઠ વર્ષ સુધી ગૃહવાસમા રહી પ્રવ્રજિત થયા હતા, સૌધર્માવતસક નામના વિમાનની દરેક દિશાએ પાસઠ પાસઠ ભૌમ નગરો છે

(૬૬) છાસઠમા સમવાયમા કહ્યુ છે કે—દક્ષિણાર્ધ મનુષ્ય ક્ષેત્રમા છાસઠ ચદ્ર અને છાસઠ સૂર્ય પ્રકાશે છે, તે જ પ્રમાણે ઉત્તરાર્ધમા પણ છાસઠ ચદ્ર સૂર્ય પ્રકાશે છે શ્રીશ્રેયાસ પ્રભુને છાસઠ ગણો અને છાસઠ ગણધરો હતા, મતિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમની છે

(૬૭) સડસઠમા સમવાયમા કહ્યુ છે કે—એક યુગમા સડસઠ નક્ષત્ર માસો આવે છે હૈમવત અને હૈરણ્યવત ક્ષેત્રની બાહા સાધિક સડસઠ સો યોજન છે મેરુ પર્વતની પૂર્વ દિશાના છેડાથી ગૌતમદ્વીપની પૂર્વ દિશાના છેડા સુધી સડસઠ હજાર યોજનનુ આતરૂ છે, સર્વ નક્ષત્રોની સીમાનો વિષ્કભ સડસઠમે ભાગે કરીને સમાન અશવાળો થાય છે

(૬૮) અડસઠમા સમવાયમા કહ્યુ છે કે—ધાતકીખડ દ્વીપમા અડસઠ ચક્રવર્તીના વિજયો અને અડસઠ રાજધાનીઓ છે ઉત્કૃષ્ટપણે અડસઠ તીર્થંકરો ઉત્પન્ન થાય છે એજ પ્રમાણે ચક્રવર્તી, બળદેવ અને વાસુદેવ પણ જાણવા પુષ્કરાર્ધ દ્વીપને વિષે પણ તે જ પ્રમાણે સર્વ જાણવુ શ્રીવિમળનાથસ્વામીને અડસઠ હજાર સાધુઓ હતા.

(૬૯) ઓગણોતેરમા સમવાયમા કહ્યુ છે કે-અઢી દ્વીપમા મેરુ પર્વત વિના બાકી સર્વ મળીને ઓગણોતેર ક્ષેત્ર અને વર્ષધર પર્વતો છે (૩૫ ક્ષેત્રો ૩૦ વર્ષધર પર્વતો ને ૪ ઈષુકાર સમજવા) મેરુ પર્વતની પૂર્વ દિશાના છેડાથી ગૌતમ દ્વીપના પશ્ચિમ છેડા સુધી ઓગણોતેર હજાર યોજનનુ આતરુ છે, મોહનીય કર્મ સિવાય બીજા સાત કર્મની મળીને ઓગણોતેર ઉત્તર પ્રકૃતિઓ છે

(૭૦) **સીત્તેરમા સમવાયમાં કહ્યું છે કે**—મહાવીરસ્વામી વર્ષા ઋતુના વીશ દિવસ સહિત એક માસ વ્યતીત થયે સતે અને સીત્તેર દિવસ બાકી રહે સતે ચોમાસુ રહ્યા (પર્યુષણા કરી એટલે રહેવાનો નિર્ણય કર્યો), શ્રીપાર્શ્વનાથ પ્રભુ પરિપૂર્ણ સીતેર વર્ષ સાધુપર્યાય પાળીને સિદ્ધ થયા, શ્રીવાસુપૂજ્યસ્વામી સીત્તેર ધનુષ ઉંચા હતા. મોહનીય કર્મની સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમની છે, માહેંદ્ર કલ્પના ઇંદ્રને સીત્તેર હજાર સામાનિક દેવો છે.

(૭૧) **ઇકોતેરમા સમવાયમાં કહ્યું છે કે**—ચોથા ચંદ્ર સંવત્સરના હેમંત ઋતુના ઇકોતેર દિવસ જાય ત્યારે સૂર્ય સર્વ બાહ્ય મંડળથી પાછો ફરે છે. વીર્યપ્રવાદ નામના પૂર્વમાં ઇકોતેર પ્રાભૃત છે. શ્રીઅજીતનાથ પ્રભુ ઇકોતેર લાખ પૂર્વ ગૃહવાસ મધ્યે રહીને પ્રવ્રજિત થયા હતા. સગર નામના ચક્રવર્તી પણ ઇકોતેર લાખ પૂર્વ રાજ્ય ભોગવીને પ્રવ્રજિત થયા હતા.

(૭૨) **બોંતેરમા સમવાયમાં કહ્યું છે કે**—સુવર્ણકુમારના બોંતેર લાખ ભવનો છે. લવણ સમુદ્રની બહારની વેળાને બોંતેર હજાર નાગકુમાર દેવો ધારણ કરે છે. શ્રીમહાવીરસ્વામી બોંતેર વર્ષનું કુલ આયુષ્ય પાળી સિદ્ધ થયા. અચળભ્રાતા નામના ગણધર બોંતેર વર્ષનું કુલ આયુષ્ય પાળીને સિદ્ધ થયા, પુષ્કરાર્ધ દ્વીપમાં બોંતેર ચંદ્ર અને બોંતેર સૂર્ય પ્રકાશે છે. દરેક ચક્રવર્તીને બોંતેર હજાર પુર હોય છે, પુરુષની બોંતેર કલાઓ હોય છે, સંમૂર્ચ્છિમ ખેચર પંચેંદ્રિય તિર્યંચની ઉત્કૃષ્ટ સ્થિતિ બોંતેર હજાર વર્ષની છે.

(૭૩) **તોંતેરમા સમવાયમાં કહ્યું છે કે**—હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રની જીવા સાધિક તોંતેર હજાર યોજનની છે, વિજય નામના બીજા બલદેવ તોંતેર હજાર વર્ષનું આયુષ્ય પાલીને સિદ્ધ થયા.

(૭૪) **ચુમોતેરમા સમવાયમાં કહ્યું છે કે**—અગ્નિભૂતિ નામના ગણધર ચુમોતેર વર્ષનું આયુષ્ય પાલીને સિદ્ધ થયા. નિષધ નામના વર્ષધર પર્વત ઉપર રહેલા તિગિચ્છ નામના મહાદ્રહથકી સીતોદા નામની મહાનદી સાધિક ચુમોતેર સો યોજન ઉત્તરદિશા સન્મુખ વહન કરીને સીતોદાપ્રપાતકુંડમાં પડે છે, તે જ રીતે સીતા નામની મહાનદી દક્ષિણ દિશા તરફ વહેતી સતી સીતાપ્રપાતકુંડમાં પડે છે, ચોથી નરક પૃથ્વી સિવાય બાકીની છ નરક-પૃથ્વીને વિષે કુલ ચુમોતેર લાખ નરકાવાસા રહેલા છે.

(૭૫) **પંચોતેરમા સમવાયમાં કહ્યું છે કે**—સુવિધિનાથ પ્રભુને પંચોતેર સો સામાન્ય કેવલી હતા, શ્રીશીતલનાથ પ્રભુ પંચોતેર હજાર પૂર્વ સુધી ગૃહવાસમાં રહીને પ્રવ્રજિત થયા હતા. શ્રીશાંતિનાથ પ્રભુ પંચોતેર હજાર વર્ષ સુધી ગૃહવાસમાં રહીને પ્રવ્રજિત થયા હતા,

(૭૬) છોતેરમા સમવાયમા કહ્યુ છે કે—વિદ્યુત્કુમારના આવાસો છોતેર લાખ છે, એ જ પ્રમાણે દ્વીપકુમાર, દિક્કુમાર, ઉદધિકુમાર, વિદ્યુત્કુમાર, સ્તનિતકુમાર અને અગ્નિ કુમાર એ છએ યુગલના એટલે દક્ષિણ ઉત્તર દિશાના મળીને છોતેર છોતેર લાખ ભવનો છે

(૭૭) સત્તોતેરમા સમવાયના કહ્યુ છે કે—ભરત ચક્રવર્તી સત્તોતેર લાખ પૂર્વ કુમાર અવસ્થામા રહીને પછી મહારાજાના અભિષેકને પામ્યા હતા, અગવશના સત્તોતેર રાજા પ્રવ્રજિત થયા હતા, ગર્દતોય અને તુષિત નામના બે લોકાંતિક દેવોને સત્તોતેર હજાર દેવોનો પરિવાર છે, એક એક મુહૂર્ત સત્તોતેર લવ પ્રમાણ કહ્યુ છે

(૭૮) અઠ્ઠોતેરમા સમવાયમા કહ્યુ છે કે—શક્રેદ્રનો વૈશ્રમણ નામનો લોકપાલ સુવર્ણકુમાર અને દ્વીપકુમારના અઠ્ઠોતેર લાખ આવાસનો અધિપતિ છે અર્થાત્ તે બે નિકાય તેના તાબાની છે, અકપિત નામના સ્થવિર અઠ્ઠોતેર વર્ષનુ આયુષ્ય પાળીને સિદ્ધ થયા, ઉત્તરાયણથી પાછો ફરેલો સૂર્ય પહેલા મડલથી ઓગણચાલીશમા મડલ સુધીમા એક મુહૂર્તના અઠ્ઠોતેર ભાગ પ્રમાણ દિવસને હાનિ પમાડીને તથા તેટલી જ રાત્રિમા વૃદ્ધિ કરીને ચલે છે, એ જ પ્રમાણે દક્ષિણાયનથી પાછો ફરેલો સૂર્ય તેટલો જ દિવસને વધારે છે અને રાત્રિને ઘટાડે છે

(૭૯) ઓગણએશીમા સમવાયમા કહ્યુ છે કે—વડવામુખ નામના પાતાલ કલશના નીચેના છેડાથી રત્નપ્રભા પૃથ્વીના નીચેના છેડા સુધી ઓગણએશી હજાર યોજનનુ આતરુ છે, એ જ પ્રમાણે કેતુ, યૂપ અને ઈશ્વર નામના પાતાલકલશનુ આતરુ જાણવુ છઠ્ઠી નરક પૃથ્વીના મધ્યભાગથી છઠ્ઠા ઘનોદધિના નીચલા છેડા સુધીમા ઓગણએશી હજાર યોજનનુ આતરુ છે, આ જબૂદ્વીપના દરેક દ્વારનુ આતરુ સાધિક ઓગણએશી હજાર યોજનનુ છે (આની સ્થાપના ટીકાકારે કરેલી છે)

(૮૦) એશીમા સમવાયમા કહ્યુ છે કે—શ્રીશ્રેયાસ પ્રભુ એશી ધનુષ ઉચા હતા, ત્રિપૃષ્ઠ વાસુદેવ અને અચલ નામના બલદેવ પણ એશી ધનુષ ઉચા હતા, ત્રિપૃષ્ઠ વાસુદેવ એશી લાખ વર્ષ સુધી મહારાજાપણે રહ્યા હતા રત્નપ્રભા પૃથ્વીનો અબ્બહુલ કાડ એશી હજાર યોજન જાડો છે, ઈશાનેદ્રને એશી હજાર સામાનિક દેવો છે, આ જબૂદ્વીપની અદર એક સો એશી યોજન આવીને ઉત્તર દિશામા સૂર્ય પ્રથમ ઉદય પામે છે

(૮૧) એકાશીમા સમવાયમા કહ્યુ છે કે—નવ નવમિકા નામની ભિક્ષુપ્રતિમા એકાશી દિવસે પૂર્ણ થાય છે, શ્રીકુથુનાથ પ્રભુને એકાશી સો મન પર્યવજ્ઞાની હતા વિવાહ પ્રજ્ઞપ્તિમા એકાશી અધ્યયનો કહ્યા છે

(૮૨) બ્યાશીમા સમવાયમા કહ્યુ છે કે—આ જબૂદ્વીપમા સૂર્યને બે વાર જવા આવવાના મડલો એક સો ને બ્યાશી છે, શ્રીમહાવીરસ્વામી બ્યાશી દિવસ ગયા ત્યારે એક

ગર્ભમાંથી બીજા ગર્ભમાં લઈ જવાયા હતા, મહાહિમવાન તથા રુકમી પર્વતના ઉપરના છેડાથી સૌગંધિક કાંડના નીચેના છેડા સુધી બ્યાશી સો યોજન થાય છે.

(૮૩) **ત્રાશીમા સમવાયમાં** કહ્યું છે કે—શ્રીમહાવીરસ્વામી ત્રાશીમે દિવસે એક ગર્ભથી બીજા ગર્ભમાં લઈ જવાયા હતા, શ્રીશીતલનાથ પ્રભુને ત્રાશી ગણો અને ત્રાશી ગણધરો હતા, મંડિતપુત્ર નામના ગણધર ત્રાશી વર્ષનું આયુષ્ય પાલીને સિદ્ધ થયા, શ્રીઋષભસ્વામી ત્રાશી લાખ પૂર્વ ગૃહવાસમાં રહી પ્રવ્રજિત થયા હતા, ભરત ચક્રવર્તી ત્રાશી લાખ પૂર્વ ગૃહવાસમાં રહી કેવલી થયા હતા.

(૮૪) **ચોરાશીમા સમવાયમાં** કહ્યું છે કે—ચોરાશી લાખ નરકાવાસા છે, શ્રીઋષભસ્વામી ચોરાશી લાખ પૂર્વનું કુલ આયુષ્ય પાલી સિદ્ધ થયા, એ જ પ્રમાણે ભરતચક્રી, બાહુબલી, બ્રાહ્મી અને સુંદરી વિષે પણ જાણવું. શ્રીશ્રેયાંસ પ્રભુ ચોરાશી લાખ વર્ષનુ કુલ આયુષ્ય પાલીને સિદ્ધ થયા, ત્રિપૃષ્ઠ વાસુદેવ ચોરાશી લાખ વર્ષનું કુલ આયુષ્ય પાલીને અપ્રતિષ્ઠાન નામના નરકાવાસમાં નારકી થયા, શક્રેંદ્રને ચોરાશી હજાર સામાનિક દેવો છે. બહારના સર્વ મેરુ પર્વતો ચોરાશી ચોરાશી હજાર યોજન ઉંચા છે. સર્વ અંજનગિરિઓ ચોરાશી ચોરાશી હજાર યોજન ઉંચા છે, હરિવાસ અને રમ્યક ક્ષેત્રની જીવાના ધનુઃપૃષ્ઠની લંબાઈ સાધિક ચોરાશી હજાર યોજનની છે, પંકબહુલ નામના પ્રથમ પૃથ્વીકાંડના ઉપરના છેડાથી નીચેના છેડા સુધી ચોરાશી લાખ યોજનનું આંતરૂં છે, ભગવતી સૂત્રમાં કુલ ચોરાશી હજાર પદો કહેલા છે, નાગકુમારના આવાસો ચોરાશી લાખ છે, ચોરાશી હજાર પ્રકીર્ણકો છે. (ઋષભદેવના તેટલા મુનિઓને આશ્રીને સંભવે છે), ચોરાશી લાખ જીવાયોનિ છે, પૂર્વથી આરંભીને દરેક અંકને ચોરાશી ચોરાશી લાખે ગુણતા છેવટનો શીર્ષપ્રહેલિકા અંક આવે છે, શ્રીઋષભદેવ સ્વામીને ચોરાશી હજાર સાધુઓની સંપદા હતી, સર્વ વૈમાનિકના વિમાનો સાધિક ચોરાશી લાખની સંખ્યાવાલા છે.

(૮૫) **પંચાશીમા સમવાયમાં** કહ્યું છે કે—આચારાંગ સૂત્રના ચૂલિકા સહિત પંચાશી ઉદ્દેશન કાલ છે, ધાતકી ખંડના ને પુષ્કરાર્ધ દ્વીપના બબે મેરુ જમીનમાં એક હજાર યોજન ઉંડા છે તે સુધાં કુલ પંચાશી હજાર યોજન ઉંચા છે. રુચક દ્વીપનો મંડલિક (ગોલાકાર રુચક) પર્વત જમીનમાં એક હજાર યોજન ઉંડા છે તે સુધાં પંચાશી હજાર યોજન ઉંચો છે, નંદનવનના નીચેના છેડાથી સૌગંધિક કાંડના નીચેના છેડા સુધી પંચાશી સો યોજનનું આંતરૂં છે.

(૮૬) **છાશીમા સમવાયમાં** કહ્યું છે કે—શ્રીસુવિધિનાથને છાશી ગણો અને છાશી ગણધરો હતા. શ્રીસુપાર્શ્વનાથ પ્રભુને છાશી સો વાદી હતા, બીજી પૃથ્વીના મધ્યભાગથી બીજા ઘનોદધિના નીચેના છેડા સુધી છાશી હજાર યોજનનું આંતરૂં છે. (બીજી નરકના પૃથ્વીપિંડનું અર્ધ ૬૬૦૦૦ અને ઘનોદધિ ૨૦૦૦૦ મલીને ૮૬૦૦૦ જાણવા

(૮૭) સત્તાશીમા સમવાયમા કહ્યુ છે કે—મેરુ પર્વતના પૂર્વના છેડાથી ગોસ્તૂભ નામના આવાસ પર્વતના પશ્ચિમ છેડા સુધી સત્તાશી હજાર યોજનનુ આંતરું છે મેરૂ પર્વતના દક્ષિણ છેડાથી દકભાસ નામના આવાસ પર્વતના ઉત્તર છેડા સુધી સત્તાશી હજાર યોજનનુ આંતરૂ છે, એ જ પ્રમાણે મેરુ પર્વતના પશ્ચિમ છેડાથી શખ નામના આવાસ પર્વતના પૂર્વ છેડા સુધી સત્તાશી હજાર યોજનનુ આંતરૂ છે, એ જ પ્રમાણે મેરુ પર્વતના ઉત્તર છેડાથી દકસીમ નામના આવાસ પર્વતના દક્ષિણ છેડા સુધી સત્તાશી હજાર યોજનનુ આંતરૂ છે મહાહિમવાન પરના કૂટના ઉપરના છેડાથી સૌગધિક કાડના નીચેના છેડા સુધી સત્તાશી સો યોજનનુ આંતરૂ છે, એ જ પ્રમાણે રુકમીના કૂટનુ પણ જાણવુ

(૮૮) અઠ્ઠાશીમા સમવાયમા કહ્યુ છે કે—દરેક ચદ્ર સૂર્યને અઠ્ઠાશી અઠ્ઠાશી મહાગ્રહોરૂપ પરિવાર છે, દષ્ટિવાદના અઠ્ઠાશી સૂત્રો છે મેરુ પર્વતના પૂર્વ છેડાથી ગોસ્તૂભ નામના આવાસ પર્વતના પૂર્વ છેડા સુધી અઠ્ઠાશી હજાર યોજનનુ આંતરૂ છે એ જ પ્રમાણે બાકીની ત્રણે દિશામા જાણવુ સર્વ આભ્યતર મડળ રૂપ બાહારની ઉત્તર દિશાથી દક્ષિણાયન તરફ આવતો સૂર્ય ચુમાળીશમા મડળે આવે ત્યારે મુહૂર્તના એકસઠીયા અઠ્ઠાશી ભાગ જેટલી દિવસની હાનિ કરીને અને તેટલી જ રાત્રિની વૃદ્ધિ કરીને ચાલે છે તથા દક્ષિણ દિશાથી ઉત્તરાયણ તરફ આવતો સૂર્ય ચુમાળીશમા મડળે આવે ત્યારે મુહૂર્તના એકસઠીયા અઠ્ઠાશી ભાગ જેટલી રાત્રિની હાનિ કરીને અને તેટલી જ દિવસની વૃદ્ધિ કરીને ચાલે છે

(૮૯) નેવાસીમા સમવાયમા કહ્યુ છે કે—શ્રીઋષભદેવ ભગવાન આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે નેવાશી પખવાડીયા બાકી રહ્યા ત્યારે નિર્વાણ પામ્યા, શ્રીમહાવીરસ્વામી આ અવસર્પિણીના ચોથા આરાના નેવાશી પખવાડીયા બાકી હતા ત્યારે નિર્વાણ પામ્યા હરિષેણ નામના ચક્રવર્તીએ નેવાશી સો વર્ષ સુધી રાજ્ય ભોગવ્યુ, શ્રીશાતિનાથ પ્રભુને નેવાશી હજાર સાધ્વીઓની સપદા હતી.

(૯૦) નેવુમા સમવાયમા કહ્યું છે કે શ્રીશીતળનાથ પ્રભુ નેવુ ધનુષ ઉચા હતા શ્રીઅજીતનાથ પ્રભુને નેવુ ગણ અને નેવુ ગણધરો હતા, સ્વયભૂ વાસુદેવે નેવુ વર્ષ દિગ્વિજય કર્યો હતો, સર્વે વૃત્ત વૈતાઢ્ય પર્વતોના ઉપરના છેડાથી સૌગધિક કાડના નીચેના છેડા સુધી નેવુ સો યોજનનુ આંતરૂ છે

(૯૧) એકાણુમા સમવાયમા કહ્યુ છે કે—બીજાનુ વૈયાવૃત્ય કર્મ કરવાની પ્રતિમાઓ એકાણુ છે કાલોદધિની પરિધિ સાધિક એકાણુ લાખ યોજનની છે શ્રીકુથુ પ્રભુને એકાણુ સો અવધિજ્ઞાનીઓ હતા આયુ અને ગોત્ર એ બે કર્મ વિના બાકીના છ કર્મની એકાણુ ઉત્તર પ્રકૃતિઓ છે ( જેમા નામકર્મની ૪૨ લેવી છે )

(૯૨) **બાણુમા સમવાયમાં** કહ્યું છે કે-બાણ પ્રતિમાઓ વિશેષ પ્રકારના અભિગ્રહરૂપ છે, ઇંદ્રભૂતિ ગણધર બાણુ વર્ષનું કુલ આયુષ્ય પાળી સિદ્ધ થયા, મેરુ પર્વતના પશ્ચિમ છેડા સુધીમાં બાણુ હજાર યોજનનું આંતરૂં છે. એ જ પ્રમાણે બાકીના ત્રણેનું જાણવું.

(૯૩) **ત્રાણુમા સમવાયમાં** કહ્યું છે કે-શ્રીચંદ્રપ્રભ પ્રભુને ત્રાણુ ગણ અને ત્રાણુ ગણધરો હતા. શ્રીશાંતિનાથ પ્રભુને ત્રાણુ સો ચૌદપૂર્વી હતા, ત્રાણુમા મંડળે રહેલો સૂર્ય આભ્યંતર મંડળ તરફ જતો અથવા બાહ્ય મંડળ તરફ જતો સરખા અહોરાત્રને વિષમ કરે છે અર્થાત્ ત્રાણુમા મડળમાં આવે છે, ત્યારે અહોરાત્રનું સમપણું મટીને વિષમપણું થાય છે.

(૯૪) **ચોરાણુમા સમવાયમાં** કહ્યું છે કે-નિષધ અને નીલવંત પર્વતની જીવા સાધિક ચોરાણુ હજાર યોજનની છે, શ્રીઅજીતનાથસ્વામીને ચોરાણુ સો અવધિજ્ઞાની હતા.

(૯૫) **પંચાણુમા સમવાયમાં** કહ્યું છે કે-શ્રીસુપાર્શ્વસ્વામીને પંચાણુ ગણો અને પંચાણુ ગણધરો હતા, જંબૂદ્વીપના છેડાથી ચારે દિશામાં લવણસમુદ્રને વિષે પંચાણુ પંચાણુ હજાર યોજન જઇએ ત્યારે ચાર પાતળકળશો આવે છે. લવણસમુદ્રની બન્ને બાજુએ પંચાણુ પંચાણુ પ્રદેશો ઉંડાઈ અને ઉંચાઇની હાનિના વિષયમાં કહેલા છે. શ્રીકુંથુનાથ પ્રભુ પંચાણુ હજાર વર્ષનું કુલ આયુષ્ય પાળીને સિદ્ધ થયા.

(૯૬) **છન્નુમા સમવાયમાં** કહ્યું છે કે-હરેક ચક્રવર્તી રાજાને છન્નુ કરોડ ગામ હોય છે. વાયુકુમાર દેવના ભવનાવાસા છન્નુ લાખ છે. વ્યાવહારિક દંડ છન્નુ આંગળ લાંબો હોય છે. એ જ પ્રમાણે ધનુષ, નાલિકા, ધોંસરૂ, ધરી અને સાંબેલું પણ છન્નુ છન્નુ આંગળના હોય છે, સૂર્ય આભ્યંતર મંડળમાં હોય ત્યારે પહેલું મુહૂર્ત્ત છન્નુ અંગુલની છાયાવાળું હોય છે.

(૯૭) **સત્તાણુમા સમવાયમાં** કહ્યું છે કે-મેરુ પર્વતના પશ્ચિમના છેડાથી ગોસ્તૂભ પર્વતના પશ્ચિમ છેડા સુધી સત્તાણુ હજાર યોજનનું આંતરૂં છે. એ જ પ્રમાણે બાકીની ત્રણે દિશામાં જાણવું. આઠે કર્મની મળીને સત્તાણુ ઉત્તર પ્રકૃતિઓ થાય છે. (એમાં નામકર્મની ૪૨ ગણેલી છે) હરિષેણ નામના ચક્રવર્તી કાંઈક ઓછા સત્તાણુ સો વર્ષ સુધી ગૃહવાસમાં રહી પ્રવ્રજિત થયા હતા.

(૯૮) **અઠ્ઠાણુમા સમવાયમાં** કહ્યું છે કે-નંદનવનના ઉપરના છેડાથી પાંડુક વનના નીચલા છેડા સુધી અઠ્ઠાણુ હજાર યોજનનું આંતરૂં છે. મેરુ પર્વતના પશ્ચિમ છેડાથી ગોસ્તૂભ પર્વતના પૂર્વ છેડા સુધી અઠ્ઠાણુ હજાર યોજનનું આંતરૂં છે. એ જ પ્રમાણે શેષ ત્રણ દિશામાં

જાણવુ દક્ષિણ ભરતાર્ધનુ ધનુ પૃષ્ઠ કાંઈક ઓછા અઠ્ઠાણુ સો યોજન લાંબુ છે ઉત્તર દિશામા પ્રથમ છ માસ સુધી ચાલતો સૂર્ય ઓગણપચાસમે મડળે રહીને એક મુહૂર્ત્તના એકસઠીયા અઠ્ઠાણુ ભાગ દિવસની હાનિ કરી અને રાત્રિની વૃદ્ધિ કરીને ચાલે છે તથા દક્ષિણ દિશામા બીજા છ માસ સુધી ચાલતો સૂર્ય ઓગણપચાસમે મડળે રહીને મુહૂર્ત્તના એકસઠીયા અઠ્ઠાણુ ભાગ રાત્રિની હાનિ અને દિવસની વૃદ્ધિ કરતો ચાલે છે રેવતી નક્ષત્રથી જ્યેષ્ઠા નક્ષત્ર સુધીના ઓગણીશ નક્ષત્રોના કુલ અઠ્ઠાણુ તારાઓ છે

(૯૯) **નવાણુમા સમવાયમા** કહ્યુ છે કે-મેરુ પર્વત નવાણુ હજાર યોજન ઉચો છે નદન વનના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધી નવાણુ સો યોજનનુ આતરુ છે એ જ પ્રમાણે દક્ષિણ છેડાથી ઉત્તર છેડા સુધી જાણવુ ઉત્તરનુ સર્વ આભ્યતર પહેલુ સૂર્યમડળ આયામ વિષ્કભવડે સાધિક નવાણુ હજાર યોજન પ્રમાણ છે એ જ પ્રમાણે બીજુ અને ત્રીજુ મડળ પણ જાણવુ રત્નપ્રભા પૃથ્વીના અજન નામના કાડની નીચેના છેડાથી વાણવ્યતરના ભૂમિગૃહના ઉપરના છેડા સુધી નવાણુ સો યોજન આતરુ છે

(૧૦૦) **સોમા સમવાયમા** કહ્યુ છે કે-દશ દશમિકા નામની ભિક્ષુ પ્રતિમાના સો દિવસ થાય છે શતભિષક્ નામના નક્ષત્રને સો તારાઓ છે શ્રીસુવિધિનાથ સો ધનુષ ઉચા હતા શ્રીપાર્શ્વનાથ પ્રભુ સો વર્ષનુ કુલ આયુષ્ય પાળી સિદ્ધ થયા એ જ પ્રમાણે સુધર્મા સ્વામી પણ સો વર્ષનુ આયુષ્ય પાળી સિદ્ધ થયા સર્વે દીર્ઘ વૈતાઢ્ય પર્વતો સો સો ગાઉ ઉચા છે સર્વે ક્ષુલ્લહિમવત અને શિખરી પર્વતો સો સો યોજન ઉચા છે અને સો સો ગાઉ પૃથ્વીમા ઉડા છે સર્વે કચનગિરિઓ સો સો યોજન ઉચા, સો સો ગાઉ પૃથ્વીમા ઉડા અને સો સો યોજન મૂળમા વિષ્કભવાળા છે

(૧૫૦) **દોઢસોમા સમવાયમા** કહ્યુ છે કે-ચદ્રપ્રભ અરિહત દોઢસો ધનુષ ઉચા હતા આરણ તથા અચ્યુત કલ્પમા દોઢસો વિમાનો છે (બે મળીને ત્રણ સો છે ઇંદ્ર બેનો એક છે)

(૨૦૦) **બસોમા સમવાયમા** કહ્યું છે કે-શ્રીસુપાર્શ્વનાથ સ્વામી બસો ધનુષ ઉચા હતા સર્વે મહાહિમવત અને રુપી નામના વર્ષધર પર્વતો બસો બસો યોજન ઉચા અને બસો બસો ગાઉ પૃથ્વીમા ઉડા છે આ જબૂદ્વીપમા બસો કચનગિરિઓ છે

(૨૫૦) **અઢીસોમા સમવાયમા** કહ્યુ છે કે-પદ્મપ્રભસ્વામી અઢી સો ધનુષ ઉચા હતા અસુરકુમાર દેવોના પ્રાસાદાવતસક અઢી સો યોજન ઉચા છે

(૩૦૦) **ત્રણસોમા સમવાયમા** કહ્યું છે કે-શ્રીસુમતિસ્વામી ત્રણ સો ધનુષ ઉચા હતા શ્રીઅરિષ્ટનેમિ પ્રભુ ત્રણ સો વર્ષ કુમારપણે રહીને પ્રવ્રજિત થયા વૈમાનિક દેવોના વિમાનના કિલ્લા ત્રણ સો ત્રણ સો યોજન ઉચા છે શ્રીમહાવીરસ્વામીને ત્રણ સો ચૌદપૂર્વી

હતા. પાંચ સો ધનુષ પ્રમાણવાળા ચરમ શરીરી સિદ્ધિપદને પામ્યા હોય તેના જીવપ્રદેશની અવગાહના સાધિક ત્રણ સો ધનુષની હોય છે.

(૩૫૦) **સાડા ત્રણસોમા સમવાયમાં** કહ્યું છે કે-શ્રીપાર્શ્વનાથ સ્વામીને સાડા ત્રણ સો ચૌદપૂર્વી હતા. શ્રીઅભિનંદનસ્વામી સાડા ત્રણ સો ધનુષ ઉંચા હતા.

(૪૦૦) **ચારસોમા સમવાયમાં કહ્યું છે કે**-શ્રી સંભવનાથસ્વામી ચાર સો ધનુષ ઉંચા હતા. સર્વે નિષેધ અને નીલવંત પર્વતો ચાર સો ચાર સો યોજન ઉંચા તથા ચાર સો ચાર સો ગાઉ પૃથ્વીમાં ઉંડા છે. સર્વે વક્ષસ્કાર પર્વતો નિષધ અને નીલવંત પર્વતોની પાસે ચાર સો ચાર સો યોજન ઉંચા અને ચાર સો ચાર સો ગાઉ પૃથ્વીમાં ઉંડા છે. આનત અને પ્રાણત કલ્પને વિષે ચાર સો વિમાનો છે. શ્રી મહાવીરસ્વામીને ચાર સો વાદીઓ હતા.

(૪૫૦) **સાડા ચારસોમા સમવાયમાં** કહ્યું છે કે—શ્રીઅજિતનાથસ્વામી સાડા ચાર સો ધનુષ ઉંચા હતા, સગર ચક્રવર્તી પણ સાડા ચાર સો ધનુષ ઉંચા હતા.

(૫૦૦) **પાંચસોમા સમવાયમાં કહ્યું છે કે**-સર્વે વક્ષસ્કાર પર્વતો સીતા અને સીતોદા મહાનદી પાસે તથા ગજદંતાઓ મેરુ પર્વતની પાસે પાંચ સો પાંચસો યોજન ઉંચા અને પાંચ સો પાંચ સો ગાઉ ઉંડા છે, વક્ષસ્કારો પાંચ સો યોજન એક સરખા પહોલા છે. સર્વે વર્ષધર ઉપરના કૂટો પાંચ સો પાંચ સો યોજન ઉંચા અને મૂલમાં પાંચ સો પાંચ સો યોજન વિષ્કંભવાલા છે. શ્રીઋષભદેવસ્વામી પાંચ સો ધનુષ ઉંચા હતા, ભરતચક્રી પણ પાંચ સો ધનુષ ઉચા હતા, સૌમનસ, ગંધમાદન, વિદ્યત્પ્રભ અને માલવંત નામના ગજદંત પર્વતો મેરુપર્વતની પાસે પાંચ સો પાંચ સો યોજન ઉચા અને પાંચ સો પાંચ સો ગાઉ ઉંડા છે. સર્વે વક્ષસ્કાર ઉપરના હરિ અને હરિસ્સહ એ બે કૂટને વર્જીને બાકીના કૂટો પાંચ સો પાંચ સો. યોજન ઉંચા અને મૂલમાં પાંચ સો પાંચ સો યોજન લાંબા પહોલા છે, એક બળકૂટને વર્જીને બાકીના નંદનવનના કૂટો પાંચ સો પાંચ સો યોજન ઉંચા અને મૂળમાં પાંચ સો પાંચ સો યોજન લાંબા પહોળા છે, સૌધર્મ અને ઈશાન કલ્પમાંના વિમાનો પાંચ સો પાંચ સો યોજન ઉંચા છે

(૬૦૦) **છ સોમા સમવાયમાં** કહ્યું છે કે—સનત્કુમાર અને માહેંદ્ર કલ્પના વિમાનો છ સો યોજન ઉંચા છે, ક્ષુલ્લહિમવંતના કૂટની ઉપરના છેડાથી ક્ષુલ્લહિમવંત પર્વતના સમભૂમિતલ સુધી છ સો યોજનનું આંતરૂં છે. (સો યોજન ઉંચો પર્વત ને પાંચ સો યોજન ઉંચા કૂટ-બે મલીને છસો જાણવા) એ જ પ્રમાણે શિખરી કૂટનું પણ જાણવું, શ્રીપાર્શ્વનાથ પ્રભુને છ સો વાદીઓ હતા, અભિચંદ્ર નામના કુલકર છ સો ધનુષ ઉંચા હતા, શ્રીવાસુપૂજ્યસ્વામી છ સો પુરુષોની સાથે પ્રવ્રજિત થયા હતા.

(૭૦૦) સાત સોમા સમવાયમા કહ્યુ છે કે—બ્રહ્મ અને લાતક કલ્પના વિમાનો સાત સો યોજન ઉચા છે, શ્રીમહાવીરસ્વામીને સાત સો કેવલી અને સાત સો વૈક્રિય લબ્ધિવાળા હતા, શ્રીઅરિષ્ટનેમિ ભગવાન કાઇક ન્યૂન સાત સો વર્ષ કેવળી પર્યાયને પાલી સિદ્ધ થયા, મહાહિમવાન કૂટના ઉપરના છેડાથી મહાહિમવાન વર્ષધર પર્વતના સમભૂમિતળ સુધી સાત સો યોજનનુ આતરૂ છે એ જ પ્રમાણે રુપી પર્વત ને તેના કટનુ પણ જાણવુ

(૮૦૦) આઠ સોમા સમવાયમા કહ્યુ છે કે—મહાશુક્ર અને સહસ્રાર કલ્પના વિમાનો આઠ સો યોજન ઉચા છે આ રત્નપ્રભા પૃથ્વીના પહેલા એક હજાર યોજનના કાડમા મધ્યના આઠ સો યોજનને વિષે વાણવ્યતર દેવોના ભૂમિનગરો રહેલા છે શ્રીમહાવીર સ્વામીના આઠ સો સાધુઓ અનુત્તર વિમાનમા ઉત્પન્ન થયા, રત્નપ્રભા પૃથ્વીના સમ ભૂમિભાગથી આઠ સો યોજન ઉચે સૂર્ય ગતિ કરે છે શ્રીઅરિષ્ટનેમિ પ્રભુને આઠ સો વાદીઓ હતા

(૯૦૦) નવ સોમા સમવાયમા કહ્યુ છે કે—આનત, પ્રાણત, આરણ અને અચ્યુત કલ્પના વિમાનો નવ સો યોજન ઉચા છે નિષધ કૂટના ઉપરના છેડાથી નિષધ પર્વતના સમાન ભૂમિતલ સુધી નવ સો યોજનનુ આતરૂ છે એ જ પ્રમાણે નીલવત પર્વત ને તેના કૂટનુ પણ જાણવુ, વિમલવાહન નામના કુલકર નવ સો ધનુષ ઉચા હતા, રત્નપ્રભા પૃથ્વીના સમાન ભૂમિભાગથી નવ સો યોજન ઉચે ઉપરના તારા ચાલે છે, નિષધ પર્વતના ઉપલા શિખર તલથી રત્નપ્રભા પૃથ્વીના પહેલા કાડના મધ્ય ભાગ સુધી નવ સો યોજનનુ આતરૂ છે એ જ પ્રમાણે નીલવત પર્વતનુ પણ જાણવુ

(૧૦૦૦) હજારમા સમવાયમા કહ્યુ છે કે—નવે ગ્રૈવેયકના વિમાનો હજાર હજાર યોજન ઉચા છે સર્વે યમક પર્વતો હજાર હજાર યોજન ઉચા, હજાર હજાર ગાઉ ઉડા અને મૂળમા હજાર હજાર યોજન આયામ વિષ્કભવાળા છે એ જ પ્રમાણે ચિત્રકૂટ અને વિચિત્રકૂટ જાણવા સર્વે વૃત્ત વૈતાઢ્ય પર્વતો પણ એ જ પ્રમાણે છે વિશેષ એ કે આ પર્વતો સર્વત્ર સરખા પાલાના આકારે રહેલા છે વક્ષસ્કાર પરના બીજા કૂટોને વર્જીને હરિકૂટ અને હરિસ્સહ કૂટ એક એક હજાર યોજન ઉચા છે અને મૂળમા હજાર યોજન વિષ્કભવાળા છે એ જ પ્રમાણે નદનવનના બીજા કૂટોને વર્જીને બળકૂટ પણ હજાર યોજન ઉચો છે શ્રીઅરિષ્ટનેમિ ભગવાન એક હજાર વર્ષનુ સર્વ આયુષ્ય પાળીને સિદ્ધ થયા શ્રીપાર્શ્વનાથ પ્રભુને એક હજાર કેવલી હતા અને તેટલા જ મુનિ સિદ્ધ થયા હતા પદ્મદ્રહ અને પુડરીકદ્રહ હજાર હજાર યોજન લાબા છે

(૧૧૦૦) અગ્યાર સોમા સમવાયમા કહ્યુ છે કે—અનુત્તરોપપાતિક દેવોના વિમાનો અગ્યાર સો યોજન ઉચા છે શ્રીપાર્શ્વનાથ પ્રભુને અગ્યાર સો વૈક્રિયલબ્ધિવાળા સાધુઓ હતા.

(૨૦૦૦) બે હજારમા સમવાયમાં કહ્યું છે કે–મહાપદ્મ અને મહાપુંડરીક દ્રહે બબે હજાર યોજન લાંબા છે.

(૩૦૦૦) ત્રણ હજારમા સમવાયમાં કહ્યું છે કે–રત્નપ્રભા પૃથ્વીના વજ્રકાંડના ઉપરના છેડાથી લોહિતાક્ષ કાંડના નીચેના છેડા સુધી ત્રણ હજાર યોજનનું આંતરૂં છે.

(૪૦૦૦) ચાર હજારમા સમવાયમાં કહ્યું છે કે–તિગિચ્છી અને કેસરી દ્રહ ચાર ચાર હજાર યોજન લાંબા છે.

(૫૦૦૦) પાંચ હજારમા સમવાયમાં કહ્યું છે કે–પૃથ્વીતળમાં મેરુ પર્વતના મધ્ય ભાગે રહેલા રુચક પ્રદેશના મધ્યભાગથી ચારે દિશામાં મેરુ પર્વતના છેડા સુધી પાંચ પાંચ હજાર યોજનનું આંતરૂં છે.

(૬૦૦૦) છ હજારમા સમવાયમાં કહ્યું છે કે–સહસ્રાર કલ્પમાં છ હજાર વિમાનો છે.

(૭૦૦૦) સાત હજારમા સમવાયમાં કહ્યું છે કે–રત્નપ્રભા પૃથ્વીના રત્નકાંડના ઉપરના છેડાથી પુલકકાંડના નીચલા છેડા સુધી સાત હજાર યોજનનું આંતરૂં છે.

(૮૦૦૦) આઠ હજારમા સમવાયમાં કહ્યું છે કે–હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રનો વિસ્તાર સાધિક આઠ હજાર યોજનનો છે.

(૯૦૦૦) નવ હજારમા સમવાયમાં કહ્યું છે કે–દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની જીવા નવ હજાર યોજન ઓછેરી લાંબી છે.

(૧૦૦૦૦) દશ હજારમા સમવાયમાં કહ્યું છે કે–મેરુ પર્વત પૃથ્વીતળમાં દશ હજાર યોજન વિષ્કંભવાળો છે.

(૧૦૦૦૦૦) એક લાખમા સમવાયમાં કહ્યું છે કે–આ જંબૂદ્વીપનો આયામ અને વિષ્કંભ એક લાખ યોજનનો છે.

(૨૦૦૦૦૦) બે લાખમા સમવાયમાં કહ્યું છે કે–લવણ સમુદ્ર ગોળ વિષ્કંભવડે બે લાખ યોજનનો છે

(૩૦૦૦૦૦) ત્રણ લાખમા સમવાયમાં કહ્યું છે કે–શ્રીપાર્શ્વનાથ પ્રભુને ત્રણ લાખ ને સત્તાવીશ હજાર શ્રાવિકાઓ હતી.

(૪૦૦૦૦૦) ચાર લાખમા સમવાયમાં કહ્યું છે કે–ધાતકીખંડ દ્વીપનો ગોળ વિષ્કંભ ચાર લાખ યોજનનો છે.

(૫૦૦૦૦૦) **પાચ લાખમા સમવાયમા** કહ્યુ છે કે-લવણુ સમુદ્રના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધી પાચ લાખ યોજનનુ આતરૂ છે (વચ્ચે એક લાખ યોજનનો જબૂદ્વીપ ને બે બાજુ બે બે લાખ યોજન લવણુ સમુદ્ર એમ કુલ પાચ લાખ જાણુવા )

(૬૦૦૦૦૦) **છ લાખમા સમવાયમા** કહ્યુ છે કે-ભરત ચક્રવર્તીએ છ લાખ પૂર્વ સુધી રાજ્ય કર્યું હતુ

(૭૦૦૦૦૦) **સાત લાખમા સમવાયમા** કહ્યુ છે કે-આ જબૂદ્વીપની પૂર્વ વેદિકાના અતથી ધાતકીખડના ચક્રવાલના પશ્ચિમ છેડા સુધી સાત લાખ યોજનનુ આતરૂ છે

(૮૦૦૦૦૦) **આઠ લાખમા સમવાયમાં** કહ્યુ છે કે-માહેદ્ર કલ્પમા આઠ લાખ વિમાનો છે

(૯૦૦૦) **નવ હજારમા સમવાયમા** કહ્યુ છે કે—શ્રીઅજિતનાથ પ્રભુને સાધિક નવ હજાર અવધિજ્ઞાની હતા (અહી લાખના સ્થાનકમા હજારનુ સ્થાનક લખ્યું છે તે સૂત્રરચનાનુ વિચિત્રપણુ જાણવુ)

(૧૦૦૦૦૦૦) **દશ લાખમા સમવાયમા** કહ્યુ છે કે—પુરુષસિંહ વાસુદેવનુ કુલ આયુષ્ય દશ લાખ વર્ષનુ હતુ

(૧૦૦૦૦૦૦૦) **એક કરોડમા સમવાયમા** કહ્યુ છે કે—શ્રીમહાવીર સ્વામી પૂર્વના છઠ્ઠા પોટ્ટિલ મુનિના ભવમા એક કરોડ વર્ષ સાધુ પર્યાય પાળીને સહસ્રાર દેવલોકમા ઉત્પન્ન થયા હતા

(સાગરોપમ કોટાકોટિમુ સ્થાન) શ્રીઋષભદેવ ભગવાનના નિર્વાણુથી છેલ્લા શ્રીમહાવીર-સ્વામીના નિર્વાણુ સુધી (૪૨૦૦૦ વર્ષે ન્યૂન) એક કોટાકોટિ સાગરોપમનુ આતરૂ છે

આ ગ્રથમા પ્રથમ સ્થાનથી આરભીને કોટાકોટિ સાગરોપમના સ્થાન સુધીમા જે જે વિષયો કહ્યા છે, તે સર્વે દ્વાદશાગીમા યથાસ્થાને બતાવેલા છે એટલે કે આ સર્વ વિષયોનુ મૂળ દ્વાદશાગી જ છે તેથી હવે દ્વાદશાગીનુ સ્વરૂપ બતાવ્યુ છે તેમા પ્રથમ બાર અગના આચાગગ વિગેરે નામ આપી પછી અનુક્રમે દરેક અગમા કેટલા કેટલા શ્રુતસ્કધ, અધ્યયનો, વિષયો, વાચના, અનુયોગદ્વાર, પ્રતિપત્તિઓ, વેષ્ટક, શ્લોકસખ્યા, ઉદ્દેશ, સમુદ્દેશ, કુલપદો, અક્ષરો, ગમા, પર્યવો, ત્રસ, સ્થાવર વિગેરે કહેલા છે તે સબધી વર્ણન ટૂકામા કર્યું છે છેવટ બારમા દૃષ્ટિવાદ અગમા સર્વ પદાર્થો કહ્યા છે તેમા પરિકર્મ, સૂત્ર, પૂર્વ, અનુયોગ અને ચૂલિકા એ પાચ ભેદો આપી તે દરેકના ભેદો વિગેરે આપ્યા છે તથા ચૌદ પૂર્વના નામ અને તે દરેકમા જે વિષયો કહેલા છે તે સક્ષેપથી દેખાડયા છે

ત્યારપછી (૧૪૯ મા સૂત્રમાં) દ્વાદશાંગીમાં મુખ્ય વિષય જીવ અને અજીવ એ બે હોવાથી જીવરાશિ અને અજીવરાશિ એવા બે ભેદ કહી પ્રથમ અજીવરાશિના રૂપી અને અરૂપી એવા બે ભેદ દેખાડયા છે. પછી અરૂપી અજીવરાશિના ધર્માસ્તિકાય વિગેરે દશ પ્રકારો કહ્યા છે. પછી રૂપી અજીવરાશિ વિષે કહ્યું છે. પછી જીવરાશિના સંબંધમાં પ્રથમ પાંચ અનુત્તરૌપપાતિક કહીને પછી અનુક્રમે બે પ્રકારના નારકી, સાતે નરક પૃથ્વીનું સ્વરૂપ, અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વાયુકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, વિદ્યુત્કુમાર, સ્તનિતકુમાર અને અગ્નિકુમારના ભવનો વિગેરે તથા સુધર્માદિક બારે દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન એ સર્વના વિમાનો વિગેરેનું વર્ણન સંક્ષેપથી કર્યું છે (જ્યાં સંક્ષેપ કહ્યો છે ત્યાં ટીકાકારે તેનો કાંઇક વિસ્તાર પણ કર્યો છે.)

ત્યાર પછી ૧૫૦મા સૂત્રમાં અસુરકુમારના આવાસો, પૃથ્વીકાયના આવાસો (સ્વસ્થાનો)થી આરંભી મનુષ્ય સુધીના સ્થાનો, વાનવ્યંતરના આવાસો, જ્યોતિષીના વિમાનો અને વૈમાનિક દેવોના આવાસો કહ્યા છે.

ત્યાર પછી (૧૫૧મા સૂત્રમાં) નારકીઓની સ્થિતિ તથા સર્વાર્થસિદ્ધ પર્યંતના દેવોની સ્થિતિનો જઘન્ય અને ઉત્કૃષ્ટ કાલ કહ્યો છે.

ત્યાર પછી (૧૫૨મા સૂત્રમાં) નારકી વિગેરે ચારે ગતિના જીવોના ઔદારિક વિગેરે પાંચ પ્રકારના શરીરની અવગાહના વિગેરે કહ્યું છે.

ત્યાર પછી (૧૫૩મા સૂત્રમાં)અવધિજ્ઞાનના ભેદ, વિષય વિગેરે નવ દ્વાર, અવધિજ્ઞાનના બે પ્રકાર, નરકોમાં શીતાદિક વેદના, લેશ્યા, આહાર વિગેરે કહ્યું છે.

ત્યાર પછી (૧૫૪મા સૂત્રમાં) છ પ્રકારનો આયુષ્ય બંધ તથા વિરહકાલ વિગેરે કહ્યો છે.

ત્યાર પછી (૧૫૫મા સૂત્રમાં) છ પ્રકારના સંહનન અને છ પ્રકારના સંસ્થાન કહ્યા છે.

ત્યાર પછી (૧૫૬મા સૂત્રમાં) પુરુષવેદ વિગેરે ત્રણ વેદ કહ્યા છે.

ત્યાર પછી (૧૫૭મા સૂત્રમાં) આ સર્વ પ્રરૂપણા અરિહંત ભગવાને સમવસરણમાં કરેલ હોવાથી સમવસરણની રચના કહી છે. પછી ઋષભદેવ કુલકરના વંશમાં ઉત્પન્ન થયેલા હોવાથી આ અવસર્પિણીમાં થયેલા સાત કુલકર તથા તેમની પત્નીઓનાં નામો, ચોવીસે તીર્થંકરના પિતાઓનાં નામ, માતાઓનાં નામ, ચોવીશ તીર્થંકરોનાં નામ, તેમના પૂર્વ ભવનાં નામ, તેમની દીક્ષા લેવા જતી વખતે દેવોએ કરેલી શિબિકાઓનાં નામ, તેમને પ્રથમ ભિક્ષા આપનારનાં નામ, તેમને ભિક્ષા મળવાનો સમય, ભિક્ષાના પદાર્થ, ભિક્ષાદાતારને ઘેર થયેલ સુવર્ણવૃષ્ટિ, ચોવીશ તીર્થંકરોના ચોવીશ ચૈત્યવૃક્ષોનાં નામ, તેમના પહેલા શિષ્યનાં નામ [illegible] નામ, વિગેરે કહ્યું છે.

ત્યાર પછી (૧૫૮મા સૂત્રમા) આ અસવર્પિણીમા આ જ બૂદ્રીપના ભરતક્ષેત્રમા થયેલા બાર ચક્રવર્તીઓના પિતાઓના નામ, માતાઓના નામ, ચક્રવર્તીઓના નામ, તેમના સ્રીરત્નના નામ, નવ બળદેવ તથા નવ વાસુદેવના ગુણનુ વિસ્તૃત વર્ણન, તેમના નામ, તેમના પૂર્વભવના નામ તેમના પૂર્વ ભવના ધર્માચાર્યોના નામ, વાસુદેવોને નિયાણા કરવાની ભૂમિના નામ, નિયાણા કરવાના કારણો, નવ પ્રતિવાસુદેવોના નામ, નવ વાસુદેવની ગતિ, નવ બળદેવની ગતિ વિગેરેનુ વર્ણન કર્યુ છે

ત્યાર પછી (૧૫૯મા સૂત્રમા) આ અવસર્પિણીમા આ જ બૂદ્રીપના ઐરવત ક્ષેત્રમા થયેલા ચોવીશ તીર્થંકરોના નામ, તથા આવતી ઉત્સર્પિણીમા ભરતખડમા અને ઐરવતક્ષેત્રમા થનારા કુલકરોના નામ, ભરતક્ષેત્રમા થનારા ચોવીશ તીર્થંકરોના નામ, તેમના પૂર્વભવના નામ વિગેરે, બાર ચક્રવર્તીઓના નામ, નવ વાસુદેવ તથા બળદેવના નામ, તેમના ધર્મા ચાર્યો, નિયાણાની ભૂમિ અને તેના કારણો, નવ પ્રતિવાસુદેવના નામ વિગેરે તથા ઐરવત ક્ષેત્રમા થનારા ચોવીશ તીર્થંકરના નામ, તથા ચક્રવતી, વાસુદેવ, બળદેવ, પ્રતિવાસુદેવ વિગેરે સબધી સક્ષિપ્ત હકીકત આપી છે

છેવટ (૧૬૦મા સૂત્રમા) ઉપસહાર કરતા સતા 'સમવાય' શબ્દના યથાર્થ નામો બતાવી ગ્રથની સમાપ્તિ કરી છે

ત્યાર પછી ટીકાકારે આઠ શ્લોકની પ્રશસ્તિ કરી છે તેમા ટીકાકાર શ્રીઅભયદેવસૂરિએ તીર્થંકરાદિકને નમસ્કાર કરી પ્રથમ આ અગનુ પ્રમાણ ઘણુ હતુ, તે કાળાદિકના દોષથી અલ્પ થયેલુ હોવાથી મારા જેવાની બુદ્ધિની અલ્પતાને લીધે આ ટીકા રચવાની મારી શક્તિ નથી, તો પણ ગુરુકૃપાથી કાઈક કરી છે તેમા મતિમાદ્યતાદિકને કારણે કાઈ સ્ખલના થઈ હોય તે પરોપકારી વિદ્વાનોએ સુધારવી વિગેરે લખીને પોતાના ગુરુ વિગેરેની સક્ષિપ્ત પરપરા આપી છે

આગમોદય સમિતિ તરફથી છપાયેલ શ્રી સમવાયાગ સૂત્રની પ્રતમા ટીકાની પ્રશસ્તિની અતે કહ્યુ છે કે મૂલસૂત્રનુ પ્રમાણ ૧૬૬૭ શ્લોકો, અને ટીકાનુ પ્રમાણ ૩૫૭૫ શ્લોકો છે બનેના ૫૨૪૨ શ્લોકો થાય છે ગીતાર્થ શ્રી ગુરૂમહારાજ જેમ બીજા આગામોના યોગોદ્વહનની ક્રિયા કરાવીને શિષ્યોને ભણાવે છે, તેમ આ ચોથા અગનો પણ અભ્યાસ યોગોદ્વહનની ક્રિયા કરાવીને જ કરાવાય છે આ સૂત્રના યોગોદ્વહનના ત્રણે દિવસોમા આયબિલ તપ કરાય છે તેમા પહેલા દિવસે આ ચોથા અગનો ઉદ્દેશ કરાવી બીજે દિવસે સમુદ્દેશ કરાવીને ત્રીજે દિવસે અનુજ્ઞા કરાવાય છે પછી એક દિવસ વૃદ્ધિનો ગણતા ચાર દિવસે અથવા ચાર આયબિલે આ સૂત્રના યોગ પૂરા થાય છે યોગ વિધિના યત્રમા જણાવ્યા પ્રમાણે ઉદ્દેશની ને અનુજ્ઞાની બે વાર નદિની ક્રિયા અહી કરાવાય છે એટલે આઠ થોયના દેવવદન વગેરે નદીની ક્રિયા કરાવવા પૂર્વક જ આ સૂત્રનો ઉદ્દેશ અને તેની અનુજ્ઞા કરાવાય છે ૧ હે શિષ્ય! તુ

અમુક સૂત્રના અર્થને ભણ, આવું જે ગુરૂ વચન, તે ઉદ્દેશ કહેવાય. પછી હે શિષ્ય! તું ભણેલા સૂત્રાર્થને સ્થિર પરિચિત કર એટલે કોઈ પણ સ્થલે પૂછવાનું બાકી ન રહે, તેવા સૂત્રાર્થને હૃદયમાં ધારી રાખજે, આવું જે ગુરૂ વચન તે સમુદ્દેશ કહેવાય. પછી ગુરૂ મહારાજને જ્યારે ખાત્રી થાય કે આ સાધુ જે સૂત્રાર્થો ભણ્યો છે, તે બંને અસંદિગ્ધ અને સ્થિર પરિચિત છે, ત્યારે હે શિષ્ય! સ્થિર પરિચિત કરેલા સૂત્રાર્થોને સારી રીતે ધારણ કરજે, બીજા સાધુઓની આગળ કહેજે એટલે ભણાવજે અને આ રીતે ભણાવવાથી સૂત્રાર્થને ટકાવનારા ગુરૂપણાને દીપાવનારા ગુણોનો સમુદાય પામીને અને તે ગુણોને આરાધીને નિર્મલ સંયમ જીવનમાં ઉત્તરોત્તર આગળ વધજે. આ રીતે મોક્ષ માર્ગને પરમ ઉલ્લાસથી સાધીને સંસાર સમુદ્રનો પાર પામજે. આવું જે ગુરૂમહારાજનું વચન તે અનુજ્ઞા કહેવાય. આ રીતે શ્રી સમવાયાંગ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો.

॥ શ્રી સમવાયાંગ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો પાંચમો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

## ॥ છટ્ઠો પ્રકાશ ॥

॥ आर्या ॥

अहुणा उट्ठपयासे, वण्णिज्जइ परिचओ भगवईए ॥
जहजोग सारपि य, बुच्छ सुत्ताइवयणेहिं ॥ ३२ ॥

समवायगे वुत्त, वित्तत भगवईइ नदीए ॥
सारक्खाणावसरे, दुवालसगीइ सखेवा ॥ ३३ ॥

सपरोभयसमयाण, जीवाजीवाण लोयलोयाण ॥
वण्णणममराईहिं, कयपण्हाण जिणुत्ताइ ॥ ३४ ॥

वागरणाइ विसेसा, दव्वाइ पयासगाइ विविहाइ ॥
ससारवुहितारण- पचलदढपोयसरिसाइ ॥ ३५ ॥

भव्वाभिणदियाइ, तमरयविद्धसणाइ मइयाइ ॥
सीसहियत्थसुयत्था, उवइट्ठा पवमगम्मि ॥ ३६ ॥

सखेज्जसिलोगाई, एगे पण्णाविओ सुयक्खधे ॥
साहियमज्झयणसय, दसउद्देसगसहस्साइ ॥ ३७ ॥

छत्तीस सहस्साइ, वागरणाण विसिट्ठतत्ताण ॥
इगयालीससयाइ, दुगुणपयाइ चउत्थगा ॥ ३८ ॥

अंगस्सेयस्सत्था, कहिया दस वट्टमाणवित्तीए ॥
गोयमपुच्छियपण्हा, बहुप्पमाणा तहण्णेसिं ॥ ३९ ॥

सिरिअग्गिभूइपमुहा, रोहजयती तहा अजइणावि ॥
पण्हविहायगभविया, सिरिवीरचरित्तवयणाइं ॥ ४० ॥

देवाणदाईण, दिक्खा मोक्खा जिणेहिं पण्णत्ता ॥
सुरभासा कडजुम्मा-इ जमालिचरित्तगोसाला ॥ ४१

सिरिखंदगाह चरिया, महासिलाकंटगस्स वुत्तंतं ॥
राहुग्गहनामाइं, जत्ता जवणिज्ज वावाहा ॥ ४२ ॥

सरिसवमासकुलत्था, तामलितववण्णणं देसाई ॥
सुत्तत्ताइयपण्हा, कहिया वुद्धाइजागरिया ॥ ४३ ॥

दाणकसायाइफलं, निगोय सावग्ग मुणी सवुत्तंता ॥
चमरिंदाइचरित्तं, पुग्गलबंधाइतत्ताइं ॥ ४४ ॥

अणुओगचउक्कफलं, नियगुणरमणाइविविहवोहदयं ॥
संखेवा पण्णत्तं, वियाहपण्णत्तिणिस्संदं ॥ ४५ ॥

**શબ્દાર્થ**—હવે શ્રીપ્રવચન કિરણાવલી ગ્રંથના છઠ્ઠા પ્રકાશમાં સર્વાનુયોગમય પંચમાંગ શ્રીભગવતીસૂત્ર (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્ર)નો, પહેલાં તેનો જ્યાં જણાવવો ઉચિત લાગે ત્યાં, સાર પણ ગોઠવીને પરિચય શ્રીનંદીસૂત્રાદિના વચનો (પાઠ)ને અનુસારે ટૂંકામાં કહીશ. ॥૩૨॥ શ્રીસમવાયાંગ સૂત્રમાં અને શ્રીનંદીસૂત્રમાં સંક્ષેપથી દ્વાદશાંગી (બાર અંગો)નો સાર કહેવાના પ્રસંગે શ્રીભગવતીસૂત્રનું પણ વૃત્તાંત કહ્યું છે. ॥૩૩॥ તે ટૂંકામાં આ પ્રમાણે જાણવું—શ્રીભગવતીસૂત્રમાં સ્વસમયની ને પર સમયની તથા બંને સમયની, તેમજ જીવ અજીવની ને લોક અલોકના પદાર્થોની બીના કહી છે. તથા જૂદી જૂદી જાતના અભિલાપ્ય પદાર્થો કહ્યા છે. તે પદાર્થો વિવિધ પ્રકારના સંશયવાલા દેવ, રાજા, રાજર્ષિ તથા ગણધરાદિ મહાપુરૂષોએ પ્રભુ શ્રીમહાવીર દેવને જૂદા જૂદા સ્થલે જૂદા જૂદા પ્રસંગે જે જે પ્રશ્નો પૂછ્યા તે બધા પ્રશ્નોના પ્રભુ શ્રીમહાવીર દેવે આપેલા ઉત્તરોની હકીકતને જણાવનારા છે. તે ઉત્તરો દ્રવ્ય ગુણ પર્યાયાદિ પદાર્થોનો ને લોક અલોકમાં રહેલા ધર્માસ્તિકાયાદિ પદાર્થોનો બોધ કરાવનારા તથા સંસાર રૂપી સમુદ્રનો પાર પમાડવાને સમર્થ મજબૂત છિદ્ર વિનાના વ્હાણ જેવા છે. ॥૩૪-૩૫॥ વલી તે ઉત્તરો દેવોના સ્વામી ઇંદ્રોથી પણ પૂજાયેલા છે એટલે વખણાયેલા છે. ને ભવ્ય જીવોએ હૃદયના ખરા ઉમળકાથી તે બધા ઉત્તરોની અનુમોદના કરી છે. તથા તે ઉત્તરો અજ્ઞાનનો અને પાપ કર્મોનો નાશ કરનારા તથા ઇહા મતિ બુદ્ધિને દેનારા અને વધારનારા છે. આ પ્રશ્નો અને ઉત્તરો શિષ્યોનું ભલું (કલ્યાણ) કરવાના ઇરાદાથી અનુક્રમે પૂછાયા છે ને દેવાયા છે. આ રીતે શ્રુતજ્ઞાનને અનુસરતા પદાર્થો શ્રીભગવતી સૂત્રમાં કહ્યા છે એમ જાણવું. ॥૩૬॥ આ શ્રી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્રમાં સંખ્યાતા (ગણી શકાય તેવા) શ્લોકો વગેરે છે. એક શ્રુતસ્કંધ છે. શત (સો ૧૦૦)થી વધારે અધ્યયનો હતા, અને દશ હજાર ઉદ્દેશાઓ હતા. ॥૩૭॥ આમાં યથાર્થ રહસ્યને સમજાવનારા ૩૬૦૦૦ પ્રશ્નો અને તે સર્વેના ઉત્તરો, ૪૧ શતકો અને ૨૮૮૦૦૦ પદો કહ્યા છે. ॥૩૮॥ આ ભગવતીસૂત્રનું પ્રાકૃતમાં 'વિવાહ પણ્ણત્તી" નામ છે. તેના ૧૦ અર્થો શ્રીઅભયદેવસૂરિકૃત વિદ્યમાન ટીકામાં કહ્યા છે.

પછી જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોના જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા રત્નપ્રભા નારકમાં ઉપપાતની બીનાને જણાવતાં પૂર્વે કહેલા ૨૦ દ્વારો તેમાં જેમ ઘટે તેમ વિચાર્યા છે. એજ પ્રમાણે જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા રત્નપ્રભાના નારકપણે ઉપપાતની બીના જણાવતાં તે ૨૦ દ્વારોની ઘટતી હકીકત જણાવી છે. પછી આજ પદ્ધતિએ રત્નપ્રભાને સ્થાને અનુક્રમે શેષ છએ નરકના નામો ફેરવીને ત્યાં ઉપજનાર જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોની પહેલાંની માફક (જેમ અસંજ્ઞી પંચેન્દ્રિયની બીના કહી તે પ્રમાણે) હકીકત જણાવી છે. પછી જેમ સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોના ઉપપાતાદિની બીના પહેલાં કહી તેજ પદ્ધતિએ નરકમાં ઉપજનાર સંજ્ઞી મનુષ્યોના ક્રમસર રત્નપ્રભાદિ સાતે નરક સ્થાનોમાં ઉપપાતાદિને ઉદ્દેશીને તે ૨૦ દ્વારોની હકીકત વિસ્તારથી સમજાવી છે.

૨ બીજા ઉદ્દેશામાં જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અસુરકુમારમાં જઘન્ય ઉત્કૃષ્ટ સંખ્યેય વર્ષાયુષ્ક તથા અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા અસંજ્ઞી તથા સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચો અને સંજ્ઞી મનુષ્યોના ઉપપાતાદિની બીના જણાવતાં પહેલાંની માફક ૨૦ દ્વારોની પણ ઘટતી હકીકત જણાવી છે. અહીં ઉપજનારા જીવોમાં કેટલાએક અસંખ્યેય વર્ષાયુષ્ક પણ હોય, તેમાં પણ કોઈ જઘન્ય અસંખ્યેય વર્ષાયુષ્ક હોય ને કોઈ ઉત્કૃષ્ટ અસંખ્યેય વર્ષાયુષ્ક હોય. એ પ્રમાણે સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા જીવોમાં પણ બે ભેદો સમજી લેવા. જ્યાં તેમને ઉપજવાનું છે તે અસુરકુમાર નિકાયમાં પણ પહેલા કહેલા સ્વરૂપવાળા તિર્યંચ મનુષ્યોમાંના કેટલાએક જીવો જઘન્ય આયુષ્યવાળા અસુરકુમાર દેવપણે ઉપજે, ને કેટલાએક જીવો ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અસુરકુમાર દેવપણે ઉપજે. આ પદ્ધતિ બાકીના ઉદ્દેશાઓમાં પણ ઘટાવી છે.

૩ ત્રીજાથી ૧૧ અગિઆરમા સુધીના ૯ ઉદ્દેશામાં જે અસુરકુમારમાં બીના કહી, તેજ બીના નાગકુમારાદિ ૯ નિકાયોના દેવોને ઉદ્દેશીને સમજવી. બારમા ઉદ્દેશામાં પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવરોમાં જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ૨૪ દંડકોના ઉપપાતાદિની બીના જણાવતાં તે ૨૦ દ્વારો પણ ઘટાવ્યાં છે. ૧૩ તેરમાથી ૧૯ ઓગણીસમા સુધીના ૭ ઉદ્દેશામાં અનુક્રમે અપ્કાયિકાદિ ૭ જીવોની આગતિનો વિચાર વર્ણવ્યો છે. એટલે હાલ જેઓ અપ્કાયિક. પણે વર્ત્તે છે, તેઓ અનન્તર પાછલા ભવે કઈ ગતિમાં હતા, આવી બીના આ ૭ ઉદ્દેશાઓમાં કહી છે, ૧૩ મા ઉદ્દેશામાં અપ્કાયની, ૧૪મા ઉદ્દેશામાં અગ્નિકાયની, ૧૫ મા ઉદ્દેશામાં વાયુકાયની, ૧૬મા ઉદ્દેશામાં વનસ્પતિ કાય જીવોની, ૧૭ મા ઉદ્દેશામાં બેઈંદ્રિયોની, ૧૮મા ઉદ્દેશામાં ત્રીન્દ્રિયોની અને ૧૯ મા ઉ શામાં ચતુરિન્દ્રિય જીવોની બીના કહી છે.

૨૦મા ઉદ્દેશામાં જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા નારકાદિ ચારે ગતિના જીવોના જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અસંજ્ઞી તથા સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોમાં ઉત્પાતાદિનું વર્ણન કરતા સંભવ

પ્રમાણે ઘટતા ૨૦ દ્વારોની જરૂરી બીના પણ સમજાવી છે આનતાદિ દેવલોકવાસી વૈમાનિક દેવો અનન્તર ભાવી ભવમા પચેન્દ્રિય તિર્યંચપણુ પામતાજ નથી માટે અહી સહસ્રાર દેવલોક સુધીના દેવોનોજ વિચાર જણાવ્યો છે ૨૧ એકવીશમા ઉદ્દેશામા પણ પહેલાની માફક જ ઉત્પાદાદિની બીના અને ૨૦ દ્વારોની બીના કહી છે ફક્ત ફેર એટલોજ કે તેઉકાય અને વાયુકાય અનતર થનારા ભવમા તિર્યંચપણુજ પામે, મનુષ્યપણુ પામે જ નહિ માટે, તે અને સાતમી નરકના જીવો સિવાય ચારે ગતિના જીવોના મનુષ્યમા ઉત્પાદાદિની બીના વર્ણવી છે એમ સમજવુ ૨૨ બાવીસમા ઉદ્દેશામા અનતર થનારા ભવમા વ્યતરપણુ પામનારા જીવોના વ્યતર વાનવ્યતર ભવમા ઉત્પાદાદિની બીના જણાવતા ૨૦ દ્વારોની જરૂરી બીના કહી છે ૨૩ તેવીસમા ઉદ્દેશામા અસખ્યાત સખ્યાત વર્ષોના આયુષ્યવાળા સજ્ઞી પચેન્દ્રિય જીવોના જ્યોતિષ્ક દેવોમા ઉત્પાદાદિની બીના અને ૨૦ દ્વારોની પણ જરૂરી બીના કહી છે અહી અસજ્ઞી જીવો જ્યોતિષ્કપણુ પામતા નથી માટે તેમનો વિચાર કર્યો નથી ૨૪ ચોવીસમા ઉદ્દેશામા અસખ્યેય વર્ષાયુષ્ક સખ્યેય વર્ષાયુષ્ક જઘન્ય ઉત્કૃષ્ટાયુષ્યવાળા સજ્ઞી તિર્યંચના અને મનુષ્યોના વૈમાનિકોમા ઉત્પાદાદિની બીના જણાવતા તે ૨૦ દ્વારોની પણ જરૂરી બીના જણાવી છે અહી યાદ રાખવાનુ એ કે ઉપજનારા સજ્ઞી તિર્યંચ મનુષ્યોમા કોઈક જીવો સખ્યાતા વર્ષના આયુષ્યવાળા હોય, તેમજ અસખ્યાતા વર્ષોના આયુષ્યવાળા પણ કેટલાએક જીવો હોય છે તેમા પણ કેટલાએક જીવો જઘન્યાયુષ્યવાળા હોય ને કેટલાએક જીવો ઉત્કૃષ્ટાયુષ્યવાળા પણ હોય છે આજ પદ્ધતિએ જ્યા ઉપજવાનુ હોય તે સ્થાનમા રહેલા દેવ વગેરેની ઘટતી બીના સમજવી યુગલિયા મનુષ્ય તિર્યંચો મરીને જરૂર દેવગતિમા જ જાય તેમા યુગલિયાપણામા જેટલુ આયુષ્ય હોય, તેટલી અથવા તેથી ઓછી સ્થિતિ (આયુષ્ય) વાળા દેવલોકમા દેવપણુ પામે તથા સજ્ઞી પચેન્દ્રિય તિર્યંચો આઠમા દેવલોક સુધીજ જાય, તે પછીના દેવલોકમા મનુષ્યોજ જઈ શકે છે તેમજ અભવ્ય જીવો પણ દ્રવ્યચારિત્રથી નવમા ગ્રૈવેયક સુધી જ જાય તેથી આગળ ભાવચારિત્રી જીવો જ અનુત્તર વિમાનવાસી દેવપણુ પામે

॥ ભગવતીજીના ૨૪ ચોવીસમા શતકનો ટૂક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૨૫ પચીસમા શતકનો ટૂક પરિચય ॥

આના ૧૨ ઉદ્દેશા છે, તેના સાર ભૂત અર્થને જણાવનારી સગ્રહ ગાથા કહી છે તેનો અર્થ આ પ્રમાણે જાણવો—૧ પહેલા ઉદ્દેશામા લેશ્યાદિની બીના કહી છે ૨ બીજા ઉદ્દેશામા દ્રવ્યની ૩ ત્રીજા ઉદ્દેશામા સસ્થાનાદિની બીના, ૪ ચોથા ઉદ્દેશામા યુગ્મ કૃતયુગ્માદિની બીના, ૫ પાચમા ઉદ્દેશામા પર્યવ વગેરેની બીના કહી છે ૬ છઠ્ઠા ઉદ્દેશામા પુલાકાદિ નિર્ગ્રંથોની, ૭ સાતમા ઉદ્દેશામા શ્રમણોની ને ૮ આઠમા ઉદ્દેશામા

નારકાદિની ઉત્પત્તિની બીના કહી છે. ૯ નવમા ઉદ્દેશામાં ભવ્ય નારકાદિની બીના, ૧૦ દશમા ઉદ્દેશામાં અભવ્ય નારકાદિની બીના, ૧૧ અગિઆરમા ઉદ્દેશામાં સમ્યગ્દષ્ટિ નારકાદિની બીના તથા ૧૨મા ઉદ્દેશામાં મિથ્યાદષ્ટિ નારકાદિની બીના વર્ણવી છે.

૧ પહેલા ઉદ્દેશામાં લેશ્યાની બીના ને સંસારી જીવોના ૧૪ ભેદો તથા જઘન્ય યોગોનું ને ઉત્કૃષ્ટ યોગોનું અલ્પબહુત્વ જણાવીને પહેલા સમયમાં ઉત્પન્ન થયેલા બે નારકીને આશ્રયી યોગની બીના એટલે તેમના સમ વિષમ યોગિપણાનો નિર્ણય કરી બતાવ્યો છે. અંતે યોગના ભેદો, તથા તેનું અલ્પબહુત્વ કહ્યું છે ૨ બીજા ઉદ્દેશામાં દ્રવ્યોના ને અજીવ દ્રવ્યોના ભેદો તથા જીવ દ્રવ્યની સંખ્યા કહીને જીવ દ્રવ્યો અનંતા કહ્યા તેનું કારણ સમજાવ્યું છે. પછી કહ્યું કે ઔદારિક શરીરાદિ રૂપે અજીવ દ્રવ્યોનો પરિભોગ (વપરાશ) થાય છે તે હકીકત નારકાદિ જીવોમાં જણાવી છે. પછી અસંખ્યાતા પ્રદેશવાળા લોકમાં અનંતા દ્રવ્યો કઈ રીતે રહી શકે? તેનો ખુલાસો કરીને એક આકાશ પ્રદેશમાં પુદ્ગલોના ચય (ભેગાં થવું)ને અપચય (સ્કંધથી છૂટા પડવું) જણાવ્યા છે. પછી કહ્યું છે કે, સ્થિત પુદ્ગલોનું ને અસ્થિત પુદ્ગલોનું ઔદારિકાદિ રૂપે ગ્રહણ કરાય છે. એટલે શરીરાદિની રચના કરવા માટે જે પુદ્ગલોનું ગ્રહણ કરાય છે, તે પુદ્ગલો સ્થિત પણ હોય ને અસ્થિત પણ હોય. ટીકાકારે સ્થિત અસ્થિત પુદ્ગલોની સરલ વ્યાખ્યા જણાવી છે. અંતે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી દ્રવ્ય ગ્રહણની બીના પણ વિસ્તારથી સમજાવી છે. ૩ ત્રીજા ઉદ્દેશામાં પરિમંડલ વૃત્તાદિ સંસ્થાનોની બીના ને આકાશ પ્રદેશોની શ્રેણિયોના સાત ભેદો, તથા તે દરેકનું સ્વરૂપ, તેમજ પરમાણુ તથા દ્વિપ્રદેશિક સ્કંધાદિની બીના કહીને નારકોની ગતિ, અને નરકાવાસ તથા આચારાંગાદિ ગણિપિટકની બીના સ્પષ્ટ રીતે સમજાવી છે. પછી પાંચ ગતિનું ને આઠ ગતિનું તથા સેન્દ્રિયાદિ (ઇંદ્રિયોવાળા) જીવોનું, તેમજ જીવ પુદ્ગલોના સર્વ પર્યાયોનું અલ્પબહુત્વ કહીને અંતે આયુષ્ય કર્મને બાંધનારા ને નહિ બાંધનારા જીવોનું અલ્પબહુત્વ વિસ્તારથી સમજાવ્યું છે. અહીં સંસ્થાનોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે.

ચોથા ઉદ્દેશામાં યુગ્મના ભેદો ને તેનો નારક ને વનસ્પતિકાયમાં વિચાર, તથા દ્રવ્યના ભેદો તેમજ ધર્માસ્તિકાયાદિમાં કૃતયુગ્માદિની બીના કહી છે. પછી ધર્માસ્તિકાયાદિના પ્રદેશો અને ધર્માસ્તિકાયાદિનું અલ્પબહુત્વ, તથા ધર્માસ્તિકાયાદિના અવગાઢપણાનો વિચાર, તેમજ જીવ દ્રવ્યમાં, નારકોમાં, જીવ પ્રદેશોમાં, તથા સિદ્ધોમાં કૃતયુગ્માદિની વિચારણા કરીને પ્રદેશોની અપેક્ષાએ જીવોમાં ને સિદ્ધોમાં કૃતયુગ્માદિની ઘટતી બીના કહી છે. પછી એક જીવને આશ્રયી ને અનેક જીવોને આશ્રયી તથા નૈરયિકાદિ દંડકો અને સિદ્ધોને આશ્રયી આકાશ પ્રદેશોમાં કૃતયુગ્માદિની ઘટતી બીના કહીને જીવના અને નૈરયિકાદિ જીવોના સ્થિતિ કાળના સમયોને આશ્રીને પણ કૃતયુગ્માદિની હકીકત સમજાવી છે. પછી કૃષ્ણાદિ વર્ણોના અને મતિ જ્ઞાનાદિના પર્યાયોમાં કૃતયુગ્માદિની ઘટતી હકીકત, અને શરીરના ભેદો જણાવીને, જીવોમાં દેશથી કે સર્વથી સકંપતાનો ને નિષ્કંપતાનો નિર્ણય

જણાવ્યો છે પછી પરમાણુનુ, એક આકાશ પ્રદેશમા રહેલા પુદ્ગલોનુ, એક સમયની સ્થિતિવાળા પુદ્ગલોનુ અને એક ગુણ કાળા પુદ્ગલાદિનુ વર્ણન કર્યું છે પછી પરમાણુ અને દ્વિપ્રદેશિક સ્કંધોના, દ્વિપ્રદેશિક સ્કંધોના અને ત્રિપ્રદેશિક સ્કંધોના, દશ પ્રદેશિક અને સખ્યાત પ્રદેશિક સ્કંધોના, સખ્યાત પ્રદેશિક અને અસખ્યાત પ્રદેશિક સ્કંધોના, અસખ્યાત પ્રદેશિક અને અનત પ્રદેશિક સ્કંધોના દ્રવ્યાર્થરૂપે અને પ્રદેશાર્થ રૂપે અલ્પબહુત્વો જણાવ્યા છે, પછી એકાદિ આકાશ પ્રદેશાવગાઢ પુદ્ગલોના, સમયાદિ સ્થિતિવાળા પુદ્ગલોના અને વર્ણાદિ વિશિષ્ટ પુદ્ગલોના દ્રવ્યાર્થરૂપે ને પ્રદેશાર્થરૂપે છુટા છુટા ને ભેગા (નાના મોટા) અલ્પબહુત્વો સમજાવ્યા છે પછી પરમાણુ તથા દ્વિપ્રદેશિકાદિ સ્કંધોમા કૃતયુગ્માદિની બીના જણાવીને પરમાણુ અને દ્વિપ્રદેશિકાદિ સ્કંધોની કૃતયુગ્માદિ સમયની સ્થિતિ, વર્ણાદિ પર્યાયોમા ઘટતી કૃતયુગ્માદિની બીના, પરમાણુ અને દ્વિપ્રદેશિકાદિ સ્કંધોમા સાર્ધતા (જેના અર્ધા બે ભાગ થાય તેવુ સ્વરૂપ) અને અનર્ધતા (જેના બે અર્ધા ભાગ ન થાય, તેના સ્વરૂપ) નો નિર્ણય જણાવીને પરમાણુની સકપતાનો ને નિષ્કપાવસ્થાનો કાળ અને પરમાણુ–દ્વિપ્રદેશિકાદિ સ્કંધોની સકપ નિષ્કપાવસ્થાનુ અલગ અલગ આતરૂ અને તે બધાનુ ભેગુ આતરૂ અને અલ્પબહુત્વો સમજાવ્યા છે પછી પરમાણુ વગેરેના કપન અકપનનુ સ્વરૂપ, દેશ કપન, સર્વ કપન, તે બનેનો કાળ, આતરૂ, દ્રવ્યાર્થ રૂપે ને પ્રદેશાર્થ રૂપે જૂદા જૂદા અને ભેગા (નાના મોટા) અલ્પબહુત્વો કહીને ધર્માસ્તિકાયદિના મધ્ય પ્રદેશોની અને તે પ્રદેશોની અવગાહનાની હકીકત વિસ્તારથી સમજાવી છે

૫ પાચમા ઉદ્દેશામા પર્યાયોના ભેદો તથા આવલિકા આનપ્રાણુ ને પુદ્ગલ પરાવર્ત્તાદિનુ સ્વરૂપ જણાવતા તેને અગે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો સમજાવ્યા છે અને નિગોદો, નિગોદના જીવો, તે બનેના તથા નામના અને ભાવના પણ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે ૬ છઠ્ઠા ઉદ્દેશામા સાધુના પુલાક બકુશ કુશીલ નિર્ગ્રંથ અને સ્નાતક નામના પાચ ભેદોમા પ્રજ્ઞાપન વગેરે ૩૬ દ્વારોની બીના વિસ્તારથી સમજાવી છે તેમા પહેલા પ્રજ્ઞાપન દ્વારમા દરેક ભેદના સ્વરૂપ અને પ્રભેદો કહ્યા છે ૨ વેદ દ્વારમા પુલાક વગેરે વેદ સહિત હોય કે વેદ રહિત હોય ? તેનો નિર્ણય જણાવ્યો છે, ૩ રાગ દ્વારમા પુલાકાદિ સરાગ હોય કે વીતરાગ હોય ? તેનો ખુલાસો કર્યો છે ૪ કલ્પ દ્વારમા પુલાક વગેરે સ્થિત કલ્પમા હોય કે અસ્થિત કલ્પમા હોય ? તેનો નિર્ણય કર્યો છે ૫ ચારિત્ર દ્વારમા પુલાકાદિના ચારિત્રની બીના કહી છે ૬ પ્રતિસેવના દ્વારમા પુલાકાદિને અગે પ્રતિસેવનાનો વિચાર જણાવ્યો છે ૭ જ્ઞાન દ્વારમા પુલાકાદિને સભવતા જ્ઞાનની બીના કહી છે ૮ શ્રુત દ્વારમા પુલાકાદિને ઘટતા શ્રુતજ્ઞાનની બીના જણાવી છે ૯ તીર્થ દ્વારમા પુલાક વગેરે તીર્થકાલે હોય કે અતીર્થકાલે હોય ? તેનો નિર્ણય જણાવ્યો છે ૧૦ લિગ દ્વારમા સ્વલિગાદિનું વર્ણન કર્યું છે ૧૧ શરીર દ્વારમા પુલાકાદિના શરીરની બીના કહી છે ૧૨ ક્ષેત્ર દ્વારમા કયા ક્ષેત્રમા પુલાક વગેરે હોય ? તેનો ખુલાસો જણાવ્યો છે ૧૩ કાળ દ્વારમા પુલાકાદિના પુલાકાદિપણાનો કાળ જણાવ્યો છે ૧૪ ગતિદ્વારના

પુલાક વગેરેની ભાવી ગતિની બીના અને કયા દેવપણે ઉપજે? ત્યાં તેનું આયુષ્ય કેટલું હોય? આ પ્રશ્નોના ઉત્તરો જણાવ્યા છે. ૧૫ સંયમ દ્વારમાં પુલાકાદિના સંયમ સ્થાનોનું વર્ણન અને અલ્પબહુત્વ તથા પુલાકાદિનો ચારિત્ર પર્યાય કહ્યો છે. ૧૬ સંનિકર્ષ દ્વારમાં પુલાકના સ્વસ્થાન સંનિકર્ષની, અને બકુશાદિની અપેક્ષાએ પરસ્થાન સંનિકર્ષની બીના જણાવતાં માંહોમાંહે બકુશના પુલાકની અપેક્ષાએ ચારિત્ર પર્યાયોનું વર્ણન કર્યું છે. એજ પ્રમાણે બકુશના સ્વસ્થાનની અપેક્ષાએ, બકુશના પ્રતિસેવના કુશીલની ને નિર્ગ્રંથની અપેક્ષાએ ચારિત્ર પર્યાયો કહ્યા છે. પછી પ્રતિસેવના કુશીલના ને કષાયકુશીલના ચારિત્ર પર્યાયો કહીને પુલાકની અપેક્ષાએ નિર્ગ્રંથના તથ નિર્ગ્રંથના સજાતીયની અપેક્ષાએ, તેમજ સ્નાતકના પુલાકની અપેક્ષાએ ચારિત્રપર્યાયોની બીના કહીને પુલાકાદિનું અલ્પબહુત્વ જણાવ્યું છે. ૧૭ યોગ દ્વારમાં પુલાકાદિને ઘટતા યોગોની બીના કહી છે. ૧૮ મા ઉપયોગ દ્વારમાં પુલાકાદિના ઉપયોગની બીના કહી છે. ૧૯ કષાય દ્વારમાં પુલાકાદિને ઘટતા કષાયોની બીના કહી છે. ૨૦ લેશ્યાદ્વારમાં પુલાકાદિની લેશ્યાનું વર્ણન કર્યું છે.

૨૧ પરિણામ દ્વારમાં પુલાકાદિના પરિણામોનું સ્વરૂપ અને કાળ વર્ણવ્યા છે. ૨૨ બંધ દ્વારમાં પુલાકાદિના કર્મ બંધની બીના કહી છે. ૨૩ વેદ (ઉદય) દ્વારમાં પુલાકાદિના કર્મોદયની બીના કહી છે. ૨૪ ઉદીરણા દ્વારમાં પુલાકાદિને ઘટતી કર્મોની ઉદીરણાની હકીકત કહી છે. ૨૫ ઉપસંપદ્–હાનદ્વારમાં પુલાક વગેરે શું છોડે, ને શું પામે? આ પ્રશ્નોનો સ્પષ્ટ ખુલાસો કર્યો છે. ૨૬ સંજ્ઞા દ્વારમાં પુલાકાદિની સંજ્ઞા જણાવો છે. ૨૭ આહાર દ્વારમાં પુલાકાદિના આહારનું વર્ણન કર્યું છે. ૨૮ ભવ દ્વારમાં પુલાકાદિના ભવની બીના કહી છે ૨૯ આકર્ષ દ્વારમાં પુલાકાદિને અનેક ભવોમાં સંભવતા આકર્ષોની બીના વગેરે હકીકત જણાવી છે. ૩૦ સમુદ્ઘાત દ્વારમાં પુલાકાદિના અંતર (આંતરાં)ની બીના કહી છે. ૩૧ સમુદ્ઘાત દ્વારમાં પુલાકાદિના સમુદ્ઘાતોની બીના કહી છે. ૩૨ ક્ષેત્ર દ્વારમાં પુલાકાદિના ક્ષેત્રની બીના કહી છે. ૩૩ સ્પર્શના દ્વારમાં પુલાકાદિની સ્પર્શના કહી છે. ૩૪ ભાવ દ્વારમાં પુલાકાદિના ક્ષાયોપશમિક ભાવાદિની બીના કહી છે. ૩૫ મા પરિણામ દ્વારમાં પુલાકાદિની સંખ્યા કહી છે. ૩૬ અલ્પબહુત્વ દ્વારમાં પુલાકાદિનું અલ્પબહુત્વ જણાવ્યું છે.

૭ સાતમા ઉદ્દેશામાં સામાયિક સંયત અને છેદોપસ્થાપનીય સંયતાદિમાં ૩૬ દ્વારો (છઠ્ઠા ઉદ્દેશામાં કહેલા તે દ્વારો) ની બીના વિચારી છે. ૧ પ્રજ્ઞાપના દ્વારમાં સામાયિક સંયત વગેરે પાંચે સંયતોના ભેદો કહ્યા છે. ૨ વેદ દ્વારમાં તે સંયતો સવેદ હોય કે વેદ રહિત હોય? આનો ખુલાસો કર્યો છે. ૩ રાગ દ્વારમાં તે સંયતો સરાગ હોય કે વીતરાગ હોય? આનો ખુલાસો કર્યો છે. ૪ કલ્પ દ્વારમાં તે સંયતો સ્થિતકલ્પમાં હોય કે અસ્થિતકલ્પમાં હોય? તેનો નિર્ણય કર્યો છે. ૫ પાંચમા દ્વારમાં તેમની પ્રતિસેવાની બીના, ૬ જ્ઞાનદ્વારમાં જ્ઞાનની બીના, ૭ શ્રુત દ્વારમાં તેમના શ્રુતની વિચારણા કરી છે. આ રીતે બાકીના દ્વારો પણ

તે પાચે સયતોમા વિચારીને પ્રતિસેવનાના ભેદો, આલોચનાના દશ દોષો, આલોચના દેનારના ને લેનારના ગુણો, સામાચારીના ને પ્રાયશ્ચિત્તના દશ ભેદો કહીને અતે તપના બાર ભેદનુ સવિસ્તર વર્ણન કર્યું છે ૮ આઠમા ઉદ્દેશામા નારકાદિને ઉપજવાની રીત અને તેમની ગતિનુ કારણ તથા ઉત્પત્તિના કર્માદિ કારણો જણાવ્યા છે ૯ માથી ૧૨ મા સુધીના ૪ ઉદ્દેશામા અનુક્રમે ભવસિદ્ધિક નારકોની ઉત્પત્તિની, અભવસિદ્ધિક નારકોની ઉત્પત્તિની, સમ્યગ્દૃષ્ટિ નારકની ઉત્પત્તિની ને મિથ્યાદૃષ્ટિ નારકની ઉત્પત્તિની બીના જણાવી છે

॥ ભગવતીજીના ૨૫મા શતકનો ટૂક પરિચય પૂરો થયો ॥

---

॥ ભગવતીજીના ૨૬ મા શતકનો ટૂક પરિચય ॥

આના ૧૧ ઉદ્દેશા છે તેમા પહેલા ઉદ્દેશામા જીવદ્વારાદિ ૧૧ દ્વારોમા પાપ કર્મના બધની બીના જણાવી છે એટલે ૧ જીવ દ્વારમા સામાન્ય જીવને આશ્રયી પાપકર્મના બધની બીના કહી છે ૨ લેશ્યા દ્વારમા તેજ બીના લેશ્યાવાળા જીવોને આશ્રયી કહી છે ૩ પાક્ષિક દ્વારમા કૃષ્ણપાક્ષિક ને શુક્લપાક્ષિક જીવોને આશ્રયી તે બીના કહી છે ૪ દૃષ્ટિદ્વારમા મિથ્યાદૃષ્ટિ સમ્યગ્દૃષ્ટિ આદિને આશ્રયી, ૫-૬ જ્ઞાન અને અજ્ઞાન દ્વારમા જ્ઞાની અજ્ઞાની જીવોને આશ્રયી, ૭ સજ્ઞા દ્વારમા સજ્ઞાવાળા જીવોને આશ્રયી, ૮ વેદ દ્વારમા વેદોદયવાળા જીવાદિને આશ્રયી તે બીના કહી છે ૯ કષાય દ્વારમા કષાયી આદિ જીવોને આશ્રયી, ૧૦ ૧૧ યોગ દ્વાર અને ઉપયોગ દ્વારમા અનુક્રમે યોગ અને ઉપયોગવાળા જીવોને આશ્રયી પાપકર્મોના બધની બીના કહી છે પછી નારકાદિ જીવોને આશ્રયી જ્ઞાનાવરણીયના, વેદનીયના, મોહનીયના, આયુષ્યના અને પાપકર્મના બધની બીના વિસ્તારથી સમજાવી છે બીજા ઉદ્દેશામા અનતરોપપન્ન નારકને આશ્રયી તથા ત્રીજા ઉદ્દેશામા પરપરોપપન્ન નારકને આશ્રયી પાપકર્મના બધની બીના કહી છે ચોથા ઉદ્દેશામા અનતરાવગાઢ નારકને આશ્રયી, પાચમા ઉદ્દેશામા પરપરાવગાઢ નારકોને આશ્રયી કર્મબધની બીના કહી છે ૬ છઠ્ઠા ઉદ્દેશામા અનતર આહારક નારકોને આશ્રયી, ૭ સાતમા ઉદ્દેશામા પરપર આહારક નારકોને આશ્રયી કર્મ બધની બીના કહી છે ૮ આઠમા ઉદ્દેશામા અનતરપર્યાપ્ત નારકોને આશ્રયી, ૯ નવમા ઉદ્દેશામા પરપર પર્યાપ્ત નારકોને આશ્રયી કર્મબધની બીના કહી છે ૧૦ દશમા ઉદ્દેશામા ચરમ નારકોને આશ્રીને કર્મબધની બીના જણાવી છે ૧૧ મા ઉદ્દેશામા અચરમ નારક, અચરમ મનુષ્ય તથા લેશ્યાવાળા અચરમ મનુષ્યને ઉદ્દેશીને કર્મ બધની બીના કહીને અચરમ નારકો આશ્રયી જ્ઞાનાવરણીયાદિ કર્મોના બધની બીના કહી છે

॥ શ્રી ભગવતીજીના ૨૬ મા શતકનો ટૂક પરિચય પૂરો થયો. ॥

---

## ॥ શ્રી ભગવતીજીના ૨૭ મા તથા ૨૮ મા શતકનો ટૂંક પરિચય ॥

૨૭ મા શતકના ૧૧ ઉદ્દેશામાં જીવે પાપ કર્મ કર્યું હતું, કરે છે અને કરશે વગેરે બાબતોના પ્રશ્નોત્તરો જણાવ્યા છે.

૨૮ મા શતકના ૧૧ ઉદ્દેશા છે. તેમાં પહેલા ઉદ્દેશામાં કઈ ગતિમાં પાપકર્મનું સમર્જન (ઉપાર્જન; બંધ) થાય ? આનો ખુલાસો કરી તે બીના નારકોમાં ઘટાવતા લેશ્યાનો પણ વિચાર જણાવ્યો છે. બીજા ઉદ્દેશામાં અનંતરોપપન્ન નારકોમાં પાપકર્મના સમર્જનની બીના કહી છે. ૩ ત્રીજાથી ૧૧ અગિયારમા સુધીના ૯ ઉદ્દેશામાં અનુક્રમે પરંપરોપપન્ન[૩], અનંતર[૪] પરંપરાવગાઢ[૫], અનંતર[૬], પરંપર[૭] આહારક, અનંતર[૮] પરંપરપર્યાપ્ત[૯], ચરમ[૧૦] અચરમ[૧૧] નારકોને ઉદ્દેશીને પાપકર્મોના સમર્જનની બીના કહી છે.

## ॥ શ્રીભગવતીજીના ૨૭ મા તથા ૨૮ મા શતકનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રી ભગવતીજીના ૨૯ મા શતકનો ટૂંક પરિચય ॥

૨૯ મા શતકના ૧૧ ઉદ્દેશા છે. તેમાં પાપ કર્મોને ભોગવવાની બીના જણાવતાં પહેલા ઉદ્દેશામાં પાપ કર્મોને ભોગવવાની શરૂઆત અને અંત (છેડા) ને લક્ષ્યમાં રાખીને પૂછેલા પ્રશ્નોના ઉત્તરો હેતુપુરસ્સર દીધા છે તેમાં પ્રસંગે લેશ્યાને આશ્રયી કર્મોદયના આરંભ અને અંતની બીના કહી છે. બીજા ઉદ્દેશામાં અનંતરોપપન્ન નારકોને આશ્રયી સમકપ્રસ્થાપનાદિ (કર્મોદયને સાથે ભોગવવાના આરંભ અને અંત) ની બીના કહી છે. ત્રીજાથી અગિઆરમા સુધીના ૯ ઉદ્દેશામાં (૨૬ મા શતકના ૩ ત્રીજાથી ૧૧મા સુધીના ૯ ઉદ્દેશામાં કહેલા)ક્રમ પ્રમાણે પરંપરોપપન્ન નારકાદિને પાપ કર્મોને ભોગવવાના આરંભ અને અંતની બીના કહી છે.

## ॥ શ્રીભગવતીના ૨૯ મા શતકનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૩૦ મા શતકનો ટૂંક પરિચય ॥

આના ૧૧ ઉદ્દેશા છે તેમાં પહેલા ઉદ્દેશામાં સમવસરણની હકીકત જણાવી છે. પછી જીવોનો, સલેશ્ય અલેશ્ય જીવોનો, કૃષ્ણપાક્ષિકાદિ જીવોનો, મિશ્રદૃષ્ટિ આદિ જીવોનો, નારકનો, પૃથ્વીકાયિકાદિનો ક્રિયાવાદીત્વાદિનો (ક્રિયાવાદીપણાનો અને અક્રિયાવાદીપણાનો) નિર્ણય કરીને અને ક્રિયાવાદી, અક્રિયાવાદી જીવોના, સલેશ્ય અને કૃષ્ણલેશ્યાવાળા તથા તેજો લેશ્યાવાળા જીવોના

આયુષ્યના બંધનો વિચાર જણાવ્યો છે પછી કૃષ્ણપાક્ષિક અક્રિયાવાદીના, સમ્યગ્દૃષ્ટિ ક્રિયાવાદીના અને સમ્યગ્દૃષ્ટિ અજ્ઞાનવાદીના આયુષ્યના બંધને અંગે જરૂરી હકીકત જણાવી છે પછી મનઃપર્યવજ્ઞાની, ક્રિયાવાદી નારક, સલેશ્ય ક્રિયાવાદી નારક, અક્રિયાવાદી પૃથ્વીકાયિક, ક્રિયાવાદી પંચેન્દ્રિય તિર્યંચ અને કૃષ્ણલેશ્યાવાળા ક્રિયાવાદી પંચેન્દ્રિય તિર્યંચોના આયુષ્યના બંધની હકીકત કહી છે પછી ક્રિયાવાદીના, અક્રિયાવાદીના, સલેશ્ય ક્રિયાવાદી અક્રિયાવાદીના અને લેશ્યારહિત ક્રિયાવાદી જીવોના ભવ્યત્વ અભવ્યત્વનો નિર્ણય જણાવ્યો છે ૨ બીજા ઉદ્દેશામા પહેલા ઉદ્દેશામા જે બીના કહી તેજ બીના અનંતરોપપન્ન નારક જીવોમા જણાવી છે ૩ ત્રીજા ઉદ્દેશામા પરંપરોપપન્ન નારકોમા તેજ બીના કહી છે એજ પ્રમાણે ( ૨૬ મા શતકના ૪ ચોથાથી ૧૧ અગિયારમા સુધી । ૮ આઠ ઉદ્દેશામા કહ્યા મુજબ ) ચોથાથી ૧૧ અગિયારમા સુધીના ૮ આઠ ઉદ્દેશામા અનંતરાવગાઢ નારકાદિ જીવોમા પણ ક્રિયાવાદિત્વાદિનો વિચાર કર્યો છે

॥ શ્રીભગવતીજીના ૩૦ ત્રીસમા શતકનો ટંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૩૧ એકત્રીસમા શતકનો ટંક પરિચય ॥

આના ૨૮ અઠ્ઠાવીસ ઉદ્દેશા છે તેમા પહેલા ઉદ્દેશામા ક્ષુદ્રયુગ્મનુ સ્વરૂપ કહીને ચાર ક્ષુદ્રયુગ્મો જણાવવાનુ કારણ પણ કહ્યુ છે પછી નારકોના ઉપપાતની બીના કહેતા ઉપપાત સંખ્યા, ઉપપાતના ભેદો તથા રત્નપ્રભા નારકોના ઉપપાત જણાવીને ક્ષુદ્રત્ર્યોજ પ્રમાણ ક્ષુદ્ર દ્વાપર યુગ્મ પ્રમિત ક્ષુદ્રકલ્યોજ પ્રમાણ નારકોના ઉપપાતની બીના વર્ણવતા ઉપપાત સંખ્યા પણ જણાવી છે ૨ બીજાથી ચોથા સુધીના ત્રણ ઉદ્દેશામા અનુક્રમે કૃષ્ણલેશ્યાવાળા કૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની, નીલ લેશ્યાવાળા કૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની તથા કાપોત લેશ્યાવાળા કૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની બીના કહી છે ૫ પાચમા ઉદ્દેશામા ભવ્ય ક્ષુદ્રકૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની બીના કહી છે ૬ છઠ્ઠા ઉદ્દેશામા કૃષ્ણલેશ્યાવાળા ભવ્ય ક્ષુદ્રકૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની બીના કહી છે ૭ સાતમાથી ૨૮ અઠ્ઠાવીસમા સુધીના ૨૨ ઉદ્દેશામા નીલ લેશ્યાવાળા અને કાપોત લેશ્યાવાળા ભવ્ય કૃતયુગ્માદિ પ્રમાણ નારકોના તથા અભવસિદ્ધિક સમ્યગ્દૃષ્ટિ મિથ્યાદૃષ્ટિ કૃષ્ણપાક્ષિક શુક્લપાક્ષિક ભવ્ય કૃતયુગ્માદિ પ્રમાણ નારકોના ઉપપાતની બીના કહી છે

॥ શ્રી ભગવતીજીના ૩૧ એકત્રીસમા શતકનો ટંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૩૨ બત્રીસમા શતકનો ટંક પરિચય ॥

૩૨ મા શતકમા ૨૮ ઉદ્દેશા છે તે બધા ઉદ્દેશાઓમા ક્ષુદ્ર કૃતયુગ્મરાશિ રૂપ નારકોની

ઉદ્વર્ત્તના જણાવતાં નારકો એક સમયે કેટલા ઉદ્વર્ત્તે? અને કેવી રીતે ઉદ્વર્ત્તે? આનો ખુલાસો કરી કૃતયુગ્મ રૂપ રત્નપ્રભા નારકોની ઉદ્વર્ત્તના વિસ્તારથી સમજાવી છે. ઉદ્વર્ત્તના એટલે ચાલુ ગતિમાંથી નીકળવું.

॥ શ્રીભગવતીજીના ૩૨ બત્રીસમા શતકનો ટુંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૩૩ તેત્રીસમા શતકનો ટુંક પરિચય ॥

૩૩ મા શતકમાં એકેન્દ્રિયોના ૧૨ અવાંતર શતકોમાંના પહેલા એકેન્દ્રિય શતકમાં એકેન્દ્રિયના પૃથ્વીકાયના ને સૂક્ષ્મ બાદર પૃથ્વીકાયના ભેદો, તથા કર્મ પ્રકૃતિની બીના, તેમજ તેના બંધ ઉદયની બીના કહીને અનંતરોપપન્ન એકેન્દ્રિયોના ભેદો, તથા તે જીવોને સંભવતી કર્મપ્રકૃતિની, તેના બંધ ઉદયની બીના સમજાવી છે. અંતે પરંપરોપપન્ન એકેન્દ્રિયોને ઉદ્દેશીને કર્મ પ્રકૃતિ વગેરેનું વર્ણન કર્યું છે. બીજા એકેન્દ્રિય શતકમાં પણ આજ બીના કૃષ્ણલેશ્યાવાળા એકેન્દ્રિયોને ઉદ્દેશીને વર્ણવી છે. ત્રીજા એકેન્દ્રિય શતકમાં નીલલેશ્યાવાળા એકેન્દ્રિયોની ને ચોથા એકેન્દ્રિય શતકમાં કાપોત લેશ્યાવાળા એકેન્દ્રિયોની તેજ બીના જણાવી છે. પાંચમા એકેન્દ્રિય શતકમાં ભવસિદ્ધિક એકેન્દ્રિયોના ભેદો કહ્યા છે. છઠ્ઠા એકેન્દ્રિય શતકમાં કૃષ્ણલેશ્યાવાળા ભવસિદ્ધિક એકેન્દ્રિયોના ને અનંતરોપપન્ન કૃષ્ણલેશ્યાવાળા ભવસિદ્ધિક એકેન્દ્રિયોના ભેદાદિનું સ્વરૂપ જણાવ્યું છે. ૭ સાતમા એકેન્દ્રિયશતકમાં નીલ લેશ્યાવાળા ભવસિદ્ધિક એકેન્દ્રિયોના ભેદાદિની બીના કહી છે. ૮ આઠમા એકેન્દ્રિયશતકમાં કાપોત લેશ્યાવાળા તેજ એકેન્દ્રિયોના ભેદાદિનું વર્ણન કર્યું છે. ૯ નવમા એકેન્દ્રિયશતકમાં અભવ્ય એકેન્દ્રિયોના ભેદાદિનું સ્વરૂપ કહ્યું છે. પછી ૧૦ દશમાથી ૧૨ બારમા સુધીના ત્રણ એકેન્દ્રિયશતકમાં અનુક્રમે કૃષ્ણ નીલ કાપોત લેશ્યાવાળા અભવ્ય એકેન્દ્રિયોના ભેદાદિની બીના જણાવી છે.

॥ શ્રીભગવતીજીના ૩૩ તેત્રીસમા શતકનો ટુંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૩૪ ચોત્રીસમા શતકનો ટુંક પરિચય ॥

અહીં એકેન્દ્રિયોના ૧૨ અવાંતર શતકો છે. તેમાં પહેલા એકેન્દ્રિય શ્રેણિ શતકના ૧૧ ઉદ્દેશા છે. તેમાં પહેલા ઉદ્દેશામાં એકેન્દ્રિયોના ભેદો કહીને અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકની વિગ્રહગતિમાં એક બે ત્રણ સમય લાગવાનું કારણ સમજાવ્યું છે. પછી જ્યારે તેજ અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવો પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે અથવા બાદર તેઉકાયપણે ઉપજે, ત્યારે વચમાં થતી વિગ્રહગતિની અને પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકની વિગ્રહગતિની બીના જણાવી છે. પછી અપર્યાપ્ત બાદર તેઉકાયના અને પર્યાપ્ત બાદર

વનસ્પતિકાયના તથા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકના ઉત્પાદનુ સ્વરૂપ જણાવ્યું છે પછી અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ શર્કરાપ્રભાના પૂર્વ ચરમાતથી પશ્ચિમ ચરમાતમા ઉપજે તેને લાગતી બીના, અને અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકને વિગ્રહગતિમા ત્રણ સમયો કે ચાર સમયો લાગવાનુ કારણ, તથા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ બાદર તેઉકાયપણે ઉપજે, તે ટાઇમે થતી વિગ્રહગતિનુ તેમજ અપર્યાપ્ત બાદર તેઉકાયની વિગ્રહગતિનુ સ્વરૂપ સમજાવ્યુ છે પછી તેજ જીવ પર્યાપ્ત બાદર તેઉકાયપણે ઉપજે, તે ટાઇમે થતી વિગ્રહગતિની અને અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકની ઉર્ધ્વલોકમાથી અધોલોકે ઉપજતા થતી વિગ્રહગતિની તથા લોકના પૂર્વ ચરમાતમા ઉપજતા પૃથ્વીકાયાદિ જીવોની વિગ્રહગતિ થવામા કારણની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ લોકના પૂર્વ ચરમાતથી પશ્ચિમ ચરમાતમા ઉપજે, તે વખતે થતી વિગ્રહગતિનુ સ્વરૂપ કહીને બાદર પૃથ્વીકાયિક જીવોના સ્થાન અને અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકને સભવતી કર્મપ્રકૃતિ અને તેના બધ તથા ઉદયની બીના સમજાવી છે પછી એકેન્દ્રિયોના ઉપપાત અને સમુદ્ઘાતનુ સ્વરૂપ કહીને એકેન્દ્રિય જીવો સરખા કર્મો બાધે કે ઓછા વધતા બાધે? આનો સ્પષ્ટ ખુલાસો કર્યો છે

૨ બીજા ઉદ્દેશામા અનતરોપપન્ન એકેન્દ્રિયોમા તેજ બીના કહી છે ૩ ત્રીજા ઉદ્દેશામા પરપરોપપન્ન એકેન્દ્રિયોમા તેજ વિગ્રહગતિ વગેરેનુ વર્ણન કર્યું છે ૪ ચોથાથી અગીયારમા સુધીના ૮ ઉદ્દેશામા ૨૬મા શતકમા કહ્યા પ્રમાણે અનતરાવગાઢ એકેન્દ્રિયાદિ ૮ ભેદોમા તેજ બીના કહી છે અહી પહેલા એકેન્દ્રિય શ્રેણિ શતકના ૧૧ ઉદ્દેશાની બીના પૂરી થઈ હવે બીજા ત્રીજા ચોથા અને પાચમા એકેન્દ્રિય શતકોમા અનુક્રમે કૃષ્ણલેશ્યાનુ[૨], નીલ લેશ્યાનુ[૩], કાપોતલેશ્યાનુ[૪], ભવસિદ્ધિક[૫] એકેન્દ્રિયોના ઉત્પાદ વિગ્રહગતિ વગેરેનુ વર્ણન કર્યું છે છઠ્ઠા એકેન્દ્રિયશતકમા કૃષ્ણલેશ્યાવાળા ભવસિદ્ધિક અનતરપરપરોપપન્ન કૃષ્ણલેશ્યાવાળા[૬] ભવસિદ્ધિક એકેન્દ્રિયોના ભેદાદિનુ વર્ણન પૂર્વની માફકજ જણાવ્યું છે ૭ સાતમાથી ૧૨ મા સુધીના ૬ અવાતર એકેન્દ્રિય શતકોમા અનુક્રમે નીલ[૭] કાપોત[૮] લેશ્યાવાળા ભવસિદ્ધિક એકેન્દ્રિયોની બીના ને એજ પ્રમાણે અભવસિદ્ધિક એકેન્દ્રિયોની બીના ૯-મા ૯, ૧૦, ૧૧, ૧૨ મા શતકમા કહી છે

॥ ભગવતીજીના ૩૪ ચોત્રીસમા શતકનો ટૂક પરિચય પૂરા થયો ॥

---

## ॥ ભગવતીજીના ૩૫ પાંત્રીશમા શતકનો ટૂંક પરિચય ॥

અહીં અવાંતર ૧૨ શતકો છે. તે દરેક શતક એકેન્દ્રિય મહાયુગ્મ શતક નામથી ઓળખાય છે. મોટા શતકમાં જે નાના નાના શતક હોય, તે અવાંતર શતક કહેવાય છે; પહેલા એકેન્દ્રિય મહાયુગ્મ શતકના ૧૧ ઉદ્દેશામાંના પહેલા ઉદ્દેશામાં મહાયુગ્મના ભેદો અને ૧૬ મહાયુગ્મ કહેવાનું કારણ જણાવીને કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિરૂપ એકેન્દ્રિયોના ઉપપાત, એક સમયમાં ઉપજનારા જીવોની સંખ્યા, અને તેમને ખાલી થવાનો કાળ તથા કર્મના બંધ ને ઉદયની બીના વિસ્તારથી સમજાવી છે. પછી તેમની લેશ્યા, શરીરોના વર્ણાદિ અને અનુબંધ કાળનું સ્વરૂપ કહ્યું છે. પછી સર્વ જીવોના કૃતયુગ્મ કૃતયુગ્મરાશિ રૂપ એકેન્દ્રિયપણે ઉત્પાદનું વર્ણન કરી કૃતયુગ્મ ત્ર્યોજ રાશિ પ્રમાણ, કૃતયુગ્મ દ્વાપર રાશિ પ્રમાણ, કૃતયુગ્મ કલ્યોજ રાશિ પ્રમાણ, ત્ર્યોજ કૃતયુગ્મ પ્રમાણ, ત્ર્યોજ ત્ર્યોજ પ્રમાણ, કલ્યોજ કલ્યોજ પ્રમાણ, એકેન્દ્રિયોના ઉત્પાદ અને ઉત્પાદ સંખ્યાદિનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. બીજા ઉદ્દેશામાં તેજ પ્રમાણે પ્રથમ સમયોત્પન્ન કૃતયુગ્મ કૃતયુગ્મ રાશિ પ્રમાણ એકેન્દ્રિયોના ઉત્પાદની બીના કહી છે. ૩ ત્રીજાથી ૧૧ અગિઆરમા સુધીના ૯ ઉદ્દેશામાં અપ્રથમ સમયોત્પન્ન, ચરમ અચરમ, પ્રથમાપ્રથમ, પ્રથમ ચરમ, ચરમચરમ, ચરમાચરમ સમય કૃતયુગ્મ કૃતયુગ્મ એકેન્દ્રિયાદિ જીવોના ઉત્પાદાદિનું વર્ણન કર્યું છે. બીજા એકેન્દ્રિય મહાયુગ્મ શતકમાં તેજ બીના કૃષ્ણલેશ્યાવાળા અને કૃતયુગ્માદિ સ્વરૂપવાળા એકેન્દ્રિયોના ઉત્પાદ અને આયુષ્ય વગેરે કહીને પ્રથમ સમયોત્પન્ન પૂર્વોક્ત સ્વરૂપવાળા એકેન્દ્રિયોના ઉત્પાદાદિનું સ્વરૂપ સમજાવ્યું છે. એજ પ્રમાણે ત્રીજા ચોથા એકેન્દ્રિય મહાયુગ્મ શતકોમાં અનુક્રમે નીલ કાપોત લેશ્યાવાળા પૂર્વોક્ત એકેન્દ્રિયોના ઉત્પાદાદિનું વર્ણન કર્યું છે. એજ પ્રમાણે પાંચમા અવાંતર શતકમાં ભવસિદ્ધિક પૂર્વોક્ત એકેન્દ્રિયોના ઉત્પાદાદિની બીના કહી છે. છઠ્ઠાથી આઠમા સુધીના ત્રણ શતકોમાં અનુક્રમે [૬] કૃષ્ણ [૭] નીલ [૮] કાપોત લેશ્યાવાળા ભવસિદ્ધિક પૂર્વોક્ત એકેન્દ્રિયોના ઉત્પાદાદિની બીના કહી છે. ૯માથી ૧૨ મા સુધીના ૪ અવાંતર શતકોમાં જેમ ભવસિદ્ધિક એકેન્દ્રિયોમાં કહ્યું, તેમ [૯] અભવસિદ્ધિક, [૧૦] કૃષ્ણ, [૧૧] નીલ, [૧૨] કાપોત લેશ્યાવાળા અભવસિદ્ધિક એકેન્દ્રિયોના ઉત્પાદાદિનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. શરૂઆતમાં કૃતયુગ્માદિ રાશિના ભેદોની વ્યાખ્યા પણ વિસ્તારથી કરી છે.

॥ શ્રી ભગવતીજીના ૩૫ મા શતકનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રી ભગવતીજીના ૩૬થી ૪૦મા શતકના ટૂંક પરિચય ॥

અહીં અનાતર શતકો ૧૨ છે તેમાના ૧થી ૪ શતકોમા કૃતયુગ્મ રૂપ બેઇંદ્રિયોના ઉત્પાદાદિની, ને અનુગપ કાળની તથા પહેલા સમયમા ઉપજેલા કૃતયુગ્મ કૃતયુગ્મ રૂપ બેઇંદ્રિયોના ઉત્પાદાદિની બીના કહીને કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યાવાળા પૂર્વોક્ત બેઇંદ્રિયોના

૫ ૬ ૭ ૮

ઉત્પાદાદિની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી ભવસિદ્ધિક, કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યા વાળા ભવસિદ્ધિક પૂર્વોક્ત બેઇંદ્રિયોના ઉત્પાદાદિની બીના ૫માથી ૮મા સુધીના ૪ શતકોમા કહી છે પછી તેજ પ્રમાણે ૯માથી ૧૨મા સુધીના ૪ શતકોમા અભવસિદ્ધિક, પૂર્વોક્ત સ્વરૂપવાળા બેઇંદ્રિયોના ઉત્પાદાદિની બીના સ્પષ્ટ રીતે સમજાવી છે ૩૭ મા શતકના ૧૨ અવાતર શતકોમા બેઇંદ્રિયોની માફકજ કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ તઇંદ્રિયોના ઉત્પાદિની બીના જણાવી છે ૩૮ મા શતકના ૧૨ અવાતર શતકોમા પૂર્વે કહેલા સ્વરૂપવાળા ચઉરિન્દ્રિય જીવોના ઉત્પાદાદિની બીના કહી છે ૩૯ મા શતકમા પહેલાની માફકજ અસન્ની પચેન્દ્રિય જીવોના ઉત્પાદાદિની બીના સમજાવી છે ૪૦ મા સન્ની પચેન્દ્રિય મહાયુગ શતકમા ૨૧ અવાતર શતકો છે તેમા પહેલા શતકમા કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ સન્ની પચેન્દ્રિયોના ઉત્પાદાદિની બીના કહી છે ૨ બીજાથી ૭ મા સુધીના ૬ શતકોમા અનુક્રમે કૃષ્ણ નીલાદિ ૬ લેશ્યાવાળા પૂર્વોક્ત સન્ની પચેન્દ્રિયોના ઉત્પાદાદિની હકીકત જણાવી છે ૮ માથી ૧૪ મા સુધીના ૭ અવાતર શતકોમા અનુક્રમે કૃતયુગ્મ કૃતયુગ્મરૂપ ભવસિદ્ધિક પૂર્વોક્ત સન્ની પચેન્દ્રિય અને કૃષ્ણાદિ ૬ લેશ્યાવાળા પૂર્વોક્ત સન્ની પચેન્દ્રિય જીવોના ઉત્પાદાદિની બીના કહી છે આજ પદ્ધતિએ ૧૫ માથી ૨૧ મા સુધીના ૭ શતકોમા કૃતયુગ્મ કૃતયુગ્મ પ્રમાણ અભવસિદ્ધિક પૂર્વોક્ત સન્ની પચેન્દ્રિયોના ઉત્પાદાદિની બીના વર્ણવી છે

## ॥ શ્રીભગવતીજીના ૩૬ થી ૪૦મા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીભગવતીજીના ૪૧ મા શતકનો ટૂંક પરિચય ॥

આના ૧૯૬ ઉદ્દેશા છે તેમા પહેલા ઉદ્દેશામા રાશિ યુગ્મના ભેદો કહીને ચાર રાશિ યુગ્મ કહેવાનુ કારણ સમજાવ્યું છે પછી કૃતયુગ્મ પ્રમાણ નારકાદિની અનતર પાછલા ભવની બીના, અને એક સમયમા તે જીવો કેટલા ઉત્પન્ન થાય ? તેઓ સાતર ઉપજે કે નિરતર ઉપજે ? તેઓ જે સમયે કૃતયુગ્મ રાશિ રૂપ હોય તે સમયે ત્ર્યોજ રાશિ રૂપ હોય કે નહિ ? તેમને આશ્રયી કૃતયુગ્મ અને દ્વાપરયુગ્મનો, કૃતયુગ્મ અને કલ્યોજ રાશિનો સબધ હોય કે નહિ ? આ પ્રશ્નોના ઉત્તરો વિસ્તારથી સમજાવીને જીવોના ઉપપાતનુ વર્ણન અને તે ઉપપાતમા હેતુનુ વર્ણન તથા આત્મ સયમાદિ ની બીના વિસ્તારથી વર્ણવી છે પછી પૂર્વોક્ત સ્વરૂપવાળા નારક જીવો સલેશ્ય હોય કે

અલેશ્ય હોય ? સલેશ્ય જીવ સક્રિય હોય કે અક્રિય હોય ? આ પ્રશ્નોના ઉત્તરો દીધા છે. એજ પ્રમાણે દેવ મનુષ્યોના આગતિ ઉત્પાદાદિની બીના પણ સ્પષ્ટ રીતે વર્ણવી છે. બીજા ઉદ્દેશામાં ત્ર્યોજ રાશિ પ્રમાણે નારક જીવોના ઉત્પાદની બીના અને કૃતયુગ્મ અને ત્ર્યોજ રાશિના તેમજ ત્ર્યોજ રાશિ અને દ્વાપરયુગ્મના પરસ્પર સંબંધાદિની બીના પણ કહી છે. ત્રીજા ઉદ્દેશામાં દ્વાપરયુગ્મરાશિ પ્રમાણે નારકોના ઉત્પાદાદિની બીના, અને દ્વાપરયુગ્મ તથા કૃતયુગ્મનો પરસ્પર સંબંધ વગેરે બીના જણાવી છે. ચોથા ઉદ્દેશામાં કલ્યોજ પ્રમાણે નારકોના ઉત્પાદાદિની અને કલ્યોજ તથા કૃતયુગ્મનો માંહોમાંહે સંબંધ વગેરેની બીના કહી છે. પાંચમા ઉ શામાં કૃષ્ણલેશ્યાવાળા કૃતયુગ્મ પ્રમાણે નારકોના ઉત્પાદિની બીના કહી છે. છઠ્ઠા ઉદ્દેશામાં ત્ર્યોજ રાશિ પ્રમાણે કૃષ્ણલેશ્યાવાળા નારકોના ઉત્પાદાદિની બીના કહી છે. સાતમા ઉદ્દેશામાં દ્વાપરયુગ્મ પ્રમાણે કૃષ્ણલેશ્યાવાળા નારકોના ઉત્પાદાદિની બીના કહી છે. આઠમા ઉદ્દેશામાં કૃષ્ણલેશ્યાવાળા કલ્યોજ રાશિ પ્રમાણે નારકોના ઉત્પાદાદિની બીના કહી છે ૯ માથી ૧૨ મા સુધીના ચાર ઉદ્દેશામાં અનુક્રમે નીલલેશ્યાવાળા કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપરયુગ્મ, કલ્યોજ રાશિ પ્રમાણે નારકોના ઉત્પાદાદિની બીના કહી છે. ૧૩ માથી ૧૬ મા સુધીના ૪ ઉદ્દેશામાં એજ પ્રમાણે ચાર રાશિ પ્રમાણે કાપોત લેશ્યાવાળા નારકોના ઉત્પાદાદિની બીના કહી છે. ૧૭ માથી ૨૦મા સુધીના ૪ ઉદ્દેશામાં અનુક્રમે એજ પ્રમાણે તેજો લેશ્યાવાળા કૃતયુગ્માદિ રાશિ પ્રમાણે અસુરકુમાર દેવોના ઉત્પાદાદિની હકીકત સમજાવી છે. ૨૧માથી ૨૪મા સુધીના ૪ ઉદ્દેશામાં અનુક્રમે એજ પ્રમાણે પદ્મલેશ્યાવાળા કૃતયુગ્માદિ રાશિ પ્રમાણે અસુરકુમારાદિના ઉત્પાદાદિની બીના કહી છે. ૨૫માથી ૨૮ મા સુધીના ૪ ઉદ્દેશામાં એજ પ્રમાણે અનુક્રમે શુક્લ લેશ્યાવાળા ચાર રાશિ પ્રમાણે અસુરકુમારાદિના ઉત્પાદાદિનું સ્વરૂપ સમજાવ્યું છે. ૨૯ માથી ૫૬ સુધીના ૨૮ ઉદ્દેશામાં અનુક્રમે એજ પ્રમાણે ૨૯માથી ૩૨મા સુધીના ૪ ઉ શામાં કૃતયુગ્માદિ ૪ રાશિ પ્રમાણે ભવસિદ્ધિક નારકાદિના ઉત્પાદાદિની બીના કહી છે. ૩૩ માથી ૩૬મા સુધીના ૪ ઉદ્દેશામાં કૃષ્ણલેશ્યાવાળા એજ ભવસિદ્ધિક જીવોના ઉત્પાદા ી બીના કહી છે. એજ પધ્ધતિએ ૩૭માથી ૪૦મા સુધીના ૪ ઉદ્દેશામાં નીલ લેશ્યાવાળા જ ભવ્ય જીવોના ઉત્પાદાદિની બીના કહી છે. ૪૧ માથી ૪૪મા સુધીના ૪ ઉદ્દેશામાં કા તલેશ્યાવાળા તેજ ભવ્ય નારકાદિ જીવોના ઉત્પાદાદિની હકીકત કહી છે. આજ પધ્ધતિએ ૪૫ માથી ૪૮ મા ઉદ્દેશામાં તેજો લેશ્યાવાળા તે પૂર્વોક્ત ભવ્ય જીવોના ઉત્પાદાદિની બીના કહી છે. એજ પ્રમાણે ૪૯માથી ૫૨મા સુધીના ૪ ઉદ્દેશામાં પદ્મ લેશ્યાવાળા તેજ ભવ્ય જીવોના ઉત્પાદાદિની બીના વર્ણવી છે. ૫૩ માથી ૫૬મા સુધીના ૪ ઉદ્દેશામાં શુક્લ લેશ્યાવાળા તેજ ભવ્ય નારકાદિના ઉત્પાદાદિની બીના કહી છે. જેમ આ ૨૮ ઉદ્દેશામાં ભવ્ય જીવોના ઉત્પાદાદિની બીના કહી, એજ પ્રમાણે ૫૭માથી ૮૪મા સુધીના ૨૮ ઉદ્દેશામાં ૬ લેશ્યાવાળા ૪ રાશિ પ્રમાણે અભવ્ય જીવોના ઉત્પાદાદિની બીના કહી છે. ૮૫ માથી ૧૧૨મા સુધીના ૨૮ ઉદ્દેશામાં સમ્યગ્દષ્ટિ પૂર્વોક્ત જીવોના ઉત્પાદાદિની બીના કહી છે. ૧૧૩ માથી ૧૪૦ મા

સુધીના ૨૮ ઉદ્દેશામા મિથ્યાદષ્ટિ પૂર્વોકત સ્વરૂપવાળા નારકાદિના ઉત્પાદાદિની બીના કહી છે ૧૪૧માથી ૧૬૮ મા સુધીના ૨૮ ઉદ્દેશામા પૂર્વોકત કૃષ્ણપાક્ષિક નારકાદિના ઉત્પાદાદિની બીના કહી છે ૧૬૯ માથી ૧૯૬મા સુધીના ૨૮ ઉદ્દેશામા તેજ પૂર્વોક્ત શુકલ પાક્ષિક જીવોના ઉત્પાદાદિની બીના કહી છે છેવટે શ્રી ભગવતી સૂત્રના શતક ઉદ્દેશા અને પદની સખ્યા (પ્રમાણ) કહીને સમુદ્રની જેવા શ્રીસ઼ઘની અને શ્રુતદેવતા વગેરેની સ્તુતિ કરી છે પછી ટકામા યોગ વિધિ કહીને પ્રશસ્તિની જરૂરી હકીકત એ જણાવી છે કે શ્રી અભયદેવસૂરિએ યશશ્ચન્દ્ર ગણિની મદદથી વિ૦ સ૦ ૧૧૨૮ની સાલમા આ ટીકા બનાવી, તેને શ્રી દ્રોણસૂરિએ શોધી છે આના પ્રથમાદર્શ ( પહેલી ટીકાની પ્રત ) ના લેખક વિનયગણિ વગેરે છે શેઠ દાયિકના પુત્ર માણિક્ય શેઠની પ્રેરણાથી આ શ્રી ભગવતીસૂત્રની ટીકા બનાવી છે

॥ શ્રી ભગવતી સૂત્રનો ટૂક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો છઠ્ઠો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐

卐

# ॥ સાતમો પ્રકાશ ॥

॥ आर्या ॥

अह सत्तमप्पयासे, पवयणकिरणावलीइ संखेवा ॥
नायाधम्मकहाए, परिचायगवण्णणं वुच्छं ॥ ४६ ॥

छट्ठंगे सुयखंधा, पढमो नायाभिहो तहा बीओ ॥
धम्मकहक्खो पढमे, इगूणवीसज्झयणसंखा ॥ ४७ ॥

तह बीए दसवग्गा, उक्खित्त[१]णायनाम संघाडा[२] ॥
तइयंड[३] कुम्म[४] सेलग[५], तुंबं[६] तह रोहिणी[७] मल्ली[८] ॥ ४८ ॥

मायंदी[९] चंदक्खं[१०], दावदव[११]वारिणाय[१२] मंडूया[१३] ॥
तेयलिपुत्त[१४]भिहाणं, नंदीफल[१५]णाम वरकंका[१६] ॥ ४९ ॥

आइण्ण[१७] सुंसुम[१८]क्खा, पज्जंतिमपुंडरीय[१९]णायक्खं ॥
अग्गमहिसीण वुत्ता, वुत्तंता दससु वग्गेसुं ॥ ५० ॥

શબ્દાર્થ—હવે હું જૈન પ્રવચન કિરણાવલીના સાતમા પ્રકાશમાં શ્રીજ્ઞાતા ધર્મકથાંગ નામના છઠ્ઠા અંગનો પરિચય કરાવનારૂં વર્ણન એટલે છઠ્ઠા અંગનો ટૂંક પરિચય કહીશ. ॥૪૬॥ આ જ્ઞાતાધર્મકથાંગ સૂત્રના બે શ્રુતસ્કંધો છે. પહેલાનું નામ 'જ્ઞાતશ્રુતસ્કંધ' છે, ને બીજાનું 'ધર્મકથાશ્રુતસ્કંધ' નામ છે. પહેલા શ્રુતસ્કંધના અધ્યયનોની સંખ્યા ૧૯ છે. ને બીજા શ્રુતસ્કંધના ૧૦ વર્ગો છે. પહેલા શ્રુતસ્કંધના ૧૯ અધ્યયનોના નામ અનુક્રમે આ પ્રમાણે જાણવા-૧ ઉત્ક્ષિપ્ત અધ્યયન, ૨ સંઘાટ અધ્યયન, ૩ અંડ અધ્યયન, ૪ કૂર્મ અધ્યયન, ૫ શૈલક અધ્યયન, ૬ તુંબ અધ્યયન, ૭ રોહિણી અધ્યયન, ૮ મલ્લિ અધ્યયન, ૯ માકંદી અધ્યયન, ૧૦ ચંદ્ર અધ્યયન, ૧૧ દાવદ્રવ અધ્યયન, ૧૨ ઉદકજ્ઞાત અધ્યયન, ૧૩ મંડૂક (દર્દુર-દેડકો) અધ્યયન, ૧૪ તેતલિપુત્ર અધ્યયન, ૧૫ નંદીફલ અધ્યયન, ૧૬ અપરકંકા અધ્યયન, ૧૭ આકીર્ણ અધ્યયન, ૧૮ સુંસુમા અધ્યયન, ૧૯ પુંડરીક અધ્યયન. આ છેલ્લું અધ્યયન છે. બીજા શ્રુતસ્કંધના દશ વર્ગોમાં ઇંદ્રોની અગ્રમહિષીઓનું વૃત્તાંત જણાવ્યું છે. ॥ ૪૭-૫૦ ॥

સ્પષ્ટાર્થ—આ પ્રવચન કિરણાવલીના સાતમા પ્રકાશમા શ્રીજ્ઞાતાધર્મકથાગ નામના છઠ્ઠા અગનો ટૂક સાર અને ટૂક પરિચય આ બે બાબત કહેવાની છે તેમા આના જ્ઞાત નામના પહેલા શ્રુતસ્કધના ૧૯ અધ્યયનોનો સાર અનુક્રમે આ રીતે જાણવો

૧ ઉત્ક્ષિપ્તજ્ઞાત અધ્યયન—મેઘકુમારે પાછલા હાથીના ભવમા સસલાને બચાવવા માટે અઢી દિવસ સુધી એક પગ ઉચો રાખ્યો હતો આ મુદ્દાને લક્ષ્યમા રાખીને અહી મેઘકુમારનુ ચરિત્ર કહ્યુ છે તેથી આનુ નામ ઉત્ક્ષિપ્ત અધ્યયન પાડયું છે ઉત્ક્ષિપ્ત શબ્દનો અર્થ ઉપાડેલો, અથવા ઉચો કરેલો (પગ) એમ થાય છે અહી ચાલુ પ્રસગે હાથીએ ઉચો કરેલો પગ આ રીતે અર્થની યોજના કરવી આ અધ્યયનમા જણાવેલી મેઘકુમારની કથા બહુજ પ્રસિદ્ધ છે કારણ કે દર વર્ષે પર્યુષણા પર્વમા કલ્પસૂત્રના પહેલા વ્યાખ્યાનમા તેનુ વર્ણન કરાય છે, ને સભળાય પણ છે શ્રેણિક રાજાના અનેક પુત્રોમાના મેઘકુમાર વિનીત પુત્ર હતા તેમના જન્મની બીના જણાવતુ સસ્કારાદિનુ વર્ણન તે વખતના રીતરીવાજ વગેરેનુ સ્વરૂપ જાણવાનુ અપૂર્વ સાધન છે પછી તેણે બ્હોતેર કલાનો અભ્યાસ કર્યો, એમ જણાવતા બ્હોતેર કલાઓના નામ કહ્યા છે તે અપૂર્વ બોધદાયક છે પછી જણાવ્યું કે તે વિવિધ ભાષાઓના પણ જાણકાર હતા આમાથી બોધ એ મળે છે કે જૂદા જૂદા દેશોમા રહેનારા જીવોને વસ્તુતત્ત્વનો બોધ કરાવવા માટે વિવિધ ભાષાઓને જરૂર જાણવી જોઇએ હાલનો અનુભવ પણ આ બાબતમા સાક્ષી પૂરે છે

ભરજુવાન વયને પામેલા મેઘકુમાર પૂર્વભવના શુભ સસ્કારોના પ્રતાપેજ સ્વાધીન ભોગોને તજવા તૈયાર થયા, ને ત્યાગ ધર્મને સાધવા ઉત્સુક થયા તેમા પ્રભુ શ્રીમહાવીરની દેશના ઠકાયેલા સસ્કારોને વિકસાવવામા અસાધારણ કારણ હતી તથા ત્યાગ ધર્મની સાધના કરવામા જ જુવાનીનુ ખરૂ તત્ત્વ સમાયું છે આવી ભાવના વિષય કષાયો પ્રત્યે તિરસ્કાર દૃષ્ટિવાળા જીવોને જ થાય છે મેઘકુમાર તેવા હતા તેથી જ તેમણે ભરજુવાનીમા પ્રભુદેવના હાથેજ દીક્ષા લીધી શ્રીતીર્થંકરાદિ મહાપુરૂષોના હાથે દીક્ષા લેનારા જીવો નિશ્ચયે ભવ્યોજ હોય એટલે આસન્નસિદ્ધિક તે ભવ્ય જીવો થોડા કાલમા જરૂર મુક્તિને પામેજ રાતે બનેલી મેઘમુનિના સથારાની બીના કેવલજ્ઞાનથી જાણીને પ્રભુએ શાતિ ભરેલા વચનોથી અને પૂર્વભવોની બીના સભળાવીને મેઘમુનિને સયમમા સ્થિર કર્યા જાતિસ્મરણ જ્ઞાની તે મુનિ અગીયાર અગોનો અભ્યાસ અને તપ સયમની સાધના પરમ ઉલ્લાસથી કરીને વિજય વિમાનમા અનુત્તર વિમાનવાસી દેવ થયા હાલ પણ તે વિજય વિમાનમા જ છે અહીથી ચ્યવીને મહાવિદેહે ઉત્તમ શ્રાવક કુલે જન્મી અવસરે ચારિત્રાદિને આરાધી મોક્ષે જશે માટે મેઘમુનિનો જીવ વિજય વિમાનવાસી દેવ જરૂર એકાવતારી કહી શકાય આમાથી સાર લેવાનો એ છે કે પ્રમાદ અજ્ઞાનાદિ કારણોથી સયમની સાધના કરતા કટાળેલા શિષ્યાદિને ગુરૂ મહારાજે શાત વચનોથી સયમાદિના આરાધક બનાવવા જોઇએ અને

શિષ્યાદિ ભવ્ય જીવોએ પણ મેઘમુનિની જેમ ગુરૂવચનને સ્વીકારી તેમના કહ્યા મુજબ વર્ત્તીને આત્મહિત જરૂર સાધી આરાધક બનવું જોઇયે.

૨ સંઘાટ અધ્યયન—ધન્ય શેઠ અને વિજય ચોર એ બંને એક સાથે સંઘાડમાં એટલે હેડમાં (બેડીમાં કેદખાનામાં) બાંધ્યા, તેથી આનું સંઘાટ અધ્યયન નામ પ્રસિદ્ધ છે. 'વાવે તેવું લણે, ને કરે તેવું પામે. આ કહેવત પ્રમાણે ધન્ય નામના સાર્થવાહના પુત્રને મારનાર વિજય ચોરને રાજાએ કેદખાનામાં પૂર્યો એક વખત દાણચોરી વગેરે અપરાધ કરનાર ધન્ય સાર્થવાહને તે ચોરની સાથે એકજ બેડીમાં નાંખ્યો અહીં ધન્ય સાર્થવાહને જંગલ જવા વગેરેમાં ચોરની ગરજ હોવાથી તેને રાજી રાખવા તેણે પોતાના ભોજનમાંથી ચોરને ખાવા આપ્યું. કેદની મુદત પૂરી થયા બાદ તે સાર્થવાહ ઘેર ગયો. ત્યારે ચોરને ભોજન દેવાથી તિરસ્કાર કરતી પોતાની પત્નીને શેઠે કહ્યું કે એક બેડીમાં અમે બે જણાં હતાં. હરવા ફરવા વગેરેમાં તેની ગરજ હોવાથી મેં ભોજન આપ્યું હતું. અહીં જેમ સાર્થવાહે પોતાના સ્વાર્થને કારણે ભોજન ખવરાવી ચોરનું પોષણ કર્યું, તેમ સાધુએ ધર્માધાર શરીરથી સંયમાદિ સ્વહિત રૂપ સ્વાર્થને માટે આહારાદિથી દેહને ટકાવવો જોઇએ. વ્યાજબીજ કહ્યું છે કે ધર્મારાધન કરવામાં પહેલું સાધન શરીર છે.

૩ અંડક અધ્યયન—સમ્યગ્દર્શનને નિર્મલ બનાવવા માટે તેના શંકા વગેરે દોષોથી દૂર રહેનારને લાભ અને શંકાદિ દોષોને સેવનારા જીવોને થતા ઘેર લાભ સમજાવવા માટે આ ઈંડાનું દૃષ્ટાંત ત્રીજા અધ્યયનમાં કહ્યું છે. અહીં જણાવ્યું છે કે—બે સાર્થવાહના પુત્રો માંહોમાંહે પ્રીતિવાળા હતા તેમણે બગીચામાં ફરતાં ફરતાં એક મયૂરીના (મોરની માદાના) બે ઇંડા જોયાં. તે બંને મિત્રોએ ઘેર લઈ જઈ પોત પોતાના મયૂરપાલકોને આપ્યાં. તેમાં એક સાર્થવાહના પુત્રે તે ઈંડું બરાબર સેવાયું કે નહિ ? એમ શંકા કરીને તેને વારંવાર જોયા કર્યું. તે હાથથી ઉપાડીને જૂદા જૂદા સ્થાને મૂકવા લાગ્યો તેથી તે બરાબર સેવાયું નહિ, ને તેમાંથી મોરનું બચ્ચું પણ થયું નહિ. બીજો નિઃશંકિત હોવાથી તેને મયૂરનું બચ્ચું પ્રાપ્ત થયું. તેના નૃત્યાદિક જોઇને તે સુખી થયો. એજ રીતે સમ્યગ્દર્શનની બાબતમાં પણ સમજી લેવું કે શંકાદિ દોષોને તજીને મોક્ષ માર્ગને સાધતાં જરૂર સિદ્ધિના સુખ મળે છે. તેવો લાભ શંકાદિ દોષવાળા જીવો પામી શકતા નથી. આ ત્રણ અધ્યયનો પૈકી પહેલા અધ્યયનમાંથી હિતશિક્ષા એ મળે છે કે, કોઈ પણ પ્રકારે શિષ્ય ભૂલ કરે, તો તેને આચાર્યે મીઠાં દૃષ્ટાંત અને યુક્તિ સંગત વચનો કહીને માર્ગમાં સ્થાપન કરવો જેમ પ્રભુ શ્રીમહાવીર દેવે શ્રીમેઘ મુનિરાજને શાંતિ અને મીઠાશવાળા યુક્તિ સંગત વચનો કહીને સંયમ માર્ગમાં સ્થિર કર્યા, તેમ ગુરૂએ શિષ્યોને સંયમ માર્ગની આરાધનામાં સ્થિર કરવા જોઇયે. બીજા અધ્યયનમાંથી હિત શિક્ષા એ મળે છે કે જેમ ધન્ય સાર્થવાહે પોતાના કામમાં વિજય મદદગાર થાય, આ ઇરાદાથી તેણે તેનું પોષણ કર્યું, તેમ ધર્માધાર દેહ આહારાદિથી સ્વસ્થ હશે, તો સંયમની આરાધનામાં તે મદદ કરશે, આ મુદ્દાથી મુનિવરોએ આહારાદિથી

દેહનુ પોષણ કરવુ વ્યાજબી છે ત્રીજા અધ્યયનમાથી હિતશિક્ષા એ મળે છે કે–પ્રભુ શ્રીતીર્થંકર દેવે કહેલા પદાર્થોના યથાર્થ સ્વરૂપમા શકા કરવી જ નહિ કારણ કે શકાથી વિવિધ અનર્થો પ્રાપ્ત થાય છે, ને નિ શકિતપણુ ધારણ કરવાથી બીજા અનેક ગુણોનો લાભ થાય છે આજ હકીકતને સ્પષ્ટ રીતે સમજાવનારૂ આ ઇડાનુ દૃષ્ટાત છે, ૧ મતિની દુર્બલતા, ૨ શકાદિને દૂર કરનાર ગુરૂમહારાજનો મેળાપ ન થાય, ૩ જાણવા લાયક પદાર્થોની ગહનતા (તીવ્ર બુદ્ધિના અભાવે સમજાય નહિ એટલે સમજવામા કઠીન પડે તેવાપણુ), ૪ જ્ઞાનાવરણ કર્મોનો ઉદય, ૫ હેતુ કે ઉદાહરણનો અસભવ (તે બેમાથી એકનુ ન મળવુ) આ પાચ કારણોમાના કોઇ પણ કારણથી શ્રીજિન પ્રવચનોમા કહેલી પદાર્થોની હકીકત ન સમજાય, તો એમ જરૂર વિચારવુ કે સર્વજ્ઞ પ્રભુના વચનો સાચાજ છે, કારણ કે પરમ કૃપાલુ તે પરમાત્મા પ્રત્યુપકારની પરવા રાખ્યા વિનાજ સર્વ જીવોના પરમ ઉપકારક છે અસત્યના રાગદ્વેષ મોહ અને અજ્ઞાનાદિ કારણોનો નિર્મૂલ નાશ કરનારા તે પરમતારક જિનેશ્વર દેવો જૂઠુ બોલે જ નહિ એમ વિચારીને સમ્યક્ત્વ ગુણની આરાધના કરવામા તત્પર રહેવુ

**૪ કૂર્મ અધ્યયન**—અહી બે કાચબાનુ દૃષ્ટાત કહીને ઇદ્રિયોના શબ્દાદિ વિષયોને જીતવાનો ઉપદેશ આપ્યો છે, તેથી આનુ નામ કૂર્માધ્યયન જણાવ્યુ છે બે કાચબા છે તેમાનો એક કાચબો જેમ પગ વગેરેને ગોપવીને રહ્યો, તેથી તે શિયાળના પઝામાથી બચી જઈ સુખી થયો, તેમ પાચ ઇંદ્રિયોને જીતનારા મુનિવરો સયમાદિને સાધીને મુક્તિના અવ્યાબાધ સુખ પામે છે તથા જેમ બીજો કાચબો અગોપાગને ગોપવતો ( સકોચીને રહેતો ) નથી, તેથી શિયાળ તેને મારી નાખે છે ને દુર્ગતિના દુખોને ભોગવે છે તેમ જે જીવો ઇંદ્રિયોને ગોપવતા નથી, તે રાગદ્વેષ રૂપી શિયાળના પઝામા સપડાઇને અહી દુખી થાય છે, ને પરભવમા દુર્ગતિના આકરા દુખો પણ ભોગવે છે

**૫ સેલક અધ્યયન**—મોહાદિ ખરાબ નિમિત્તોના સસર્ગાદિથી શિથીલ બનેલા જીવો પણ પુણ્યોદયે સારા નિમિત્તોના સસર્ગાદિથી ઉન્માર્ગથી ખસીને સન્માર્ગને પામી જિતેન્દ્રિય બની આત્મહિત જરૂર સાધે છે આ વાત સ્પષ્ટ સમજાવવા માટે સેલક રાજર્ષિનુ દૃષ્ટાત કહ્યુ છે શુક અનગારની પાસે પ્રતિબોધ પામી સેલક રાજાએ પોતાના મડુક કુમારને રાજ્ય સોપી પથક વગેરે પાચસો મત્રીઓની સાથે દીક્ષા લીધી પરમ ઉલ્લાસથી તેની આરાધના કરતા એક વખત તેમને દાહ જ્વરનો રોગ થયો તેની પીડાથી હેરાન થતા છતા પણ વિહાર કરતા તે પોતાના નગરમા પધાર્યા મડુક રાજાએ કરાવેલી ચિકિત્સાથી તે રાજર્ષિ સાજા થયા પરતુ આહારાદિકમા મૂર્છિત થયેલા હોવાથી તેમણે વિહાર કર્યો નહિ તેથી પથક અનગાર સિવાયના સર્વ સાધુઓ વિહાર કરી ગયા પથક સાધુ તેમની સેવા કરવા રહ્યા રાજર્ષિ સેલક તો સર્વ સાધુ ક્રિયા કરવામા શિથિલ થયા કેવા ચોમાસી પ્રતિક્રમણના ખામણા કરતા પથક મુનિ તેમના પગને અડયા, ત્યારે નિદ્રામા ભગ પડવાથી સેલક રાજર્ષિ

ક્રોધથી બોલવા લાગ્યા. તેમને પંથકે ખમાવ્યા, ત્યારે કારણ પૂછતાં તે પ્રતિબોધ પામ્યા, અને છેવટે નિર્મળ ચારિત્ર પાળી સિદ્ધ થયા.

૬ **તુંબક અધ્યયન**—કર્મબંધના કારણો સેવવાથી જીવ ભારે કર્મી થઇ નીચે દુર્ગતિમાં જાય છે, ને તેથી અલગ રહી કર્મ નિર્જરાના સાધનો સેવનારો જીવ ઉર્ધ્વગતિ પામે છે. આ વાત યથાર્થ સમજાવવા માટે માટીના આઠ લેપવાળા અને તેવા લેપરહિત તુંબડાનું દૃષ્ટાંત અહીં આપ્યું છે. તેથી આનું નામ તુંબક અધ્યયન પ્રસિદ્ધ છે. જેમ લેપવાળું તુંબડું લેપના ભારથી પાણીમાં તળીયે જાય, ને લેપ દૂર થતાં પાણીના ઉપર આવે, તેમ કર્મબંધના ભારથી જીવ અધોગતિ પામે છે. ને કર્મોનો ભાર ખસતાં ઉર્ધ્વગતિ ( સ્વર્ગ કે મોક્ષ ) પામે છે.

૭ **રોહિણી અધ્યયન**—ધન્ય શેઠની પુત્રવધૂ (દીકરાની સ્ત્રી) રોહિણીનું દૃષ્ટાંત દઇને પંચ મહાવ્રતોની આરાધના કરવાનો ને કરાવવાનો ઉપદેશ આપ્યો છે. તેથી આનું નામ રોહિણી અધ્યયન પ્રસિદ્ધ છે. જેમ તેણે પાંચ ચોખાના દાણાં વવરાવીને બહુજ દાણાં વધાર્યા તેમ મુનિવરોએ પાંચ મહાવ્રતોને આરાધી બીજા ઘણાં જીવોને તેના આરાધક બનાવવા જોઇએ એ આ અધ્યયનનો સાર છે.

૮ **મલ્લી અધ્યયન**—અહીં ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લીનાથનું જીવન ચરિત્ર કહ્યું છે. તેથી આનું નામ મલ્લીઅધ્યયન પ્રસિદ્ધ છે.

૯ **માકંદી અધ્યયન**—માકંદી સાર્થવાહનો પુત્ર જિનપાલિત કામ ભોગથી વિરક્ત બની સુખી થયો, ને જિનરક્ષિત નામનો બીજો પુત્ર કામભોગમાં આસક્ત થતાં દુ:ખી થયો. આ હકીકત અહીં વિસ્તારથી જણાવી છે. બંને પુત્રોના પિતાના નામથી આ અધ્યયન પ્રસિદ્ધ છે.

૧૦ **ચંદ્ર અધ્યયન**—જેમ કૃષ્ણપક્ષમાં એકમથી અનુક્રમે ચંદ્રનું તેજ ઘટે, તેમ પ્રમાદી જીવોના ગુણો ઘટતા ઘટતા સર્વથા ઘટી જાય છે. ને અપ્રમાદી જીવોના ગુણો સુદ એકમથી અનુક્રમે જેમ ચંદ્રકલા વધે તેમ વધતા જાય છે. આ વાત ચંદ્રના દૃષ્ટાંતે સમજાવી છે. માટે ચંદ્ર અધ્યયન કહેવાય છે.

૧૧ **દાવદ્રવ અધ્યયન**—મુનિએ દીક્ષા લીધા પછી ચારિત્રના સંપૂર્ણ આરાધક થવું જોઇએ પણ વિરાધક નજ થવું. આ વાતને દાવદ્રવનામના વૃક્ષોનું દૃષ્ટાંત દઇને સ્પષ્ટ સમજાવી છે, તેથી 'દાવદ્રવ અધ્યયન' નામ પ્રસિદ્ધ છે. તે ઝાડ સમુદ્રની વચમાં રહેલા દ્વીપમાં થાય છે.

૧૨ **ઉદકજ્ઞાત અધ્યયન**—કેટલાએક પુદ્ગલોના ખરાબ વર્ણ ગંધ રસ સ્પર્શ પ્રયોગથી સારા પણ થઈ શકે છે, તે વાત મંત્રીએ રાજાને ખાઇના પાણીના દૃષ્ટાંતે સ્પષ્ટ

સમજાવી છે જેમ પ્રયોગથી દુર્ગંધવાળુ પાણી સુગંધવાળુ ને સ્વાદિષ્ટ બને છે તેમ મિથ્યાત્વાદિની દુર્ગંધથી મલિન બનેલા જીવો ગુરુમહારાજના ઉપદેશ શ્રવણાદિ પ્રયોગથી નિર્મલ બને છે

૧૩ દર્દુરજ્ઞાત અધ્યયન—સદ્ગુરૂની સોબત, તેમના ઉપદેશનુ સાભળવુ વગેરે સાધનો ન મળવાથી ગુણોની હાનિ થાય છે તે વાત દર્દુર (દેડકા) ના જીવ (નદમણિયાર) નુ દષ્ટાંત દઈને સ્પષ્ટ સમજાવી છે

૧૪ તેતલિપુત્રજ્ઞાત અધ્યયન—ધર્મ પ્રાપ્તિની સાધન સામગ્રી મળવાથીજ ધર્મનો લાભ થાય છે, તે હકીકત તેતલિપુત્ર નામના મંત્રિનુ દષ્ટાંત દઇને વિસ્તારથી સમજાવી છે તે મંત્રીની સ્ત્રી સાધ્વી થઈ દેવપણુ પામીને મંત્રીને ધર્મ વચનો કહીને ધર્મ પમાડે છે

૧૫ નદીફળજ્ઞાત અધ્યયન—નદી નામના ઝાડના ફળોનુ દષ્ટાંત દઇને વિષયોને તજવાનો અહી ઉપદેશ આપ્યો છે તે ફળો કિંપાક ફળની જેવા અંતે મારનારા હોય છે નદી જેવા વિષયોથી દૂર રહેવાથી જ સુખ મળે છે આ વાત વિસ્તારથી સમજાવી છે

૧૬ અપરકંકા અધ્યયન—ધાતકીખંડની અપરકંકા નગરીનો પદ્મનાભ રાજા દ્રૌપદીની ઈચ્છા કરવાથી કેવી વિડંબના પામ્યો ? તે બીના કૃષ્ણ પાડવો અને દ્રૌપદીના પૂર્વભવની હકીકત વગેરેનુ વર્ણન કરીને વિસ્તારથી સમજાવી છે

૧૭ અશ્વજ્ઞાત અધ્યયન—વિષયોને તજનારા જીવો જ સુખી થાય, આ વાત ઘોડાઓનુ દષ્ટાંત દઇને સમજાવી છે

૧૮ સુસુમાજ્ઞાત અધ્યયન—લોભ એ અનર્થનુ મૂળ છે, ને સંતોષ એજ ખરા સુખનુ સાધન છે આ હકીકતને સમજાવનાર સુસુમા પુત્રીનુ દષ્ટાંત કહ્યુ છે તેથી તેના નામે અધ્યયનની પ્રસિદ્ધિ છે ધન્ય સાર્થવાહની સુસુમા નામે પુત્રી હતી તેને ચિલાત નામનો ચોર ઉપાડી ગયો, તેને શોધવા ચાર પુત્રો સાથે ધન્ય સાર્થવાહ નીકળ્યા ચિલાત સુસુમાને લઈ જતા રસ્તામા તરવારથી તેનુ મસ્તક કાપી લઈને દૂર ભાગી ગયો આગળ જતા ભૂખ્યો તરસ્યો તે બૂરી હાલતે મરણ પામ્યો આમાથી બોધ આપ્યો કે જે કોઈ સાધુ સાધ્વી આ ક્ષણિક આદારિક શરીરને ગોડને વશ થઈ આહારાદિથી પોષે છે, તેઓ નિંદાને પાત્ર બને છે, અને ચિલાત નામના ચોરની જેમ દુખી થઈ ભવમા ભમે છે તથા ધન્ય સાર્થવાહ વગેરે જીવોએ જેમ પોતાના નગરમા પહોચવા માટે આહારાદિથી દેહને ટકાવ્યો, તેમ મુનિવરોએ મોક્ષ નગરમા જવાના ઈરાદાથી આહારાદિ વડે દેહને ટકાવવો જોઈએ પણ રસ તથા સુંદર વર્ણાદિને વધારવાની બુદ્ધિથી દેહનુ પોષણ નજ કરવુ જોઈયે

૧૯ પુંડરીક અધ્યયન—લાંબો ટાઇમ ચારિત્રને પાળીને અંતે મોહાદિના પાપે સંયમને તજનારા જીવો કંડરીકની જેમ વિડંબના પામે છે. અને શુભ ભાવથી થોડો ટાઇમ પણ કરેલી ચારિત્રની આરાધના પુંડરીક રાજાની જેમ પરમ સુખને આપે છે. આ હકીકત અહીં પુંડરીકનું દૃષ્ટાંત દઈને સમજાવી છે. તેથી તેના નામથી અધ્યયનની પ્રસિદ્ધિ છે. સંયમને વિરાધવાથી જેમ કંડરીક સાતમી નરકે ગયો, તેમ તેવા વિરાધક જીવો દુર્ગતિને પામે છે; એમ સમજીને ભવ્ય જીવોએ નિર્મલ ભાવથી સંયમની આરાધના પુંડરીકની જેમ કરવી જોઇયે. જેમ પુંડરીકમુનિ સર્વાર્થસિદ્ધ વિમાને મહર્દ્ધિક દેવ થયા તેમ સંયમના આરાધક જીવો મોક્ષે કે સ્વર્ગે જરૂર જાય.

॥ આ રીતે પહેલા શ્રુતસ્કંધનો સાર પૂરો થયો ॥

---

## ॥ બીજા શ્રુતસ્કંધનો સાર ॥

આના ૧૦ વર્ગોના ૨૦૬ અધ્યયનો જણાવ્યા છે. તેમાં પહેલા વર્ગના પાંચ અધ્યયનોમાં ચમરેન્દ્રની અગ્રમહિષીઓનું વૃત્તાંત કહ્યું છે. બીજા વર્ગના પાંચ અધ્યયનોમાં બલીન્દ્રની અને ત્રીજા વર્ગના ૫૪ અધ્યયનોમાં અસુરેન્દ્ર સિવાયના બાકીના દક્ષિણના નવ ઈંદ્રોની ૫૪ અ-ગ્રમહિષીઓનું વર્ણન કર્યું છે. ચોથા વર્ગના ૫૪ અધ્યયનોમાં પણ એજ પ્રમાણે ઉત્તર દિશાના ૯ ઈંદ્રોની ૫૪ અગ્રમહિષીઓના જીવન જણાવ્યા છે. પાંચમા વર્ગમાં દક્ષિણ દિશાના વ્યંતરેન્દ્રોની ૩૨ અગ્રમહિષીઓની અને છઠ્ઠા વર્ગમાં ઉત્તર દિશાના વ્યંતરેન્દ્રોની ૩૨ અ-ગ્રમહિષીઓની બીના કહી છે. સાતમા વર્ગમાં ચંદ્રની અગ્રમહિષીઓનું અને આઠમા વર્ગમાં સૂર્યની અગ્રમહિષીઓનું વર્ણન કર્યું છે. નવમા વર્ગમાં શક્રેન્દ્રની અગ્રમહિષીઓની ને ૧૦ મા વર્ગમાં ઈશાનેન્દ્રની અગ્રમહિષીઓની હકીકત જણાવી છે.

॥ શ્રી જ્ઞાતા સૂત્રનો સાર પૂરો થયો ॥

---

## ॥ શ્રી જ્ઞાતાસૂત્રના પહેલા ઉત્ક્ષિપ્ત અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ચંપાનગરીનું વર્ણન કરી જણાવ્યું કે અહીં કોણિક રાજા રાજ્ય કરતા હતા આ નગરીના બહારના ભાગમાં પૂર્ણભદ્ર ચૈત્યવાળા પ્રદેશમાં એક વખત સુધર્માસ્વામી ગણધર પધાર્યા. (અહીં રાજાનું ને ગણધરનું વૃત્તાંત જણાવ્યું છે.) નગરીના લોકો આ બીના જાણી વાંદવા ને દેશના સાંભળવા પોતપોતાના ઘેરથી નીકળી અહીં આવ્યા. દેશના સાંભળી સ્વસ્થાને ગયા. અવસરે શ્રી જંબૂસ્વામીજીએ શ્રી સુધર્માસ્વામીને છઠ્ઠા અંગનો અર્થ પૂછ્યો. તેના જવાબમાં આના બે શ્રુતસ્કંધ છે વગેરે બીના કહેવા રૂપ

ઉપોદ્ઘાત જણાવીને પહેલા શ્રુતસ્કધના ૧૯ અધ્યયનો જણાવીને, પહેલા ઉત્ક્ષિપ્ત નામના અધ્યયનની હકીકત વર્ણવી છે તેમા અભયકુમારની અને તેની માતાની ખીના કહીને, (મેઘકુમારની માતા) ધારિણી રાણીનુ અને તેના વાસઘર (સૂવા બેસવાના હોલ)નુ વર્ણન કર્યુ છે પછી એક વખત ધારિણી રાણીએ હાથીનુ સ્વપ્ન જોયું તેણે તે ખીના શ્રેણિક રાજાને જણાવીને સ્વપ્નનુ ફલ પૂછયું રાજા શ્રેણિકે સ્વપ્નને વખાણીને તેનુ ફલ (પુત્રનો લાભ) કહ્યુ તે સાભળી રાજી થયેલી રાણી ધારિણીએ ધાર્મિક કથા કરવા પૂર્વક સ્વપ્ન જાગરિકા કરી જે સ્વપ્ન આવ્યુ હોય, તે આવ્યા બાદ જાગવાથી ને ધર્મકથાદિ સાભળીને કે કરીને રાત પૂરી કરવાથી સ્વપ્નનુ પૂર્ણ ફલ મળે છે આ કારણથી સ્વપ્નને સાચવવા નિમિત્તે જે જાગવુ તે સ્વપ્ન જાગરિકા કહેવાય શ્રેણિક રાજા સ્નાનાદિ ક્રિયા કરીને કચેરીમા આવ્યા, તે વખતે સ્વપ્ન પાઠકોને બોલાવ્યા તેમને પહેલા ગોઠવીને તૈયાર કરેલા ભદ્રાસનો પર બેસાડયા રાજાએ સ્વપ્નનુ ફલ પૂછતા તેમણે કહ્યુ કે "તમને પુત્રનો લાભ થશે" શ્રેણિક રાજાએ સત્કારાદિ કરી વીદાય કર્યા ગણીને એ હકીકત જણાવી તે સાભળી સતોષ પામી ધારિણી રાણી શયન ઘરમા ગઇ ઉત્તમ ગર્ભના પ્રભાવે રાણીને યોગ્ય અવસરે મેઘને ( વાદળાને ) જોવાનો દોહલો થયો તે વખતે વર્ષા ઋતુ ન હોવાથી દોહલો પૂરવાનો અવસર ન્હોતો, તેથી રાણીએ કોઇને આ વાત કરી નહિ ને કહ્યા વિના બીજા શ્રેણિક રાજા વગેરેને ખબર શી રીતે પડે? આવી પરિસ્થિતિમા દોહલો પૂરાયો નહિ, તેથી રાણી ઉદાસ થઇ, તેનુ કારણ બીજાઓ પૂછે, તો પણ બોલે નહિ નોકરોએ આ ખીના રાજાને કહી તેણે ઉદાસ થવાનુ કારણ સોગન ખાઇને પૂછયું, ત્યારે રાણીએ તે દોહલાની વાત રાજાને કહી તેણે રાણીને દોહલો પૂરવાની કબૂલાત આપી પછી ત્યાથી શ્રેણિક રાજા કચેરીમા આવ્યા, ત્યારે અભયકુમાર પિતાશ્રીને મળવા આવ્યો છતા શ્રેણિકે તેનો અનાદર કર્યો અભયકુમારે હાથ જોડીને વિનયથી પૂછયુ, ત્યારે દોહલાની ખીના જણાવી અભયકુમાર પિતાની પાસે દોહલો પૂરવાની પ્રતિજ્ઞા કરી પોતાના મ્હેલમા આવ્યા અહી પૂર્વ સગતિક ( મિત્ર ) દેવને આરાધવા તેણે અઠમ કર્યો તે દેવનુ આસન ચલાયમાન થતા અવધિજ્ઞાનથી કારણ જાણીને અહી અભયકુમારની પાસે તે પૂર્વભવનો સ્નેહી દેવ આવ્યો ને તેણે આરાધવાનુ કારણ પૂછયુ અભયકુમારે મેઘનો દોહલો પૂરવાની હકીકત જણાવી દેવે વૈભારગિરિની ઉપર આકાશમા મેઘની વિકુર્વણા કરી એટલે વૈક્રિય લબ્ધિથી વાદળા વિકુર્વ્યા અભયકુમારે નગર શણગાર્યુ ને સેચનક હાથીની ઉપર ધારિણી રાણીને બેસાડી બગીચા વગેરે સ્થલે ફેરવી વાદળા દેખાડીને દોહલો પૂર્યો ને તે દેવનો સત્કાર કર્યો પછી તેણે ( દેવે ) મેઘને આરોપી લીધો અભયકુમારને કહીને તે સ્વસ્થાને ગયો ગર્ભને સાચવતી ધારિણી રાણીએ અવસરે પુત્રને જન્મ આપ્યો દાસીએ રાજાને પુત્ર જન્મની વધામણી આપી તેણે કુલ મર્યાદા સાચવી મિત્રાદિને જમાડી મેઘના દોહલા ઉપરથી મેઘકુમાર નામ પાડયું સારી રીતે લાલનપાલન કરાતો તે યોગ્ય ઉમરે ૭૨ કલા શીખ્યો ત્યારે રાજાએ કલાચાર્યનો સત્કાર કર્યો ને મેઘકુમારને માટે જૂદો મ્હેલ બધાવી આપ્યો તે મોટો થયો,

ત્યારે રાજાએ દાયજા સાથે ૮ કન્યાઓનું પાણિગ્રહણ કરાવ્યું. કેટલોક સમય વીત્યા બાદ પ્રભુ શ્રીમહાવીર દેવ પધાર્યા. શ્રેણિક રાજા વગેરે મેઘકુમાર સાથે પ્રભુને વાંદવા મ્હેલથી નીકળ્યા. મેઘકુમારે પાંચ અભિગમાદિ સાચવી વંદન કરી ધર્મદેશના સાંભળી મ્હેલમાં આવી દીક્ષા લેવાની વાત કરી માતપિતાની પાસે રજા માગી. માતા ખેદ પામી અનુકૂલાદિ વચનો કહીને અટકાયત કરવા લાગી. તે બાબતમાં દૃઢ વૈરાગ્યશાલી મેઘકુમારે સ્પષ્ટ ખુલાસા કરીને મહા-મહેનતે રજા મેળવી. એક દિવસ તેનો રાજ્યાભિષેક કર્યો. શ્રેણિકે કુત્રિકાપણથી ઓઘો વગેરે ઉપકરણો મંગાવ્યા. હજામને બોલાવી મુંડન કરાવી સ્નાન કરીને અલંકારો પહેરી પાલખીમાં બેસીને વગેરે ક્રમે કરીને ધામધૂમથી મેઘકુમાર ગુણશીલ ઉદ્યાનમાં આવ્યા. તે વખતે માતા પિતાએ મેઘકુમારને દીક્ષા આપો, એમ પ્રભુને કહ્યું ને પુત્રને આશીર્વાદ આપ્યો પછી મેઘકુમારે પ્રભુને કહ્યું કે "આ લોક આધિ વ્યાધિ રૂપી દાવાનળથી સળગી રહ્યો છે. તેમાંથી બચાવનારી દીક્ષા મને આપો." પ્રભુએ વિધિ પૂર્વક દીક્ષા આપીને મેઘમુનિને માર્ગનું સ્વરૂપ સમજાવ્યું. રાતે તેમનો સંથારો જતા આવતા મુનિઓની પગની રજથી ભરાઈ ગયો. તેથી તેમને ઉંઘ ન આવી. સંયમથી કંટાળેલા તે મુનિને પ્રભુએ પૂર્વભવની બીના કહેવા પૂર્વક હિતોપદેશ દઇને સ્થિર કર્યા. તેમાં પ્રભુએ મેઘમુનિને કહ્યું કે તું પૂર્વભવે સુમેરૂપ્રભ નામનો હાથી હતો. તે બીના અને કીડાદિની હકીકત જણાવીને કહ્યું કે એક વખત દાવાનલને જોઇને જલાશય તરફ જતાં તું કાદવમાં ખૂંચી ગયો. બીજા હાથીએ કરેલા પ્રહારોની વેદના ભોગવી અંતે મરીને વિંધ્યગિરિની ઉપર તું મેરૂપ્રભ નામે હાથી થયો. ત્યાં તને દાવાનલ જોઇને જાતિસ્મરણ જ્ઞાન પ્રકટ થયું. તેથી પાછલા ભવની બીના જાણીને તેં દાવાનલથી બચાવનારૂં માંડલું બનાવ્યું. એક વખત દાવાનલ સળગ્યો, ત્યારે તું અને બીજા સસલા વગેરે જીવો માંડલામાં આવ્યા. તેં ખણવાના ઈરાદાથી એક પગ ઉંચો કર્યો, ત્યાં તે સ્થાને એક સસલો ભરાયો. તેની દયાની ખાતર તેં અઢી દિવસ પગ અદ્ધર રાખ્યો. સસલાને બચાવતાં ઉત્તમ મનુષ્યાયુષ્ય બાંધ્યું. દાવાનલ શાંત થતાં તું જમીન ઉપર પડી ગયો. અંતે મરીને તું શ્રેણિક રાજાનો પુત્ર થયો. એ દયાનો પ્રભાવ જાણવો. અહીં અજ્ઞાની તિર્યંચપણામાં પાળેલી દયાનું તને આવું ઉત્તમ ફલ મળ્યું. તો મુનિપણામાં જગત્પૂજ્ય મુનિ-વરોના પગની રજના સ્પર્શથી તારા જેવા સમજુ આત્માએ કંટાળવું ન જોઇયે, પણ અહોભાગ્ય માનવું. ઈત્યાદિ ઉપદેશ વચનો સાંભળીને મેઘમુનિ સંયમમાં સ્થિર થયા. તે વખતે તેમને જાતિસ્મરણ જ્ઞાન પ્રકટ થયું. તેથી પ્રભુએ કહેલી તમામ બીના જાણીને તેમણે આંખ સિવાય તમામ શરીરને વોસિરાવ્યું. ત્યાર બાદ અગીઆર અંગનો અભ્યાસ કર્યો, અને ૧૨ ભિક્ષુ પ્રતિમા અને ગુણરત્ન સંવત્સરાદિ વિવિધ તપશ્ચર્યાદિથી આત્મહિત સાધ્યું. ત્યાર પછી તે મુનિના શરીરનું વર્ણન અને અંતે કરેલ અનશનની હકીકત જણાવી કહ્યું છે કે તે મુનિ સમાધિથી કાલધર્મ પામી વિજય વિમાનમાં એકાવતારી અનુત્તર દેવ થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહે સિદ્ધિપદ પામશે.

---

## ॥ બીજા સઘાટક જ્ઞાત અધ્યયનનો ટૂક પરિચય ॥

જે જીવ હિસાદિ પાપકર્મો કરે તે દુખી થાય છે ને અહિસાદિ સુદર કાર્યો કરે તે સુખી થાય આ હકીકતને યથાર્થ સમજનાર ધન્ય સાર્થવાહ અને વિજય ચોરનુ ઉદાહરણ જણાવ્યું છે તેમા કહ્યુ છે કે ધન્ય સાર્થવાહના બાળપુત્રને મારી કુવામા નાખી વિજય ચોરે તેના ઘરેણા લઈ લીધા, તેથી રાજ સેવકોએ તેને કેદખાનામા પૂર્યો ત્યાર પછી એક વખત દાણ વગેરેની ચોરીનો અપરાધ કરવાથી ધન્ય સાર્થવાહને પણ તે ચોરની સાથેજ એકજ બેડીમા નાખ્યો ધન્ય સાર્થવાહના ઘેરથી ભોજનનો દાબડો આવ્યો તેમાથી ક્ષુધાતુર થયેલા ચોરે ભોજન માગ્યું, પણ તેણે આપ્યું નહિ ધન્ય સાર્થવાહને જગલ જવાની બાધા થઇ, ત્યારે એકજ બેડીમા રહેલો વિજય ચોર ધન્ય સાર્થવાહની સાથે ન આવ્યો, તેથી તેને વડીનીતિ (ઠલ્લા) ની બાધા સહન કરવી પડી આ મુશ્કેલી દૂર કરવાના ઇરાદાથીજ ધન્ય સાર્થવાહે ચોરને કબૂલાત આપી કે–" હુ તને મારા ભોજનમાથી ભાગ આપીશ " તેથી વિજય ચોર ધન્યનુ કામ રાજી થઇને કરવા લાગ્યો ધન્યના મિત્રોએ રાજાને દ્રવ્યાદિ આપીને તેને છોડાવ્યો તે ઘેર ગયો, ત્યારે બીજા સગાઓએ ધન્યના બહુમાન સત્કાર કર્યા પણ ચોરને ભોજન દેવાની વાત જાણવાથી ભદ્રાએ રોષે ભરાઇ તેનો આદર સત્કાર કર્યો નહિ ધન્ય સાર્થવાહે સાચી વાત જણાવી કે–તેને ભોજન આપ્યા વિના નિર્વાહ થાય તેમ ન્હોતુ ત્યારે તે શાત થઇ આ દૃષ્ટાત જણાવીને સુધર્મા સ્વામીએ જબૂસ્વામીને મૂલ હકીકત જણાવી કે જેમ ધન્ય સાર્થવાહે સ્વાર્થને માટે ચોરને ભોજન આપ્યું, તેમ મુનિવરોએ સયમાદિનો નિર્વાહ કરવામા મદદગાર આ દેહ છે, આ મુદ્દાથી તેને આહારાદિથી પોષવો વ્યાજબી છે આનો વિસ્તાર ટીકાકારે ટીકામા કર્યો છે તેમણે ત્યા આહારાદિમા લુબ્ધ એવા સાધુને વિજય ચોરના જેવો કહીને જણાવ્યું છે કે ધન્ય સાર્થવાહે ધર્મઘોષ અનગારની પાસે દીક્ષા લઈને તે આરાધી આત્મકલ્યાણ કર્યું, ને વિજય ચોર મરીને નરકે ગયો

## ॥ ત્રીજા અડકજ્ઞાત અધ્યયનનો ટૂક પરિચય ॥

અહીં ઇંડાનુ દૃષ્ટાત દઈને મુનિવરોને હિતશિક્ષા ફરમાવી છે તેની ટૂકી બીના આ પ્રમાણે જાણવી જિનદત્ત અને સાગરદત્ત નામના બે સાર્થવાહના પુત્રો માહોમાહે પ્રીતિવાળા હતા તેમણે કોઈ બગીચામા ફરતા ફરતા એક મયૂરીના બે ઇડા જોયા તે બને મિત્રોએ ઘેર લઇ જઈ પોતપોતાના મયૂર પાલક નોકરોને આપ્યા તેમા એક સાર્થવાહનો પુત્ર " મારૂ ઇડુ બરાબર સેવાયું કે નહિ ? " આ રીતે શકિત થઇને તે ઇડાને વારવાર જૂદા જૂદા સ્થાને ફેરવવા લાગ્યો તેથી તે બરાબર સેવાયું નહિ, અને તેમાથી મયૂર બાળક (મોરનુ બચ્ચુ) થયુ નહિ બીજો સાર્થવાહ પુત્ર નિશકિત હોવાથી તેને મયૂર બાલક પ્રાપ્ત થયુ અને તેના નૃત્યાદિક જોઇને તે સુખી થયો એજ રીતે

સમ્યગ્દર્શનની બાબતમાં પણ સમજી લેવું કે શંકાથી સમ્યક્ત્વ મલિન થાય છે. અને નિઃશંકિતપણાથી (શંકા રહિતપણા રૂપ ગુણથી) સમ્યક્ત્વ નિર્મલ બને છે.

## ॥ ચોથા કૂર્મ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં વાણારસી નગરીનું અને મૃત ગંગાતીર હ્રદની પાસે રહેનારા બે શિયાળીયાનું વર્ણન કરતાં જણાવ્યું કે—એક દ્રહમાંથી એક સાથે બે કાચબા બહાર નીકળી ફરતા હતા. તેમને ભૂખ્યા એવા કોઈ બે શિયાળીયાએ જોયા. તેમાં શરૂઆતમાં તો તે બંને કાચબા તેમના ભયથી અંગોપાંગને ગોપવીને રહ્યા. પણ છેવટે તે બેમાંના એક કાચબાએ તે શિયાળીયાને ગયા ધારી ધીમે ધીમે અનુક્રમે પગ તથા ડોક બ્હાર કાઢી, તેથી તે કાચબો ધૂર્ત શિયાળીયાની ઝપટમાં આવ્યો ને શિયાળ તેને ખાઇ ગયા, કાચબો મરી ગયો. બીજા કાચબાએ પહેલા કાચબાના જેવી ભૂલ કરી નહિ, હાથ પગ વગેરેને ગોપવીને જ રાખ્યા. શિયાળીયા "આ કાચબો મરી ગયો છે" એમ જાણીને ચાલ્યા ગયા, એટલે તે કાચબો દ્રહમાં જઈ સુખી થયો. આ દૃષ્ટાંતથી મુનિઓને શિખામણ આપી કે, જેઓ ઇંદ્રિયોને જીતતા નથી, તે મુનિવરો પહેલા કાચબાની જેમ આ ભવમાં સંયમ જીવન હારી જઇ પરભવમાં દુર્ગતિના દુઃખો ભોગવે છે. અને જેઓ ઇંદ્રિયોને વશ રાખે છે, તે સાધુઓ અહીં સ્વપર કલ્યાણ કરીને પરભવમાં સિદ્ધિના સુખ પામે છે.

## ॥ પાંચમા શૈલક અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં દ્વારિકા નગરીનું અને તેના રાજા કૃષ્ણ વાસુદેવનું તથા ગિરનાર પર્વતની ઉપર નંદનવનમાં રહેલા સુરપ્રિય યક્ષના મંદિરનું વર્ણન કરીને જણાવ્યું કે—દ્વારિકામાં કૃષ્ણ વાસુદેવના રાજ્યમાં થાવચ્ચા (સ્થાપત્યા) સાર્થવાહીના દીકરા થાવચ્ચા પુત્રને પ્રભુ શ્રીનેમિ-નાથની દેશના સાંભળી વૈરાગ્ય થયો. તેથી તે વાત તેણે માતાને કહી ને તેને સમજાવીને દીક્ષા લેવાની રજા મેળવી. આ અવસરે કૃષ્ણ વાસુદેવ કૌમુદી નામની ભેરી વગાડીને પ્રજાને પ્રભુ આગમન જણાવી ધામધૂમથી પ્રભુને વંદન કરી દેશના સાંભળી મ્હેલમાં આવી કચેરીમાં બેઠા હતા. તે વખતે થાવચ્ચા સાર્થવાહીએ ભેટણું મૂકીને કહ્યું કે—"મારો પુત્ર પ્રભુની પાસે દીક્ષા લેવાને ઉત્સુક થયો છે." તે સાંભળી કૃષ્ણે થાવચ્ચા પુત્રને બોલાવી જે જોઇયે તે આપવાનું કહી વૈરાગ્યની પરીક્ષા કરી, પણ તેમાં થાવચ્ચા પુત્રે કહ્યું કે, "હું કર્મનો ક્ષય કરવા દીક્ષા લઉં છું." આથી નિર્ણય જાણીને નગરીમાં ઉદ્‌ઘોષણા કરાવી કે—"પ્રભુ નેમિનાથની પાસે જેમને દીક્ષા લેવાની ઇચ્છા હોય, તેનો દીક્ષા મહોત્સવ કૃષ્ણ વાસુદેવ કરશે, ને તેમના કુંટુંબનો નિર્વાહ પણ તે કરશે." આ રીતે વ્યવસ્થા કરીને કૃષ્ણે થાવચ્ચા સાર્થવાહીને કહ્યું કે, હું તારા પુત્રનો દીક્ષા મહોત્સવ કરીશ. પછી કૃષ્ણ વાસુદેવે થાવચ્ચા પુત્રનો દીક્ષા મહોત્સવ કર્યો અનુક્રમે તે પ્રભુની પાસે આવ્યો, ત્યારે માતાએ પુત્રને આશીર્વાદ આપી પ્રભુને પુત્ર ભિક્ષા આપી. (પુત્રને દીક્ષા આપો, એમ કહ્યું) હજાર પુરૂષો સાથે તેને પ્રભુએ દીક્ષા આપી.

અનુક્રમે તે થાવચ્ચાપુત્ર અનગાર હજાર સાધુઓના પરિવારથી પરિવરીને જુદો વિહાર કરવા લાગ્યા, અનુક્રમે ફરતા ફરતા તે સેલકપુરમા પધાર્યા અહી તેમના ઉપદેશથી પ્રતિબોધ પામી સેલક રાજાએ ૫૦૦ મત્રીઓની સાથે શ્રાવકધર્મ સ્વીકાર્યો તે સમયે સાગધિક નગરીમા સુદર્શન શેઠ શુક પરિવ્રાજકનો ભક્ત થયો હતો તેથી તે શૌચધર્મને માનતો હતો અહી પધારેલા થાવચ્ચા પુત્રના ઉપદેશથી સુદર્શન શેઠે શૌચધર્મને તજી વિનયધર્મને સ્વીકાર્યો તે શ્રાવક થયો શુક પરિવ્રાજક આ વાત જાણી સુદર્શનને વિનયધર્મથી ખસેડવા બહુ મહેનત કરી પણ તેમા સુદર્શને તેનો આદર કર્યો નહિ અ તે બને જણા થાવચ્ચાપુત્રની પાસે આવ્યા શુક પરિવ્રાજકે યાત્રા યાપનીયાદિ કઠીન પદોના અર્થોને અ ગે કરેલા પ્રશ્નોના ઉત્તરો થાવચ્ચાપુત્રે વિસ્તારથી સમજાવીને આપ્યા, ને બીજો પણ અવસર ઉચિત ધર્મોપદેશ આપ્યો તે સાભળીને હજાર પરિવ્રાજકોની સાથે શુક પરિવ્રાજકે પ્રતિબોધ પામી થાવચ્ચા પુત્રના હાથે દીક્ષા લીધી તે વખતે તેમણે હજાર પરિવ્રાજકોને શુકમુનિના શિષ્ય બનાવ્યા કેટલોક સમય વીત્યા બાદ થાવચ્ચાપુત્ર સિદ્ધાચલે કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા શુકમુનિનો ઉપદેશ સાભળી પ્રતિબોધ પામેલા સેલક રાજાએ પોતાના પુત્ર મડ્ડુક કુમારને રાજ્ય સોપીને પથક વગેરે ૫૦૦ મત્રીઓની સાથે શુકમુનિના હાથે દીક્ષા લીધી ગુરૂએ તે મત્રીઓને સેલક રાજર્ષિ અનગારના શિષ્યો બનાવ્યા કાલક્રમે શુકમુનિ પણ કેવલી થઈ સિદ્ધાચલે મોક્ષે ગયા પિત્તજ્વરની પીડાને સમતા ભાવે સહન કરતા સેલકમુનિ અનુક્રમે વિહાર કરતા એક વખત પોતાના નગરમા આવ્યા ત્યાં મડુક રાજાની વિનતિથી તેની દાનશાળામા રહ્યા રાજાએ કરાવેલી ચિકિત્સાથી ( દવાથી ) તે સાજા થયા પરતુ પાપકર્મોના ઉદયથી તે મદ્યાદિકમા મૂર્છિત થયેલા હોવાથી તેમણે વિહાર કર્યો નહિ તેથી પથકમુનિ સિવાયના તમામ સાધુઓ સેલક રાજર્ષિથી અલગ વિહાર કરી ગયા પથક સાધુ તેમની સેવા કરવા રહ્યા રાજર્ષિ તો સર્વ સાધુક્રિયામા શિથિલ થયા. હવે ચોમાસી ખામણા કરતા પથકમુનિ તેમના પગે અડયા ત્યારે નિદ્રામા ભગ પડવાથી તે ક્રોપ કરવા લાગ્યા ત્યારે પથકમુનિએ ચોમાસી પ્રતિક્રમણાદિની બીના કહીને તેમને ખમાવ્યા તે નિમિત્તથી પ્રતિબોધ પામી શિથિલતાનો ત્યાગ કરી શુદ્ધ ચારિત્ર આરાધીને સિદ્ધાચલે સિદ્ધ થયા પાપકર્મોના જોરથી શિથિલ બનેલો આત્મા પોતાની ભૂલ સુધારી મોક્ષ માર્ગને સાધે, તો તે પણ જરૂર મોક્ષને પામે છે આ હકીકતને યથાર્થ સમજાવવા માટે આ દૃષ્ટાત છે

## ॥ છઠ્ઠુ તુંબક અધ્યયનનો ટૂક પરિચય ॥

ભારેકર્મી જીવો અધોગતિમા (નીચે નરકાદિ ગતિમાં) જાય છે, ને લઘુકર્મી ( હલુકર્મી જેને કર્મો ખપવાના ઓછા રહ્યા છે તેવા ) જીવો ઉર્ધ્વગતિને પામે છે એટલે મોક્ષે અથવા દેવ લોકમા જાય છે આ હકીકતને સ્પષ્ટ રીતે સમજાવવા માટે તુબડાનુ દૃષ્ટાન્ત કહ્યુ છે એક અખડ તુબડાને દર્ભ અને કુશ વડે વીટી ઉપર માટીનો લેપ કરી તડકે સુકવવુ આ રીતે

આઠ વાર કરતાં તે વજનદાર થશે. તેને પાણીમાં મૂકીયે તો તે નીચે તળીયે જાય છે. પછી તેનો એક એક લેપ જેમ જેમ ધોવાતો જાય, તેમ તેમ તે તુંબડું ધીમે ધીમે તળીયેથી ઉપર આવે છે. અંતે આઠે લેપ દૂર થતાં તે પાણીની સપાટી પર તરે છે. એજ પ્રમાણે અશુભ કર્મોના નિકાચિતાદિ બંધવાળા જીવો ભારેકર્મી હોવાથી અધોગતિમાં જાય છે, ને લઘુકર્મી જીવો ઉર્ધ્વગતિ પામે છે. અહીં માટીના લેપ જેવા કર્મો, તુંબડા જેવા સંસારી જીવો, ને પાણી જેવો સંસાર સમજવો.

## ॥ સાતમા રોહિણી અધ્યયનનો ટૂંક પરિચય ॥

પાંચ મહાવ્રતોના આરાધક મુનિવરે બીજા ભવ્ય જીવોને પ્રતિબોધી મહાવ્રતોના આરાધક વધારવા જોઇયે. આ બીના યથાર્થ સમજાવવાના ઈરાદાથી આ રોહિણીનું દષ્ટાંત કહ્યું છે. તે ટૂંકામાં આ પ્રમાણે જાણવું–રાજગૃહ નગરમાં ધન્ય સાર્થવાહને ચાર પુત્રો હતા, તેમને ચાર વહુઓ હતી તેમની પરીક્ષા કરવા માટે ધન્ય સાર્થવાહે સગાં સંબંધિને એકઠા કરી તેમની રૂબરૂ દરેક પુત્ર વધૂને પાંચ પાંચ શાલિકણ (ડાંગરના દાણા) આપ્યા. તેમાં મોટી વહુએ તે દાણા ફેંકી દીધા હતા, તેથી તે ઉજ્ઝિકા નામથી પ્રસિદ્ધ થઇ. તેને સસરાએ ઘરમાંથી વાસીદું વાળવું વગેરે મજૂરીનું કામ સોંપ્યું. બીજી વહુ તે પાંચે શાલિ કણ ખાઈ ગઇ હતી, તેથી ભક્ષિકા નામે પ્રસિદ્ધ થઇ. તેણીને રસોઈ કરવાનું કામ સોંપ્યું. ત્રીજી વહુએ ઘરેણાંનો દાબડામાં મૂકી સાચવી રાખ્યા હતા, તેથી તે રક્ષિકા નામે પ્રસિદ્ધ થઈ. અને તેણીને ઘરની તમામ મિલ્કતની ભાંડાગારિણી બનાવી ચોથી વહુએ તે પાંચે શાલિ કણ પોતાના બંધુ વર્ગને આપી તેમના ખેતરમાં વવરાવ્યા હતા. તેમાંથી જેટલા શાલિ થયા, તેને બીજે વર્ષે વવરાવ્યા. એમ ચાર વર્ષો સુધી વવરાવીને ઘણાં ગાડાં ભરાય તેટલા શાળિ (ડાંગર) ઉત્પન્ન કર્યા. તેથી તેનું રોહિણી નામ પ્રસિદ્ધ થયું. તેણીને સર્વ ઘરની માલિક બનાવી. આ બીના સાધુ વર્ગને અંગે ઘટાવતાં કહ્યું કે–કેટલાએક ભારે કર્મી જીવો ઉજ્ઝિકાની જેમ પાંચ મહાવ્રતોને લઇને તજી દે છે. બીજા કેટલાએક જીવો ભક્ષિકાની જેમ ખાવા પીવા માટે જ મુનિવેષને ધારણ કરે છે. તથા કેટલાએક જીવો મહાવ્રતોને આરાધી રક્ષિકાની જેમ પોતાનું જ કલ્યાણ કરે છે. તેમજ કેટલાએક આસન્ન-સિદ્ધિક પુણ્યશાલી જીવો રોહિણીની જેમ મહાવ્રતોને પોતે આરાધી બીજા જીવોને તે વ્રતોના આરાધક બનાવે છે. અહીં સાર્થવાહની જેવા ગુરૂ, વધૂઓની જેવા સાધુઓ અને દાણાની જેવા મહાવ્રતો જાણવા.

## ॥ આઠમા શ્રીમલ્લિ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શ્રી મલ્લિનાથ તીર્થંકરનું ચરિત્ર વર્ણવ્યું છે. તે અપૂર્વ બોધદાયક જાણીને શ્રી હેમચંદ્રાચાર્યાદિ મહાપુરૂષોએ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્રાદિમાં વિસ્તારથી જણાવ્યું છે. તેથી તે વધારે સુપ્રસિદ્ધ છે. તેનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો–ધર્મારાધનમાં કરેલી

થોડી પણ માયાથી કેવા કડવા ફ્લો ભોગવવા પડે છે? આ હકીકત યથાર્થ સમજાવવાને માટે આ દૃષ્ટાંત જણાવ્યું છે આ પ્રભુના જીવ પાછલા ત્રીજે ભવે નિષધ પર્વતની ઉત્તરે અને સીતોદા નદીની દક્ષિણે મહાવિદેહની સલિલાવતી વિજયમા આવેલી વીતશોકા નામની નગરીમા બલરાજાની ધારિણી રાણીના મહાબલકુમાર નામના પુત્ર હતા કાલક્રમે કલાભ્યાસાદિ કર્યા બાદ મોટી ઉમરે તેમને માતા પિતાએ દાયજા સહિત કમલશ્રી વગેરે ૫૦૦ કન્યાઓ પરણાવી હતી તેમના ૧ અચળ, ૨ ધરણ, ૩ પૂરણ, ૪ વસુ, ૫ વૈશ્રમણ અને ૬ અભિચન્દ્ર નામના બાળમિત્રો હતા તે ૬ મિત્રો સહિત મહાબળ રાજાએ અવસરે દીક્ષા લઇ તેની આરાધના કરતા ૧૧ અંગનો અભ્યાસ કર્યો પછી તે સાતે સાધુઓ એક સાથે છઠ્ઠ અઠ્ઠમ વગેરે તપ કરવા લાગ્યા તેમા તે (બાળમિત્રો) ૬ સાધુઓ જે તપ કરતા હતા, તેનાથી આ મહાબળ સાધુ માયાથી કાઇક વધારે તપ કરતા હતા આ પ્રસંગે તેમણે આરાધેલી ૧૨ ભિક્ષુ પ્રતિમાનુ અને તેમણે કરેલા નાના મોટા સિંહનિષ્ક્રીડિત તપનુ સ્વરૂપ જણાવ્યુ છે પછી તીર્થંકર નામ કર્મને બંધાવનાર શ્રીઅરિહંત પદાદિ વીસ સ્થાનકોમાથી એક અથવા વધારે સ્થાનકો (પદો) ની આરાધના કરવાથી તીર્થંકર નામકર્મ બંધાય છે તેથી તેનુ વર્ણન કરતા જણાવ્યુ છે કે-શ્રીમલ્લિનાથ પ્રભુના જીવ મહાબલ મુનિવરે એક સ્થાનકની આરાધના કરી જિન નામકર્મનો નિકાચિત બંધ કર્યો પશ્ચાનુપૂર્વીએ ગણતા શ્રીમલ્લિનાથનો આ પાછલો ત્રીજો ભવ ગણાય છે વચમા વિજય વિમાને દેવપણુ ભોગવી તીર્થંકર થયા પણ માયા કરવાથી સ્રીપણુ પામ્યા મહાબલમુનિ આયુષ્યના અંતે ચારૂ પર્વત ઉપર અનશનમા સમાધિથી કાલધર્મ પામી વિજય વિમાનમા એકાવતારી અનુત્તર દેવ થયા અચલમુનિ વગેરે ૬ મિત્રો પણ સંયમને આરાધી વિજય વિમાનમા દેવપણુ પામ્યા મહાબલનો જીવ ત્યાથી ચ્યવીને મિથિલા નગરીના કુંભ રાજાની પ્રભાવતી રાણીની પુત્રીપણે જન્મ પામ્યો ને તે છએ મિત્ર મુનિવરો દેવલોકમાથી ચ્યવીને છેલ્લા ભવમા અનુક્રમે ૧ પ્રતિબુદ્ધિ, ૨ ચંદ્રચ્છાય, ૩ શંખ, ૪ રૂકિમ, ૫ અદીનશત્રુ અને ૬ જિતશત્રુ નામે જુદા જુદા દેશના રાજા થયા પ્રભાવતી રાણીને થયેલો દોહલો રાજાએ પૂર્યો અવસરે જન્મ થતા જન્મોત્સવાદિ કરવા પૂર્વક મલ્લી નામ પાડયું અહી મલ્લિકુવરીના શરીરનુ વર્ણન કરી જણાવ્યું કે તે ૬ રાજાઓએ પોતપોતાની સભામા અમુક અમુક વખતે મલ્લિકુમારીના રૂપ વગેરેનુ વૃત્તાંત સાભળી પોતાને વરવા માટે પોતપોતાના દૂતો મોકલી મલ્લિના પિતા કુંભ રાજા પાસે માગણી કરી તે બધાને કુંભ રાજાએ કન્યા આપવાની ના પાડી તેથી તે ૬ એ રાજાઓ લશ્કર લઈને કુંભ રાજા પર ચઢી આવ્યા તે જોઈ કુંભરાજા ગભરાયા તેથી મલ્લિકુમારીએ પિતાના મનને શાન્ત કરી કુમારી આપવાની આશા અપાવી એકાંતમા એકલા ૬ રાજાઓને બોલાવ્યા અને તેમને એક મકાનમા જૂદી જૂદી દિશાઓના ઓરડી ગુપ્ત રીતે દાખલ કર્યા તે હકીકત ટૂંકામા આ પ્રમાણે જાણવી

પહેલા પ્રતિબુદ્ધિ રાજા શ્રીદામગંડ નામના નોકરની પાસેથી મલ્લિકુંવરીની હકીકત જાણી અહીં આવ્યા. પછી ચંદ્રચ્છાય રાજા મિથિલામાં આવ્યા. તેમાં હકીકત એ બને છે કે-અર્હન્નક શેઠ લવણસમુદ્રમાં મુસાફરી કરતાં સો યોજન ગયા, તે વખતે એક પિશાચ આવ્યો, તેને જોઇને ઉપસર્ગ થવાનું જાણી તે શેઠે સાકાર પ્રત્યાખ્યાન કર્યું. પિશાચે ઘણાં ઉપસર્ગો કર્યા, પણ શેઠ ચલયમાન થયા નહિ. તેથી શક્રેન્દ્રે કહેલા પ્રશંસાના વચનો સંભળાવી, ખમાવીને રાજી થયેલા તે પિશાચે શેઠને બે કુંડલોની જોડી ભેટ આપી. અનુક્રમે તે શેઠ મિથિલાનગરીમાં આવ્યા, રાજાને અને મલ્લિકુંવરીને તે કુંડલો બતાવ્યા. કુંવરીએ તે પહેર્યા. રાજાએ શેઠના માલનું દાણ લીધું નહિ. અનુક્રમે શેઠે ગંભીર પત્તનમાં જઈ ચંપા નગરીના ચંદ્રચ્છાય રાજાને તે બાકી રહેલી એક કુંડલની જોડી (બે કુંડલ) આપી તેનું રૂપ જોઈ આશ્ચર્ય પામીને અને મલ્લિકુંવરીની વાત સાંભળીને તે રાજા મિથિલામાં આવ્યો. આજ ક્રમે કુણાલ દેશની શ્રાવસ્તિનગરીનો રૂકિમરાજા આવ્યો. તથા તૂટેલા કુંડલોને ઘણાં કુશલ સોનીઓ પણ સાંધી શક્યા નહિ. તે વખતે કોઇએ શંખરાજાની આગળ દિવ્ય બે કુંડલોથી શોભતી મલ્લિકુંવરીની વાત કરી, તે સાંભળી તે પણ અહીં આવ્યો. હસ્તિનાપુરનો અદીનશત્રુ રાજા મલ્લિકુંવરીનું ચિત્ર જોતાં રાગી થઇ અહીં આવ્યો. અંતે કાંપિલ્ય નગરનો જિતશત્રુ રાજા ચોક્ષા પરિવ્રાજિકાની પાસે મલ્લીકુંવરીની વાત સાંભળીને પોતાના અંતઃપુરનો ગર્વ દૂર કરી અહીં આવ્યો.

મલ્લિકુંવરીએ આ રાજાઓના આવ્યા પહેલાંજ પોતાના જેવીજ સોનાની પ્રતિમા કરાવી તેના મસ્તકના છિદ્રદ્વારા હંમેશાં ભોજનનો એકેક કવળ નાખ્યો હતો. અહીં આવેલા ૬ રાજાઓ તે પ્રતિમાને જોઇ તેમાં આસક્ત થયા. તે વખતે મલ્લીકુંવરીએ ગુપ્ત રીતે તે પ્રતિમાના મસ્તકનું ઢાંકણું ઉઘાડયું ત્યારે તેમાંથી અત્યંત દુર્ગંધ નીકળી, તેથી તેઓ બહુ વ્યાકુળ થયા. તે અવસરે મલ્લીકુંવરીએ અશુચિ ભાવનાનો ઉપદેશ આપીને તથા પૂર્વ ભવની બીના કહીને તેમને પ્રતિબોધ પમાડી દીક્ષા લેવાની ભાવના પ્રકટ કરાવી ને જણાવ્યું કે હું પણ દીક્ષા લેવાની છું. મલ્લીકુંવરીના ઉપદેશાદિ નિમિત્તે જાતિસ્મરણ જ્ઞાનને પામેલા તે ૬ એ પૂર્વ ભવના મિત્રોએ મલ્લીકુંવરીને કહ્યું કે અમે પણ અમારા પુત્રોને રાજ્ય સોંપીને આપની પાસે દીક્ષા લેવા ચાહીયે છીએ. એમ કહીને તેઓ પોત પોતાના રાજ્યમાં ગયા. અહીં ઇંદ્રના આવવાની બીના જણાવી છે. પછી મલ્લિકુંવરીએ વાર્ષિક દાન દેવા માંડયું, પિતાએ વરવરિકાની (જેની જે ઇચ્છા હોય તે આપનારી) ઉદ્‌ઘોષણા કરાવી. મહાનસશાલાની (રસોડાની) ગોઠવણ કરાવી. આ અવસરે લોકાંતિક દેવોએ તીર્થ પ્રવર્ત્તાવવા માટે કરેલી વિનતિ, ઇંદ્રોનું આગમન, વિભૂષા નામની પાલખી, ઇંદ્રાદિકે તેનું ઉપાડવું વગેરે દીક્ષા લીધા પહેલાની ઉત્સવાદિની હકીકત જણાવી છે. પછી કહ્યું કે-શ્રીમલ્લી કુંવરીએ ઘરેણાં વગેરેનો ત્યાગ કરી શ્રીસિદ્ધ ભગવંતોને નમસ્કાર કરીને ચારિત્ર સ્વીકાર્યું. તે સમયે બીજા ૬૦૦ રાજકુમારાદિકે મલ્લીકુંવરીની સાથે દીક્ષા લીધી ઇંદ્રાદિક દીક્ષા મહોત્સવ કરી નંદીશ્વર દ્વીપે અઠ્ઠાઇ મહોત્સવ કરી સ્વસ્થાને ગયા. શ્રીમલ્લિનાથ દીક્ષાના દિવસે જ કેવલજ્ઞાન પામ્યા.

આસન ચલિત થવાથી આ બીના જાણી ઇદ્રાદિકે કેવલજ્ઞાન કલ્યાણકનો ઉત્સવ કર્યો આ અવસરે તે ૬ રાજાઓ પ્રભુની પાસે દીક્ષા લઇ કેવલી થઈ મોક્ષે ગયા અંતે શ્રીમલ્લિનાથના ભિષક્ વગેરે ગણધરાદિની ને નિર્વાણાદિની બીના પણ વિસ્તારથી સમજાવી છે આ અવસર્પિણીના દશ અચ્છેરામા શ્રીમલ્લિનાથની સ્ત્રીપણે તીર્થંકર થવાની વાત પણ જણાવી છે અહી લોકાંતિક દેવો વાર્ષિક દાન શરૂ થયા પછી આવ્યા છે એથી જણાય છે કે 'તેઓ વાર્ષિક દાનની પહેલા આવે' એવો નિયમ નથી

## ॥ નવમા માકંદી અધ્યયનનો ટૂંક પરિચય ॥

કામભોગનો ત્યાગ કરનારા જીવોને સુખ મળે, ને તેમા આસક્ત થનારા જીવોને દુઃખ મળે છે આ હકીકતને યથાર્થ સમજાવનારૂં આ દૃષ્ટાંત છે ચપાનગરીના માકંદી નામના સાર્થવાહને બે પુત્રો ૧ જિનપાલિત ૨ અને જિનરક્ષિત તે બંને બંધુઓ સમુદ્ર માર્ગે ૧૧ વાર વેપાર કરી ઘણુ દ્રવ્ય કમાયા છતા લોભને લીધે બારમી વાર જતા વહાણુ ભાગ્યુ, દૈવ યોગે મળેલા પાટીયાના આધારે સમુદ્રમા તરતા તરતા રત્નદ્વીપે જઈ પહોચ્યા ત્યાની અધિષ્ઠાયિકા દેવીએ તેમને કહ્યુ કે, "મારી સાથે તમે કામભોગ ભોગવતા સુખે રહો, અન્યથા (નહિ તો) હુ તમને મારી નાખીશ" આવા ભયના વચનો સાભળી તેમણે તેણીનુ વચન કબૂલ કર્યું અને તેની સાથે ભોગ ભોગવવા લાગ્યા એક વખત તે દેવી સુસ્થિત દેવની આજ્ઞાથી લવણ સમુદ્રમાથી કચરો કાઢવા જતી હતી, ત્યારે તેણીએ તેમને કહ્યુ કે 'હુ પાછી આવુ ત્યા સુધી દક્ષિણ દિશાના વનખડ સિવાય બધા સ્થાને તમારે ફરવુ દક્ષિણ દિશાના વનખડમા ઘોર વિષવાળો એક સર્પ છે ત્યા જશો તો તે તમારો વિનાશ કરશે" એમ કહી તે દેવી ગઇ ત્યાર પછી તે બને ભાઇઓ દેવીના કહેવા પ્રમાણે ત્યા સર્વત્ર ક્રીડા કરવા લાગ્યા એકદા દક્ષિણ દિશાના વનખડમા ગયા ત્યારે તેમને બહુજ દુર્ગંધ આવવા લાગી આગળ જતા તેમણે એક વધસ્થાન ( શૂળી, ફાંસી ) જોયુ, અને ત્યા સેકડો પુરૂષોના હાડકા વગેરે જોયા, તથા શૂળી ઉપર પરોવેલા એક પુરૂષને જોયો તે જોઇ ભય પામી તેમણે તે પુરૂષને તેનો વૃત્તાંત પૂછયો, ત્યારે તેણે કહ્યુ કે–"હુ માકંદી નગરીનો રહીશ ઘોડાનો વેપારી છુ સમુદ્ર માર્ગે વેપાર માટે જતા મારૂ વહાણ ભાગવાથી એક પાટીયાને આધારે હું અહી આવ્યો, અને રત્નદ્વીપની સ્વામિની દેવી સાથે ભોગ ભોગવતો રહ્યો એક વખત કાંઇક અલ્પ અપરાધથી તેણીએ મારી આ સ્થિતિ કરી છે અને આ હાડકાનો ઢગલો જે દેખાય છે, તે બધા આજ રીતે તેણીએ મારેલા મનુષ્યોના હાડકા છે" આ પ્રમાણે તેનુ વચન સાભળી તે બંને બંધુઓએ ભય પામી તેને પૂછયુ કે આ દેવીથી છુટવાનો કાંઈ પણ ઉપાય છે? ત્યારે તેણે કહ્યુ કે "પૂર્વ દિશાના વનખડમા ઘોડાના રૂપને ધારણ કરનાર સેલક નામનો યક્ષ રહે છે તેની પૂજા કરવાથી તે તમોને તે દેવીથી છોડાવી શકશે" તે સાભળી તે બંને ભાઇઓએ તે યક્ષની આરાધના કરી છુટવાનુ માગ્યુ ત્યારે તે યક્ષે તેમને કહ્યુ કે હુ મારી પીઠ પર ચઢાવીને તમને તમારા નગરે

પહોંચાડું, પરંતુ માર્ગમાં તે દેવી પાછળથી આવીને તમને ઉપસર્ગ કરી ફસાવશે, તો પણ તમારે તેની ઉપર આસક્ત થવું નહિ, અને જો આસક્ત થશો તો હું તમને માર્ગમાંજ ફેંકી દઈશ. આ શરત તે બંનેએ સ્વીકારી તેથી તે બંનેને પોતાની પીઠ ઉપર બેસાડી તે યક્ષ સમુદ્રની ઉપર આકાશ માર્ગે ચાલ્યો. તેવામાં તે દેવી પોતાના સ્થાને આવી. તેમને નહીં જોવાથી અવધિજ્ઞાન વડે જતાં જોઈ તેમની પાછળ આવી ઉપસર્ગો કરવા લાગી. છેવટે જિનરક્ષિત તેણીના વચનથી ફસાયો, એટલે યક્ષે તેને પીઠ પરથી સમુદ્રમાં પાડી નાંખ્યો. તેને દેવીએ શૂળી પર પરોવી મારી નાંખ્યો. પણ જિનપાલિત ફસાયો નહિ, તેથી તેને તે યક્ષે ચંપાનગરીમાં પહોંચાડયો. આ પ્રસંગે દેવીએ કરેલા ઉપસર્ગોનું, સમુદ્રનું ને બ્હાણ ડૂબવાના સમયનું વર્ણન વિસ્તારથી કર્યું છે. અંતે જિનપાલિત માતા પિતાદિકને મળી સુખ ભોગવી દીક્ષા લઇ સદ્‌ગતિના સુખો ભોગવી ભવાંતરે સિદ્ધિના સુખ પામ્યો. હે મુનિવરો! જિનપાલિતની જેમ તમે કામભોગના વિચારો પણ તજીને સુખી થજો. ને યાદ રાખજો કે કામભોગને ચાહનારા જીવો જિનરક્ષિતની જેમ દુઃખી થાય છે. ટીકાકારે આ હકીકત વિસ્તારથી સમજાવી છે.

## ॥ દશમા ચંદ્ર અધ્યયનનો ટૂંક પરિચય ॥

પ્રમાદી જીવોના જ્ઞાનાદિ ગુણો ઘટે છે (ઓછા થાય છે) ને અપ્રમાદી જીવોના ગુણો વધે છે. આ વાત યથાર્થ સમજાવવા માટે શ્રી ગૌતમસ્વામીજીએ પૂછેલા પ્રશ્નનો જવાબ દેતાં પ્રભુ શ્રી મહાવીર દેવે ચંદ્રનું દૃષ્ટાંત આપ્યું છે. તેમાં પ્રભુએ ફરમાવ્યું છે કે જેમ કૃષ્ણપક્ષની (અંધારિયાની) એકમનો ચંદ્ર સુદ પુનમના ચંદ્રની અપેક્ષાએ સર્વ પ્રકારે હીન છે, તેની અપેક્ષાએ બીજનો ચંદ્ર હીન છે. એ ક્રમે હીન થતો થતો છેવટે અમાસનો ચંદ્ર સર્વથા પ્રકાશ રહિત થાય છે. તેજ પ્રમાણે પ્રમાદી સાધુ ક્ષમાદિ ગુણોથી ઘટતાં ઘટતાં અંતે તે ગુણો સર્વથા ગુમાવી બેસે છે. એટલે સર્વથા ગુણ ભ્રષ્ટ થઈ નાશ પામે છે. તથા જેમ અમાસના ચંદ્રની અપેક્ષાએ સુદ એકમનો ચંદ્ર તેજ વગેરેથી વધતો જણાય છે. ને તેની અપેક્ષાએ બીજનો ચંદ્ર વધારે કાંતિઆદિ ગુણવાળો દેખાય છે. આ ક્રમે વધતો વધતો અંતે સુદ પૂનમે સંપૂર્ણ તેજ આદિ ગુણવાળો દેખાય છે. તેમ અપ્રમાદી સાધુ ક્ષમાદિ ગુણોથી વધતાં વધતાં સર્વ-ગુણ સંપન્ન બની અંતે મોક્ષે જાય છે.

## ॥ અગીઆરમા દાવદ્રવ અધ્યયનનો ટૂંક પરિચય ॥

દેશથી ને સર્વથી આરાધના તથા વિરાધનાનું સ્વરૂપ સમજાવવા માટે આ દૃષ્ટાંત કહ્યું છે. શ્રી ગૌતમસ્વામીએ આરાધના અને વિરાધનાને લક્ષ્યમાં રાખીને પૂછેલા પ્રશ્નના જવાબમાં પ્રભુ શ્રીમહાવીર દેવે પહેલાં દાવદ્રવ નામના ઝાડ જે સમુદ્રની વચમાં રહેલા દ્વીપોમાં થાય છે, તેની બીના જણાવતાં ફરમાવ્યું કે જેમ દાવદ્રવ નામના વૃક્ષોનો સમૂહ સ્વભાવથી જ દ્વીપના વાયુ વડે ઘણા વિભાગમાં પોતાની સંપદાની સમૃદ્ધિને અનુભવે છે.

એટલે લીલાછમ વધારે દેખાય છે, અને થોડા વિભાગમા અસમૃદ્ધિને અનુભવે છે એટલે મૂકા જીર્ણ દેખાય છે ૧ તથા સમુદ્રના વાયરા વાય, ત્યારે ઘણા વિભાગમા અસમૃદ્ધિને અને થોડા વિભાગમા સમૃદ્ધિને અનુભવે છે ૨ તથા બને વાયુનો અભાવ હોય ત્યારે સર્વથા પ્રકારે અસમૃદ્ધિને જ અનુભવે છે ૩ તથા બને વાયુ વાતા હોય, ત્યારે સર્વથા સમૃદ્ધિને જ અનુભવે છે ૪ તેજ પ્રમાણે સાધુ પણ કુતીર્થિકાદિના દુર્વચનોને સહન ન કરે તો ક્ષમા છે પ્રધાન જેમા એવા મોક્ષ માર્ગની દેશથી વિરાધના થઈ કહેવાય, અને બહુમાન કરવા લાયક સાધુ વગેરેના દુર્વચનને સહન કરે તેથી ઘણા દેશે આરાધના કરી કહેવાય ૧ સાધુ વગેરેના દુર્વચનને સહન ન કરે, ને કુતીર્થિકાદિના દુર્વચનને સહન કરે, તો ઘણા દેશે (અશે) વિરાધના અને થોડે અશે આરાધના કરી કહેવાય ૨ તથા બનેના દુર્વચનને સહન ન કરે, તો સર્વથા વિરાધના કરી કહેવાય ૩ તથા બનેના દુર્વચનને સહન કરે, તો સર્વથા આરાધના કરી કહેવાય અહી દાવદ્રવ વૃક્ષોની જેવા સાધુઓ અને દ્વીપના વાયુ જેવા સ્વપક્ષના દુસહ વચનો જાણવા ૧ સમુદ્રના વાયરા જેવા અન્ય તીર્થિકાદિના દુર્વચનો તથા ફૂલ વગેરેના જેવી મોક્ષ માર્ગની આરાધના જાણવી ૨ જેમ (જેવો) પુષ્પ વગેરેની સમૃદ્ધિનો વિનાશ કહ્યો, તેમ (તેવી) મોક્ષ માર્ગની વિરાધના જાણવી જેમ દ્વીપના વાયરાથી ઘણી સમૃદ્ધિ અને થોડી અસમૃદ્ધિ કહી, તેમ સાધર્મિકના વચનોને સહન કરવાથી મોક્ષ માર્ગની ઘણી આરાધના થાય, અને અન્ય તીર્થિકાદિકના દુર્વચનો નહી સહન કરવાથી મોક્ષ માર્ગની થોડી વિરાધના થાય તેમ જાણવુ ૪ જેમ સમુદ્રના વાયરા વાતા પુષ્પાદિકની થોડી સમૃદ્ધિ થાય, અને ઘણી અસમૃધ્ધિ થાય છે, તેમ પરપક્ષ (કુતીર્થિકાદિક)ના દુર્વચનો સહન કરવાથી આરાધના થોડી અને વિરાધના ઘણી થાય છે ૫ જેમ બને વાયુના અભાવે તમામ ઝાડોની ફૂલ વગેરે સમૃદ્ધિ વિનાશ પામે છે, તેમ નિમિત્ત (કારણ) વિના બને પક્ષના દુર્વચનો નહિ સહન કરવા રૂપ મત્સર ધારણ કરવાથી સર્વથા મોક્ષ માર્ગની વિરાધના થાય છે ૬ જેમ બને વાયુ વાય તો વનની સપૂર્ણ સમૃધ્ધિ થાય, તેમ બને પક્ષના દુર્વચનોને સહન કરવાથી સપૂર્ણ મોક્ષ માર્ગની આરાધના કહી છે ૭ તે કારણ માટે સપૂર્ણ શ્રમણ (સાધુ) ધર્મની આરાધના કરવામા જ નિરતર ચિત્તને રાખનાર મહાસત્ત્વશાલી મુનિવરોએ બને પક્ષના પ્રતિકૂલ વચનો સહન કરવા જોઈયે આ રીતે રહસ્ય જણાવી ક્ષમા રાખવાનો ઉપદેશ આપ્યો છે

## ॥ બારમા ઉદક અધ્યયનનો ટૂક પરિચય ॥

જેમ પુદ્ગલોના સારા કે નરસા વર્ણાદિ પ્રયોગથી કે સ્વભાવથી થાય છે, તેમ સ્વભાવથી જ મલિન મનવાળા ભવ્ય જીવો પણ સદ્‌ગુરૂના ઉપદેશ શ્રવણાદિથી મોક્ષ માર્ગને આરાધી મોક્ષના સુખ પામે છે આ હકીકતને સ્પષ્ટ સમજાવનારૂ ખાઈના પાણીનુ દષ્ટાત છે તે ટૂકામા આ પ્રમાણે જાણવુ ચપાનગરીના જિતશત્રુ રાજાને સુબુદ્ધિ નામનો તત્ત્વજ્ઞ શ્રાવક મત્રી હતો આ નગરીની બ્હાર ગ્હેલી ખાઈનુ પાણી

બહુ જ દુર્ગંધિ હતું. એક વખત રાજાએ ઉત્તમ ભોજન કરી તેના વખાણ કર્યાં, તેના પરિવારે પણ તેની અનુમોદના કરી, પરંતુ મંત્રી મૌન રહ્યો. રાજાએ આગ્રહ કરી પૂછતાં તેણે જણાવ્યું કે હે રાજન્! કેટલાક પુદ્ગલોના વર્ણાદિ સ્વભાવથીજ સારા કે ખરાબ હોય છે, ને કેટલાક પુદ્ગલોના વર્ણાદિ પ્રયોગથી સારા તથા નરસા થઈ શકે છે" આવા સત્ય વચનને પણ રાજાએ સાચું માન્યું નહી પછી એક વખત રાજા નગરીની બહાર ફરવા ગયો. ત્યારે ખાઈ તરફ જતાં તેના પાણીની દુર્ગંધથી તે પરાભવ પામ્યો. ને તેણે પાણીની નિંદા કરી. તેની બીજા પરિવારે પણ અનુમોદના કરી. પણ મંત્રી મૌન રહ્યો. પછી રાજાના પૂછવાથી મંત્રીએ પહેલાંના જેવો જવાબ આપ્યો. તોપણ રાજાએ તે વચન સાચું ન માન્યું. પછી રાજાને પદાર્થ તત્ત્વોનો યથાર્થ બોધ કરાવવાના ઈરાદાથી તે મંત્રીએ તેજ ખાઈનું દુર્ગંધિ પાણી નવા માટીના ઘડામાં ગળીને નાંખ્યું. અને રાખ ત્રિફળા વગેરે પદાર્થો નાંખવા વગેરે પ્રયોગ કરીને ઘણે કાળે તે પાણીને સુગંધિદાર અને સ્વચ્છ બનાવ્યું. અને પછી રાજાના જળરક્ષક ( પાણીનો પ્યાલો દેનારા ) ની મારફત તે પાણી રાજાને પાયું. તે પીવાથી તેમાં નાંખેલા એલચી આદિના સ્વાદથી આશ્ચર્ય પામેલા રાજાએ તે પાણી વખાણીને પૂછ્યું કે આ પાણી કયાંથી લાવ્યો? તેણે કહ્યું કે મને મંત્રીએ આપ્યું છે. ત્યારે રાજાએ મંત્રીને પૂછતાં તેણે સાચી બીના જણાવી કે હે સ્વામી! તેજ ખાઈનું આ પાણી છે. વગેરે તમામ વાત કહી, પણ રાજાએ ખાત્રી કરવા તે પ્રમાણે પ્રયોગ કરી જોયો. તો તેજ પ્રમાણે તે મલિન પાણી સુગંધિત બન્યું. તેથી મંત્રીની ઉપર વિશ્વાસ પામેલા તેણે મંત્રીની પાસેથી ધર્મનું તત્ત્વ સમજી શ્રાવક ધર્મ સ્વીકાર્યો. સ્થવિર મુનિનો ઉપદેશ સાંભળી દીક્ષા લેવાની ઈચ્છાવાળા મંત્રીએ રાજાના આગ્રહથી બાર વર્ષો વીતાવીને પછી બંને જણાંએ દીક્ષા લીધી. તેને આરાધી અગીયાર અંગો ભણી અંતે મોક્ષનાં સુખ મેળવ્યા. આનો સાર એ છે કે જે જીવો મિથ્યાત્વી, પાપકર્મો કરવામાં આસક્ત, નિર્ગુણી હોય તેવા જીવો પાણીની જેમ શ્રેષ્ટ ગુરૂ વગેરેના ઉપદેશ શ્રવણાદિ (પ્રયોગ) થી સદ્ગુણી બની સિદ્ધ થાય છે.

## ॥ તેરમા દર્દુર અધ્યયનનો ટૂંક પરિચય ॥

સદ્ગુરૂના સમાગમાદિના અભાવે ગુણો ધીમે ધીમે ઘટતા જાય છે, આ હકીકતને યથાર્થ સમજાવનારૂં દેડકાનું દૃષ્ટાંત છે. તેની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી—એક વખત પ્રભુ શ્રીમહાવીરની પાસે દર્દુર નામનો દેવ સૂર્યાભ દેવની જેમ નાટક કરીને સ્વર્ગમાં ગયો. ત્યારે શ્રીગૌતમ ગણધરના પૂછવાથી પ્રભુએ કહ્યું કે—રાજગૃહ નગરનો નંદ નામનો મણિયાર અમારો ઉપદેશ સાંભળી શ્રાવક થયો ત્યાર પછી તે મિથ્યાત્વી જીવોના પરિચયથી મિથ્યાત્વી થયો. એક વખત ઉન્હાળામાં અટ્ઠમ તપ કરીને તે પૌષધ શાળામાં રહ્યો હતો. તે વખતે તેને ઘણી તરસ લાગી. તેથી તેણે વિપરીત ભાવના ભાવી. અંતે અટ્ઠમનું પારણું કર્યા પછી રાજાની રજા લઈને નગરની બ્હાર વાવ બગીચા વગેરે બનાવ્યા. સર્વ જનો તેનો ઉપયોગ કરવા લાગ્યા. તેથી નંદ મણિયારની યશ:કીર્ત્તિ ગાવા લાગ્યા તે સાંભળીને તે રાજી થયો.

કર્મોદયે તે ૧૬ રોગોની તીવ્ર વેદના ભોગવી આર્ત્તધ્યાને મરીને પોતાની વાવમા દેડકો થયો ત્યા પાણી પીનારા લોકોના મોઢેથી નદ મણિયારની કીર્ત્તિ સાભળી તેને જાતિસ્મરણ પ્રકટયુ તેથી પૂર્વ ભવની બીના જાણી તેણે મિથ્યાત્વનો પશ્ચાત્તાપ કરી દેડકાના ભવમા પણ શ્રાવકના વ્રતો પોતાની મેળે સ્વીકાર્યા ત્યાર પછી એક વખત હે ગૌતમ ! તે રાજગૃહ નગરની બહાર અમે આવ્યા તે વખતે વાવમા પાણી ભરતી સ્ત્રીઓના મુખથી અમારૂ આગમન સાભળી તે દેડકો હર્ષથી અમને વાદવા માટે વાવની બહાર નીકળ્યો માર્ગમા શ્રેણિક રાજાના ઘોડાના પગ નીચે દબાયો તે વખતે તે અન્ત આરાધના કરી મરણ પામી દર્દુરાક દેવ થયો છે ત્યાથી ચ્યવીને મહાવિદેહે સિદ્ધ થશે વગેરે બીના વિસ્તારથી સમજવી છે આનુ રહસ્ય એ છે કે-સમ્યક્ત્વાદિક ગુણોને પામેલા જીવો પણ સમાગતિ (ઉત્તમ પુરૂષોની સોબત) તેમના ઉપદેશનુ સાભળવુ, સારા આલબનો ઈત્યાદિ સાધનો ન મળવાથી દેડકાના જીવ નદ મણિયાર શેઠની જેમ પામેલા ગુણો હારી જાય છે ને મિથ્યા દષ્ટી બને છે માટે ભવ્ય જીવોએ સારા નિમિત્તોને સેવીને ધાર્મિક જીવન ટકાવવુ જોઈએ તથા જે ભવ્ય જીવ તીર્થંકરને વાદવા માટે ભાવથી ચાલ્યો હોય, તે જીવ અચાનક મરણ વગેરે કારણોથી પ્રભુને વદન ન કરી શકે, તો પણ તે જીવ દેડકાની જેમ વદનાના ફલ (સ્વર્ગને કે મોક્ષ)ને પામે છે એમ પ્રસગ્યાદિમા પણ સમજવુ

## ॥ ચૌદમા તેતલિપુત્ર અધ્યયનનો ટૂક પરિચય ॥

ધર્મની સામગ્રી મળવાથીજ ધર્મની પ્રાપ્તિ થાય છે, તે ઉપર તેતલિપુત્ર નામના મત્રીનુ દષ્ટાત કહ્યુ છે તેની બીના ટૂકામા આ પ્રમાણે જાણવી તેતલિપુરના કનક રાજાને પદ્માવતી રાણી હતી, ને તેતલિપુત્ર નામે મત્રી હતો તેને પોટ્ટિલા નામની સ્ત્રી હતી કનકરથ રાજા રાજ્યાદિકમા આસક્ત હોવાથી તેના જે જે પુત્રો ઉત્પન્ન થતા હતા, તે બધાને વિકલ અગવાળા ( ખોડખાપણવાળા ) કરી રાજ્ય કરવાને અયોગ્ય કરતો હતો તેથી પદ્માવતી રાણીના સકેતથી તેણીના એક પુત્ર કનકધ્વજ કુમારને ગુપ્ત રાખી મત્રીએ મોટો કર્યો, ને કલા કુશલ બનાવ્યો એક વખત મત્રીને અનિષ્ટ થયેલી પોટ્ટિલા ( મત્રી પત્ની ) સાધ્વીના પરિચયથી શ્રાવિકા થઈ અને ધર્મ કરવા લાગી કેટલોક સમય વીત્યા બાદ દીક્ષા લેવાની ઈચ્છાથી પોટ્ટિલાએ મત્રીની પાસે રજા માગી ત્યારે તેણે કહ્યુ કે "તુ ચારિત્ર પાળીને જો સ્વર્ગે જાય તો ત્યાથી અહી આવીને મને ધર્મ પમાડવાની કબૂલાત આપ, તો હુ તને રજા આપુ " ત્યારે પોટ્ટિલાએ તેનુ વચન સ્વીકારી પ્રવ્રજ્યા લઈ તે ભર્ત્તાની આરાધી અતે સમાધિથી કાલ ધર્મ પામી દેવપણે ઉપજ્યું એક વખત કનકરથ મરણ પામ્યો, ત્યાર કનકધ્વજને જાહેર કરી રાજા બનાવ્યો તે પોતાના ઉપકારી મત્રીનુ બહુમાન સાચવતો હતો તેથી ભોગાસક્ત થયેલા તેને પોટ્ટિલ દેવે ધર્મબોધ કરવા પ્રયત્ન કર્યો પણ તે બુઝયો નહી અતે દેવે રાજાને મત્રીથી વિમુખ કર્યો એટલે દેવશક્તિની મત્રીની ઉપર રાજાને અરૂચિ થાય, તેથી

પરિસ્થિતિ ઊભી કરાવી. તે જાણી ભય પામી મંત્રી ઘણી રીતે આપઘાત કરવા લાગ્યો, પણ તે દેવે દેવશક્તિથી તેને મરવા દીધો નહિ. અંતે તે થાક્યો. ત્યારે તે દેવે મહામહેનતે તેને પ્રતિબોધ પમાડયો. તે સમયે મંત્રીને જાતિસ્મરણ જ્ઞાન પ્રકટ થયું. તેથી પાછલા ભવે આરાધેલી દીક્ષાની વાત જાણી સંયમ સાધી કેવલી થઈ મોક્ષે ગયો. વગેરે બીના વિસ્તારથી કહી છે. આનો સાર એ છે કે જ્યાં સુધી જીવો દુઃખને કે અપમાનને પામ્યા ન હોય, એટલે પામતા નથી, ત્યાં સુધી તેઓ આ તેતલિપુત્ર મંત્રીની જેમ ભાવથી ધર્મને સાધી શકતા નથી.

## ॥ પંદરમા નંદીફળ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

શ્રી તીર્થંકર દેવોના ઉપદેશથી વિષયાદિનો ત્યાગ કરાય તો સિદ્ધિના સુખ મળે. આ બીનાને યથાર્થ સમજાવનારૂં આ નંદીફળનું દૃષ્ટાંત કહ્યું છે. તે ટૂંકામાં આ પ્રમાણે જાણવું. ચંપા નગરીનો ધન્ય સાર્થવાહ અહિચ્છત્રા નગરીમાં વેપાર કરવા માટે જવાને તૈયાર થયો, ત્યારે તેણે કરાવેલી ઉદ્‌ઘોષણા સાંભળી તેની સાથે બીજા ઘણાં લોકો જવાને તૈયાર થયા. ચાલતી વખતે સાર્થવાહે બધાને કહ્યું કે–"અહીંથી જતાં માર્ગમાં એક મોટી અટવી આવે છે, તેમાં ઘણાં નંદી નામના ઝાડ પત્રાદિથી શોભી રહ્યા છે. તેના પત્રાદિકને કોઈ લેશે તેની છાયામાં વીસામો લેશે કે તેનો કંઈ પણ ઉપયોગ કરશે તો તેને શરૂઆતમાં તો સુખ જણાશે પણ પરિણામે તે અકાળેજ મરશે. તેથી તે નંદી વૃક્ષોને છોડીને બીજા વૃક્ષોના ફલાદિકનો ઉપયોગ કરવો. અને તેમની છાયામાંજ રહેવું." આ પ્રમાણે કહી બધા સાર્થ સહિત ચાલીને તે નંદી વૃક્ષોવાળા વનમાં આવી તે નંદી વૃક્ષોથી થોડે દૂર સાર્થનો પડાવ નાંખ્યો. ને ફરીથી પણ પહેલાના જેવીજ સૂચના કરી તેથી તે પ્રમાણે જેઓ વર્ત્યા, તેઓ અંતે બહુજ સુખી થયા. એજ પ્રમાણે નંદી વૃક્ષના જેવા વિષય કષાયાદિને તજનારા સાધુ વગેરે મોક્ષને પામે છે. તથા જેઓએ સાર્થવાહના કહ્યા પ્રમાણે ન કર્યું, તેઓ બૂરી હાલતે મર્યા, તેમ જે સાધુ વગેરે વિષયાદિને છોડે નહી તે દીર્ઘ સંસારમાં ભટકે છે. પછી તે ધન્ય સાર્થવાહ અહિચ્છત્રા નગરીમાં વેપાર કરી ઘણો લાભ મેળવી ત્યાંથી જરૂરી ચીજો લઈ ચંપાનગરીમાં આવ્યો. અંતે દીક્ષા સાધી સ્વર્ગે ગયો. મહાવિદેહે સિદ્ધ થશે. આમાંથી સમજવાની બીના એ કે–ચંપાનગરી જેવી મનુષ્યગતિ જાણવી. ધન્ય સાર્થવાહને સ્થાને દયાળુ તીર્થંકર જાણવા. અહિચ્છત્રા નગરીને બદલે અહીં મોક્ષ જાણવો. ૧ ઘોષણાની જેવી શ્રીતીર્થંકરની મોક્ષમાર્ગાનુસારિણી દેશના જાણવી. સાર્થમાં રહેલા ચરક પરિવ્રાજકાદિની જેવા મોક્ષાભિલાષી સંસારી જીવો જાણવા. ૨ નંદીફળ નામના વૃક્ષોની જેવા મોક્ષ માર્ગમાં પ્રવર્ત્તેલા જીવોને દુર્ગતિના દુઃખ દેનારા વિષયો જાણવા. જેમ તે ફળ ખાવાથી મરણ કહ્યું, તેમ અહીં વિષય ભોગવવાથી સંસાર ભ્રમણ વધે એમ જાણવું. ૩ તે નંદી ફળવાળા વૃક્ષોનો ત્યાગ કરવાથી જેમ સુખે કરીને ઈષ્ટ (ધારેલા) નગરે પહોંચાય, તેમ વિષયોને તજવાથી પરમાનંદના કારણભૂત મોક્ષરૂપ ઈષ્ટ નગરે પહોંચાય છે.

## ॥ સોલમા અપરકંકા અધ્યયનનો ટૂંક પરિચય ॥

મનથી પણ વિષયોની ચાહના કરતા કેવી વિડંબના ભોગવવી પડે છે ? આ હકીકત યથાર્થ સમજાવવા માટે દ્રૌપદીના જીવન સહિત પદ્મનાભ રાજાનું દૃષ્ટાંત કહ્યું છે તેથી અપરકંકા નગરીના નામે આ અધ્યયન પ્રસિદ્ધ છે તેની બીના ટૂંકમાં આ પ્રમાણે જાણવી દ્રૌપદીની બીના વિસ્તારથી જણાવતાં કહ્યું કે દ્રૌપદી પશ્ચાનુપૂર્વીના ક્રમે બહુજ દૂરના પાછલા ભવે નાગશ્રી નામની બ્રાહ્મણી હતી એક વખત તેણીએ ધર્મરૂચિ મુનિને કડવા તુંબડાનું શાક વ્હોરાવ્યું તે લઈને ગુરૂની પાસે આવી બતાવતાં ગુરૂના કહેવાથી તે શાક પ્રાણનો નાશ કરનાર છે એમ જાણતાં છતાં પણ તે દયાળુ મુનિ પોતેજ ખાઇ ગયા તેથી સમાધિ મરણે સદ્‌ગતિના સુખ પામ્યા અંતે મોક્ષે પણ જશે નાગશ્રીના પતિએ આ વાત જાણીને તેને તાડનાદિ કરી ઘરમાંથી કાઢી મૂકી લોકોથી તિરસ્કારાદિને પામેલી તે સોળ રોગોની તીવ્ર વેદના ભોગવી મરીને છઠ્ઠી નરકે ગઇ ત્યાંથી અનુક્રમે મત્સ્ય, સાતમી નરક, ફરી મત્સ્ય, સાતમી નરક, મત્સ્ય, છઠ્ઠી નરક વગેરે સ્વરૂપે ઘણો કાળ સંસારમાં ભમીને છેવટે ચંપાનગરીના સાગરદત્ત સાર્થવાહની સુકુમાલિકા નામની પુત્રી થઈ મોટી ઉંમરે તેણીને સાગર નામના સાર્થવાહના પુત્રની સાથે પરણાવી પણ તેને તેના શરીરનો સ્પર્શ તરવારના ઘા જેવો લાગવાથી તેણે તેને તજી દીધી પછી કોઇ ભીખારીને તે પરણાવી ત્યાં પણ તેવુંજ બન્યું સાધ્વીના પરિચયથી અવસરે તે સાધ્વી થઈ ને તપ કરવા લાગી ગુરૂણીની આજ્ઞા નહિ છતાં પણ તે નગરની બહાર બગીચામાં આતાપના લેવા લાગી એક વખત તેણીએ તે બગીચામાં વેશ્યાને પાંચ યુવાન પુરૂષોની સાથે ક્રીડા કરતી જોઇ તેથી તેણીએ તેવા પ્રકારના ભોગ મળવાનું નિયાણું કર્યું પછી તે ચારિત્રમાં પણ શિથિલ થઈ અંતે મરીને ઈશાન દેવલોકમાં દેવીપણું ભોગવીને અંતે ચ્યવી દ્રુપદ રાજાની દ્રૌપદી નામની પુત્રી થઈ મોટી થયેલી તે સ્વયંવરમાં પાંચ પાંડવોને વરી (પરણી) એક વખત પોતે જૈનધર્મી શ્રાવિકા હોવાથી તેણીએ વિરતિ રહિત નારદનું સન્માન કર્યું નહિ તેથી તેની પ્રેરણાથી ધાતકીખંડની અપરકંકા નગરીના રાજા પદ્મનાભે દેવની સહાયથી દ્રૌપદીનું હરણ કરીને તેણીને પોતાના અંતઃપુરમાં દાખલ કરી પરંતુ તે મહાસતીને તે રાજા વશ કરી શક્યો નહિ અંતે પાંચે પાંડવો કૃષ્ણ વાસુદેવની મદદથી પદ્મનાભને હરાવી દ્રૌપદીને પાછી લઈ આવ્યા પ્રાંતે પાંડવો દીક્ષા લઈ આરાધી સિદ્ધાચલે મોક્ષે ગયા ને દ્રૌપદી દીક્ષાને આરાધી બ્રહ્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઇ અહીંથી મહાવિદેહે નરભવ પામી મોક્ષે જશે આ બધી બીના અહીં વિસ્તારથી કહી છે આનું તાત્પર્ય એ છે કે-નિયાણાના દોષથી દૂષિત તપ જેમ સુકુમાલિકાને તેમ કોઈને પણ મોક્ષના સુખ દેતું નથી તથા પાત્રને ભક્તિ બહુમાન વિના અમનોહર દાન દીધું હોય, તો તે દેનાર જીવને નાગશ્રીની જેમ ભયંકર દુઃખો આપે છે

## ॥ સત્તરમા અશ્વ અધ્યયનનો ટૂંક પરિચય ॥

ઇંદ્રિયોના પાંચ વિષયોમાં આસક્ત થનારા જીવોને દુઃખ ભોગવવું પડે છે, ને તે શબ્દાદિમાં આસકત નહિ થનારા જીવો સુખી થાય છે. આ બીના યથાર્થ સમજાવવા માટે અશ્વનું દૃષ્ટાંત કહ્યું છે. તેની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી–હસ્તિશીર્ષ નગરમાં કનકકેતુ રાજા હતો. અહીંના કેટલાક વહાણના વેપારીઓ સમુદ્ર માર્ગે જતાં રસ્તામાં દિશા ભૂલી જવાથી કાલિક નામના દ્વીપે જઈ પહોંચ્યા. ત્યાં સુવર્ણાદિની ખાણો બહુ હતી. તથા ત્યાં ઉત્તમ જાતિના ઘોડાઓ હતા, પરંતુ તેઓ મનુષ્યોનો ગંધ પણ સહન કરી શકતા નહોતા. તેથી તેઓ તેમને જોઈને બહુ દૂર ભાગી ગયા. તે વેપારીઓએ વહાણોમાં સુવર્ણાદિ ભરી પોતાના નગરમાં આવી રાજાને તે વાત કરી. તે સાંભળીને રાજાએ તે વેપારીઓની સાથે પોતાના નોકરોને ઘોડા લાવવા મોકલ્યા. ત્યાં જઇને તેમણે પાંચે ઇંદ્રિયોને સુખકારી પદાર્થો દેખાડીને તે ઘોડાઓને લલચાવીને વશ કરીને અહીં લાવવા પ્રયત્નો કર્યા. તેમાં જે અશ્વો તે સુગંધી પદાર્થોના સ્વાદ વગેરેમાં લુબ્ધ થયા, તેઓને સેવકોએ અહીં લાવી દમન વગેરે કરી દુઃખી કર્યા. ને જેઓ લુબ્ધ ન થયા, તેઓ સુખી થયા. એ પ્રમાણે જે મુનિઓ શબ્દાદિથી વિરકત બને, તેઓ સુખી થાય, ને બીજાઓ દુઃખી થાય છે. આ હકીકત વિસ્તારથી સમજાવી છેવટે બે બે શ્લોકોમાં વિષયરાગના દુઃખો અને વૈરાગ્યના સુખો એક એક શ્લોકમાં જણાવ્યા છે. શબ્દ વગેરે દરેકમાં રાગ નહિ કરવાનું વર્ણન એકેક શ્લોકમાં જણાવ્યું છે. એકંદર વીશે ગાથાઓ વૈરાગ્યને ઉપજાવનારી છે.

## ॥ અઢારમા સુંસુમા (સુસમા) અધ્યયનનો ટૂંક પરિચય ॥

લોભ વિષયાસકિત વગેરે દોષો દુઃખને દેનારા છે ને સંતોષ વૈરાગ્યાદિ ગુણો સુખને આપે છે. આ હકીકતને સમજાવનારૂં આ સુંસુમાનું દૃષ્ટાંત કહ્યું છે. તેની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી-રાજગૃહ નગરના ધન્ય સાર્થવાહને પાંચ પુત્રોની ઉપર સુંસુમા નામની એક પુત્રી થઈ હતી. તેણીને બાલક્રીડા કરાવનાર ચિલાત નામનો નોકર તેણીમાં આસકત થયો. તેથી ધન્યે અને નગરના લોકોએ તેને કાઢી મૂકયો. પછી સાતે વ્યસનોમાં આસકત થઈ પાંચસો ચોરોનો નાયક થયો. એક દિવસ ધન્ય સાર્થવાહના ઘેર તેણે ધાડ પાડી. ધન ચોર્યું અને સુંસુમાનું હરણ કરી બહાર નીકળી ગયા. આ બીના જાણી ધન્ય સાર્થવાહ પુત્રો અને સિપાઇઓની સાથે તેને પકડવા પાછળ દોડયો. સિપાઇયો ધન લઈને પાછા ફર્યા. ચિલાત ચોર દોડતાં દોડતાં સુંસુમાને ઉપાડીને ચાલી શકયો નહિ, તેથી તરવારથી તેનું મસ્તક કાપી લઈ આગળ ચાલતાં ભૂખ્યો તરસ્યો બૂરી હાલતે મર્યો. પાછળ આવતા ધન્ય સાર્થવાહ વગેરે સુંસુમાનું ધડ જોઇ મરેલી જાણી ત્યાં શોકાતુર થઇને બેઠા. પછી ધન્ય સાર્થવાહે અનુક્રમે બધા પુત્રોને કહ્યું કે–“ આવી ભૂખ તરસથી પીડાતા આપણે

રાજગૃહ નગરમા પ્હોચી શકીશુ નહી તેવી તમે મને મારીને માસ અને લોહીથી ભૂખ તરસની પીડા દૂર કરી સુખેથી ઘેર પ્હોચી જાઓ” પણ તેમણે તેમ કરવાનુ સ્વીકાર્યુ નહી અતે સુસુમાના માસ રૂધિરનો આહાર કરી તેઓ સ્વસ્થાને પહોચ્યા અનુક્રમે સુખ ભોગવી ધન્ય સાર્થવાહ દીક્ષાને પાળી સદ્ગતિના સુખ પામ્યા આમાથી સાર લેવાનો એ કે– જેમ ધન્ય સાર્થવાહાદિક રાજગૃહ નગરમા પહોચવા માટે આહાર કર્યો હતો, તેમ સાધુ સાધ્વીઓએ મોક્ષ રૂપ નગરમા પહોચવાના ઇરાદાથી આહારાદિ વાપરવા જોઇયે જેમ તે ચિલાતિ પુત્ર સુસુમાને વિષે આસક્ત થઈ અકાર્યો કરવા લાગ્યો, તેથી સાર્થવાહે તેને કાઢી મૂક્યો, તેથી તે અટવીના દુખ પામ્યો, તેમ વિષય સુખમા લુબ્ધ થયેલા જીવો કરેલા પાપ કર્મોદયે સસાર રૂપી અટવીમા આકરા દુખો ભોગવે છે અહી ધન્ય સાર્થવાહના જેવા ગુરૂ, અને પુત્રોની જેવા સાધુઓ જાણવા ૧ તથા અટવીના સ્થાને સસાર અને પુત્રીના માસના સ્થાને આહાર સમજવો ૨ તેમજ રાજગૃહ નગરને સ્થાને મોક્ષ રૂપ નગર સમજવુ ૩ જેમ અટવીને ઓળગી પોતાના નગરમા પ્હોચવા માટે તેમણે સુસુમાનુ માસ ખાધુ, તેમ અહી સાધુઓએ ગુરૂની આજ્ઞાથી મોક્ષનગરમા પ્હોચવાના મુદ્દાથી આહારાદિનો ઉપયોગ કરવો જોઇયે ૪ શુભ ભાવનાથી આત્માને વાસિત કરનાર મહાસત્ત્વ મુનિવરો સસારનુ ઉલ્લઘન કરવા અને મોક્ષના સુખ પામવા માટે જ આહારાદિક કરે છે પરતુ શરીર પરના મોહથી કે સુદર દેખાવ કરવાના કે બળ વધારવાના ઈરાદાથી આહાર કરતા નથી

## ॥ ઓગણીસમા પુડરીક અધ્યયનનો ટૂક પરિચય ॥

ઘણા કાળ સુધી ચારિત્ર પાળીને જો તે મૂકી દે, તો દુર્ગતિના દુખો ભોગવવા પડે છે, અને પરમ ઉલ્લાસથી થોડો ટાઈમ પણ આરાધેલુ ચારિત્ર સદ્ગતિના ઉત્તમ સુખ આપે છે આ હકીકતને યથાર્થ સમજાવવા માટે આ દૃષ્ટાત કહ્યુ છે તેની બીના ટૂકમા આ પ્રમાણે જાણવી–પુડરીકિણી નગરીના મહાપદ્મ રાજાને પુડરીકકુમાર અને કડરીકકુમાર નામના બે પુત્રો હતા રાજાએ મોટા કુવરને રાજ્ય સોપીને અને નાના કુવરને યુવરાજ બનાવી દીક્ષા લઇ આરાધીને સિદ્ધિપદ મેળવ્યુ એક વખત અહી પધારેલા સ્થવિર મુનિની દેશના સાભળી પુડરીક રાજા શ્રાવક થયા અને કડરીકે મોટા ભાઇએ નિષેધ કર્યા છતા દીક્ષા ગ્રહણ કરીને અગીઆર અગોનો અભ્યાસ કર્યો એક વખત કડરિકમુનિને અતપ્રાત આહારાદિ કરતા દાહજ્વરની વેદના પ્રકટ થઇ અનુક્રમે વિચરતા તે પુડરીકિણીમા આવ્યા અહી ગુરૂની આજ્ઞા લઇ રાજાએ ઔષધોપચાર (દવા) કરાવી કડરીકમુનિને સાજા કર્યા પછી બીજા સ્થવિર મુનિઓએ વિહાર કર્યો, પણ શિથિલ બનેલા કડરીક મુનિએ વિહાર કર્યો નહિ રાજાએ તેમને સમજાવીને વિહાર કરાવ્યો ત્યારે કેટલાક વર્ષો સુધી ગુરૂની સાથે વિચરી ફરીથી પડ વાઈ થઇને તે કડરીકમુનિ એકલા પુડરીકિણી નગરીમા આવ્યા તેને રાજાએ ઘણી રીતે સમ જાવ્યો, તોપણ તે સમજ્યો નહિ ત્યારે તે પુડરીકરાજાએ તેને રાજ્ય સોપી પોતે તેનાજ

ચારિત્રના ઉપકરણો લઈ ગુરૂને વાંદી ચારિત્ર લઈ પછી આહાર કરવાનો અભિગ્રહ લઈ ચાલ્યાં. અહીં કંડરીકને ઘણો આહાર કરતાં ને ઉજાગરો કરતાં અપચો થયો તેથી તે પિત્તજ્વરની તીવ્ર વેદના ભોગવતાં આર્ત્તધ્યાનમાં મરીને સાતમી નરકે ગયો. તે પ્રમાણે જે સાધુ સાધ્વીઓ દીક્ષા લીધા પછી ફરીથી કામભોગમા આસક્ત થાય. તેઓ કંડરીકની જેમ દુઃખી થઈ દુર્ગતિને પામે છે. હવે તે પુંડરીક બે દિવસે ગુરૂની પાસે પહોંચ્યા. ત્યાં તેમણે વિધિપૂર્વક ગુરૂની પાસે દીક્ષા લીધી. પછી છઠ્ઠને પારણે નિર્દોષ આહાર લાવી તેમણે પારણું કર્યું, રાતે ધર્મ-ધ્યાનમાં રહેલા તેમને અજીર્ણાદિ નિમિત્ત પિત્તજ્વર પ્રકટ થયો. આ ટાઇમે અંત સમય જાણી આલોચ ાદિ કરવા પૂર્વક શુભધ્યાન વડે કાલ ધર્મ પામી સર્વાર્થસિદ્ધ વિમાને એકાવતારી દેવપણે ઉપજ્યા. અહીંથી ચવી મહાવિદેહે સિદ્ધ થશે. આ રીતે જે સાધુ સાધ્વીઓ ચારિત્ર લઇને શુદ્ધ ભાવે થોડો કાળ પણ આરાધે, તેઓ પુંડરીક મુનિવરની જેમ સદ્‌ગતિના ઉત્તમ સુખ ભોગવી અંતે મોક્ષને પામે છે.

**॥ શ્રી જ્ઞાતા સૂત્રના પહેલા શ્રુતસ્કંધનો ટ્રંક પરિચય પૂરો થયો ॥**

---

## ॥ શ્રી જ્ઞાતા સૂત્રના બીજા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય ॥

પહેલા શ્રુતસ્કંધમાં દૃષ્ટાંતને દાર્ષ્ટાન્તિકમાં ઘટાવીને હિતોપદેશ આપ્યો છે. અને અહીં ઉપનય રહિત ધર્મકથા અને પૂર્વભવની બીના વગેરે ઉપદેશ આપ્યો છે. આના ૧૦ વર્ગોમાંના પહેલા વર્ગમાં કહ્યું છે કે–ચમરેન્દ્રને કાલી, રાજી, રજની, વિદ્યુત અને મેઘા નામની પાંચ અગ્રમહિષીઓ ( ઈંદ્રાણી ) છે. તેથી તે દરેકની બીના જણાવનારા પાંચ અધ્યયનો છે. તેમાં કાલી નામના પહેલા અધ્યયનમાં ઈંદ્રાણીની બીના કહી છે. તે ટૂંકામાં આ પ્રમાણે જાણવી–કાલી નામની અગ્રમહિષી ચમરચંચા રાજધાનીમાં કાલાવતંસક નામના ભવનમાં કાલ નામના સિંહાસન પર પોતાના પરિવાર સહિત બેઠી હતી તેટલામાં તેણે અવધિ જ્ઞાનથી ગુણશીલ ચૈત્યમાં પધારેલા પ્રભુ મહાવીરને જાણીને ત્યાં જઈ વંદનાદિ વિધિ સાચવીને સૂર્યા-ભદેવની માફક પ્રભુ પાસે નાટયવિધિ કરીને તે સ્વસ્થાને ગઈ. આની દેવઋદ્ધિનો બાબતમાં શ્રીગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નનો જવાબ દેતાં પ્રભુએ કહ્યું કે–આ દેવી પાછલા ભવે કાળ નામના ગાથાપતિની કાળશ્રી નામની સ્ત્રીની કાળી નામની પુત્રી હતી તે મોટી ઉમ્મરની થઈ ત્યાં સુધી કુમારીજ હતી. તેથી તે વૃદ્ધકુમારી કહેવાતી હતી. એક વખત તેણે પ્રભુ પાર્શ્વનાથનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામી દીક્ષા લીધી ને ૧૧ અંગો ભણી કેટલેક કાળે તે શબળ (મલીન) ચારિત્રવાળી થઇ. તેથી તે શરીરના અવયવોને વારંવાર ધોવું, પાણી છાંટીને સૂવું, બેસવું, વગેરે અનુચિત પ્રવૃત્તિ કરવા લાગી. ગુરૂણીએ તેને ભૂલ સુધારવા ઘણું કહ્યું, પણ તે સમજી નહી. અંતે બધી સાધ્વીઓથી તજાયેલી તે જૂદા ઉપાશ્રયમાં રહી શૌચ કરવા લાગી. આ સ્થિતિમાં ઘણાં વર્ષો વીતાવીને આલોચનાદિ કર્યા વગર કાળ ધર્મ પામી કાલી દેવીપણે

ઉત્પન્ન થઈ છે તેનુ આયુષ્ય અઢી (૨॥) પલ્યોપમનુ છે અહીથી ચવી મહાવિદેહે સિદ્ધ થશે આજ પ્રમાણે બીજા ચાર અધ્યયનોમા ક્રમસર રાજી વગેરે અગ્રમહિષીઓની બીના કહી છે ફક્ત પાછલા ભવમા નગરી, માતા પિતા વગેરેના નામ જૂદા જૂદા જાણવા શેષ બીના કાલીદેવીની જેમ જાણવી

**વર્ગ બીજો**—શુંભા ૧, નિશુંભા ૨, રંભા ૩, નિરંભા ૪, અને મદના ૫, એ પાંચે બલીન્દ્રની અગ્રમહિષીઓ છે તે દરેકની બીનાવાળું એકેક અધ્યયન કાલીદેવીના જેવું જાણવું ફક્ત પૂર્વ ભવના નગરાદિક જુદા જુદા છે

**વર્ગ ત્રીજો**—આ વર્ગમા દક્ષિણ દિશાના ભવનપતિના નવ ઇંદ્રોની ૫૪ અગ્રમહિષીઓના ચોપન અધ્યયનો કહ્યા છે તેમા ધરણેન્દ્રની ૧ ઇલા, ૨ સતેરા, ૩ સૌદામિની, ૪ ઇંદ્રા, ૫ ધના, ૬ વિદ્યુતા આ છ અગ્રમહિષીઓના ૬ અધ્યયનો છે એમ વેણુદેવ વગેરે ૮ ઇંદ્રોમા દરેકની ૬–૬ અગ્રમહિષીઓના ૬–૬ અધ્યયનો હોવાથી કુલ ચોપન અધ્યયનો જાણવા

**વર્ગ ચોથો**—આ વર્ગમા પણ ઉત્તર દિશાના નવ ઇંદ્રોની ૫૪ અગ્રમહિષીઓના જેમ ત્રીજા વર્ગમાં કહ્યાં તેમ ૫૪ અધ્યયનો છે તેમાં ભૂતાનંદ ઇંદ્રની ૧ રૂચા, ૨ સુરૂચા, ૩ રૂચાશા, ૪ રૂચકાવતી, ૫ રૂચકાતા, ૬ રૂચપ્રભા આ છ અગ્રમહિષીઓના પહેલા ૬ અધ્યયનો કહી પછી બાકીના ૪૮ અધ્યયનો પણ ક્રમસર કહ્યા છે

**વર્ગ પાંચમો**—દક્ષિણ દિશાના વ્યાનમતરના ૮ ઇંદ્રો છે દરેકની ચાર ચાર ઇંદ્રાણી ગણતા ૩૨ ઇંદ્રાણીની બીના અનુક્રમે બત્રીશ અધ્યયનોમા કહી છે

**વર્ગ છઠ્ઠો**—એજ પ્રમાણે ઉત્તર દિશાના વાનમતર દેવોના ૮ ઇંદ્રોની ૩૨ ઇંદ્રાણીના ૩૨ અધ્યયનો કહ્યા છે

**વર્ગ સાતમો**—અહી સૂર્યની સૂરપ્રભા, ૨ આતપા, ૩ અર્ચિર્માલી, ૪ પ્રભકરા આ ચાર ઇંદ્રાણીઓની બીનાવાળા અનુક્રમે ૪ અધ્યયનો કહ્યા છે

**વર્ગ આઠમો**—અહી ચદ્રની ૧ ચદ્રપ્રભા, ૨ દોપીનાભા, ૩ અર્ચિર્માળી, ૪ પ્રભકરા નામની ઇંદ્રાણીઓની બીના અનુક્રમે ૪ અધ્યયનોમા જણાવી છે

**નવમા વર્ગમા**—શક્રની ૧ પદ્મા, ૨ શિવા, ૩ સચી (સતી), ૪ અજૂ, ૫ રોહિણી, ૬ નવમિકા, ૭ અચલા, ૮ અપ્સરા નામની ૮ ઇંદ્રાણીઓની બીના અનુક્રમે ૮ અધ્યયનોમા વર્ણવી છે

**દશમા વર્ગમાં**—એજ પ્રમાણે ઈશાનેન્દ્રની ૧ કૃષ્ણા, ૨ કૃષ્ણ( કૃષ્ણા )રાજી, ૩ રામા, ૪ રામરક્ષિતા, ૫ વસુ, ૬ વસુગુપ્તા, ૭ વસુમિત્રા, ૮ વસુધારા નામની ૮ ઈંદ્રાણીની બીના અનુક્રમે ૮ અધ્યયનોમાં કહી છે. ૧૦ વર્ગના ૨૦૬ અધ્યયનોમાં ૨૦૬ ઈંદ્રાણીની બીના કહી છે. તે આ પ્રમાણે ૧ અસુરકુમારના બે ઈંદ્રની ૧૦ ઈંદ્રાણી, બાકીના ૯ નિકાયના ૧૮ ઈંદ્રોની ૧૮×૬=૧૦૮, વાનવ્યંતરના ૧૬ ઈંદ્રોની ૧૬+૪=૬૪, સૂર્ય તથા ચંદ્રની મળી ૮, અને શક્રેન્દ્ર ઈશાનેન્દ્રની મળી ૧૬ ઈંદ્રાણીઓ જાણવી.

**શ્રી જ્ઞાતા સૂત્રના બીજા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય પૂરો થયો**

---

॥ શ્રી જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો સાતમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐

卐

## ॥ આઠમો પ્રકાશ ॥

॥ आर्या ॥

अह अट्ठमप्पयासे, सत्तमुवासगदसगवुत्तं ॥
वण्णिज्जइ सखेवा, अज्झयणाइ दस सुयखघे ॥ ५१ ॥

आणदकामदेवा, चुलणीपिया सावगो सुरादेवो ॥
चुल्लसयगकुडकोलिय, तहेव सद्दालपुत्तो य ॥ ५२ ॥

सट्ठमहासयय नदिणी, पियसालिहि पियभिहज्झयणसट्ठा ॥
चरण-करण-धम्मकहा-णुओगवुत्तसकलण ॥ ५३ ॥

वाणिज्जसिवाणदा, बारस कोडीधण तहा चउरो ॥
गोवग्गाणुवसग्गो, सोहम्मे, अरुणचउपल्ला ॥ ५४ ॥

चंपा भद्दा अडदस, कोडीदविण छगोउला पते ॥
अरुणाभे देवत्त, उवसग्गो कामदेवस्स ॥ ५५ ॥

चुल्लणीपिया वाणारसी, सामा उवसग्गसहणगोवग्गा ॥
चोवीस कोडी दव्व, अरुणप्पह पल्लचउराऊ ॥ ५६ ॥

वाणारसी य धण्णा, अडदस कोडीधण छगोउलगा ॥
उवसग्गोऽरुणकते, तहय सुरादेवसड्ढस्स ॥ ५७ ॥

आलभिया य बहुला, अडदस कोडीधण छगोउलगा ॥
उवसग्गोऽरुणसिद्धे, देवत्त चुल्लसयगस्स ॥ ५८ ॥

कपिल्ल पुप्फमित्ता, अडदस कोडीधण छगोउलगा ॥
अरुणज्झयदेवत्त, णुवसग्गो कुडसड्ढस्स ॥ ५९ ॥

पोलासमग्गिमित्ता, गोउलमेग धण तिकोडीय ॥
वेणुवसग्गोऽरुणभू-सुरया सद्दालपुत्तस्स ॥ ६० ॥

चउवीस दव्व कोडी, रायगिही रेवईइ उवसग्गो ॥
अरुणावतंससुरया, महासयग अट्ठ गोवग्गा ॥ ६१ ॥

बारस कोडी दविणं, सावत्थी अस्सिणी तहा चउरो ॥
गोवग्गा य अथेरे, देवत्तं नवमसड्ढस्स ॥ ६२ ॥

बारस कोडी दविणं, सावत्थी फग्गुणी तहा चउरो ॥
गोवग्गा अमरत्तं, कीलविमाणे य दसमस्स ॥ ६३ ॥

पडिमा वयपडिवत्ती, मासियमणसणमणंतरम्मि भवे ॥
सोहम्मामररिद्धी, चउपल्लाऊ य सव्वेसिं ॥ ६४ ॥

दसगोसहस्समाणं, गोउलमेगं तओऽवि चइऊणं ॥
सिद्धी महाविदेहे, वीस वरिसदेसविरया ते ॥ ६५ ॥

**શબ્દાર્થ:**—હવે આઠમા પ્રકાશમાં સાતમા શ્રીઉપાસક દશાંગ સૂત્રનું વૃત્તાંત ટૂંકામાં કહેવાય છે. અહીં એક શ્રુતસ્કંધ છે, તેમાં આનંદાદિ દશ શ્રાવકોના નામથી પ્રસિદ્ધ આનંદાધ્યયન વગેરે દશ અધ્યયનો છે. ॥ ૫૧ ॥ ૧ આણંદ શ્રાવક, ૨ કામદેવ શ્રાવક, ૩ ચુલ્લની પિતા, ૪ સુરાદેવ શ્રાવક, ૫ ચુલ્લશતક શ્રાવક, ૬ કુંડકોલિક શ્રાવક, ૭ સદ્દાલપુત્ર, ૮ મહાશતક શ્રાવક, ૯ નંદિની પિતા નામના શ્રાવક, ૧૦ સાલિહી (તેતલી) પિતા નામના શ્રાવક. અહીં આ દશ શ્રાવકોના જીવન અને વ્રતાદિની બીના કહી છે. તેથી સમજી લેવું કે આ સૂત્રમાં ચરણકરણાનુયોગની, ને ધર્મકથાનુયોગની સંકલના (ગોઠવણી) કરી છે. ॥ ૫૨ ॥ ૫૩ ॥ **આનંદ શ્રાવક**—વાણિજ્ય ગામના રહીશ હતા. તેમને શિવાનંદા નામની સ્ત્રી હતી. બાર ક્રોડ ધનના સ્વામી હતા. તેમને ચાર ગોકુલ હતા. કોઇએ તેમને ઉપસર્ગ કર્યો નથી, વ્રતાદિની આરાધના કરી અંતે સૌધર્મ દેવલોકના અરૂણવિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા દેવ થયા. ॥ ૫૪ ॥ ચંપાનગરીના રહીશ બીજા **કામદેવ** શ્રાવકને ભદ્રા નામની સ્ત્રી હતી. તેની પાસે ૧૮ ક્રોડ દ્રવ્ય હતું, છ ગોકુલ હતા. આયુષ્યના અંતે સમાધિમરણ પામી અરૂણાભવિમાને દેવપણું પામ્યા. તેને એક દેવે ઉપસર્ગ કર્યો હતો. ॥ ૫૫ ॥ ત્રીજા **ચુલ્લણી** પિતા નામના શ્રાવક વારાણસી નગરીના રહીશ હતા. તેમને શ્યામા નામની સ્ત્રી હતી. દેવે ઉપસર્ગ કર્યો હતો. ૮ ગોકુલ હતા. તે ચોવીશ ક્રોડ સુવર્ણનો સ્વામી હતો શ્રાવકપણામાં વ્રતાદિની આરાધના કરી અંતે કાલધર્મ પામી અરૂણપ્રભ વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા દેવ થયા. ॥ ૫૬ ॥ ચોથા સુરાદેવ નામના શ્રાવક વારાણસીનગરીના રહીશ હતા. તેમને ધન્યા નામની

સ્રી હતી ૬ ગોકુલ હતા, ૧૭ ક્રોડ દ્રવ્ય હતુ એક દેવે તેને ઉપસર્ગ કર્યો હતો વ્રતાદિની આરાધના કરી અ તે સમાધિમરણ પામી અરૂણકાંત વિમાનવાસી દેવ થયા ॥ ૫૭ ॥ પાચમા આલભિકા નગરીના રહીશ ચુલ્લશતક શ્રાવકને બહુલા નામની સ્રી હતી ૬ ગોકુલ હતા તે ૧૮ ક્રોડ દ્રવ્યનો સ્વામી હતો તેને એક દેવે ઉપસર્ગ કર્યો હતો વ્રતાદિની આરાધના કરી અ તે તે અરૂણસિદ્ધ વિમાનવાળા દેવ થયા ॥ ૫૯ ॥ પોલાસપુરના રહીશ સાતમા સદ્દાલપુત્ર નામના શ્રાવકને અગ્નિમિત્રા નામની સ્રી હતી એક ગોકુલ હતુ ને ત્રણ ક્રોડ દ્રવ્ય હતુ એક દેવે ઉપસર્ગ કર્યો હતો તે વ્રતાદિને આરાધી અ તે અરૂણરૂચિ નામના વિમાનમાં દેવ થયા ॥૬૦॥ આઠમા મહાશતક શ્રાવક રાજગૃહી નગરીના રહીશ હતા તેમને ચોવીશ ક્રોડ દ્રવ્ય અને ૮ ગોકુલ હતા તથા રેવતી વગેરે સ્રીઓ હતી તેમાની તે રેવતીએ ઉપસર્ગ કર્યો હતો વ્રતાદિને આરાધી અ તે અરૂણાવતસક વિમાનવાસી દેવ થયા ॥ ૬૧ ॥ નવમા નદિનીપિતા નામના શ્રાવકને અશ્વિની નામે સ્રી હતી તથા ૧૨ ક્રોડ દ્રવ્ય હતુ તે શ્રાવસ્તી નગરીમા રહેતા, તેને ૪ ગોકુલ હતા વ્રતાદિને આરાધી તે અર્થંર વિમાનવાસી દેવ થયા ॥ ૬૨ ॥ શ્રાવસ્તિ નગરીના રહીશ દશમા તેતલીપિતા (સાલિહીપિતા) નામના શ્રાવકને ફાલ્ગુની નામે સ્રી હતી, ૧૨ ક્રોડ દ્રવ્ય અને ૪ ગોકુલ હતા વ્રતાદિને આરાધી અ તે કીલ વિમાનવાસી દેવ થયા ॥૬૩॥ શ્રાવકની ૧૧ પ્રતિમા (એક જાતની ધાર્મિક ક્રિયા)ઓનુ આરાધન અને બારે વ્રતોની આરાધના તથા અ તિમ સમયે એક મહિનાના અનશનની આરાધના, તેમજ સૌધર્મ દેવલોકનાજ અરૂણાદિ વિમાને ૪ પલ્યોપમના આયુષ્યવાળા દેવપણે ઉપજવુ આટલી બીના દશે શ્રાવકોમા એક સરખી છે એમ સમજવુ ॥૬૪॥ તથા એક ગોકુલનુ પ્રમાણ ૧૦ હજાર ગાયો જાણવી એટલે દશ હજાર ગાયોનુ એક ગોકુલ થાય આનદ શ્રાવકાદિ દશેને તેવા ગોકુલો હતા દેવલોકનુ આયુષ્ય પૂર્ણ થયા બાદ દશે શ્રાવકો મહાવિદેહે મોક્ષ માર્ગને સાધી સિદ્ધ થશે ॥૬૫॥

**સ્પષ્ટાર્થ**—આ શ્રી ઉપાસક દશાગ સૂત્રમા એક શ્રુતસ્કધ છે તેના પહેલા આનદા ધ્યયનમા આનદ શ્રાવકનુ જીવન ચરિત્ર વર્ણવ્યું છે બીજા કામદેવાધ્યયનમા કામદેવ શ્રાવકનુ જીવન અને ત્રીજા ચુલનીપિતા નામના અધ્યયનમા ચુલનીપિતા નામના શ્રાવકનુ જીવન કહ્યુ છે ચોથા સુરાદેવાધ્યયનમા સુરાદેવ નામના શ્રાવકનુ અને પાચમા ચુલ્લશતકાધ્યયનમા ચુલ્લશતક શ્રાવકનુ જીવન જણાવ્યું છે પછી છઠ્ઠા કુડકોલિકાધ્યયનમા કુડકોલિક શ્રાવકનુ દેશવિરતિ જીવન, અને સાતમા સદ્દાલપુત્રાધ્યયનમા સદ્દાલપુત્ર શ્રાવકનુ જીવન જણાવ્યુ છે આગળ આઠમા મહાશતક અધ્યયનમા મહાશતક શ્રાવકનુ, અને નવમા નદિની પિતા નામના અધ્યયનમા નદિની પિતા નામના શ્રાવકનુ તથા દશમા સાલિહી (તેતલી) પિતા નામના અધ્યયનમા તેતલી પિતા નામના શ્રાવકનુ જીવન ચરિત્ર વર્ણવ્યુ છે આ રીતે આ સાતમા અગનો સાર ટૂકામા જણાવીને હવે હુ દરેક અધ્યયનનો પરિચય ટૂકમા જણાવુ છુ

## દશ શ્રાવકોની સમાન બીના.

અહીં દશ શ્રાવકોના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, રાજાઓ, માતાપિતા, સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આલોકની અને પરલોકની ઋદ્ધિવિશેષ, શીલ વ્રતો, વિરમણવ્રત ગુણવ્રત, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસની સાધના, શાસ્ત્રજ્ઞાન, તપ ઉપધાન, પ્રતિમાઓ (ક્રિયાવિશેષ) ઉપસર્ગો, સંલેખના, ભક્તપ્રત્યાખ્યાન, પાદપોપગમન, દેવલોકગમન, સુકુલમાં ઉત્પત્તિ, બોધિ લાભ, અને અંતક્રિયાનું (મોક્ષનું) વર્ણન કર્યું છે. વળી શ્રાવકોની ઋદ્ધિવિશેષ, પરિષદ્-પરિવાર, વિસ્તારથી તેમણે કરેલું ધર્મ શ્રવણ, અભિગમ—સમ્યક્ત્વની વિશુદ્ધિ, સ્થિરપણું, મૂલ ગુણોના ને ઉત્તર ગુણોના અતિચારો, વ્રતપર્યાય, શ્રાવકની ૧૧ પ્રતિમાઓની આરાધના, અભિગ્રહોનું ગ્રહણ અને પાલન, ઉપસર્ગોનું સહન કરવું, ઉપસર્ગોનો અભાવ, વિચિત્રતપ, શીલવ્રત વગેરે કહીને અંતે મારણાંતિક સંલેખનાની બીના જણાવી છે. પછી તેઓ સંલેખનાની આરાધનાથી આત્માને ભાવિત (વાસિત) કરીને ઘણાં ટંક અનશન ભાવે વીતાવીને ઉત્તમ વિમાનમાં ઉત્પન્ન થઇને જે રીતે શ્રેષ્ટ દેવતાઇ સુખો ભોગવે છે, અને અનુક્રમે ઉત્તમ સુખોને ભોગવીને ત્યાંથી ચ્યવી જે રીતે બોધિ ( જૈનધર્મ પ્રાપ્તિ ) અને સંયમ પામી કેવલી થઈ મોક્ષને પામે છે તે બીના, અને તે ઉપરાંત બીજું પણ તેમના જીવનને અંગે જરૂરી વર્ણન વિસ્તારથી કર્યું છે. અહીં પરિમિત વાચના અને સંખ્યાતા અનુયોગદ્વારો તથા સંખ્યાતી સંગ્રહણી છે. આ સાતમું અંગ છે, તેનો એક શ્રુતસ્કંધ છે, દશ ઉદ્દેસ કાલ અને દશ સમુદ્દેશ કાલ છે. આના સંખ્યાતા હજાર પદો, સંખ્યાતા અક્ષરો કહી છેવટે ચરણ કરણની પ્રરૂપણા કરી છે. આ પ્રમાણે સમવાયાંગમાં જેમ કહ્યું, તેમ નંદીસૂત્રમાં પણ દ્વાદશાંગીનો ટૂંક પરિચય જણાવતાં આનો પણ ટૂંક પરિચય વર્ણવ્યો છે.

આ બધા શ્રાવકો નવ તત્ત્વોના જાણકાર, દૃઢ ધર્મી, અને આર્થિક સ્થિતિમાં કરોડોની મીલ્કતવાળા હતા. તેમણે સંપત્તિના ત્રણ ભાગ કરી એક ભાગ વેપારમાં, એક ભાગ વ્યાજે અને એક ભાગ સ્થાયી નિધિ તરીકે રાખ્યો હતો. તે બધા વ્યવહાર કુશલ ગૃહપતિ (ગૃહસ્થ) હતા. અને કુટુંબ જ્ઞાતિ રાજ્યાદિના ગુંચવણ ભરેલા કાર્યોનો નીકાલ કરનારા, પૂછવા લાયક તેમજ બીજાને સલાહ લેવા યોગ્ય હતા. મહાશતક શ્રાવક સિવાયના ૯ શ્રાવકોને એકેક સ્ત્રી હતી. મહાશતક શ્રાવકને રેવતી વગેરે ૧૩ સ્ત્રીઓ હતી. તેમને પ્રભુ વીરનો ઉપદેશ સાચો લાગ્યો, તેથી શ્રદ્ધા પૂર્વક અધિક પરિગ્રહાદિનો ત્યાગ કરી સમ્યક્ત્વ મૂલ બાર વ્રતો લઈ આરાધે છે, ને પોતાની સ્ત્રીને પણ સમજાવી વ્રતોને સાધનારી શ્રમણોપાસિકા થવા પ્રેરણા કરે છે. તેઓ પણ પોતાના પતિના કહ્યા પ્રમાણે પ્રભુની પાસે આવી વ્રતધારિણી બને છે. એ પ્રમાણે દશે શ્રાવકો ચૌદ વર્ષો સુધી વ્રતારાધન કરીને પોતાના મોટા પુત્રોને કુટુંબનો ભાર સોંપીને શ્રાવક ધર્મની વિશિષ્ટ ક્રિયારાધન રૂપ અગિયાર પ્રતિમાઓને આરાધીને તથા વિવિધ પ્રકારના તપ કરીને અંતે અનશન કરી પહેલા દેવલોકમાં ગયા. ભવિષ્યમાં ત્યાંથી ચ્યવીને સિદ્ધ થશે. હાલ તે દશે શ્રાવકો પહેલા દેવલોકમાં

હયાત છે શ્રી ગૌતમ સ્વામીએ આનદની દીક્ષા લેવાની બાબતમા પૂછેલા પ્રશ્નના જવાબમા પ્રભુ શ્રી મહાવીરે કહ્યુ કે–આ ભવમા તે દીક્ષા લઇ શકશે નહિ એમ દશે શ્રાવકોમા સમજવુ અહી આનદ શ્રાવકની બીના બહુ વિસ્તારથી કહીને બાકીના અધ્યયનોમા વ્રતાદિની બીના ટૂકાવીને "જેમ આનદ શ્રાવકના વર્ણનમા કહ્યુ તેમ અહી સમજવુ" આ રીતે સૂચના કરી છે

## ॥ પહેલા આનદાધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા મગલ વગેરેની, અને ચપાનગરી તથા પૂર્ણભદ્ર ચૈત્યની બીના કહીને જણાવ્યું કે–વાણિજ્ય ગ્રામમા આનદ નામે ધનાઢય ગૃહસ્થને શિવાનદા નામની ભાર્યા હતી આ વાણિજ્યગામની પાસે રહેલા કોલ્લાક ગ્રામમા તેનો મિત્ર વગેરે રહેતા હતા એક વખત અહી પ્રભુ શ્રી મહાવીર દેવ પધાર્યા તેમની દેશના સાભળી પ્રતિબોધ પામેલા આનદ શ્રાવકે અને તેની સ્ત્રીએ બારે વ્રતો પ્રભુની પાસે કઈ રીતે લીધા? તે બીના કહીને પ્રભુએ સમજાવેલા વ્રતોનુ તથા તેના અતિચારાદિનુ સ્વરૂપ જણાવ્યું છે બને જણા હર્ષથી શ્રાવકપણાની આરાધના કરી રહ્યા છે દેશવિરતપણે ૧૪ વર્ષો વિત્યા બાદ ૧૧ શ્રાવક પ્રતિમાને આરાધી અતિમ સમયે અનશન ભાવમા રહેલા તે આનદ શ્રાવકને શુભ ભાવનાદિ સાધનોના પ્રતાપે અવધિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી અવધિજ્ઞાન પ્રકટ થયું તે ટાઈમે શ્રીગૌતમસ્વામીની સાથે અવધિજ્ઞાનની બાબતમા આનદ શ્રાવકે કરેલી વાતચીતનુ વર્ણન ટૂકામા આ પ્રમાણે જાણવુ—એક વખત શ્રીગૌતમસ્વામી કોલ્લાક સનિવેશમા ગોચરી માટે જતા હતા, તે ટાઈમે તેમણે ઘણા માણસોના મુખથી એમ સાભળ્યું કે આનદ શ્રાવકે મરણાત સલેખના સ્વીકારી છે તેથી તેમને આનદ શ્રાવકને જોવાનો વિચાર થયો ને ત્યા ગયા આનદ શ્રાવકે શ્રીગૌતમસ્વામીને આવતા જોઇ નમસ્કાર કરી પૂછ્યુ કે–હે ભગવન! શુ ગૃહસ્થને અવધિજ્ઞાન થાય? જવાબમા તેમણે 'હા' કહી એટલે આનદે કહ્યુ–"મને પાચસો યોજનની મર્યાદામા રહેલા રૂપી પદાર્થોની બીનાને જણાવનારૂ અવધિજ્ઞાન થયું છે" આ સાભળી શ્રીગૌતમસ્વામીજીએ કહ્યુ કે ગૃહસ્થને આટલી મોટી હદવાળુ અવધિજ્ઞાન થતુ નથી માટે હે આનદ! તમે આ બાબત આલોચના કરો, આનો ખુલાસો કરતા આનદે તેમને પૂછ્યુ કે–જિનપ્રવચનમા શુ સદ્દભૂત ભાવોની આલોચના કરવાની હોય છે? જવાબમા શ્રીગૌતમસ્વામિજીએ 'ના' કહી એટલે આનદે કહ્યુ કે–જો એમ હોય, તો આપજ આ બાબતની આલોચના કરો તેથી ગૌતમસ્વામીને શકા થઈ પ્રભુની પાસે આવી પૂછતા તેમને આલોચના કરવાની આજ્ઞા થઈ તેથી આનદ શ્રાવકની પાસે જઇ પોતે કરેલી ભૂલનો મિથ્યા દુષ્કૃત દીધો આ પ્રસગ અપૂર્વ બોધદાયક છે તેનો અને દશે શ્રાવકોના જીવનનો યત્ર સહિત વિસ્તાર શ્રીદેશના ચિંતામણીના પહેલા ભાગમા અને શ્રી સત્યપ્રકાશ માસિકના વિશેષાકમા જણાવ્યો છે તે ત્યાથી જોઇ લેવો

॥ બીજા કામદેવાધ્યયનનો ટૂંક પરિચય ॥

ચંપાનગરીમાં કામદેવ નામના એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેમને ભદ્રા નામની સ્ત્રી હતી. તે અઢાર કરોડ સોનૈયાના સ્વામી હતા. તેમાં ૬-૬ કરોડ અનુક્રમે નિધાનમાં વ્યાજમાં ને વ્હેપારમાં જોડાયલા હતા. તે ૬ ગોકુલના અધિપતિ હતા. પ્રભુ શ્રી મહાવીર દેવની દેશના સાંભળીને તેમણે તથા તેમની સ્ત્રીએ આનંદ શ્રાવકની પેઠે બાર વ્રતો લઇ આરાધવા માંડયા. એક વખત ધર્મજાગરિકા કરવાના પ્રસંગે કામદેવને આનંદ શ્રાવકની જેવો વિચાર આવ્યો, જેથી તેણે પોતાના મોટા દીકરાને કુંટુંબની સંભાળ રાખવાની ભલામણ કરી ૧૧ પ્રતિમાની આરાધના કરી. એક વખત તે ધ્યાનમાં બેઠા હતા, તે વખતે મધ્ય રાતે પૌષધશાલામાં કામદેવની પાસે એક માયી મિથ્યાદૃષ્ટિ દેવ ભયંકર પિશાચનું રૂપ વિકુર્વી હાથમાં તલવાર લઇને પ્રકટ થયો. ને કામદેવને કહેવા લાગ્યો કે-જો તું વ્રતાદિનો ત્યાગ નહિ કરે, તો તારૂં માથું કાપી નાંખીશ. એમ ધમકી આપીને તેના ટુકડા કર્યા, તો પણ તે વ્રતારાધનથી ચલાયમાન થતો નથી. ત્યાર બાદ હાથી અને સર્પનું રૂપ વિકુર્વી ઉપસર્ગો કર્યા, છતાં તે ધર્મમાં અડગ રહ્યો. અંતે તે દેવ થાકીને કામદેવની આગળ માફી માગી ધન્યવાદ આપી સ્વસ્થાને ગયો. ત્યાર બાદ તે પ્રભુને વાંદવા ગયો, ત્યારે પ્રભુએ તેની દૃઢધર્મિતાના વખાણ કરી મુનિઓને પણ કહ્યું કે-તમારે પણ સ્વધર્મની સાધનામાં કામદેવની જેમ નિશ્ચલ રહેવું. બાકીની બીના આનંદ શ્રાવકની માફક જાણવી.

**૩ ત્રીજા અધ્યયનમાં** પણ જેમ કામદેવને તેમ ચુલ્લનીપિતા નામના શ્રાવકને ચલાયમાન કરવા એક દેવ આવ્યો. તેણે તેના પુત્રોને મારી તેનું ભડથું કરી કડાઇમાં પકાવી તેના શરીર ઉપર માંસ ફેંકવાની ને લોહી છાંટવાની ધમકી આપી ને તેમ કર્યું પણ ખરૂં, છતાં પણ વ્રતારાધનમાં ડગ્યો નહિ. જ્યારે તેની માતાને મારી નાંખવાની દેવે ધમકી આપી ત્યારે તે શ્રાવક ચલિત થઈ તે દેવને પકડવાને દોડે છે. પરંતુ તે તો આકાશમાં ઉડી ગયો. પુત્રનો કોલાહલ સાંભળીને ત્યાં આવેલી તેની માતાએ સાચી બીના કહી. તેથી પોતાની ભૂલ ખમાવી પ્રાયશ્ચિત્ત લઇ તે શુદ્ધ થયા.

**૪ ચોથા અધ્યયનમાં** સુરાદેવ શ્રાવકના નગરાદિની બીના અહીં શબ્દાર્થમાં કહી છે. ઉપસર્ગની બીના આ છે-તેની પાસે એક દેવ આવીને તેના પુત્રોને મારે છે, છતાં તે ચલાયમાન થતો નથી. પણ જ્યારે શરીરમાં સોળ રોગોની તીવ્ર વેદના પ્રકટાવવાની ધમકી આપે છે, ત્યારે તે ચલાયમાન થાય છે. ને તે શ્રાવક દેવને પકડવા દોડે છે. છેવટે પોતાની ભૂલ સમજી આલોચનાદિથી શુદ્ધ બને છે.

**૫ પાંચમા અધ્યયનમાં** ક્ષુલ્લશતક શ્રાવકનું વર્ણન કર્યું છે. તેની જન્મભૂમિ આદિની બીના પહેલાં કહી છે. વ્રતાદિના પ્રસંગે પહેલા અધ્યયનની માફક સમજવાની સૂચના કરી છે. એક વખત એક દેવ આ ચુલ્લશતકને વ્રતાદિ છોડવાની ધમકી આપતાં

કહે છે કે-જો તુ તારો ધર્મ નહિ છોડે, તો હું તારૂ તમામ ધન હરી લઈ તને ભિખારી જેવો બનાવી દઈશ એમ ત્રણ વાર કહે છે અને તે શ્રાવક દેવને પકડવા દોડે છે આ વાત જાણી તેની સ્ત્રી સાચી બીના કહીને તેને શાંત કરે છે

૬ છઠ્ઠા કુંડકોલિક અધ્યયનમાં કુંડકોલિક શ્રાવકનું વૃત્તાંત જણાવ્યું છે તેની ઋદ્ધિ, જન્મ સ્થાનાદિની બીના પહેલાં અહીં શરૂઆતમા જણાવી છે તેણે એક દેવની સાથે પુરૂષાર્થની બાબતમા ચર્ચા કરેલી, તે વાત ટૂંકામા આ પ્રમાણે જાણવી-એક વખત મધ્યરાતે તે શ્રાવક પોતાની અશોક વાડીમાં પૃથ્વીશિલા પટ્ટકની પાસે આવ્યા ત્યાં આવીને પોતાની નામાંકિત મુદ્રા અને ઉત્તરાસંગ વસ્ત્રને રાખી ધર્મધ્યાનની ઉત્તમ ચિંતવના કરવા લાગ્યા આ અવસરે એક દેવ પ્રકટ થયો તેણે તેની મુદ્રા અને વસ્ત્રાદિ ત્યાંથી ઉપાડી આકાશમા અદ્ધર રહી આ પ્રમાણે કહ્યુ કે-"હે કુંડકોલિક ગોશાલ મંખલિપુત્રે કરેલી ધર્મ પ્રરૂપણા સારી છે કારણ કે-તેમાં ઉદ્યમાદિક કાંઈ પણ માન્યું નથી તે એમ કહે છે કે-જીવો ઉદ્યમ કરે, છતા પુરૂષાર્થની સિદ્ધિ થતી નથી, માટે સર્વ ભાવો નિયત છે શ્રીવીર પ્રભુની પ્રરૂપણા સારી નથી, કારણ કે તેમા ઉદ્યમ વગેરેને માનવાનુ કહ્યુ છે" આ પ્રમાણે દેવ કહી રહ્યો, એટલે કુંડકોલિકે યુક્તિ જણાવવા પૂર્વક પ્રશ્ન કર્યો કે-હે દેવ જો તારૂ કહેવુ સાચુ જ હોય તો તને આ દેવતાઈ ઋદ્ધિ મળી છે, તે ઉદ્યમાદિક સાધનોની સેવનાથી મળી છે કે તે વિના મળી છે? એનો જવાબ આપ? આના જવાબમા દેવે કહ્યુ કે-હે કુંડકોલિક! ઉદ્યમાદિક સાધનોની મદદ સિવાય હું દેવતાઈ ઋદ્ધિ પામ્યો છુ તે સાભળી કુંડકોલિકે કહ્યુ કે-જો ઉદ્યમાદિક સાધનોની મદદ સિવાય તને આ ઋદ્ધિ મળી હોય, તો તેવા બીજા જીવોને પણ તેવી ઋદ્ધિ કેમ મળતી નથી? ઉદ્યમાદિ રહિત જીવોને તારા મતે દેવપણું જરૂર મળવુ જોઈએ પણ તેમ તો બનતું નથી અને જો તુ એમ કહીશ કે-મને ઉદ્યમાદિથી દેવ ઋદ્ધિ મળી, તો પછી "ગોશાલાનો મત સારો છે" એમ તારાથી કહી શકાયજ નહિ આ વચનો સાંભળી દેવ કાંઇ પણ બોલી શક્યોજ નહિ મુદ્રાદિ જ્યા હતુ, ત્યા મૂકીને સ્વસ્થાને ગયો

કેટલોક સમય વીત્યા બાદ પ્રભુ શ્રી મહાવીરદેવ સપરિવાર અહીં પધાર્યા ત્યારે કુંડકોલિક શ્રાવક પ્રભુને વંદન કરવા ગયા તે ટાઈમે પ્રભુએ સભામા કુંડકોલિકે દેવને નિરૂત્તર કર્યાની બીના જણાવી તેની પ્રશંસા કરી અને કહ્યુ કે હે ભવ્ય જીવો! તમારે પણ શ્રીજિન પ્રવચનમા આ રીતે દૃઢ રહી સચોટ ઉત્તરો આપી સ્વધર્મ પરાયણ બનવું શ્રાવક કુંડકોલિકે ૧૪ વર્ષો સુધી દેશવિરતિની આરાધના કર્યા બાદ પ્રતિમા વહન કર્યું અને એક માસનુ અનશન કરીને સમાધિ મરણ પામીને પહેલા દેવલોકમા અરૂણધ્વજ વિમાનવાસી દેવ થયા અહીંનુ ચાર પલ્યોપમ પ્રમાણ આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહે સિદ્ધિ-પદ પામશે. બાકીની બીના પહેલા અધ્યયનની માફક જાણવી

૭ સાતમા અધ્યયનમા શ્રાવક સદ્દાલપુત્રનુ વર્ણન કર્યું છે તે પોલાસપુરમા રહેતો હતો તે ગોશાલાના મતનો ઉપાસક હતો એક વખત પ્રભુ શ્રી મહાવીરદેવ તેના નિમ ત્રણથી

તે કુંભકારની શાલામાં પધાર્યા. એક વખત તે પોતાના વાસણો શાલામાંથી બ્હાર કાઢી તડકે સુકવતો હતો, ત્યારે પ્રભુએ તેને પૂછયું કે—હે સદ્દાલપુત્ર! આ બધા વાસણો પ્રયત્નથી બન્યા કે તે વિના બન્યા? સદ્દાલપુત્રે ઉત્તર આપ્યો કે પ્રયત્ન કર્યા વિના બન્યા છે. કારણ કે સર્વ પદાર્થો નિયત એટલે નિયતિને આધીન છે. ત્યારે પ્રભુએ તેને પૂછયું કે-કોઈ પુરૂષ આ તારા વાસણોને ઉપાડી જાય, કે ફોડી નાંખે અથવા તો આ તારી સ્ત્રી સાથે બલાત્કાર કરે, તો તું તેને શિક્ષા કરે? ત્યારે સદ્દાલપુત્રે કહ્યું કે હું જરૂર તે પુરૂષને શિક્ષા કરૂં. એટલે મારૂં અથવા તેનો નાશ કરૂં. ત્યાર બાદ પ્રભુએ કહ્યું કે-જો તું પુરૂષાર્થને માનતો નથી, તો તે પુરૂષ તારા મતે વાસણોને ફોડતો નથી, હરીને લઈ જતો નથી, ને તારી સ્ત્રી સાથે બલાત્કાર પણ કરતો નથી. અને તું તેને શિક્ષા પણ કરતો નથી. માટે તું જે કહે છે કે સર્વ ભાવો નિયત છે તે તારૂં કહેવું ખોટું છે. જે ઉદ્યમને માને, તેજ પુરૂષ 'હું શિક્ષા કરૂં' વગેરે કહી શકે, પ્રભુના યુક્તિ સંગત આ વચનો સાંભળી તે પ્રતિબોધ પામ્યો. ને જીવાદિ તત્ત્વોને જાણી વ્રતધારી શ્રાવક થયો. ગોશાલાને આ વાતની ખબર પડી, તેથી તેણે અહીં આવી પોતાનો મત સ્વીકરવા ઘણું કહ્યું પણ તેણે તેનું વચન માન્યુંજ નહિ. પછી ગોશાલાએ કહ્યું કે-અહીં મહામાહણ, મહાગોપ મહાસાર્થવાહ, મહાધર્મકથી, અને મહાનિર્યામક (પ્રભુ મહાવીર) આવ્યા હતા? ઇત્યાદિ કહી મહાવીરની સ્તુતિ કરી એટલે તેને રહેવા માટે પોતાની શાળામાં સ્થાન આપ્યું. તે પછી ઘણું સમજાવવા છતાં જ્યારે તે નિર્ગંથ પ્રવચનથી ચલાયમાન ન થયો, ત્યારે તે ખિન્ન થઈ અહીંથી નીકળી ગયો. બાકીની (ઘણી ખરી) બીના આનંદ શ્રાવકના વર્ણનની માફક સમજવી. આ સદ્દાલપુત્રની પાસે આવી એક દેવે તેના બધા પુત્રોને મારી નાંખ્યા છતાં પણ તે ડગ્યો નહિ. અંતે તેની સ્ત્રીને મારી નાંખવાની ધમકી આપી, ત્યારે તે શ્રાવક દેવને પકડવા દોડયો, પછી ખરી હકીકત જાણી તે વખતે તેણે લાગેલા દોષની પ્રાયશ્ચિત લઈ શુદ્ધિ કરી.

**૮ આઠમા અધ્યયનમાં** મહાશતક શ્રાવકનું જીવન જણાવ્યું છે. તેને રેવતી વગેરે ૧૩ સ્ત્રીઓ હતી. તેમાં રેવતીએ પોતાની ૧૨ શોક્યોને અગ્નિના શસ્ત્રના અને વિષના પ્રયોગથી મારી નાંખી. તે માંસ ખાવામાં ને દારૂ પીવામાં બહુજ આસક્ત રહેતી હતી. એક વખત રાજગૃહ નગરમાં અમારી ઘોષ થયો. એટલે રાજાએ ઢોલ વગડાવીને કોઈ પણ જીવને મારવાનો નિષેધ જણાવ્યો હતો. તે વખતે તેણે પોતાના પિયરથી કેટલાક માણસોને બોલાવીને કહ્યું કે-તમારે હંમેશાં બે વાછરડાઓ મારી અહીં આપી જવા. આ રીતે તે હંમેશા વાછરડાનું માંસ ખાતી અને દારૂ પીતી હતી.

એક વાર મહાશતક શ્રાવક પૌષધશાલામાં ધર્માનુષ્ઠાન કરી રહ્યા હતા. ત્યારે મદોન્મત્ત બનેલી રેવતી ઠોકર ખાતી અને પોતાના કેશ છૂટા મૂકી પોતાના ઉત્તરીય વસ્ત્રને (શરીર પર ઓઢેલા વસ્ત્રને) શરીર ઉપરથી ખસેડતી છતી તે મહાશતકની પાસે આવીને ભોગની પ્રાર્થના કરવા લાગી. પરંતુ મહાશતકે તે તરફ ધ્યાન પણ દીધું નહિ. તેથી તે પાછી ગઈ. પછી

અવસરે મહાશતકે શ્રાવકની પ્રતિમા વહીને અ ત સમયે સ લેખના ભાવમા રહેલા તેને શુભ ભાવથી અવધિજ્ઞાન થયું એક વખત રેવતી પહેલાની જેમ તેની પાસે આવી ભોગની પ્રાર્થના કરવા લાગી તો પણ તેણે તે તરફ ધ્યાન પણ દીધુ નહિ જ્યારે તે આ પ્રમાણે વાર વાર કહેવા લાગી, ત્યારે ગુસ્સે થયેલા તેણે અવધિજ્ઞાનથી જાણીને રેવતીને કહ્યુ કે–તુ સાત દિવસમા અલસક વ્યાધિથી પીડાઇ મરીને પહેલી નરકે જઈશ આ વાત જાણી પ્રભુ મહાવીરે તેને કહેવરાવ્યુ કે–આ સ્થિતિમા તમારાથી અપ્રિય બોલાય નહિ તમે બોલ્યા છો, માટે આલોચનાદિ કરી શુદ્ધિ કરવી જોઇયે તે પ્રમાણે પોતાની ભૂલ કબૂલ કરી પ્રભુદેવના કહ્યા પ્રમાણે આલોચનાદિ કરી આત્મશુદ્ધિ કરી બાકીની બીનામા કેટલીક બીના અહી પહેલા કહી છે, ને કેટલીક બીના આન દ શ્રાવકની માફક જાણવાની ભલામણ કરી છે

૯ **નવમા અધ્યયનમા** કહ્યુ છે કે—ન દિનીપિતા નામના શ્રાવક શ્રાવસ્તી નગરીમા રહેતા હતા તેમને અશ્વિની નામની સ્ત્રી હતી તેમના ગોકુલ અને દ્રવ્ય સ પત્તિની બીના આન દ શ્રાવકની માફક જાણવી તેઓ પ્રભુ વીરની પાસે શ્રાવકધર્મ સ્વીકારી ૧૪ વર્ષો સુધી આરાધી ૧૧ પ્રતિમા વહીને છેવટે સમાધિ મરણ પામી પહેલા દેવલોકના અથેર વિમાનમા મહર્દ્ધિક દેવ થયા

૧૦ **દશમા અધ્યયનમાં** દશમા તેતલી પિતા ( સાલિહી પિતા ) નામના શ્રાવકનુ જીવન જણાવ્યુ છે તેના જન્મસ્થાનાદિની બીના અહી શબ્દાર્થમાંજ કહી છે આન દ શ્રાવકની માફક પરમ ઉલ્લાસથી તેમણે ૧૨ વ્રત અને ૧૧ અગીઆર પ્રતિમાદિની સાત્ત્વિકી આરાધના કરી હતી અ તે સમાધિ મરણ સાધીને સૌધર્મ દેવલોકના કીલ વિમાનમા મહર્દ્ધિકદેવપણુ પામ્યા ત્યાથી ચ્યવીને મહાવિદેહે સિદ્ધિપદ પામશે

## ॥ ઉપસહાર ॥

આ દશે શ્રાવકોએ દેશવિરતિ પર્યાયના પ દરમા વર્ષની શરૂઆતમા કુટુ બની તમામ વિવિધ ઉપાધિનો ત્યાગ કર્યો હતો, તેમનો વીશ વર્ષ પ્રમાણ દેશવિરતિ પર્યાય કહ્યો, તેમા પ્રતિમા વહનાદિનો કાલ ભેગો ગણ્યો છે આ રીતે શ્રાવક ધર્મની આરાધના કરીને તે દશ શ્રાવકો સૌધર્મ દેવલોકમા સરખા આયુષ્યે મહર્દ્ધિક દેવપણે ઉપજ્યા હતા અહી ઉપસર્ગ થવાની બાબતમા જરૂર યાદ રાખવું કે–આન દ, કુંડકોલિક, ન દિનીપિતા, અને તેતલી (સાલિહી) પિતા નામના ચાર શ્રાવકોને ઉપસર્ગો થયા નથી બાકીના ૬ શ્રાવકોને ઉપસર્ગો થયા છે પહેલા આન દ શ્રાવકને શ્રીગૌતમ ગણધરની સાથે અવધિજ્ઞાનની બાબતમા પ્રશ્નોત્તરો થયા. અને છઠ્ઠા કુડકોલિક શ્રાવકને દેવની સાથે ધાર્મિક ચર્ચા થઈ દશે શ્રાવકો વિધિપૂર્વક ત્રને પ્રતિક્રમણ, ત્રિકાલ જિન પૂજા, દાન, શીલ, તપ, ભાવ, ગુરૂભક્તિ, સ્વાધ્યાય, સ યમ, જિનાજ્ઞાપાલન, પર્વ દિવસોમા પૌષધાદિ ધાર્મિક ક્રિયાની આરાધના, નમસ્કાર મ ત્રનુ સ્મરણ, પરોપકાર, યતના, ( જયણા ) સાધર્મિક વાત્સલ્ય, વ્યવહારશુદ્ધિ, રથયાત્રા, તીર્થયાત્રા, ઉપશમ,

વિવેક, સંવર, ભાષાદિ સમિતિ, દયા, ધાર્મિક જનોની સોબત, ઇંદ્રિયદમન, સર્વવિરતિ ચારિત્રને આરાધવાની તીવ્ર ઉત્કંઠા, ચતુર્વિધ સંઘની ઉપર બહુમાન, શ્રીજૈનાગમાદિ શાસ્ત્રોને લખાવવા, તીર્થપ્રભાવના, સદાચારી પુરૂષોનાં ગુણગાન, નિંદા કરવાના પ્રસંગે કે સાંભળવાનાં પ્રસંગે મૌન રહેવું ને મુંગા જેવા બની જવું, આત્મસ્વરૂપની વિચારણા વગેરે ઉત્તમ જ્ઞાનક્રિયા ગર્ભિત સદ્‌ગુણોના પ્રતાપે ધર્મવીર બનીને જેવી રીતે આત્મોન્નતિ સાધી ગયા, તેવી રીતે ભવ્ય જીવો શ્રાવક ધર્મને સાધે, તો તેઓ પણ નિજગુણ રમણતામય મુક્તિના અવ્યાબાધ સુખ જરૂર પામી શકે છે. આ પ્રમાણે શ્રીઆચાર્ય ભગવંત વગેરે સદ્‌ગુરૂઓના ઉપદેશને સાંભળીને હાલ પણ કેટલાએક પુણ્યશાલી ભવ્ય જીવો ભરજુવાનીમાં ચોથા વ્રતનું ઉચ્ચરવું, યથાશક્તિ બાકીના સ્થૂલ અહિંસાદિ વ્રતોને નંદી (નાણ) મંડાવીને શ્રી ગુરૂમહારાજની પાસે સ્વીકારી આરાધવા, પર્વ દિવસોમાં પૌષધ વગેરે, થોડો ટાઇમ કે વધારે ટાઇમ ઠામ ચોવિહાર એકાસણું (એકાસણું કરતાં જ પાણી પી લઇ પછી પાણી ન પીવું તે) ચોથભક્ત, (વચમાં ચોવિહાર કે તિવિહાર ઉપવાસ હોય, ને તેની પહેલાંના દિવસે, તથા પારણાના દિવસે એકાસણું) ને સામાયિકમાં શ્રી જિનવરભાષિત આગમોનું ગુણવંત જ્ઞાની શ્રી ગુરૂમહારાજની પાસે સાંભળવું, સાધુ સાધ્વી વગેરે સાતે ક્ષેત્રોનું પોષણ, પરોપકાર, તીર્થયાત્રા, સવાર સાંજ આવશ્યક (પ્રતિક્રમણ), દાનાદિ ચાર પ્રકારના ધર્મની યથાશક્તિ આરાધના કરે છે. તેવી રીતે બીજા ચાર ભરત પાંચ ઐરવત પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં પણ ઘણાં શ્રાવકો શ્રાવક ધર્મ સાધી રહ્યા છે. કરી રહ્યા છે.

આ સાતમા અંગના રચનાર સુધર્મા સ્વામીનો જન્મ ઇ૦ સ૦ પૂર્વે ૬૦૭ માં નાલંદાની પાસે આવેલા કોલ્લાક ગામમાં થયો હતો. તેમને ધમ્મિલ્લ નામે પિતા, અને ભદ્રિલા નામે માતા હતી. એક વાર અપાપા નગરીમાં સોમિલ નામના બ્રાહ્મણે યજ્ઞ કર્યો હતો, તે નિમિત્તે ગૌતમ ઇંદ્રભૂતિ અને સુધર્મા વગેરે ૧૧ બ્રાહ્મણો આવ્યા હતા. તેમને પ્રતિબોધ કરી પ્રભુ વીરે દીક્ષા આપી. શ્રીગૌતમસ્વામીનું લાંબું આયુષ્ય નહિ હોવાથી પ્રભુવીરે સંઘની વ્યવસ્થાનું કામ સુધર્માસ્વામીને સોંપ્યું. તેમને ૯૨ વર્ષની ઉંમરે કેવલજ્ઞાન પ્રકટ થયું. એટલે તેમણે સંઘની વ્યવસ્થાનું કામ પોતાના શિષ્ય જંબૂસ્વામીને સોંપ્યું. તેઓ (સુધર્માસ્વામી) કેવલીપણે આઠ વર્ષ રહી ૧૦૦ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં ઇ૦ સ૦ પૂર્વે ૫૦૭માં એટલે પ્રભુ શ્રીમહાવીરના નિર્વાણ દિનથી ૨૦ વર્ષો વીત્યા બાદ નિર્વાણ પામ્યા. ટીકાકાર શ્રીઅભયદેવસૂરિ મહારાજ વિ૦ સં૦ ૧૧૩૫માં કર્ણના રાજ્યકાલે કપડવંજમાં સ્વર્ગવાસ પામ્યા.

॥ શ્રી ઉપાસક દશાંગ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી પ્રવચન કિરણાવલીનો આઠમો પ્રકાશ પૂર્ણ થયો ॥

## ॥ નવમો પ્રકાશ ॥

### ॥ ૮ શ્રી અંતગડ દશાંગ સૂત્રનો પરિચય ॥

॥ आर्या ॥

वुच्छं नवमपयासे, परिचायगवण्णणं च संखेवा ॥
सिरिअंतगडदसंगे, अंतगडा ते कओ जेहिं ॥ ६६ ॥

अंतो भवस्स तेसिं, जीवणमिह भासिय परम बोहं ॥
एगम्मि सुयक्खंधे, अडवग्गा तत्थ पचण्हं ॥ ६७ ॥

दस दस अज्झयणाइं, तेरस तेरस तहेव दुण्हंपि ॥
वग्गाणं छट्ठवग्गे, सोलस सिद्धायले सिद्धी ॥ ६८ ॥

दारवईए पढमे, वुत्तंत कण्हवासुदेवस्स ॥
पुत्ताईणं अघग---वह्निनिवइधारिणीपुत्ता ॥ ६९ ॥

पव्वज्जिय पडिमाओ आराहिय गुणरयणवच्छरक्खतवं ॥
किच्चाऽणसणं सिद्धा, सिरिसेत्तुंजे महातित्थे ॥ ७० ॥

अट्ठण्हं पुत्ताणं, अहिगारो तारिसो बिइयवग्गे ॥
तइये वग्गे तेरस, कुमारदिक्खाइ अहिगारो ॥ ७१ ॥

तह य चउत्थे वग्गे, दिक्खा दस जायवीयपुत्ताणं ॥
सिरिनेमिनाहपासे, सिद्धी विमलायले तित्थे ॥ ७२ ॥

कण्हस्स महिसीणं, अट्ठण्हं सबकुमररामाणं ॥
दुण्हं दिक्खा सिद्धी, पंचमवग्गे रहस्समिणं ॥ ७३ ॥

निऊओ बारवईए, सुरग्गिदीवायणेहिं पण्णत्तो ॥
सोलस कुमारवत्ता, छट्ठे वग्गे तहा भणिया ॥ ७४ ॥

सेणियनिवस्स तेरस, पत्तीण सत्तमे तहा वग्गे ॥
दस पत्तीण वत्ता, परूविया अट्ठमे वग्गे ॥ ७५ ॥

**શબ્દાર્થ:**—હવે હું આ શ્રીપ્રવચન કિરણાવલીના નવમા પ્રકાશમાં આઠમા શ્રીઅંતકૃદ્ દશાંગ સૂત્રનો પરિચય કરાવનારૂં વર્ણન ટૂંકામાં કહીશ. જેમણે કેવલજ્ઞાન પામતાંની સાથેજ સંસારનો અંત કર્યો, તેઓ અંતકૃત કહેવાય. તેમનું અહીં વિસ્તારથી જીવન-ચરિત્ર અહીં કહ્યું છે, આ અંગમાં એક શ્રુતસ્કંધ છે. તેના આઠ વર્ગો છે. તેમાં પહેલા વર્ગમાં તથા બીજા ચોથા પાંચમા અને આઠમા વર્ગમાં દશ દશ અધ્યયનો છે. ત્રીજા વર્ગમાં ને સાતમા વર્ગમાં તેર તેર અધ્યયનો છે તથા છઠ્ઠા વર્ગમાં ૧૬ અધ્યયનો છે. સર્વ મળી કુલ ૯૨ અધ્યયનો આઠ વર્ગોમાં છે. અહીં જણાવેલા તમામ ભવ્ય જીવો દીક્ષા તપ આદિને સાધીને તીર્થાધિરાજ શ્રીસિદ્ધાચલની ઉપર સિદ્ધિપદ પામ્યા છે. ૬૬-૬૭-૬૮ પહેલા વર્ગમાં દ્વારિકા નગરીનું વૃત્તાંત કહીને કૃષ્ણ વાસુદેવની રાણીઓ પુત્રો વગેરેની સંખ્યા જણાવી છે. તથા અંધકવૃષ્ણિ રાજાની ધારિણી રાણીના દશ પુત્રો બાલબ્રહ્મચારી પ્રભુ શ્રીનેમિનાથની પાસે દીક્ષા લઈ બાર ભિક્ષુ પ્રતિમાની આરાધના અને ગુણરત્ન સંવત્સર નામનો તપ વગેરે કરીને શ્રીશત્રુંજયગિરિની ઉપર અનશન કરી મોક્ષે ગયા. આ હકીકત પણ કહી છે. ૬૯-૭૦ બીજા વર્ગમાં અંધકવૃષ્ણિ રાજાના બીજા આઠ કુંવરોની પણ તેવીજ (દીક્ષા, સાધના, અનશન, સિદ્ધિ) બીના વર્ણવી છે. તથા ત્રીજા વર્ગમાં ૧ અણિયસકુમાર, ૨ થી ૭ દેવકી રાણીના ૬ પુત્રો, ૮ ગજસુકુમાલ. ૯-૧૦-૧૧ દ્વારિકામાં કૃષ્ણના મોટાભાઇ બળદેવની ધારિણી રાણીના ૩ પુત્રો, ૧૨-૧૩ વસુદેવની રાણી ધારિણીના બે પુત્રો, આ રીતે ૧૩ રાજકુમારોમાંથી ગજસુકુમાલ દ્વારિકાના સ્મશાનમાં અંતકૃત્કેવલી થઇ મોક્ષે ગયા છે. બાકીના ૧૨ રાજકુમારો દીક્ષાદિની આરાધના કરી શ્રીશત્રુંજયે સિદ્ધિ-પદ પામ્યા. ૭૧ ચોથા વર્ગમાં કહ્યું છે કે જાલિ મયાલિ વગેરે ૧૦ યાદવકુમારો પહેલાંની માફક શ્રીનેમિનાથની પાસે દીક્ષાદિની આરાધના કરી શ્રીશત્રુંજયે મોક્ષે ગયા ૭૨ પાંચમા વર્ગમાં એજ પ્રમાણે કૃષ્ણ વાસુદેવની ૮ રાણીઓની અને શાંબકુમારની બે રાણીઓની બીના કહી છે એટલે આ દશેની દીક્ષા, અને શત્રુંજયે સિદ્ધિ આ આનું ખરૂં રહસ્ય છે. અહીં દારૂ અગ્નિ ને દ્વીપાયનથી દ્વારિકાનો નાશ થશે એ હકીકત પણ જણાવી છે. તથા છઠ્ઠા વર્ગમાં અંતકૃત્કેવલી થયેલા સોલ રાજકુમારોનું જીવન જણાવ્યું છે. ૭૩-૭૪ સાતમા વર્ગમાં શ્રેણિક રાજાની ૧૩ રાણીઓની ને આઠમા વર્ગમાં પણ તેની જ બીજી ૧૦ રાણીઓની દીક્ષાદિની હકીકત જણાવી છે. ૭૫

**સ્પષ્ટાર્થ:**—અંતકૃદ્ દશાંગ દ્વાદશાંગીમાંનું આઠમું અંગ છે. એમાં દશ દશ અધ્યયનવાળા વર્ગોમાં પણ કેવલી થઈને તરત જ મોક્ષે જનારા પુણ્યશાલી જીવોનું વર્ણન કર્યું છે તેથી અંતકૃદ્ દશાંગ કહેવાય છે. કેવલીમાં અને અંતકૃત્કેવલીમાં ફરક એ છે કે કેવલી પોતાના બાકી રહેલા આયુષ્યને અનુસારે પૃથ્વી તલ પર વિચરી ઉપદેશ દઈ ને બીજા જીવોને તારી મોક્ષે જાય છે. અંતકૃત્કેવલી અંતસમયે કેવલજ્ઞાન પામી તરતજ મોક્ષે જાય. આવી બીના ૮ વર્ગોમાં કહી છે. તેમાં, પહેલા વર્ગમાં દ્વારિકાનું વર્ણન અને કૃષ્ણદે-

વની રાણીઓ અને પુત્રોનુ વર્ણન કર્યુ છે અ ધકવૃષ્ણિ રાજાની ધારિણી રાણીના ૧ ગૌતમ કુમાર, ૨ સમુદ્ર કુમાર, ૩ સાગર કુમાર, ૪ ગભીર કુમાર, ૫ સ્તિમિત કુમાર, ૬ અચળ કુમાર, ૭ કાપિલ્ય કુમાર, ૮ અક્ષોભ કુમાર, ૯ પ્રસેન કુમાર, ૧૦ વિષ્ણુ કુમાર આ દશ કુમારોની અનુક્રમે એકેક અધ્યયનમા બીના કહી છે તેથી તે કુમારોના નામથીજ તે તે અધ્યયન ઓળખાય છે દશે કુમારોની જન્મભૂમિ દ્વારિકા નગરી છે તેઓ પ્રભુ નેમિનાથની પાસે દીક્ષા લઇ ૧૨ ભિક્ષુપ્રતિમા અને ગુણરત્ન સ વત્સર તપ વગેરેની આરાધના કરીને શ્રીશત્રુ જયે અણુશણ કરી સિદ્ધ થયા

બીજા વર્ગમા અ ધકવૃષ્ણિ રાજાની ધારિણી રાણીના ૧ અક્ષોભ કુમાર, ૨ સાગર કુમાર, ૩ સમુદ્ર કુમાર, ૪ હિમવ ત કુમાર, ૫ અચળ કુમાર, ૬ ધરણ કુમાર, ૭ પૂરણ કુમાર, તથા ૮ અભિચ દ્ર કુમારની બીના જણાવી છે તેથી આ અધ્યયનો તે તે કુમારના નામથી ઓળખાય છે આ કુમારો નેમિનાથની પાસે દીક્ષા લઇ ગુણરત્નસ વત્સર તપ વગેરેની આરા ધના કરી શત્રુ જયે ૧ માસનુ અણુશણ કરી અ તકૃત્કેવલી થઇને સિદ્ધ થયા

૩ ત્રીજા વર્ગ મા ૧ અનિકસેન, ૨ અન તસેન, ૩ અનિહત કુમાર ૪ રિપુ કુમાર, ૫ દેવસેન કુમાર, ૬ શત્રુસેન કુમાર, ૭ સારણ કુમાર, ૮ ગજસુકુમાળ, ૯ સુમુખ કુમાર, ૧૦ દુર્મુખ કુમાર, ૧૧ કૂપક કુમાર, ૧૨ દારૂક કુમાર, ૧૩ અનાદૃષ્ટિ કુમાર, આ તેર કુમારોના ૧૩ અધ્યયનોમા અનુક્રમે એકેક કુમારની બીના કહી છે તેથી તે તે કુમારોના નામથીજ તે તે અધ્યયન ઓળખાય છે અહીં પહેલો અનિકસેન કુમાર નાગ સારથિની સુલસા નામની સ્ત્રીનો પુત્ર હતો બીજા ૬ કુમારો પણ સુલસાએ ઉછેરીને મોટા કરેલા પુત્રો હતા ખરી રીતે તેઓ કૃષ્ણના પિતા વાસુદેવ અને માતા દેવકીના પુત્રો થાય અનિયસ કુમાર નેમિનાથની પાસે દીક્ષા લઈ શત્રુ જયે એક મહિનાનુ અનશન કરી મોક્ષે ગયા તે પકીના ૬ અધ્યયનોમા દેવકીના પુત્રોની આવી બીના કહી છે આઠમા અધ્યયનમા સમાન રૂપને ધારણ કરનારા તે ૬ મુનિઓ દેવકીના મ્હેલમા ગોચરી વ્હોરવા ગયા, તેમને જોઇને દેવકી રાણીને અતિમુક્ત મુનિએ કહેલી વાત યાદ આવે છે, કે તમને એકસરખા રૂપવાળા ૮ પુત્રો થશે આ બાબત તે શ્રી નેમિનાથને પૂછીને ચોક્કસ જાણે છે કે આ ૬ પુત્રો મારા જ છે તેમને સુલસાએ ઉછેરીને મોટા કર્યા છે ત્યાર બાદ દેવકી તે ૬ મુનિઓને વાદવા જાય છે, ત્યારે તેણીને પાનો ચડે છે (સ્તનમાથી દૂધ ઝરે છે), દેવકીને પુત્રની અભિલાષા થતા કૃષ્ણ વાસુદેવ અઠ્ઠમ તપથી હરિણેગમેષીને આરાધી માતાના મનોરથ પૂર્ણ કરે છે અવસરે સિંહનુ સ્વપ્ન આવતા તેના ફલરૂપે એક પુત્ર થયો તેનુ ગજસુકુમાલ નામ પાડ્યુ મોટો થતા કૃષ્ણે નાનાભાઈ ગજસુકુમાલને માટે એક સોમા નામની કન્યાને પસદ કરી તે કન્યાને અ ત પુરમા રખાવી પણ તે ગજસુકુમાલ નેમિનાથની દેશના સાભળી પરણ્યા વિના પ્રભુની પાસે દીક્ષા લઇ તેજ દિવસે એક રાત્રિના પ્રમાણવાલી પ્રતિમાના નિયમ પ્રમાણે શ્મશાનમા જઇને કાયોત્સર્ગ ધ્યાને રહ્યા ત્યા સોમાનો પિતા સોમિલ અચાનક આવી ચડે છે, તેને

ગજસુકુમાલને જોઈ ક્રોધ થયો, તેથી તે તેમના માથા પર માટીની પાળ બાંધી તેમાં અંગારા ભરે છે. ગજસુકુમાળ મુનીશ્વર આ તીવ્ર વેદનાને સમભાવે સહન કરી અંતકૃતકેવલી થઈ સિદ્ધ થયા. કૃષ્ણ વાસુદેવ બીજે દિવસે પ્રભુની પાસે આવી આ વાત જાણી બહુજ દીલગીર થયા. પ્રભુએ વૃદ્ધને મદદ કરવાની વાત યાદ કરાવી સોમિલ ગજસુકુમાલને કેવલજ્ઞાન થવામાં મદદ રૂપ થયો છે એમ જણાવી કૃષ્ણને શાંત કર્યા. પછી પાછા ફરી નગરીમાં પેસતાં કૃષ્ણને જોઈને સોમિલ બ્રાહ્મણ ભયથી મરી દુર્ગતિમાં ગયો. ૯–૧૦–૧૧મા અધ્યયનમાં અનુક્રમે કૃષ્ણના મોટાભાઇ બળદેવની ધારિણી રાણીના સુમુખ કુમાર, દુર્મુખ કુમાર અને કૂપક કુમારનું ચરિત્ર વર્ણવ્યું છે. અને ૧૨–૧૩મા અધ્યયનમાં ક્રમસર દારૂક કુમાર અને અનાદૃષ્ટિ કુમારનું જીવન જણાવ્યું છે. તે બંને વસુદેવ રાજા અને ધારિણીના પુત્રો થાય. તે પાંચે કુમારો શ્રીનેમિનાથની પાસે ચારિત્રને લઈ આરાધી શત્રુંજયે અણસણ કરી સિદ્ધ થયા. આ રીતે ત્રીજા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો.

**૪ ચોથા વર્ગમાં** ૧ જાલિ કુમાર, ૨ મયાલિ, ૩ ઉવયાલિ, ૪ પુરૂષસેન, ૫ વારિસેન, ૬ પ્રદ્યુમ્ન, ૭ શાંબ, ૮ અનિરૂદ્ધ, ૯ સત્યનેમિ, ૧૦ દૃઢનેમિ. આ દશ યાદવ કુમારોનું વર્ણન અનુક્રમે એકેક અધ્યયનમાં કર્યું છે, તેથી અધ્યયન પણ કુમારના નામથી પ્રસિદ્ધ છે. તેમાં જાલિકુમારના પિતા વસુદેવ અને માતા ધારિણી કહી છે. ત્યાર પછીના પાંચ કુમારોના પિતા કૃષ્ણ અને માતા રૂક્મિણી હતી. કૃષ્ણ અને જાંબુવતીના પુત્ર શાંબકુમાર જાણવા. પ્રદ્યુમ્ન અને વૈદર્ભી રાણીના અનિરૂદ્ધ કુમાર પુત્ર હતા. સત્યનેમિ અને દૃઢનેમિ એ પ્રભુ નેમિનાથના ભાઇ થાય. તે સમુદ્રવિજય રાજાની શિવાદેવી રાણીના પુત્ર હતા. આ દશેનો અધિકાર પહેલા ત્રણ વર્ગની બીનાની જેવો જાણવો. એટલે તેઓ પ્રભુ નેમિનાથની પાસે દીક્ષા લઈ આરાધી શત્રુંજયે અનશન કરી સિદ્ધ થયા.

**૫ પાંચમા વર્ગમાં** કૃષ્ણની આઠ પટરાણીઓ ૧ પદ્માવતી, ૨ ગૌરી, ૩ ગાંધારી, ૪ લક્ષ્મણા, ૫ સુસીમા, ૬ જાંબુવતી, ૭ સત્યભામા અને ૮ રૂક્મિણીની તથા શાંબકુમારની ૯ મૂલશ્રી, ને ૧૦ મૂલદત્તારાણીની બીના અનુક્રમે એકેક અધ્યયનમાં વર્ણવેલી છે, તેથી અધ્યયન પણ તે નામથી ઓળખાય છે. અહીં પહેલા અધ્યયનની શરૂઆતમાં કૃષ્ણવાસુદેવ પ્રભુ નેમિનાથને પૂછે છે કે આ દ્વારિકા નગરીનો વિનાશ શાથી થશે? પ્રભુએ આ પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે– "દારૂ, અગ્નિ અને દ્વીપાયન ઋષિનો શ્રાપ એ ત્રણ નિમિત્તે દ્વારકાનો વિનાશ થશે" તે સાંભળી કૃષ્ણે પ્રભુની પાસે દીક્ષા લઇ આત્મહિતને સાધનારા પુણ્યવંતા જાલિ મયાલિ વગેરે યાદવકુમારોની પ્રશંસા કરીને પોતાની આ રીતે નિંદા કરી કે "મેં નિર્ભાગીએ દીક્ષા લઇ આત્મહિત ન સાધ્યું." તે વખતે પ્રભુએ કહ્યું કે, "પાછલા ભવમાં નિયાણું કરવાથી તેના ભોગ ફલને ભોગવનારા વાસુદેવો હોવાથી તે ભવમાં તેઓ ચારિત્ર લઇ શકેજ નહિ." પ્રભુને કૃષ્ણે પૂછ્યું કે, અહીંથી મરીને હું કયાં જઈશ? પ્રભુએ ત્રીજી નરકમાં જવાનું કહ્યું. તે સાંભળી બહુ જ નાખૂશ થયેલા કૃષ્ણને પ્રભુએ કહ્યું કે, "વાસુદેવો બધા નરકમાં જ

ગયા છે, જાય છે ને જશે" પરતુ તમારામા તે બધા કરતા વિશિષ્ટતા એ રહી છે કે તમે આવતી ચોવીશીમા "અમમ નામના તીર્થંકર થશો." તે સાંભળી કૃષ્ણ રાજી થયા પછી દ્વારિકામા આવી તેમણે ઉદ્ઘોષણા કરાવી કે, "આ નગરીનો અમુક વર્ષો પછી ત્રણ કારણે વિનાશ થવાનો છે; તેથી જેને સસાર તજીને પ્રભુ શ્રીનેમિનાથની પાસે ચારિત્ર લેવુ હોય, તે ખૂશીથી લઈ આત્મહિત સાધે, તે બધાનો દીક્ષા મહોત્સવ હુ કરીશ, અને તેમના પાછળ રહેલા પુત્રાદિ સબધિઓનુ હુ બહુ સારી રીતે પાલન કરીશ" આ સાભળીને ઘણા ભવ્ય જીવોએ પ્રભુની પાસે ચારિત્ર લઈ આરાધવા માડયું કૃષ્ણની પટરાણી પદ્માવતીએ પ્રભુને વાદી દેશના સાંભળી ચારિત્ર લેવાની ઇચ્છા થતા કૃષ્ણની પાસે આજ્ઞા માગી તેને આજ્ઞા આપી અને મોટા મહોત્સવ સાથે પ્રભુ શ્રી નેમિનાથના વરદ હસ્તે દીક્ષા અપાવી પ્રભુએ તેને યક્ષિણી નામની સાધ્વીને સોંપી તે ચારિત્ર પાળી અનેક પ્રકારના તપ કરી એક માસનુ અનશન કરી મોક્ષે ગઈ બીજી ગૌરી વગેરે ૭ પણ કૃષ્ણનીજ પટરાણીઓ હતી અને નવમી મૂળશ્રી અને દશમી મૂળદત્તા કૃષ્ણના પુત્ર શાબકુમારની સ્ત્રીઓ હતી તે નવે રાણીઓ પદ્માવતી રાણીની માફક ચારિત્રને આરાધી કેવલ જ્ઞાન પામી મોક્ષને પામી હતી અહીં પાચમો વર્ગ પૂરો થાય છે

**૬ છઠ્ઠા વર્ગમા** ૧ મકાતિ, ૨ કિકમ, ૩ મુદ્ગરપાણિ, ૪ કાશ્યપ, ૫ ક્ષેમક, ૬ કૃતિધર, ૭ કૈલાસ, ૮ હરિચદન, ૯ વારત્ત, ૧૦ સુદર્શન, ૧૧ પૂર્ણભદ્ર, ૧૨ સ્વપ્નભદ્ર, ૧૩ સુપ્રતિષ્ઠ, ૧૪ મેઘ, ૧૫ અતિમુક્તકુમાર, ૧૬ અલક્ષ નામના રાજા આ સોલ ભવ્ય જીવોના ચરિત્ર અનુક્રમે એકેક અધ્યયનમા કહ્યાં છે તેથી દરેક અધ્યયન તે તે નાયકના નામથી ઓળખાય છે તેમાં શ્રેણિકરાજાના રાજગૃહ નગરમા મકાતિ અને કિકમ નામના બે ગાથાપતિ રહેતા હતા, તે બને પ્રભુ શ્રીવીરની દેશના સાભળી, ચારિત્ર લઈ, ગુણરત્ન સવત્સરાદિ તપસ્યા કરી વિપુલાચળ પર્વત પર અનશન કરી અત સમયે કેવલી થઈ સિદ્ધિ પદ પામ્યા આ બીના વિસ્તારથી પહેલા બે અધ્યયનોમા ક્રમસર જણાવી છે

**૩ ત્રીજુ અધ્યયન** મુદ્ગરપાણિ યક્ષના નામથી પ્રસિદ્ધ છે તેનુ કારણ એ કે તેની બીના અહીં વધારે આવે છે, તેમજ અર્જુનમાળી પહેલા તેની કાયમ પૂજા કરતો હતો તેથી પણ અર્જુનમાળીની મુખ્યતા સમજવી તેની બીના ટૂકામા આ પ્રમાણે જાણવી– રાજગૃહ નગરમાં અર્જુન નામનો માળી રહેતો હતો, તેને બધુમતી નામની રૂપવતી સ્ત્રી હતી તે માળી મુદ્ગરપાણિ યક્ષનો ભક્ત હતો દરરોજ તે પોતાના બગીચામાથી ફૂલો વીણી પહેલા તે મુદ્ગર-પાણિ યક્ષની પ્રતિમાની બહુ સુદર રીતે તે પુષ્પોવડે પૂજા કરતો હતો પછી શહેરમા જઈને ફૂલો વેચી પોતાની આજીવિકા ચલાવતો હતો એક વખત શ્રેણિક રાજાએ કોઈક મહોત્સવની ઉદ્ઘોષણા કરાવી એટલે વધારે ફૂલો વેચાશે, એમ ધારી બીજે દિવસે બધુમતીને સાથે લઈને તે પોતાના બગીચામા ગયો, ત્યાથી ઘણા ફૂલો લઈ મુદ્ગરપાણિની પૂજા કરવા સ્ત્રી સહિત આવ્યો

રાજગૃહ નગરમાં છ દુરાચારી મિત્રો રહેતા હતા. તેમણે અર્જુન માળીની સ્ત્રી બંધુમતીને અતિ રૂપવંતી જોઈ તેની સાથે ભોગ ભોગવવાની ઇચ્છા કરી, અને મુદ્ગરપાણિ યક્ષના મંદિરમાં છાના સંતાઈ રહ્યા. અર્જુનમાળી યક્ષની પૂજા કરી નમસ્કાર કરવા લાગ્યો, એટલે તે છએ જણાંએ બહાર નીકળી તેને બાંધી લઇને તેની ને યક્ષની સમક્ષ તેની સ્ત્રી સાથે ભોગ ભોગવ્યા. તે જોઈ અર્જુનમાળીને યક્ષની ઉપર અરૂચિ થઇ. તેથી તેણે યક્ષને ઉદ્દેશીને કહ્યું કે–હું તને આજ દિન સુધી દેવ માનતો હતો, પણ તું તો ખરેખર લાકડાંની મૂર્ત્તિ રૂપે લાકડું જ જણાય છે. નહિ તો તારી સમક્ષ તારો ભક્ત જે હું તેની આવી વિટંબના તું કેમ સહન કરી શકે ? આવા શબ્દો સાંભળીને યક્ષે તેના શરીરમાં પ્રવેશ કરી, તેના બંધનને તોડી, મુદ્ગર લઈ તે વડે પહેલાં તો બંધુમતીને અને છએ ગોઠીલ્લા પુરૂષોને મારી નાંખ્યા. પછી તે દરરોજ છ પુરૂષોને અને એક સ્ત્રીને મારવા લાગ્યો. શ્રેણિક રાજાએ આ વાત જાણીને નગરના દરવાજા બહાર સવારે કોઇએ ન જવાની ઉદ્ઘોષણા કરાવી. એક વખત મહાવીરસ્વામી ત્યાં સમવસર્યા. તેમને વાંદવા જવાની તે નગરીમાં રહેનારા સુદર્શન શેઠની ઇચ્છા થઈ. તેના પિતા વિગેરેએ યક્ષના ઉપદ્રવને જણાવી પ્રભુને વાંદવા જવાનો નિષેધ કર્યો, પણ તે તો ત્યાં જવા નીકળ્યો. નગરની બહાર નીકળતાં અર્જુન માળીને મુદ્ગર ઉપાડીને સામે આવતો જોયો, એટલે તેણે ચાર શરણ સાથે સાગારી અણસણ કરી કાયોત્સર્ગ કર્યો. અર્જુન માળી તેની પાસે આવ્યો, પણ તેના પુણ્યની પ્રબલતાથી સ્તંભી ગયો, એટલે યક્ષ પણ તેના શરીરમાંથી નીકળી મુદ્ગર લઇને ચાલ્યો ગયો. અર્જુન માળી બેભાન થઇને જમીન પર પડયો. તેને શુદ્ધિ આવતાં તેણે સુદર્શન શેઠને 'તમે કોણ છો ? ને કયાં જાઓ છો ?' એમ પૂછયું. શેઠે જવાબ દેતાં કહ્યું કે હું પ્રભુ શ્રીમહાવીરસ્વામીને વાંદવા જઉં છું. અર્જુન માળીએ સાથે આવવા ઇચ્છા જણાવી. બંને પ્રભુના સમવસરણમાં ગયા. દેશના સાંભળી પ્રતિબોધ પામી અર્જુન માળીએ ચારિત્ર લીધું. ને તેજ વખતે છઠ્ઠ છઠ્ઠનો તપ કાયમ કરવાની પ્રતિજ્ઞા કરી. પારણાંને દિવસે શહેરમાં ગોચરી માટે જતાં પોત પોતાના સંબંધીઓને મારી નાંખનાર આ મુનિને જાણી લોકો તેની ઘણી કદર્થના કરવા લાગ્યા. અર્જુન મુનિએ તે બધી સમભાવે સહન કરી. એ પ્રમાણે ૬ મહિનાનું ચારિત્ર પાળી ૧૫ દિવસનું અણસણ કરી અર્જુન મુનિ સિદ્ધિ પદને પામ્યા.

**૪ ચોથા અધ્યયનમાં** રાજગૃહ નગરના કાશ્યપ ગાથાપતિનું વર્ણન કર્યું છે.

**૫ પાંચમા અધ્યયનમાં** કાકંદી નગરીના ક્ષેમક ગાથાપતિનું, છઠ્ઠામાં કાકંદી નગરીના ધૃતિધર ગાથાપતિનું, સાતમામાં સાકેત નગરીના કૈલાસ ગાથાપતિનું, આઠમામાં સાકેત નગરીના હરિચંદન ગાથાપતિનું, નવમામાં રાજગૃહ નગરના વારત્તક ગાથાપતિનું, દશમામાં વાણિજ્ય ગ્રામના સુદર્શન ગાથાપતિનું, અગ્યારમામાં વાણિજ્ય ગ્રામના પૂર્ણભદ્ર ગાથાપતિનું, બારમા અધ્યયનમાં શ્રાવસ્તિના સુમનોભદ્ર ગાથાપતિનું, તેરમામાં શ્રાવસ્તિ નગરીના સુપ્રતિષ્ઠ ગાથાપતિનું અને ચૌદમા અધ્યયનમાં રાજગૃહ નગરવાસી મેઘ ગાથા-

પતિનું જીવન જણાવ્યું છે તે બધા પ્રભુ શ્રીમહાવીર દેવની પાસે ચારિત્ર લઈ વિપુલગિરિ પર અણસણ કરી અંતકૃતકેવલી થઈને મોક્ષે ગયા છે

**૧૫ પંદરમા અધ્યયનમા** પોલાસપુરના રાજા વિજયની રાણી શ્રીદેવીના પુત્ર —અતિમુક્ત કુમારનુ વર્ણન કર્યું છે આ નગરના શ્રીવન નામના ઉદ્યાનમા મહાવીરસ્વામી પધાર્યા તેમની સાથે આવેલા ગૌતમસ્વામી ગોચરી વ્હોરવા પોલાસપુરમા પધાર્યા અતિમુક્તકુમાર બાલ્યાવસ્થા હોવાથી બીજા બાળકો સાથે રમવા નીકળ્યો છે તેણે ગૌતમસ્વામીને જોયા એટલે તેમની પાસે આવી 'તમે કોણ છો? અને શા માટે ફરો છો?' એમ પૂછ્યું ગૌતમસ્વામીએ કહ્યુ કે–અમે સાધુ છીએ, ને ગોચરી વ્હોરવા માટે ફરીએ છીએ અતિમુક્ત કહે–"હે મહારાજ! મારી સાથે પધારો, હુ મારે ઘરેથી ભિક્ષા વ્હોરાવુ" ગૌતમસ્વામી તેની સાથે ચાલ્યા, તેમને જોતા શ્રીદેવી રાણી બહુ રાજી થયા, અને નિર્દોષ આહાર પાણી વ્હોરાવ્યા પછી ગૌતમસ્વામીને પાછા વળતા અતિમુક્તે પૂછ્યું કે "આપ કયા રહો છો?" ગૌતમસ્વામીએ કહ્યુ કે–મારા ગુરૂ મહાવીરસ્વામી નગરની બહાર શ્રીવન નામના ઉદ્યાનમા બિરાજે છે, તેમની પાસે હુ રહુ છુ ને ત્યાં જાઉ છુ ત્યારે અતિમુક્ત કુમારે ત્યા સાથે આવવા ઈચ્છા જણાવી ગૌતમસ્વામીએ 'જેમ સુખ ઉપજે તેમ કર' એમ કહેવાથી તે તેમની સાથે વીર પ્રભુ પાસે આવ્યો પ્રભુને વંદન કરી બેઠો પ્રભુએ યોગ્ય જીવ જાણી દેશના આપી તે પ્રતિબોધ પામ્યો માતાપિતાની આજ્ઞા લઈને ચારિત્ર લેવાની ઈચ્છા જણાવી પછી તે આજ્ઞા લેવા આવ્યો માતાપિતાએ ઘણુ સમજાવ્યો, પણ તેણે કહ્યું કે– 'હુ જે નથી જાણતો, તે જાણુ છુ અને જાણુ છુ, તે નથી જાણતો' આનો અર્થ એ છે કે–"હે માતાપિતા! હુ જાણુ છુ કે જન્મેલા પ્રાણીએ જરૂર મરવાનુ છે, પરતુ હે માતાપિતા! કયારે (સવાર સાંઝ વગેરેમાના કયા ટાઈમે) કયા ક્ષેત્રમા, કઇ રીતે અને મોડા કે વ્હેલા મરવાનુ છે? તે હુ નથી જાણતો વળી હે માતાપિતા! કયા કર્મોના ઉદયે જીવો નારકાદિ સ્વરૂપે ઉપજે છે? તે હુ જાણતો નથી પણ હે માતાપિતા! આ તો હુ જરૂર જાણુ છુ કે પોતે બાધેલા કર્મોદયે જીવ સસારમા રઝળે છે આ કારણથી મે તમને એમ કહ્યુ કે હુ જે જાણુ છુ તે હુ નથી જાણતો અને જે હુ નથી જાણતો, તેને જાણુ છુ માટે હે માતાપિતા! તમે મને આજ્ઞા આપો કે જેથી મારી ચારિત્ર લેવાની ભાવના પૂરી થાય" ઈત્યાદિ કહીને છેવટ રજા મેળવી તેણે વીર પ્રભુ પાસે દીક્ષા લીધી અને ઘણા વર્ષોનો દીક્ષા પર્યાય પાળી ગુણરત્ન સંવત્સરાદિ તપ કરી વિપુલગિરિ ઉપર અણસણ કરી સિદ્ધ થયા

**૧૬ સોલમા અધ્યયનમા** કહ્યુ છે કે—વાણારસી નગરીના અલક્ષ નામના રાજા પ્રભુ શ્રીમહાવીર દેવને વંદન કરવા ગયા દેશના સાભળી પ્રતિબોધ પામી પ્રભુની પાસે ચારિત્ર લઇ આરાધી વિપુલાચલ ઉપર અણસણ કરી મોક્ષે ગયા.

**॥ અહીં છઠ્ઠા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

**૭ સાતમા વર્ગમાં** ૧ નંદા, ૨ નંદામતી, ૩ નંદોત્તરા, ૪ નંદસેના, ૫ મહયા, ૬ સુમરૂતા, ૭ મહામરૂતા, ૮ મરૂદેવા, ૯ ભદ્રા, ૧૦ સુભદ્રા, ૧૧ સુજાતા, ૧૨ સુમતિ, અને ૧૩ ભૂતદિન્ના નામે શ્રેણિકરાજાની ૧૩ રાણીઓના ૧૩ અધ્યયનો છે. તે તેરે રાણીઓએ મહાવીરસ્વામી પાસે ચારિત્ર લીધું છે. ૨૦–૨૦ વર્ષનો દીક્ષા પર્યાય પાળી સિદ્ધિના સુખ મેળવ્યા છે.

**૮ આઠમા વર્ગમાં** ૧ કાલી, ૨ સુકાલી, ૩ મહાકાલી, ૪ કૃષ્ણા, ૫ સુકૃષ્ણા, ૬ મહાકૃષ્ણા, ૭ વીરકૃષ્ણા, ૮ રામકૃષ્ણા, ૯ પિતૃસેનકૃષ્ણા, અને ૧૦ મહાસેનકૃષ્ણા નામની શ્રેણિક રાજાની દશ રાણીઓના દશ અધ્યયનો કહ્યા છે. તેમાં પહેલા અધ્યયનમાં ચંપાનગરીમાં કોણિકરાજા હતા. ત્યાં તેની લઘુમાતા કાલી નામે શ્રેણિકરાજાની રાણી હતી. ત્યાં મહાવીરસ્વામી પધારતાં તે વાંદવા ગઈ. દેશના સાંભળી પ્રતિબોધ પામી કોણિકરાજાની આજ્ઞા લઇને તેણે ચારિત્ર લીધું. પ્રભુએ કાલી સાધ્વીને ચંદનબાલા મહત્તરાને સોંપી. શુદ્ધ ચારિત્ર પાળતાં અને અનેક પ્રકારના તપ કરતાં તેની ઇચ્છા રત્નાવળી તપ કરવાની થઈ. તેણીએ ચંદનબાલાની આજ્ઞા લઈ રત્નાવળી તપની ચાર પરિપાટી કરી. અહિં રત્નાવળી તપનું સ્વરૂપ જણાવ્યું છે. તે તપ કર્યા બાદ શરીર અસ્થિશેષ (જેમાં કેવળ હાડકાજ દેખાય તેવું) રહેવાથી સાધ્વી ચંદનબાલાની આજ્ઞા લઈ તેણે એક મહિનાનું અણસણ કરી કેવળ જ્ઞાન પામી સિદ્ધિના સુખ મેળવ્યા. અહીં પહેલા અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો. ॥

**૨ બીજા અધ્યયનમાં** સુકાલીનું વર્ણન આવે છે. તેણીએ ચારિત્ર લઈને કનકાવળી તપ કર્યો છે. ત્રીજી મહાકાલી રાણીએ ચારિત્ર લઇને લઘુસિંહ નિષ્ક્રીડિત તપ કર્યો છે. ચોથી કૃષ્ણારાણીએ ચારિત્ર લઇને મોટો સિંહનિષ્ક્રીડિત તપ કર્યો છે. પાંચમી સુકૃષ્ણા-રાણીએ ચારિત્ર લઇને સપ્તસપ્તમિકા નામની ભિક્ષુ પ્રતિમાને અંગીકાર કરી તેને અનુસરતો મહાતપ કર્યો છે. છઠ્ઠી મહાકૃષ્ણા રાણીએ ચારિત્ર લઇને લઘુસર્વતોભદ્રા પ્રતિમાનું આરાધન કર્યું છે. સાતમી વીરકૃષ્ણા સાધ્વીએ મહાસર્વતોભદ્રા પ્રતિમાનું આરાધન કર્યું છે. આઠમી રામકૃષ્ણા સાધ્વીએ ભદ્રોત્તરા પ્રતિમાનું આરાધન કર્યું છે. એટલે તે ત્રણે સાધ્વી-ઓએ તેમાં બતાવેલો તપ કર્યો છે. નવમી પિતૃસેન કૃષ્ણા રાણીએ દીક્ષા લઇ મુકતાવલી તપ ચાર પરિપાટીએ કર્યો છે. અને દશમી મહાસેન કૃષ્ણારાણીએ આંબિલ વર્ધમાન તપનું આરાધન કર્યું છે. આ તપમાં એક આંબિલથી માંડીને ચડતા સો (૧૦૦) આયંબિલ કરવામાં આવે છે. અને આંતરે આંતરે ઉપવાસ કરવામાં આવે છે. એટલે એકંદર ૫૦૫૦ આંબિલ અને ૧૦૦ ઉપવાસ મળીને ૫૧૫૦ દિવસે એટલે ૧૪ વર્ષ, ૩ માસ; ૨૦ દિવસ લાગટ આ તપ કરનારા ભવ્યજીવોને થાય છે. મહાસેન કૃષ્ણા સાધ્વી એ રીતે તપ કરી ૧૭ વર્ષનો કુલ દીક્ષા પર્યાય પાળીને ચંદનબાળાની આજ્ઞા લઇ એક માસનું અણસણ કરી કેવલ જ્ઞાન પામી મોક્ષે ગઈ.

આ દશે સાધ્વીઓમાની કાલી સાધ્વીનો ૮ વર્ષનો દીક્ષા પર્યાય હતો પછી એકેક વર્ષની વૃદ્ધિ કરતા છેલ્લી દશમી સાધ્વીનો દીક્ષાપર્યાય ૧૭ વર્ષનો હતો આ દશે રાણીઓ ચેટક રાજા સાથેના કોણિકના યુદ્ધમા પ્રથમના દશ દિવસોમા અનુક્રમે પોતાના કાલકુમાર વગેરે દશે પુત્રોના મરણની વાત પ્રભુવીરની પાસે સાભળી વૈરાગ્ય થવાથી ચારિત્ર લઈ અંતકૃત્કેવલી થઈને સિદ્ધિપદ પામી છે અહી કહેલા તપનુ વર્ણન વિસ્તારથી કર્યું છે આ રીતે આઠમા વર્ગનો ટૂક પરિચય પૂરો થયો બીજા ગ્રથોમા અહી કહેલા અધ્યયનનુ નામ ઉદ્દેશો કહ્યુ છે એટલે ૮ વર્ગોમા ૯૨ ઉદ્દેશા છે એમ કહ્યુ છે આમાથી મનન કરી અપૂર્વ આત્મિક બોધને દેનારા ૧૪ મુદ્દાઓ ક્રમસર આ રીતે જાણવા–૧ ત્રીજા વર્ગમા ગજસુકુમાલની બીના, ૨ પાચમા વર્ગમા કહેલ દ્વારિકાના વિનાશનુ વર્ણન, ૩ છઠ્ઠા વર્ગમા મુદ્ગરપાણિ અથવા અર્જુન માળીનો અધિકાર, ૪ અતિમુક્તકુમારનુ વર્ણન, ૫ આઠમા વર્ગમા દશ પ્રકારના તપનુ વર્ણન ૬ પુત્રના લાલનપાલન માટે દેવકીજીનો તીવ્ર મોહ, ૭ ગજસુકુમાળે સહન કરેલ પ્રાણાંત ઉપસર્ગ, ૮ કૃષ્ણ વાસુદેવનો દ્વારિકાનો વિનાશ થવાનુ સાભળતા ચારિત્ર ધર્મ ઉપરનો પ્રેમ, ૯ ચારિત્ર ગ્રહણ કરનારને પૂરતી મદદ દેવાની ઉદ્ઘોષણા, ૧૦ છ ગોઠીલા (દુરાચારી) પુરૂષોની કામને આધીન થવાથી થયેલી દુર્દશા, ૧૧ સુદર્શન શેઠની જિનને વદન કરવા માટે જવાની દઢતા, ૧૨ અર્જુનમાળીએ ચારિત્ર લઈને સહન કરેલ સમસ્ત પ્રજા તરફનો ઉપસર્ગ, ૧૩ અતિમુક્ત કુમારને પાછલા ભવોના શુભ સસ્કારોથી ચારિત્ર ધર્મ ઉપર બાલ્યાવસ્થામા જ થયેલ રાગ અને ૧૪ શ્રેણિક રાજાની દશે રાણીઓએ કરેલ ઉગ્ર તપ ભવ્ય જીવોએ આ ૧૪ મુદ્દાઓ ખાસ ધ્યાન દઈને વાચી સાર લઈ આત્મ રમણતા જરૂર વધારીને મોક્ષના અવ્યાબાધ સુખ મેળવવા એજ માનવ જીવનનુ ખરૂ રહસ્ય છે

॥ શ્રી અંતગડ દશાંગ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો નવમો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

## ॥ દશમો પ્રકાશ ॥

### ॥ ૯ અનુત્તરોપપાતિક દશાંગ સૂત્રનો પરિચય ॥

॥ आर्या ॥

अह हं दसमपयासे, वुच्छमणुत्तरोववाइयसुयस्स ॥
नवमंगस्स परिचयं, संखेवा अप्पसुक्खदयं ॥ ७६ ॥

वग्गतिगं दस पढमे, तेरस विइए तहेव दस तइए ॥
तेत्तीसज्झयणाइं, सत्तण्हं धारिणी माया ॥ ७७ ॥

तह चेल्लणा य दुण्हं, माया नंदाऽऽभयस्स दसमस्स ॥
सेणियपिया दसण्हं, अणुत्तरेसुं गया कमसो ॥ ७८ ॥

विवरीयकमा जाया, अंतिल्ला पंचणुत्तरा देवा ॥
सिद्धी तओ विदेहे, पढमे वग्गे रहस्समिणं ॥ ७९ ॥

विइए तेरस पुत्ता, सेणियनिव धारिणी जणयजणणी ॥
सोलस वरिसा दिक्खा, विजये पढमाण दुण्हंपि ॥ ८० ॥

विजयंते दो दो दो, जयंत अपराजिए तहा कमसो ॥
पंचंतिल्ला मज्झे, महाविदेहे तओ सिद्धी ॥ ८१ ॥

धण्णाईणं तइए, काकंदीवासिधण्णपव्वज्जा ॥
जियसत्तुनिवेण कओ, महुस्सवो तस्स दिक्खाए ॥ ८२ ॥

छट्ठतवंबिलपारण, भिग्गहदेहट्ठिसेसवुत्तंतं ॥
धण्णो मुणी महादुक्क-रकारगनिज्जरो भणिओ ॥ ८३ ॥

सिरिवीरेणं पहुणा, सेणियनिव पुच्छिएण समणेसुं ॥
तुट्ठनिवो वंदइ तं, विउलेऽणसणं च सव्वट्ठे ॥ ८४ ॥

सिद्धी महाविदेहे, सुणक्खत्ताईणमेव वुत्तंतं ॥
कायंदी रायगिही, साकेयपुरं च वाणिज्जं ॥ ८५ ॥

दो तिण्णि दो य दो इग, माया भद्दा तहा नवण्हंपि ॥
भिण्णा भिण्णा भणिया, देहट्ठपिया कओ तेणं ॥ ८६ ॥

दिक्खुस्सवो छमासा, नव बहुवरिसा वहेव अट्ठण्ह ॥
अंते विउलेऽणसणं, सव्वट्ठ विदेहनिव्वाण ॥ ८७ ॥

**શબ્દાર્થ તથા સ્પષ્ટાર્થ**—હવે શ્રીજૈન પ્રવચન કિરણાવલીના દશમા પ્રકાશમા નવમા શ્રી અનુત્તરોપપાતિક દશાંગ સૂત્રનો પરિચય ટૂંકામા કહીશ તે પરિચય મનન કરનારા ભવ્ય જીવોને નિજ ગુણ રમણતાના અપૂર્વ આનંદથી થતા સુખને આપનારો છે ॥૭૬॥ જે અંગના દશ વગેરે અધ્યયનોમા ચારિત્રને આરાધી અનુત્તર વિમાનવાસી દેવ રૂપે થનારા મુનિવરોનુ વર્ણન કર્યું છે, તે અનુત્તરોપપાતિક દશાંગ કહેવાય આ નવમા અંગમા ત્રણ વર્ગો છે તેમા પહેલા વર્ગના દશ અધ્યયનોમા ૧ જાલિકુમાર, ૨ મયાલિ, ૩ ઉપજાલિ, ૪ પુરૂષસેન, ૫ વારિસેન, ૬ દીર્ઘદંત, ૭ લષ્ટદંત, ૮ વેહલ્લ, ૯ વેહાસ, ૧૦ અભયકુમાર શ્રેણિક રાજાના આ દશ કુમારોનુ અનુક્રમે એકેક અધ્યયનમા વર્ણન કર્યું છે, તેથી તેના નામથી અધ્યયન ઓળખાય છે અહીં શરૂઆતમા કહેલા સાત કુમારોની માતા ધારિણી, તે પછીના આઠમા નવમા કુમારોની માતા ચેલ્લણા અને અભયકુમારની માતા નંદા હતી તે દશે કુમારોએ પ્રભુ શ્રીમહાવીરની પાસે દીક્ષા લીધી ચારિત્ર પાળીને પહેલા જાલિમુનિથી વારિસેનમુનિ સુધીના પાંચ મુનિઓ અનુક્રમે વિજય વૈજયંત જયંત અપરાજિત અને સર્વાર્થસિદ્ધ વિમાને એકાવતારી દેવ થયા છેલ્લા પાંચે મુનિઓ ઉત્ક્રમે પાંચમા, ચોથા, ત્રીજા બીજા ને પહેલા અનુત્તર વિમાનમા દેવ થયા ત્યાથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા મનુષ્ય થઇ ચારિત્ર આરાધી મોક્ષે જશે અહીં પહેલા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો બીજા વર્ગના ૧૩, અને ત્રીજા વર્ગના ૧૦ અધ્યયનો મળીને ( ૧૦-૧૩-૧૦ ) કુલ ૩૩ અધ્યયનો ત્રણે વર્ગોના જાણવા તથા જાલિ વગેરે દશે કુમારોના પિતા શ્રેણિક રાજા હતા આ પહેલા વર્ગનુ રહસ્ય જાણવુ ॥૭૭-૭૮-૭૯॥ બીજા વર્ગમા ૧ દીર્ઘસેન, ૨ મહાસેન, ૩ લષ્ટદંત, ૪ ગૂઢદંત, ૫ શુદ્ધદંત, ૬ હલ્લ, ૭ દ્રુમ, ૮ દ્રુમસેન, ૯ મહાદ્રુમસેન, ૧૦ સિંહ, ૧૧ સિંહસેન, ૧૨ મહાસિંહસેન, ૧૩ પુણ્યસેન નામના શ્રેણિક રાજાની ધારિણી રાણીના ૧૩ પુત્રોના વર્ણનને જણાવનારા ૧૩ અધ્યયનો છે તે બધા મહાવીરસ્વામી પાસે ચારિત્ર લઇને સોળ સોળ વર્ષ સુધી તેનુ આરાધન કરીને પહેલા બે મુનિઓ વિજય વિમાને, પછીના બે મુનિઓ વૈજયંત વિમાને, પછીના બે મુનિઓ જયંત વિમાને, પછીના બે મુનિઓ અપરાજિત વિમાને દેવ થયા છેલ્લા પાંચે મુનિઓ સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા છે ત્યાથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા સાધુ થઈ મોક્ષે જશે ॥૮૦-૮૧॥ ત્રીજા વર્ગમા ૧૦ અધ્યયનો છે તેમા અનુક્રમે ૧ ધન્ય, ૨ સુનક્ષત્ર, ૩ ઋષિદાસ, ૪ પેલ્લક, ૫ રામપુત્ર, ૬ ચંદ્ર, ૭ પૃષ્ઠ, ૮ પેઢાલપુત્ર, ૯ પોટ્ટિલ, ૧૦ વેહલ્લ આ દશેની બીના ક્રમસર એકેક અધ્યયનમા કહેલી હોવાથી અધ્યયનો તે તે ધન્યાદિના નામથી ઓળખાય છે પહેલુ અધ્યયન મોટુ છે તેમા કહ્યુ છે કે-કાકંદી નગરીમા રહેનારી ભદ્રા માતાના પુત્ર ધન્ય કુમારે શ્રીમહાવીરદેવ ત્યા પધારતા તેમની પાસે જઈ દેશના સાભળી પ્રતિબોધ પામી ભદ્રામાતાની આજ્ઞા ઘણી મ્હેનતે મેળવી જિતશત્રુ રાજાએ કરેલા દીક્ષામહોત્સવથી

**સ્પષ્ટાર્થ:**—મહાચમત્કારી વિદ્યાઓમાંની પ્રશ્નવિદ્યા, અપ્રશ્નવિદ્યા, પ્રશ્નાપ્રશ્ન વિદ્યા વગેરે બીનાને જણાવનારૂં જે અંગ, તે પ્રશ્ન વ્યાકરણાંગ કહેવાય. જેનો અધિષ્ઠાયક દેવ હોય તે મંત્ર કહેવાય. જેની અધિષ્ઠાયિકા દેવી હોય, તે વિદ્યા કહેવાય. આ દશમા અંગમાં તે સર્વ મંત્રાદિની બીના પણ પહેલાં કહેલી હતી. કાલાદિના દોષથી તે ભાગ વિચ્છેદ પામ્યો, તેથી હાલ આશ્રવ સંવરની બીનાને જણાવનારા ૧૦ અધ્યયનો જ અહીં બાકી રહ્યા છે. તેમાં ૧ પહેલા પ્રાણાતિપાત નામના અધ્યયનની શરૂઆતમાં મંગલ વગેરેનું વર્ણન કરીને આશ્રવ સંવરનું વર્ણન કરવાની પ્રતિજ્ઞા કરી છે. તેમાં આશ્રવોને કહેતાં પહેલા પ્રાણાતિપાતનું સ્વરૂપ, તેના જૂદા જૂદા નામો કહીને જણાવ્યું છે કે ચમાર વગેરે હલકી કોટીના જીવો ચામડું, ચરબી વગેરે મેળવવા માટે જીવોની હિંસા કરે છે. પછી પૃથ્વીકાયાદિ પાંચેની હિંસાના કારણો જણાવીને કહ્યું કે મચ્છીમાર શક વગેરે મ્લેચ્છો જીવોને નિર્દય ભાવે હણી નરકાદિ દુર્ગતિમાં જઈ આકરાં દુ:ખો ભોગવે છે. કદાચ મનુષ્ય થાય તો તેમાં ખરાબ પરિસ્થિતિવાળા તેઓ બહુજ આધિ વ્યાધિ ઉપાધિના બહુજ દુ:ખો ભોગવે છે. એટલે હિંસાના કારણ ફલ વગેરેનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

૨ બીજા મૃષાવાદ નામના અધ્યયનમાં મૃષાવાદનુ સ્વરૂપ અને તેના નામો કહીને જણાવ્યું છે કે ૧ નાસ્તિક, ૨ પંચસ્કંધવાદી, ૩ પુણ્યાદિના ફલને નહિ માનનારા જીવો, ૪ ઇંડામાંથી અને બ્રહ્માથી જગતની ઉત્પત્તિ માનનારા, ૫ વૈષ્ણવો, ૬ એકાત્મવાદી, ૭ અકારકવાદી, ૮ બીજાની ઉપર ખોટું આળ દેનારા જીવો, ૯ કન્યા વગેરેની બાબતમાં જુઠું બોલનારા જીવો, ૧૦ જીવોને હણવામાં પાપ નહિ માનનારા જીવો, ૧૧ અનર્થદંડનો ઉપદેશ દેનારા જીવો તથા ૧૨ અનર્થદંડની અનુમોદના કરનારા જીવો, આ તેર પ્રકારના જીવો તથા તેવા પ્રકારના બીજા પણ જીવો જૂઠું બોલે છે. અહીં અંડવાદ સ્વયંભૂવાદનું સ્વરૂપ ટૂંકામાં જણાવીને 'સર્વ જગત્ વિષ્ણુમય છે' આ મતનું સ્વરૂપ ટૂંકામાં કહ્યું છે. તેને અનુસરતી માર્કંડઋષિની ગાથાઓ કહીને જૂઠું બોલવાના કડવા ફલ વગેરે બીના પણ સ્પષ્ટ સમજાવી છે. ટૂંકામાં એમ પણ કહી શકાય કે જેમ પહેલા અધ્યયનમાં ૧ હિંસાનું સ્વરૂપ, ૨ હિંસાના ૩૦ નામ, ૩ હિંસા કરવાના કારણો, ૪ હિંસાનું ફલ, ૫ હિંસા કરનારા જીવોનું સ્વરૂપ કહેવા રૂપ પાંચ દ્વારો (અને નરકની પીડા વગેરે) કહ્યા છે. તેજ પ્રમાણે અહીં બીજા અધ્યયનમાં પણ ૧ મૃષાવાદનું સ્વરૂપ, ૨ મૃષાવાદના ૩૦ નામ, ૩ અસત્ય બોલનારા સ્વપરતીર્થિક જીવોનું સ્વરૂપ, ૪ અસત્ય બોલવાના કારણો તથા ૫ અસત્ય બોલવાનું ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

૩ ત્રીજા અદત્તાદાન નામના અધ્યયનમાં ૧ અદત્તાદાન (ચોરી) નું સ્વરૂપ, ૨ અદત્તાદાનના ત્રીસ નામો, ૩ અદત્તાદાનના કારણો, ૪ અદત્તાદાનનું ફલ, ૫ ચોરી કરનારા પરધનના લોભિયા રાજાઓ, ચાંચીયા વગેરેના આ ભવના તથા પરભવના દુ:ખોનું વર્ણન, સંસારને સમુદ્રની ઉપમા દઈને બંનેની સરખામણી વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

ચોથા અબ્રહ્મ નામના અધ્યયનમા ૧ અબ્રહ્મ (મૈથુન)નુ સ્વરૂપ, ૨ અબ્રહ્મના ત્રીસ નામો, ૩ અસુર વગેરે ભેદો કહીને અબ્રહ્મ સેવનારા જીવોનુ સ્વરૂપ જણાવ્યું છે તેમા અબ્રહ્મચારી ચક્રી બલદેવ વાસુદેવ માડલિક વગેરે રાજાનુ અને યુગલીયા સ્ત્રી પુરૂષોનુ વર્ણન કરી, ૪ અબ્રહ્મચર્યના કારણો જણાવતા કહ્યુ કે–સીતા, દ્રૌપદી, રૂકિમણી, પદ્માવતી, તારા, કાચના, અહલ્યા, સુવર્ણગુલિકા, કિનરી, વિદ્યુન્મતી અને રોહિણી નિમિત્તે ભયકર યુદ્ધો થયા ૫ અબ્રહ્મનુ ભવ ભ્રમણાદિ ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

૫ પાચમા પરિગ્રહ નામના અધ્યયનમા પરિગ્રહનુ સ્વરૂપ, ૨ પરિગ્રહના ૩૦ નામો, ૩ પરિગ્રહવાળા જીવોનુ સ્વરૂપ તથા તેમની દુર્ગતિ, ૪ પરિગ્રહના કારણો, ૫ પરિગ્રહના ફલો જણાવીને ભવનવાસી વગેરે ભેદો કહ્યા છે અતે ફરમાવ્યું કે શિલ્પ વગેરે પણ લોભના કારણ હોવાથી ભવ ભ્રમણને વધારે છે

॥ આશ્રવ દ્વારના પાચ અધ્યયનોનો ટૂક પરિચય પૂરો થયો ॥

॥ સવર દ્વારના પાચ અધ્યયનોનો ટૂક પરિચય ॥

૬ છઠ્ઠા (૧) અહિસા મહાવ્રત નામના અધ્યયનમા સવરને કહેવાની પ્રતિજ્ઞા જણાવી સવર દ્વારોનુ ટૂકામા વર્ણન કર્યું છે, ૧ અહિસાનો ઉપોદ્ઘાત અને મહાવ્રતોનુ સ્વરૂપ જણાવતા શરૂઆતમા અહિસાનુ સ્વરૂપ, ૨ તેના નામો કહીને, ૩ અહિસા ધર્મના સ્થાપક તીર્થકર, અવધિજ્ઞાની, ઋજુમતિ વિપુલમતિ મન પર્યવજ્ઞાની, પૂર્વધર વગેરે મહાપુરૂષાદિનુ વર્ણન કર્યું છે પછી સયમનુ ને નવ કોટીનુ સ્વરૂપ જણાવીને કહ્યુ કે ચિકિત્સાદિનુ, ને લક્ષણાદિ પારવાનુ, તથા માન પૂજાદિ સત્કારનુ વર્જન કરવું પછી જયણા વગેરે તથા પહેલા મહાવ્રતની પાચ ભાવના સમજાવીને આહાર લેવાનુ કારણ, અને દાડો પીઠ વગેરે રાખવાના કારણો (સયમની વૃદ્ધિ વગેરે) જણાવ્યા છે તથા અતે સાધુનુ યથાર્થ સ્વરૂપ પણ વર્ણવ્યું છે

અહી અહિસાના નામોમા દયાનું પૂજા નામ કહ્યુ છે, તેથી જિનપૂજામા હિસા કહેનારની માન્યતા તદ્દન ખોટી છે એમ સમજવું

૭ સાતમા (૨) સત્યવ્રત નામના અધ્યયનમા ૧ સત્ય વચનનુ સ્વરૂપ, ૨ સત્યનો મહિમા, ૩ સાવદ્ય ભાષાનો ત્યાગ, ૪ સત્યના નામો જણાવ્યા છે ૫ આખ્યાત (ક્રિયા પદ) નિપાત (અવ્યય) ઉપસર્ગ ( ઉપ, અવ, વગેરે ) વગેરેનું જ્ઞાન સત્યભાષાનુ કારણ છે ૬ બીજા મહાવ્રતની પાચ ભાવના, ૭ ક્ષેત્રાદિ નિમિત્તે અસત્ય બોલાય વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

૮ આઠમા (૩) અદત્તાદાન વિરમણ મહાવ્રત નામના અધ્યયનમા ૧ અદત્તાદાન વિરમણનુ સ્વરૂપ, ૨ વિસ્મૃત એટલે કઈ ચીજ કોની છે ? તેની ખબર ન હોય તો,

તેવી ચીજ અથવા તેવા પ્રકારના બીજા પણ પદાર્થો લેવાય નહિ, ૩ જે ઘરમાં જવાથી માલિકને અપ્રીતિ થાય, તેવા ઘરમાં મુનિએ જવું નહિ. ૪ અપ્રીતિવાળા દાયક શ્રાવકાદિની પાસેથી મુનિએ પીઠ ફલક વગેરે લેવાં નહિ, ૫ મુનિને કેવા પીઠ વગેરે ખપે ? અને કેવા પીઠ વગેરે ન ખપે ? ૬ ઉપધિ વગેરેના દાતાનું સ્વરૂપ, ૭ બાલમુનિ વગેરેના વૈયાવચ્ચ કરવાનાં શુભ સંસ્કારવાળા મુનિઓએ તપસ્વિ કુલ ગણ સંઘ ચૈત્ય વગેરેના નિમિત્તે ઉદ્યમશીલ થવું, ને અપ્રીતિવાળા દાયકના પીઠાદિ પદાર્થો વાપરવા નહિ. આ બધી હકીકત વિસ્તારથી સમજાવીને અંતે ત્રીજા મહાવ્રતની પાંચ ભાવનાનું સ્પષ્ટ સ્વરૂપ જણાવ્યું છે.

**૯ નવમા (૪) બ્રહ્મચર્ય નામના અધ્યયનમાં** ૧ બ્રહ્મચર્યનું સ્વરૂપ, ૨ તેનો મહિમા, ઉત્કૃષ્ટપણું, પ્રભાવ, ૩ બ્રહ્મચારીએ વર્જવા લાયક સ્થાનો, ૪ બ્રહ્મચર્યનું ફલ, ૫ બ્રહ્મચર્ય મહાવ્રતની પાંચ ભાવના વગેરે બીના વિસ્તારથી જણાવી છે.

**૧૦ દશમા (૫) અપરિગ્રહ મહાવ્રત નામના અધ્યયનમાં** એક પ્રકારનો અસંયમ, બે પ્રકારના બંધન વગેરે એકેક સંખ્યાની વૃદ્ધિ કરીને ત્રણ ચાર પાંચ વગેરે પદાર્થોનું સ્વરૂપ જણાવ્યું છે. પછી કહ્યું કે મુનિવરોને છત્રક ( છત્રી ) ફૂલો વગેરે ન ખપે, ઓદનાદિની સંનિધિ રખાય નહિ, ઉદ્દિષ્ટાદિ દોષથી દૂષિત આહારપાણી ન ખપે આ બીના વિસ્તારથી સમજાવીને સાધુઓને ખપી શકે તેવા આહાર પાત્રા પુંજણી પટલા (પલ્લા) ગુચ્છા વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. અંતે સાધુનું યથાર્થ સ્વરૂપ જણાવીને આની પાંચ ભાવના કહેવાના પ્રસંગે કહ્યું છે કે મુનિઓએ શુભાશુભ શબ્દાદિમાં રાગ દ્વેષ ન કરવા જોઇયે. આ બધી બીના વિસ્તારથી જણાવી છે.

સંવર દ્વારના પાંચ અધ્યયનોનો ટૂંક પરિચય પૂરો થયો.

---

**॥ શ્રી પ્રશ્ન વ્યાકરણાંગ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

卐 卐 卐

**॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો અગીઆરમો પ્રકાશ પૂર્ણ થયો ॥**

卐 卐

卐

## ॥ બારમો પ્રકાશ ॥

### ॥ ૧૧ શ્રી વિપાક સૂત્રાંગ સૂત્રનો પરિચય ॥

॥ आर्या ॥

अह बारसप्पयासे, परिचयलेस विवागसुत्तस्स ॥
वुच्छं दो सुयखंधा, दुक्खविवागे दसज्झयणा ॥ ९३ ॥

पढम मियापुत्तक्ख, उज्झियअक्ख अभगसेणक्ख ॥
सगड निहस्सइदत्त, सिरिनंदीवद्धण छट्ठ ॥ ९४ ॥

उवरदत्त सोरिय—दत्तक्ख नवमदेवदत्तक्ख ॥
अजू दसम बीए, सुबाहुय भद्दनंदी य ॥ ९५ ॥

तइय सुजाय सुवासव—जिणदास धणवई महानलयं ॥
सिरिभद्दाइमणंदी, पवर महाचद वरदत्त ॥ ९६ ॥

अण्णाणाइवसाण, सोयं विवागो निचियकम्मणुदयो जो ॥
जं सुत्त तं वण्णइ, विवागसुत्तस्स सद्दत्थो ॥ ९७ ॥

आसण्णसिद्धियाण, अणुहूयाणंतदुक्खखिण्णाण ॥
वेरग्ग दुहसवणा, वुत्तो पढमो दुहविवागो ॥ ९८ ॥

तित्थयरा भगवता, जाणंतिच्छेरमगिनिवहाण ॥
नेच्छंते दुक्खफल, मूढा सेवंति दुहहेऊ ॥ ९९ ॥

इच्छति सुहफलाइ, सेवंति ण सुक्खसाहणाइ ते ॥
दुहफलपदसणट्ठ, वुत्तो पढमो दुहविवागो ॥ १०० ॥

सहमिट्ठ सव्वेसिं, त पुण दाणाइसुहनिमित्तेहिं ॥
एयट्ठ पण्णत्तो, अंते विइओ सुहविवागो ॥ १०१ ॥

**શબ્દાર્થ:**—હવે બારમા પ્રકાશમાં અગીયારમા અંગરૂપ શ્રીવિપાક સૂત્રનો પરિચય ટૂંકામાં કહીશ. તેના બે શ્રુતસ્કંધો છે. તેમાં પહેલા **દુઃખ વિપાક** નામના શ્રુતસ્કંધમાં દશ અધ્યયનો કહ્યા છે. ॥૯૩॥ તેનાં નામ આ પ્રમાણે—૧ મૃગાપુત્ર અધ્યયન, ૨ ઉજ્ઝિતક અધ્યયન, ૩ અભગ્નસેન અધ્યયન, ૪ શકટ અધ્યયન, ૫ બૃહસ્પતિદત્ત અધ્યયન, ૬ નંદિવર્ધન અધ્યયન, ૭ ઉંબરદત્ત અધ્યયન, ૮ શૌરિકદત્ત અધ્યયન, ૯ દેવદત્તા અધ્યયન, ૧૦ અંજૂ અધ્યયન. બીજા **સુખ વિપાક** નામના શ્રુતસ્કંધમાં દશ અધ્યયનો છે. તેનાં નામ આ પ્રમાણે—૧ સુબાહુકુમાર અધ્યયન, ૨ ભદ્રનંદી અધ્યયન, ૩ સુજાત અધ્યયન, ૪ સુવાસવ અધ્યયન, ૫ જિનદાસ અધ્યયન, ૬ ધનપતિ અધ્યયન, ૭ મહાબળ અધ્યયન, ૮ ભદ્રનંદી અધ્યયન, ૯ મહાચંદ્ર અધ્યયન, ૧૦ વરદત્ત અધ્યયન. જે અધ્યયનમાં જેનું વર્ણન કર્યું હોય, તેના નામથી તે અધ્યયન ઓળખાય છે. ॥૯૪-૯૫-૯૬॥ વિપાક સૂત્રનો શબ્દાર્થ આ પ્રમાણે કરવો—અજ્ઞાનાદિને વશ થયેલા જીવો જે બાંધેલા કર્મોને ભોગવે એટલે અશુભ કર્મોનું અને શુભ કર્મોનું ભોગવવું તે વિપાક કહેવાય. જે સૂત્ર આવા વિપાકનું વર્ણન કરે તે વિપાક સૂત્ર કહેવાય. ॥૯૭॥ જેઓ પોતે ભૂતકાલમાં અનંતા દુઃખો ભોગવેલા હોવાથી ખેદ પામ્યા છે, તે આસન્નસિદ્ધિક જીવોને પાપી જીવોએ ભોગવેલા દુઃખો સાંભળતાં જરૂર વૈરાગ્ય થાય છે. આ મુદ્દાથી અહીં પહેલો દુઃખ વિપાક શ્રુતસ્કંધ કહ્યો છે ॥૯૮॥ વળી તીર્થંકર ભગવંતો સંસારી જીવોનું આ આશ્ચર્ય ઉપજાવનારૂં વર્તન (પ્રવૃત્તિ) જાણે છે કે—આ અજ્ઞાની જીવો દુઃખ રૂપ ફલને ચાહતા નથી, પણ આશ્ચર્ય એ છે કે તેઓ નિરંતર દુઃખના જ સાધનો સેવે છે. તેથી ખરેખર તેઓ મૂઢ જેવા બની ગયા છે. ॥૯૯॥ વળી સુખના ફલોને (રાજ્ય લક્ષ્મી વગેરેને) ચાહે જ છે, પણ તેઓ સુખના સાધનોને સેવતાજ નથી. આવા જીવોને પાપ કર્મના ઉદયથી મળતા ફલોનું સ્વરૂપ સમજાવવાને માટે અહીં પહેલો દુઃખ વિપાક શ્રુતસ્કંધ કહ્યો છે. ॥૧૦૦॥ સર્વ જીવોને સુખ વ્હાલું જ હોય છે. (ગમે છે.) દાન શીલ તપ વગેરે સુખના કારણોને જ સેવવાથી જરૂર સુખ મળે છે. આ હકીકત સમજાવવાને માટે અહીં છેવટે સુખ વિપાક નામનો બીજો શ્રુતસ્કંધ કહ્યો છે. ॥૧૦૧॥

**સ્પષ્ટાર્થ:**—આ સૂત્રના આરંભમાં શ્રીજંબૂસ્વામી શ્રીસુધર્માસ્વામીને પૂછે છે કે હે પૂજ્ય ગુરૂજી પ્રભુ શ્રીમહાવીરદેવે દશમા અંગનો જે અર્થ કહ્યો તે જાણ્યો. હવે આપ કૃપા કરીને પ્રભુએ અગીયારમા અંગનો જે અર્થ કહ્યો છે, તે જણાવો? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીસુધર્માસ્વામીએ જણાવ્યું કે—હે જંબૂ! પ્રભુએ આ વિપાક સૂત્રના ૧ દુઃખ વિપાક શ્રુતસ્કંધ, ૨ સુખ વિપાક શ્રુતસ્કંધ આ રીતે બે શ્રુતસ્કંધ જણાવ્યા છે. સૂત્રનો જે એક મોટો વિભાગ તે શ્રુતસ્કંધ કહેવાય. આ સાંભળી ફરી શ્રીજંબૂસ્વામીએ પૂછ્યું કે પહેલા શ્રુતસ્કંધના કેટલા અધ્યયનો કહ્યા છે? તેના ઉત્તરમાં જણાવ્યું કે તેના દશ અધ્યયનો કહ્યા છે. અહીં દરેક સૂત્રની અધ્યયનની શરૂઆતમાં શ્રીસુધર્માસ્વામીએ જે જે ઉત્તરો આપ્યા છે, તે તે ઉત્તરોનો અમુક ભાગ બોલીને પછીનો પ્રશ્ન પૂછ્યો છે. આમાં પુનરૂક્તિ દોષ એટલે કહેલા શબ્દોને ફરી કહેવા રૂપ દોષ લાગતો જ નથી. કારણ કે—ગુરૂના કે

સ્વામીના કહેલા વચનનો અનુવાદ કરીને (તે પ્રમાણે બોલીને) પછી જ બીજો પ્રશ્ન પૂછવો એ, વિનય ધર્મની અવિચ્છિન્ન મર્યાદા છે અને તે જ (વિનય) ચારિત્રનુ મુખ્ય અગ છે વળી અનુવાદ કરવાથી એમ પણ જણાય છે કે ગુરુનુ વચન રૂડી રીતે પોતે (શિષ્યે) ધારી લીધુ છે અને ત્યાર પછી બીજુ નવુ જાણવા માટે પ્રશ્ન કરે છે , આ પણ એક વિનય ધર્મની મર્યાદા જ છે તેમજ રાજા વગેરે સ્વામીએ બતાવેલુ કામ કરી રહ્યા પછી સેવકો આવીને સ્વામીને કહે છે કે "તમે બતાવેલુ અમુક કામ અમે આ રીતે કર્યુ છે" આ રીતે સ્વામીની આજ્ઞા પાછી સોપવી, તે પણ વિનય જ છે એ રીતે સર્વત્ર જાણવુ આ રીતે આ સૂત્રની શરૂઆતની બીના ટૂકામા જણાવી આજ પ્રમાણે પ્રાય સર્વ આગમોમા પ્રશ્નાદિને અગે એક સરખી શૈલી જણાય છે

## ॥ શ્રી વિપાક સૂત્રનો સક્ષિપ્ત સારાંશ ॥

આ વિપાક સૂત્ર (વિપાક શ્રુત)મા વિપાક એટલે શુભ અશુભ કર્મોનો ઉદય (અનુભવ, ભોગવટો વગેરે) તેના બે પ્રકાર છે ૧ પ્રદેશોદય, અને ૨ વિપાક (રસ) ઉદય તેમાથી અહી વિપાક ઉદયની જ બીના કહી છે વિપાકોદયમા પણ અશુભ કર્મનો વિપાક, અને શુભ કર્મોનો વિપાક આ રીતે બે ભેદ છે અશુભ કર્મનો વિપાક દુખદાયક છે તેથી તે દુખ વિપાક કહેવાય છે શુભ કર્મનો વિપાક સુખને આપનો હોવાથી તે સુખવિપાક કહેવાય છે આ અપેક્ષાએ દુખ-વિપાક અને સુખવિપાક નામના બે શ્રુતસ્કધો અહી કહ્યા છે બનેમા દશ દશ અધ્યયનો આપેલા છે તેના નામ અહી શબ્દાર્થમા જણાવ્યા છે પહેલા દુખવિપાકમા મૃગાપુત્ર વગેરેના વર્ણનવાળા દશ અધ્યયનો છે તેમા તે તે નામના જીવોએ પૂર્વભવમા ઉગ્ર (ચીકણા) પાપકર્મો બાધેલા હોવાથી આ ભવમા બહુજ દુખી થયા છે, અને બહુજ આકરી વેદના ભોગવતા મરણ પામી તિર્યચનો ભવ કર્યા બાદ પહેલી નરકે ગયા છે ત્યાર પછી અનુક્રમે વચમા વચમા ( આતરે આતરે ) તિર્યચના ભવો કરીને બીજી નરકથી માડીને સાતમી નરક પૃથ્વી સુધી જશે ત્યાથી નીકળી જલચર સ્થલચર વગેરે પચેન્દ્રિય તિર્યચોમા વારવાર ઉત્પન્ન થઇ અનુક્રમે ચતુરિન્દ્રિયાદિમા અને છેવટ પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયના ભવોમા ભમી પાછા પચેન્દ્રિય તિર્યચ થઇ મરણ પામી મનુષ્યપણે જન્મી, બોધ પામી, દીક્ષા લઈ, સ્વર્ગે જઇ, મહાવિદેહમા ઉચ કુળમા મનુષ્ય જન્મ પામી, ચારિત્ર ગ્રહણ કરી, સિદ્ધિ પદ પામશે વગેરે હકીકત વિસ્તારથી જણાવી છે તેમા પહેલા અધ્યયનમા કાઇક સવિસ્તર ( વધારે લબાણથી ) હકીકત જણાવી છે ને બાકીના નવ અધ્યયનોમા પહેલા અધ્યનયમા કહેલી હકીકતની ભલામણ કરી છે કારણકે દશે જીવોએ નરકાદિ ચારે ગતિમા પરિભ્રમણ સરખી રીતે કર્યુ છે

બીજા શ્રુતસ્કધમા સુખવિપાકના પણ દશ અધ્યયનો છે તેમા પણ પહેલા અધ્યયનમા કાઇક વિસ્તારથી કથા કહીને બાકીના નવે અધ્યયનોમા પહેલા આવેલી બીનાની ભલામણ કરી ને બહુ ટૂકામા તે નવ અધ્યયનો કહ્યા છે દશમા અધ્યયનમા સહેજ વિસ્તાર કર્યો છે

તેમાં પૂર્વ ભવે તીર્થંકરને કે મુનિને આહારપાણી વગેરેનું દાન કરવાથી આ ભવે ઉંચ કુળમાં મનુષ્ય થયા છે. તેજ ભવમાં પ્રભુ શ્રીમહાવીરની વાણી સાંભળી પ્રતિબોધ પામી પહેલાં શ્રાવકનાં વ્રતો, અને પછી સાધુપણું આરાધી સૌધર્મ દેવલોકમાં ગયા છે. ત્યાંથી ચ્યવી, મનુષ્ય થઈ, ચારિત્ર લઈ, દેવગતિના આંતરાંવાળા મનુષ્યના ભવો કરીને એટલે ત્રીજા, પાંચમા, સાતમા, નવમા અને અગ્યારમા દેવલોકમાં દેવ થઈને અંતે સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થઈ, ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઈ, ચારિત્ર લઈ, સિદ્ધ થવાના છે. આ પ્રમાણે બંને શ્રુતસ્કંધોનો સાર ટૂંકમાં જણાવ્યો. તેમાંથી હિતશિક્ષા એ મળે છે કે- અશુભ કર્મોને કરનારા સંસારી જીવો ઉત્તરોત્તર લાંબા કાળ સુધી મહાદુઃખને દેનારી દુર્ગતિને પામે છે, અને છેવટ અશુભ કર્મોના ફલો ભોગવ્યા પછી સદ્ગુરૂનો યોગ થવાથી ધર્મ સાધી શુભગતિના સુખો પામે છે. અને સુપાત્રદાન દેવાથી ભવ્ય જીવો ઉત્તરોત્તર દેવ મનુષ્યગતિના સુખની શ્રેણી ભોગવી અંતે સિદ્ધિપદ પામ્યા છે વગેરે જરૂરી બીના અહીં વિસ્તારથી આપી છે. તે ઉપરાંત પાપી જીવોને મળતી સામગ્રી અને પુણ્યશાલી જીવોને મળતી પુણ્યની સામગ્રી અને તેનો આબેહુબ ચિતાર અહીં વિસ્તારથી આપ્યો છે.

પાપી જીવોએ કરેલા પાપના વૃત્તાંત અને તેને ત્યાર પછીના મનુષ્ય ભવમાં મળેલા દુઃખનું વર્ણન વાંચતાં કે સાંભળતાં હૃદય કમકમે છે. જો કે નરકના દુઃખ પાસે તો તે હિસાબમાં નથી. આ વૃત્તાંત વાંચીને જે જીવો પાપ કરતાં ન અટકે, તે બહુલકર્મી કે દીર્ઘસંસારી હોય એમ સંભવ છે. વળી મુનિવરોને વ્હોરાવવાનો મહાપ્રભાવ જાણી એવી રીતે સુપાત્રદાન દેવાનો ઉત્સાહ જેમને ન થાય, તેવા જીવો પણ પરિત્તસંસારી સંભવતા નથી. આ બાબત શ્રી શ્રાવકધર્મ જાગરિકામાં મેં વિસ્તારથી સમજાવી છે.

## ॥ શ્રીવિપાકસૂત્રનો સંક્ષિપ્ત સારાંશ પૂરો થયો ॥

## ॥ પહેલા મૃગાપુત્ર અધ્યયનનો ટૂંક પરિચય ॥

ચાર જ્ઞાનવાળા શ્રી સુધર્મા સ્વામીને ચંપાનગરીની બહાર ઉદ્યાનમાં શ્રીજંબૂસ્વામીજીએ આ વિપાક સૂત્રનો અર્થ પૂછયો. શ્રી સુધર્માસ્વામી ગણધરે અનુક્રમે પહેલા શ્રુતસ્કંધના મૃગાપુત્ર અધ્યયન વગેરે ૧૦માંના પહેલા મૃગાપુત્ર અધ્યયનમાં મૃગાપુત્રે પાછલા ભવમાં કરેલા પાપ કર્મોના ફલો અહીં ભોગવ્યા, તે હકીકત જણાવી છે. તેમાં મૃગાપુત્રનું સ્વરૂપ જણાવતાં કહ્યું કે–તેને ભોંયરામાં રાખ્યો હતો. અને તે જન્મથી આંધળો હતો. તથા તે દયાજનક સ્થિતિમાં પોતાનું દુઃખમય જીવન રીબાઈ રીબાઈને પૂરૂં કરતો હતો. વિજય ક્ષત્રિય બહાર ફરવા નીકળ્યો, તે અવસરે રાજમાર્ગે થઇ એક જન્માંધ પુરૂષ ચાલ્યો જતો હતો. તેને આહાર પાણી વ્હોરવા નીકળેલા શ્રીગૌતમસ્વામીએ જોયો. તેમણે પ્રભુની પાસે આવી જાત્યંધની હકીકત પૂછી. તેનો જવાબ દેતાં પ્રસંગે પ્રભુએ મૃગાપુત્રની હકીકત જણાવી. તે સાંભળી શ્રીગૌતમસ્વામી

મૂત્રને જોવા તેના સ્થાને ગયા ત્યા જઈ તેમણે મૃગા રાણીને ભોયરામા રહેલા મૃગાપુત્રને જોવાની ઇચ્છા જણાવી તે વખતે ભોજનની ગાડી લઇને તે (મૃગાપુત્રની માતા) ત્યા આવી ત્યારે તેણીએ શ્રીગૌતમ ગણધરને મુખ નાક બધ કરવા સૂચના કરી તેનુ કારણ એ હતુ કે–ભોયરામા રહેલા મૃગાપુત્રના શરીરની દુર્ગંધ બહુ જ ઉછળતી હતી તે સહન ન થઈ શકે તેવી હતી તેની ખરાબ અસર ન થાય, આ મુદ્દાથી મૃગા રાણીએ શ્રીગૌતમ-સ્વામીને મુખ વગેરેને બધ કરવાની સૂચના કરી હતી ભોયરામા જઈ શ્રીગૌતમસ્વામીએ મૃગાપુત્રના આહારાદિ જોયા, અને તેની નારકીના જેવી હાલત પણ જોઇને કર્મોની વિચિત્ર પરિસ્થિતિનો વિચાર કરી બહુ જ વૈરાગ્યને ધારણ કરનારા શ્રીગૌતમ ગણધરે પ્રભુ શ્રી મહાવીરને આ બીના જણાવી પછી તેમણે પ્રભુને મૃગાપુત્રનો પૂર્વ ભવ પૂછયો તેના ઉત્તરમા પ્રભુએ જણાવ્યું કે–જેના તાબામા ૫૦૦ ગામો હતા, એવો ઇકકાઈ નામનો રાઠોડ શતદ્વાર નગરની નજીક આવેલા 'વિજય વર્ધમાન' નામના ખેટ (ગ્રામ)મા રહેતો હતો તે ધનવત અને બહુ જ અધર્મી હતો તેથી પ્રજાની ઉપર નવા નવા કરવેરા વગેરે નાખી પ્રજાને કનડતો હતો આ કરેલા હિંસાદિ પાપ કર્મોનો ઉદય થતા તેને શરીરમા સોલ રોગો પ્રકટ થયા તેને મટાડનાર વૈદ્યની તપાસ કરવા ગામમા ઉદ્ઘોષણા કરાવી તે સાભળી આવેલા વૈદ્યોના કહ્યા પ્રમાણે તેલ વગેરેનું ચોળવું ઇત્યાદિ ઉપાયો કરતા છતા પણ વેદના ઓછી થઈ નહી અને બહુ રીબાતા રીબાતા ૨૫૦ વર્ષોનું આયુષ્ય પૂર્ણ કરી પહેલી રત્નપ્રભા નરકમા નારકી થયો હે ગૌતમ! ત્યાનું આયુષ્ય પૂર્ણ કરી તે અહી મૃગાપુત્રપણે માતાના ગર્ભમા આવ્યો તેને (માતાને) તે ગર્ભનો જીવ અનિષ્ટ લાગ્યો તેથી તેની માતાએ ગર્ભપાતાદિ કરવા માટે ઘણા ઉપાયો કર્યા છતા તેમા તે નિષ્ફલ નીવડી આ અવસરે તેનો જન્મ થતા માતા બ્હીની, ત્યારે તેના પતિએ કહ્યુ કે પુત્રને ભોયરામા રાખી સાચવવો આ પ્રસગે પ્રભુએ મૃગાપુત્રની નાડી આદિનું સ્વરૂપ જણાવ્યુ છે અને કહ્યુ કે અહીનુ આયુષ્ય પૂર્ણ કરી સિંહાદિ રૂપે સસારમા ભમશે આ રીતે પાપકર્મોનો ક્ષય થતા અતે સુપ્રતિષ્ઠ નગરે જન્મી અનુક્રમે દીક્ષાથી આરાધના કરીને સૌધર્મ દેવલોકે દેવપણુ અનુભવી મહાવિદેહે સિદ્ધ થશે

॥ હિતશિક્ષા ॥

*હે જીવ! પ્રજાની ઉપર કરવેરા નાખવા વગેરે સ્વરૂપે પ્રજાને બહુજ હેરાન કરવાથી* મૃગાપુત્રને પોતાના ચાલુ માનવ ભવમા નરકના જેવી ભયકર વેદના ભોગવતા છતા પણ તેનો છેડો આવ્યો નહિ, પણ સિંહાદિના ભવોમા પણ તેને બહુજ દુખ ભોગવવુ પડશે એ બધા પાપકર્મોના ફલો સમજીને તુ કદાચ રાજ્યાદિ પામ્યો હોઉ, તો તે વખતે પ્રજાને કનડીશ નહિ, પુત્રના જેવી ગણીને તેનુ પાલન કરજે ને તેનો આશીર્વાદ લેજે મરતા છતા પણ સૌ કોઈ ભલા માણસોના ગુણોને સભારે છે બીજાને સુખશાતિ દેવાથીજ સુખશાતિ મળી શકે છે દુખ દેનારાને દુખજ મળે વ્યાજબી છે કે 'વાવે તેવુ લણે, ને કરે તેવુ પામે'

**૨ બીજા ઉજ્ઝિતક નામના અધ્યયનમાં** કહ્યું છે કે વાણિજ્ય નામના ગામમાં સુધર્મ નામના યક્ષનું મંદિર હતું અહીંના મિત્ર નામે રાજાને શ્રી નામે રાણી હતી. અહીં કામધ્વજ નામે ગણિકા (વેશ્યા) રહેતી હતી. આ પ્રસંગે વેશ્યાનું વર્ણન કરીને કહ્યું કે વિજય મિત્ર સાર્થવાહને ઉજ્ઝિતક નામે પુત્ર હતો. એક વખત શ્રી ગૌતમસ્વામી પ્રભુની સાથે અહીં આવ્યા. તે પ્રભુની આજ્ઞા લઈ ગોચરી વ્હોરવા નીકળ્યા, તે વખતે રાજમાર્ગમાં તે ઉજ્ઝિતકના હાથ બાંધીને સિપાઇઓ તેના શરીરના તલ તલ જેવા ટુકડા કરીને તેણે કરેલો ગૂનો પ્રજાને જણાવતા હતા. આ બનાવ જોઇને શ્રીગૌતસ્વામી પ્રભુની પાસે આવીને પૂછવા લાગ્યા કે આને આવું દુઃખ ભોગવવાનું કારણ શું ? તેના જવાબમાં પ્રભુએ કહ્યું કે હે ગૌતમ! હસ્તિનાપુર નામના નગરમાં સુનંદ નામે એક મનુષ્ય રહેતો હતો. ત્યાં ગોમંડપ હતો, જે સ્થલે ગાયો બેસીને વિસામો લ્યે તે ગોમંડપ કહેવાય. આ નગરના રહીશ ભીમ નામના કૂટગ્રાહી (મચ્છીમાર વગેરેમાંની એક હલકી જાતિના મનુષ્ય) ની ઉત્પલા નામની ભાર્યાને ખરાબ ગર્ભના પ્રભાવે ગાયનું માંસ ખાવાનો દોહલો થયો. ભીમે તે ગોમંડપમાંથી માંસ લાવીને તે દોહલો પૂર્યો. તે બોલે ત્યારે ગાયો ત્રાસ પામતી હતી, તેથી તે ભીમનું ગોત્રાસ નામ પ્રસિદ્ધ થયું. ગાયનું માંસ ખાવું, વગેરે પાપ કર્મો કરીને તે ભીમ નરકે ગયો. અહીંથી નીકળીને તે ભીમનો જીવ વિજય મિત્ર સાર્થવાહની સુભદ્રા ભાર્યાનો પુત્ર થયો. માતાએ તેનો ઉકરડામાં ત્યાગ કર્યો હતો, તેથી તે ઉજ્ઝિતક નામે પ્રસિદ્ધ થયો. વિજય મિત્ર સાર્થવાહ સમુદ્રની મુસાફરી કરતાં અચાનક મરણ પામ્યો, તે જાણી શોકથી સુભદ્રા પણ મરી ગઈ. સ્વજનોએ ઉજ્ઝિતકને વ્યસની હોવાથી ઘરમાંથી કાઢી મૂક્યો. તે વેશ્યામાં આસક્ત થયો, તેથી રાજાએ દેહાંત દંડ કર્યો. જે હકીકત તેં હમણાં નજરોનજર જોઇ છે. અહીંથી મરીને ઘણી વાર દુર્ગતિના દુઃખો ભોગવી ઇંદ્રપુરમાં વેશ્યાનો પિતૃસેન નામે નપુંસક પુત્ર થશે. ત્યાંથી નરકમાં જઇ સુસુમાર વગેરે જલચરાદિના ભવોમાં ભમીને પાપ કર્મોના ક્ષયે અંતે ચંપાનગરીમાં શ્રાવક કુલે જન્મ પામી અવસરે સાધુપણું પાલી પહેલા દેવલોકમાં દેવપણું અનુભવી મહાવિદેહે સિદ્ધ થશે.

॥ હિતશિક્ષા ॥

હે જીવ! ઉજ્ઝિતકનો હેવાલ યાદ રાખીને વેશ્યાસક્તિ વગેરે પાપ કર્મોનો ત્યાગ કરી મોક્ષ માર્ગને પરમ ઉલ્લાસથી આરાધીને સિદ્ધિના સુખ પામજે. યાદ રાખજે કે જ્યાં પાપ ત્યાં જ ભય હોય છે. ધર્મીનું જીવન નિર્ભય હોય છે.

**૩ ત્રીજા અભગ્નસેન અધ્યયનમાં** કહ્યું છે કે પુરિમતાલ નામના નગરમાં અમોઘદર્શી યક્ષનું મંદિર હતું. અને શાલા નામની ચોર પલ્લીનો ઉપરી વિજય નામનો ચોર હતો. તે ગામને લૂંટવું વગેરે પાપ કર્મો કરીને આજીવિકા ચલાવતો હતો. તેને સ્કંદશ્રી નામે ભાર્યા તથા અભગ્નસેન નામે પુત્ર હતો. અહીં નગરમાં શ્રીમહાવીર પ્રભુ પધાર્યા.

થયો હતો. આ રીતે ઉદ્ધાર કરવાનું કામ છેલ્લા દશપૂર્વી ભગવંતો જરૂર કરે, ને ચૌદ પૂર્વી તો કોઇ ખાસ કારણ હોય તોજ તે ઉદ્ધાર કરવાનું કામ કરે.

અગ્રાયણીય પૂર્વમાંથી સિદ્ધપ્રાભૃતનો અને સંસક્ત નિર્યુક્તિનો, આત્મપ્રવાદ પૂર્વમાંથી ધર્મપ્રજ્ઞપ્તિ નામના દશવૈકાલિકના ચોથા અધ્યયનનો, કર્મપ્રકૃતિ પ્રાભૃતમાંથી કર્મપ્રકૃતિનો, કર્મપ્રવાદ પૂર્વમાંથી પરીષહ નામના અધ્યયનનો અને પિંડૈષણાનો; જ્ઞાનપ્રવાદમાંથી નયચક્રનો; પ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વમાંથી ઓઘનિર્યુક્તિનો તથા કલ્પ (કલ્પસૂત્ર)નો ઉદ્ધાર કર્યો છે. અને દશવૈકાલિકનું પ્હેલું, ત્રીજું, છટ્ઠું, આઠમું અને દશમું અધ્યયન આ પાંચ અધ્યયનોનો તેમાંથી ઉદ્ધાર કર્યો છે. આ પાંચ અધ્યયનોના ઉદ્ધાર કરનારા શ્રીશય્યંભવસૂરિ જાણવા. તથા કર્મપ્રકૃતિના ઉદ્ધારક શ્રીશિવશર્મસૂરિ, તથા શ્રીકલ્પસૂત્રના ઉદ્ધાર કરનાર શ્રીભદ્રબાહુસ્વામી હતા. તેમજ તેજ પ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વમાંથી દશા શ્રુતસ્કંધ, નિશીથસૂત્ર (આચાર પ્રકલ્પ), વ્યવહારસૂત્ર, અને સ્થાપના કલ્પનો પણ પૂર્વધર ભગવંતોએ ઉદ્ધાર કર્યો છે. વિદ્યાપ્રવાદ પૂર્વમાંથી પ્રતિષ્ઠા કલ્પનો, સત્ય પ્રવાદ પૂર્વમાંથી શ્રીદશવૈકાલિક સૂત્રના વાક્ય શુદ્ધિ નામના સાતમા અધ્યયનનો, પૂજા ચતુર્વિંશિકાનો તથા ઉપસર્ગહર (ઉવસગ્ગહર) સ્તોત્રનો, તેમજ જીવ સમાસ, પંચકલ્પ, મહાકલ્પ, સપ્તતિકા તથા શતકનો ઉદ્ધાર કર્યો છે. દિગંબરો એમ માને છે કે–"કષાય પ્રાભૃત, અને મહાકર્મપ્રકૃતિ પ્રાભૃત (ષટ્ખંડાગમ) અનુક્રમે પાંચમા અને બીજા પૂર્વમાંથી ઉદ્ધરાયા છે." તેમજ પ્રથમાનુયોગના આધારે વસુદેવ હિંડી અને તેસઠ શલાકા પુરૂષ ચરિત્રની રચના થઇ છે.

શ્રીવિવિધ તીર્થકલ્પ (કલ્પ પ્રદીપ)માં જિનપ્રભસૂરિ જણાવે છે કે–શ્રીભદ્રબાહુસ્વામીએ કલ્પ પ્રાભૃતમાંથી શ્રીશત્રુંજય કલ્પનો ઉદ્ધાર કર્યો. વજસ્વામીએ તેમજ પાદલિપ્તસૂરિએ એનો સંક્ષેપ કર્યો. વળી શ્રીભદ્રેશ્વરસૂરિએ કહાવલી નામના પ્રાકૃત ગ્રંથમાં નિમિત્ત પ્રાભૃતનું લક્ષણ કહીને સિદ્ધ પ્રાભૃતનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે–જે ગ્રંથમાં પાદલેપ, નેત્રાંજન, મોંઢામાં ગોળી રાખવી વગેરે પ્રકારે કાર્યોને સાધનારા સિદ્ધ પુરૂષોનું વર્ણન કર્યું હોય, તે સિદ્ધ પ્રાભત કહેવાય. શ્રીકલ્પસૂત્રની સુબોધિકા ટીકાના આઠમા વ્યાખ્યાનમાં કહ્યું છે કે–શ્રીઆર્યસમિત સૂરિમહારાજે યોગચૂર્ણના પ્રભાવે નદીનો પ્રવાહ અટકાવ્યો હતો. અને શ્રીપાદલિપ્તસૂરિ તથા નાગાર્જુન યોગી પગે લેપ લગાડી આકાશમાં ગમન કરતા હતા. (ઉડતા હતા). વળી શ્રીસુસ્થિતસૂરિના બે શિષ્યો ભયંકર દુષ્કાળના ટાઇમે આંખમાં અંજન આંજી અદૃશ્ય બની ચંદ્રગુપ્તના ભાણાંમાંથી ભોજન કરતા હતા. આવા પ્રકારના ઘણાં ચમત્કારો તથા તેને અનુસરતી બીજી પણ બીના સિદ્ધ પ્રાભૃતમાં વર્ણવી હતી તથા શ્રીતત્ત્વાર્થ સૂત્રના બીજા અધ્યાયના ૨૮મા સૂત્રની ટીકામાં શ્રીસિધ્ધસેન ગણિ જણાવે છે કે–"નિરૂક્ત પ્રાભૃત"ની સાક્ષીએ પુદ્ગલ સ્કંધ વધે છે ને ઘટે છે. કારણ તેમાં પહેલાંના પુદ્ગલો સ્કંધથી જૂદા પડે છે, અને નવાં પુદ્ગલો જોડાય છે. તથા શ્રીવિદ્યા પ્રાભૃતમાં

૪ **અનુયાગ**—સૂત્રનો અનુકૂલ અથવા અનુસરતા અર્થની સાથે જે સબધ કરવો એટલે સૂત્રને અનુસરનારી જે અર્થની પ્રરૂપણા (દેશના, વ્યાખ્યાન) કરવી તે અનુયોગ કહેવાય આના બે ભેદ છે ૧ મૂલ પ્રથમાનુયોગ, અને ૨ ગડિકાનુયોગ તેમા મૂલ શબ્દથી તીર્થ કરો જ લઇ શકાય, કારણ કે દરેક તીર્થ કર પોતપોતાના તીર્થની અપેક્ષાએ મુખ્ય ધર્મોપદેશક કહેવાય છે અને પ્રથમ શબ્દથી તેમના સમ્યકત્વની પ્રાપ્તિવાળા પૂર્વ ભવ વગેરેનુ વર્ણન જાણુવુ એટલે શ્રીતીર્થ કર દેવોના સમ્યકત્વના લાભવાળા પ્રથમ ભવાદિની હકીકતને જણાવનારો જે અનુયોગ તે મૂલ પ્રથમાનુયોગ કહેવાય અહી શ્રીતીર્થ કર દેવો જે ભવમા સમ્યકત્વ પામ્યા, તે પહેલા ભવથી માડીને ઠેઠ અતિમ ભવ (મોક્ષે જવાના ભવ) સુધીની તમામ હકીકત કહી હતી એટલે તેમના છેલ્લા બે ભવ સિવાયના પાછલા ભવોનુ અને ઉપાત્ય (છેલ્લા ભવની પહેલાના) દેવ ભવના આયુષ્ય સુખાદિનુ વર્ણન કરીને છેલ્લા ભવમા પાચે કલ્યાણકોનું, જન્માભિષેકનુ ને રાજ્યાવસ્થાનુ તથા કર્કશી આકરી તપશ્ચર્યાનુ વર્ણન કર્યું હતુ પછી તીર્થસ્થાપના, શિષ્યગણ, ગણધર, બીજા મુનિઓની અને સાધ્વીઓની સખ્યા અને શ્રાવક શ્રાવિકાઓની સખ્યા કહીને તેમના કેવલી, મનપર્યવજ્ઞાની, મુનિવરાદિની સખ્યા અને વાદિમુનિઓની, અનુત્તર વિમાને જનારા તથા વૈક્રિય લબ્ધિધારી મુનિઓની, તેમજ મોક્ષે ગયેલ સાધુ સાધ્વીની સખ્યા વગેરે પદાર્થોની હકીકતો જણાવી હતી આ રીતે મૂલ પ્રથમાનુયોગની બીના કહીને હવે ગડિકાનુયોગનું સ્વરૂપ જણાવુ છુ તે ટૂકામા આ પ્રમાણે જાણવુ—શેલડી વગેરે પદાર્થોનો જે મધ્યભાગ (વચલો ભાગ) તે ગડિકા કહેવાય તેના જેવી જે હોય એટલે એક (સરખા) અર્થાધિકાર (વર્ણન) વાળી જે ગ્રથરચના તે ગડિકા કહેવાય તેમનો જે અનુયોગ એટલે અર્થ કહેવાનો વિધિ, તે ગડિકાનુયોગ કહેવાય અહીં કુલકરગડિકા વગેરે ૧૩ ગડિકાઓ જણાવી છે તે દરેકમા અનુક્રમે કુલકર, તીર્થ કર, ગણધર, ચક્રવર્તી, દશાર, બળદેવ, વાસુદેવ, હરિવશ, ભદ્રબાહુ, તપ કર્મ, ઉત્સર્પિણી, અવસર્પિણી વગેરે પદાર્થોનુ વર્ણન કર્યું હતુ એમ સમજવુ દશાર્હ ગડિકામા સમુદ્રવિજયથી માડીને વસુદેવ સુધીના દશ દશાર્હ રાજાઓનુ વર્ણન કર્યું હતુ અને 'ચિત્રા' એટલે વિવિધ પ્રકારના અર્થવાળી "અતરે" એટલે શ્રીઋષભદેવના અને શ્રીઅજિતનાથના આતરામા (અતર કાલમા) 'ગડિકા' એટલે સરખા વર્ણનવાળા અર્થાધિકારને અનુસરનારી ત્યાર પછી ચિત્ર એવી જે અતર ગડિકા, તે ચિત્રાતર ગડિકા કહેવાય આ રીતે ચિત્ર પદનો અને અતરગડિકા પદનો કર્મધારય સમાસ કરવો આ ચિત્રાતર ગડિકાનુ રહસ્ય ટૂકામા આ પ્રમાણે જાણવુ—શ્રીઋષભદેવના અને શ્રીઅજિતનાથના આતરામા તેમના વશમા થયેલા રાજાઓ મોક્ષમા કે અનુત્તર વિમાને જ ગયા છે આ હકીકતને વિસ્તારથી સમજાવનારી ચિત્રાતર ગડિકા હતી તે ગડિકા "**चोद्दसलक्खा सिद्धा**" ઈત્યાદિ ગાથાઓ વડે નદીસૂત્રની ટીકામા વિસ્તારથી વર્ણવી છે, તે ત્યાથી જાણવી તેમા જણાવ્યુ છે કે "ચૌદ લાખ રાજાઓ નિરતરપણે સિદ્ધ થાય, પછી એક રાજા સર્વાર્થસિદ્ધે જાય" એ પ્રમાણે એક એક

સ્થાનને વિષે અસંખ્યાતા પુરૂષ યુગ થાય છે વગેરે. તથા અંતે જિતશત્રુ રાજા થયા, ત્યાં સુધીની પણ બીના કહી છે. આનો વિસ્તાર સિદ્ધગંડિકા પ્રકરણમાં પણ કર્યો છે.

૫ ચૂલિકા—દૃષ્ટિવાદનો પાંચમો ભેદ ચૂલિકા કહ્યો છે. જેમ મેરૂ પર્વત પર ચૂલા કહી છે, તેમ અહીં દૃષ્ટિવાદ શ્રુતરૂપી પર્વતનું જે શિખર એટલે પરિકર્માદિ ચાર ભેદોમાં નહિ કહેલી બીનાને જણાવનારી જે ગ્રંથ પદ્ધતિ (શાસ્ત્રનો અમુક ભાગ) તે ચૂલિકા કહેવાય. આવી ચૂલિકા પહેલા ચાર પૂર્વોમાં હતી. તે સર્વ મળી ૩૪ થાય. એમ પહેલાં પણ કહ્યું છે. આ ચૂલિકાઓ દૃષ્ટિવાદની ઉપર ગોઠવી છે, તેથી તે શ્રુત પર્વત (દૃષ્ટિવાદ પર્વત) પર ચૂલિકાના જેવી શોભે છે, તેથી તે વિભાગનું નામ ચૂલા સુપ્રસિધ્ધ છે. પહેલા ચાર પૂર્વોમાંના દરેક પૂર્વમાં ચૂલાની સંખ્યા જણાવીને કુલ સંખ્યા '૩૪ ચૂલિકા' એમ પહેલાં પણ કહ્યું છે. આ રીતે દૃષ્ટિવાદના પાંચ ભેદોનું સ્વરૂપ ટૂંકામાં જણાવીને હવે તે પાંચે ભેદોનું ટૂંક રહસ્ય જણાવું છું.

## ॥ દૃષ્ટિવાદના પરિકર્માદિ ભેદોનું ટૂંક રહસ્ય ॥

૧ પરિકર્મ—ગણિત શાસ્ત્રમાં શરૂઆતમાં ૧૬ પરિકર્મ જણાવ્યા છે. જે તેનું સ્વરૂપ જાણે તેજ બાકીના ગણિતશાસ્ત્રને ભણી શકે. જેમ પહેલા ૧૬ પરિકર્મનો જાણકાર જીવ બાકીના ગણિતશાસ્ત્રને જાણવા લાયક બને છે, તેમ અહીં પણ (ચાલુ પ્રસંગે) વિવક્ષિત પરિકર્મોના સૂત્રાર્થને જાણનાર જીવજ બાકીના સૂત્રાદિ રૂપ દૃષ્ટિવાદને જાણવા લાયક બને છે. એમ શ્રીનંદી-સૂત્રની ચૂર્ણિમાં પણ કહ્યું છે. અને પરિકર્મના સાત ભેદોમાંના પહેલા ૬ ભેદો સ્વસિદ્ધાંતના અર્થને જણાવનારા છે. અને સાત પરિકર્મો ત્રૈરાશિકમતને અનુસરનારા હતા, એટલે પૂર્વ-ધર ભગવંતો પહેલાં નયોનો વિચાર કરતાં ત્રૈરાશિક મતને આશ્રીને સાતે પણ પરિકર્મો ત્રણ નયોવડે વિચારતા હતા.

૨ સૂત્ર—પૂર્વગત સૂત્રોના અર્થને સૂચવનાર હોવાથી આ ૮૮ સૂત્રો કહેવાય છે. આ સૂત્રો સર્વ દ્રવ્ય પર્યાયોની અને તમામ ભાંગાઓના ભેદાદિની હકીકતને જણાવતા હતા. અહીં ૮૮ સૂત્રોમાં ૪ વિભાગ જણાવ્યા છે. તે આ પ્રમાણે—૧ બાવીસ સૂત્રો છિન્નછેદનયિક કહ્યા હતા. આ નયના અભિપ્રાયે દરેક સૂત્રની વ્યાખ્યા માંહોમાંહે એક બીજા સૂત્રની વ્યાખ્યાની સાથે અસંબદ્ધ થતી હતી. એટલે પહેલા સૂત્રની વ્યાખ્યાનો સંબંધ બીજા સૂત્રની વ્યાખ્યાની સાથે હોય નહિ. એમ ત્રીજા ચોથા સુત્રાદિની વ્યાખ્યામાં પણ સમજી લેવું તથા બાવીશ સૂત્રો અચ્છિન્નછેદનયિક કહ્યા હતા. તેમાં એક સૂત્રની વ્યાખ્યાની સાથે બીજા સૂત્રની વ્યાખ્યાનો સંબંધ ચાલુ રહેતો હતો. એટલે આ બાવીશ સૂત્રોની વ્યાખ્યા જેમ એક બીજા સૂત્રની વ્યાખ્યા સાથે માંહોમાંહે અર્થની અપેક્ષા ચાલુ રહે તે રીતે થતી હતી. તેમજ ૨૨ સૂત્રો

ત્રિનયવાળા હતા એટલે ત્રૈરાશિકમતને અવલબીને દ્રવ્યાસ્તિકનયાદિ ત્રણ નયે કરી આ ૨૨ સૂત્રો વિચારતા હતા અને છેલ્લા ૨૨ સૂત્રો સગ્રહાદિ ચાર નયે વિચારતા હતા

૩ પૂર્વગત, ૪ ચૂલિકા આ બનેનુ રહસ્ય પહેલા જણાવી દીધુ છે શ્રીનદીસૂત્રાદિમા આ રીતે દષ્ટિવાદની ટૂક બીના કહીને અતે કહ્યું છે કે-અહી ગણત્રીની એટલે સખ્યાતી વાચના, સખ્યાતા અનુયોગ દ્વારો, અને સખ્યાતા વેષ્ટક (શ્લોક વિશેષ), સખ્યાતા શ્લોકો, તથા સખ્યાતી પ્રતિપત્તીઓ, તેમજ સખ્યાતી નિર્યુક્તિઓ, અને સખ્યાતી સગ્રહણી કહી હતી આ દષ્ટિવાદ બારમુ અગ હતુ તેમા એક શ્રુતસ્કધ હતો આના ત્રીજા ભેદમા ચૌદ પૂર્વો, સખ્યાતી વસ્તુઓ અને સખ્યાતી ચૂલિકાઓ, (નાની વસ્તુ) તથા સખ્યાતા પ્રાભૃતો, અને સખ્યાતા પ્રાભૃતપ્રાભૃતો, તેમજ સખ્યાતી પ્રાભૃતિકાઓ અને સખ્યાતી પ્રાભૃતપ્રાભૃતિકાઓ કહી હતી આ બારમા અગમા ૩ ક્રોડ, ૬૮ લાખ, ૬૪ હજાર પદો હતા તેમજ સખ્યાતા અક્ષરો, અનતા ગમ, અનતા પર્યવો, પરિત્તત્રસો અને અનતા સ્થાવર જીવો કહ્યા હતા આ રીતે અહી શ્રીજિનેશ્વર દેવે કહેલા પદાર્થોની પ્રરૂપણા કરી હતી અતે એજ જણાવવુ ઉચિત છે કે-દૈવસિક પ્રતિક્રમણમા ૬ આવશ્યકો પૂરા થયા બાદ "નમોઽસ્તુ વર્ધમાનાય" સ્તોત્ર (શ્રીવર્ધમાન સ્તોત્ર) બોલાય છે, તે અને રાત્રિક પ્રતિક્રમણના અતે બોલાતુ 'શ્રીવિશાલ લોચન' સ્તોત્ર (શ્રીવીર સ્તોત્ર) વગેરે કેટલાએક સૂત્રોનો ઉદ્ધાર 'પૂર્વ' ( પૂર્વગત ) માથી થયો છે, એમ શ્રીહીરપ્રશ્નાદિમા કહ્યુ છે સાતિશય અધ્યયનો અને આ બારમુ અગ ભણવાનો અધિકાર સાધુઓનેજ જણાવ્યો છે એથી સમજાય છે કે તુચ્છ સ્વભાવ, અભિમાન, ઇદ્રિયોની ચપળતા, મદ બુદ્ધિ વગેરે કારણોથી સ્ત્રીઓને દષ્ટિવાદ વગેરે ભણવાનો અધિકાર અપાયો નથી આ દષ્ટિવાદમા ગમિક એટલે સરખા આલાવાવાળા સૂત્રો વધારે પ્રમાણમા હતા તેમજ વિવિધ ભાગાઓનુ પણ સ્વરૂપ યોગ્ય સ્થલોમા વર્ણવ્યું હતુ તેમજ મત્રાદિની બીના પણ કહેલી હોવાથી સર્વ પદાર્થોની પ્રરૂપણા કરી હતી એમ અતે જણાવ્યું છે ધીમે ધીમે આ બારમુ અગ વિચ્છેદ પામતા પામતા વીર નિર્વાણ સવત્ ૧૦૦૦મા (વિક્રમ સંવત્-૫૩૦મા) સર્વથા વિચ્છિન્ન થયું અહિ જણાવેલી બીનામાની કેટલીએક બીના દિગબરોના ગ્રથોમા પણ (કેટલાક ફેરફાર સાથે) વર્ણવી છે અહી જણાવેલી પદોની સખ્યા વગેરેનો વિચાર કરતા આ બારમા અગની બહુજ વિશાલતા સાબિત થાય છે જેમ શ્રીઆચારાગ વગેરે ૧૧ અગો અર્ધમાગધી ભાષામાજ રચાયા છે તેવુ દષ્ટિવાદમા નથી કારણકે ૧૪ પૂર્વોની રચના સસ્કૃત ભાષામા થઇ હતી એમ શ્રીપ્રભાવક ચરિત્રમા જણાવેલા શ્રીવૃદ્ધવાદિ પ્રબધના ૧૧૪મા શ્લોક ઉપરથી જણાય છે તથા દષ્ટિવાદ સિવાયના કાલિક અને ઉત્કાલિક આગમો યોગ્ય સ્ત્રીઓને અને બાળ મુનિવરાદિને વાચના લેવામા વિશેષ અનુકૂલતા સાચવવા માટે પ્રાકૃતમા શ્રીતીર્થકર દેવોએ કહ્યા અને શ્રીગણધરોએ રચ્યા, એમ શ્રીવર્ધમાન સૂરિકૃત 'આચાર દિનકર' વગેરે ગ્રથોમા જણાવ્યું છે આથી સમજવાનુ મળે છે કે-સપૂર્ણ દષ્ટિવાદની રચના સસ્કૃતમા થઇ

હતી. પણ શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણે રચેલા શ્રી વિશેષાવશ્યક સૂત્રની કોટયાચાર્યાદિ મહાપુરૂષોએ રચેલી ટીકા વગેરેમાં આપેલા પ્રાકૃત અવતરણોની બાબતમાં કહ્યું છે કે આ અવતરણો પૂર્વગત શ્રતમાં કહેલા છે. આમાંથી તો એ સમજાય છે કે દૃષ્ટિવાદના અમુક અમુક અંશો પ્રાકૃતમાં પણ હતા. આ બધા પાઠોનું રહસ્ય એ જણાય છે કે–આ દૃષ્ટિવાદનો ઘણો ભાગ સંસ્કૃત ભાષામાં રચાયો હતો. તેથી સંભવ છે કે અમુક અમુક વિભાગો પ્રાકૃતમાં પણ હોય. જે શાસ્ત્રમાં જે ભાષાનો ઉપયોગ વધારે પ્રમાણમાં થયો હોય, તે શાસ્ત્રની રચના તે ભાષામાં થઈ એમ કહેવાનો વ્યવહાર પણ છે. તથા ૧૪૪૪ ગ્રંથોના બનાવનાર યાકિની-મહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે બનાવેલા શ્રી પંચાશક શાસ્ત્રની ટીકા રચતા શરૂઆતમાં ટીકાકાર શ્રીઅભયદેવ સૂરિએ જણાવ્યું છે કે–"શ્રીતીર્થંકર દેવે કહેલા પ્રવચન રૂપી આકાશમાં વિચ્છેદ પામતા દૃષ્ટિવાદના છુટા છુટા ફકરાઓ રૂપી તારાઓ ચળકી રહ્યા હતા. તત્ત્વજ્ઞાનના પિપાસુ ભવ્ય જીવો જિજ્ઞાસા રૂપી ડોક ઉંચી કરીને તે તારાઓને જોવા માટે પ્રયત્ન કરી રહ્યા હતા, પણ તેમની શ્રુતજ્ઞાન રૂપી ચક્ષુ (આંખ)નું તેજ મંદ હોવાથી તેઓ તે તારાઓને દેખી શક્યા નહિ. આ અવસરે દૃષ્ટિવાદના વિચ્છેદ કાલની નજીકના સમયે વર્ત્તમાન અને શ્રુતજ્ઞાન રૂપ આંખના દિવ્ય તેજવાળા શ્રીહરિભદ્રસૂરિ મહારાજ આવી પ્હોંચ્યા. ને તે જિજ્ઞાસુ ભવ્ય જીવોને પૂછીને નિર્ણય કર્યો કે આ ભવ્ય જીવો વિચ્છેદ પામતા દૃષ્ટિવાદના ફકરાઓ રૂપી તારાઓને જોવાની તીવ્ર ઉત્કંઠા રાખે છે. તેમને તે ફકરાઓનો પણ બોધ થાય, આ ઈરાદાથી પરોપકાર રસિક પૂજ્ય શ્રીહરિભદ્રસૂરિ મહારાજે તે ફકરાઓને ભેગા કરી શ્રીપંચાશકાદિ શાસ્ત્રોની રચના કરી હતી. તેમાંના "શ્રીપંચાશક શાસ્ત્રની ટીકા બનાવું છું." આ પાઠથી સાબીત થાય છે કે શ્રીપંચાશકાદિ શાસ્ત્રો દૃષ્ટિવાદના ઝરણા રૂપ છે. એમ છટ્ઠા કર્મગ્રંથ વગેરેમાં પણ કહેલા "णिस्संदं दिट्ठिवायस्स" વગેરે વચનો પણ એજ રહસ્યને જણાવે છે. આ રીતે શ્રીનંદીસૂત્ર સમવાયાંગસૂત્રાદિમાં કહેલી હકીકતોને આધારે દૃષ્ટિવાદનો પરિચય ટૂંકામાં જણાવી દીધો.

## ॥ શ્રીદૃષ્ટિવાદનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીદ્વાદશાંગીના પદોની વિચારણા ॥

(૧) શ્રી આચારાંગ સૂત્રના ૧૮૦૦૦ પદો કહ્યા છે. (૨) શ્રીસૂત્રકૃતાંગ સૂત્રના ૩૬ હજાર પદો કહ્યા છે. (૩) શ્રી સ્થાનાંગસૂત્રના ૭૨ હજાર પદો કહ્યા છે. (૪) શ્રી સમવાયાંગ સૂત્રના ૧ લાખ ૪૪ હજાર પદો કહ્યા છે. (૫) શ્રી ભગવતી સૂત્રના બે લાખ ૮૮ હજાર પદો કહ્યા છે. (૬) શ્રીજ્ઞાતાધર્મકથાંગ સૂત્રના ૫ લાખ ૭૬ હજાર પદો કહ્યા છે. (૭) શ્રી ઉપાસકદશાંગ સૂત્રના ૧૧ લાખ ૫૨ હજાર પદો કહ્યા છે. (૮) શ્રી અંતકૃદ્દશાંગ સૂત્રના ૨૩ લાખ ૪ હજાર પદો કહ્યા છે. (૯) શ્રી અનુત્તરોપપાતિક દશાંગસૂત્રના ૪૬ લાખ ૮ હજાર પદો કહ્યાં છે. (૧૦)

શ્રી પ્રશ્નવ્યાકરણાગ સૂત્રના ૧ ક્રોડ ૮૪ લાખ ૩૨ હજાર પદો કહ્યા છે (૧૨) શ્રી દષ્ટિવાદના ૩ ક્રોડ, ૬૮ લાખ, ૬૪ હજાર પદો કહ્યા છે દ્વાદશાગીના પદોની કુલ સખ્યા ૭ ક્રોડ, ૮૭ લાખ, ૧૦ હજાર જાણવી પહેલા આચારાગના પદોની સખ્યાને અનુક્રમે બમણી બમણી કરતા આ રીતે પદોનુ પ્રમાણ કહ્યુ છે આથી અગ સૂત્રોની પૂર્વ કાલે કેટલી વિશાલતા હતી તેનો ઉત્તર જરૂર મળે છે કાલદોષથી હાલ તે (વિશાલતા) નો નાશ થયો છે, એમ વર્તમાન ૧૧ અગોના કદ ઉપરથી નિર્ણય થઈ શકે છે અહી બારે અગોમા દરેક અગનો સક્ષિપ્ત પરિચય પૂરો કરીને હવે સપૂર્ણ દ્વાદશાગીની બીના અને તેની આરાધનાનુ તથા વિરાધનાનુ ફલ ટૂકમા જણાવુ છુ

## ॥ દ્વાદશાગીનો સક્ષિપ્ત પરિચય ॥

આ દ્વાદશાગી ગણિપિટકમા અનતા જીવ અજીવ વગેરે પદાર્થો અને અનતા અભાવો કહ્યા છે એટલે તમામ પદાર્થો પોતાના ધર્મે કરીને 'સત્' છે, અને પરધર્મે કરીને 'અસત્' છે જેમ ઘટ પદાર્થ ઘટત્વ ધર્મે કરીને સત્ કહેવાય અને પટત્વાદિ ધર્મે કરીને 'અસત્' કહેવાય આ રીતે ભાવ અને અભાવોનુ વર્ણન કર્યુ છે તથા અનતા હેતુઓ અને અહેતુઓ, અનતા કારણો અને અકારણો, અનતા ભવસિદ્ધિકો અને અનતા અભવસિદ્ધિકો વગેરે પદાર્થો વર્ણવ્યા છે અહી સમજવાનુ એ છે કે જે સાધ્યને સિદ્ધ કરે તે હેતુ કહેવાય જેમ પર્વતમા અગ્નિને સાબીત કરાવનાર ધૂમાડો છે પણ જલ વગેરે નથી, માટે અગ્નિને સિદ્ધ કરવામા ધૂમ હેતુ કહેવાય, ને તે સિવાયના પાણી વગેરે અહેતુ કહેવાય આ રીતે દરેક અનુમાનાદિમા પણ સમજી લેવુ એજ પ્રમાણે કારણ અકારણના સ્વરૂપમા પણ સમજવુ કે માટીનો પિડ વગેરે ઘટના કારણ કહેવાય, તેજ કારણો પટના છે એમ ન કહેવાય કારણ કે પટના કારણ તન્તુ વગેરે છે આનુ રહસ્ય એ કે-પટરૂપ કાર્ય થવામા તન્તુ વગેરે કારણ છે, ને માટીના પિડ વગેરે અકારણ છે બાકીની બીના સ્પષ્ટ રીતે સમજાય તેવી છે જેમણે આ દ્વાદશાગીની વિરાધના કરી તે અનતા જીવો સસારમા ભમ્યા હતા હાલ જે વિરાધના કરે તે સસારમા ભમે છે અને ભવિષ્યમા તેની જેઓ વિરાધના કરશે તેઓ સસારમા રખડશે એજ પ્રમાણે જેમણે દ્વાદશાગીની આરાધના કરી હતી, તે અનતા જીવો સસાર સમુદ્રનો પાર પામી ગયા, વર્તમાન કાલે આરાધક જીવો સસાર સમુદ્રને તરે છે, ને જેઓ આરાધશે તે અનતા જીવો સસાર સમુદ્રનો પાર જરૂર પામશે આ દ્વાદશાગી ધ્રુવ અક્ષય અને નિત્ય છે શ્રુતજ્ઞાની દ્રવ્યથી ઉપયોગ કાલે સર્વ દ્રવ્યોને જાણે, દેખે ક્ષેત્રથી ઉપયોગવાળો શ્રુતજ્ઞાની તમામ ક્ષેત્રોને, કાલથી તમામ કાલને (તમામ કાલમા બનેલી બીનાને) અને ભાવથી સર્વ પર્યાયોને જાણે દેખે આ રીતે તમામ દ્રવ્યાદિને જાણનાર સપૂર્ણ દશ પૂર્વધરાદિ શ્રુત કેવલી જ હોય છે કારણ કે તેઓજ શ્રુતજ્ઞાનના બલથી સર્વ દ્રવ્યાદિને જાણે છે ને દેખે છે જેઓ ન્યૂન દશ પૂર્વોને જાણે એટલે સપૂર્ણ દશ પૂર્વોના જ્ઞાનથી ઉતરતા જ્ઞાનવાળા મહાપુરુષો

છે, તેઓમાં કેટલાએક મુનિવરો સર્વ દ્રવ્યાદિને જાણે ને કેટલાએક મુનિવરો ન પણ જાણે. આ પ્રમાણે થવામાં મતિની વિચિત્રતા જ કારણ છે એમ સમજવું.

॥ શ્રીદૃષ્ટિવાદનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

॥ શ્રીદ્વાદશાંગીનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો તેરમો પ્રકાશ પૂર્ણ થયો ॥

तपोगच्छाधिपति सूरिचक्रचक्रवर्त्ति जगद्गुरु-पूज्यपाद प्रातःस्मरणीय
परमोपकारि प्रवराचार्य श्रीविजय नेमिसूरीश्वर विनेयाणु
शास्त्रविशारद-कवि दिवाकराचार्य श्रीविजयपद्मसूरीश्वर विरचित-
स्वोपज्ञ स्पष्टार्थादि विभूषित-प्राकृत श्लोकबद्ध-
श्रीजैनप्रवचनकिरणावल्यां द्वादशांगीसंक्षिप्त-
परिचयसमन्वित त्रयोदशप्रकाशात्मकः

॥ प्रथमो विभागः समाप्तः ॥

卐 卐

卐

# શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો બીજો વિભાગ.

## ॥ ચૌદમો પ્રકાશ ॥

### ॥ ૧ ઔપપાતિક (ઉપાંગ) સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

वुत्तो दुवालसंगी-परिचयलेसो मए पढमभागे ॥
अह वुच्छमुवंगाणं परिचयलेसं जहासुत्तं ॥ १११ ॥

अंगोवंगाइ जहा, देहे तह चेव बारसंगाणं ॥
बारसुवंगाइं इह, भणियाइं पुज्जपुरिसेहिं ॥ ११२ ॥

तेणं सबद्धाइं अंगेहिं ताणि अंगवुत्तत्था ॥
जडिला तह सखित्ता, वित्थारा तेसु पण्णत्ता ॥ ११३ ॥

छावत्तरिमब्भहिए, तिसए सिरिवद्धमाणनिव्वाणा ॥
तियसत्तपवण्णेणं—आरियसामाउ पण्णवणा ॥ ११४ ॥

देवनिरयजीवाणं-जम्मो तह मुत्तिगमणमुववाओ ॥
जत्थ य भणिओ तमिणं, उववाइयमेस सदत्थो ॥ ११५ ॥

रायपसेणिय जीवा-भिगम सामायरियविहियपण्णवणा ॥
सूरजबूपण्णत्ती, तह सत्तमचंदपण्णत्ती ॥ ११६ ॥

अट्ठम निरयावलियो-वग से कप्पिया पर नाम ॥
नवम कप्पवडिंसिया, दसमं तह पुप्फिओवंग ॥ ११७ ॥

तह पुप्फचूलियक्खं, वहि दसाणुक्कमेणमंगाणं ॥
एयाइमुवंगाइं, उववाइयपरिचयं वुच्छं ॥ ११८ ॥

શબ્દાર્થ:—મેં શ્રીજૈન પ્રવચન કિરણાવલીના ૧૩ પ્રકાશ રૂપ પહેલા ભાગમાં શ્રીદ્વાદશાંગીના સાર સહિત સંક્ષિપ્ત પરિચય જણાવ્યો. હવે હું આ ચૌદમા પ્રકાશમાં બાર ઉપાંગોનો પરિચય ટૂંકામાં સૂત્રને અનુસારે કહીશ ॥ ૧૧૧ ॥ જેમ શરીરમાં હાથ મસ્તક વગેરે અંગો અને આંગળી વગેરે ઉપાંગો હોય છે, તેમ શ્રીગણધરાદિ પુજ્ય પુરૂષોએ શ્રીજિન પ્રવચન રૂપ દેહ (શરીર)ના આચારાંગ સૂત્ર વગેરે બાર અંગો અને તે બારે અંગોના ઔપપાતિક સૂત્ર વગેરે બાર ઉપાંગો કહ્યા છે. જેમ શરીરના આંગળી વગેરે ઉપાંગો હાથ વગેરે અંગોના સ્વરૂપને વિસ્તારે છે. (સ્પષ્ટ રીતે સમજાવે છે.) તેમ ઔપપાતિક સૂત્રાદિ બાર ઉપાંગો શ્રીઆચારાંગાદિમાં કહેલી હકીકતને વિસ્તારથી સરલ પધ્ધતિએ સમજાવે છે. માટે જ કહ્યું છે કે–"अंगार्थस्पष्टबोधविधायकानि उपांगानि" એટલે ઉપાંગ સૂત્રો અંગ સૂત્રોમાં કહેલા અર્થનો સ્પષ્ટ બોધ કરાવે છે. ॥ ૧૧૨ ॥

તેથી બારે ઉપાંગ સૂત્રોની સાથે સંબંધ છે એમ સમજવું. શ્રીતત્ત્વાર્થ સૂત્રના પહેલા અધ્યાયના ૨૦મા સૂત્રના ભાષ્યની ટીકામાં ટીકાકાર શ્રીસિધ્ધસેન ગણિએ કહ્યું છે કે–પરમ શ્રુતજ્ઞાની મહાપુરૂષોએ દ્વાદશાંગી ગણિપિટકમાં કેટલાક સૂત્રોના ગુંચવણ ભરેલા અર્થોને વિસ્તારથી સમજાવવાની જરૂરિયાત જાણી, તેથી તેમણે અંગોમાંના તેવા જરૂરી સ્થલોને વિસ્તારથી સમજાવવાના મુદ્દાથી બાર ઉપાંગ સૂત્રોની અંગ સૂત્રોની સાથે વ્યવસ્થા કરી. કહેવાનું તાત્પર્ય એ છે કે–અંગોમાં જે અર્થો ટૂંકામાં કહેલા હોવાથી ગુંચવણ ભરેલા એટલે સમજવામાં કઠીન જણાયા, તે અર્થોને ઉપાંગ સૂત્રોમાં અલગ અલગ સૂત્રમાં વ્યવસ્થિત કરીને સમજાવ્યા. એમ શ્રીતત્ત્વાર્થ સૂત્રની હારિભદ્રીય ટીકા વગેરે ગ્રંથોમાં પણ કહ્યું છે. શ્રીહરિભદ્રસૂરિએ તત્ત્વાર્થની ટીકામાં કહ્યું છે કે–જ્યાં આચારાદિ અર્થ પૂરો થાય તે શ્રીઆચારાંગ વગેરે અંગો જાણવા, ને જ્યાં જૂદા જૂદા બીજા અર્થો કહ્યા હોય, તે રાજપ્રશ્નીય વગેરે ઉપાંગો જાણવા. ॥ ૧૧૩ ॥ શ્રીમહાવીર પ્રભુના નિર્વાણકાલથી ૩૭૬મા વર્ષે એટલે વિક્રમ સંવત્ શરૂ થયા પહેલા ૯૪મા વર્ષે જેમનો સ્વર્ગવાસ થયો છે, તે શ્રીઆર્ય-શ્યામાચાર્ય મહારાજે બાર ઉપાંગોમાંના ચોથા શ્રીપ્રજ્ઞાપના સૂત્રની રચના કરી હતી. બાકીના ઉપાંગોની રચના કરનારા મહાપુરૂષોનાં નામ જણાવ્યા નથી, પણ સૂત્રની રચના જોતાં જણાય છે કે–વિશિષ્ટ શ્રુતજ્ઞાની પૂર્વધરાદિ પુરૂષો જ પ્રાયે હોવા જોઇએ. ॥ ૧૧૪ ॥ ઉપપાત શબ્દના, ૧ દેવ નારક જીવોનો જન્મ, ૨ મોક્ષમાં જવું આ બે અર્થો સમજવા. આ ઉપપાતને લક્ષ્યમાં રાખીને જેમાં ષદાર્થોનું સ્વરૂપ કહ્યું છે તે ઔપપાતિક સૂત્ર કહેવાય. આ પહેલું ઉપાંગ સૂત્ર શ્રીઆચારાંગ સૂત્રનું છે એમ સમજવું. ॥ ૧૧૫ ॥ (૨) શ્રીસૂત્રકૃતાંગ સૂત્રનું રાજપ્રશ્નીય ઉપાંગ છે; (૩) શ્રીસ્થાનાંગ સૂત્રનું જીવાભિગમ સૂત્ર ઉપાંગ છે. (૪) શ્રીસમવાયાંગ સૂત્રનું ઉપાંગ શ્રીજીવાભિગમ સૂત્ર છે, (૫) શ્રીભગવતી સૂત્રનું ઉપાંગ સૂર્ય-પ્રજ્ઞપ્તિ જાણવું, (૬) જ્ઞાતાધર્મકથાંગ સૂત્રનું ઉપાંગ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર જાણવું. (૭) શ્રીઉપાસક દશાંગસૂત્રનું ઉપાંગ શ્રીચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર છે એમ જાણવું. (૮) શ્રીઅંતકૃદ્દશાંગ સૂત્રનું ઉપાંગ નિરયાવલિકા સૂત્ર (કલ્પિકા સૂત્ર) જાણવું. (૯) શ્રીઅનુત્તરોપપાતિક સૂત્રનું

ઉપાગ કલ્પાવતસિકા સૂત્ર જાણવું (૧૦) શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રનુ ઉપાગ પુષ્પિકા સૂત્ર જાણવુ (૧૧) શ્રી વિપાક સૂત્રનુ ઉપાગ પુષ્પ ચૂલિકા સૂત્ર જાણવુ (૧૨) શ્રી દૃષ્ટિવાદનુ ઉપાગ વહ્નિદશા સૂત્ર જાણવુ આ રીતે દરેક અગના જૂદા જૂદા ઉપાગ જણાવીને બારે ઉપાગોના નામ જણાવ્યા હવે અનુક્રમે પહેલા ઔપપાતિક સૂત્રનો સક્ષિપ્ત પરિચય કહીશ. ॥ ૧૧૬-૧૧૭-૧૧૮ ॥

**સ્પષ્ટાર્થ**—આ શ્રી ઔપપાતિક સૂત્રની શરૂઆતમા ચપાનગરીનુ અને તેના ઇશાન ખૂણામા રહેલા પૂર્ણભદ્ર યક્ષના ચૈત્યનુ વર્ણન કર્યુ છે પછી તેની આજુબાજુ વીટાઇને રહેલ વન ખડનુ, તથા તેમા રહેલા વૃક્ષોનુ, તેમજ તે વૃક્ષોના મૂલ થડ શાખા વગેરેનું વર્ણન કર્યુ છે પછી કહ્યુ છે કે વનખડની વચમા રહેલ અશોક વૃક્ષ ( આસોપાલવના ઝાડ ) ની આજુબાજુ તાલ, તમાલ વૃક્ષો શોભી રહ્યા છે, ને તેની આજુબાજુ અશોકલતા વગેરે વેલડીઓ શોભી રહી છે પછી પૂર્વે જણાવેલા આસોપાલવના ઝાડની ઉપરના ભાગમા ગોઠવેલા સ્વસ્તિક (સાથીઓ) વગેરે અષ્ટમગલ, પચવર્ણી ચામર, ધજા, નાના મોટા છત્ર અને ઘટ આ સર્વ પદાર્થોનુ સુંદર વર્ણન કરીને તે (અશોક વૃક્ષ) ની નીચે રહેલા પૃથ્વીશીલા પટ્ટકની બીના કહી છે પછી ચપાનગરીના કોણિક રાજાનુ અને તેની ધારિણી રાણીનુ વર્ણન કર્યુ છે પછી કહ્યું કે એક નોકર કોણિક રાજાને પ્રભુશ્રી મહાવીરના વિહારની બીના દરરોજ જણાવે છે આમા વ્યવસ્થા એવી કરી હતી કે રાજાના મુખ્ય નોકરના તાબામા રહેલા નોકરો પહેલા પોતાના ઉપરી મુખ્ય નોકરને પ્રભુના વિહારની બીના કહે, તે સાભળી તે મુખ્ય નોકર કોણિક રાજાને તે બીના કહે આ નિયમ પ્રમાણે મુખ્ય નોકરે કોણિક રાજાને વિનયથી ખબર આપ્યા કે " પ્રભુ શ્રીમહાવીર દેવ ગ્રામાનુગ્રામ વિહાર કરતા આ ચપાનગરીની બ્હાર પૂર્ણભદ્ર યક્ષના ચૈત્યવાળા પ્રદેશની નજીકમા પધાર્યા છે" આ વાત સાભળી બહુજ રાજી થયેલા કોણિક રાજાએ પોતાની કચેરીમા જે દિશા નજીકમા પ્રભુદેવ વિચરે છે તે તરફ સાત આઠ પગલા સામા જઇ વિધિપૂર્વક પ્રભુ મહાવીરની સ્તુતિ કરી પછી સન્માનાદિક કરવા પૂર્વક નોકરને પ્રીતિદાન દઇને ફરમાવ્યુ કે જ્યારે પૂર્ણભદ્ર યક્ષના ચૈત્યવાળા બગીચામા પ્રભુશ્રી મહાવીર દેવ પધારે ત્યારે મને ખબર આપજે" કોણિક રાજાના ભાગ્યોદયે બીજે દિવસે પ્રભાતે પ્રભુશ્રી મહાવીરદેવ ૧૪ હજાર મુનિ વગેરેના પરિવાર સાથે પધાર્યા આ પ્રસગને જણાવતા પહેલા કોણિક રાજાની કચેરીનુ અને પ્રભુશ્રી મહાવીર દેવના શરીરના મસ્તકાદિનુ વાસ્તવિક વર્ણન કર્યુ છે અનુક્રમે ૨૩ થી ૩૯ મા સુધીના સૂત્રોમા મુનિવરોના જ્ઞાનાદિ ગુણોનુ અને સિહનિષ્ક્રીડિતાદિ વિવિધ તપશ્ચર્યાનુ વર્ણન કરીને જણાવ્યુ કે સસાર સમુદ્રના જેવો છે મુનિઓ તેને કોની મદદથી તરે છે? તે વિસ્તારથી જણાવતા યથાર્થ ખલાસી વહાણ વગેરે સમજાવ્યા છે અહી વર્ણવેલી યથાર્થ સાધુતા મુનિ જીવનને જરૂર નિર્મલ બનાવનારી અને અપૂર્વ બોધદાયક છે પછી પ્રભુશ્રી મહાવીરને વદનાદિ કરી પોતાનો આત્મા નિર્મલ બનાવવા માટે ચારે પ્રકારના દેવોના ઇંદ્રો પોતાના સામાનિક દેવાદિ પરિવાર સાથે અહી

આવે છે. તેમાં તે સર્વેની ઋદ્ધિ, શરીરના અવયવ, આભૂષણાદિનું વર્ણન કર્યું છે. પછી જણાવ્યું છે કે પ્રભુશ્રી મહાવીર દેવ ચંપાનગરીની બ્હારના બગીચામાં પધાર્યા આ વાત ચૌટામાં ફેલાઇ. તે સાંભળીને લોકો માંહોમાંહે શું કહે છે? અને પ્રભુની પાસે કેવી ભાવનાથી તેઓ આવે છે? આ હકીકત અને પાંચ અભિગમનું સ્વરૂપ વર્ણવ્યું છે. પછી કહ્યું છે કે-નગરીના લોકો પ્રભુની પાસે દર્શનાદિનો લાભ લેવા માટે આવે છે. આ અવસરે બગીચાનો માળી કોણિક રાજાને વધામણી આપે છે કે પ્રભુશ્રી મહાવીરદેવ અહીં પધાર્યા છે. તેને રાજાએ સાડી બાર લાખ સોનૈયાનું દાન દઈ સ્વસ્થાને જવાની રજા આપી. તે પછી ૪૦ મા સૂત્રથી ૪૭ મા સૂત્ર સુધીમાં એમ કહ્યું છે કે-કોણિક રાજા પ્રભુને મહોત્સવથી વંદન કરવા જવાની ઇચ્છાથી સેનાધિપતિને હુકમ કરે છે કે તમે હાથી વગેરેને અને લશ્કરને તૈયાર કરો ને આ નગરીને શણગારો. રાજાના હુકમ પ્રમાણે તમામ કાર્યો કરીને તેણે (સેનાધિપતિએ) રાજાને કહ્યું કે આપના કહ્યા મુજબ તમામ તૈયારી થઈ ગઈ છે ને નગરીને શણગારી છે માટે આપ પ્રભુશ્રી મહાવીરદેવને વંદન કરવા ખુશીથી પધારો. તે સાંભળીને કોણિક રાજા હર્ષ પામ્યા. પછી વ્યાયામ, (કસરત) તેલનું ચોળવું, સ્નાન, વસ્ત્રનું પહેરવું, વગેરે કાર્યો કરી કલ્પવૃક્ષના જેવા સુશોભિત બની મજ્જન ઘરમાંથી પોતાના પરિવાર સાથે નીકળી હાથી ઉપર બેઠા. હવે પ્રભુની પાસે આવવા માટે મહેલમાંથી નીકળવાની શરૂઆત કરવા અષ્ટ મંગલ વગેરેનું અને છત્ર સિંહાસનાદિનું વર્ણન કર્યું છે. પછી જણાવ્યું છે કે બાણ વગેરે લઇને ચાલનારા નોકરો અને હાસ્યાદિને કરનારા પુરૂષો ચાલે છે, ને કેટલાએક પુરૂષો જય જય શબ્દો બોલે છે. પછી ૧૦૮ હાથી ઘોડા પાયદળ સૈન્ય ચતુરંગિણિ સેના વગેરે પરિવારની સાથે કોણિકરાજાએ મહોત્સવથી નગરીમાંથી નીકળી પ્રભુની પાસે જવા પ્રયાણ કર્યું. અનુક્રમે ચાલતાં રાજાને ભાટ ચારણો આશીર્વાદ આપે છે. ને પ્રજા તેનો (રાજાનો) સત્કાર કરે છે. તે (કોણિક રાજા) બગીચાની નજીકમાં આવતાં પ્રભુના અતિશયો જોઇને હાથી ઉપરથી નીચે ઉતરી, તરવાર વગેરે ચિહ્નો છોડી, પાંચ અભિગમ સાચવી ત્રણ પ્રદક્ષિણા દઈ, યોગ્ય સ્થાને દેશના સાંભળવા બેઠા. એજ પ્રમાણે તેની સુભદ્રા વગેરે રાણીઓ પણ પરિવાર સાથે અહીં આવી કોણિકરાજાની પાછળ દેશના સાંભળવા બેઠી. પ્રભુએ પર્ષદામાં અર્ધમાગધી ભાષામાં દેશના દેતાં અલોકનું અને જીવાદિ નવતત્ત્વોનું તથા અરિહંતાદિનું, તેમજ નારકાદિનું સ્વરૂપ અને ૧૮ પાપસ્થાનકોનું સ્વરૂપ તથા અસત્પદાર્થ પુણ્ય પાપાદિ કર્મોના બંધો તથા દયાદિનું સ્વરૂપ સમજાવ્યું. વળી પરલોકાદિનું સ્વરૂપ, જિન પ્રવચનનો મહિમા, તેની આરાધનાનું ફલ, તેમજ નરકાદિ ચાર ગતિમાં જવાના ચાર ચાર કારણો કહ્યા. ચારે ગતિના દુ:ખનું વર્ણન કરીને સિદ્ધનું અને છ જીવનિકાયનું સ્વરૂપ તથા દુ:ખને નાશ કરવાના ઉપાયો અને આર્ત્ત ધ્યાનાદિનું સ્વરૂપ કહીને વૈરાગ્યનો આનંદ અને રાગદ્વેષના કડવા ફલો જણાવ્યાં. વળી દેશવિરતિને સર્વ વિરતિનું સ્વરૂપ અને ફલો જણાવ્યા. તથા અંતિમ આરાધના, અને આરાધકનું સ્વરૂપ વગેરે પણ વિસ્તારથી જણાવ્યું. પ્રભુની આ દેશના સાંભળીને ઘણાં ભવ્ય જીવોએ યથાશક્તિ સર્વવિરતિ દેશવિરતિ આદિને સ્વીકાર્યા, અને કેટલાએક જીવો શ્રીજિન પ્રવચનની અનુમોદના કરે છે. અંતે

પ્રભુને વાદીને સ્વસ્થાને ગયા કોણિક રાજા અને તેની ગણીઓ પણ પ્રદક્ષિણા દઇ વદના કરીને અને નિર્ગ્રંથ પ્રવચનની અનુમોદના કરી મ્હેલમા ગયા અહી સમવસરણનો અધિકાર પૂરો થાય છે

પછી શ્રીગૌતમસ્વામીએ પ્રભુ શ્રીમહાવીરને વિનયાદિ વિધિ સાચવી પ્રશ્નો પૂછયા, તે સર્વે પ્રશ્નોનો ટૂક સાર આ પ્રમાણે જાણવો–અસયતાદિ જીવો પાપકર્મ બાધે છે, અને મોહનીય કર્મ બાધે છે મોહનીય કર્મોદય કાલે મોહનીય કર્મને અને અશાતા વેદનીયાદિ કર્મોને પણ બાધે છે તથા અસયત એકાત સુપ્ત વગેરે જીવો આયુષ્યના બધને અનુસારે નારકપણુ પણ પામે છે, તથા કેટલાએક જીવો દેવપણુ પામે, ને કેટલાએક જીવો ન પણ પામે જેઓ દેવપણુ પામે તેઓ આરાધક થાય કે નહિ ? આ હકીકત સ્પષ્ટ સમજાવી છે પછી જણાવ્યું છે કે–દાવાગ્નિમા બળેલા જીવો વગેરે મનુષ્યોમાના કેટલાએક અસક્લિષ્ટ પરિણામવાળા જીવો વાણ્વ્યતર નિકાયમા બાર હજાર વર્ષના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થાય છે તેવા જીવો પર લોકના આરાધક જ છે, એમ એકાતે ન કહેવાય વિનયાદિ ગુણધારી મનુષ્યોમાના કેટલાએક જીવો ૧૪ હજાર વર્ષના આયુષ્યવાળુ દેવપણુ પણ પામે છે તથા બાલ વિધવાદિ સ્ત્રીઓમાની કેટલીએક અલ્પારભાદિવાળી ગુણવતી નારીઓ ૬૪ હજાર વર્ષના આયુષ્યવાળા વાણવ્યતર દેવપણે ઉપજે છે તથા ગોવ્રતિકાદિ ભિક્ષુકોમાના નવ વિગઇ વગેરેનો ત્યાગ કરનારા ભિક્ષુકો ૮૪ હજાર વર્ષના આયુષ્યવાળા વ્યતરપણે ઉપજે છે તેમજ જલવાસી તાપસ વગેરે જીવો ઉત્કૃષ્ટથી ૧ લાખ વર્ષ અધિક ૧ પલ્યોપમના આયુષ્યવાળુ જ્યોતિષ્ક દેવપણુ પણ પામે છે આ રીતે કાદર્પિક વગેરે તાપસોની પણ જરૂરી બીના કહી છે પછી માહણ પરિવ્રાજકના તથા ક્ષત્રિય પરિવ્રાજકના ૮–૮ ભેદો કહીને તેમને શુ કલ્પે ? અને શુ ન કલ્પે ? (ખપે ?) તે હકીકત સ્પષ્ટ રીતે સમજાવી છે આ પ્રસગે તે તાપસોના ભાજન વગેરેનુ વર્ણન કરીને જણાવ્યું છે કે–તેઓ જો તાપસપણામા કાલ કરે (મરે) તો ઉત્કૃષ્ટથી બ્રહ્મદેવલોકમા ૧૦ સાગરોપમના આયુષ્યવાળુ દેવપણુ પણ પામે છે

આની પછી અબડ પરિવ્રાજકનો અધિકાર વર્ણવ્યો છે તેમા કહ્યુ છે કે–અબડ પરિવ્રાજકના ૭૦૦ શિષ્યો લાબી અટવીમા ચાલતા જ્યારે તેમની પાસેનુ પાણી ખૂટી ગયું, અને બીજુ પાણી ન મળી શક્યું, ત્યારે અનશન અગીકાર કરીને પ્રભુ શ્રીમહાવીરની સાક્ષીએ સર્વવિરતિ ધર્મને ઉચ્ચરી (સ્વીકારી) બ્રહ્મદેવલોકે ૧૦ સાગરોપમના આયુષ્યવાળુ દેવપણુ પામ્યા આ હકીકત વિસ્તારથી સમજાવતા પ્રસગે બીજી પણ જરૂરી બીના કહી છે પછી અબડ પરિવ્રાજકની વૈક્રિય લબ્ધિનો પ્રભાવ જણાવીને પ્રભુએ શ્રીગૌતમસ્વામીને કહ્યું કે અબડ પરિવ્રાજક આ ભવમા દીક્ષા લઈ શકશે નહી. પછી તેના શ્રાવકપણાના આચારાદિનુ વર્ણન કરીને જણાવ્યુ કે તે ઘણા વર્ષો સુધી શ્રાવકપણુ પાળીને (શ્રાવક ધર્મને આરાધીને) બ્રહ્મ દેવલોકે ૧૦ સાગરોપમના આયુષ્યવાળુ દેવપણુ અનુભવીને

મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ શ્રાવક કુલમાં જન્મ પામશે. તેના માતા પિતા તેનું 'દૃઢપ્રતિજ્ઞ' નામ પાડશે, જન્મોત્સવ ઉજવશે, અનુક્રમે પાંચ ધાવ માતાઓથી લાલન પાલન કરાતો તે યોગ્ય વયે ૭૨ કલાનો અભ્યાસ કરશે. અહીં કલાના નામ જણાવ્યા છે. આ દૃઢપ્રતિજ્ઞ ભરજુવાનીમાં પણ કામભોગમાં આસક્ત થશે નહી. આ હકીકત કમલ તથા જલ વગેરેના દૃષ્ટાંતો આપીને સ્પષ્ટ સમજાવી છે. એક વખત તે સ્થવિર ભગવંતોની પાસે ધર્મ સાંભળી વૈરાગ્યથી દીક્ષા લઇ આરાધીને કેવલજ્ઞાન પામશે. ઘણાં વર્ષો સુધી કેવલી પર્યાય પાળી માસિક અનશન કરી અંતે સિદ્ધિપદ પામશે. આ રીતે અંબડ પરિવ્રાજકનું ભાવી જીવન વિસ્તારથી કહ્યું છે.

પછી જણાવ્યું છે કે "શ્રીઆચાર્ય ઉપાધ્યાયના અવર્ણવાદ (નિંદા) વગેરે પ્રકારે આશાતના કરનારા જીવો કિલ્બિષિક દેવપણું પામે છે તેમનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧૩ સાગરોપમ હોય છે." અહીં આને અનુસરતી બીજી પણ બીના જણાવીને કહ્યું છે કે-જલચર વગેરે સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોને શુભ અધ્યવસાય વગેરે નિમિત્તોમાંના કોઇ પણ કારણથી જાતિ સ્મરણ જ્ઞાન થાય છે. તથા તેઓ અતિથિ સંવિભાગ નામના બારમા વ્રત સિવાયના ૧૧ વ્રતોમાંના યથાશક્તિ એકાદિ વ્રતોની આરાધના તથા અનશનાદિ કરી ઉત્કૃષ્ટથી આઠમા સહસ્રાર દેવલોક સુધી પણ જઈ શકે છે. તેથી આગળ તિર્યંચો જાય જ નહિ. કારણ કે નવમા દેવલોકથી માંડીને અનુત્તર વિમાન સુધીના દેવલોકમાં મનુષ્યો જ જઈ શકે છે. આઠમા દેવલોકમાં દેવરૂપે ઉત્પન્ન થયેલા તે તિર્યંચોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧૮ સાગરોપમનું જાણવું. તથા આજીવિક મતના ભિક્ષુકો બારમા દેવલોકે ઉત્કૃષ્ટથી બાવીશ સાગરોપમના આયુષ્યવાળું દેવપણું પામે પણ તેઓ વિરાધક કહેવાય. બાકીની બીના પૂર્વની જેમ જાણવી. વળી ભૂતિકર્માદિ કરનારા ભિક્ષુકો આલોચનાદિ કર્યા વિના કાળ કરી જો દેવ લોકમાં જાય તો ઉત્કૃષ્ટથી અચ્યુત દેવલોકમાં બાવીશ સાગરોપમના આયુષ્યવાળું આભિયોગિક દેવપણું પામે, તેઓ વિરાધક કહેવાય છે. સાત નિહ્નવો ઉત્કૃષ્ટથી ઉપલી ગ્રૈવેયકોમાં ૩૧ સાગરોપમના આયુષ્યવાળું દેવપણું પામે છે. તેઓ વિરાધક જાણવા. તથા અલ્પારંભાદિ ગુણવંત શ્રમણોપાસકો ( શ્રાવકો ) દેશવિરતિની આરાધના ને આલોચનાદિ, તથા અનશનાદિ કરી સમાધિમરણે મરણ પામી ઉત્કૃષ્ટથી અચ્યુત દેવલોકે ૨૨ સાગરોપમાયુષ્ક દેવપણું પામે છે. તેઓ આરાધક કહેવાય. આ બધી બીના વિસ્તારથી સમજાવીને સાચી સાધુતાનું સ્વરૂપ જણાવ્યું છે. પછી કહ્યું કે આવા ગુણવંત સાધુઓમાંના કેટલાએક સાધુઓ સંયમાદિની આરાધનાદિ કરી કેવલી થઈ સિદ્ધિપદ પામે, ને કેટલાએક સાધુઓ અંતકૃત્કેવલી થઈ મોક્ષે જાય છે. તથા કેટલાએક સાધુઓ સર્વાર્થસિદ્ધ વિમાનનો એક ભવ કરી મનુષ્ય ભવે સંયમાદિને આરાધી સિદ્ધ થાય છે. કેવલી સમુદ્ઘાતકાલે કેવલી લોકવ્યાપી બને છે. તથા નિર્જરિત ( ભોગવાયાબાદ આત્મપ્રદેશોથી છૂટા પડેલા ) પુદ્ગલો પણ સંપૂર્ણ લોકમાં ફેલાય છે. તેમજ છદ્મસ્થ જીવો તે નિર્જરિત પુદ્ગલોને જાણે નહિ ને દેખે નહિ. આ હકીકતને સ્પષ્ટ સમજાવતાં જણાવ્યું કે ગંધના પુદ્ગલો કરતાં

પણ નિર્જરિત પુદ્ગલો બહુજ સૂક્ષ્મ હોય છે, તેથી તે દેખાતા નથી પછી કેવલી સમુદ્ઘાત કરવાનુ કારણ અને તેને કરનારા અને નહિ કરનારા જીવોની બીના જણાવીને આવર્જીકરણનો કાલ ( ટાઇમ ) કહ્યો છે પછી કેવલી સમુદ્ઘાતના ૮ સમયોમા થતા કાર્યો, અને ૩ કાયિક યોગનો વિચાર જણાવીને કેવલી સમુદ્ઘાતની ક્રિયા પૂરી થયા બાદ કેવલીને સત્ય મનોયોગ ને અસત્યામૃષા મનોયોગ તથા ઔદારિક કાયયોગ હોય એમ કહ્યુ છે પછી કેવલી ભગવતો અત સમયે યોગનિરોધ કરી અયોગી બની અનુક્રમે સિદ્ધિપદ પામે, તેમને કર્મબીજ બળી જવાથી ભવાકુરની ઉત્પત્તિ ( સમારમા ફરી જન્મ લેવાનુ ) ન હોય આ હકીકત સ્પષ્ટ સમજાવીને સિદ્ધિપદને લાયક જીવોનુ પહેલુ સઘયણ અને છ સસ્થાનોમાનુ એક સસ્થાન, તથા ઉચાઇ ( જઘન્ય ૭ હાથની, ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની ) તેમજ આયુષ્ય ( જઘન્ય સાધિક ૮ વર્ષ, ઉત્કૃષ્ટ પૂર્વ ક્રોડ વર્ષો ) કહીને સિદ્ધશિલાના સ્થાન, સ્વરૂપ, પરિધિ, ૧૨ નામ, સિદ્ધશિલાની છેક ઉપરના એક ગાઉના છઠ્ઠા ભાગે સિદ્ધોનુ સ્થાન ( રહેવુ ) તથા સિધ્ધને અગે ત્રણ પ્રશ્નો અને તેના ઉત્તરો જણાવ્યા છે પછી સિધ્ધોની ત્રિભાગહીન અવગાહના (ઉત્કૃષ્ટ ૩૩૩⅓ ધનુષ્યની, મધ્યમ ૩⅔ હાથની, જઘન્ય ૧ હાથ, અને ૮ આગળ ) અને અનિત્થસ્થસસ્થાનની, તથા માહોમાહે અવગાહીને સિધ્ધોનુ રહેવું, તેમજ દેશ પ્રદેશની સ્પર્શના કહીને સિધ્ધનુ લક્ષણ, જ્ઞાનાદિ ગુણો અને સુખ વર્ણવ્યું છે આ પ્રસગે મ્લેચ્છ અને રાજાનુ દષ્ટાત કહીને સિધ્ધનુ સુખ સમજાવ્યું છે અતે સિધ્ધ પરમાત્માના નામ વગેરે બીના સારી રીતે સમજાવી છે

આ રીતે બાર ઉપાગોમાના પહેલા ઔપપાતિક સૂત્ર નામના ઉપાગનો પરિચય ટૂકમા જણાવ્યો તેમા કોણિકનુ 'અજાતશત્રુ અને અશોક' નામ તથા શ્રેણિક રાજાનુ 'બિબિસાર' નામ બૌધ્ધગ્રથોમા જણાવ્યું છે માતા ચેલ્લણાને કોણિકનો જન્મ થયો, ત્યારે તે અનિષ્ટ લાગવાથી તેણીએ ( ચેલ્લણાએ ) તેને (કોણિકને) દાસીની મારફત ઉકરડામા મૂકાવ્યો ત્યા થોડી વાર રહ્યો એટલામા કૂકડાએ તેની આગળી કરડી હતી રાજાએ આ હકીકત જાણી ચેલ્લણાને ઠપકો આપ્યો ને તેને પાછો મગાવી ચેલ્લણાને સોપ્યો આ રીતે કૂકડાએ આગળી કુણિત એટલે ખડિત કરી તેથી તેનુ કોણિક નામ પાડયું એજ પ્રમાણે શ્રેણિક વગેરે કુવરોની બુદ્ધિની પરીક્ષા કરવા માટે શ્રેણિકના પિતા પ્રસેનજિત રાજાએ પોતાના એક મ્હેલમા જ્યારે લાહ્ય લાગી, ત્યારે તે બળતા મ્હેલમાથી સાર સાર ( કીમતી ) પદાર્થો લઇને જલ્દી બ્હાર નીકળી જવા માટે ફરમાવ્યું તે વખતે બીજા કુમારો હાથી વગેરે લઈને બ્હાર નીકળી ગયા પણ મહાબુદ્ધિશાલી શ્રેણિક પિતાનો આશય સમજીને એક પ્રભાવશાલી દેવિક ભેરીજ લઇને બ્હાર નીકળી ગયો ને પિતાની પાસે આવ્યો "આ કુવર (શ્રેણિક) મહાબુદ્ધિશાળી, ને રાજ્યને લાયક છે" એમ મનમા સમજતા એવા પિતાએ બધા કુવરોની આગળ શ્રેણિક કુમારની હાસી કરીને 'ભભસાર' (ભભાસાર) નામ પાડયુ જેણે ભેરીને સાર (ઉત્તમ) ગણી હતી તે ભભીસાર કહેવાય અનુક્રમે શ્રેણિકકુમાર પિતાના ગુજરી ગયા બાદ રાજા થયા

શરૂઆતમાં તે બૌદ્ધધર્મી હતા, પણ રાણી ચેલ્લણાના ઉપદેશથી અને અનાથી મુનિના સમાગમ ઉપદેશાદિથી તે જૈનધર્મી બન્યા. બીજા ગ્રંથોમાં કહ્યું છે કે-પ્રભુશ્રી મહાવીરદેવના ઉપદેશ શ્રવણાદિથી દૃઢ જૈનધર્મી બન્યા. તે એટલે સુધી કે દરરોજ સવારે "અમુક દિશામાં પ્રભુશ્રી મહાવીરદેવ વિચરે છે." એવી ખબર મળે, ત્યારે તે દિશામાં સ્વસ્તિકાદિ વિધિ જાળવી ચૈત્યવંદન કરતા હતા. એ શ્રીઅરિહંતપદની ઉપર તેમને અપૂર્વ પ્રેમ હતો એમ જણાવે છે. તે ગુણગ્રાહી હતા. ને જિનશાસનની પ્રભાવના કરવામાં તીવ્ર ઉદ્યમવંત હતા. શ્રેણિકરાજાએ શ્રીઅરિહંતપદની આરાધનાથી જિનનામ કર્મ બાંધ્યું ને એમ સંભવ છે કે શ્રીજિનશાસનની પ્રભાવના, જિનભક્તિ, સાધુભક્તિ વગેરેમાંના કોઈ પણ કારણથી ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યા એટલે ક્યા કારણે તે ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યા ને હકીકત જણાવવામાં આવી નથી. પણ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ તો જરૂર હતાજ એ વાત નિઃસંદેહ છે.

પ્રભુશ્રી મહાવીરના અને શ્રેણિક રાજાના જીવનને અંગે સમ્રાટ્ ચંદ્રગુપ્ત વગેરે ઐતિહાસિક ગ્રંથમાંથી જાણવા જેવી બીના મળેલી તે ભવ્ય જીવોને બોધદાયક જાણી નીચે પ્રમાણે જણાવું છું—

૧. શ્રેણિક રાજા ૨૦ વર્ષની ઉંમરે રાજ્ય પામ્યા.

૨. ગૌતમબુદ્ધ ૨૧ વર્ષના હતા ત્યારે પ્રભુશ્રી મહાવીર દેવનો જન્મ થયો. એટલે ઇ. સ. પૂર્વે ૫૯૮ મા વર્ષે પ્રભુશ્રી મહાવીરનો જન્મ થયો. ક્રિશ્ચી સન પૂર્વે ૫૬૮ માં પ્રભુશ્રી મહાવીર દેવે દીક્ષા લીધી. પ્રભુશ્રી મહાવીર દેવથી ગૌતમબુદ્ધ ૨૧ વર્ષે મોટા હતા.

૩. પ્રભુશ્રી મહાવીર દેવ ૪૨ વર્ષ, ૬ મહિના ને ૧૫ દિવસની ઉંમરે કેવલી થયા, તે વખતે શ્રેણિક રાજાના રાજ્યકાલના ૩૩ વર્ષો વીત્યા હતા. ઉપર જણાવ્યા મુજબ શ્રેણિક ૨૦ વર્ષની ઉંમરે રાજા થયા હતા તે અપેક્ષાએ પ્રભુ વીર કેવલી થયા ત્યારે શ્રેણિક રાજાની ઉંમર ૫૩ વર્ષની ગણાય. એટલે ૨૦+૩૩=૫૩ આમાંથી ૪૨ વર્ષ, ૬ માસ અને ૧૫ દિન બાદ કરતાં ૧૦ વર્ષ પાંચ મહિના, ને પંદર દિવસ આવે. બંનેની ઉંમરમાં આટલો ફરક સમજવો. એટલે પ્રભુશ્રી મહાવીર દેવથી શ્રેણિક રાજા ૧૦ વર્ષ, ૫ માસ અને ૧૫ દિવસ મોટા હતા.

૪. શ્રેણિક રાજા ચેડા મહારાજાના જમાઈ થાય, કારણ કે હૈહય્ય વંશના તે ચેડા રાજાની જે ચેલણા કુંવરી તે શ્રેણિક રાજાની પત્ની થાય. જ્યારે ચેલણાને હરણ કરી લાવ્યા, તે વખતે રાજા શ્રેણિકની ઉમર ૪૦ વર્ષની હતી. ત્રિશલા માતા ચેડા મહારાજાની બહેન થાય. આ રીતે પૂર્વાવસ્થાની અપેક્ષાએ પ્રભુશ્રી મહાવીર દેવના શ્રેણિક રાજા બનેવી થાય ને ચેટક (ચેડા) મહારાજા મામા થાય.

૫ શ્રેણિક મહારાજાને એક વખત અનાથી મુનિનો સમાગમ થયો ત્યારે તે હજુ જૈનધર્મ પામ્યા ન હતા એટલે બૌદ્ધધર્મી હતા તેણે અનાથી મુનિને સસારમાં ખેંચવા માટે બહુ સમજાવ્યા ને કહ્યુ કે-તમારો કોઈ નાથ ન હોય, તો હુ તમારો નાથ થવા તૈયાર છુ આ પ્રસગે સયમવીર અનાથી મુનિએ શ્રેણિક રાજાને નાથ થવાની યથાર્થ લાયકાત કોણ ધરાવી શકે ? આ પ્રશ્નનો ઉત્તર વિસ્તારથી સમજાવ્યો ઘચમા પ્રસગે જૈન ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવતા જૈનધર્મી બન્યા બીજા ગ્રંથોમા એમ પણ જણાવ્યુ છે કે—સુજ્યેષ્ઠાથી નાની ચેલણા રાણીએ દેવ ગુરુ ધર્મનું સ્વરૂપ સમજાવ્યુ, તેથી શ્રેણિક રાજા જૈનધર્મી થયા. તે પછી કેટલાક વર્ષો વીત્યા બાદ પ્રભુશ્રી મહાવીર દેવ કેવલી થયા

૬ રાજ્ય મળ્યા પછી શ્રેણિકની સાથે ધારિણી કુવરીના લગ્ન થયા

૭ વાહીકુળદીપક શ્રેણિક રાજાને રાજા થયે ૧૫ વર્ષો વીત્યા બાદ અભયકુમારનો જન્મ થયો, તે વખતે શ્રેણિક રાજાની ઉમર ૩૫ વર્ષની ગણાય

૮ સુનદા (અભયકુમારની માતા)ના પિતાનું નામ ઇન્દ્રદત્ત શેઠ

૯ બેન્નાતટથી ૨૦ દિવસે માતા સુનદાની સાથે અભયકુમાર રાજગૃહી નગરીમા પોતાના પિતાને મળ્યો તે વખતે તેની ઉમર લગભગ ૧૫ વર્ષની હતી રાજા શ્રેણિકની ઉમર ૫૦ વર્ષની, અને સુનદાની ઉમર ૩૨ વર્ષની હતી

૧૦ શ્રેણિક રાજાનું બીજુ નામ નાની ઉમરમા ભભસાર હતુ છતા કેટલાક ગ્રથોમા બિબિસાર નામ પણ જણાવ્યુ છે

૧૧ અજાતશત્રુ અને અશોક એ બે કોણિક રાજાના અપર નામ છે

૧૨ શ્રેણિક રાજાને સુરસેના નામે બ્હેન હતી તેની પુત્રી સાથે અભયકુમારના લગ્ન થયા હતા તેવો રિવાજ પૂર્વે ક્ષત્રિયોમા હતો એમ જણાય છે

૧૩ કોશલપતિની દીકરી પદ્માવતી સાથે રાજા કોણિકના લગ્ન થયા હતા તેને ઉદાયન નામે કુવર હતો

૧૪ પ્રભુ મહાવીરના નિર્વાણથી એક વર્ષ પહેલા લગભગ ૮૨–૮૩ વર્ષની ઉમરે રાજા શ્રેણિક મરણ પામી પહેલી નરકે ગયા

૧૫ ચેડા મહારાજાની પ્રભાવતી કુવરીના લગ્ન ઉદાયન રાજા (રાજર્ષિ) સાથે, અને શિવાકુવરીના લગ્ન ચડપ્રદ્યોત સાથે થયા હતા, તેથી તે બે રાજાઓ પણ પ્રભુશ્રી મહાવીર દેવના બનેવી થાય

૧૬. જ્ઞાત ક્ષત્રિઓમાં લિચ્છવી વગેરે નવ જાતના ક્ષત્રિયોનો સમાવેશ થાય છે. અને નવ લિચ્છવીના નવમલ્લકી ભેદો જાણવા.

૧૭ જેણે શ્રેણિક રાજાની હયાતિમાં જ દીક્ષા લીધી હતી તે અભયકુમારની ઉંમર તેના પિતા મરણ પામ્યા ત્યારે ૪૭ વર્ષની હતી.

૧૮ ગૌતમ બુદ્ધનો જન્મ ઇસ્વી સન પૂર્વે ૬૨૧ માં અને લગભગ ૬૧૧ માં શ્રેણિક રાજાનો જન્મ થયો. આ અપેક્ષાએ એમ કહી શકાય કે, બુદ્ધના જન્મ પછી ૧૦ વર્ષે રાજા શ્રેણિકનો જન્મ થયો.

---

| | આયુષ્ય વર્ષ |
|---|---|
| સિદ્ધાર્થ | ૮૭ |
| ત્રિશલારાણી (ચેડા મહારાજાના બ્હેન થાય). | ૫૮ |
| નંદીવર્ધન (પ્રભુ મહાવીરના મોટા ભાઈ) | ૯૮ |
| યશોદા | ૦ |
| સુદર્શના બ્હેન | ૮૫ |
| પ્રિયદર્શના પુત્રી | ૮૫ |
| ઋષભદત્ત બ્રાહ્મણ | ૧૦૦ |
| દેવાનંદા બ્રાહ્મણી | ૧૦૫ |
| સુપાર્શ્વ રાજા (સિદ્ધાર્થ રાજાના ભાઇ, અને પ્રભુશ્રી મહાવીરના કાકા થાય) | ૯૦ |
| પ્રભુશ્રી મહાવીર દેવ | ૭૨ |

॥ વધુ બીના ॥

(૧) પ્રભુશ્રી મહાવીર દેવનો જન્મ વિક્રમ સંવતની પહેલા ૫૪૨ વર્ષ પૂર્વે થયો. (૨) પ્રભુશ્રી મહાવીર દેવનું નિર્વાણ વિક્રમ સંવતની પહેલાં ૪૭૦ વર્ષ પૂર્વે થયું. (૩) સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા રાણી સ્વર્ગે ગયા ત્યારે પ્રભુશ્રી મહાવીર દેવની ઉંમર ૨૮ વર્ષની હતી.

| વીરજન્મ સંવત્ | ઈસ્વી સન પૂર્વે | બનેલી બીના |
|---|---|---|
| ૫ | ૫૯૩ | આમલકી ક્રીડાનો પ્રસંગ, દેવે પરીક્ષા કરી, પ્રભુશ્રી વર્ધમાનકુમાર, મહાવીર નામથી પ્રસિદ્ધ થયા. |
| ૭ | ૫૯૧ | વર્ધમાન કુમારને નિશાળે બેસાડયા, ઇંદ્રને ને વર્ધમાનકુમારને પરસ્પર પ્રશ્નોત્તર થયા જૈનેન્દ્રવ્યાકરણની રચના થઈ. |
| ૧૯-૨૦ | ૫૮૨ થી ૫૭૮ | વર્ધમાનકુમારનું યશોદા નામની રાજકુંવરી સાથે પાણિગ્રહણ. |

૧૯ જ્યેષ્ઠા કુંવરી નદીવર્ધન રાજાની રાણી થાય, તેની બ્હેન સુજ્યેષ્ઠાએ પ્રભુશ્રી મહાવીર દેવની પાસે દીક્ષા લીધી હતી ભગવતી સૂત્રમા પ્રભુશ્રી મહાવીર દેવને પ્રશ્ન પૂછનાર જયતી શ્રાવિકા શતાનીક રાજાની બ્હેન અને મૃગાવતી રાણીની નણદ થાય ચદનબાલાની માતાનુ નામ **ધારિણી**, પિતાનુ નામ દધિવાહન રાજા, તે પ્રભુશ્રી મહાવીર દેવના બનેવી થાય, કારણ કે, પ્રભુના મામા ચેડા મહારાજાની પુત્રી **પદ્માવતીના** લગ્ન દધિવાહન રાજા સાથે થયા હતા

૨૦ જે પિતા પુત્રને કુગતિના માર્ગે ન દોરે, ને તે રસ્તે જતા અટકાવે, તે જ આદર્શ પિતા કહેવાય આ બાબતમા ઉદાયન રાજાની બીના યાદ રાખવા જેવી એ છે કે-જ્યારે કેવલજ્ઞાનથી ઉદાયન રાજાનો દીક્ષા લેવાનો વિચાર જાણી પ્રભુશ્રી મહાવીર દેવ પધાર્યા, ત્યારે ઉદાયન રાજા વિચારે છે કે, રાજ્ય કોને સોપવુ ? જો પુત્રને સોપુ તો તે રાજ્યની સાહ્યબીમા આસક્ત થઇ દુર્ગતિ પામશે આ વિચારથી તેણે પોતાના ભાણેજ કેશિકુમારને રાજ્ય ભળાવી, પ્રભુશ્રી મહાવીર દેવની પાસે દીક્ષા લીધી

૨૧ પ્રભુશ્રી મહાવીર દેવના માતા પિતા વગેરે કુટુબી જનોના આયુષ્યને અગે જરૂરી બીના આ પ્રમાણે મળી છે (આ માટે પૃષ્ટ ૩૨૦ મા યત્ર જુઓ)

આ રીતે પ્રભુશ્રી મહાવીર દેવના અને શ્રેણિક રાજાના જીવનને અગે જરૂરી બોધદાયક બીના ટૂકમા જણાવી દીધી આ બેમા એક (પ્રભુશ્રી મહાવીર) તીર્થંકર થઈ ગયા ને એક (શ્રેણિક) આવતી ચોવીશીમા પહેલા પદ્મનાભ નામના તીર્થંકર થવાના છે સૂક્ષ્મ દૃષ્ટિએ તે બનેના જીવનનો વિચાર કરતા પ્રભુશ્રી મહાવીરના જીવનમાથી ૧ અપૂર્વ પુણ્યાઇ, ૨ ગભીરતા ૩ નિર્લેપતા, ૪ નિર્મમ દશા, ૫ સત્યદૃષ્ટિ, ૬ સમતા, ૭ ક્ષમા, ૮ ધૈર્ય, ૯ પરોપકાર રસિકતા, ૧૦ સ્વાશ્રયિતા, ૧૧ સહનશીલતા વગેરે તત્ત્વોનુ રહસ્ય જાણવાનુ મળે છે તે શ્રેણિક રાજાના જીવનમાથી ૧ અલૌકિક બુદ્ધિબલ, ૨ સત્ય-માર્ગની પિછાણ, ૩ ગુણગ્રાહિતા, ૪ પ્રવચનપ્રભાવના, ૫ કર્મ બધકાલની અને ઉદય-કાલની વિલક્ષણતા, ૬ દુર્ગતિનો ભય, ૭ કર્મ સિદ્ધાતની અચલતા, ૮ પ્રભુ અરિહતદેવની અખડ ભક્તિ, ૯ પુત્રની મમતાથી થતી ત્રિવિધ પ્રવૃત્તિ ૧૦ જેને માટે વિવિધ કષ્ટો સહન કર્યા, અનેક જાતના પાપકર્મો કર્યા કે, જે કર્મો પોતેજ ભોગવશે પણ પુત્ર તેમા ભાગ લેવાનો નથી, તે જ સ્વાર્થાધ પુત્ર તરફથી વૃદ્ધાવસ્થા છતા કેવી કેવી વિડબનાઓ ભોગવવી પડે છે ? તેનો યથાર્થ ચિતાર, ૧૧ કયા નિમિત્તે શ્રેણિકને કોણિકે કદર્થના કરી, ને તેને હીરાકણી ચૂસીને પાજરામા પ્રાણત્યાગ કરવો પડયો વગેરે બોધદાયક બિના જાણવા જેવી મળે છે પ્રસગે જણાવેલા બીજા ચેડા મહારાજ વગેરે પણ શ્રી જૈનેન્દ્રશાસનનુ પરમ ઉપાસક-શ્રાવકપણુ વગેરે ગુણોથી વિભૂષિત હતા કેટલાએક નિર્મલ સયમ ધર્મના પણ પરમ સાધક હતા

વળી શ્રેણિક રાજાનો પરિવાર પણ દૃઢધર્મી હતો. કારણ કે તેમની ઘણી રાણીઓએ, અભયકુમારાદિ પુત્રોએ અને પદ્મકુમારાદિ પૌત્રોએ પણ દીક્ષા લઈ આરાધીને આત્મકલ્યાણ કર્યું છે. અહીં શ્રેણિક રાજાની હકીકત પૂરી કરીને કોણિકની બીના ટૂંકામાં જણાવું છું.

આ સૂત્રમાં રાજા તરીકે કોણિકનું નામ જણાવ્યું છે, તે ઉપરથી સમજાય છે કે આ પહેલા ઉપાંગની રચના પ્રભુશ્રી મહાવીરના નિર્વાણ પછી થઈ હોય. કોણિકની માતા ચેલ્લણાની ત્રિશલા માતા ફૂઈ થાય. કારણ કે ત્રિશલા માતા અને ચેડા મહારાજા સગાં ભાઈ બેન થાય. આ રીતે વિચારતાં કોણિક રાજા પ્રભુશ્રી મહાવીરના પૂર્વ સંબંધની અપેક્ષાએ ભાણેજ થાય. તેણે મહોત્સવથી પ્રભુની પાસે જઈ વંદન કરી દેશના સાંભળી વગેરે પ્રસંગો જોતાં તે ધર્મી હતો, પણ તેણે પાછલા ભવના દ્વેષના સંસ્કારથી ઘડપણમાં પિતાને હેરાન કરવામાં કચાશ ન્હોતી રાખી. તથા પોતાના માતામહની સાથે યુદ્ધ કરતાં હિંસા પણ કરી હતી. તેનાજ પરિણામે તે મરીને નરકે ગયો. વળી તેણે શ્રેણિકની હયાતિમાં રાજા થવા માટે પણ કાવાદાવા ઓછા કર્યા નથી. આમાંથી બોધ એ મળે છે કે કોણિકના જેવા ન થવું, ને કર્મબંધથી જરૂર બચવું. કર્મબંધના કારણોને સમજીને સાવચેત રહેનારા જીવો કર્મબંધથી જરૂર બચી શકે છે ને તેમને દુર્ગતિના દુઃખો ભોગવવા પડતા નથી. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં શ્રેણિક રાજા વગેરેના જીવનમાંથી ઘણો બોધ મળે છે. આ બંનેની છુટી છુટી બીના શ્રીઉપદેશ પ્રસાદાદિમાં જણાવી છે. તે ત્યાંથી જોઈ લેવી.

## ॥ બારે ઉપાંગ સૂત્રોની ટીકા વગેરેની સંક્ષિપ્ત બીના ॥

૧ **શ્રીઔપપાતિક સૂત્ર**—આ સૂત્રના મૂલ ગ્રંથનું પ્રમાણ ૧૧૬૭ શ્લોકો જણાવ્યું છે. આની ઉપર નવાંગી વૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિ મહારાજે બહુ જ સરલ ૩૧૨૫ શ્લોક પ્રમાણ ટીકા રચી છે. તેમાં જણાવ્યું છે કે, અંગ સૂત્રોમાં જ્યાં જ્યાં નગરી, રાજા, વનખંડ, યક્ષનું ચૈત્ય, પ્રભુનું સ્મરણ, દેશના વગેરેનું વર્ણન આવે છે, ત્યાં ત્યાં તે તે બીના સંપૂર્ણ રીતે સમજવા માટે 'जहा उववाइए' આ પદથી ઔપપાતિક સૂત્રની ભલામણ કરી છે. તેથી સમજાય છે કે આ ઉપાંગનું જ્ઞાન ધરાવનાર મુનિઓ જ દ્વાદશાંગીનું ખરૂં રહસ્ય સમજી શકે છે. ૨ **શ્રીરાજપ્રશ્નીય સૂત્ર**—મૂલ ગ્રંથનું પ્રમાણ ૨૦૭૯ શ્લોકો કહ્યા છે. અન્યત્ર (બીજા ગ્રંથોમાં) ૨૧૨૦ શ્લોકો કહ્યા છે. આ સૂત્રની ઉપર શ્રીમલયગિરિ મહારાજે ૩૭૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે. તે બહુ સરલ અને સ્પષ્ટ સમજાય તેવી છે. ૩ **શ્રીજીવાભિગમ સૂત્ર**—અહીં મૂલ ગ્રંથનું પ્રમાણ ૪૭૦૦ શ્લોકો કહ્યા છે. આ સૂત્રની ઉપર શરૂઆતમાં યાકિનીમહત્તરા સુનુ ૧૪૪૪ ગ્રંથોના બનાવનાર શ્રીહરિભદ્રસૂરિ મહારાજે ૧૫૦૦ શ્લોક પ્રમાણ ચૂર્ણિના આધારે ૧૧૯૨ શ્લોક પ્રમાણ 'પ્રદેશવૃત્તિ' નામની ટીકા બનાવી હતી. જેમાં ફક્ત સૂત્રના કઠીન પદોની જ ટીકા રચી હોય, તે 'પ્રદેશવૃત્તિ' કહેવાય. આ ટીકા છપાઈ નથી. તેના આધારેજ શ્રીમલયગિરિ મહારાજે ૧૪૦૦

શ્લોક પ્રમાણુ મોટી ટીકા બનાવી છે, એમ તેમના 'आह च मूलटीकाकार' વગેરે વચનોથી જણાય છે ૪ **શ્રીપ્રજ્ઞાપના સૂત્ર**–મૂલ ગ્રંથનું પ્રમાણુ ૭૭૮૭ શ્લોક કહ્યુ છે આના બનાવનાર દશ પૂર્વધર શ્રીઉમાસ્વાતિ વાચક મહારાજના શિષ્યશ્રી શ્યામાચાર્ય મહારાજ જાણવા તેઓ પ્રભુશ્રી મહાવીરની ૨૩ મી પાટે થયા, એમ શ્રીતપાગચ્છ પટ્ટાવલી આદિમા કહ્યુ છે તેમણે અહી ૩૬ વિભાગ પાડીને તે દરેક વિભાગને पद નામ આપીને ઓળખાવ્યા છે દરેક પદમા જીવસ્થાન વગેરે પદાર્થોનુ ક્રમસર વર્ણન કર્યું છે આ સૂત્રની ઉપર રચાયેલી બે ટીકામાની શ્રીહરિભદ્રસૂરિ મહારાજે કરેલી લઘુ વૃત્તિનુ પ્રમાણુ ૩૭૨૮ શ્લોકો કહ્યા છે તેના આધારે શ્રીમલયગિરિ મહારાજે ૧૬૦૦૦ શ્લોક પ્રમાણુ મોટી ટીકા બનાવી અને શ્રીઅભયદેવસૂરિ મહારાજે આ સૂત્રના ૩૬ પદોમાના ત્રીજા પદની ૧૩૩ ગાથા પ્રમાણુ સંગ્રહણી બનાવી છે તેની ૪૩૦ શ્લોક પ્રમાણુ અવચૂરિ છપાઇ છે શ્રીહરિભદ્રસૂરિ કૃત લઘુ ટીકાનો પહેલો ભાગ છપાયો છે બીજા પણ ભાગ અનુક્રમે છપાશે તથા કલકત્તાના બાબૂ ધનપતસિંહ અને ભગવાનદાસ હરખચંદે અનુવાદ છપાવ્યા છે **૫ સૂર્યપ્રજ્ઞપ્તિ**–મૂલગ્રંથ ૨૨૯૬ શ્લોક પ્રમાણુ, અને શ્રીમલયગિરિકૃત ટીકાનુ ૯૦૦૦ શ્લોક પ્રમાણુ જણાવ્યું છે **૬ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર**–આના મૂલ ગ્રંથનુ પ્રમાણુ ૪૪૫૪ શ્લોકો, અને ચૂર્ણિનુ પ્રમાણુ ૧૮૭૯ શ્લોકો, તથા શ્રીમલયગિરિ કૃત ટીકાનુ પ્રમાણુ ૯૫૦૦ શ્લોકો કહ્યા છે આ ચૂર્ણિ અને ટીકા છપાયા નથી પણ શ્રીશાતિચંદ્ર ગણિએ વિ૦ સં૦ ૧૬૫૧ મા 'પ્રમેયરત્નમંજૂષા' નામે ટીકા બનાવી, તે બે ભાગમા છપાઈ છે, તેમા પહેલા ભાગમા ૪ વક્ષસ્કારો, અને બીજા ભાગમા ૩ વક્ષસ્કારો સટીક છપાયા છે અંતે જણાવેલી ૫૧ પદ્ય પ્રમાણુ પ્રશસ્તિના ૧૯ મા પદ્યમા આ ટીકાનો રચના સમય વિ૦ સં૦ ૧૬૫૧ જણાવ્યો છે આ ટીકાની શરૂઆતમા બીજા પાને કહ્યુ છે કે શ્રીમલયગિરિ મહારાજે ૧ રાજપ્રશ્નીય, ૨ જીવાભિગમ, ૩ પ્રજ્ઞાપના, ૪ સૂર્યપ્રજ્ઞપ્તિ, ૫ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, ૬ ચંદ્રપ્રજ્ઞપ્તિ આ ૬ ઉપાગોની ટીકા રચી હતી તેમા પાચ ઉપાગોની ટીકા છપાઇ છે પણ આ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકા કાળદોષે નાશ પામી, તેથી મે આ ટીકાની રચના કરી તથા જૈન ગ્રંથાવલીના ૮ મા પાનામા કહ્યુ છે કે હીરવિજયસૂરિએ, ધર્મસાગરે, પુણ્યસાગરે વિ૦ સં૦ ૧૬૪૫મા અને બ્રહ્મર્ષિએ આ ઉપાગની ઉપર સંસ્કૃતમા ટીકા રચી છે **૭ ચંદ્રપ્રજ્ઞપ્તિ**—મૂલ સૂત્રનુ પ્રમાણુ ૨૦૫૪ શ્લોકો છે, શ્રીમલયગિરિકૃત ટીકાનુ પ્રમાણુ ૯૦૦૦ શ્લોકો જાણવા આ ટીકા છપાઇ નથી (૮) **નિરયાવલિકા સૂત્ર** (કલ્પિકા), (૯) કલ્પાવતંસિકા, (૧૦) પુષ્પિકા, (૧૧) પુષ્પચૂલા, (૧૨) વહ્નિદશા આ પાચે ઉપાગોનુ ભેગુ નામ નિરયાવલિકા સૂત્ર કહ્યુ છે શ્રીચંદ્રસૂરિએ વિ૦ સં૦ ૧૨૨૮મા ૧૧૦૯ શ્લોક પ્રમાણુ ટીકા રચી હતી, તે બે સંસ્થા તરફથી છપાઇ છે

**॥ બારે ઉપાગોની ટીકા વગેરેની સંક્ષિપ્ત બીના પૂરી થઈ॥**

---

અહિ ચોદમા પ્રકાશમા વર્ણવેલા ઓપપાતિક ઉપાગ સૂત્રમા ૪૩ સૂત્રો અને ૩૦ મૂલ સૂત્રમા જણાવેલી ગાથાઓ છે તેમા ચંપાનગરી, પૂર્ણભદ્ર ચૈત્ય, અને વનખંડ, અશોક

વૃક્ષ, તથા પૃથ્વીશિલા પટ્ટક, તેમજ કોણિક રાજા, ધારિણી રાણી વગેરેનું અને શ્રીવીર પ્રભુનું સમવસરણ (પધારવું), તથા શ્રીવીર પ્રભુનું વર્ણન, તેમના સાધુઓનું અને તેમના ગુણોનું વર્ણન કર્યું છે. પછી અસુરાદિ દેવોનું અને પર્ષદાના નિર્ગમ (નગરીમાંથી નીકળવું) તથા પ્રભુએ આપેલી દેશનાનું વર્ણન કરીને શ્રીગૌતમસ્વામીએ પ્રભુ મહાવીરને પૂછેલા ૨૧ પ્રશ્નોના ઉત્તરો, અને અંબડ પરિવ્રાજકનું ચરિત્ર, સમુદ્‌ઘાત તથા સિદ્ધ વગેરેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. આ રીતે આનો સંક્ષેપમાં સાર કહ્યો. વિશેષમાં અહીં અંબડ પરિવ્રાજકનું સ્વરૂપ જણાવતાં તેને થયેલ અવધિજ્ઞાનની પણ બીના કહી છે. બાકીની બીના સંક્ષિપ્ત પરિચયમાં મેં સ્પષ્ટ જણાવી છે. આ પહેલા ઉપાંગમાં આદર્શ સાધુ જીવન વગેરે બીનાને ધ્યાનમાં લેવાથી મુનિવરો પ્રબલ પુણ્યોદયે પામેલા સાધુ ધર્મને ટકાવીને અને અતિક્રમાદિ દોષોથી બચીને જરૂર સ્વપરતારક થઈ શકે છે. યોગોદ્વહનની પ્રક્રિયાને અનુસારે શ્રીસ્થાનાંગ ને સમવાયાંગના યોગોદ્વહન કર્યા બાદ શ્રીઔપપાતિક વગેરે ચારે ઉપાંગોના ૧૪ દિવસમાં ૧૪ આયંબિલ કરીને ઉદ્દેશ સમુદ્દેશ વગેરે કરાવાય છે. દરેક ઉપાંગના અનુક્રમે ઉદ્દેશાદિ ત્રણના ત્રણ ત્રણ દિવસો જાણવા, ને બે દિવસો વૃદ્ધિના (અવિધિની શુદ્ધિ માટે) કરાવાય છે. આ રીતે ૧૪ દિવસોમાં ૧૨ ઉપાંગોમાંના ૪ ઉપાંગોનો યોગ વિધિ કહ્યો છે. સમવાયાંગ નામના ચોથા અંગનું ઉપાંગ શ્રીપ્રજ્ઞાપના સૂત્ર છે. તેથી જ સમયાંગના યોગોદ્વહન થયા પછી જ ચાર ઉપાંગોના યોગોદ્વહનનો ક્રમ ગોઠવ્યો છે, તે ઉચિત અને મુદ્દાસર જ છે.

॥ શ્રી ઔપપાતિક સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો ચૌદમો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

## ॥ પંદરમો પ્રકાશ ॥

### ૨ ઉપાંગ શ્રી રાયપસેણીય સૂત્રનો પરિચય

॥ आर्या ॥

सूयगडस्सोवंग, रायपसेणियमह परिचय से ॥
वुच्छ सखेवाओ, वुत्तत सूरियाभस्स ॥ ११९ ॥

पुव्वो भवो य भावी, भणिओ देवेण तेण जिणधम्मा ॥
लद्धामरभावेण, आमलकप्पक्खनयरीए ॥ १२० ॥

उवदसिया विसिट्ठा, बत्तीसविहा पहाणनट्टविही ॥
देवकुमाराईण, विउव्वणाभिणयपमुहाइ ॥ १२१ ॥

कल्लाणगाइ दसण-मिहत्तिमे वद्धमाणवीरस्स ॥
वाइत्त सगीय-णच्चा भिणयाइ विहियाइ ॥ १२२ ॥

गोयम विमाणपुच्छा, सवित्थर देवरिद्धिवुत्तत ॥
देविड्ढिहेउ पण्हु-त्तर प्पएसी भवो कहिओ ॥ १२३ ॥

केसीगणिणा वयणा, पडिबुद्धो देसविरइ पडिवत्ती ॥
अतिम समये समया, समाहिमरणेण देवत्त ॥ १२४ ॥

भावी महाविदेहे, दढप्पइण्णत्तणेण से जम्मो ॥
अतिल्छे तम्मि भवे, सिद्धिपय सजमाइतिगा ॥ १२५ ॥

શબ્દાર્થ—શ્રીસૂત્રકૃતાગનુ ઉપાગ આ શ્રીરાયપસેણીય (રાજપ્રશ્નીય) સૂત્ર છે હવે હુ તેનો ટૂકો પરિચય કહીશ અહી સૂર્યાભ દેવની બીના બહુ જ વિસ્તારથી કહી છે આ તેનો વર્ત્તમાન (ચાલુ) ભવ જાણવો ॥ ૧૧૯ ॥ તે સૂર્યાભ દેવના પાછલા ભવની, અને દેવ ભવની પછી છેલ્લો મનુષ્યનો ભવ પામશે, તે પણ બીના અહીં કહી છે પાછલા ભવે (પ્રદેશી રાજાના ભવે) શ્રીજિન ધર્મની આરાધના કરવાથી તે (પ્રદેશી રાજા) સૂર્યાભ દેવપણુ પામ્યો પછી શ્રીમહાવીર પ્રભુ 'આમલકલ્પા' નગરીમા (નગરીની બહારના ઉદ્યાનમા) પધાર્યા છે એમ તે સૂર્યાભદેવે અવધિજ્ઞાનથી જાણીને શક્રસ્તવ (નમુત્થુણ) વગેરે સૂત્રો બોલવા પૂર્વક સ્તવના કરી. પોતાના પરિવાર સાથે વિમાનમા બેસી અહીં વદન કરવા

આવ્યો. વંદના કરીને તેણે પ્રભુની વૈરાગ્યમય દેશના સાંભળી. પછી બત્રીશ પ્રકારનાં નાટક ભજવી બતાવવા માટે તે સૂર્યાભ દેવે પ્રભુશ્રી મહાવીરની પાસે ત્રણ વાર સંમતિ માંગી, પણ પ્રભુ તો મૌન રહ્યા. એટલે તે સૂર્યાભ દેવે દેવકુમાર (નાના દેવ) વગેરે વિકુર્વીને તેમને નાટક ભજવવાની આજ્ઞા કરી. દર્પણ સ્વસ્તિક વગેરે આઠ મંગળ (અષ્ટમંગળ)નો અભિનય કરવા પૂર્વક ૩૧ પ્રકારના નાટકો અનુક્રમે બતાવ્યા. ॥ ૧૨૦–૧૨૧ ॥ છેલ્લા ૩૨મા પ્રકારના નાટકમાં સૂર્યાભદેવે પ્રભુશ્રી મહાવીરના ચ્યવન, ગર્ભસંહરણ, જન્મકલ્યાણક, દેવકૃત જન્માભિષેક, બાલક્રીડા, યૌવનવય, દીક્ષા કલ્યાણક મહોત્સવ, તપશ્ચર્યા, ઉપસર્ગ સહન, કેવલજ્ઞાન કલ્યાણક, તીર્થ સ્થાપના, નિર્વાણ કલ્યાણક, વગેરે પ્રસંગો દર્શાવ્યા આ પ્રસંગે સૂર્યાભ દેવની આજ્ઞાથી ઘણાં દેવકુમારો અને દેવકુમારીઓ જૂદી જૂદી જાતના વાજિંત્રો વગાડતા હતા, અને ઉત્ક્ષિપ્ત વગેરે ચાર ભેદે સંગીત સંભલાવતા હતા. તથા અંચિત વગેરે ચાર ભેદે નાચ કરતા હતા, તેમજ દાર્ષ્ટાંતિક વગેરે ચાર ભેદે અભિનય પણ કરતા હતા. અંતે પ્રભુને વંદના નમસ્કાર કરીને સપરિવાર તે સૂર્યાભ દેવ જ્યાંથી આવ્યો હતો, તે દેવલોકે સ્વસ્થાને ગયો. ॥ ૧૨૨ ॥ પ્રભુશ્રી મહાવીરને શ્રીગૌતમસ્વામીએ પૂછ્યું કે આ સૂર્યાભ દેવનું વિમાન ક્યાં આવ્યું ? તેના જવાબમાં પ્રભુએ બહુ જ વિસ્તારથી સૂર્યાભ વિમાનનું સ્વરૂપ જણાવતાં સુધર્મા સભા, સિદ્ધાયતન, ઉપપાત સભા વગેરે સ્થાનોનું અને તે સૂર્યાભદેવનું તથા તેની ઋદ્ધિનું સ્વરૂપ જણાવ્યું. તેણે આવી શ્રેષ્ઠ દેવતાઈ ઋદ્ધિ શાથી મેળવી ? પ્રભુએ આ પ્રશ્નનો જવાબ દેતાં તે દેવના પાછલા ભવનું (પ્રદેશી રાજાના ભવનું) વૃત્તાંત વિસ્તારથી જણાવ્યું. આ પૂર્વભવમાં પ્રદેશી રાજા નાસ્તિક હતા. તે કેશી ગણધરના ઉપદેશથી આસ્તિક બન્યા. જૈન ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજીને તેણે દેશવિરતિ સ્વીકારી. આ સ્થિતિમાં અંતકાલે સમતાભાવી તે પ્રદેશી રાજા સમાધિ મરણ પામી સૂર્યાભ દેવપણે ઉત્પન્ન થયા. ॥ ૧૨૩–૧૨૪ ॥ દેવપણાનું આયુષ્ય પૂરૂં કરીને તે સૂર્યાભદેવ મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ શ્રાવક કુલમાં જન્મ પામશે, માતાપિતા તેનું 'દૃઢપ્રતિજ્ઞ' નામ પાડશે. અનુક્રમે તે વિરકત થઈ સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રને આરાધી કેવલજ્ઞાન પામી સિદ્ધિપદ પામશે. ॥ ૧૨૫ ॥

સ્પષ્ટાર્થ:—શ્રીજૈન પ્રવચન કિરણાવલીના પંદરમા પ્રકાશમાં શ્રીરાયપસેણિય નામના બીજા ઉપાંગનો પરિચય ટૂંકામાં જણાવું છું. જે ઉપાંગ રાજાના પ્રશ્નોની સાથે સંબંધ ધરાવે છે, તે રાજપ્રશ્નીય નામે ઉપાંગ સૂત્ર કહેવાય. આનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો:— અહીં શરૂઆતમાં આમલકલ્પા નગરી વગેરેનું અને શ્વેત નામના રાજા તથા તેની ધારિણી રાણી, સૂર્યાભ દેવ અને તેની ઋદ્ધિ વગેરેનું વર્ણન કર્યું છે. પછી સૂર્યાભ દેવ પ્રભુ મહાવીરને વંદન કરવા જવાનો વિચાર કરે છે, ને યાન વિમાન વગેરેને તૈયાર કરે છે, વગેરે હકીકત કહીને ધર્મકથા અને બત્રીસ પ્રકારના નાટકોનું સ્વરૂપ જણાવ્યું છે. ને અંતે કૂટાગારનું દૃષ્ટાંત પણ કહ્યું છે. પછી સૌધર્મવિમાન, તેની પીઠિકા,

ઉપપાત સભા વગેરે પાચ સભાઓ, તે દેવે કરેલી શ્રીજિનપ્રતિમાની પૂજા વગેરે બીના વિસ્તારથી કહીને પ્રદેશી રાજાનુ જીવન જણાવતા તેનુ આસ્તિકપણુ તથા મહાવિદેહે મોક્ષે જવુ વગેરે બીના વિસ્તારથી જણાવી છે

## ॥ શ્રીરાયપસેણિયસૂત્રનો સક્ષિપ્ત પરિચય ॥

અહી ૮૫ સૂત્રો છે ગીતાર્થ પરપરાનો વિચાર કરતા જણાય છે કે–આ સૂત્રને અગણાહ્ય સૂત્રોમા ગણ્યુ છે, તેથી સભવ છે કે કોઈ મહાબુદ્ધિશાલી સ્થવિર ભગવતે આ સૂત્રની રચના કરી હોય આના કર્ત્તાનુ સ્પષ્ટ નામ જણાયું નથી કેટલાએક ઐતિહાસિક વિદ્વાનોનુ માનવુ છે કે–વિક્રમના છઠ્ઠા સૈકાની પહેલા આ સૂત્રની રચના થઇ હોય અહી પ્રદેશી રાજાનું વર્ણન કરતા ચિત્તસારથિ, પ્રભુશ્રી મહાવીર, કેશી ગણધર, જિતશત્રુ રાજા, શ્વેત રાજા અને તેની પારિણી રાણી, પ્રદેશી રાજાની સૂર્યકાતા રાણી અને તેના સૂર્યકાતકુમાર નામના પુત્રનુ તથા આમલકપ્પા નગરી, શ્વેતાબીનગરી, કેકય અને કુણાલ દેશ વગેરેની પણ બીના જણાવી છે તેમાથી તે વખતે તે નગર, રાજા, પ્રજા અને દેશનો જાણવા જેવો હેવાલ સમજાય છે શ્રીગૌતમસ્વામી પ્રશ્નો પૂછે, ને પ્રભુશ્રી મહાવીર ઉત્તરો આપે, આવી બોધદાયક અને સરલ પદ્ધતિએ સૂત્રકાર સ્થવિર ભગવતે સૂર્યાભદેવના પૂર્વભવનુ, ને આગામિ ભવનુ તથા વર્તમાન દેવભવનુ વૃત્તાત વિસ્તારથી વર્ણવ્યું છે પ્રભુશ્રી મહાવીર આમલકપ્પા નગરીની બ્હારના ઉદ્યાનમા આસોપાલવના ઝાડની નીચે પૃથ્વીશિલાપટ્ટક પર પધાર્યા ત્યા સૂર્યાભદેવ પ્રભુને વદન કરવા આવ્યા આ વૃત્તાત જણાવવાના અવસરે પ્રભુના શરીરનુ અને આત્મદ્રષ્ટિ વગેરેનુ વર્ણન સ્પષ્ટ રીતે સમજાવ્યુ છે પછી સૂર્યાભદેવનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવના તેના વિમાનના દરેક અવયવોનુ સ્વરૂપ બહુજ સૂક્ષ્મ દષ્ટિથી વર્ણવ્યુ છે આથી સૂત્રકારની પદાર્થ તત્ત્વને વર્ણવવાની અને શિલ્પ કલાના તલસ્પર્શી અપૂર્વ અનુભવની ખાત્રી થઈ શકે છે અહી જણાવેલા શબ્દોમાના કેટલાએક अग्गला अग्गला पासाय, उत्तरग, करोल्लय વગેરે શબ્દોને બીજી ગુજરાતી વગેરે ભાષાના પ્રસિદ્ધ શબ્દોની સાથે કેટલેક અશે સમાનતા હોય એમ પણ જણાય છે

"હુ જૈનધર્મના પસાયથી એકાવતારી દેવપણુ પામ્યો છુ" એમ વિચાર કરીને સૂર્યાભદેવે પ્રભુશ્રી મહાવીરની પાસે આવી વદના પ્રદક્ષિણાદિ વિધિ જાળવીને જૂદી જૂદી જાતના ઘણા વાજિત્રો વગાડયા, ને સગીત તથા નાચ પણ કરીને અભિનયસ્વરૂપ નાટક કર્યું આ હકીકત બહુજ વિસ્તારથી યથાર્થ સ્વરૂપે વર્ણવી છે તે સૂત્રકારનુ તે તે વિષયનુ સગીત જ્ઞાન સાબિત કરે છે તથા બહુજ સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરીને આનુ રહસ્ય જાણવાની ઈચ્છાવાળા ભવ્ય જીવો આ સૂત્રમાથી સગીતના ભેદો, સ્વરૂપ, વિવિધ પ્રકારના વાજિત્રોના નામો, તે બધાને વગાડવાની રીત આ બધા પદાર્થોનુ યથાર્થ વિજ્ઞાન મેળવી શકે તેમા સગીતાદિના અનુભવી જીવો વિશેષ રહસ્ય જરૂર ખેચી શકે એમ કહેવામા તલભાર પણ અતિશયોક્તિ નથીજ

પ્રભુશ્રી મહાવીર દેવની પાસે સૂર્યાભદેવે કરેલા બત્રીશ પ્રકારના નાટકોમાં સમુદ્રના મોજાને અભિનય, ચંદ્રમા અને સૂર્યના ઉગવાનો અભિનય વગેરે વિવિધ અભિનયો દર્શાવ્યા છે તથા લિપિના અભિનયોમાં क વર્ગાદિ પાંચ વર્ગોના ૨૫ અક્ષરોના પણ અભિનયો દેખાડ્ય છે. તેમાં જે 'क' ના આકારની માફક અભિનય કરીને ગાન વગેરે કરવું, તે 'ક' નો અભિન કહેવાય. એમ બધા અક્ષરોના અભિનયોમાં સમજી લેવું. અંતે બત્રીશમા અભિનયમાં તેઓ પ્રભુ મહાવીરના જીવનપ્રસંગો દર્શાવ્યા છે. સૂર્યાભદેવે નાટક કરવા માટે પ્રભુની આજ્ઞા માગ ત્યારે પ્રભુ મૌન રહ્યા, તેનું કારણ એ હતું કે શ્રીગૌતમાદિ મુનિવરોને સ્વાધ્યાયાદિમાં જેટલે ટાઈમ તે (નાટક) જોવામાં જાય, તેટલો ટાઈમ વિઘ્ન આવે એટલે સ્વાધ્યાયાદિ થતા અટક ભય, માટે પ્રભુદેવ મૌન રહ્યા. એમ અહીં ટીકામાં શ્રીમલયગિરિ મહારાજે કહ્યું છે. સૂર્યા ભદેવે દેખાડેલા નાટકનો અધિકાર શાંત ચિત્તે વિચારવાથી પૂર્વ કાળની અભિનયવિદ્યા, સંગીત વિદ્યા તથા અનુવાદન કળાનું રહસ્ય સમજાય છે. ને એ પણ નિર્ણય થાય છે કે હાલના ત્રણે અભિનય વગેરે અધૂરાજ છે. બત્રીશ અક્ષરોનો એક અનુષ્ટુપ શ્લોક થાય. આ રીતે અ સૂત્રના મૂલ ગ્રંથનું પ્રમાણ ૨૧૨૦ શ્લોકો જેટલું અને ટીકાનું પ્રમાણ ૩૭૦૦ શ્લોકોનું કહ્યું બંનેનું પ્રમાણ ૫૮૨૦ શ્લોકો થાય.

અહીં પહેલા સૂર્યાભ દેવના વર્ણનનો વિભાગ કહીને પ્રદેશી રાજાની અપૂર્વ બોધ દાયક બીના વર્ણવી છે. તેમાં શરૂઆતમાં ટીકાકાર શ્રીમલયગિરિ મહારાજે "रायपसेणइय" (રાજપ્રશ્નીય) શબ્દનો અર્થ અને આ સૂત્રનું ઉપાંગપણું, આમલકલ્પા નગરી અને આમ્રશાલ વન તથા અશોક વૃક્ષ (આસોપાલવનું ઝાડ) તેમજ પૃથ્વી શિલા પટ્ટકનું વર્ણન કર્યું છે. પછી તે (આમલકલ્પા) નગરીના 'સેઅ' (શ્વેત) રાજા અને તેની ધારિણી રાણીનું વર્ણન કરીને પ્રભુશ્રી મહાવીર ત્યાં પધાર્યા એમ જણાવ્યું છે. આ પ્રસંગે પ્રભુના શરીર અને ગુણોનું યથાર્થ વર્ણન કર્યું છે. તે પ્રભુની પ્રબલ પુણ્યાઈનો અને અલૌકિક વીતરાગ દશા વગેરેનો પ્રભાવ જાણવાનું અદ્વિતીય સાધન છે. અને જાણવાનું મળે છે કે—વિશિષ્ટ વૈરાગ્ય ગુણ લોહચુંબકની જેમ શ્રોતાઓને આકર્ષે છે, અને મોક્ષના આરાધક બનાવે છે, તથા જિનશાસનની પણ અલૌકિક પ્રભાવના કરાવે છે. પછી પર્ષદાના નિર્ગમ (નીકળવું) અને વિસર્જન (સ્વસ્થાને જવા)નું વર્ણન કરીને સૂર્યાભ દેવે પ્રભુ મહાવીરને જોયા, ને તેમની સ્તુતિ કરી. આ બીના સ્પષ્ટ જણાવી છે. પછી તે દેવે પોતાના નોકર જેવા દેવોને પ્રભુની પાસે જઈ કરવા લાયક કાર્ય કરવા માટે કરેલી આજ્ઞા, તેથી તે દેવો અહીં આવ્યા, તેમણે કરેલી પ્રભુની સાથે વાતચીત, તેઓ પ્રભુના નિવાસ સ્થલની આજુબાજુનો ભાગ સાફ કરી સુગંધી પાણી છાંટી ફૂલો વરસાવે છે. પછી સૂર્યાભ દેવે પોતાના સેનાધિપતિને દેવોને તૈયાર કરવા, અને યાન વિમાનને રચવા ( બનાવવા ) કરેલી આજ્ઞા અને યાન વિમાનની રચનાનું સ્વરૂપ જણાવ્યું છે. તે વિમાનમાં આવેલા પ્રેક્ષાગૃહમંડપોનું અને પ્રેક્ષાગૃહમાં આવેલા અખાડાનું તથા ત્યાંના મણિપીઠિકા અને સિંહાસનનું વિસ્તારથી વર્ણન કર્યું છે પછી તે

સિંહાસનની ઉપર રહેલા વિજયદૂષ્ય અને ત્યા લટકાવેલા મોટા મોતીઓના ઝુમ્મરનુ તથા ભદ્રાસનાદિનુ સ્વરૂપ કહ્યુ છે આ રીતે યાન વિમાનને અંગે તમામ બીના વિસ્તારથી કહીને જણાવ્યુ કે સૂર્યાભદેવ પોતાના તમામ પરિવાર સાથે તે વિમાનમા વચમા બેઠો, તેની આજુબાજુ તેનો પરિવાર ક્રમસર બેઠો પછી ત્યાથી પ્રયાણ કરી તે અનુક્રમે પ્રભુની પાસે આવ્યો, પ્રભુની સાથે તેણે વાતચીત કરી, પ્રભુએ તેને ઉપદેશ આપ્યો ને સૂર્યાભે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આપ્યા આ બીના વિસ્તારથી સ્પષ્ટ સમજાવી છે પછી તે સૂર્યાભદેવે પ્રભુને એમ વિનંતિ કરી કે—"હે પ્રભો! આપની આજ્ઞા હોય તો હુ શ્રી ગૌતમાદિ મુનિવરોને બત્રીશ પ્રકારના નાટકો ભજવી બતાવુ" પણ આ બાબતમા પ્રભુ મૌન રહ્યા આ બીના કહીને તે દેવે નાટય કરવાની શરૂઆતમા જમણા હાથમાથી ૧૦૮ દેવકુમારોના અને ડાબા હાથમાથી ૧૦૮ દેવકુમારીઓના નીકળવાનુ વર્ણન કર્યું છે પછી ત્યા ૧૦૮ વાજા અને તેના ૧૦૮ વગાડનારાનું વર્ણન કરી બીજા પણ વાજિંત્રોના નામો જણાવ્યા છે પછી કહ્યુ કે તે બંને હાથમાથી નીકળેલા દેવકુમારાદિને નાટક કરી દેખાડવા માટે સૂર્યાભદેવે આજ્ઞા કરી, ત્યારે તેમણે નાટક દેખાડવાની શરૂઆત કરી આ પ્રસંગે દેવોના સંગીતનું, નાચનુ અને વાજા વગાડવાનુ વર્ણન કરીને તે શંખ વગેરે વાજાઓને વગાડવાની વિવિધ પ્રકારની રીતો (પદ્ધતિ) અને નાટકનુ અદ્ભૂતપણુ વર્ણવ્યુ છે પછી અનુક્રમે (૧) આઠ મંગળોનો અભિનય, (૨) સમુદ્રના મોજા વગેરેનો અભિનય કહ્યો છે પછી (૩) બળદ વગેરેનો અભિનય, (૪) ચક્રાદિનો અભિનય કહ્યો છે પછી (૫) ચંદ્રાવલિ વગેરેનો અભિનય અને (૬) ચંદ્ર ઉગવા વગેરેનો તથા (૭) ચંદ્રનુ આવવું વગેરેનો અભિનય કહ્યો છે પછી (૮) ચંદ્રગ્રહણ વગેરેનો અને (૯) ચંદ્રનુ આથમવુ વગેરેનો અભિનય કહ્યો છે પછી (૧૦) ચંદ્ર મંડલાદિનો અને (૧૧) સિંહાદિની લલિત ગતિ વગેરેનો અભિનય કહ્યો છે પછી (૧૨) સમુદ્રના આકારાદિનો અને (૧૩) ચંપાનગરી આદિનો અભિનય તથા (૧૪) મત્સ્યાંડાદિનો અભિનય વર્ણવ્યો છે પછી (૧૫–૧૯) પંદરમા નાટકથી ઓગણીશમા નાટક સુધીના ૪ નાટકોમા ક વર્ગાદિના ૨૦ વ્યંજનોના આકારના અભિનયો વર્ણવ્યા છે (૨૦) આસોપાલવના ઝાડના પાદડા વગેરેનો અભિનય અને (૨૧) પદ્મલતા વગેરેનો અભિનય, વર્ણવીને ૨૨ મા નાટકથી ૩૧ મા નાટક સુધીના ૧૦ નાટકોમા દ્રુત વગેરેના અભિનયો વર્ણવ્યા છે અંતે બત્રીશમા નાટકમા પ્રભુશ્રી મહાવીરની બાલક્રીડાદિનો અભિનય વર્ણવ્યો છે પછી તત વિતત ઘન અને શુષિર એ ચાર પ્રકારના વાજિંત્રોના વાદનનુ (વગાડવાનુ) અને ઉત્ક્ષિપ્ત વગેરે ચાર પ્રકારના સંગીતનુ, તથા અંચિતાદિ ચાર પ્રકારના નૃત્યનુ તેમજ દાર્ષ્ટાન્તિક વગેરે ચાર પ્રકારના અભિનયનુ વર્ણન કર્યું છે આ રીતે નાટક પૂરૂ કરીને તે દેવ સ્વસ્થાને ગયો

પછી આ દેવની દેવમાયાની બાબતમા શ્રીગૌતમસ્વામીએ પ્રભુને પ્રશ્ન પૂછયો, ને પ્રભુએ તેનો ઉત્તર આપ્યો આ બીના વિસ્તારથી સમજાવીને 'તે સૂર્યાભદેવનુ વિમાન ક્યા છે?' આ પ્રશ્નના ઉત્તરમા પ્રભુએ કહ્યુ કે—સૌધર્મ દેવલોકના સૌધર્માવતંસક નામના મુખ્ય વિમાનની

પૂર્વદિશામાં આવેલા સૂર્યાભ વિમાનમાં તે દેવ રહે છે. આ પ્રસંગે તે વિમાનના પ્રાકાર તથા બારણાંનું અને વિમાનની આજુબાજુના વનખંડોનું તેમજ તૃણોના મધુર ધ્વનિનું વર્ણન કર્યું છે. પછી વનખંડોમાંના જલાશય અને તેના પાણીનું અને ક્રીડાસ્થળોનું તથા ચાર પ્રાસાદો, ઉપરિકાલયન અને પદ્મવર વેદિકાનું વર્ણન કરીને સુધર્મા સભાનું અને મંડપોનું વર્ણન કર્યું છે. પછી વજ્રમય અખાડાનું તથા ચાર જિન પ્રતિમાઓનું તેમજ ચૈત્ય વૃક્ષોનું વર્ણન કર્યું છે. પછી ચૈત્યસ્થંભનું અને સ્તંભની વચ્ચેના શિંકામાં રહેલી શ્રીજિનેશ્વરોની દાઢા વગેરેનું તથા મણિમયપીઠિકા અને દેવશયનીય તથા વજ્રમય શસ્ત્રભંડારનું વર્ણન કરીને સિદ્ધાયતન અને ત્યાં રહેલી ૧૦૮ જિન પ્રતિમાઓનું વર્ણન કર્યું છે. પછી છત્રધારક ને ચામરધારક પ્રતિમાઓનું અને નાગભૂત તથા યક્ષની પ્રતિમાઓનું અને ૧૦૮ ઘંટ વગેરેનું વર્ણન કરીને ઉપપાતસભાનું અભિષેકસભાનું, અલંકારસભાનું, વ્યવસાયસભાનું અને વ્યવસાયસભામાં રહેલા પુસ્તકોનું તથા પુસ્તકોના પાનાં, શાહી, અક્ષરો વગેરેનું વર્ણન કર્યું છે. પછી સૂર્યાભદેવના જન્મની, બીના અને તેણે પોતાના કર્ત્તવ્યોની બાબતમાં કરેલા વિચારોનું સ્વરૂપ જણાવ્યું છે. પછી તે સૂર્યાભદેવની આગળ તેના સામાનિક દેવોએ તેને કરવા લાયક કર્તવ્યો જણાવ્યા. એમ કહીને સૂર્યાભદેવનું સ્નાન, તેનો દેવોએ કરેલો અભિષેક, તેથી દેવોને થયેલ આનંદ વગેરેનું તથા સૂર્યાભદેવે પહેરેલા વસ્ત્રો અને આભૂષણોનું વર્ણન કર્યું છે.

ત્યાર બાદ કહ્યું છે કે–સૂર્યાભદેવે પુસ્તકો વાંચી તેમાંથી ધાર્મિક વ્યવસાયોની માહીતી મેળવી, અને પહેલાં કહેલા સિદ્ધાયતનમાં રહેલી જિન પ્રતિમાઓની પૂજા કરીને સ્તુતિ કરી. તથા પોતાના આખા વિમાનની અંદરની પૂતળીઓ વગેરેની વ્યવહારિક દૃષ્ટિએ પોતે અર્ચના કરી અને બીજા દેવોની પાસે કરાવી. પછી સૂર્યાભદેવનો પરિવાર અને તેની સભાનું વર્ણન કર્યું છે.

પછી શ્રીગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું કે સૂર્યાભ દેવે આવી ઉત્તમ દેવતાઇ ઋદ્ધિ અને સુખ શાથી મેળવ્યું ? આના જવાબમાં પ્રભુએ તે દેવના પાછલા ભવની એટલે પ્રદેશી રાજાની હકીકત સંભાળવી. તેમાં પહેલા કેકયી નામના અર્ધ આર્ય દેશ, શ્વેતાંબિકા નગરી, પ્રદેશી રાજા, તેની સૂર્યકાંતા રાણી, તેનો મોટો પુત્ર સૂર્યકાંત કુમાર, રાજાના મોટાભાઇ, ચિત્ર નામના સારથિ આ બધાંનું વર્ણન કરીને કુણાલ દેશની શ્રાવસ્તી નગરી તથા તેના રાજા જિતશત્રુનું વર્ણન કર્યું છે. પછી જણાવ્યું છે કે ચિત્ર સારથિ શ્રાવસ્તી નગરી તરફ ગયો. ત્યાં તેને પાર્શ્વનાથની પરંપરામાં થયેલા શ્રીકેશી ગણધરનો સમાગમ થયો. તેમની દેશના સાંભળી ચિત્ર સારથિએ શ્રાવક ધર્મ સ્વીકાર્યો. આ પ્રસંગે સૂત્રકારે અને ટીકાકારે કેશી કુમારનું અને તેમની પાસે જતા લોકોનું પણ વર્ણન કર્યું છે. ચિત્ર સારથિએ કેશી ગણધરને શ્વેતાંબિકા પધારવાની વિનતિ કરીને શ્વેતાંબિકા તરફ પ્રયાણ કર્યું. જ્યારે ચિત્ર સારથિએ વિનતિ કરી ત્યારે કેશી ગણધરે કહ્યું કે પ્રદેશી રાજા તો અધર્મી ને નાસ્તિક છે, માટે તમારી વિનતિને સ્વીકારવી ઉચિત નથી. આ વચનો સાંભળીને ચિત્ર સારથિએ કહ્યું

કે-આપની ભકિત કરનારા બીજા ઘણા ગૃહસ્થો છે, તમારે રાજાનું શું કામ છે? એમ કહીને શ્વેતાબિકા પધારવા બહુ આગ્રહ પૂર્વક વિનતિ કરીને તે અહીં આવ્યો, ને તેણે બગીચાના રક્ષક નોકરોને કહ્યું કે "જ્યારે અહીં કેશી ગણધર પધારે, ત્યારે તેમની વંદના કરીને ભકિત કરજો" પછી તે પ્રદેશી રાજાને મળ્યો કેટલીક સમય વીત્યા બાદ કેશી ગણધર સપરિવાર અહીં પધાર્યા, ત્યારે માળીઓએ તેમનો બહુ જ સારી રીતે આદર સત્કાર કર્યો આ વાત સાભળી ચિત્ર સારથિએ કેશી ગણધરની પાસે જઈને રાજાને ધર્મ દેશના સંભળાવવા વિનતિ કરી તે વખતે કેશી ગણધરે ધર્મ સાંભળવાની તક મળવા બાબત અને નહિ મળવા બાબત આપેલા ઉપદેશનું વર્ણન કર્યું છે પછી ઘોડાની પરીક્ષા કરવાને બ્હાને રાજા પ્રદેશીને કેશી ગણધરની પાસે લઈ જવાનો ચિત્ર સારથિએ કરેલો વિચાર, તેને અનુસારે તે પ્રદેશીને ત્યા લઈ ગયો, પણ કેશી ગણધરને જોઈને રાજાને અરૂચિ થઇ, તેથી તેણે તેમની ઓળખાણ કરાવી પછી કેશી ગણધર અને રાજા વચ્ચેની વાતચીત, અને કેશી ગણધરની વિદ્વત્તા વિષે રાજાએ કરેલો પ્રશ્ન, તેના ઉત્તરમા કેશી ગણધરે કરેલ પોતાના જ્ઞાનનું વિવેચન જણાવ્યું છે પછી "જીવ અને શરીર જુદા જુદા છે" એમ કેશી ગણધરે કહ્યુ, ત્યારે તેની વિરૂદ્ધમા રાજાએ કહ્યુ કે-હે શ્રમણ! જો જીવ અને શરીર જૂદા જૂદા હોય, તો મારો અધર્મી દાદો તમારા કહેવા મુજબ નરકે ગયેલો હોવો જોઈયે અને એમ હોય, તો તે ત્યાથી મને નરકના દુ ખ બાબત સૂચના કરવા કેમ ન આવે? આજ સુધી આવ્યો નથી, માટે હુ માનુ છુ કે જીવ અને શરીર એક છે

**કેશી** ગણધર—તારી પટરાણી સાથે જાર કર્મ (વ્યભિચાર) કરનારને તું સખતમા સખત સજા કરે, અને સજાની સૂચના આપવા જેમ તે જાર પુરૂષ (વ્યભિચારી) ને પોતાને ઘેર તું થોડી વાર માટે પણ ન જવા દે, તેમ પરમાધામીઓ સજા પામેલાની જેવા નારક જીવોને થોડી વાર પણ છૂટા મૂકતા નથી વસ્તુ સ્થિતિ આ પ્રમાણે હોવાથી હે રાજન્! તારે કબૂલ કરવું જોઈયે કે જીવ અને શરીર જુદા જુદા છે આ પ્રસંગે નારક જીવોને અહીં ન આવી શકવાના કારણો વગેરેની બીના પણ વર્ણવી છે

**પ્રદેશી** રાજા—જો જીવ અને શરીર જુદા જુદા હોય તો મારી ધર્માત્મા દાદી તમારા મત (વિચાર, માન્યતા) પ્રમાણે સ્વર્ગે ગએલી હોવી જોઈયે અને જો એમ હોય, તો તે ત્યાથી મને સ્વર્ગના સુખો જણાવવા માટે અહીં કેમ ન આવે? આજ સુધી નથી આવી, માટે જીવ અને શરીર એક છે આ પ્રસંગે દેવ અહીં ન આવી શકે તેના કારણાદિનું વર્ણન કર્યું છે

**કેશી** ગણધર—દેવલોકમા ગએલો પ્રાણી દેવતાઈ ભોગોમા બહુ જ આસકત બને છે તેથી તે અહીં આવી શકતો નથી. માટે તારે માનવું જ જોઈયે કે જીવ જેમ

**પ્રદેશી રાજા**—એક ચોરને લોઢાની કુંભી (કોઠી) માં ઢાંકણું સજ્જડ બંધ કરીને પૂર્યો ઘણો વખત વીત્યા બાદ ઢાંકણું ઉઘાડીને જોયું, તો જણાયું કે તે મરી ગયો છે. કોઠી બહુ જ બારીકાઈથી તપાસી પણ જીવને નીકળવાનું છિદ્ર દેખાયું નહિ. માટે જ મારો એ વિચાર વ્યાજબી છે કે જીવ છેજ નહિ.

**કેશી ગણધર**—જેમ સજ્જડ બંધ કરેલા (વાસેલા) ઘરમાંથી શબ્દ બ્હાર આવે છે, તેમ સજ્જડ બંધ કરેલી કોઠીમાંથી જીવ નીકળી શકે છે. એમાં છિદ્રનો વિચાર કરવાની જરૂરિયાત છેજ નહિ. કારણ કે તે અરૂપી છે. શબ્દ તો રૂપી છે, છતાં ઘરમાંથી તે બ્હાર નીકળે ત્યારે તેને નીકળવામાં જો છિદ્રની અપેક્ષા રહેતી નથી, તો પછી અરૂપી જીવ છિદ્ર પાડયા વિના નીકળે, એમાં લગાર પણ અનુચિતપણું છેજ નહીં.

**પ્રદેશી રાજા**—તે ચોરના શરીરમાં કરમીયા ખદબદતા હતા. આ જીવો બ્હારથી અંદર પેઠા, પણ કોઠીમાં લગાર પણ છિદ્ર જણાયું નહીં. જો જીવ હોય તો અંદર પેસતાં કોઠીમાં બાકું પડવું જોઈયે તે તો છેજ નહિ, તેથી હું માનું છું કે જીવ નથી જ.

**કેશી ગણધર**—તપેલા લોઢામાં જેમ અગ્નિને પેસતાં છિદ્રો પડતાં નથી, તેમ કોઠીમાં જીવોને પેસતાં છિદ્રો કેમ ન પડયા? એમ વિચારવાની શી જરૂર છે? જો રૂપી અગ્નિને પેસતાં છિદ્રો ન પડયાં, તો પછી અરૂપી એવા જીવને પેસવામાં છિદ્ર પડવાનો વિચાર કરવાની જરૂરિયાત છે જ નહિ.

**પ્રદેશી રાજા**—બાળક જો બાણ ફેંકે, તો તે નજીકમાં પડે છે, ને જુવાન માણસ બાણ ફેંકે તો તે દૂર પડે છે. આથી મને ખાત્રી થઈ કે–"બાલકનો જીવ નાનો છે, ને જુવાનનો જીવ મોટો છે." આ રીતે બધા જીવો સરખા નથી. તો પછી તમે 'સર્વ જીવો સરખા છે, એમ કહો છો તેનું શું કારણ?'

**કેશી ગણધર**—બાલકને કે જુવાનને પૂર્વકૃત કર્મોથી જ શરીર પ્રાપ્ત થાય છે. તેમાં બાલકનું શરીર કોમળ ને નાનું છે. તેથી તેણે ફેંકેલું બાણ નજીક (પાસે) પડે છે, ને જુવાનનું શરીર કઠિન ને મોટું છે. તેથી તે બાણ ફેંકે ત્યારે તે બહુ દૂર જાય છે. આ રીતે થવામાં શારીરિક શક્તિ વગેરે કારણો સમજવાના છે. પણ સર્વ જીવો તો એક સરખાજ છે. કારણ કે અસંખ્યાતા પ્રદેશો દરેક જીવના એક સરખા જ છે. નાના શરીરમાં જીવ સંકોચાઈને ને મોટા શરીરમાં ફેલાઈને રહે છે. કારણ કે આત્મપ્રદેશો સંકોચાય છે ને ફેલાય પણ છે.

**પ્રદેશી રાજા**—જીવતાના અને મરેલાના શરીરના વજનમાં ફેર પડતો નથી, માટે હું માનું છું કે 'જીવ નથી.'

**કેશી ગણધર**—પવનથી ભરેલી કોથળીનુ વજન, અને ખાલી કોથળીનુ વજન એક સરખુ જ હોય છે છતા આપણે 'પવન છે' એમ માનીએ જ છીએ પવન તો રૂપી છે જો તેનુ વજન નથી, તો પછી અરૂપી એવા જીવનુ વજન હોય જ નહિ એ સમજાય એવી બીના છે

**પ્રદેશી રાજા**—મે ચોરના શરીરને ચીરી ચીરીને ( નાના નાના ટુકડા કરીને ) જોયા છતા જીવ દેખાયો નહિ, તેથી હુ માનુ છુ કે 'જીવ નથી'

**કેશી ગણધર**—અરણીના લાકડાને ચીરી ચીરીને અગ્નિને શોધનારો માણસ અગ્નિને જોઇ શકતો નથી છતા તેમા અગ્નિ તો છે જ કારણ કે અરણિને માહોમાહે ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે અગ્નિ તો રૂપી છે, છતા તે દેખાતો નથી અરૂપી જીવ શરીરમા દેખાય જ ક્યાથી ? અર્થાત્ ન જ દેખાય

**પ્રદેશી રાજા**—તમે દક્ષ થઇને મારૂ અપમાન કેમ કરો છો ? આનો જવાબ દેતા કેશી ગણધરે ક્ષત્રિય પર્ષદા વગેરેના નિયમોનુ વર્ણન કરીને ચાર પ્રકારના વ્યવહારનુ વર્ણન કર્યું છે

**પ્રદેશી રાજા**—શુ આત્માને હથેળીમા ન બતાવી શકાય ?

**કેશી ગણધર**—જો મૂર્ત એવો વાયુ પણ દેખાતો નથી, તો પછી અમૂર્ત આત્મા કેમ જોઈ શકાય ? એટલે તે દેખાય જ નહિ, એ વ્યાજબી છે

આની પછી હાથીના અને કથવાના જીવની સમાનતાની બાબતમા પ્રદેશી રાજાએ પૂછેલા પ્રશ્નનો કેશી ગણધરે ઉત્તર આપ્યો ત્યારે પ્રદેશી રાજાએ પૂછ્યુ કે—મારી પર પગને મારાથી કેમ છોડાય ? આના જવાબમા કેશી ગણધરે કહ્યુ કે—જે ખોટી પર પરાને છોડે નહિ, તે મૂર્ખ કહેવાય આ બાબત ભારવાહક માણસનુ દૃષ્ટાત દઈને સમજાવી તેથી પ્રદેશીને ધર્મ સાભળવાની ઈચ્છા થઈ તેથી કેશી ગણધરે આચાર્યોના પ્રકાર અને તેની સેવાની પદ્ધતિઓ સમજાવી અ તે પ્રદેશી રાજાએ વિનય પૂર્વક ક્ષમા માગી આ પ્રસ ગે કેશી ગણધરે આપેલી ધર્મદેશના સાભળીને પ્રદેશી રાજાએ જૈન ધર્મ સ્વીકાર્યો. તે વખતે કેશી ગણધરે તેને હિતશિક્ષા ફરમાવી કે તુ હવે રમણીય થયો છે માટે આજથી તારે અરમણીય થવું નહિ આ હકીકત બીજા ઉદાહરણો દઈને સચોટ સમજાવી હવે પ્રદેશીરાજા પોતાના ધનની સુવ્યવસ્થા કરીને લીધેલા શ્રાવકના બાર વ્રતોનુ પાલન કરે છે તેની પરિગ્રહ ભોગાસક્તિ વગેરે દોષોને તજવાની તીવ્ર ભાવના અને ધર્મમા અલૌકિક દૃઢતા જોઈને સૂર્યકાતા રાણીએ પ્રદેશી રાજાને મારવાના ઇરાદાથી ઝેરમિશ્રિત ભોજન પીરસ્યુ આ હકીકતને નહિ જાણનારા રાજાએ તે ભોજન ખાધુ, શરીરમા ઝેર પરિણમતા રાણીનુ કાવતરૂ જાણ્યું છતા

સમતા ભાવી પ્રદેશી રાજા સમાધિ મરણે કાલ ધર્મ પામી પહેલા દેવલોકમાં સૂર્યાભ નામે મહર્દ્ધિક દેવ થયો. આ રીતે પ્રભુશ્રી મહાવીરે 'સૂર્યાભદેવે આવી ઋદ્ધિ શાથી મેળવી?' એમ શ્રીગૌતમસ્વમીના પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં સુણાવ્યું છે.

સૂર્યાભદેવ ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં દઢપ્રતિજ્ઞ નામે રાજકુમાર થઈ અનુક્રમે મોટો થતાં મોક્ષમાર્ગને આરાધીને સિદ્ધ થશે. આ હકીકતને વિસ્તારથી સમજાવવા માટે તેનું જીવન ચરિત્ર જણાવતાં દઢપ્રતિજ્ઞના જન્મસંસ્કાર નામકરણ અન્નપ્રાશન વગેરે સંસ્કારોનું અને દઢપ્રતિજ્ઞને સાચવવા માટે પાંચ દાયણો (ધાવમાતાઓ) તથા આર્યકુલાદિની દાસીઓ વગેરેનું વર્ણન કર્યું છે. પછી દઢપ્રતિજ્ઞે કરેલા ૭૨ કળાના અભ્યાસ, તેના ગુરૂનું સન્માન, દઢપ્રતિજ્ઞનું અનેક ભાષાવિશારદપણું, તેમજ ભોગસમર્થતા, ભોગો ભોગવવા માટે માતા-પિતાએ દઢપ્રતિજ્ઞને કરેલું આમંત્રણ, દઢપ્રતિજ્ઞની અનાસક્ત ભાવના અને છેવટે સિદ્ધિ, પ્રશ્નકાર શ્રીગૌતમસ્વામીનો વિહાર, સૂત્રસમાપ્તિ અને અંતિમ મંગલમય નમસ્કાર આ બધી બીના સ્પષ્ટ સમજાવી છે.

**॥ આ રીતે શ્રી રાજપ્રશ્નીય સૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥**

---

## ॥ શ્રી કેશી ગણધર અને પ્રદેશી નૃપના પ્રશ્નોત્તરોનું સ્પષ્ટ વિવરણ ॥

**૧ પ્રશ્ન**—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે—પરલોક અને પાપ કઈ રીતે માની શકાય? અર્થાત્ ન માનવાં એ વ્યાજબી છે. આવો દઢ નિર્ણય થવાનું કારણ એ છે કે મારા પિતા શિકાર વગેરે ઘણાં પાપનાં કામો કરતા હતા, એટલે જૈન સિદ્ધાંત પ્રમાણે તે નરકે જવા જોઈએ. હવે જે પિતાને મારી ઉપર ઘણો પ્રેમ હતો તે જો નરકે ગયા હોય તો મારી ઉપરના પ્રેમને લઇને અહીં મને કહેવા કેમ નથી આવતા કે—"હે પુત્ર! મારી માફક તુ ઘોર પાપ કરીશ નહીં. જો કરીશ, તો હું જેમ નરકનાં ઘોર દુઃખ ભોગવું છું, તેમ તારે પણ તેવાં દુઃખો નરકમાં ભોગવવાં પડશે." હજુ સુધી તે આવ્યા નહિ, તેથી મને ખાતરી થઈ કે પરલોક અને પાપ છે જ નહિ. કહો, આ મારૂં કહેવું સાચું છે કે ખોટું?

**ઉત્તર**—પરલોક અને પાપ એ બંને પદાર્થો જરૂર માનવા જોઈએ. નાનું બાલક હજુ હમણાં જ જન્મ્યું છે, છતાં જન્મતાં વેંત ધાવવાની ક્રિયા કરે, તે કોઈના પણ શિખવાડયા વગર જ કરે છે, ને એનામાં જન્મ સમયે શીખવાની પણ યોગ્યતા છેજ નહિ, છતાં પૂર્વભવના સંસ્કારથી જ ધાવે છે. આથી પરલોક સાબિત થાય છે, તથા શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રાદિ અનેક ગ્રંથોમાં જિનશાસનના પ્રભાવક મહાપુરૂષોએ જણાવ્યું છે કે આર્દ્રકુમારને તથા શ્રીસય્યંભવસૂરિજીને પ્રભુદેવની પ્રતિમા જોઈને તેમજ બીજા પણ ઘણા

ભવ્ય જીવોને પૂર્વભવની બીના, દેશના વગેરેના શ્રવણથી કે મુનિદર્શનાદિ કારણોથી જાતિ-સ્મરણ જ્ઞાન પ્રકટ થયું તેથી તેમણે ઉત્કૃષ્ટથી પાછલા નવ ભવની બીના જાણી હતી અહીં સુવ્રત શેઠ વગેરેના દૃષ્ટાંતો પણ જાણવા સુવ્રતશેઠે પાછલા ભવમાં મેં અગિયારસ પર્વતિથિની આરાધના કરી હતી, તેના પ્રભાવે અહીં હું સર્વ પ્રકારે સુખી છું, એમ ગુરૂમહારાજના કહેવાથી જાણ્યું વિચાર કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું તેથી પણ ગુરૂએ કહેલી બીનાની ખાતરી થઈ વર્તમાન ભવમાં તે જ પર્વતિથિની આરાધના કરી દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયા તેમજ શ્રીપાલ મહારાજાએ પૂર્વ ભવમાં સિદ્ધચક્રની આરાધના કરી હતી, તેજ સિદ્ધચક્રની ચાલુ ભવમાં પરમારાધના કરી નવમા દેવલોકે ગયા અનુક્રમે નવમે ભવે મોક્ષે જશે આ સર્વ હકીકતથી સાબિત થયું કે પરલોક છે જ તે જ પ્રમાણે દુનિયામાં જ્યારે એક માણસ સુખી દેખાય છે, ત્યારે બીજો માણસ દુ ખી દેખાય છે, મનુષ્યપણું સરખું છતાં આવો તફાવત પડવાનું કંઈ પણ કારણ હોવું જ જોઈએ એ તો પ્રસિદ્ધ જ છે કે કારણ વિના કાર્ય થાયજ નહિ દુ ખ કે સુખ એ કાર્ય છે, માટે તેનું કારણ જરૂર હોવું જ જોઈએ હે રાજન્ ! શાંતિથી વિચાર કરતાં તને જરૂર ખાતરી થશે કે પુણ્યકર્મના ઉદયથી જીવ સુખી થાય છે ને પાપકર્મના ઉદયથી જીવ દુ ખી થાય છે એજ પ્રમાણે રાજા અને રંકમાં, બુદ્ધિશાળી પુરૂષ અને જડ પુરૂષમાં, સુરૂપવંત અને કદ્રૂપા પુરૂષમાં, ધનવંત અને ભીખારીમાં, બલવંત અને દુર્બલમાં, નીરોગી અને રોગીમાં પણ પુણ્ય અને પાપને કારણ તરીકે માનવા જ જોઈએ હવે નરકસ્થાનમાં રહેલા નારક જીવો અહીં કેમ ન આવે તેના બે કારણ છે ૧ તે જીવોનું આયુષ્ય નિરૂપક્રમ છે એટલે ઘટી શકે તેવું નથી ને તે પણ ત્યાં જ ભોગવ્યા વિના બીજે સ્થાને જઈ શકાય જ નહિ તથા ૨ પરમાધામી દેવો તેમને ત્યાંથી નીકળવા દેતા નથી એટલે તેઓ તેમને આધીન રહ્યા છે માટે નારક જીવો અહીં આવી શકે નહિ તેમની સ્થિતિ કેદીના જેવી હોય છે આ બાબત દૃષ્ટાંત આપીને સમજાવતાં શ્રીકેશી ગણધર ભગવંતે કહ્યું —હે રાજન ! તેં તારી સ્ત્રીને પરપુરૂષ સાથે રમતી જોઈ હોય, તે વખતે તે તે પુરૂષને બાંધીને કોટવાળને મારવા સોંપી દીધો હોય ત્યારે તે પુરૂષ તને કરગરીને કહે કે હે રાજા ! કૃપા કરીને મારા પુત્રને મળવા માટે થોડી વાર મને ઘેર જવા દો તો તમે તેનું વચન માનશો ? પ્રદેશી રાજાએ આ બાબતનો ખુલાસો કરતાં જણાવ્યું કે હે આચાર્ય ! તેવા ગુનેગારનું વચન કેમ મનાય ? ગુરૂ બોલ્યા—ત્યારે નરકમાં રહેલા પરમાધામીઓ તને મળવા માટે તારા પિતાને શી રીતે છોડે ? આ રીતે ગુરૂએ સમજાવવાથી રાજાએ કબૂલ કર્યું કે હું પરલોક, પુણ્ય, અને પાપ માનું છું ૧

૭ પ્રશ્ન—પરદેશી રાજાએ કેશી ગણધરને પૂછયું કે-મારી માતા ઘણા દયાળુ હતા તમારા જૈન સિદ્ધાંત પ્રમાણે તે સ્વર્ગે ગયા હોવા જોઈએ તેમને હું ઘણો વહાલો હતો તો તે અહીં આવીને મને સ્વર્ગનું સુખ કેમ કહેતા નથી ? ને હે ! પુત્ર તારે પુણ્ય

કરવું એટ્રી ભલામણુ પણુ કેમ કરતા નથી? આથી મને ખાતરી થઈ કે–પરલોક નથી, ને પુણ્ય પણુ નથી.

ઉત્તર—આ પ્રશ્નનો ઉત્તર પહેલા પ્રશ્નના ઉત્તરમાં જ વિસ્તારથી આપી દીધો છે. છતાં વધુ જાણુવા જેવી બીના એ છે કે–સંસ્કારનો સિદ્ધાંત પણુ પરલોકને સાબિત કરે છે. જેવા સંસ્કારો આ ભવમાં પડ્યા હોય તેવા સંસ્કારની જાગ્રતિ (ઉદય) પરભવમાં જરૂર થાય છે. એ પ્રમાણે ચાલુ ભવના સંસ્કારમાં પણુ પૂર્વ ભવના જ સંસ્કાર કારણુ છે. પૂર્વ ભવના સારા સંસ્કાર હોય; તો આ ભવમાં ઉંમરની અપેક્ષા રાખ્યા વગર આત્મિક ઉન્નતિનાં સાધનોની પ્રાપ્તિ, પાપનો ભય, સરલ સ્વભાવ, ક્ષમા, સમતા, વૈરાગ્ય, ઉદારતા, ગંભીરતા વગેરે સદ્‌ગુણોથી વાસિત થયેલું ઉત્તમ જીવન ગુજારી શકાય છે. બાળકો ઉંમરમાં નાના છે, છતાં કેટલાંક બાલકો પ્રભુનું બિંબ, મુનિવેશ વગેરે જોઇને રાજી થાય છે, ને કેટલાંએક બાલકો રોવા માંડે છે. આનું કારણુ તપાસતાં જણુાય છે કે જેણે પૂર્વભવમાં દેવ ગુરૂની આરાધના કરવાના દઢ સંસ્કારો જમાવ્યા છે, તે બાળક જિનબિંબાદિને જોઇને રાજી થાય, ને જેણે પૂર્વ ભવમાં દેવ ગુરૂની વિરાધના કરી દ્વેષના સંસ્કાર દઢ જમાવ્યા હોય, તે બાળક જિનબિંબાદિને જોઇને અરૂચિ જાગવાથી રૂદન કરે છે. પૂર્વભવના મુનિભક્તિ આદિના શુભ સંસ્કારને લઈને જ શ્રીવજ્રસ્વામી રજોહરણુ જોઇ હર્ષ ઘેલા થયા, તેવો હર્ષ માતાએ આપવા માંડેલા રમકડા જોઇને ન થયો. તેમજ ગોશાલો મુનિની ઉપર દ્વેષના સંસ્કારવાળો હતો; તેથી જ્યાં જ્યાં જન્મ લે ત્યાં ત્યાં તે મુનિને ઉપસર્ગ કરે છે. રાજપુત્રના ભવમાં તેણે સુમંગલ મુનિની ઉપર રથ ચલાવતાં તે મુનિએ મૂકેલી તેજોલેશ્યાથી મરીને તે દુર્ગતિમાં ગયો. એજ પ્રમાણે સમરાદિત્ય ચરિત્રમાં જણુાવ્યા પ્રમાણે માતાએ પુત્રને ઝેર આપ્યું. પુત્ર તે જાણુવા છતાં સમતાથી મુનિપણુાની આરાધના કરી મહર્દ્ધિક દેવ થયો. આથી સાબિત થાય છે કે પરલોક છે જ અને પુણ્ય પણુ છે જ. આ બાબતમાં શાલિભદ્ર ધન્યકુમારાદિનાં દ્દષ્ટાંતો સુપ્રસિદ્ધ છે. હે રાજન્! હવે હું સ્વર્ગમાં ગયેલા જીવો અહીં નથી આવતા તે વાત દ્દષ્ટાંત આપીને સમજાવું છું. તું એમ સમજ કે તું એક સુંદર રાજસભામાં બેઠો છું. તારી આગળ નાચ વગેરે થઈ રહ્યો છે, ને આનંદથી તું ગાયન સાંભળે છે. આ અવસરે દુર્ગંધ નજીક ઉભો રહેલ કોઇ માણુસ તને એમ કહે કે હે રાજાજી! થોડી વાર તમે અહીં પધારો! તો તું ત્યાં દુર્ગંધ પાસે જાય ખરો? આનો ખુલાસો કરો. રાજાએ કહ્યું. આવો આનંદ આનંદ વર્તી રહ્યો હોય તે છોડીને ત્યાં કોણુ જાય? તો પછી દેવલોકની ઋદ્ધિ વગેરેનો આનંદ છોડી તારી માતા અહીં ન આવે, તેથી સ્વર્ગ નથી, અથવા પુણ્યનાં ફલ મળતાં નથી, કે પુણ્ય નથી, એમ કેમ કહેવાય? ગુરૂના આ વચનથી રાજાને ખાતરી થઇ કે પરલોક અને પુણ્ય પદાર્થ છે જ. ૨

૩ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણુધરને ત્રીજો પ્રશ્ન એ કરે છે કે—મેં કોઈ એક ચોરને લોઢાની કોઠીમાં પૂરી દીધો. તેમાં લગાર પણુ બાકું ન હતું, તેથી તે મુંઝાઈને

કોઠીમા જ મરી ગયો પછી કોઠી ઉઘાડીને આનો જીવ ક્યાથી નીકળ્યો? તેની તપાસ કરી પણ ચોરના જીવને નીકળવાનુ બાકુ જણાયુ નહિ આ બાબતમા હે આચાર્ય મહારાજ! તે ચોરનો જીવ ક્યાથી નીકળ્યો તે મને સમજાવો

ઉત્તર —જેમા લગાર પણ છિદ્ર છે જ નહિ એવા ભોયરામા કોઈ માણસ શખ વગાડે, ત્યારે તેનો નાદ (શબ્દ) બહાર સભળાય છે પણ તે સ્વરને નીકળવાનુ છિદ્ર જોવામા આવતુ નથી, જેમ શખનો શબ્દ રૂપી છતા છિદ્ર ન હોય તો પણ ભોયરાની બહાર નીકળે છે, તો પછી અરૂપી જીવ કોઠીમા કે દેહમાથી નીકળે, તેમા છિદ્રની જરૂર પડે જ નહી એટલે શબ્દની માફક જીવને નીકળવામા છિદ્રનો વિચાર કરાય જ નહિ આ પ્રસગે કેશી ગણધરે શબ્દનુ સ્વરૂપ ને સ્યાદ્વાદ શૈલીએ જીવસ્વરૂપ વિસ્તારથી સ્પષ્ટ સમજાવ્યુ, તેથી પ્રદેશી રાજાએ કબૂલ કર્યું કે જીવ છિદ્ર વિના પણ બહાર નીકળી શકે

૪ પ્રશ્ન —ત્રીજા પ્રશ્નમા જણાવેલો ચોર મરી ગયા પછી તેના શરીરમા કીડા પડેલા તે મે જોયા મને પ્રશ્ન એ થયો કે કોઠીમા બાકુ તો દેખાતુ નથી તો આ કીડા બહારથી આવીને આના શરીરમા પેઠા ક્યાથી? એટલે મારે પૂછવાનુ એ છે કે જો જીવ હોય તો મને સમજાવો કે છિદ્ર વિના કીડા અદર દાખલ થયા તે કઈ રીતે બને?

ઉત્તર —જેમ જીવને નીકળવામા છિદ્રની જરૂરિયાત નથી, તેમ પેસવામા પણ છિદ્રની જરૂર નથી અહી દૃષ્ટાત અગ્નિમા મૂકેલ લોઢાના ગોળાનુ જાણવુ તે આ પ્રમાણે–લોઢાનો ગોળો ધગધગતા અગ્નિમા મૂકીએ, તો તે અગ્નિમય (લાલચોળ) થઈ જાય છે અહી લોઢાના ગોળામા છિદ્ર નહિ છતા અગ્નિ દાખલ થાય છે, તેમ ચોરના શરીરમા કીડા દાખલ થાય, તેમા છિદ્રની જરૂર પડે જ નહિ એ તો સમજાય તેવી બીના છે કે અગ્નિ રૂપી છે, છતા છિદ્ર વિના લોઢાના ગોળામા પેસે છે, તો કીડાના અરૂપી જીવ શરીરમા છિદ્ર ન હોય તો પણ પેસે, એમા નવાઇ જેવુ કઈ છે જ નહિ ૪

૫ પ્રશ્ન—પ્રદેશી રાજા કહે છે કે–બાળક બાણ ફેકે તો તે નજીકમા પડે, ને જુવાન માણસ બાણ ફેકે તો તે દૂર પડે છે આથી મને ખાતરી થઈ કે–બાલકનો જીવ નાનો છે ને જુવાનનો જીવ મોટો છે, સર્વ જીવો સરખા નથી તો પછી તમે સર્વ જીવો સરખા છે, એમ કહો છો તેનુ શુ કારણ?

ઉત્તર —બાલકને કે જુવાનને પૂર્વકૃત કર્મથી જ શરીર પ્રાપ્ત થાય છે તેમા બાલકનુ શરીર કોમળ છે અને નાનુ છે તેથી તે બાણ ફેકે ત્યારે નજીક પડે છે ને જુવાનનુ શરીર કઠિન છે, મજબૂત છે ને મોટુ છે તેથી તે બાણ ફેકે, ત્યારે બાણ બહુ દૂર જાય છે આ રીતે બાણ દૂર જાય, કે નજીક પડે, તેમા શારીરિક શક્તિ વગેરે કારણ તરીકે સમજવા પણ સર્વ જીવો તો એક સરખા છે, એમા કોઈ જીવ નાનો કે મોટો છે જ નહિ અસખ્યાતા

પ્રદેશો સંખ્યાની અપેક્ષાએ દરેક જીવના એક સરખા છે. જીવ શરીરમાં સંકોચાઇને, કે ફેલાઇને રહે છે, કારણ કે આત્મપ્રદેશો સંકોચાય છે ને ફેલાય પણ છે. ૫

૬ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–જો શરીરમાં જીવ હોય, તો એક જીવતા માણસનું વજન કરીએ અને તેનાજ જીવ વિનાના મૃતક (મડદા)નું વજન કરીએ. આ બેમાં જીવવાળા શરીરનું વજન વધારે થાય, ને મૃતકનું વજન ઓછું થાય, તો શરીરમાં જીવ છે, એમ માની શકાય. પણ એક ચોરને જીવતો જોખ્યો, ને મરી ગયા પછી જોખ્યો, તેમાં બંને વખતે તેનું વજન સરખું થયું. આથી મને ખાતરી થઇ કે જીવ પદાર્થ છે જ નહિ.

ઉત્તર:—વાયુ રૂપી છે. તેને ધમણમાં ભર્યા પછી તોલીએ ને વાયુ કાઢી ખાલી ધમણ તોલીએ, તો બંને વખતે એક સરખું વજન થાય છે. વાયુની માફક જીવનું વજન હોય જ નહિ તેમાં પણ ફરક એ છે કે વાયુ રૂપી છે, ને જીવ અરૂપી છે. આ ખરી હકીકત હોવાથી ચોરનું જીવ વિનાનું શરીર, ને જીવવાળું શરીર વજનમાં સરખું થાય એમાં નવાઈ શી? વાયુ રૂપી છે છતાં દેખાતો નથી, ઝાડનાં પાંદડાં હાલે, તે ઉપરથી વાયુની ખાતરી થાય છે. તો જીવ અરૂપી છે તે કઇ રીતે દેખી શકાય? જેમાં વર્ણાદિક હોય, તે જ પ્રાયે દેખાય. પરમાણુ વગેરેમાં વર્ણાદિ છે, છતાં દેખાતા નથી, માટે કહ્યું કે, વર્ણાદિવાળા પદાર્થો પણ પ્રાયે દેખાય એટલે પરમાણુ આદિ ન દેખાય, ને બીજા સ્કંધ વગેરે દેખાય. ૬

૭ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–જીવની ખાત્રી કરવા માટે મેં એક ચોરના (તેના શરીરના) કકડે કકડા કરી જોયા, પણ તેના શરીરના કોઈ પણ ભાગમાં જીવ જોવામાં આવ્યો નહીં! તો જીવ છે એમ કઈ રીતે માની શકાય?

ઉત્તર—હે રાજા! જેમ અરણિના લાકડામાં અગ્નિ રહેલો છે, તેના ઝીણાં ઝીણાં કકડા કરીને બારીકાઈથી કે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ તપાસીએ તોપણ અગ્નિ દેખાય જ નહિ, તેમ જીવ આ શરીરમાં રહેલો છે. અગ્નિ રૂપી છે છતાં ન દેખાય, તો અરૂપી એવો જીવ કઈ રીતે દેખાય? ૭

૮ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–હે આચાર્ય મહારાજ! જેમ ઘડા વગેરે પદાર્થો પ્રત્યક્ષ દેખાય છે, તેમ જીવ હોય, તો તે દેખાતો કેમ નથી?

ઉત્તર—જેમ ઝાડનાં પાંદડાં વાયુથી હાલે છે. અહીં પાદડાં હાલતાં દેખાય, તે ઉપરથી નિર્ણય થાય છે કે આ ઝાડનાં પાંદડાં વાયુથી જ હાલે છે. અહીં જેમ વાયુ રૂપી છતાં દેખાતો નથી, તોપણ પાંદડાંના હાલવા ઉપરથી વાયુનો નિર્ણય થાય છે, તેમ શરીરમાં ચલનાદિ ક્રિયા અરૂપી જીવ હોવાથી જ થાય છે, જો જીવ વિના હાથ વગેરેનું હાલવું, ભાષા અને ક્રિયા થતી હોય, તો તેવું હાલવું વગેરે મડદામાં કેમ દેખાતું નથી? માટે

જ સાબીત થાય છે કે ચલનાદિ ક્રિયા જીવ વિના થઇ શકે નહી આવી રીતે કાર્યને જોતા જે કારણનુ અનુમાન કરીએ, તે પૂર્વવદનુમાન કહેવાય, એમ સાખ્ય દર્શનને માનનારા વગેરે પર વાદીઓ પણ કહે છે ૮

૯ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–જો કીડીનો અને હાથીનો જીવ સરખો હોય, એટલે નાનો કે મોટો ન હોય, તો કીડીનુ શરીર નાનુ છે, ને હાથીનુ શરીર મોટુ છે, તેનુ શુ કારણ ? જેટલા આત્મપ્રદેશો હાથીના મોટા શરીરમા માઇ શકે, તેટલા જ આત્મપ્રદેશો કીડીના નાના શરીરમા કઇ રીતે સમાય ?

ઉત્તર—કીડીનુ શરીર નાનુ હોવાથી તેનો જીવ નાનો છે અને હાથીનુ શરીર મોટુ હોવાથી તેનો જીવ મોટો છે, આવી તારી માન્યતા તદ્દન ખોટી છે કારણ કે શરીર ઉપરથી જીવનો નિર્ણય થાય જ નહિ, કારણ કે વિચિત્ર પ્રકારના નામકર્મના ઉદયથી કોઇનુ શરીર નાનુ હોય છે, ને કોઈનુ શરીર મોટુ હોય છે જેમ મોટા ઘરના મધ્ય ભાગમા દીવો મૂક્યો હોય, તો તેનો પ્રકાશ આખા ઘરમા ફેલાય ને તે જ દીવો નાના ઘરમા મૂકીએ તો તેટલા જ ભાગમા તેનો પ્રકાશ ફેલાય અહી પ્રકાશ મોટા ઘરમા ફેલાઈને અને નાના ઘરમા સકોચાઈને રહે છે એટલે જેમ પ્રકાશનો સકોચ વિકાસ ધર્મ છે, તેવી રીતે આત્મપ્રદેશો પણ તે બે ધર્મોવાળા હોય છે માટે નાના શરીરમા લોકાકાશના પ્રદેશો જેટલા આત્મપ્રદેશો સકોચાય છે, ને મોટા શરીરમા તેટલા જ આત્મપ્રદેશો ફેલાય છે તમામ જીવોના આત્મપ્રદેશો એક સરખી સખ્યાવાળા છે તેમા વધઘટ છે જ નહિ, એમ શ્રી તત્ત્વાર્થસૂત્ર ટીકાદિમા જણાવ્યુ છે ૯

૧૦ પ્રશ્ન—પ્રદેશી રાજા કેશી ગણધરને પૂછે છે કે–હે સૂરિરાજ ! અમારા કુલક્રમથી જે નાસ્તિકમત ચાલ્યો આવે છે, તે મારાથી કેમ છોડી દેવાય ?

ઉત્તર—જે પરપરાએ આવેલી અધર્મ બુદ્ધિને છોડે નહિ, તે લોઢાને ઉપાડનાર વેપારીની માફક દુખી થાય છે તે ખીના ટૂકામા આ પ્રમાણે જાણવી–એક ગામમા ચાર મિત્રો રહેતા હતા એક વખત તેઓ સાથે ધન કમાવાની ઇચ્છાથી પોતાના ગામથી નીકળી પરદેશ તરફ જતા હતા જતા જતા વચમા તેમણે એક લોઢાની ખાણ જોઈ તેમાથી તેમણે જોઇએ તેટલુ લોઢુ લીધુ આગળ ચાલતા તેમણે રૂપાની ખાણ જોઈ તેથી ચાર મિત્રોમાના ત્રણ જણાએ કહ્યુ—લોઢુ ફેકી દઈએ, ને ઉપાડી શકાય તેટલુ રૂપુ લઈએ એમ કહી ત્રણ જણાએ લોઢુ ફેકી દઇ રૂપુ લઇ ચાલવા માડયુ પણ ચોથો મિત્ર કદાગ્રહી હતો, તેણે રૂપુ લીધુ નહિ, ને ત્રણ જણાની સાથે લોઢુ ઉપાડી ચાલવા માડયુ આગળ ચાલતા સોનાની ખાણ દીઠી, એટલે બુદ્ધિશાલી તે ત્રણ મિત્રોએ રૂપુ છોડી સોનુ લીધુ, ને ચાલવા માડયુ અહી પણ પેલા કદાગ્રહી મૂર્ખ મિત્રે પહેલાની માફક લોઢુ ઉપાડી તે

ત્રણ મિત્રોની સાથે ચાલવા માંડયું આગળ ચાલતાં તેમણે રત્નોની ખાણ જોઈ ત્યારે સોનું છોડીને ત્રણ મિત્રોએ રત્નો લીધાં, પણ પેલા ચોથા મિત્રે તો જેમ રૂપાનો ને સોનાનો ત્યાગ કર્યો, તેમ રત્નો પણ લીધાં નહિ, ને લોઢું ઉપાડી ત્રણ મિત્રોની સાથે આગળ ચાલવા માંડયું. ત્રણ મિત્રો ઇષ્ટ નગરમાં વેપાર કરી ઘણો લાભ મેળવી પોતાના ગામમાં આવ્યા. ઘણાં સુખી થયા. પેલો કદાગ્રહી બુદ્ધિહીન હોવાથી કંઇ પણ કમાયો નહિ તેના નસીબમાં લોઢા જેટલો જ થોડો લાભ હતો, તે મળ્યો. પણ લાભ–અલાભનો, હિત–અહિતનો વિચાર ન કરવાથી તે કદાગ્રહી નિર્ધન થઇ ગયો, ને દુઃખી થયો. આ દૃષ્ટાંતનો સાર એ કે જ્યાં સુધી અજ્ઞાન હોય, ત્યાં સુધી લોઢા વગેરેની માફક મિથ્યાત્વ રૂપી અધર્મનો ત્યાગ ન થાય. પણ જ્યારે સત્ય ધર્મ સમજાય ત્યારે તો ત્રણ મિત્રોની માફક અધર્મને છોડી સત્ય ધર્મનો સ્વીકાર કરવો જ જોઇએ. જો તેમ ન કરીએ તો ચોથા મિત્રની માફક અધર્મનો રાગી જીવ બહુ જ દુઃખી થાય છે. માટે હે રાજન્! તમે મહાભાગ્યના ઉદયથી મનુષ્ય જન્મ પામી સત્ય ધર્મની આરાધના કરી મુક્તિનાં અવ્યાબાધ સુખો પામો. પછી કેશી ગણધરે દેવ ગુરૂ ધર્મનું યથાર્થ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું. પરિણામે પ્રદેશી રાજા અશ્વ ઉપર બેઠા બેઠા જૈન ધર્મનો પૂર્ણ રાગી થયો. તેણે ઘોડા ઉપરથી નીચે ઉતરી ગુરૂને વંદન કરીને કહ્યું કે–હે મહારાજ! હું સવારે તમને નમીને મારો અવિનય ખમાવીશ. એમ કહી પ્રદેશી રાજા ગુરૂને વંદન કરી નગરીમાં પ્રવેશ કરી રાજમહેલમાં ગયા. બીજે દિવસે પ્રભાતકાળે કોણિક રાજાની માફક પ્રદેશી રાજાએ મોટા ઉત્સવથી આવી ગુરૂને વંદના કરી, અને તેમની પાસે શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં. અંતે હિતશિક્ષા ફરમાવતા શ્રી ગુરૂ મહારાજે રાજાને કહ્યું કે હે રાજા! પુષ્પ ફળવાળા બગીચાની જેમ પ્રથમ બીજાઓને દાન દેનારા દાતાર થઇને હમણાં ધન મેળવી તમારે અદાતા (દાન નહિ દેનાર) થવું નહિ, એટલે કે સૂકાઇ ગયેલા વનની જેવા અરમણીય થવું નહિ. કારણ કે તેમ થવાથી અમને અંતરાય લાગે, અને શ્રીજૈનધર્મની નિંદા થાય. ગુરૂનાં આ વચન સાંભળી પ્રદેશી રાજાએ તે પ્રમાણે વર્તવા કબૂલ કરી જણાવ્યું કે હે સૂરિમહારાજ! હું મારાં સાત હજાર ગામના ચાર વિભાગ કરીશ. તેમાંથી એક વિભાગ વડે મારા રાજ્યના સૈન્ય અને વાહનનું પોષણ કરીશ, બીજા ભાગ વડે અંતઃપુરનો નિર્વાહ કરીશ. ત્રીજા ભાગ વડે ભંડારની પુષ્ટિ કરીશ, અને ચોથા વિભાગ વડે દાનશાળા વગેરે ધર્મકાર્મ કરીશ. આ રીતે શ્રાવક બનીને રાજા ઘેર આવ્યો, અને શ્રમણોપાસક થયો. કામભોગમાં અનાસક્ત એવા રાજાને જાણી, તેની રાણી સૂર્યકાંતા તેને મારવાનો ઉપાય ચિંતવવા લાગી. તેણીએ પોતાના પુત્ર સૂર્યકાંતને કહ્યું કે "તારા પિતા દેશની અને રાજ્યની બિલકુલ ચિંતા કરતા નથી. તે શ્રાવક થઇને ફરતા ફરે છે. માટે શસ્ત્ર મંત્ર વિષ કે અગ્નિના પ્રયોગથી તું તેને મારી નાખીને રાજ્ય લઇ લ્યે, કારણ કે કોહેલા પાનને કાઢી નાખવું એ ન્યાય છે." આ પ્રમાણેનાં પોતાની માતાનાં વચન સાંભળી કુમાર મૌન ધરી રહ્યો. તે જોઇ રાણીએ વિચાર્યું કે "આ પુત્ર નમાલો છે. આને મેં ગુપ્ત ભેદ (વિચાર) કહી નાંખ્યો. પણ આ જરૂર મંત્રભેદ કરશે." એવું ચિંતવી તેણીએ છળ શોધી ભોજનમાં ઝેર ભેળવી પ્રદેશી રાજાને

તે ઝેરી ભોજન ખવરાવ્યું તેથી રાજાને અસહ્ય વેદના ઉત્પન્ન થઈ આ કામ પોતાની ગણીનુ છે, એમ જાણ્યા છતા તેણે તેના પર કોપ કર્યો નહિ સ્વયમેવ પૌષધાગારમા જઈ દર્ભના સથારા ઉપર પૂર્વાભિમુખ બેસી શક્રસ્તવ ( નમુત્થુણ ) ભણી મનમા પોતાના ધર્માચાર્યને સભારી જાવજીવ સુધી સર્વ પાપસ્થાનોને વોસિરાવી સમાધિમા કાળધર્મ પામી પહેલા સૌધર્મ દેવલોકમા સૂર્યાભ વિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો મહર્દ્ધિક દેવ થયો આમ માત્ર ઓગણચાળીશ દિવસ સુધી શ્રાવક વ્રતની આરાધના કરવાથી સાડા બાર લાખ યોજનના વિસ્તારવાળા વિમાનને વિષે પ્રદેશી રાજા ઉત્તમ દેવપણુ પામ્યા તેણે પ્રદેશી રાજાના ભવમા માત્ર તેર છઠ્ઠ કરી તેરમા છઠ્ઠને પારણે સથારો કર્યો હતો દેવપણે ઉત્પન્ન થયા પછી અવધિજ્ઞાને કરી પોતાને સમ્યકત્વના કારણભૂત પૂર્વ ભવની બીના જાણી તે સૂર્યાભદેવ અહી વીર પ્રભુની પાસે આવી નાટક કરી સ્વસ્થાને ગયો દેવાયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમા જન્મ પામી દીક્ષા લઇ મોક્ષે જશે ૧૦

આ દશે પ્રશ્નોત્તરોનુ વિવરણ આત્મ દષ્ટિને સતેજ કરે છે ને નિજ ગુણ રમણુતા વધારે છે અહી જણાવેલા કેશી ગણધર, તે શ્રી પાર્શ્વનાથના મુખ્ય ગણધરોમાના ગણધર નથી, પણ તે મુખ્ય ગણધરના શિષ્ય કે પ્રશિષ્ય છે એટલે શ્રી પાર્શ્વનાથની ત્રીજી પાટે કે ચોથી પાટે તે થયા, એમ ઐતિહાસિક ગ્રથોમા કહ્યુ છે આ જ ત્રણ જ્ઞાનના ધારક કેશી ગણધર તિદુક નામના વનમા શ્રી ગૌતમસ્વામીને મળ્યા હતા માંહોમાંહે એકબીજાને બહુજ આનદિત થઈને સુખશાતા પૂછી હતી અને ચાર મહાવ્રત રૂપ ધર્મનુ ને પચમહાવ્રત રૂપ ધર્મનુ તથા સચેલક ધર્મ અને અચેલક ધર્મનુ ખરૂ રહસ્ય શ્રી ગૌતમસ્વામીની પાસેથી જાણીને પચ મહાવ્રત રૂપ ધર્મ સ્વીકાર્યો હતો તેમજ શ્રી ગૌતમસ્વામીના સરલતાદિ ગુણોની તેમણે સ્તવના કરી હતી સમ્રાટ્ ચદ્રગુપ્ત વગેરે ઐતિહાસિક ગ્રથાદિમા કહ્યુ છે કે-શ્રી કેશી ગણધરની પાસે બુદ્ધે દીક્ષા લીધી હતી પાછળથી કોઇ કારણે તેણે દીક્ષા તજી બૌદ્ધ ધર્મ ફેલાવ્યો કેટલાએક વિદ્વાનોનુ માનવુ છે કે-કેશી નામના અનેક થયા છે આ કેશી ગણધર આદર્શ સાધુતાને વરેલા હતા, તથા તેમનામા સામાને સમજાવવાની ને પૂછેલા પ્રશ્નનો શાતિથી ઉત્તર દેવાની અલૌકિક શક્તિ હતી તેમજ સરલ અને ગુણગ્રાહી પણ હતા

પ્રદેશી રાજા જો કે જૈનધર્મ પામ્યા પહેલા નાસ્તિક હતા, પણ તે સરલ અને સત્યગ્રાહી હોવાથી કેશી ગણધરના સમાગમથી દેશના શ્રવણાદિથી અને સતોષજનક ઉત્તરો મળવાથી શ્રાવક ધર્મ ( બાર વ્રતો ) ને આરાધવા લાગ્યા ધર્મપસાયે વૈરાગ્ય ભાવના વધતા તે શીલધર્મની આરાધનામા આગળ વધ્યા તેમની આ સ્થિતિ સૂર્યકાતા રાણીને ભોગ સાધનામા અતરાયભૂત લાગી, તેથી તે જ્યારે બીજી રીતે રાજાને મારવામા ફાવી નહિ, ત્યારે તેણીએ તેરમા છઠ્ઠના પારણે પ્રદેશી રાજાને ઝેરમિશ્રિત ભોજન ખાવા પીરસ્યું તે તો આ કપટને જાણતો નથી, તેથી તેણે તે ભોજન ખાધુ થોડીવારમા ઝેર ફેલાયું, ત્યારે રાજાએ જાણ્યું કે આ કામ કરનારી સૂર્યકાતા રાણી છે છતા તેણે તેની ઉપર લગાર પણ ક્રોધ કે

અરૂચિ કરી નહી ને સમતા ભાવે અંતિમ આરાધના કરી. સમાધિથી મરીને તે સૌધર્મ દેવલોકમાં સૂર્યાભ નામે એકાવતારી મહર્દ્ધિક દેવ થયા. રાજા પ્રદેશીનું અંતિમ જીવન બહુજ ઉંચ કોટીનું હતું. શાંતિથી તેનો વિચાર કરનારા શ્રાવકો પોતાના શ્રાવક ધર્મને નિર્દોષભાવે જરૂર આરાધી શકે છે. આવા સાત્ત્વિક જીવન ગુજારનારા પુણ્યાત્માઓ વિરલાજ હોય છે. હાલના શ્રમણોપાસકો પરમશ્રાવક પ્રદેશી રાજાના જેવું જીવન ગુજારી મોક્ષમાર્ગને આરાધી મુક્તિના અવ્યાબાધ સુખ પામે. એજ હાર્દિક ભાવના.

॥ શ્રી રાયપસેણીય સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો પંદરમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐

卐

# ॥ સોલમો પ્રકાશ ॥

## ॥ ૩ ઉપાગ શ્રી જીવાભિગમ સૂત્રનો સક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

अह सोलसप्पयासे, जीवाभिगमस्स परिचय लेसा ॥
वुच्छ जीवाजीवा-भिगम णामतर तस्स ॥ १२६ ॥

जीवसरूववहुत्ता, जीवाभिगम अजीवमेएहिं ॥
जीवाजीवाभिगम, घडणा नामाण दुण्हपि ॥ १२७ ॥

तइयगस्सोवग, पण्हुत्तररूवभावपण्णवणा ॥
पण्णवणाए ऽवि तहा, वुत्तत विजयदेवस्स ॥ १२८ ॥

नदी पक्खियसुत्त-प्पमुहग्गयेसु सुत्तमज्झयण ॥
उक्कालियमिणसुत्त, पण्णत्त दव्ववुत्तत ॥ १२९ ॥

पुव्वि भेयपभेया, सखेवा वणिया अजीवाण ॥
जीववियारो भणिओ, वित्थारा तयणु थविरेहिं ॥ १३० ॥

छट्ठे जीवदुभेया, सुत्तवियारो य सत्तमे सुत्ते ॥
अट्ठमे नवपडिवत्ती, वुत्ता कमसो दुभेयाई ॥ १३१ ॥

શબ્દાર્થ—હવે હુ શ્રી જૈન પ્રવચન કિરણાવલીના સોલમા પ્રકાશમા ત્રીજા ઉપાગ તરીકે ઓળખાતા શ્રી જીવાભિગમ સૂત્રનો પરિચય કહીશ આનુ જીવાભિગમ નામ વધારે પ્રસિદ્ધ છે કેટલાએક ગ્રથોમા 'જીવાજીવાભિગમ' આવુ બીજુ નામ પણ કહ્યુ છે પણ તે વધારે પ્રસિદ્ધ નથી ॥ ૧૨૬ ॥ અહી જીવનુ સ્વરૂપ ઘણુ વિસ્તારીને કહેલુ હોવાથી 'जीवाभिगम' નામ પ્રસિદ્ધ છે અને અજીવના ભેદ પ્રભેદોનુ પણ વર્ણન કર્યું છે, તેથી તે "जीवाजीवाभिगम" નામથી પણ ઓળખાય છે આ રીતે બને નામો ઘટી શકે છે ॥ ૧૨૭ ॥ ત્રીજા શ્રી સ્થાનાગ સૂત્રનુ આ શ્રી જીવાભિગ સૂત્ર ઉપાગ છે અહી પ્રશ્નોત્તર રૂપે પદાર્થોની પ્રરૂપણા કરી છે એજ પ્રમાણે શ્રી પ્રજ્ઞાપના સૂત્ર નામના ચોથા ઉપાગમા પણ પ્રશ્નોત્તર રૂપે પદાર્થોની પ્રરૂપણા કરી છે આ શ્રી જીવાભિગમ સૂત્રમા વિજય દેવની બીના (સૂર્યાભદેવની માફક) વિસ્તારથી જણાવી છે ને બાકીના ભાગમા જીવ અજીવની હકીકત

જણાવી છે. ॥ ૧૨૮ ॥ શ્રીનંદીસૂત્ર અને પાક્ષિકસૂત્ર વગેરે ગ્રંથોમાં આ સૂત્રને ઉત્કાલિક સૂત્રોમાં ગણ્યું છે. તથા આને શરૂઆતમાં અધ્યયન તરીકે કહ્યું છે, ને છેવટે સૂત્ર તરીકે પણ જણાવ્યું છે. તેમજ અહીં દ્રવ્યાનુયોગની બીના કહી છે. ॥ ૧૨૯ ॥ શ્રીસ્થવિર ભગવંતે પહેલા ટૂંકામાં અજીવના ભેદ પ્રભેદાદિનું વર્ણન કર્યું છે. તે પછી વિવિધ પ્રકારના જીવોના વિચારો વિસ્તારથી વર્ણવ્યા છે. ॥ ૧૩૦ ॥ અહીં છઠ્ઠા સૂત્રમાં સિદ્ધ અને સંસારી એમ બે ભેદોનું સ્વરૂપ કહીને સાતમા સૂત્રમાં મુક્ત એટલે સિદ્ધ ભગવંતોનું વર્ણન કર્યું છે. પછી આઠમા સૂત્રમાં અનુક્રમે નવ પ્રતિપત્તિઓ (અધ્યયન; વિભાગ) જણાવી છે. તેમાં જીવના બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દશ ભેદોનું વર્ણન ક્રમસર કર્યું છે. ૧૩૧

**સ્પષ્ટાર્થ**:—આ શ્રીજીવાભિગમ સૂત્ર ત્રીજું ઉપાંગ છે. અને એ જીવોનું અને અજીવોનું સ્વરૂપ વિસ્તારથી જાણવાનું અપૂર્વ સાધન છે. વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ મહારાજ વગેરે મહાપુરૂષોએ શ્રીજીવવિચારાદિ પ્રકરણ વગેરેની રચના કરી હતી, તે આ ત્રીજા ઉપાંગ વગેરેના આધારે જ કરી છે. એમ સ્પષ્ટ જણાય છે. શ્રીસ્થાનાંગ સૂત્રમાં ટૂંકામાં કહેલ જીવાદિની બીના અહીં વિસ્તારથી કહી છે. માટે જ આ સૂત્ર ત્રીજા અંગનું ઉપાંગ છે એમ જણાવ્યું છે. અહીં સંસારી જીવોનું સ્વરૂપ જણાવતાં સૂત્રકારે જે ૯ વિભાગો પાડયા છે, તે દરેકનું 'પ્રતિપત્તિ' નામ જણાવ્યું છે. જેમ બીજા આગમોમાં શતક ઉદ્દેશા વિગેરે તથા અધ્યયન, પ્રકાશ વગેરે જણાવ્યા છે, તેમ અહીં ગ્રંથાદિના વિભાગ રૂપ પ્રતિપત્તિ સમજવી.

**૧ પહેલી પ્રતિપત્તિ**—અહીં સંસારી જીવોના ૧ સ્થાવર અને ૨ ત્રસ. આ બે ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે.

**૨ બીજી પ્રતિપત્તિ**—અહીં ૧ સ્ત્રી ૨ પુરૂષ, ૩ નપુંસક આ રીતે ત્રણ ભેદોનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૩ ત્રીજી પ્રતિપત્તિ**—અહીં ૧ નારક, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવ આ રીતે સંસારી જીવોના ચાર ભેદો વિસ્તારથી વર્ણવ્યા છે.

**૪ ચોથી પ્રતિપત્તિ**—અહીં ૧ એકેન્દ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ તેઇંદ્રિય, ૪ ચતુરિન્દ્રિય, ૫ પંચેન્દ્રિય આ રીતે સંસારી જીવોના પાંચ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે.

**૫ પાંચમી પ્રતિપત્તિ**—અહીં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિ કાય અને ત્રસકાય આ રીતે ૬ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે.

**૬ છઠ્ઠી પ્રતિપત્તિ**—અહીં ૧ નારકો, ૨ તિર્યંચો, ૩ તિર્યંચિણીઓ; ૪ મનુષ્ય, ૫ ...યોની સ્ત્રીઓ, ૬ દેવો, ૭ દેવીઓ આ રીતે ૭ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે.

૭ **સાતમી પ્રતિપત્તિ**—અહીં ૧ પ્રથમસમયના નારકો ૨ અપ્રથમસમયના નારકો આ રીતે તિર્યંચોના, મનુષ્યોના અને દેવોના પણ બે બે ભેદો ગણીને સંસારી જીવોના ૮ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે

૮ **આઠમી પ્રતિપત્તિ**—અહીં ૧ થી ૫ પૃથ્વીકાય વગેરે પાંચ સ્થાવરોના પાંચ ભેદો ૬ થી ૮ ત્રણ વિકલેન્દ્રિય ( બેઇંદ્રિય તેઇંદ્રિય ને ચતુરિન્દ્રિય ) ના ત્રણ ભેદો, ૯ પંચેન્દ્રિય આ રીતે ૯ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે

૯ **નવમી પ્રતિપત્તિ**—અહીં ૧ પ્રથમસમયના એકેન્દ્રિયો, ૨ અપ્રથમસમયના એકેન્દ્રિયો આ રીતે દ્વીન્દ્રિયાદિ ચારે જીવોમા બે બે ભેદો ગણતા ૧૦ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે છેવટે સિદ્ધાદિનું સ્વરૂપ જણાવ્યું છે

અહીં ત્રીજી પ્રતિપત્તિમા બે ઉદ્દેશામા નારકનું ને બે ઉદ્દેશામા તિર્યંચનું વર્ણન કરીને ક્રમસર જંબૂદ્વીપ, દ્વીપ, સમુદ્રો અને જ્યોતિષ્ક દેવોનું વર્ણન કર્યું છે અંતે બે ઉદ્દેશામા વૈમાનિક દેવોનું વર્ણન કર્યું છે અહીં વિજય દેવનું વર્ણન વિસ્તારથી કરતા સૂત્રકારે રાજપ્રશ્નીયની ભલામણ કરી છે એટલે અહીં જે બીના ટૂંકામા જણાવી છે, તેનો વિસ્તાર બીજા ઉપાંગથી જાણવો એમ કહ્યું છે પછી બાકીની ચોથી પ્રતિપત્તિ વગેરે ૬ એ પ્રતિપત્તિઓમા પણ ત્રસાદિ જીવોમા ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાળ અને અલ્પબહુત્વની બીના જણાવી છે પ્રસંગે સ્ત્રીવેદમા પણ તે ચારે દ્વારો સમજાવ્યા છે અને કર્મભૂમિ આદિના મનુષ્યો, છપ્પન્ન અંતરદ્વીપના મનુષ્યો, દશ પ્રકારના કલ્પવૃક્ષો, જંબૂદ્વીપની જગતી, તેના દ્વારો વિજયદેવ, વિજય રાજધાની, વિજયદેવના કર્તવ્ય વગેરે, તેણે કરેલ પુસ્તક રત્નોનું વાચન, પ્રતિમાપૂજન, જિનેશ્વરની દાઢા વગેરેની પૂજા, અભ્યંતર પર્ષદાદિ ત્રણ પર્ષદાઓ, ઉત્તરકુરૂ, નીલવંત દ્રહ અને તેના કમળો, જંબૂપીઠ, જંબૂસુદર્શનવૃક્ષ, લવણસમુદ્ર, ધાતકી ખંડથી માંડીને સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના દ્વીપસમુદ્રો, તેના ચંદ્ર સૂર્યો, તે ચંદ્ર સૂર્યોના ચંદ્રદ્વીપ ને સૂર્યદ્વીપો, ચંદ્ર સૂર્યની રાજધાની, લવણસમુદ્રની સાથે બીજા સમુદ્રોનો મુકાબલો, લવણસમુદ્રની વેલા, કાલોદધિ આદિ વીશ પદાર્થો અને દેવદ્વીપાદિ આ બધાનું વર્ણન કરીને સર્વ દ્વીપ સમુદ્રાદિને ઉદ્દેશીને વર્ણન કર્યું છે અને ઇંદ્રિયોના વિષયાદિનું પણ સ્વરૂપ ટીકાકારે બહુજ સ્પષ્ટ સમજાવ્યું છે આ રીતે શ્રીજીવાભિગમ સૂત્રનો સાર ટૂંકમા જણાવીને હવે દરેક પ્રતિપત્તિનો પરિચય ટૂંકામા જણાવું છું

## ॥ શ્રી જીવાભિગમ સૂત્રની પહેલી તથા બીજી પ્રતિપત્તિનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં શરૂઆતમા અભિગમના ૧ અજીવ અભિગમ, ૨ જીવ અભિગમ આ બે ભેદમાના અજીવ અભિગમના બે ભેદોનું સ્વરૂપ કહીને જીવ અભિગમના અસંસારી (સિદ્ધ) જીવો અને સંસારી જીવો એમ બે ભેદોમાના સિદ્ધનું સ્વરૂપ ટૂંકામા જણાવીને સંસારી

જીવોનું સ્વરૂપ બહુ જ વિસ્તારથી ૯ પ્રતિપત્તિઓમાં જણાવ્યું છે. તેમાં પ્રથમ સ્થાવરના પાંચ ભેદો ને તે દરેકના સૂક્ષ્મ તથા બાદર ભેદો વિસ્તારથી સમજાવીને ત્રસ જીવોનું સ્વરૂપ જણાવ્યું છે. તેમાં બેઇંદ્રિય વગેરેનું અને નારક તિર્યંચ મનુષ્ય અને દેવના ભેદોનું, તથા સંમૂર્ચ્છિમ ગર્ભજ મનુષ્ય તિર્યંચોના ભેદોનું, તેમજ તિર્યંચ પંચેન્દ્રિયના જલચરાદિ ભેદોનું સ્વરૂપ વગેરે બીના જણાવીને અંતે ત્રસાદિ જીવોની ભવ સ્થિતિ વગેરેનું વર્ણન કર્યું છે. આ રીતે પહેલી પ્રતિપત્તિનો સંક્ષિપ્ત પરિચય જણાવી દીધો.

**૨ બીજી પ્રતિપત્તિમાં** જીવના ત્રણ ભેદોનું વર્ણન ક્રમસર કર્યું છે. તેમાં પહેલાં સ્ત્રીઓના ભેદો, અને સ્ત્રી વેદની સ્થિતિ વગેરેનું વર્ણન કરીને તિર્યંચોની સ્ત્રીઓની સ્થિતિ વગેરે (ભવસ્થિતિ, કાયસ્થિતિ, વિરહકાલ, અને અલ્પબહુત્વ)નું વર્ણન કર્યું છે. પછી સ્ત્રી-પણાની સ્થિતિના ભેદોનો વિચાર (સામાન્યથી અને વિશેષથી) બે પ્રકારે કહીને સ્ત્રીઓના (સ્ત્રીપણાના) વિવિધ પ્રકારના અંતર (આંતરાં) અને નાના મોટા (અલગ અલગ, અને સમુદિત ભેગા) અલ્પબહુત્વો તથા સ્ત્રી વેદની જૂદી જૂદી જાતની સ્થિતિઓ જણાવી છે. આજ ક્રમે પુરૂષના અને નપુંસકના ભવ સ્થિતિ વગેરેનું વર્ણન કરીને અંતે વેદોની વિવિધ પ્રકારની સ્થિતિઓનું અને તે વેદોના અલ્પબહુત્વ વગેરેનું સ્વરૂપ જણાવ્યું છે. અહીં બીજી પ્રતિપત્તિનો સંક્ષિપ્ત પરિચય પૂર્ણ થાય છે.

### ॥ શ્રી જીવાભિગમ સૂત્રની ત્રીજી પ્રતિપત્તિનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં સંસારી જીવોના નારકાદિ ચાર ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવવાની ભાવનાવાળા સૂત્રકારે પહેલાં નરક સ્થાનાદિનું વર્ણન આ રીતે કર્યું છે. ૧ નરક પૃથ્વીના (રત્નપ્રભા વગેરે) ૭ ભેદો અને ૨ નામ અને ગોત્રનું વર્ણન કરીને તે દરેક નરક પૃથ્વીઓની જાડાઇ, અને કાંડ તથા નરકાવાસા તેમજ તેના આધારભૂત ઘનોદધિ વગેરેનું સ્વરૂપ સમજાવ્યું છે. પછી કાંડાદિનું આંતરૂં, અને રત્નપ્રભાદિના સંસ્થાન, તથા તેની અને અલોકની વચ્ચેનું આંતરૂં વગેરે બીના કહી છે. ત્યાર બાદ ઘનોદધિ વગેરેની જાડાઈ કહીને રત્નપ્રભાદિમાં સર્વ જીવાદિની ઉત્પત્તિને અંગે જરૂરી હકીકત જણાવી છે. પછી રત્નપ્રભાદિના શાશ્વતતાદિ (શાશ્વતપણું અશાશ્વતપણું, આ બે) નો નિર્ણય જણાવીને તે રત્નપ્રભાદિના અલ્પબહુત્વો કહ્યાં છે.

પછી નરકાવાસ, તે સર્વેના સંસ્થાન અને વર્ણાદિ, તથા મોટાપણું (ઉંચાઈ, લંબાઇ વગેરે) વર્ણવીને ઉપજવાની સંખ્યા અને અવગાહના કહી છે. પછી નારક જીવોના દેહના સંઘયણ સંસ્થાન વગેરે તથા શ્વાસ આહાર લેશ્યા દૃષ્ટિ જ્ઞાન અજ્ઞાન યોગ ઉપયોગ સમુદ્ઘાત વગેરેનું વર્ણન કરીને તેમને અંગે ભૂખ તરસની બીના કહી છે. પછી તેમના આયુષ્ય ઉદ્વર્ત્તનાની બીના કહીને નરકસ્થાનોના સ્પર્શાદિનો વિચાર વગેરે પદાર્થોનું વર્ણન કર્યું છે. આ રીતે નારકનો અધિકાર પૂરો કરીને તિર્યંચનો અધિકાર શરૂ કર્યો છે. તેમાં તિર્યંચોના અને

તિર્યંચોની યોનિઓના તથા તિર્યંચ સ્ત્રી પુરૂષોના ભેદ વગેરેનુ વર્ણન વિસ્તારથી કરીને મનુષ્યોનુ વર્ણન કરતા તેમના અને સમૂર્ચ્છિમ ગર્ભજ મનુષ્યોના તથા ૫૬ અતરદ્વીપના મનુષ્યોના ભેદાદિનુ વર્ણન વિસ્તારથી કર્યું છે પછી દેવોનુ સ્વરૂપ જણાવતા ભુવનપતિ દેવોના ભેદો અને ભવનો, તથા અસુરકુમારાદિમાના દરેકના ભવનો, તેમજ ચમરેન્દ્રાદિની પર્ષદાઓ કહીને ઉત્તર દિશાના અને દક્ષિણ દિશાના અસુરકુમારાદિના તથા વ્યતર ને વાનમતર દેવોના ભવનાદિનુ તેમજ જ્યોતિષ્ક દેવોના વિમાનાદિનુ વર્ણન કર્યું છે પછી અનુક્રમે તિર્છા લોકના દ્વીપ સમુદ્રો, અને તે બધાના આકાર વગેરેનુ તથા પદ્મવરવેદિકા, વનખડો તેમજ વિજયદ્વાર જબૂદ્વીપના વિજયદ્વાર, તેના તોરણ ને ચક્રાદિનુ વર્ણન કર્યું છે પછી વિજયદેવ, તેની રાજધાની વિજયદેવની સભા, માણવકસ્તભ, દેવશયનીય, સિદ્ધાયતનાદિ, વિજયદેવનો અભિષેક, વિજયદેવે કરેલી જિન પૂજા, વિજયદેવના તાબાના દેવાદિના આયુષ્ય વગેરે, આ બધાનુ વર્ણન કર્યું છે પછી વૈજયતદ્વાર, તેનુ આતરૂ, અને ઉત્તરકુરૂ, યમકપર્વત, નીલવદ્દ્રહ તથા કાચનપર્વત જબૂપીઠ, જબૂવૃક્ષ, તેમજ જબૂદ્વીપના ચદ્ર સૂર્યો આ બધાનુ ક્રમસર વર્ણન કર્યું છે પછી લવણસમુદ્ર, તેના ચદ્રાદિ, અને તેની વેલાની વૃદ્ધિ, તથા વેલધર પર્વત, અનુવેલધર પર્વત, તેમજ ગૌતમ દ્વીપનુ વર્ણન કર્યું છે પછી ધાતકીખડના અને કાલોદધિના ચદ્ર સૂર્યાદિનુ વર્ણન કરીને કાલોદધિથી આગળના દ્વીપ સમુદ્રોનુ અને દેવદ્વીપાદિનુ તથા ચદ્રદ્વીપ સૂર્યદ્વીપાદિનુ તેમજ લવણ સમુદ્રની ઉડાઈ સહિત ઉચાઇનુ વર્ણન કર્યું છે પછી લવણ સમુદ્રના ગોતીર્થનુ અને તેની પહોળાઇનુ વર્ણન કરીને અનુક્રમે ધાતકીખડ, કાલોદધિ પુષ્કરવરદ્વીપ, સમયક્ષેત્ર ( અઢીદ્વીપ ) ને માનુષોત્તરગિરિનુ વર્ણન કરીને અઢીદ્વીપની બ્હારના ને અદરના ચદ્રાદિનુ ઉર્ધ્વોપપન્નપણુ વગેરે બીના જણાવી છે પછી અનુક્રમે પુષ્કરવર, વારૂણીવર, ક્ષીરવરાદિ દ્વીપાદિનુ વર્ણન કરીને આઠમા નદીશ્વરદ્વીપાદિ અને ત્રિપ્રત્યવતારવાળા સમુદ્રો, તથા સરખા નામવાળા અસખ્યાતા દ્વીપોનુ વર્ણન કર્યું છે પછી લવણ સમુદ્રાદિના પાણીના સ્વાદ, માછલા વગેરે, દ્વીપ સમુદ્રોનુ પ્રમાણ, ચદ્રાદિની નીચે ઉપર અને સમલાઈનમા રહેલા તારાઓ તથા ચદ્રાદિના ગ્રહાદિ પરિવાર વગેરેનુ વર્ણન કરીને મેરૂની અને લોકાતની વચ્ચેનુ આતરૂ જણાવ્યુ છે પછી ચદ્રાદિના સસ્થાન અને વિમાનની લબાઇ વગેરે તથા ચદ્રાદિના વાહન અને ચદ્રાદિમા કોની મદ ગતિ ને કોની શીઘ્ર ગતિ? તથા કોણ અલ્પ ઋદ્ધિવાળા? ને કોણ મહર્દ્ધિક? તેમજ તારામા માહોમાહે આતરૂ કહીને ચદ્ર સૂર્યની અગ્રમહિષીઓ ને દેવીઓ તથા તે બધાના આયુષ્ય તેમજ ચદ્રાદિનુ અલ્પ બહુત્વ વગેરે જણાવ્યું છે આ રીતે જ્યોતિષ્કની બીના પૂર્ણ કરીને વૈમાનિક દેવોના ભેદો, અને શક્રની પર્ષદા તથા વિમાનોના આધારભૂત પદાર્થો, તેમજ વિમાન પૃથ્વીની જાડાઇ વગેરેનુ વર્ણન કરીને વિમાનોની ઉચાઈ અને તેમના સસ્થાન લબાઈ વગેરેનુ વર્ણન કર્યું છે પછી વૈમાનિક દેવોના સઘયણ, સસ્થાન, વર્ણાદિ, અવધિજ્ઞાન, સમુદ્ઘાત, વિભૂષા, કામભોગ, આયુષ્ય, ઉદ્વર્ત્તના, અલ્પ બહુત્વ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

**॥ આ રીતે શ્રી જીવાભિગમ સૂત્રની ત્રીજી પ્રતિપત્તિનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

**૪ ચોથી પ્રતિપત્તિમાં**—એકેન્દ્રિયાદિ જીવોના ભેદો, આયુષ્ય અને આંતરૂં તથા અલ્પ બહુત્વ વગેરેનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે.

**૫ પાંચમી પ્રતિપત્તિમાં**—પૃથ્વીકાયાદિ જીવોના ૬ ભેદો આયુષ્ય અને કાયસ્થિતિ તથા અલ્પ બહુત્વ કહીને સૂક્ષ્મ પૃથ્વી વગેરેનું આયુષ્ય, કાયસ્થિતિ, આંતરૂં અને અલ્પબહુત્વ કહીને બાદર પૃથ્વીકાયાદિની એ જ આયુષ્યાદિ ૪ બાબતો વિસ્તારથી વર્ણવી છે. અંતે નિગોદનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે.

**૬ છઠ્ઠી પ્રતિપત્તિમાં**—નારક જીવાદિ ૭ પ્રકારના જીવોના આયુષ્યાદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૭ સાતમી પ્રતિપત્તિમાં**—પ્રથમ સમયના નારક જીવાદિ ૮ પ્રકારના જીવોનુ વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૮ આઠમી પ્રતિપત્તિમાં**—પૃથ્વીકાયાદિ ૯ જીવોના આયુષ્યાદિ ૪ પદાર્થોનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૯ નવમી પ્રતિપત્તિમાં**—પ્રથમ સમય અપ્રથમ સમયના એકેન્દ્રિયાદિ દશ પ્રકારના જીવોને ઉદ્દેશીને આયુષ્યાદિ ૪ બાબતો વિસ્તારથી સમજાવી છે. પછી સિદ્ધાદિનું વર્ણન કરીને સંસારી જીવોને ઉદ્દેશીને કષાય, લેશ્યા, જ્ઞાન, આહારકપણાની ને અનાહારકપણાની સ્થિતિ અને સમ્યગ્દૃષ્ટિ આદિનું વર્ણન કર્યું છે. પછી સર્વ જીવોમાં જૂદી જૂદી રીતે ત્રિવિધ-પણું જણાવીને ચક્ષુર્દર્શનાદિની અપેક્ષાએ જીવો ચાર પ્રકારના છે. એમ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી સર્વ જીવોના સાત પ્રકારોનું વર્ણન કરતાં કાય અને લેશ્યાનું પણ વર્ણન કર્યું છે. તે પછી આઠ પ્રકારે જણાવતાં જ્ઞાન અને અજ્ઞાનની બીના તથા તિર્યંચ વગેરેની યોનિના ભેદો વર્ણવીને નવ પ્રકારો અને દશ પ્રકારો પણ જૂદી જૂદી રીતે વિસ્તારથી સમજાવ્યા છે આ રીતે નવે પ્રતિપત્તિયોનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો.

॥ શ્રી જીવાભિગમ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો સોલમો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

# ॥ સત્તરમો પ્રકાશ ॥

## ૪ ઉપાંગ શ્રી પ્રજ્ઞાપના (પણ્ણવણા) સૂત્રનો પરિચય

॥ आर्या ॥

पण्णवणोवगस्सह, परिचयलेस जहासुय वुच्छ ॥
समवायगोवग, सिरिआरियसामसिद्धकिई ॥ १३२ ॥

दव्वाणुओगकलिय, पाइयभासा पसण्णपयरयण ॥
गुरुय छत्तीसपय, णिस्सद दिट्ठिवायस्स ॥ १३३ ॥

अज्झयण सुयरयण, सत्तपयत्थोवएसग छेसा ॥
पण्हुत्तररूवेण, परूवणा पवरबोहदया ॥ १३४ ॥

१ २ ३ ४ ५
पण्णवणा ठाणपय, बहुवत्तव्व ठिई विसेसपय ॥
६ ७ ८ ९ १०
वुक्क तूसासपय, सण्णा जोणी तहा चरम ॥ १३५ ॥

११ १२ १३ १४
भासा देहपयाइ, परिणामपय तहा कसायपय ॥
१५ १६ १७ १८ १९
इंदिय पओग छेसा, कायठिइपय च सम्मत्त ॥ १३६ ॥

२० २१ २२ २३
अतकिरिया पयमवगा-हणापय किरिय कम्मपयमवर ॥
२४ २५ २६ २७ २८
बधग वेयग वेय ब-धगाइ तह वेयवेयगाहार ॥ १३७ ॥

२९ ३० ३१ ३२ ३३
उवओगो पासणया, सण्णा संजमपय तहोहिपय ॥
३४ ३५ ३६
पवियारणापय वे-यणा समुग्घायपयमते ॥ १३८ ॥

सिरिहरिभद्दविरइय, प्पएसवक्खाणुसार विहवित्ती ॥
मलयगिरीया कुम्म-रणावचुण्णी य संगहणी ॥ १३९ ॥

જીવો અને સમાન્યથી જીવોનું અલ્પબહુત્વ જણાવ્યું છે. પછી ક્ષેત્ર અને ગતિની અપેક્ષાએ અલ્પબહુત્વ કહીને દેવો અને એકેન્દ્રિયોનું અલ્પબહુત્વ, અને ક્ષેત્રને અનુસારે વિકલેન્દ્રિય, પંચેન્દ્રિય, પૃથ્વ્યાદિ, ત્રસકાય તથા આયુષ્યના બાંધનાર વગેરે જીવોનું અલ્પબહુત્વ જણાવ્યું છે. પછી ક્ષેત્ર અને દિશાની અપેક્ષાએ પુદ્ગલ દ્રવ્યોનું, અને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવનું તથા ૯૯ ભેદોવાળા જીવો (મહાદંડક)નું અલ્પબહુત્વ જણાવ્યું છે.

**૪ સ્થિતિપદમાં**–પૂર્વે કહેલા તમામ જીવોનું આયુષ્ય જણાવ્યું છે. તેમાં ૧ સામાન્યથી નારક જીવો, ૨ પર્યાપ્ત અપર્યાપ્ત રત્નપ્રભાદિના નારકો, ૩ સમુદિતદેવો, ૪ દરેક નિકાયના દેવો, ૫ પૃથ્વી વગેરે પાંચ જીવો, ૬ બેઇંદ્રિયાદિ ત્રણ, ૭ જલચરાદિ સમુદિત જીવો ૮ અને તે દરેક તિર્યંચો, ૯ મનુષ્યો. આ બધા જીવોનું આયુષ્ય જણાવ્યું છે.

**૫ વિશેષ (પર્યાય) પદમાં**–જીવોના અને અજીવોના પર્યાયોનું વર્ણન વિસ્તારથી કર્યું છે. તેમાં અનુક્રમે નારક, અસુરકુમારાદિ, પૃથ્વીકાયાદિ, દ્વીન્દ્રિયાદિ, પંચેન્દ્રિય, મનુષ્ય, વાનવ્યંતર દેવોના પર્યાયો કહીને તેજ જીવોના જઘન્યાદિ અવગાહનાની અપેક્ષાએ પર્યાયોનું સ્વરૂપ કહ્યું છે. પછી રૂપી અજીવોના અને દ્રવ્ય પ્રદેશ તથા અવગાહના સ્થિતિની અપેક્ષાએ પરમાણુ વગેરેના, તથા જઘન્યાદિ પ્રદેશવાળા સ્કંધાદિના પર્યાયો વિસ્તારથી વર્ણવ્યા છે.

**૬ વ્યુત્ક્રાંતિપદમાં**–૨૪ દંડકોમાં ઉપજનારા જીવોની અને ત્યાંથી નીકળનારા જીવોની બીના કહી છે. તેમાં ચાર ગતિમાં જીવોને ઉપજવાનો વિરહકાલ, એજ બીના રત્નપ્રભાદિમાં કહીને ત્યાંથી દરેક સમયે કેટલા જીવો નીકળે છે તે હકીકત વિસ્તારથી સમજાવી છે. તે પછી ૧ સાંતર (આંતરે આંતરે) ઉપજવું ને નિરંતર ઉપજવું, ૨ સાંતર ઉદ્વર્ત્તના અને નિરંતર ઉદ્વર્ત્તના, ૩ નરકમાં દરેક સમયે કેટલા જીવો ઉપજે ? ૪ કયા જીવો નરકમાં આવે ? આ હકીકત સ્પષ્ટ સમજાવીને અસુરકુમાર, પાંચ સ્થવર, વિકલેન્દ્રિય, પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્ય તથા ચાર પ્રકારના દેવોમાં ઉપપાત અને ઉદ્વર્ત્તનાની બીના કહીને પરભવના આયુષ્યને બાંધવાનો વિચાર અને આયુર્બંધના ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે.

**૭ ઉચ્છ્વાસપદમાં**–દંડકોના ક્રમ, શ્વાસોચ્છવાસની બીના અને તે (ઉછવાસ) નો વિરહ કાલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

**૮ સંજ્ઞાપદમાં**–દશ સંજ્ઞાનું સ્વરૂપ, દંડકના ક્રમે આહારાદિ સંજ્ઞાવાળા જીવોનું અલ્પબહુત્વ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

**૯ યોનિપદમાં**–યોનિપદના ભેદો, અને નારકાદિમાં યોનિના શીતાદિ ભેદોની વહેંચણી તથા સચિત્તાદિ ભેદોની વહેંચણી કરીને સંવૃત યોનિ આદિ ત્રણ ભેદોનું સ્વરૂપ કહ્યું છે. પછી મનુષ્યોમાં કૂર્મોન્નતા યોનિ વગેરે ત્રણ ભેદોની વહેંચણી કરતાં પ્રસંગે બીજી પણ ઘણી બીના ટીકાકારે વિસ્તારથી કહી છે.

**૧૦ ચરમાચરમ (ચરમ) પદમા**—નરક સ્થાનોમા તથા રત્નપ્રભાદિમા ચરમતાની (ચરમપણા) અને અચરમતાની બીના સમજાવીને ચરમ અચરમ જીવોનુ અને અલોકાદિનુ ચરમાદિ ભેદે અલ્પબહુત્વ કહીને પરમાણુમા અને દ્વિપ્રદેશિક સ્કધાદિમા ચરમતાદિની હકીકત સ્પષ્ટ સમજાવી છે પછી સસ્થાનના ભેદો કહીને જીવાદિમા ચરમતાદિનુ સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

**૧૧ ભાષા પદમા**--સત્યાદિ ભાષાનુ સ્વરૂપ જણાવ્યુ છે તેમા ભાષાના અવધારિણી ભાષા વગેરે ભેદોનુ સ્વરૂપ અને એક વચન વગેરે ૧૬ વચનો તથા સામાન્યથી ભાષાના કારણો તેમજ સત્ય ભાષા વગેરે ભાષાના પ્રકારો વિસ્તારથી સમજાવ્યા છે પછી ભાષક અભાષકનુ સ્વરૂપ અને નારકાદિ દડકોમા ભાષાના ભેદોની વ્હેચણી, તથા ભાષાની ઉત્પત્તિનો કારણો, તેમજ ભાષા દ્રવ્યોને ગ્રહણ કરવાનો અને ભાષારૂપે પરિણામ પમાડીને છોડવાનો વિચાર આ બધી બીના વિસ્તારથી સમજાવી છે પછી ભાષા વર્ગણાના પુદ્ગલોના ગ્રહણ અને નિસર્ગના સાતર અને નિરતર ગ્રહણાદિ ભેદોનુ સ્વરૂપ અને ભાષા દ્રવ્યાદિના ભેદો તથા ૧૬ વચનોનુ સ્વરૂપ કહીને છેવટે સત્ય ભાષકાદિનુ અલ્પબહુત્વ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

**૧૨ શરીર પદમા**—શરીરના ભેદો, અને પ્રભેદો તથા તેમની દડકોમાં પ્રરૂપણા, તેમજ ઔદારિકાદિની સખ્યા કહીને તે સખ્યાનો વિચાર નારકાદિ દડકોને લક્ષ્યમા રાખીને પ્રશ્નોત્તર રૂપે સ્પષ્ટ સમજાવ્યો છે અહીં ટીકાકારે ગર્ભજ મનુષ્યોની સખ્યા વગેરેનુ વર્ણન બહુ જ સરલ પદ્ધતિએ કર્યું છે

**૧૩ પરિણામ પદમા**—(૧) પરિણામના બે ભેદનુ, (૨) જીવના પરિણામના ગતિ વગેરે ૧૦ ભેદોનુ સ્વરૂપ, (૩) અજીવ પરિણામના બધ પરિણામ વગેરે દશ ભેદોનુ સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

**૧૪ કષાય પદમા**-કષાયના ભેદો, તેની ઉત્પત્તિના કારણો, અને ક્રોધાદિના ભેદો તથા કર્મોના બધાદિમાં કષાયોની મુખ્યતા ( કારણપણું ) વગેરે બીના બહુજ વિસ્તારથી સમજાવી છે

**૧૫ ઇંદ્રિયપદમા**—સ્પર્શેન્દ્રિયાદિ પાચ ઇંદ્રિયોમા સસ્થાનાદિ ૧૯ દ્વારોનો વિચાર અને તે દરેક ઇંદ્રિયાદિના પ્રદેશો તથા તેની જાડાઈ કહીને અવગાહના અને અલ્પબહુત્વ કહ્યુ છે પછી નારકાદિ દડકોમા ઇંદ્રિયાદિનુ વર્ણન, અને સ્પૃષ્ટ શબ્દાદિનુ સ્વરૂપ તથા દરેક ઇંદ્રિયના વિષયનુ પરિમાણ તેમજ અત્યનિર્જરા તથા પુદ્ગલોના જ્ઞાન (જાણવું) વગેરેને અગે પ્રશ્નોત્તરો કહીને ચાટલા વગેરેની છાયાનુ સ્વરૂપ, અને અવગ્રહાદિનુ તથા દ્રવ્યેન્દ્રિયોનુ

અને ભાવેન્દ્રિયોનું સ્વરૂપ કહ્યું છે. પછી નારકાદિ જીવોને ભૂતકાલમાં પ્રાપ્ત થયેલી તેણને ઈંદ્રિયોની સંખ્યા અને વર્તમાન તથા ભાવી ઈંદ્રિયોની સંખ્યા વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

**૧૬ પ્રયોગપદમાં**–પ્રયોગના ભેદો, તેની નારકાદિ દંડકોમાં વ્હેંચણી, વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

**૧૭ લેશ્યાપદમાં**–સમાન (સરખો) આહાર વગેરે ૭ દ્વારોનું અને લેશ્યાનું સ્વરૂપ, તથા સમકર્મત્વ સમક્રિયત્વાદિની બીના કહીને અસુરકુમારાદિમાં આહારાદિ નવ પદોની બીના અને સમવેદનાદિની બીના તથા લેશ્યાના ભેદો તેમજ નારકાદિમાં તેની વ્હેંચણી વગેરે બીના વિસ્તારથી જણાવી છે. પછી લેશ્યા વગેરે આઠનું અને લેશ્યાવાળા નારક તિર્યંચ મનુષ્ય અને દેવોનું અલ્પબહુત્વ કહીને જણાવ્યું છે કે કૃષ્ણાદિ લેશ્યાવાળા નારકો પોતાના અવધિજ્ઞાનાદિની તરતમતાને લઈને ( ઓછા વધતાપણાને લઈને ) અવધિજ્ઞાનની હદ પ્રમાણે ક્ષેત્રાદિને જાણે. પછી કેટલા જ્ઞાનની હયાતિમાં કઈ કઈ લેશ્યાઓ હોય ? આનો સ્પષ્ટ ખુલાસો કરીને લેશ્યાના પરિણામનું લક્ષણ અને તેના વર્ણ ગંધ રસ ને સ્થાનનું સ્વરૂપ જણાવ્યું છે. અહીં યોગ્ય પ્રસંગે ટીકાકારે દેવ નારકની લેશ્યામાં તફાવત જણાવીને બીજા બે મતોનું ખંડન કરીને જણાવ્યું કે લેશ્યાનો અને યોગનો અન્વય વ્યતિરેક હોવાથી યોગ પરિણામ રૂપ લેશ્યા છે.

**૧૮ કાયસ્થિતિપદમાં**–કાયસ્થિતિનું સ્વરૂપ જણાવીને ચોવીશે દંડકોના જીવોની કાયસ્થિતિ યોગદ્વારાદિ દ્વારોને જણાવવા પૂર્વક વર્ણવી છે. પહેલાં જેવી સ્થિતિ (સ્વરૂપ) હતી તેવી સ્થિતિનું નિરંતરપણે જે થવું તે કાયસ્થિતિ કહેવાય. જેમ પૃથ્વીકાય મરીને આંતરાં રહિતપણે પૃથ્વીકાયજ થાય વગેરે.

**૧૯ સમ્યક્ત્વપદમાં**–નારકાદિ દંડકોમાં સમ્યગ્દૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિપણાના વિચારો જણાવ્યા છે.

**૨૦ અંતક્રિયા પદમાં**–જીવમાં અને નારકાદિ દંડકોમાં અંતક્રિયાના વિચારો વર્ણવ્યા છે. પ્રસંગે તીર્થંકરપણું વગેરેની પ્રાપ્તિના કારણાદિની બીના સ્પષ્ટ સમજાવી છે. અને નારકાદિ ભવમાંથી નીકળેલા જીવોને ઉદ્દેશીને ધર્મ શ્રવણાદિની બીના તથા તીર્થંકરત્વાદિના તેમજ ચક્રવર્ત્તિત્વાદિના વિચારો જણાવ્યા છે. અંતે દેવાદિના ઉપપાતની અને અસંજ્ઞીના આયુષ્યના ભેદોની બીના સ્પષ્ટ સમજાવી છે.

**૨૧ અવગાહના (સંસ્થાન) પદમાં**—નારકાદિ જીવોના શરીરોની ઉંચાઈનું પ્રમાણ જણાવ્યું છે. તેમાં વિધિ, પ્રમાણ, સંસ્થાનાદિની બીના, શરીરના ભેદો, અને વૈક્રિય આહારક તૈજસ કાર્મણ શરીરના ભેદ, સંસ્થાન અને અવગાહના કહીને દ્રવ્યાદિની અને જઘન્યાવગાહનાદિની અપેક્ષાએ ઔદારિકાદિ શરીરોનું અલ્પબહુત્વ વિસ્તારથી સમજાવ્યું છે.

**૨૨ ક્રિયાપદમા**—ક્રિયાના પાચ ભેદો, અને કર્મોના બધમા તેની કારણતા, તથા નારકાદિ દડકોમા ક્રિયાના વિચારો, તેમજ ક્રિયા સવેદ કહીને ક્રિયાઓનો સહભાવ (એક ક્રિયાની હયાતિમા બીજી ક્રિયાઓનુ હોવાપણુ), અને હિંસાદિના ત્યાગના કારણો, તથા હિંસાને તજનારા જીવોને કર્મબધની ઓછાશ વિસ્તરથી સમજાવી છે પછી કહ્યુ કે વિરતિવાળા જીવોને ક્રિયા નિમિત્તે થતો કર્મબધ ન હોય

**૨૩ કર્મપ્રકૃતિ પદમા**—કર્મપ્રકૃતિના ભેદો, બધ, અને ઉદય, તથા સ્થિતિ કહીને એકેન્દ્રિયાદિ જીવોને બાધવા લાયક કર્મ સ્થિતિ જણાવી છે પછી આઠે કર્મોના જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ બધનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે

**૨૪ કર્મબધ પદમા**—કર્મોના બધનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે એટલે એક કર્મપ્રકૃતિના બધ કાલે બીજા કયા કયા કર્મો બધાય ? આ પ્રશ્નનો ખુલાસો દડકોના ક્રમે વિસ્તારથી કર્યો છે

**૨૫ કર્મવેદ પદમા**—એક કર્મપ્રકૃતિના બધ કાલે બીજા કયા કયા કર્મોનો ઉદય હોય ? આ હકીકતને દડકના ક્રમે વિસ્તારથી જણાવી છે

**૨૬ વેદબધ પદમા**—એક કર્મપ્રકૃતિના ઉદયકાલે બીજા કયા કયા કર્મો બધાય ? આ હકીકતને દડકોના ક્રમે વિસ્તારથી સમજાવી છે

**૨૭ વેદવેદપદમા**—એક કર્મપ્રકૃતિના ઉદય કાલે બીજા કયા કયા કર્મોનો ઉદય હોય ? આ હકીકતને દડકોના ક્રમે વિસ્તારથી સમજાવી છે

**૨૮ આહારપદમા**—નારકાદિ દડકોના ક્રમે જીવોના સૂચિતાહારાદિની બીના વિસ્તારથી સમજાવી છે તેમા દેવ મનુષ્ય તિર્યચ અને નારકોના આહારનુ સ્વરૂપ અને ઓજ આહાર, લોમાહાર તથા કવલાહારનુ સ્વરૂપ કહીને આહારને અગે ૧૩ દ્વારો વર્ણવ્યા છે પછી સામાન્યથી જીવોની અને સલેશ્યાદિ સ્વરૂપવાળા જીવોના આહારકત્વાદિની બીના અને ગતિ વગેરેમા પણ આહારકત્વાદિની હકીકત વિસ્તારથી સમજાવી છે

**૨૯ ઉપયોગપદમા**—નારકાદિ દડકોમા સાકાર અનાકાર (૧૨) ઉપયોગની વ્હેચણી વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

**૩૦ પશ્યત્તાપદમા**—નારકાદિ દડકોમા સાકાર અનાકાર પશ્યત્તાનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવીને કેવલી ભગવતને એક સમયે એક ઉપયોગ હોય આ બીના સ્પષ્ટ જણાવી છે

**૩૧ સજ્ઞાપદમા**—નારકાદિ દડકોમા આહારસજ્ઞાદિના વિચારો જણાવો જીવો કઈ સજ્ઞાથી સજ્ઞી કહેવાય ? વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે

૩૨ સંયતપદમાં—નારકાદિ દંડકોમાં સંયતત્વાદિની બીના પ્રશ્નોત્તર રૂપે વિસ્તારથી સમજાવી છે.

૩૩ અવધિપદમાં—અવધિજ્ઞાનના ભેદ, વિષય, સ્વરૂપ, સંસ્થાનાદિનું વર્ણન વિસ્તારથી કરતાં તેના બે ભેદો અને સ્વામી જણાવ્યા છે. પછી નારકાદિ જીવોને ઉદ્દેશીને અવધિજ્ઞાનનું પ્રમાણ અને આકાર કહીને તેના ૯ ભેદો વગેરેનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે.

૩૪ પ્રવીચારપદમાં—અનંતરાગત આહારાદિ ૭ દ્વારોનું વર્ણન કરીને તે બીના નારકાદિ જીવોમાં ઘટાવી છે પછી નારકાદિ જીવોના આહાર પુદ્ગલ, અને જ્ઞાનાદિનું વર્ણન વિસ્તારથી કરીને દેવોના કાયપ્રવીચારત્વાદિનું વર્ણન કર્યું છે. છેવટે કાયપ્રવીચારાદિવાળા દેવોનું અલ્પબહુત્વ વગેરે હકીકત પણ સ્પષ્ટ સમજાવી છે. પ્રવીચાર એટલે ભોગ સેવા.

૩૫ વેદના પદમાં—વેદનાનું સ્વરૂપ કહીને તેના જૂદી જૂદી રીતે જે જે ભેદો થાય છે, તે તે ભેદો કહ્યા છે. પછી નારકાદિ દંડકોના ક્રમે તે ભેદોની ભાવના ( ઘટના; વ્હેંચણી ) વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે.

૩૬ સમુદ્ઘાતપદમાં—૭ સમુદ્ઘાતોનું સ્વરૂપ, સ્વામી, કાલ, વગેરે બીના કહીને નારકાદિ જીવોમાં સમુદ્ઘાતોની વ્હેંચણી, અતીત અનાગત સમુદ્ઘાત, વેદનાદિ, સમુદ્ઘાતનું વર્ણન, અને વેદનાદિ સમુદ્ઘાતવાળા જીવોનું જૂદું જૂદું તથા ભેગું અલ્પબહુત્વ કહીને કેવલી સમુદ્ઘાતનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. પછી યોગ નિરોધનું અને સિદ્ધ ભગવંતનું સ્વરૂપ વગેરે હકીકતો પણ ટીકાકારે વિસ્તારથી સમજાવી છે. છેવટે ટીકાકારે પ્રશસ્તિમાં પોતાનું નામ વગેરે બીના કહી છે. આ રીતે શ્રીપ્રજ્ઞાપના સૂત્રનો સંક્ષિપ્ત પરિચય જાણવો.

॥ શ્રી પ્રજ્ઞાપના સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો સત્તરમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐

卐

## ॥ અઢારમો પ્રકાશ ॥

### ॥ ૫ ઉપાંગ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિનો અને ૭ ઉપાગ ચ દ્રપ્રજ્ઞપ્તિ સૂત્રનો પરિચય ॥

॥ आर्या ॥

अट्ठारसप्पयासे, रविससिपण्णत्तिपरिचय वुच्छं ॥
संखेवा वमुवग, त्रिण्णेय सिरिमगवईए ॥ १४० ॥

जत्थ य रित्थाराओ, परूविया सूरियस्स पण्णवणा ॥
सा सूरियपण्णत्ती, खगोलतत्तत्थ बोहदय ॥ १४१ ॥

कालियमेय सुत्त, दुगुणा दस पाहुडा तहा पढमे ॥
अट पाहुडपाहुडया तीए दसमे तिवावीसा ॥ १४२ ॥

चंदस्स पण्णवणा, नहुत्यथेसु कयत्थसरिसत्ता ॥
थोजो अत्यत्रिभेओ, तहावि सिरिचंदपण्णत्ती ॥ १४३ ॥

सत्तमुवग सातग-सुत्तस्स परूविय गणहरेहिं ॥
जत्थ कया पण्णवणा, ससिणो सा चंदपण्णत्ती ॥ १४४ ॥

णिज्जुत्ती विच्छिन्ना, पंचमुवगस्स तेण सुत्ताण ॥
वित्ति करेमि दोण्ह, वित्ती सिरिमलयगिरिरइया ॥ १४५ ॥

શબ્દાર્થ —હવે હુ શ્રીજૈન પ્રવચન કિરણાવલીના અઢારમા પ્રકાશમા ૫ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ ઉપાગનો અને ૭ શ્રીચદ્રપ્રજ્ઞપ્તિ ઉપાગનો પરિચય ટૂકામા કહીશ. શ્રીભગવતી સૂત્રનુ આ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્ર ઉપાગ છે ॥ ૧૪૦ ॥ જેમા સૂર્યની (અને ગ્રહાદિની) બીના કહી છે તે સૂર્યપ્રજ્ઞપ્તિ કહેવાય ખગોળનુ ખરૂ રહસ્ય જણાવનારૂ આ પાચમુ ઉપાગ છે ॥ ૧૪૧ ॥ આ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્ર કાલિક સૂત્ર કહેવાય છે તેમા ૨૦ પ્રાભૃતો છે તેમા પહેલા પ્રાભૃતમા ૮ પ્રાભૃતપ્રાભૃતો છે, અને બીજા પ્રાભૃતમા ૩ પ્રાભૃતપ્રાભૃતો, તથા દશમા પ્રાભૃતમા ૨૨ પ્રાભૃતપ્રાભૃતો કહ્યા છે ॥ ૧૪૨ ॥ આ સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રમા "બન્નેમા (સૂર્યમા અને ચદ્રમા) ઘણી બીના સરખી રીતે ઘટતી હોવાથી ઘણા સ્થલોમા ચદ્રની પણ ઘણી હકીકતો જણાવી છે તેથી બન્નેની ગ્રન્થ રચનામા બહુ ફેરફાર જણાતો નથી ફક્ત આયુષ્ય, વિમાનોની સખ્યા વગેરેમા જ જૂદાઇ છે છતા ચદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રને શ્રીઉપાસક દશાગ સૂત્રના ઉપાગ

તરીકે જણાવ્યું છે, તે વ્યાજબી જ છે. કારણ કે બંને ઈંદ્રોના વિમાનાદિ અને દેવ દેવીઓનો પરિવાર વગેરે બીના અલગ અલગ કહી છે. આ રીતે પૂર્વધરાદિ મહાપુરૂષોએ ફરમાવ્યું છે. જેમાં ચંદ્રની બીના કહી છે તે ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્ર કહેવાય. ॥ ૧૪૩-૧૪૪ ॥ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રની ટીકાની શરૂઆતમાં ટીકાકાર શ્રીમલયગિરિ મહારાજે કહ્યું છે કે-આ સૂત્રની ઉપર શ્રીભદ્રબાહુ સ્વામીએ નિર્યુક્તિ રચી હતી, તે કલિકાલના દોષથી નષ્ટ થઈ છે, તેથી હું ફક્ત સૂત્રોની વ્યાખ્યા કરૂં છું. તેમણે આ શ્રીચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રની પણ ટીકા રચી છે. તેથી પાંચમા અને સાતમા ઉપાંગની ટીકા રચનાર શ્રીમલયગિરિ મહારાજ જાણવા. ૧૪૫

**સ્પષ્ટાર્થ:**—આ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ અને શ્રીચંદ્રપ્રજ્ઞપ્તિ નામના બંને ઉપાંગોમાં અનુક્રમે સૂર્યની અને ચંદ્રની હકીકત કહી છે. તેથી જ્યોતિશ્ચક્રની બીના જણાવનારા એ ઉપાંગો જાણવા. શ્રીમલયગિરિ મહારાજે કરેલી બંને ઉપાંગોની ટીકા હયાત છે. તેના આધારે જ આપણે આ બે પ્રજ્ઞપ્તિનો અર્થ સમજી શકીએ છીએ. આ શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિના ૨૦ પ્રાભૃતો છે. પ્રાભૃત એટલે સંપૂર્ણ શાસ્ત્રના અમુક ભાગ. તેવા ૨૦ ભાગો અહીં છે.

૧ પ્રાભૃતમાં ૮ પ્રાભૃતપ્રાભૃતો છે. પ્રાભૃતમાં પણ જે નાના વિભાગો કહ્યા છે, તે પ્રાભૃતપ્રાભૃત કહેવાય. અહીં પહેલા પ્રાભૃતપ્રાભૃતમાં ટીકાકારે શ્રીવીરપરમાત્માને, શ્રુતકેવલી ભગવંતોને અને જિન વચનને નમસ્કારાદિ કરીને જણાવ્યું છે કે-હું નિર્યુક્તિનો વિચ્છેદ થવાથી આ સૂત્રની વ્યાખ્યા કરૂં છું. પછી મિથિલાનગરી, માણિભદ્ર ચૈત્ય, જિતશત્રુ રાજા, તેની ધારિણી રાણી સમવસરણ, પર્ષદાનું નીકળવું, ધર્મકથા વગેરેનું વર્ણન ટૂંકામાં જણાવી વિસ્તારથી જાણવા માટે ઔપપાતિક સૂત્રની ભલામણ કરી છે. એજ પ્રમાણે ઇંદ્રભૂતિનું પણ વર્ણન કરીને ૨૦ પ્રાભૃતોમાંના દરેક પ્રાભૃતમાં કહેવાની હકીકત ટૂંકામાં આ પ્રમાણે જણાવી છે.

॥ अनुष्टुब्वृत्तम् ॥

कइ मंडलाइ वच्चइ [1], तिरिच्छा किं च गच्छइ [2] ॥
ओभासइ केवइयं [3], सेयाइ किं ते संठिई [4] ॥ १ ॥

कहिं पडिहया लेसा [5], कहिं ते ओय संठिई [6] ॥
के सूरियं वरयंते [7], कहं ते उदय संठिई [8] ॥ २ ॥

कह कट्टा पोरिसीच्छाया [9], जोगे किं ते व आहिए [10] ॥
किं ते संवच्छरेणादी [11], कइ संवच्छराइ य [12] ॥ ३ ॥

कइ चदनसो वुड्ढी[13], कया ते दोसिणा बहु[14] ॥
के सिग्घगई वुत्ते[15], कह दोसिण लक्खण[16] ॥ ४ ॥

चयणोववाय[17] उच्चत्ते[18], सूरिया कइ आहिया[19] ॥
अणुभावे के व सवुत्ते[20], एवमेयाइ वीसई ॥ ५ ॥

**સ્પષ્ટાર્થ**—આ સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રના રચનાર કોઈ સમર્થ પૂર્વધર સ્થવિર ભગવત હોય, એમ પૌઢ રચના શૈલીનો વિચાર કરતા જણાય છે તેમણે પ્રભુશ્રી મહાવીર દેવ ઉત્તરના આપનારા ને શ્રી ગૌતમસ્વામી પ્રશ્નોને પૂછનારા છે, આ રીતે સરલ પ્રશ્નોત્તર પદ્ધતિએ સૂર્ય ચદ્રની હકીકત જણાવી છે તેમા (૧) **પહેલા પ્રાભૃતમા**–શ્રીગૌતમ સ્વામીએ પ્રભુશ્રી મહાવીર દેવને પૂછયું કે હે પ્રભો ! સૂર્ય એક વર્ષમા કેટલા મંડલો (સૂર્યના માડલા) મા એક વાર ગતિ કરે છે ? ( ચાલે છે, જાય છે ) ને કેટલા મડલોમા બે વાર જાય છે ? પ્રભુદેવે આ પ્રશ્નનો ઉત્તર બહુજ વિસ્તારથી આપ્યો છે તે બીના અને તેને અનુસરતી બીજી પણ ઘણી હકીકત સૂત્રકારે ટૂકામા કહી છે, તેજ બીના ટીકાકારે સ્પષ્ટ સમજાવી છે

**૨ બીજા પ્રાભૃતમા**—સૂર્ય જે તીર્છી ગતિ કરે છે, તે બાબતમા અન્ય ધર્મીઓના ૮ વિચારો જણાવીને પ્રભુએ કહ્યુ કે તે આઠે વિચારો ખોટા છે અમે ત્રૈકાલિક તીર્થંકર દેવોના વચનો અનુસરીને આ પ્રમાણે સૂર્યની યથાર્થ તીર્છી ગતિનુ સ્વરૂપ કહીએ છીએ અહીં તે બીના વિસ્તારથી સમજાવી છે સૂત્રકારે અન્યધર્મીઓના દરેક વિચારને પ્રતિપત્તિ શબ્દથી જણાવ્યો છે

**૩ ત્રીજા પ્રાભૃતમા**–સૂર્ય કે ચદ્ર કેટલા ક્ષેત્રને પ્રકાશિત ( પ્રકાશયુક્ત ) કરે છે ? આ બાબતમા પ્રભુએ અન્ય ધર્મીઓના અયોગ્ય ૧૨ વિચારો જણાવીને છેવટે સાચી હકીકત વિસ્તારથી જણાવી છે એટલે અહીં સૂર્ય અથવા ચદ્રના કિરણો ( લાઈટ ) થી પ્રકાશિત થયેલા ક્ષેત્રના પરિમાણાદિનુ યથાર્થ વર્ણન કર્યુ છે

**૪ ચોથા પ્રાભૃતમા**-સૂર્યના તાપથી વ્યાપ્ત થયેલા ક્ષેત્રની બાબતમા અન્ય ધર્મીઓના અયોગ્ય ૧૬ વિચારો કહીને અતે સત્ય બીના વિસ્તારથી સમજાવી છે ટૂકામા કહી શકાય કે અહીં તાપક્ષેત્રની યથાર્થ બીના સ્પષ્ટ સમજાવી છે

**૫ પાચમા પ્રાભૃતમા**-સૂર્યની લેશ્યા ( કિરણો ) ના પ્રતિઘાત ( અટકાયત ) થવામા અન્ય ધર્મીઓના ૨૦ વિચારોની અસત્યતા કહીને સૂર્યના કિરણોને ફેલાવવામા અટકાયત કરનારા કયા સ્થલના કયા કયા પુદ્ગલો છે ? તેની યથાર્થ હકીકત વિસ્તારથી સમજાવી છે

૬ છઠ્ઠા પ્રાભૃતમાં—સૂર્યનો પ્રકાશ હંમેશાં એક સરખો થયા કરે છે કે તેમાં કંઇ અમુક ટાઇમે ફેરફાર થાય છે? આ પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી કરતાં કહ્યું કે સૂર્ય સંવત્સરના અંતે જ્યારે સૂર્ય સર્વાભ્યંતર મંડલમાં ગતિ કરે, ત્યારે સૂર્યનો જંબૂદ્વીપમાં ફેલાયેલો પ્રકાશ ત્રીશ મુહૂર્ત્ત સુધી પરિપૂર્ણ પ્રમાણુ (સંપૂર્ણ. જેમાં વૃદ્ધિ હાનિ ન થાય) અવસ્થિત હોય છે. અને સર્વાભ્યંતર મંડલથી જ્યારે સૂર્ય આગળ ગતિ કરતો હોય, ત્યારે સૂર્ય સંવત્સરના પહેલા ૬ મહિનામાં દરરોજ અનુક્રમે સૂર્યનો પ્રકાશ (તેજ) ઘટે છે (ઓછો થાય છે). ને તે પછીના ૬ મહિનામાં દરરોજ અનુક્રમે સૂર્યનું તેજ વધે છે. સૂર્યના પ્રકાશની બાબતમાં ખરી હકીકત આ પ્રમાણે છે. આ પ્રસંગે ફક્ત ભવ્ય જીવોને જાણવાની ખાતર જ અન્ય ધર્મીઓના ૨૫ અયોગ્ય વિચારો કહ્યા છે. તે બધા વિચારો જૈન દૃષ્ટિથી વિરૂદ્ધ છે. આ બીના બહુ જ વિસ્તારથી સમજાવી છે.

૭ સાતમા પ્રાભૃતમાં—કયા પુદ્ગલો સૂર્યના કિરણોની સાથે સંબદ્ધ થાય છે? આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર વિસ્તારથી સમજાવતાં અન્ય ધર્મીઓના અયોગ્ય ૨૦ વિચારો જણાવ્યા છે.

૮ આઠમા પ્રાભૃતમાં—સૂર્યના ઉદયની (તેને ઉગવાની) સત્ય બીના વર્ણવતાં અન્ય ધર્મીઓના અયોગ્ય ત્રણ વિચારો જણાવ્યા છે. તથા મેરૂની ચારે દિશામાં દિવસ રાત્રિનું પ્રમાણ, તેમજ ઋતુ વગેરેના પ્રથમ સમયાદિના વિચારો પણ જણાવ્યા છે.

૯ નવમા પ્રાભૃતમાં—પૌરૂષી છાયાનું યથાર્થ પ્રમાણ જણાવતાં અન્ય ધર્મીઓના અયોગ્ય ત્રણ વિચારો અને છાયાના ભેદો વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે.

૧૦ દશમા પ્રાભૃતમાં—૨૨ પ્રાભૃતપ્રાભૃતો છે. તેમાં નક્ષત્રોનો ચંદ્રમાની સાથે જે યોગ (સંબંધ) થાય, તે (યોગ)ની હકીકત વિસ્તારથી સમજાવી છે. અહીં (૧) પહેલા પ્રાભૃત પ્રાભૃતમાં—નક્ષત્રોનો ચંદ્રની સાથે યોગ થાય, તે બાબતમાં અન્ય ધર્મીઓના અયોગ્ય પાંચ વિચારો કહીને નક્ષત્ર અને ચંદ્રના યોગની સત્ય બીના સ્પષ્ટ સમજાવી છે. (૨) બીજા પ્રાભૃત પ્રાભૃતમાં કયું નક્ષત્ર ચંદ્રની કે સૂર્યની સાથે કેટલો ટાઇમ સંબંધ રાખે છે? આ હકીકત સ્પષ્ટ સમજાવી છે. (૩) ત્રીજા પ્રાભૃતપ્રાભૃતમાં—પૂર્વભાગી નક્ષત્રાદિની બીના જણાવતાં કયા નક્ષત્રો ચંદ્રની સાથે ૧૫-૩૦-કે ૪૫ મુહૂર્ત્તો સુધી સંબંધ ધરાવે છે? આ પ્રશ્નનો પણ ખુલાસો વિસ્તારથી સમજાવ્યો છે. (૪) ચોથા પ્રાભૃતપ્રાભૃતમાં નક્ષત્રના ને ચંદ્રના યોગની આદિની બીના સ્પષ્ટ સમજાવી છે. અહીં નક્ષત્રની સાથે ચંદ્રમાના યોગની આદિ (શરૂઆત)નો વિચાર બે રીતે જાણવો. તેમાં નિશ્ચયનયના મતને અનુસરતો વિચાર જ્યોતિષ્કરંડકની ટીકામાં વિસ્તારથી સમજાવ્યો છે. ત્યાં જરૂરી ગણિત પ્રક્રિયા પણ સમજાવી છે. અહીં તો યોગની વ્યવહાર નયને અનુસરતી આદિનો વિચાર કહ્યો છે. એટલે જે નક્ષત્રનો ચંદ્રની સાથે જે ટાઇમે યોગ થાય, તે ટાઇમે તે નક્ષત્રના

યોગની આદિ–બહુલતાએ ( ઘણું કરીને ) કહેવાય (૫) પાંચમા પ્રાભૃતપ્રાભૃતમાં નક્ષત્રોના કુલ ઉપ-કુલાદિનું વર્ણન કર્યું છે (૬) છઠ્ઠા પ્રાભૃતપ્રાભૃતમાં શ્રાવણ વગેરે મહિમાઓની પૂનમોના અને અમાસના નક્ષત્રોની અને કુલાદિનો બીના સ્પષ્ટ સમજાવી છે (૭) સાતમા પ્રાભૃતપ્રાભૃતમાં પૂનમના અને અમાસના નક્ષત્રોની એકતાનો વિચાર જણાવ્યો છે (૮) આઠમા પ્રાભૃતપ્રાભૃતમાં તે દરેક નક્ષત્રોના તારકો (તારા) ની સંખ્યા કહી છે (૧૦) દશમા પ્રાભૃતપ્રાભૃતમાં શ્રાવણ માસ વગેરેમાં નક્ષત્ર દિનની પૌરૂષીનું પ્રમાણ કહ્યું છે (૧૧) અગીઆરમા પ્રાભૃતપ્રાભૃતમાં નક્ષત્રોના ચંદ્રની સાથે થતા પ્રમર્દયોગનું અને નક્ષત્રોની સાથે યુક્ત ( યોગવાળા ) અને અયુક્ત એવા ચંદ્રના મંડલોનું વર્ણન કર્યું છે (૧૨) બારમા પ્રાભૃતપ્રાભૃતમાં નક્ષત્રોના દેવતાની બીના કહી છે ॥ (૧૩) પ્રા૦પ્રા૦માં ૩૦ મુહૂર્ત્તોના રૌદ્ર વગેરે નામો કહ્યા છે (૧૪) પ્રાભૃ૦પ્રા૦માં દિવસ અને રાત્રિના નામો કહ્યા છે (૧૫) પ્રા૦પ્રા૦માં તિથિઓના નામો કહ્યા છે (૧૬) પ્રા૦પ્રા૦માં નક્ષત્રોના ગોત્રોની બીના કહી છે (૧૭) પ્રા૦પ્રા૦માં નક્ષત્રોના ભોજનની બીના કહી છે (૧૮) પ્રા૦પ્રા૦માં એક યુગના નક્ષત્ર માસ વગેરેની સંખ્યા કહી છે (૧૯) પ્રા૦પ્રા૦માં મહિનાના અભિચંદ્ર વગેરે ૧૨ નામ કહ્યા છે (૨૦) પ્રા૦પ્રા૦માં સંવત્સરના ભેદો, તે દરેક વર્ષના મહિના, ચંદ્રાદિ સંવત્સરો, અને તેમના પર્વો, તથા પ્રમાણ સંવત્સરમાં નક્ષત્ર ચંદ્રાદિ વર્ષ ભેદો કહ્યા છે પછી લક્ષણ સંવત્સરના ભેદો, નક્ષત્ર સંવત્સરાદિના લક્ષણો અને શનૈશ્ચર સંવત્સરના ભેદો કહ્યા છે (૨૧) મા પ્રાભૃતપ્રાભૃતમાં–નક્ષત્રોના દ્વારોની બાબતમાં અન્ય ધર્મીઓના અયોગ્ય પાંચ વિચારો કહીને સત્ય બીના સ્પષ્ટ સમજાવી છે (૨૨) મા પ્રાભૃતપ્રાભૃતમાં જંબૂદ્વીપમાં સૂર્ય ચંદ્ર નક્ષત્રોનું પ્રમાણ અને નક્ષત્રોનો ચંદ્રની કે સૂર્યની સાથે કેટલા કાલ સુધી યોગ રહે? તે યોગનું કાલમાન જણાવ્યું છે પછી નક્ષત્રોની સીમાનો વિષ્કંભ અને સવાર સાંજ વગેરે ટાઇમે સૂર્યાદિની સાથે થતા નક્ષત્રોના યોગનું સ્વરૂપ તથા ૬૨ પૂનમોની સાથે અને અમાસની સાથે ચંદ્રના અને સૂર્યના યોગની હકીકત, તેમજ ૬૨ પૂનમોના અને અમાસના નક્ષત્રો કહ્યા છે પછી નક્ષત્રોના અને ચંદ્ર સૂર્યના યોગનું અંતર (આંતરૂં) તથા માંહોમાંહે ચંદ્રની ગતિનું અને યોગનું સરખાપણું સમજાવ્યું છે અહીં દશમા પ્રાભૃતનો પરિચય પૂર્ણ થયો

**૧૧ અગીઆરમા પ્રાભૃતમાં**—યુગની ને સંવત્સરોની આદિ (શરૂઆત) નું અને નક્ષત્રોના યોગનું સ્વરૂપ સમજાવ્યું છે

**૧૨ બારમા પ્રાભૃતમાં**—નક્ષત્ર સંવત્સર વગેરેના દિવસ રાત્રિ અને મુહૂર્ત્તોનું પ્રમાણ, અને આદિત્ય સંવત્સર વગેરેના આદિ (શરૂઆત) અને અંત ( છેડા ) ના વિચારો તથા પ્રાવૃટ્ વગેરે ઋતુઓના દિવસ રાત્રિનું પ્રમાણ તેમજ તિથિની ક્ષય વૃદ્ધિનું સ્વરૂપ સમજાવ્યું છે પછી પ્રાવૃટ્ વગેરે આવૃત્તિઓમાં અને હેમંતિકી આવૃત્તિઓમાં ચંદ્રના કે સૂર્યના નક્ષત્રોની સાથે થતા યોગનું સ્વરૂપ સમજાવ્યું છે ને છેવટે વૃષભ વેણુક વગેરે ૧૦ યોગોનું વર્ણન કર્યું છે

**૧૩ તેરમા પ્રાભૃતમાં**—ચંદ્રની (ચંદ્રના કિરણોની) વૃદ્ધિ હાનિ અને મુહૂર્ત્તોની સંખ્યા કહીને પૂનમોના અને અમાસોના મુહૂર્ત્તો, તથા ચંદ્રના મંડલોની હકીકત જણાવી છે.

**૧૪ ચૌદમા પ્રાભૃતમાં**—જ્યોત્સ્નાનું ને અંધકારનું અલ્પબહુત્વ જણાવ્યું છે.

**૧૫ પંદરમા પ્રાભૃતમાં**—ચંદ્ર વગેરે પાંચમાં કોની કોનાથી શીઘ્ર ગતિ કે મંદગતિ હોય ? આ હકીકત સ્પષ્ટ જણાવી છે. પછી તે દરેકની ગતિમાં તફાવત, અને નક્ષત્ર માસાદિમાં ચંદ્રાદિની મંડલોમાં થતી ચાર (ગતિ) સંખ્યા જણાવી છે. એટલે નક્ષત્ર માસાદિમાં ચંદ્ર વગેરે કેટલા મંડલોમાં ગતિ કરે ? આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ કહીને એક દિવસે ચંદ્ર મંડલાદિની સંખ્યા, અને એક મંડલમાં ફરતા સૂર્યાદિને કેટલો ટાઈમ લાગે ? આ પ્રશ્નનો ઉત્તર દેતાં પ્રસંગે બીજી પણ જરૂરી હકીકત સ્પષ્ટ સમજાવી છે.

**૧૬ સોલમા પ્રાભૃતમાં**—જ્યોત્સ્નાનું લક્ષણ અને સૂર્યની લેશ્યા વગેરેના પણ લક્ષણો જણાવ્યા છે.

**૧૭ સત્તરમા પ્રાભૃતમાં**—ચંદ્ર વગેરેના ચ્યવનની ને ઉપપાતની બાબતમાં અન્ય ધર્મીઓના અયોગ્ય ૨૫ વિચારો જણાવીને છેવટે સત્ય બીના વિસ્તારથી સમજાવી છે. પછી ચંદ્રાદિનું યથાર્થ સ્વરૂપ સ્પષ્ટ સમજાય, એ રીતે જણાવ્યું છે.

**૧૮ અઢારમા પ્રાભૃતમાં**—સૂર્યની ઉંચાઈની બાબતમાં અન્ય ધર્મીઓના ૨૫ અયોગ્ય વિચારો કહીને સૂર્યાદિની યથાર્થ ઉંચાઈ વગેરે બીના, અને ચંદ્રાદિની નીચે તથા ઉપરના ભાગ વગેરેમાં રહેલા તારાઓ, તેમજ ચંદ્રાદિના ગ્રહાદિ પરિવારનું પ્રમાણ કહ્યું છે. પછી મેરૂ પર્વતની અને જ્યોતિશ્ચક્રની વચ્ચેનું આંતરૂં, અને સર્વાભ્યંતર નક્ષત્રો તથા સર્વ બાહ્ય નક્ષત્રો કહીને ચંદ્રાદિના વિમાનોના આકાર લંબાઈ પહોળાઇ, અને તે વિમાનોને વહન કરનારા ( જાણે તે વિમાનોને ઉપાડીને ચાલતા ન હોય, તેવા દેખાતા અને તે વિમાનોની નીચે ચાલનારા ) દેવોનું સ્વરૂપ, તથા ચંદ્રાદિમાં કોની કોની શીઘ્ર ગતિ અને મંદ ગતિ હોય ? આ બીના વિસ્તારથી સમજાવી છે. પછી બે તારકોની ( તારાની ) વચ્ચેનું આંતરૂં ને ચંદ્રાદિની અગ્રમહિષીઓની સંખ્યા કહીને જણાવ્યું કે મુખ્ય સભામાં ચંદ્રવગેરે પરિચારણા ( ભોગસેવન ) કરેજ નહિ. કારણ કે ત્યાં જિનેશ્વરોની પૂજનિક દાઢા હોવાથી આશાતના થાય પછી ચંદ્રાદિનું આયુષ્ય, અને ચંદ્રાદિમાં કોણ કોના કરતાં અલ્પર્દ્ધિક અને મહર્દ્ધિક છે ? આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો કરીને છેવટે ચંદ્રાદિનું અલ્પબહુત્વ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

**૧૯ ઓગણીસમા પ્રાભૃતમાં**—ચંદ્રોની અને સૂર્યોની સંખ્યાની બાબતમાં અન્યધર્મીઓના ૧૨ અયોગ્ય વિચારો જણાવીને જૈન દૃષ્ટિએ જંબૂદ્વીપમાં બે ચંદ્રો, ને બે સૂર્યો છે, વગેરે યથાર્થ બીના સ્પષ્ટ સમજાવી અંતે પુષ્કરવર દ્વીપાદિના ચંદ્ર સૂર્યાદિની સંખ્યા વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે.

૨૦ **વીશમા પ્રાભૃતમા**—ચંદ્રાદિના અનુભાવ (પ્રભાવ) ને ઉદ્દેશીને અન્યધર્મીઓના અયોગ્ય બે વિચારો જણાવી ચંદ્રાદિનુ યથાર્થ સ્વરૂપ જણાવ્યું છે પછી ગ્રહની બાબતમા અન્ય ધર્મીઓના બે અયોગ્ય વિચારો જણાવી તેનુ (ગ્રહનુ) યથાર્થ સ્વરૂપ, તેના ૧૨ નામ અને વિમાન, જવુ આવવુ, તેમજ વિકુર્વણાદિનુ સ્વરૂપ કહીને ધ્રુવરાહુ અને ચંદ્રની લેશ્યા તથા વર્ણાદિનુ વર્ણન કર્યું છે પછી ચંદ્રનુ શશી નામ, અને સૂર્યનુ આદિત્ય નામ હોવાનુ કારણ તથા ચંદ્રના અને સૂર્યના કામભોગનુ સ્વરૂપ જણાવ્યું છે ને અંતે ૮૮ગ્રહોના નામ જણાવ્યા છે

॥ **પહેલા પ્રાભૃતના ૮ પ્રાભૃત પ્રાભૃતોનો સંક્ષિપ્ત પરિચય** ॥

૧ **પહેલા પ્રાભૃત પ્રાભૃતમા**—દિવસના અને રાત્રિના મુહૂર્ત્તોમા વૃદ્ધિ હાનિ વગેરેની બીના કહી છે

૨ **બીજા પ્રાભૃત પ્રાભૃતમા**—જ્યારે સૂર્ય દક્ષિણાર્ધ મંડલમા કે ઉત્તરાર્ધ મંડલમા ગતિ કરતો હોય, તે વખતે દિવસ અને રાત્રિ કેટલા મુહૂર્ત્ત પ્રમાણ હોય? એટલે કેટલા મુહૂર્ત્તનો દિવસ હોય? ને કેટલા મુહૂર્ત્તની રાત્રિ હોય? આ પ્રશ્નનો ઉત્તર વગેરે બીના વિસ્તારથી સમજાવી છે

૩ **ત્રીજા પ્રાભૃત પ્રાભૃતમા**—જે મંડલમા બીજા સૂર્યે ગતિ કરી હોય, ત્યા કયો સૂર્ય ગતિ કરે છે? આ પ્રશ્નનો ઉત્તર વિસ્તારથી સમજાવ્યો છે

૪ **ચોથા પ્રાભૃત પ્રાભૃતમા**—જબૂદ્વીપમા બે સૂર્ય ગતિ કરે છે તે બેની વચમા આંતરૂ કેટલુ? આ પ્રશ્નનો ઉત્તર દેતા આ આંતરાની બાબતમા અન્ય ધર્મીઓના અયોગ્ય ૬ વિચારો જણાવીને બે સૂર્યની વચ્ચેના આંતરની યથાર્થ હકીકત વિસ્તારથી સમજાવી છે અને જ્યારે સૂર્ય એક મંડલમાથી નીકળે ત્યારે તથા બીજા મંડલમા પ્રવેશ કરે ત્યારે દિવસનુ ને રાત્રિનુ પ્રમાણ વગેરે હકીકત પણ સ્પષ્ટ સમજાવી છે

૫ **પાચમા પ્રાભૃત પ્રાભૃતમા**—દ્વીપનો અથવા સમુદ્રનો કેટલો ભાગ અવગાહીને સૂર્ય ગતિ કરે છે? આ પ્રશ્નનો ઉત્તર દેતા આ બાબતમા અન્ય ધર્મીઓના અયોગ્ય પાચ વિચારો કહીને યથાર્થ હકીકત વિસ્તારથી સમજાવી છે

૬ **છઠ્ઠા પ્રાભૃત પ્રાભૃતમા**—એકેક (દરેક) સૂર્ય એક અહોરાત્રમા મંડલમા કેટલા ક્ષેત્રમા ગતિ કરે? આ પ્રશ્નનો ઉત્તર દેતા આ બાબતમા અન્ય ધર્મીઓના અયોગ્ય ૭ વિચારો જણાવીને અંતે યથાર્થ બીના વિસ્તારથી સમજાવી છે

૭ **સાતમા પ્રાભૃતપ્રાભૃતમાં**—મંડલો (સૂર્યના માડલા) ના આકારની બાબતમા અન્ય ધર્મીઓના અયોગ્ય ૮ વિચારો જણાવીને મંડલના આકારની યથાર્થ બીના સ્પષ્ટ સમજાવી છે

# ॥ ઓગણીશમો પ્રકાશ ॥

## ॥ ૬ ઉપાંગ શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

पण्णत्तीए छेसा, जबूदीवस्स परिचय वुच्छं ॥
नायाधम्मकहोव-गमिण खित्ताइजोहदय ॥ १४६ ॥

इह छट्ठे वक्खारे जबूदीवत्थसत्थपण्णवणा ॥
विहिया सद्दत्था, सिरिजबूदीवपण्णत्ती ॥ १४७ ॥

भरतवियारो पढमे, वक्खारे कालचक्कपण्णत्ती ॥
बीए वुत्त तइए, चरियं सिरिभरहचक्किस्स ॥ १४८ ॥

वासहराइ चउत्थे, जिणवइजम्माभिसेयवुत्तंत ॥
पंचमवक्खारगय, जबूदीवत्थवुत्तंत ॥ १४९ ॥

कहियं छट्ठे सत्तम-वक्खारे जोइसाण वुत्तंत ॥
भूगोलयवुत्तंतो-वएसगं जइण दिट्ठीए ॥ १५० ॥

लक्खण कुलगर नवनिहि, चोद्दस रयणाइवण्णण भणिय ॥
एयस्स वित्तिठक्क, सब्भावो इक्कवित्तीए ॥ १५१ ॥

શબ્દાર્થ—હવે હુ શ્રીજૈન પ્રવચન કિરણાવલીના ઓગણીશમા પ્રકાશમા શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર નામના છટ્ઠા ઉપાંગનો પરિચય ટૂંકામા કહીશ. છટ્ઠા શ્રીજ્ઞાતાધર્મકથાંગ સૂત્રનુ આ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર ઉપાંગ જાણવુ. ટૂંકામા કહી શકાય કે આ છટ્ઠા અંગનુ છટ્ઠું ઉપાંગ છે. અહીં ભરત ક્ષેત્રાદિનો વૃત્તાંત કહ્યો છે, તેથી ક્ષેત્રાદિની બીના વિસ્તારથી સમજાવનારૂ આ સૂત્ર છે ॥ ૧૪૬ ॥ અહીં છટ્ઠા વક્ષસ્કાર (વિભાગ)મા જંબૂદ્વીપના પદાર્થોનુ વર્ણન વિસ્તારથી કર્યું છે. તેથી આ છટ્ઠા ઉપાંગનુ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ નામ યથાર્થ છે. કેટલાએક ગ્રંથોમા એટલે પ્રમેયરત્ન મંજૂષા વગેરેમા આ સૂત્રને "શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ અધ્યયન" શબ્દથી ઓળખાવ્યું છે ॥ ૧૪૭ ॥ આ સૂત્રના ૭ વક્ષસ્કારો છે. જેમ બીજા સૂત્રમા શતકાદિ વિભાગો કહ્યા છે, તેવા વિભાગને જ અહીં વક્ષસ્કાર શબ્દથી જણાવ્યો છે. સાત વક્ષસ્કારોમાના પહેલા વક્ષસ્કારમા ભરત ક્ષેત્રનુ વર્ણન કર્યું છે, અને

બીજા વક્ષસ્કારમાં કાલચક્રનું વૃત્તાંત વર્ણવ્યું છે. તથા ત્રીજા વક્ષસ્કારમાં શ્રીભરત ચક્રવર્તિનું ચરિત્ર જણાવ્યું છે. ॥ ૧૪૮ ॥ ચોથા વક્ષસ્કારમાં વર્ષધર પર્વતોની અને રમ્યક્ ક્ષેત્રથી લઈને ઐરવત ક્ષેત્ર સુધીના પદાર્થોનું વર્ણન કર્યું છે. પાંચમા વક્ષસ્કારમાં શ્રીતીર્થંકર દેવના (ઇંદ્રોએ મેરૂ ઉપર કરેલા) જન્માભિષેકનું વર્ણન કર્યું છે. આ સૂત્ર વગેરેના આધારે જ પ્રાકૃત સંસ્કૃત હિંદી અને ગુજરાતી (સ્નાત્રના પ્રસંગને સૂચવનાર) કાવ્યો રચાયા છે. તથા છઠ્ઠા વક્ષસ્કારમાં જંબૂદ્વીપના ૧ ખાંડવા, ૨ યોજનો, ૩ ક્ષેત્રો, ૪ પર્વતો, ૫ શિખરો, ૬ તીર્થો, ૭ શ્રેણીઓ, ૮ વિજયો ૯ દ્રહો ૧૦ નદીઓ વગેરે પદાર્થોનું વર્ણન વિસ્તારથી કર્યું છે. આ સૂત્ર વગેરે શાસ્ત્રોનો સાર લઈને શ્રીજંબૂદ્વીપ સંગ્રહણીની રચના થઈ છે. તેના કર્ત્તા શ્રીહરિભદ્રસૂરિ મહારાજ છે. ૭-સાતમા વક્ષસ્કારમાં જ્યોતિશ્ચક્રનું વૃત્તાંત જણાવ્યું છે. આ રીતે જૈન દૃષ્ટિએ આ સૂત્રમાં ભૂગોળનું અને ખગોળનું વર્ણન સરલ પદ્ધતિએ કર્યું છે. સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારતાં જણાય છે કે અહીં ચારે અનુયોગોનું પણ વર્ણન ટૂંકામાં કર્યું છે ॥ ૧૪૯-૧૫૦ ॥ ૨૦ મા સૂત્રમાં બત્રીશ લક્ષણો, અને ૨૮ સૂત્રમાં ૧૫ કુલકરોના નામ જણાવ્યા છે. તથા ૬૬ મા સૂત્રમાં ચક્રવર્ત્તીના ૯ નિધાનોનું સ્વરૂપ ૧૫ શ્લોકોમાં જણાવ્યું છે. તેમજ ૧૪ રત્નો વગેરે પદાર્થોનું વર્ણન વિસ્તારથી કર્યું છે. આ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રના રચનાર કોઈ પૂર્વધર સ્થવિર હોય, એમ સૂત્રની ભાષાદિ જોતાં જણાય છે. આ સૂત્રની ઉપર ૬ ટીકાઓ રચાઈ હતી. તેમાં (૧) શ્રીમલયગિરિકૃત ટીકા વિચ્છેદ પામી. (૨) શ્રીહીરવિજયસૂરિકૃત ટીકા, (૩) શ્રીધર્મસાગરકૃત ટીકા, (૪) પુણ્યસાગરકૃત ટીકા (૫) બ્રહ્મર્ષિકૃત વૃત્તિ. આ બધી ટીકાઓ હાલ અલભ્ય છે. (૬) શ્રીશાંતિચંદ્રગણિકૃત ટીકા મોટી છે. અને તે છપાઈ છે. અને તે મળી શકે છે. તેના આધારે જ અહીં સંક્ષિપ્ત પરિચય જણાવ્યો છે. ॥ ૧૫૧ ॥

સ્પષ્ટાર્થ:—આ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્રના પહેલા વક્ષસ્કારમાં ટીકાકાર શ્રીશાંતિચંદ્રગણિએ શરૂઆતમાં પ્રભુશ્રી મહાવીરદેવને અને ગંધહસ્તિ મહારાજને, તથા શ્રીમલયગિરિજીને, તેમજ દાદાગુરૂ શ્રીવિજયહીરસૂરિ અને ગુરૂશ્રી ઉપાધ્યાય સકલચંદ ગણિને સ્તુતિ સહિત નમસ્કારાદિ કરીને જણાવ્યું કે—શ્રીમલયગિરિ મહારાજે આ છઠ્ઠા ઉપાંગની ટીકા રચી હતી, તે કાલદોષથી વિચ્છેદ પામી, તેથી હું આ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રની 'પ્રમેયરત્ન મંજૂષા" નામે ટીકા રચું છું. અહીં ગણિતની બીના વધારે જણાવી છે, ને બાકીના ત્રણ અનુયોગોનું પણ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. પછી ફૂલ યોગ સંગલાદિનું સ્વરૂપ જણાવીને

---

૧ શ્રીસ્થાનાંગ સૂત્રના ૭મા અધ્યયનમાં (૫૫૬મા સૂત્રમાં) સાત કુલકરો કહ્યા છે અને દશમા અધ્યયનમાં દશ કુલકરો કહ્યા છે તથા પઉમચરિય (પદ્મચરિત્ર=પ્રાકૃત જૈન રામાયણ)ના ત્રીજા ઉદ્દેશાની ગાથા ૫૦-૫૫માં ચૌદ કુલકરો જણાવ્યા છે. આ ત્રણે વચનો આપેક્ષિક છે અને માનવા લાયક છે. જેમ શ્રીપાર્શ્વનાથના ગણધરાદિની બાબતમાં જે કારણો જણાવ્યા, તેવા પણ કારણો અહીં કદાચ હોય એમ સંભવે છે.

કહ્યુ કે-દશ વર્ષના દીક્ષા પર્યાયવાળો મુનિ આ છઠ્ઠા ઉપાંગને ભણવા લાયક જાણવો પછી ઉપક્રમ નિક્ષેપ અનુગમાદિ દ્વારોનુ વર્ણન કરીને જંબુ, દ્વીપ, અને પ્રજ્ઞપ્તિ શબ્દોનુ નામાદિ ૪ નિક્ષેપના અનુસારે સ્વરૂપ જણાવ્યું છે પછી મિથિલાનગરી, માણિભદ્ર યક્ષનુ ચૈત્ય, જિત શત્રુ રાજાનુ અને તેની ધારિણી રાણીનુ વર્ણન કરીને પ્રભુશ્રી મહાવીરદેવના આગમનાદિની બીના કહી છે ( આ પ્રસંગે ટીકામા નમસ્કારાદિ પદોના નિક્ષેપાનુ અને નામ સ્થાપનાનુ તથા દ્રવ્યનય ભાવનયનુ સ્વરૂપ સમજાવીને કહ્યુ છે કે સ્થાપનાનિક્ષેપો નમવા લાયક છે, ને પૂજા સત્કારાદિ કરવા લાયક છે ) પછી શ્રીગૌતમસ્વામીનુ વર્ણન કરીને જંબૂદ્વીપના મહત્ત્વ, ( મોટાપણુ, વિશાલપણુ ) સ્થાન અને આકારાદિના પ્રશ્નોત્તરોનુ વર્ણન કર્યું છે ( આ પ્રસંગે ટીકામા પરિધિનુ માપ લાવવાની રીત કહી છે ) પછી અનુક્રમે જંબૂદ્વીપની જગતી, પદ્મવરવેદિકા, અને વનખંડ, તેનો ભૂમિભાગ, તથા વિજયાદિ દ્વારો, તે દરેકની ઉંચાઇ વગેરે, તેમજ તે દ્વારોનુ માહોમાહે આંતરૂ, અને રાજધાની વગેરેનુ વર્ણન કર્યું છે પછી ભરત ક્ષેત્રના આકાર, લંબાઈ વગેરેનુ વર્ણન કરીને દક્ષિણાર્ધ ભરતના આયામ ( લંબાઈ ) વગેરેનુ અને મનુષ્યોનુ વર્ણન કર્યું છે પછી વૈતાઢ્ય પર્વતનુ સ્વરૂપ જણાવતા તેની લંબાઇ ઉંચાઇ વગેરેનુ, વનખંડ, ગુફા, વિદ્યાધરોની શ્રેણિ, નગરો, ત્યા રહેલા મનુષ્યો, શિખરનુ તલ ( તળિયુ ), શિખરોની સંખ્યા વગેરે પદાર્થોની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી સિદ્ધાયતન, દેવચ્છંદક અને જિનપ્રતિમા વગેરેનુ વર્ણન કરીને દક્ષિણાર્ધ ભરતનુ, તથા ત્યા રહેનાર દેવનુ અને તેની રાજધાની વગેરેનુ વર્ણન કર્યું છે પછી વૈતાઢ્ય શબ્દનો અર્થ, અને ત્યા રહેનારા દેવના નામનુ શાશ્વતપણુ વગેરે બીના જણાવીને ઉત્તર દિશામા રહેલા ભરતક્ષેત્ર (ઉત્તર ભરતાર્ધ)ના આકાર, લંબાઈ, અને મનુષ્ય વગેરેની અને ઋષભકૂટની હકીકત સમજાવી છે ( આ પ્રસંગે ટીકામા ભરત ક્ષેત્રની જીવા (ગણિત વિશેષ)ના યોજનો લાવવાની રીત તથા જીવાનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે ગણિતના જીવા, ધનુપૃષ્ઠ પરિધિ વગેરે ભેદો છે તે બધા ભેદોનુ સ્વરૂપ અહી ટીકાકારે જૂદા જૂદા પ્રસંગે બહુ જ સરલ પદ્ધતિએ સમજાવ્યુ છે ક્ષેત્ર સમાસાદિ પ્રકરણોનો ગુરૂગમથી જેણે અભ્યાસ કર્યો હોય, તેજ જીવ આ સૂત્રના અર્થો યથાર્થ સમજી શકશે ગણિતની બીના સમજવામા રહેલી નથી આજ કાલ તેના અભ્યાસીઓ વિરલા (ગણ્યા ગાંઠ્યા) જ જણાય છે અમુક અંશે બીજા દ્રવ્યાનુયોગાદિના અભ્યાસી જીવોને ગણિતાનુયોગ જરૂર મદદ કરે છે અને ક્ષેત્રાદિની બીના ને યથાર્થ સમજવામા પણ જણાતી કઠિનતાને દૂર કરનાર ગણિતાનુયોગ છે આવા અનેક મુદ્દાઓને લક્ષ્યમા રાખીને સમર્થ પૂર્વધર સ્થવિર ભગવંતે અહિં ગણિતાનુયોગનુ સ્વરૂપ વધારે પ્રમાણમા સમજાવ્યુ છે

॥ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના પહેલા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના બીજા વક્ષસ્કારનો ટૂંક પરિચય ॥

અહીં કાલચક્રનું સ્વરૂપ જણાવતાં વચમાં શ્રીઆદિનાથ પ્રભુનું સંક્ષિપ્ત જીવન વગેરે બીના વિસ્તારથી સમજાવી છે એમ ટૂંકામાં કહી શકાય. અને વિસ્તારથી હકીકત અનુક્રમે આ પ્રમાણે જાણવી.

૧ છ (૬) આરા, ૨ એકથી માંડીને શીર્ષપ્રહેલિકા સુધીનું અંકગણિત, ૩ નિશ્ચય પરમાણુ અને વ્યવહાર પરમાણુથી માંડીને યોજન સુધીના કોષ્ટકનું અને પલ્યોપમ સાગરોપમ વગેરેનું (કાલના ભેદનું) વર્ણન વિસ્તારથી કરીને આ ભરત ક્ષેત્રની અવસર્પિણીના પહેલા આરાનું અને મત્તાંગદ વગેરે કલ્પવૃક્ષોનું વર્ણન કર્યું છે. પછી તે પહેલા આરાના મનુષ્યોનું અને તેમના આહાર, વસતિ, વગેરેનું વર્ણન કરીને જણાવ્યું કે–તે વખતે ઘર, ગામ વગેરે ન હોય, અને અસિ ( તરવાર ) વગેરેની વપરાશ પણ ન હોય. તથા આ રાજા. આ નોકર, આ આનો ભાઈ, મિત્ર કે શત્રુ, આવો વ્યવહાર પણ ન હોય. સિંહાદિ યુગલિયા મનુષ્યોને ઉપદ્રવ કરે નહિ, તેમજ ડાંસ મચ્છર મરકી વગેરેના અને ભૂત વગેરેના પણ ઉપદ્રવો થાય નહિ.

આ પહેલા આરામાં યુગલિયા જીવોને કષાય ઓછા હોય છે, તેઓ સ્વભાવે શાંત હોય છે. તેથી તેમને કોઈની સાથે શત્રુભાવ હોતો નથી, માટે તેઓ ભવિષ્યમાં મૃત્યુ પામી દેવગતિમાંજ જાય છે. આ યુગલિયાઓના આયુષ્ય, શરીરની ઉંચાઈ, સંઘયણ, સંસ્થાન, ગતિ, યુગલિયાનો જન્મ વગેરે બીના અનુક્રમે સ્પષ્ટ જણાવીને છેવટે પદ્મગંધાદિ ૬ ભેદોનું સ્વરૂપ પણ સમજાવ્યું ત્યાર બાદ બીજા આરાના યુગલિયાની ઉંચાઈ વગેરે કહીને ત્રીજા આરાના ત્રણ ભાગ વગેરેનું અને સુમતિ વગેરે ૧૫ કુલકરોનું વર્ણન કરતાં તેમની હકારાદિ દંડનીતિનું સ્વરૂપ જણાવ્યું છે. પછી શ્રીઋષભદેવના ચરિત્રના અંગે કુમારવાસ, રાજ્યકાલ, કલાનું દેખાડવું, સ્ત્રીઓના ગુણો, શિલ્પદર્શન, પુત્રોને કરેલો અભિષેક, દીક્ષાનો મહોત્સવ, કાંઈક અધિક એક વર્ષ સુધી વસ્ત્ર (દેવદૂષ્ય) નું ધારણ કરવું, ઉપસર્ગનું સહન કરવું, સમિતિ વગેરે સાધુના ગુણો, કેવલજ્ઞાનની પ્રાપ્તિ, પચ્ચીશ ભાવના સહિત મહાવ્રતોની બીના, ગણધર વગેરે પરિવાર વગેરેનું ક્રમસર વર્ણન કર્યું છે. પછી જણાવ્યું છે કે શ્રીઆદિનાથના ચ્યવન વગેરે ૪ કલ્યાણકો અને રાજ્યાભિષેક ઉત્તરાષાઢા નક્ષત્રમાં અને અભિજિત્ નક્ષત્રમાં અષ્ટાપદ પર્વતે નિર્વાણ કલ્યાણક થયું. તે ટાઇમે દેવેન્દ્ર વગેરે આવ્યા, પ્રભુ વગેરેના દેહોને સ્નાનાદિ વિધિ કરવા પૂર્વક ચિતામાં ગોઠવ્યા, અગ્નિથી બળતાં છેવટે દાઢા વગેરેને ઈંદ્રાદિકે ગ્રહણ કર્યા. નંદીશ્વરે મહોત્સવ કરી તેઓ સ્વસ્થાને તે દાઢાઓને ડાબડામાં મૂકી હંમેશાં તેની પૂજા કરે ચોથા પાંચમા અને છઠ્ઠા આરાનું વિસ્તારથી વર્ણન કરીને અવસર્પિણીની બીના પૂર્ણ કરી છે. પછી ઉત્સર્પિણીની હકીકત શરૂ કરીને અનુક્રમે પહેલા આરાનું, અને પુષ્કરાવર્ત્તાદિ મેઘ, માંસાદિને વર્જવાની મર્યાદા, બીજા આરાનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. આ રીતે બીજા વક્ષસ્કારનો ટૂંક પરિચય જાણવો

## ॥ શ્રીજમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના ત્રીજા નક્ષસ્કારનો સક્ષિપ્ત પરિચય ॥
## ॥ શ્રીભરત ચક્રવર્તીનુ ચરિત્ર ॥

અહી શરૂઆતમા અયોધ્યા નગરીનુ અને ભરત ચક્રવર્તીના લક્ષણાદિનુ વર્ણન કરીને જણાવ્યું છે કે આયુધશાલામા ચક્રરત્નની ઉત્પત્તિ થઈ, નોકરે ભરત મહારાજાને વધામણી આપી, તેણે તેની પૂજા કરી, ભરત મહારાજાએ નોકરને ખુશી થઇ દાન આપ્યું, ચક્રનો મહોત્સવ કર્યો, તેમા ભરત મહારાજાએ સ્નાનાદિ કરીને નગરશેઠ વગેરે પરિવારની સાથે ચક્રની પાસે જઈ પ્રમાર્જનાદિ (મોર પીછી વગેરેથી સાફ કરવુ વગેરે) કરવા પૂર્વક ચક્ર પૂજા (ચક્રરત્નની પૂજા) કરીને તેની આગળ દર્પણ વગેરે અષ્ટ મગલો આલેખ્યા (ગોઠવ્યા) અને પ્રજાનુ દાણ (જકાત) માફ કર્યું વગેરે પ્રકારે ધામધૂમથી ચક્રરત્નનો મહોત્સવ કર્યા બાદ ભરત મહારાજા ચક્રની ગતિને અનુસારે છ (૬) ખડ સાધના નીકળ્યા અનુક્રમે માગધ તીર્થ તરફ ચક્ર ચાલવા માડ્યું, તેની પાછળ ભરત મહારાજાએ પણ ચાલવા માડ્યું જ્યા ચક્ર સ્થિર થયું, તે સ્થલે પૌષધશાલામા અટ્ઠમ તપ કરી રથમા બેઠા પછી તેમણે લવણ સમુદ્રમા ઉતરી સુસ્થિત દેવને નમસ્કારાદિ કરી બાણ છોડ્યું, આથી ક્રોધ પામેલો સુસ્થિતદેવ બાણની ઉપર લખેલ ભરત મહારાજાનુ નામ વાચીને ભેટણુ લઇ ભરત મહારાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે–હુ આપનો દાસ છુ, જે હુકમ હોય તે ફરમાવશો, તે કરવા તૈયાર છુ અને તૈયાર રહીશ આ વચન સાભળી ભરત મહારાજાએ તેને સત્કારાદિ કરવા પૂર્વક સ્વસ્થાને જવાની રજા આપી લવણ સમુદ્રમાથી બહાર નીકળી સ્નાનાદિ કરીને અટ્ઠમનુ પારણુ કર્યું પછી ભરત મહારાજાના સૈન્યની બીના અને વરદામ તીર્થના દેવને સાધવાની હકીકત તથા પૌષધશાલા રથ ઘોડા વગેરેની તેમજ પ્રભાસ તીર્થને સાધવાની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી સિધુ દેવીનો અટ્ઠમ પૌષધ વગેરે વિધિ કરતા સિધુ દેવીએ 'અહી ભાવી ચક્રવર્તી આવ્યા છે' એમ અવધિ જ્ઞાનથી જાણીને ભરત મહારાજાને ભદ્રાસનાદિની ભેટ કરી ત્યાર બાદ વૈતાઢ્યગિરિના કુમાર દેવને સાધવાને અટ્ઠમ કરતા તે દેવે ભરત મહારાજાને કડા વગેરે (ભેટમા) આપ્યા અને તિમિસ્રા ગુફાના સ્વામી કૃતમાલ દેવને સાધવા અટ્ઠમ કરનાર ભરત રાજાને તે દેવે ૧૪ તિલક વગેરે આપ્યા પછી સુષેણ સેનાપતિનુ વર્ણન કરીને જણાવ્યું કે તે સુષેણ સેનાપતિ હસ્તિરત્નાદિની મદદથી સિહલ દેશ વગેરેને સાધે છે, ત્યાના લોકો તેને આભરણાદિની ભેટ આપે છે પછી તે સુષેણ અટ્ઠમ કરીને તિમિસ્રા ગુફાનુ દ્વાર ઉઘાડે છે, ને મણિ રત્નથી ગુફામા પ્રકાશ ફેલાવીને કાકિણી રત્નથી ૪૯ માડલા આલેખે છે (ચિત્રે છે) તથા ઉન્મગ્ના, નિમગ્ના નદીઓ ઉતરીને ચિલાતો (ભિલ્લો)ની સાથે યુદ્ધ કરતા ચર્મરત્ન અને છત્રરત્નથી સૈન્યની રક્ષા કરે છે, તેમજ તે વખતે ગાથાપતિ રત્ન શાલી વગેરે અનાજ નિપજાવે છે (ઉત્પન્ન કરાવે છે) અને તે સુષેણ સેનાધિપતિ નાગકુમાર દેવોના ઉપદ્રવને દૂર કરી ભિલ્લોને જ્યારે વશ કરે છે, ત્યારે તેઓ તેને રત્નાદિ ભેટ કરે છે તે પછી તે અટ્ઠમ કરીને ક્ષુલ્લ હિમવત પર્વતના અધિષ્ઠાયક દેવને વશ કરતા તે તેને પુષ્પાદિની માલાઓ વગેરે ભેટ કરે છે ત્યાર પછી ઋષભકૂટ પર ભરત મહારાજાએ પોતાનુ નામ

લણીને સ્ત્રીરત્ન મેળવીને અને ગંગા દેવોની સાધના વગેરે કરીને ખંડપ્રપાત ગુફાના અધિષ્ઠાયક નૃત્તમાલ દેવને અઠ્ઠમ કરી વશ કર્યો. તેણે ભરત મહારાજાને ઘરેણાં વગેરેની ભેટ કરી. પછી સુષેણ સેનાધિપતિએ ગંગા નદીના પાછળના નિષ્કૂટો સાધ્યા, (વશ કર્યા) ત્યારે ત્યાંના રહીશ લોકોએ તેમને રત્નાદિ આપ્યા. આ હકીકત જણાવીને કહ્યું કે તેણે ખંડપ્રપાત ગુફાના બારણાં ઉઘાડયા વગેરે બીના વિસ્તારથી જણાવી છે. પછી ઉન્મગ્નાદિ નદીયોનું ઉતરવું, અને ગંગા નદીના પશ્ચિમ કાંઠે નવ નિધિના અધિષ્ઠાયક દેવોના નિમિત્તે અઠ્ઠમ કરતાં નિધાનનું પ્રકટ થવું, તથા ભરત રાજાએ ૧૪ રત્નો, ૯ નિધિ, સ્ત્રીરત્ન વગેરે સહિત ધામધૂમથી અયોધ્યા નગરીમાં કરેલ પ્રવેશ, તેમજ ભરત મહારાજાના ચક્રવર્ત્તિપણાના અભિષેક વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે પછી ચક્રાદિ રત્નોને ઉત્પન્ન થવાના સ્થાનો, અને ભરત ચક્રવર્ત્તિની ઋદ્ધિનું વર્ણન કરીને જણાવ્યું કે–આદર્શમાં શરીરની શોભા જોવાના પ્રસંગે અનિત્ય ભાવનાનો વિચાર કરતાં ભરત ચક્રવર્ત્તીને કેવલજ્ઞાન પ્રકટ થયું. દશ હજાર રાજાઓની સાથે સર્વજ્ઞ શ્રીભરત ચક્રવર્ત્તીએ દીક્ષા લીધી, એક લાખ પૂર્વ સુધી કેવલીપણે વિચરી ઘણાં જીવોને તારી અષ્ટાપદ પર્વતે અનશન કરી મોક્ષે ગયા. આ હકીકત વિસ્તારથી જણાવીને અંતે ભરત ક્ષેત્રનો અન્વર્થ (શબ્દ પ્રમાણે થતો અર્થ) સમજાવ્યો છે. તેમાં કહ્યું છે કે આ ક્ષેત્રના અધિષ્ઠાયક દેવનું નામ ભરત હોવાથી તે ભરતક્ષેત્ર નામથી ઓળખાય છે. તે દેવનું આયુષ્ય એક પલ્યોપમનું જાણવું.

॥ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના ત્રીજા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના ચોથા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં જંબૂદ્વીપમાં આવેલા વર્ષધર પર્વતો, કૂટો (શિખરો), તીર્થો (માગધ વગેરે) વિદ્યાધરોના નગરોની શ્રેણીઓ, ૩૪ વિજયો (૧ ભરત, ૨ ઐરવત, ૩થી૩૪ મહાવિદેહની ૩૨ વિજયો) દ્રહો અને નદીયો વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. તે અનુક્રમે આ રીતે જાણવું.

૧ ક્ષુલ્લ હિમવંત વર્ષધર પર્વત, ૨ પદ્મદ્રહ, તેના કમળો, મણિપીઠિકા, શયનીય (શ્રીદેવીની શય્યા, પથારી) શ્રીદેવી, તેનો સામાનિક દેવાદિનો પરિવાર, અને કમલોના પરિક્ષેપ (ગોળાકારે ઘેરાવો) વગેરેનું વર્ણન અનુક્રમે વિસ્તારથી કર્યું છે. પછી ગંગા સિંધુ રોહિતાંશા આ ત્રણ નદીયોનું, ને તે દરેક નદીના પ્રપાત કુંડોનું તથા દ્વીપાદિનું તેમજ હિમવંત પર્વતની ઉપર આવેલ સિદ્ધાયતન વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે આ રીતે ક્ષુલ્લહિમવંતની બીના ટૂંકમાં જણાવીને હિમવત્ક્ષેત્રની હકીકત શરૂ કરી છે. તેમાં શબ્દાપાતી નામે ગોળ વૈતાઢય પર્વત અને તેના અધિષ્ઠાયક દેવનું વર્ણન કરીને હિમવત્ક્ષેત્રનો અન્વર્થ

( શબ્દાર્થ ) સમજાવ્યો છે પછી મહાહિમવંત પર્વતના વર્ણનમાં મહાપદ્મહ્રદ, હ્રીદેવી અને રોહિતા નદી, હરિકાંતા નદી, તથા તેના પ્રપાતકુંડો, તેમજ દ્વીપાદિની હકીકત કહીને છેવટે તેના ૮ શિખરોની પણ બીના સ્પષ્ટ સમજાવી છે પછી હરિવર્ષક્ષેત્ર, વિકટાપાતી પર્વત નિષધપર્વત, તિગિચ્છિહ્રદ, ધૃતિદેવી, હરિનદી, સીતોદાનદી, તેના પ્રપાતકુંડો, સિદ્ધાયતન, અને ૯ કૂટ વગેરેનું વર્ણન અનુક્રમે વિસ્તારથી કર્યું છે પછી પૂર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહ, દેવકુરૂ, ઉત્તરકુરૂ ( યુગલિયા ક્ષેત્રો ) નું વર્ણન અનુક્રમે વિસ્તારથી કર્યું છે પછી ગંધમાદન પર્વત, તેના ૭ કૂટ, ઉત્તરકુરૂ નામે યુગલિયાનું ક્ષેત્ર, તેની ભૂમિ, પદ્મગંધાદિ ૬ જાતિ, યમક પર્વત, તેનો અધિષ્ઠાયક દેવ, તેની રાજધાની, જિનેશ્વર દેવોની દાઢા, આ બધા પદાર્થોનું સ્વરૂપ ક્રમસર વિસ્તારથી સમજાવ્યું છે પછી નીલવંત વગેરે પાંચ દ્રહો, અને કાંચનપર્વતો, જંબૂવૃક્ષની વેદિકા ( નાનો ઓટલો ) તેના ત્રિસોપાન ( ત્રણ પગથિયા ) તથા મણિપીઠીકા શાખા, દેવચ્છંદ, ત્યાં રહેલી જિનપ્રતિમાઓ, અનાદૃતદેવનું ભવન, શયનીય, તેનો પરિવાર, વાન, કૂટ, આ પદાર્થોની હકીકત ક્રમસર વિસ્તારથી સમજાવીને છેવટે જંબૂનામનો અન્વર્થ ( શબ્દાર્થ ) વગેરે બીના સ્પષ્ટ જણાવી છે પછી ઉત્તરકુરૂનો અન્વર્થ માલ્યવંતવક્ષસ્કાર, તેના ૯ કૂટ, હરિસહકૂટ, તેનો સ્વામીદેવ, માલ્યવંતસ્કંધનો અન્વર્થ, તથા કચ્છવિજય, ત્યાં આવેલ વૈતાઢ્યપર્વત, તેની ઉપરના વિદ્યાધરોના નગરો અને આભિયોગિક દેવોની શ્રેણિ, સિંધુ અને ગંગાનદી, તેમના કુંડો, આ બધા પદાર્થોનું ક્રમસર વિસ્તારથી વર્ણન કર્યું છે પછી ચિત્રકૂટ નામે વક્ષસ્કાર પર્વત અને તેના કૂટ વગેરે, સુકચ્છાદિ વિજય, તે દરેકની રાજધાની કુંડ, નદીઓ વગેરેનું વર્ણન કરીને વચ્છાદિ વિજયોનું અને તે દરેકની સુસીમાદિ રાજધાનીનું તથા ત્રિકૂટાદિ વક્ષસ્કાર પર્વત વગેરેનું સ્વરૂપ વિસ્તારથી સ્પષ્ટ સમજાવ્યું છે પછી સૌમનસ નામે વક્ષસ્કારપર્વત, સિદ્ધાયતનાદિ, અને દેવકુરૂ, પદ્મગંધાદિજાતિ, તથા ચિત્ર વિચિત્ર નામના કૂટ, તેમજ નિષધદ્રહાદિ પાંચ દ્રહોનું વર્ણન કરીને કૂટ, શાલ્મલીવૃક્ષ, વિદ્યુત્પ્રભ વક્ષસ્કારપર્વત, તેના કૂટ અને અધિષ્ઠાયક દેવ વગેરેનું સ્વરૂપ સમજાવીને અંતે વિદ્યુત્પ્રભનો શબ્દાર્થ જણાવ્યો છે પછી પક્ષ્માદિ વિજયોનું અને તે દરેક વિજયની રાજધાની તથા અંકાવતી વગેરે વક્ષસ્કારોનું વર્ણન ટૂંકામાં કરીને મેરૂપર્વતની બીના શરૂ કરતા મેરૂનું સ્થાન અને તેની લંબાઇ વગેરે તથા ભદ્રશાલવન, નંદનવન, સૌમનસવન, તેમજ પંડકવનની બીના જણાવીને તે વનોના કુમુદ વગેરેની અને વાવડીયોની તથા પદ્મોત્તર વગેરે દિક્કૂટોની હકીકત સ્પષ્ટ સમજાવી છે પછી નંદનવનની લંબાઈ વગેરે, ત્યાંના સિદ્ધાયતનો, વાવ, તથા નંદનવન કૂટાદિ ૯ કૂટો, આ બધા પદાર્થોનું વર્ણન કરીને સૌમનસવનની લંબાઇ વગેરે, અને પંડકવનની તથા ચૂલિકાની લંબાઇ વગેરે કહીને પાંડુશિલા વગેરે અભિષેક શિલાઓનું અને મેરૂના ત્રણ કાંડનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે જે શિલાની ઉપર ઈંદ્રાદિ દેવો શ્રીતીર્થંકર દેવના જન્મ કલ્યાણકનો અભિષેક કરે, તે અભિષેક શિલા કહેવાય પછી મેરૂના નામ અને અન્વર્થ કહીને નીલવદ્વર્ષધર પર્વતનું અને સીતા નદી નારીકાંતા નદી તથા કૂટનું, તેમજ રમ્યક ક્ષેત્ર (અકર્મભૂમિ), ગંધાપાતી પર્વત, રૂકિમ પર્વત તથા તેના ૮ કૂટનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી હૈરણ્યવત ક્ષેત્રનું અને માલ્યવંત

નામે ગોળ વૈતાઢ્ય પર્વતનું તથા શિખરી પર્વત અને તેના કૂટોનું વર્ણન કરીને ઐરવત ક્ષેત્રનું સ્વરૂપ અને અન્વર્થ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

॥ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના ચોથા વક્ષસ્કારનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના પાંચમા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં શ્રોતીર્થંકર દેવોના જન્માવસરે છપ્પન્ન દિક્કુમારીઓના કાર્યોનું અને ચોસઠ ઈંદ્રોએ મેરૂ પર્વતની ઉપર કરેલા જન્માભિષેકાદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે. ૫૬ દિક્કુમારીઓમાં ૮ અધોલોકમાં રહેનારી ભોગંકરા વગેરેના અને ઉર્ધ્વલોકમાં રહેનારી મેઘંકરા વગેરે ૮ દિક્કુમારીઓના તથા રૂચક પર્વતની પૂર્વાદિ ચાર દિશાઓમાં રહેનારી ૮–૮ દિક્કુમારીઓ મળીને ૪ દિશાની ૩૨ દિક્કુમારીઓના તેમજ રૂચકગિરિના ચાર ખૂણામાં રહેનારી ૪ દિક્કુમારીઓના અને મધ્ય રૂચકની ૪ દિક્કુમારીઓના કર્તવ્યો વિસ્તારથી સમજાવ્યા છે. પછી જિન જન્મના પ્રભાવે ઈંદ્રાસનનો કંપ (હાલવું), સૌધર્મેન્દ્રે કરેલી સ્તુતિ, ઇંદ્રની જન્મોત્સવ કરવાની ઈચ્છા, તેણે દેવોને બોલાવી જિન જન્મની ઉદ્ઘોષણા કરાવીને પાલક વિમાનની રચના કરાવી, તેમાં શક્ર વગેરે ઉચિત સ્થાને બેસીને સ્વર્ગમાંથી નીકળી અહીં આવ્યા, શક્રેન્દ્ર પ્રભુનું પ્રતિબિંબ સ્થાપીને પ્રભુને મેરૂ પર્વતની ઉપર લઇ ગયા. ત્યાં બાકીના ૬૩ ઇંદ્રો આવ્યા. અચ્યુતેન્દ્રે આભિયોગિક દેવોની મારફત જન્માભિષેકની સામગ્રી મંગાવી, સૌધર્મેન્દ્ર સિવાયના ઇંદ્રોએ ક્રમસર અભિષેક કરવા માંડયા. તે વખતે વાજિંત્રો વાગે છે, દેવો નાચે છે, ને ગાય છે. અંતે પ્રભુને ઘરેણાં વગેરે પહેરાવીને અષ્ટમંગલ આલેખે પછી સ્તુતિ કરે છે. સૌધર્મેન્દ્ર ચાર બળદના રૂપો કરીને પ્રભુને અભિષેક વગેરે કરીને અહીં લાવી પ્રતિબિંબ સંહરી હિરણ્યાદિની વૃષ્ટિ કરાવે છે. અને કોઇએ પ્રભુનું અને પ્રભુની માતાનું અનિષ્ટ ચિંતવવું નહિ, જો ચિંતવશે તો શિક્ષા પામશે આવી ઉદ્ઘોષણા કરાવે છે. તે બધા મુદ્દાઓનું વિસ્તારથી વર્ણન કર્યું છે. પછી ઇંદ્ર વગેરે નંદીશ્વરે અષ્ટાહ્નિકા મહોત્સવ કરી સ્વસ્થાને (સ્વર્ગમાં) જાય છે. આ બધી હકીકતો અહીં વિસ્તારથી જણાવી છે. આ પાંચમા વક્ષસ્કારના આધારે જ પ્રાકૃત સંસ્કૃત ગુજરાતી ભાષામાં સ્નાત્રાદિની સંકલના થઈ છે.

॥ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના પાંચમા વક્ષસ્કારનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના છઠ્ઠા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં શરૂઆતમાં કહ્યું છે કે જંબૂદ્વીપના ચરમ પ્રદેશો (છેક છેલ્લા પ્રદેશો) લવણ સમુદ્રને સ્પર્શે છે (અડકે છે), છતાં તે પ્રદેશો જંબૂદ્વીપના જ છે એમ કહેવાય. કારણ કે

જંબૂદ્વીપની સીમા (મર્યાદા, હદ)મા તે પ્રદેશો રહેલા છે એજ પ્રમાણે લવણ સમુદ્રના ચરમ પ્રદેશો જંબૂદ્વીપના ચરમ પ્રદેશોને અડકે છે ખરા, પણ અડકવા માત્રથી તે પ્રદેશો જંબૂદ્વીપના કહેવાય જ નહિ કારણ કે તે લવણ સમુદ્રની હદમા રહેલા છે અહી તર્જની આગળી અને જ્યેષ્ઠ આગળીનુ દૃષ્ટાંત સમજવા જેવુ છે તે આ પ્રમાણે-અંગુઠાની પછીની આગળી તર્જની કહેવાય લેકો જે આગળી લાબી કરીને સામા ઉભેલા માણસને તર્જના કરવા (તિરસ્કાર કરવા) પૂર્વક એમ કહે કે-"તુ યાદ રાખજે, થોડા વખતમા હુ તારી ખબર લઈશ" તે આગળી તર્જની કહેવાય બીજો અર્થ એ કે-જેનાથી તર્જના કરાય, તે તર્જની કહેવાય અને તર્જની આગળીની પછીની જે આગળી તે જ્યેષ્ઠા (મોટી) આગળી કહેવાય બધી આગળીઓમા તેજ મોટી છે, માટે તે જ્યેષ્ઠા એટલે મોટી આગળી કહેવાય છે તર્જની આગળી જ્યેષ્ઠા આગળીને અડકે, તો પણ તે તર્જની કહેવાય, ને જ્યેષ્ઠા આગળી તર્જનીને અડકે, તો પણ તે જ્યેષ્ઠા આગળીજ કહેવાય કારણ કે બંને અલગ અલગ સ્થાનમા રહી છે આ હકીકત જણાવીને કહ્યુ કે જંબૂદ્વીપના જીવો મરીને કેટલાએક જીવો લવણસમુદ્રમા ઉત્પન્ન થાય ને કેટલાએક જીવો ત્યા ઉત્પન્ન થતા નથી કારણ કે કર્માનુસારે જીવોના જન્મ મરણ થાય છે અહી આ હકીકત સ્પષ્ટ જણાવી છે પછી જંબૂદ્વીપના ૧ ખાડવા, ૨ યોજન, ૩ ક્ષેત્રો, ૪ પર્વતો, ૫ કૂટો, (શિખરો) ૬ તીર્થો, ૭ શ્રેણિયો, ૮ વિજયો, ૯ દ્રહો, અને ૧૦ નદીઓનુ સ્વરૂપ પ્રમાણ વગેરે હકીકત વિસ્તારથી સરલ પદ્ધતિએ જણાવી છે

॥ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના છઠ્ઠા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

॥ શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના સાતમા વક્ષસ્કારનો સંક્ષિપ્ત પરિચય ॥

અહી પૂર્વધર સ્થવિર ભગવતે સૂર્યપ્રજ્ઞપ્તિનો ને ચંદ્રપ્રજ્ઞપ્તિનો સાર ટૂકામા બહુજ સરલ પદ્ધતિએ જણાવ્યો છે આ સૂત્રના રચનાર મહાપુરૂષનુ નામ જણાવ્યું નથી પણ સંભવ છે કે સૂત્રની પ્રૌઢ પ્રાકૃત ભાષા જોતા મહાસમર્થ વિશિષ્ટ પ્રતિભાશાલી સ્થવિર ભગવંતે આ સૂત્ર રચ્યું હોય સૂર્યપ્રજ્ઞપ્તિનો અને ચંદ્રપ્રજ્ઞપ્તિનો અર્થ સમજવામા આ છેલ્લો વક્ષસ્કાર મદદગાર છે આ કારણથી આનો અર્થ પહેલા સમજીને સૂર્ય પ્રજ્ઞપ્તિ તથા ચંદ્રપ્રજ્ઞપ્તિનો અભ્યાસ કરવો ઉચિત છે અહી શરૂઆતમા ચંદ્ર વગેરેના પ્રકાશ વગેરેની હકીકતને જણાવી અનુક્રમે સૂર્યના ૧૮૪ મંડલોનુ વર્ણન કરીને અભ્યંતર મંડલનુ અને બાહ્ય મંડલનુ આંતરૂ, અને દરેક મંડલની લબાઈ પહોળાઈ તથા પરિક્ષેપ (ગોળ ઘેરાવો, પરિધિ)નુ સ્વરૂપ, તથા સર્વાભ્યંતર મંડલની અને મેરૂની વચ્ચેનુ આંતરૂ, તેમજ દરેક મંડલે આંતરાનુ વધવું વગેરે બીના સ્પષ્ટ જણાવી છે પછી અભ્યંતર મંડલાદિની લબાઇ પહોળાઈ વગેરે કહીને દરેક મંડલમા રહેલો સૂર્ય એક મુહૂર્ત્તમા કેટલી ગતિ કરે ?

આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો કરીને ૧ કયારે દિવસ વધે ને રાત્રિ ઘટે? તથા કયારે રાત મોટી થાય ને દિવસ નાનો થાય? ૨ સૂર્ય અભ્યંતર મંડલાદિમાં ચાલતો હોય તે વખતે તેનું તાપક્ષેત્ર કેટલું હોય? એટલે સૂર્યનો તાપ કેટલા ક્ષેત્રોમાં ફેલાય? ૩ સૂર્ય ઉગે ત્યારે ને તે પછીના ટાઇમે અહીંના લોકોને કેટલા યોજન દૂરથી દેખાય? ૪ જે સૂર્યે એક મંડલમાં પહેલાં ગતિ કરી હોય, ત્યાં તે ફરી કયારે ગતિ કરે? ૫ સૂર્યનો તાપ ઉંચે અને નીચેના ભાગમાં તથા આજુબાજુના ભાગમાં કયાં સુધી ફેલાય? ૬ એક ઈંદ્ર ચ્યવ્યા બાદ જ્યાં સુધી બીજો ઈંદ્ર ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી સામાનિક દેવો ઈંદ્રનો કારભાર કઇ પદ્ધતિએ કેટલા ટાઇમ સુધી ચલાવે છે. આ ૬ પ્રશ્નોના ઉત્તરો વિસ્તારથી સમજાવ્યા છે. પછી ચંદ્રના મંડલોની બીના અને તેના અભ્યંતર મંડલનું તથા બાહ્ય મંડલનું આંતરૂં તથા મંડલોમાં એક મંડલથી બીજા મંડલનું આંતરૂં, તેમજ દરેક મંડલની લંબાઈ વગેરેની હકીકત સ્પષ્ટ સમજાવી છે. પછી મેરૂની અને અભ્યંતર મંડલાદિની વચ્ચેનું આંતરૂં, અને સર્વાભ્યંતર મંડલાદિની લંબાઈ વગેરે કહીને અભ્યંતર મંડલાદિમાં ગતિ કરતા ચંદ્રની એક મુહૂર્ત્તમાં ગતિનું પ્રમાણ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. ત્યાર બાદ નક્ષત્રોના મંડલો, તેનો અવગાહ, તથા અભ્યંતર મંડલનું ને બાહ્ય મંડલનું આંતરૂં, તેમજ મંડલોનું માંહોમાંહેનું આંતરૂં કહીને ચંદ્ર સૂર્યના ઉદયાદિની હકીકત જણાવતાં દિવસનું ને રાત્રિનું પ્રમાણ વગેરેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. પછી સંવત્સરના નક્ષત્રસંવત્સરાદિ ભેદોની લૌકિક માસ પક્ષ વગેરેની અને લોકોત્તર માસ (મહિના) પક્ષાદિની હકીકત તથા ૩૦ મુહૂર્ત્તના નામ, તેમજ બલ વગેરે ચલકરણો અને સ્થિરકરણોની હકીકત વિસ્તારથી સમજાવી છે. પછી એક યુગમાં અયન વગેરેનું પ્રમાણ, અને યોગદ્વારાદિનું સ્વરૂપ કહ્યું છે. પછી નક્ષત્રનાં નામ તથા નક્ષત્રોના ચંદ્રની સાથે થતા દક્ષિણયોગાદિની બીના, તેમજ અભિજિત્ વગેરે નક્ષત્રોની, દેવતાની અને તારાઓની હકીકત વિસ્તારથી સમજાવી છે. પછી નક્ષત્રોનાં ગોત્ર અને સંસ્થાનોની બીના તથા અભિજિત્ વગેરે નક્ષત્રોના ચંદ્રની કે સૂર્યની સાથે થતા યોગનું કાલમાન, તેમજ તે નક્ષત્રોના કુલ ઉપકુલાદિની બીના કહીને પૂનમના ને અમાવાસ્યાના નક્ષત્રાદિની બીના અને શ્રાવણ વગેરે મહિનામાં દિવસના અને પૌરૂષીના પ્રમાણની હકીકત સ્પષ્ટ સમજાવી છે. પછી યોગાદિની સંગ્રહ ગાથા અને ચંદ્રાદિના પરિવારાદિને જણાવનારી બે સંગ્રહ ગાથા કહીને ચંદ્રની ને સૂર્યની ઉપર નીચે અને આજુબાજુ રહેલા તારાઓની હકીકત અને ૮૮ ગ્રહોના નામ તથા તેના પરિવાર વગેરેની બીના વિસ્તારથી જણાવી છે. પછી મેરૂ પર્વતના નીચેના તળીયાથી જ્યોતિશ્ચક્ર વગેરેની વચ્ચેનું આંતરૂં, નક્ષત્રની ઉપર નીચે બ્હાર અને અંદરના ભાગમાં ગતિ; તથા ચંદ્રના અને સૂર્યના વિમાનના આકાર વગેરેનું તેમજ તે વિમાનને ઉપાડનારા દેવોનું સ્વરૂપ જણાવીને ચંદ્ર વગેરેમાં કોની ગતિ ઉતાવળી હોય? કોણ થોડી ઋદ્ધિવાળા? ને કોણ વધારે ઋદ્ધિવાળા છે? આ પ્રશ્નોના ઉત્તરો આ પ્રમાણે સ્પષ્ટ સમજાવ્યા છે. ચંદ્રની ચાલ (ગતિ) કરતાં સૂર્યની ચાલ ઉતાવળી હોય છે તથા સૂર્યની ચાલ કરતાં અનુક્રમે ગ્રહ નક્ષત્ર અને તારાઓની ચાલ ઉતાવળી હોય છે. આમાંથી સમજવાનું એ મળે છે કે ચંદ્રાદિ પાંચ જ્યોતિષિઓમાં

ચંદ્રની ચાલ બધાથી ધીમી ને તારાની ચાલ ઉતાવળી હોય છે એમ ચંદ્રાદિની જણાવેલી એક મુહૂર્ત્તની ગતિનો વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે ચંદ્રની એક મુહૂર્ત્તની ગતિના પ્રમાણથી સૂર્યની મુહૂર્ત્ત ગતિનું પ્રમાણ વધારે હોય છે, એમ ક્રમસર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારાની મુહૂર્ત્ત ગતિમાં પણ સમજવું

તારાથી નક્ષત્રો મહર્દ્ધિક હોય છે, નક્ષત્રોથી અનુક્રમે ગ્રહો, સૂર્યો અને ચંદ્રો મહર્દ્ધિક જાણવા આમાંથી સમજવાનું એ મળે છે કે બધાથી થોડી ઋદ્ધિવાળા તારાઓ છે અને ચંદ્રમા સર્વથી અધિક ઋદ્ધિવાળા જાણવા અહીં યાદ રાખવું જોઈએ કે ગતિની વિચારણામાં જે જે જેનાથી જે ક્રમે શીઘ્ર ગતિવાળા જણાવ્યા, તે ઋદ્ધિની વિચારણામાં તેનાથી ઉલટા ક્રમે મહર્દ્ધિક જાણવા આ રીતે આ હકીકત કહીને બે તારાની વચ્ચેનું આંતરૂં જણાવ્યું છે પછી ચંદ્રની અગ્રમહિષીઓ જણાવીને કહ્યું કે-જ્યાં જિન દાઢાઓ હોય ત્યાં દેવો મૈથુનાદિ અનુચિત ક્રિયા કરતા નથી પછી અંગારકાદિ ગ્રહોની ને અગ્રમહિષીઓની બીના અને ચંદ્રાદિના તથા ચંદ્ર સૂર્યના દેવ દેવીના સમુદાયરૂપ પરિવારનું જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્ય તેમજ નક્ષત્રોના દેવતાની બીના કહીને ચંદ્રાદિનું અલ્પબહુત્વ આ પ્રમાણે જણાવ્યું છે ચંદ્ર તથા સૂર્યો થોડા જાણવા પણ જેટલા સૂર્યો તેટલા જ ચંદ્રો છે તે બંનેથી અનુક્રમે નક્ષત્રો, ગ્રહો અને તારાઓ સંખ્યાતગુણા જાણવા પછી જંબૂદ્વીપમાં તીર્થંકર ચક્રવર્તી બલદેવ વાસુદેવ નિધિ વગેરેની જઘન્યથી ને ઉત્કૃષ્ટથી સંખ્યા જણાવીને જંબૂદ્વીપની લંબાઈ પહોળાઈ વગેરેનું પ્રમાણ, અને તેના શાશ્વતત્વાદિનો નિર્ણય તથા જંબૂદ્વીપનો અન્વર્થ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે પછી સૂત્રકારે સૂત્રનો ઉપસંહાર કર્યો છે ને ટીકાકારે વિસ્તારથી પ્રશસ્તિ ૫૧ શ્લોકમાં જણાવી છે તેમાં કહ્યું છે કે-શ્રીવિજય હીરસૂરિના શિષ્ય મહોપાધ્યાય શ્રીસકલચંદ્ર ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીશાંતિચંદ્ર ગણિએ વિ૦ સં૦ ૧૬૫૧માં અકબર બાદશાહના રાજ્યમાં આ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રની 'પ્રમેયરત્નમંજૂષા' નામે ટીકા બનાવી

॥ શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રનો ટૂંક પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો ઓગણીસમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐

卐

## ॥ વીશમો પ્રકાશ ॥

### ॥ ૮ થી ૧૨ (૫) ઉપાંગોના સમુદાયરૂપ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધનો પરિચય ॥

॥ आर्या ।

निरयावलिवुत्तंतं, वण्णिज्जइ जत्थ सो सुयक्खंधो ॥
निरयावलियाभिक्खो, त्रिण्णेओ एस सद्दत्थो ॥ १५२ ॥

एवं पढमे वग्गे, चउसु ण वग्गत्थ पंच पंचण्हं ॥
अंतिल्लाणंगाणं, अज्झयणा दस दस चउण्हं ॥ १५३ ॥

बारस पंचमवग्गे, बावण्णा अंतगडदसंगस्स ॥
निरयावलिओवंगं, तह कप्पवडिंसिया नवमे ॥ १५४ ॥

तह पुप्फिया य दसमे, विवागसुय पुप्फचूलिओवंगं ॥
एवमुवंगववत्था, वह्निदसा दिट्ठिवायस्स ॥ १५५ ॥

कालकुमाराईणं, पढमे सेणियनिवस्स पुत्ताणं ॥
तणयाणंपि सुयाणं, पोम्माईणं विइयवग्गे ॥ १५६ ॥

चंदाईण दसण्हं, तइए वग्गे य देवदेवीणं ॥
दसदेवीण चउत्थे, बारसपुत्ताणमंतिल्ले ॥ १५७ ॥

શબ્દાર્થ:—જેમાં નરકમાં જનારા જીવોની શ્રેણીનું વર્ણન કર્યું છે, તે નિરયાવલિકા શ્રુતસ્કંધ કહેવાય, આ રીતે નિરયાવલિકા શ્રુતસ્કંધ શબ્દનો અર્થ જાણવો. ॥૧૫૨॥ આવી બીના પહેલા વર્ગમાં જ કહી છે. પણ બાકીના ચાર વર્ગોમાં તેવી બીના કહી નથી. એટલે પહેલા વર્ગમાં નરકગામી જીવોની બીના કહેલી હોવાથી નિરયાવલિકા શ્રુતસ્કંધ નામ પાડયું છે. અહીં પાંચ વર્ગો છે. તે દરેક વર્ગને છેલ્લા પાંચ અંગોના ક્રમસર ઉપાંગ તરીકે સમજવા. પહેલા ચાર વર્ગોના ૧૦–૧૦ અધ્યયનો છે. ને પાંચમાં વર્ગના ૧૨ અધ્યયનો કહ્યા છે. બધા મળીને પાંચે વર્ગોના બાવન (૫૨) અધ્યયનો જાણવા. હવે ઉપાંગની વ્યવસ્થા જણાવું છું. તે આ પ્રમાણે જાણવી—આઠમા અંતગડ દશાંગનું નિરયાવલિકા (કલ્પિકા) નામે ઉપાંગ કહ્યું છે. અને શ્રી અનુત્તરોપપાતિક દશાંગનું કલ્પાવતંસિકા નામે ઉપાંગ જાણવું, તથા પ્રશ્ન વ્યાકરણનું પુષ્પિકા નામે ઉપાંગ જાણવું, તેમજ વિપાક સૂત્રનું પુષ્પચૂલિકા નામે ઉપાંગ જાણવું. વળી

દૃષ્ટિવાદનું વહ્નિદશા નામે ઉપાંગ જાણવું ॥૧૫૩-૧૫૫॥ પહેલા વર્ગમાં શ્રેણિક રાજાના કાલ કુમાર વગેરે દશ પુત્રોની બીના કહી છે બીજા વર્ગમાં શ્રેણિક રાજાના પુત્રોના પુત્રો એટલે પદ્મકુમાર વગેરે ૧૦ પૌત્રોની બીના કહી છે ત્રીજા વર્ગમાં ચંદ્ર સૂર્યાદિ ૧૦ દેવોનું, ને ચોથા વર્ગમાં શ્રી હ્રી વગેરે ૧૦ દેવીઓનું વર્ણન કર્યું છે અને છેલ્લા એટલે પાંચમા વર્ગમાં કૃષ્ણ વાસુદેવના મોટા ભાઈ બલદેવના ૧૨ પુત્રોનું વૃત્તાંત જણાવ્યું છે ॥ ૧૫૬-૧૫૭ ॥

સ્પષ્ટાર્થ—હવે હું જૈન પ્રવચન કિરણાવલીના એકવીશમા પ્રકાશમાં શ્રીનિરયાવલિકા શ્રુતસ્કંધનો સંક્ષિપ્ત પરિચય જણાવું છું પૂર્વે જણાવેલા પાંચે ઉપાંગોનું ભેગું નામ "શ્રીનિરયાવલિકા શ્રુતસ્કંધ" કહેવાય છે એટલે અહીં પાંચ ઉપાંગોનું વર્ણન કર્યું છે 'નિરયાલિકા' આવું નામ તો ખરી રીતે તેના પાંચ વર્ગોમાંના પહેલા વર્ગમાં કહેવી બીના તરફ લક્ષ્ય રાખીનેજ પાડયું હોય એમ ચોક્કસ નિર્ણય થઈ શકે છે કારણ કે અહીં શ્રેણિક રાજાના પુત્ર અને કોણિકના નાનાભાઈ કાળકુમાર વગેરે દશે કુમારોના દશ અધ્યયનો જણાવ્યા છે તેમાં કહ્યું છે કે તે કાળકુમાર વગેરે દશ કુમારો ચેટક રાજા સાથેના યુદ્ધમાં ચેટક (ચેડા) રાજાના એકેક બાણથી મરણ પામીને નરકે ગયા આ હકીકત વિસ્તારથી જણાવી છે, તેથી તેને નિરય એટલે નરકે જનારા જીવોની શ્રેણી રૂપ કહી શકાય તેમ છે પણ બાકીના ચાર વર્ગોમાં દેવલોકમાં જનારા જીવોની જ બીના કહેલી હોવાથી તે ચાર વર્ગોની અપેક્ષાએ નિરયાવલિકા નામની પ્રસિદ્ધિ નથી, એમ નિર્ણય થઇ શકે છે આ સૂત્રની શરૂઆતમાં કહ્યું કે—રાજગૃહી નગરીની બહાર ગુણશીલ નામના યક્ષના ચૈત્યવાળા બગીચામાં શ્રી સુધર્માસ્વામી પધાર્યા અશોક નામના ઝાડની નીચે પૃથ્વી શિલાપટ્ટની ઉપર તેઓ બીરાજ્યા તે ખબર સાંભળીને રાજગૃહીમાંથી શ્રેણિક રાજા વગેરે પર્ષદા તેમને વંદન કરવા આવી સુધર્માસ્વામીએ ધર્મોપદેશ આપ્યો તે સાંભળીને પર્ષદા પાછી સ્વસ્થાને ગઇ ત્યાર પછી સુધર્માસ્વામીના મુખ્ય શિષ્ય શ્રીજંબૂસ્વામીએ વિનયપૂર્વક વંદના કરીને ગુરૂને પૂછયું કે—હે સ્વામી! શ્રમણ ભગવંત મહાવીર દેવે સાત ઉપાંગોના અર્થ કહ્યા પછી નિરયાવલિકા શ્રુતસ્કંધનો શો અર્થ કહ્યો છે? સુધર્માસ્વામીએ કહ્યું કે—આ નિરયાવલિકા શ્રુતસ્કંધના (૧) નિરયવલિકા (કલ્પિકા) (૨) કલ્પાવતંસિકા (૩) પુષ્પિકા (૪) પુષ્પચૂલિકા (૫) વહ્નિદશા આ રીતે પાંચ વર્ગો કહ્યા છે ફરી તે જંબૂસ્વામીએ પૂછયું કે પહેલા નિરયાવલિકા નામના વર્ગમાં કેટલા અધ્યયનો કહ્યા છે? જવાબમાં સુધર્માસ્વામીએ કહ્યું કે-પહેલા વર્ગના ૧ કાળ, ૨ સુકાળ, ૩ મહાકાળ, ૪ કૃષ્ણ, ૫ સુકૃષ્ણ, ૬ મહાકૃષ્ણ, ૭ વીરકૃષ્ણ, ૮ રામકૃષ્ણ, ૯ પિતૃસેનકૃષ્ણ, ૧૦ મહાસેનકૃષ્ણ આ રીતે દશ અધ્યયનો કહ્યા છે આ દશે કુમારોના નામ તેમની માતાના નામને અનુસરતા છે એટલે કાલીરાણીના પુત્ર કાલકુમાર, સુકાલીરાણીનો પુત્ર સુકાલકુમાર વગેરે શ્રેણિક રાજાની ચેલ્લણા રાણીથી નાની એવી આ દશે

રાણીઓના કાલકુમારાદિની બીના અનુક્રમે તે તે અધ્યયનોમાં કહેલી હોવાથી કુમારોના નામેજ અધ્યયનો ઓળખાય છે.

ત્યાર પછી જંબૂસ્વામીજી પૂછે છે કે—પહેલા અધ્યયનમાં શો અર્થ જણાવ્યો છે? આનો જવાબ સુધર્માસ્વામી આપે છે ત્યાંથી આ નિરયાવલિકા સૂત્રની શરૂઆત થાય છે. તેમ પહેલા અધ્યયનમાં કાલકુમારની હકીકત જણાવતાં પહેલાં કહ્યું કે—ચંપાનગરીમાં કોણિક નામે રાજા હતો, તેને પદ્માવતી નામે રાણી હતી. તેણીના આગ્રહથી કોણિકે હલ્લ અને વિહલ્લની પાસે શ્રેણિક રાજાએ આપેલ સેચનક નામનો હાથી અને અઢાર સેરનો હાર માગ્યો. બંને ભાઈઓએ (કોણિકના સગાભાઈઓએ) તે પાછા આપવાની ના પાડી. પછી "કોણિક અમારી પાસેથી આ બે વાનાં જરૂર લઈ લેશે" આવા ભયથી તે બંને કુમારો (પોતાની માતા ચેલ્લણાના પિતા અને) પોતાના માતામહ ચેટક રાજાના શરણે ગયા. કોણિકે આ વાત જાણી એટલે ત્યાં દૂત મોકલી ચેટક રાજાની પાસે તે બે વસ્તુ સહિત હલ્લ વિહલ્લને પાછા મોકલી દેવાની માંગણી કરી. ચેટક રાજાએ ન્યાય જણાવવા પૂર્વક જવાબ આપ્યો કે—"તારી જેમ એ પણ મારી પુત્રીના જ પુત્રો છે. તે મારે શરણે આવ્યા છે તેથી હું તે બંનેને તને સોંપીશ નહિ, તેમજ તારે તેમને રાજ્યનો ભાગ આપીને પછી તે બે વસ્તુની માંગણી કરવી ઉચિત છે, પણ હજુ તેં તે ભાગ તો બંનેને આપ્યા નથી. માટે બાપની મીલ્કત ત્રણેની ગણાય, તેથી તારાથી તેમની પાસે તે બે ચીજની માંગણી કરાય જ નહિ. ને તે બને મારાથી પાછા મોકલી શકાય પણ નહી" આ ઉત્તર કોણિકને ન રૂચવાથી છેવટે તેણે ચેડા રાજાને યુદ્ધ કરવા માટે તૈયાર થવા કહેવરાવ્યું. અને પોતાના નાના કાલકુમાર વગેરે ૧૦ ભાઇઓને સાથે લઇ યુદ્ધ કરવા ગયો. આ ચેટક મહારાજા સાથેના રથમુશલ નામના યુદ્ધમાં ઉપર જણાવ્યા મુજબ દશ દિવસે દશે ભાઇઓ મરાણા. અહીં કાલકુમારની માતાને ભગવંત મહાવીરસ્વામી ત્યાં પધારતાં રાત્રિએ એવો વિચાર થયો કે "કાલે સવારે પ્રભુ પાસે જઇને હું મારા પુત્ર સંબંધી ખબર પૂછું કે તેને હું જીવતો પાછો આવેલો જોઇશ કે નહી?" આથી તેણીએ બીજે દિવસે પ્રભુ પાસે જઇને તે પ્રમાણે પૂછ્યું. પ્રભુએ તેના મરણ પામ્યાની હકીકત કહી, તેથી તે શોકાતુર થઈને સ્વસ્થાને ગઈ. ત્યાર પછી શ્રીગૌતમસ્વામીએ પૂછ્યું કે-હે સ્વામી! તે કાલકુમાર મરણ પામીને ક્યાં ગયો? પ્રભુએ કહ્યું કે "ચોથી પંકપ્રભા નરકમાં હેમાભ નામે નરકાવાસમાં દશ સાગરોપમના આયુષ્યવાળા નારકપણે ઉત્પન્ન થયો છે." ત્યાર પછી પૂછ્યું કે—"તેણે આવું પાપ કર્મ ક્યારે કર્યું કે જેથી તે ચોથી નરકે ગયો? પ્રભુએ આનો ઉત્તર દેતાં શ્રેણિક રાજાનું અને કોણિકનું [ તે કોણિકના ચેલ્લણાના ગર્ભમાં આગમન (આવવાથી)થી માંડીને ] ૧ વૃત્તાંત વિસ્તારથી કહ્યું. તેમાં પ્રભુએ કાલકુમારના મરણનું નિમિત્ત કહેવાના અવસરે અભયકુમારની ને ચેલ્લણા વગેરેની બીના જણાવતાં ગૌતમસ્વામીને કહ્યું કે કોણિકનો જીવ જ્યારે ચેલ્લણાના ગર્ભમાં આવ્યો, ત્યારે તેણીને થએલ દોહલો અભયકુમારે પૂર્યો. ચેલ્લણાએ ગર્ભનો નાશ કરવા ઘણાં પ્રયત્નો કર્યાં, પણ તેમાં તે ન ફાવી, ત્યારે તેને ઉકરડામાં મૂકાવ્યો,

અહીં કુકડાએ બાલકની આગળી ચાચથી વીંધી હતી તે વાત શ્રેણિક રાજાએ જાણી ચેલણા આદિને ઠપકો આપી બાળકને ત્યાંથી પાછો મંગાવી સાચવવાનું કહી ચેલણાને સોંપ્યો કુકડાએ આગળી વીંધી, તેથી તેનું કોણિક નામ પાડયું શ્રેણિક રાજાને આની ઉપર બહુ જ પ્રેમ હોવાથી પાકેલી આગળીની વેદનાથી ગભરાઈને જ્યારે જ્યારે આ બાલક રોતો હતો, ત્યારે શ્રેણિક રાજા તેની પાકેલી આગળી પોતાના મોઢામાં રાખતા હતા, તેથી તે રોતો ન્હોતો જ્યારે તે કોણિક મોટો થયો, ત્યારે તે કોણિક પિતાનો પ્રેમ અને ઉપકાર ભૂલી ગયો, તેથી ખટપટ કરી શ્રેણિક રાજાને કેદમાં પૂરીને પોતે રાજા થયો આ બાબતમાં ચેલણાનો અસંતોષ હતો તે જાણી ચેલણાને પૂછતા તેને ખાત્રી થઈ કે–મે મારા ઉપકારી પિતાશ્રીને પાંજરામાં કેદ કરી બહુ જ દુઃખી કર્યા, તે મહાપાપ કર્યું છે એમ પશ્ચાત્તાપ કરવા પૂર્વક તેણે નિર્ણય કર્યો કે હું કુહાડાથી પાંજરૂ તોડીને પિતાશ્રીને જલ્દી છૂટા કરૂં આવી ભાવનાથી જ તે કુહાડો લઈને પાંજરા તરફ આવ્યો પણ શ્રેણિક રાજા એમ સમજ્યા કે "કોણિક મને મારવા આવે છે, પુત્રના હાથે મરવું તે કરતા હીરાકણી ચૂસીને અથવા તાલપુટ વિષ ખાઈને મરવું સારૂં છે" એમ વિચારી તે પ્રમાણે કરીને શ્રેણિક રાજા કોણિકના આવ્યા પહેલા જ મરણ પામી પહેલી નરકે ગયા આ બનાવથી કોણિકને બહુજ ખેદ થયો પિતાના ઉપકારો વારંવાર સંભારી રોવા લાગ્યો તેને ત્યાં ગમ્યું નહિ, તેથી ચંપાનગરીમાં રહેવા માંડયું આ હકીકત પણ અહીં વિસ્તારથી જણાવી છે

ત્યાર પછી ( કોણિક રાજાને થયેલ શોકનું વર્ણન પૂરૂં થતા ) હલ્લ અને વિહલ્લની હાર અને હાથીને માગવાની બીના શરૂ થાય છે તે નિમિત્તેજ ચેટકરાજા સાથે યુદ્ધ થાય છે અને તેમાં પ્રથમ કાલકુમાર યુદ્ધની શરૂઆત કરે છે આ લડાઈમાં કરેલા ઘણા જીવોના સંહારથી બાંધેલા (નરકમાં જવાના કારણભૂત) કર્મોના ઉદયે તે ચોથી નરકે ગયો છે પ્રભુએ કહેલી બીના સાંભળીને ફરી શ્રીગૌતમસ્વામીએ પૂછયું કે નરકમાંથી નીકળીને તે કયાં ઉપજશે ? આના ઉત્તરમાં જણાવ્યું કે–' નરકમાંથી નીકળી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઈ ચારિત્રને આરાધી મોક્ષે જશે આ બધી બીના અહીં વિસ્તારથી વર્ણવી છે ત્યાર પછીના બીજા નવ અધ્યયનોમાં સુકાલકુમાર વગેરે નવ કુમારોનું વર્ણન ટૂંકામાં કહીને સરખી બીના સમજવા માટે પહેલા અધ્યયનની ( કાલકુમારના વર્ણનની ) ભલામણ કરી છે એ નવે કુમારો પણ ચેટકરાજાના બાણથી મરણ પામી કાલકુમારની જેમ ચોથી નરકે જઈ મહાવિદેહમાં નર-ભવે મોક્ષ માર્ગને આરાધી મોક્ષે જશે

॥ પહેલા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

॥ બીજા કલ્પાવતંસિકા વર્ગનો ટૂંક પરિચય ॥

આ બીજા વર્ગમાં પણ દશ અધ્યયનો છે તે આ પ્રમાણે–૧ પદ્મ, ૨ મહાપદ્મ, ૩ ભદ્ર,

૪ સુભદ્ર, ૫ પદ્મભદ્ર, ૬ પદ્મસેન, ૭ પદ્મગુલ્મ, ૮ નલિનીગુલ્મ, ૯ આનંદ, ૧૦ નંદન. અહિં દરેકના અંતે અધ્યયન શબ્દ જોડવો. તેમાં પહેલો **પદ્મકુમાર** શ્રેણિક રાજાની કાલી રાણીના પુત્ર કાલકુમારની પદ્માવતી રાણીનો પુત્ર છે. તેને આઠ સ્ત્રી સાથે પરણાવવામાં આવ્યો. શ્રી મહાવીરસ્વામી ત્યાં પધારતાં તે વંદન કરવા ગયો. દેશના સાંભળી પ્રતિબોધ પામ્યો. અને માતાપિતાની આજ્ઞા લઈને તેણે દીક્ષા લીધી. ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ વગેરે ઘણી તપસ્યા કરી. પાંચ વર્ષનો ચારિત્ર પર્યાય પાળી પ્રભુની આજ્ઞા લઇ વિપુલાચળ પર્વતે એક માસનું અનશન કરી સમાધિમાં કાળધર્મ પામી પહેલા સૌધર્મ દેવલોકમાં બે સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઇ મોક્ષ માર્ગને આરાધી સિદ્ધિપદ પામશે. ॥ (૨) બીજો **મહાપદ્મ કુમાર** સુકાલી રાણીના પુત્ર સુકાલ કુમારનો પુત્ર હતો. તે ચારિત્ર લઇ કાળ કરીને બીજા ઈશાન દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થયો. બાકીની બીના પહેલા અધ્યયનની માફક જાણવી. એજ પ્રમાણે (૩) ત્રીજો કુમાર ત્રીજા દેવલોકમાં દેવ થયો. (૪) ચોથો કુમાર ચોથા માહેન્દ્ર દેવલોકમાં દેવ થયો. (૫) પાંચમો કુમાર પાંચમા દેવલોકમાં દેવ થયો. (૬) છઠ્ઠો કુમાર છઠ્ઠા લાંતક દેવલોકમાં દેવ થયો. (૭) સાતમો કુમાર મહાશુક્ર દેવલોકમાં દેવ થયો. (૮) આઠમો કુમાર સહસ્રાર દેવલોકમાં દેવ થયો. (૯) નવમો કુમાર દશમા પ્રાણત દેવલોકમાં દેવ થયો. (૧૦) દશમો કુમાર અચ્યુત દેવલોકમાં દેવ થયો. આ દશે કુમારોનાં નામ શરૂઆતમાં જણાવ્યા છે. તેઓ શ્રેણિક રાજાની કાલી વગેરે દશ રાણીઓના કાલ કુમારાદિ દશ પુત્રોના પુત્રો હતા. એટલે શ્રેણીક રાજાના દશે પૌત્રોની અનુક્રમે એકેક અધ્યયનમાં બીના કહી છે, તેથી તે કુમારના નામથી અધ્યયન ઓળખાય છે. તે દશે કુમારો દેવલોકમાંથી ચ્યવી મહાવિદેહે મનુષ્ય થઈ નિર્મલ ચારિત્રને આરાધી મોક્ષે જશે.

### ॥ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધના બીજા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

### ॥ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધના ત્રીજા વર્ગનો ટૂંક પરિચય ॥

આ વર્ગના પણ દશ અધ્યયનો છે. તે આ પ્રમાણે–૧ ચંદ્ર અધ્યયન, ૨ સૂર્ય અધ્યયન, ૩ શુક્ર અધ્યયન, ૪ બહુપુત્રિકાધ્યયન, ૫ પૂર્ણભદ્ર અધ્યયન, ૬ માણિભદ્ર અધ્યયન, ૭ દત્ત અધ્યયન, ૮ શિવ અધ્યયન, ૯ બળ અધ્યયન, ૧૦ અણાઢિય અધ્યયન. પહેલા અધ્યયનમાં જ્યોતિષી દેવલોકમાં ચંદ્રાવતંસક વિમાનમાં જ્યોતિષીના ઇંદ્ર તરીકે ઉત્પન્ન થયેલા ચંદ્ર નામના ઈંદ્રની બીના કહી છે. તે ચંદ્ર અવધિ જ્ઞાન વડે જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં જોતાં પ્રભુશ્રી મહાવીરને રાજગૃહીની બ્હાર ગુણશીલ વનમાં સમવસરેલા જાણી સૂર્યાભ દેવની જેમ સર્વ ઋદ્ધિવડે આવે છે, અને નાટયવિધિ બતાવીને સ્વસ્થાને જાય છે, ત્યાર પછી શ્રીગૌતમસ્વામીએ તેનો

પૂર્વભવ પૂછતા પ્રભુ તેના પાછલા ભવનુ વર્ણન કરે છે તે પાછલા ભવમા શ્રાવસ્તી નગરીમા "અગતિ" નામે વ્યવહારી હતો તેણે શ્રીપાર્શ્વનાથની પાસે દીક્ષા લીધી હતી ત્યાર પછી છઠ્ઠ વગેરે ઘણી તપસ્યા કરી કાઇક વિરાધના દોષના પ્રતાપે કાળ કરી ચદ્ર નામના ઇદ્રપણે ઉત્પન્ન થયો તેનુ આયુષ્ય એક પલ્યોપમ અને એક લાખ વર્ષનુ જાણવુ તે હાલનો ચદ્રમા અહીથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા જન્મ પામી મોક્ષમાર્ગને આરાધીને સિદ્ધ થશે

બીજા અધ્યયનમા સૂર્ય નામના ઇદ્રનુ વર્ણન કર્યુ છે તે પાછલા ભવમા શ્રાવસ્તી નગરીમા 'સુપ્રતિષ્ઠ નામે ગાથાપતિ હતો તેણે પણ શ્રીપાર્શ્વનાથ પ્રભુની પાસે દીક્ષા લીધી હતી ને કાઇક વિરાધનાથી સૂર્ય નામે ઇદ્ર થયો હાલના તેજ સૂર્યનુ ૧ પલ્યોપમ અને એક હજાર વર્ષનુ આયુષ્ય જાણવુ બાકીની બીના પહેલા અધ્યયન પ્રમાણે જાણવી ૩ ત્રીજા અધ્યયનમા શુક્રનુ વર્ણન કર્યુ છે તે પાછલા ભવમા સોમિલ નામે વિદ્વાન બ્રાહ્મણ હતો ત્યા એક વખત શ્રીપાર્શ્વનાથપ્રભુ પધારતા તેમને તે વદન કરવા ગયો, ત્યારે તેણે પાર્શ્વનાથ પ્રભુને કેટલાક યાત્રા વગેરે પદોને અગે પ્રશ્નો પૂછ્યા તે બધા પ્રશ્નોના યથાર્થ ઉત્તરો સાભળી પ્રતિબોધ પામીને તેણે શ્રાવકધર્મ સ્વીકાર્યો ત્યાર પછી મુનિ વગેરેના પરિચયના અભાવે તે પાછો મિથ્યાત્વી બની ગયો તેણે અનેક પ્રકારની મિથ્યાત્વીની કરણી કરી, તે બીના અહી મૂલ અને ટીકામા વિસ્તારથી જણાવી છે અતે એક દેવે મધ્ય રાતે પ્રકટ થઇને કહ્યુ કે–હે સોમિલ બ્રાહ્મણ ! તારી આ પ્રવજ્યા ખોટી છે સોમિલે તે સાભળ્યું, પણ ગણકાર્યુ નહિ એટલે તેનો આદર કર્યો નહી અને મિથ્યાત્વની કરણીમા પ્રવર્ત્યો પણ તે દેવે તો દરરોજ મધ્ય રાતે એ પ્રમાણે કહ્યાજ કર્યુ ત્યારે પાચમે દિવસે સોમિલે તેને પૂછ્યું કે–મારી પ્રવજ્યા ખોટી છે, એમ જે તુ કહે છે, તેનુ કારણ શુ? ત્યારે તે દેવે કહ્યુ કે–તે શ્રીપાર્શ્વનાથની પાસે સ્વીકારેલા શ્રાવક ધર્મને તજી દીધો, ને તુ મિથ્યાત્વની કરણી કરી સમ્યક્ત્વ ગુણ હારી ગયો છુ તેથી તારી પ્રવજ્યા (શ્રાવક ધર્મ) ખોટી છે દેવે કહેલી આ બીના સાભળી સોમિલે પૂછ્યુ કે–હે દેવ ! ત્યારે હવે મારી સુપ્રવજ્યા કેમ થાય? દેવે કહ્યુ કે–તુ પાછો શ્રાવક ધર્મને અગીકાર કર, અને પાચ અણુવ્રતોનુ સેવન કર તેણે તે પ્રમાણે કર્યુ, ઘણી તપસ્યા કરી શ્રાવક ધર્મને આરાધ્યો, પરતુ પૂર્વના મિથ્યાભાવની આલોચના કરી નહી, તેથી તે કાળ કરીને શુક્રાવતસક નામના વિમાનમા શુક્ર(ગ્રહ) દેવપણે ઉત્પન્ન થયો તેણે પ્રભુની પાસે આવી નાટક કર્યુ તેનુ એક પલ્યોપમનુ આયુષ્ય જાણવુ હાલનો તે શુક્રગ્રહ દેવાયુષ્ય પૂરૂ કરી મહા વિદેહ ક્ષેત્રમા ઉત્પન્ન થઈ મોક્ષે જશે

ચોથા અધ્યયનમા સૌધર્મ દેવલોકમા ઉત્પન્ન થયેલી "બહુપુત્રિકા" નામે અપરિગૃહીતા દેવીનુ વર્ણન કર્યુ છે તે ઉત્પન્ન થયા બાદ પ્રભુની પાસે આવી, દેશના સાભળી, નાટક દેખાડીને સ્વસ્થાને ગઈ શ્રીગૌતમસ્વામીએ તેનો પૂર્વ ભવ પૂછતા ભગવતે કહ્યુ કે– "તે દેવી પાછલા ભવમા વાણારસી નગરીમા ભદ્ર સાર્થવાહની સુભદ્રા નામે સ્ત્રી હતી

તેને કંઈ સંતતિ નહોતી. તેથી તે ઉદાસ રહેતી હતી. એક વખત ત્યાં સુવ્રતા નામે સાધ્વી પધાર્યા. તે ઘરે આવતાં તેને ભાવ પૂર્વક આહાર પાણી વ્હોરાવીને સુભદ્રાએ પુત્ર પ્રાપ્તિનો ઉપાય પૂછયો. તે સાંભળી સાધ્વીએ કહ્યું કે 'તેવી વાત સાંભળવાનો પણ અમારો આચાર નથી.' એમ કહી શ્રાવક ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. તેથી તે શ્રાવિકા થઇ. કેટલાક વર્ષો વીત્યા બાદ તેણે વિચાર્યું કે, હવે સંતતિ થવાનો સંભવ નથી, માટે ચારિત્ર લેવું વ્યાજબી છે. આ વિચાર પ્રમાણે પતિની આજ્ઞા મેળવી, તે સુવ્રતાની ચેલી સાધ્વી થઇ. અમુક કાળ ગયા પછી તેના મનમાં બાળકો પ્રત્યે પ્રેમ ઉદ્ભવ્યો, તેથી તે અનેક બાળકોની શરીર શુશ્રૂષા વગેરે કરવા લાગી. ત્યારે ગુરૂણીએ શિખામણ આપીને કહ્યું કે–'આ પ્રમાણે કરવું, એ આપણો આચાર નથી, માટે તજી દે.' સુભદ્રા સાધ્વીને તે હિતશિક્ષા ગમી નહી, તેથી તે જૂદા ઉપાશ્રયમાં જઇને રહી. પછી તો નિઃશંકપણે બાળકોની પરિચર્યા કરવા લાગી. ચારિત્રમાં ઘણાં વર્ષો ચારિત્ર પર્યાય પાળી અંતે અનશન કરી કરેલી વિરાધનાને આળોવ્યા વિના કાળ ધર્મ (મૃત્યુ) પામી પહેલા દેવલોકમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળી દેવી થઈ. ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રના બિભેલ નગરમાં સોમા નામે બ્રાહ્મણની દીકરી થશે. તેને ત્યાંના રાષ્ટ્રકૂટ સાથે પરણાવશે. તેના સમાગમથી તેને સોળ વર્ષમાં ૩૨ પુત્ર પુત્રીઓ થશે. તેની પરિચર્યા કરતાં તે બહુ થાકી જશે. તેથી તે સંતાન વિનાની સ્ત્રીઓને ધન્ય માનશે. એક વખત ત્યાં પધારેલા સુવ્રતા સાધ્વીના ઉપદેશથી તે ચારિત્ર લેવા પતિની આજ્ઞા માગશે, પણ આજ્ઞા ન મળવાથી તે શ્રાવક ધર્મને સ્વીકારીને પાલશે. કેટલાક વર્ષો વીત્યા બાદ પતિની આજ્ઞા મેળવી તે ચારિત્રને આરાધી અંતે કાળ કરી સૌધર્મ દેવલોકમાં બે સાગરોપમના આયુષ્યવાળો સોમ નામે સામાનિક દેવ થશે. ત્યાંથી ચ્યવી મહાવિદેહે મનુષ્ય થઈ ચારિત્ર આરાધી સિદ્ધ થશે. વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

(૫) પાંચમા અધ્યયનમાં સૌધર્મ દેવલોકના પૂર્ણભદ્ર વિમાનના સ્વામી પૂર્ણભદ્ર દેવનો અધિકાર વર્ણવ્યો છે. તે ઉત્પન્ન થઈ પ્રભુ પાસે આવી, નાટય વિધિ દેખાડી-સ્વસ્થાને જાય છે. ગૌતમસ્વામી તેનો પૂર્વ ભવ પૂછે છે. પ્રભુ કહે છે કે–તે આ ભરતક્ષેત્રમાં મણિવતી નગરીમાં પૂર્ણભદ્ર નામે ગાથાપતિ હતો. ત્યાં સ્થવિર ભગવંત પધારતાં તે વંદન કરવા ગયો. દેશના સાંભળી પ્રતિબોધ પામી દીક્ષા લઇ આરાધીને અંતે સૌધર્મ દેવલોકમાં બે સાગરોપમના આયુષ્યવાળો પૂર્ણભદ્ર નામે દેવ થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહે સિદ્ધ થશે.

(૬) છઠ્ઠા અધ્યયનમાં પૂર્ણભદ્રની જેવા જ માણિભદ્ર દેવનો અધિકાર છે. તે પાછલા ભવમાં મણિવતી નગરીમાં માણિભદ્ર નામે ગાથાપતિ હતો. તે સ્થવિર મુનિ પાસે ચારિત્ર લઈ આરાધી અંતે અનશન કરીને સૌધર્મ દેવલોકે બે સાગરોપમના આયુષ્યવાળો મણિભદ્ર દેવ થયો. અહીંથી ચ્યવી મહાવિદેહે સિદ્ધ થશે.

આ પ્રમાણે સાતમો દત્ત ગૃહસ્થ ચંદના નગરીમાં, આઠમો શિવ નામે ગૃહસ્થ મિથિલા નગરીમાં, નવમો બળ નામે ગાથાપતિ હસ્તિનાપુરમાં અને દશમો અનાઢિત નામે ગાથાપતિ કાકંદી નગરીના રહીશ હતા ત્યાં ચારિત્રને પાળી સૌધર્મ દેવલોકે બે સાગરોપમના આયુષ્યવાળા તે તે નામના દેવ થયા અહીંથી તેઓ ચ્યવી મહાવિદેહે સિદ્ધ થશે

॥ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધના ત્રીજા વર્ગનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

॥ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધના પુષ્પચૂલિકા નામના ચોથા વર્ગનો ટૂંક પરિચય ॥

(૪) ચોથા વર્ગના દશ અધ્યયનોમાં અનુક્રમે ૧ શ્રી દેવી, ૨ હ્રીદેવી, ૩ ધૃતિદેવી, ૪ કીર્તિદેવી, ૫ બુદ્ધિદેવી, ૬ લક્ષ્મીદેવી, ૭ ઇલાદેવી, ૮ સુરાદેવી, ૯ રસદેવી, ૧૦ ગંધદેવીની બીના કહેલી હોવાથી તે તે દેવીના નામથી તે તે અધ્યયન ઓળખાય છે તેમાં પહેલા અધ્યયનમાં શ્રીદેવી સૌધર્મ દેવલોકમાં ઉત્પન્ન થઈ પ્રભુની પાસે આવી નાટ્ય વિધિ દેખાડીને પાછી ગઇ, ત્યારે શ્રી ગૌતમસ્વામીએ તે દેવીનો પૂર્વ ભવ પૂછતાં પ્રભુએ કહ્યું કે તે દેવી પાછલા ભવમાં સુદર્શન નામના ગાથાપતિની ( ગૃહપતિની ) ભૂતા નામે પુત્રી હતી તેને કોઈ પરણ્યું નહી, તેથી તે મોટી ઉમર સુધી કુમારી રહી એક વખત ત્યાં શ્રી પાર્શ્વનાથ પધાર્યા ત્યારે પર્ષદા વંદન કરવા નીકળી તેની સાથે સુદર્શનની તે ભૂતા નામની પુત્રી પણ ગઈ દેશના સાંભળી પ્રતિબોધ પામીને પિતાની આજ્ઞા લઇ તેણે ચારિત્ર લીધું પ્રભુએ પુષ્પચૂલા સાધ્વીની શિષ્યા (ચેલી) બનાવી તેણીને સોંપી ચારિત્ર પાળતાં એક વખત તે શરીરની શુશ્રૂષા ( ટાપટીપ, શોભા ) કરનારી થઈ તેની તેવી પ્રવૃત્તિ વધી પડવાથી ગુરૂણીએ કહ્યું કે-' સાધ્વીથી આમ ન કરાય, માટે ભૂલનું પ્રાયશ્ચિત લઈ આત્મશુદ્ધિ કરો ' આ હિત શિક્ષા તેને ગમી નહી, તેથી તે જૂદા ઉપાશ્રયમાં રહીને તે પ્રમાણે શરીરની પરિચર્યા ( શોભા ) કરવા લાગી આ સ્થિતિમાં ઘણો કાલ ચારિત્ર પાળી વિરાધના દોષથી અંતે કાળ ધર્મ પામી સૌધર્મ દેવલોકમાં પલ્યોપમના આયુષ્યવાળી શ્રીદેવીપણે ઉત્પન્ન થઈ અહીંથી ચ્યવીને મહાવિદેહે સિદ્ધિ પદ પામશે વગેરે બીના વિસ્તારથી જણાવી છે આ રીતે બાકીની નવ દેવીઓના વર્ણનવાળા નવ અધ્યયનો પણ સમજવા તે બધી પાછલા ભવમાં પુષ્પચૂલા સાધ્વીની શિષ્યાઓ થઇ હતી ને બધી સાધ્વીઓ શરીર પરિચયાવડે ચારિત્રને વિરાધીને સૌધર્મ દેવલોકમાં પલ્યોપમના આયુષ્યવાળી દેવીઓ થઇ છે તે બધી દેવીઓએ પ્રભુ પાસે આવી નાટક દેખાડયું છે તે દેવીઓ ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ મોક્ષે જશે

॥ શ્રીનિરયાવલિકા શ્રુતસ્કંધના ચોથા વર્ગનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ શ્રીનિરયાવલિકા શ્રુતસ્કંધના પાંચમા 'વહ્નિદશા' વર્ગનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં બાર અધ્યયનો છે. તેનાં નામ આ પ્રમાણે–૧ નિષધઅધ્યયન, ૨ અનિયઅધ્યયન, ૩ વહઅધ્યયન, ૪ વેહલઅધ્યયન, ૫ પ્રગતિઅધ્યયન, ૬ યુક્તિઅધ્યયન, ૭ દશરથઅધ્યયન, ૮ દઢરથઅધ્યયન, ૯ મહાધનુઅધ્યયન, ૧૦ સપ્તધનુઅધ્યયન, ૧૧ દશધનુઅધ્યયન, ૧૨ શતધનુઅધ્યયન.

આ બાર અધ્યયનોમાં અનુક્રમે કૃષ્ણ વાસુદેવના મોટાભાઈ બળદેવના નિષધ વગેરે બાર પુત્રોની બીના કહેલી હોવાથી અધ્યયનોની પ્રસિદ્ધિ તે તે કુમારના નામે થઈ છે.

પહેલા અધ્યયનમાં નિષધકુમારની બીના કહી છે. તે ટૂંકામાં આ પ્રમાણે જાણવી–દ્વારિકાનગરીના નંદન નામના બગીચામાં સુરપ્રિય યક્ષનું મંદિર હતું. ઘણા મિથ્યાત્વી લોકો તેની પૂજા કરતા હતા. અહીં દ્વારિકામાં કૃષ્ણ વાસુદેવ ત્રણ ખંડના સ્વામી રાજ્ય કરતા હતા. તેમનો પરિવાર બ્હોળો હતો. કૃષ્ણના મોટા ભાઈ બળદેવની રેવતી રાણીને નિષધકુમાર નામે પુત્ર હતો. યૌવન વય પામતાં તે ૫૦ રાજકુમારીઓને પરણ્યો હતો એક વખત ત્યાં શ્રીનેમિનાથ પધાર્યા. પર્ષદા વાંદવા નીકળી. સપરિવાર કૃષ્ણ વાસુદેવ પણ ધામધૂમથી વાંદવા આવ્યા. દેશના સાંભળી બધા લોકો સ્વસ્થાને ગયા. નિષધકુમારને આ ખબર પડતાં તે પ્રભુની પાસે આવી દેશના સાંભળી પ્રતિબોધ પામી શ્રાવક ધર્મને સ્વીકારી સ્વસ્થાને ગયો. આ બનાવ જોઈને બહુ જ રાજી થયેલા શ્રીનેમિનાથના વરદત્ત નામના મુખ્ય ગણધરે પ્રભુ નેમિનાથને પૂછયું કે–આ નિષધકુમારે આવી મનુષ્ય સંબંધી રાજ્ય ઋદ્ધિ વગેરેનું સુખ શાથી મેળવ્યું? આ પ્રશ્નનો ઉત્તર દેતાં પ્રભુએ જણાવ્યું કે–"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પાછલા ભવમાં તે રોહિડ નામના નગરમાં મહાબળ નામના રાજાનો **વીરાંગદ** નામે પુત્ર હતો. તે પુણ્યના ફલરૂપ સાંસારિક સુખ ભોગવતો હતો. એક વખત ત્યાં શ્રીસિદ્ધાર્થસૂરિ નામના આચાર્ય પધાર્યા ત્યારે પર્ષદા વાંદવા નીકળી. તે વખતે વીરાંગદ કુમાર પણ વંદન કરવા ગયો. દેશના સાંભળી પ્રતિબોધ પામ્યો. માતાપિતાની આજ્ઞા મેળવી તેણે ચારિત્ર લઈ ઉલ્લાસથી તેની સાત્ત્વિકી આરાધના કરી, તેથી તે બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળો મહર્દ્ધિક દેવ થયો. ત્યાંથી ચ્યવીને અહીં બળદેવનો નિષધકુમાર નામે પુત્ર થયો. પાછલા ભવે કરેલી નિર્મલ ચારિત્રની આરાધનાથી તે આવી ઋદ્ધિ પામ્યો છે. થોડા વખતમાં તે જરૂર દીક્ષા લેશે." ત્યાંથી (દ્વારિકાથી) વિહાર કરી એક વખત ફરીને પ્રભુ ત્યાં (દ્વારિકામાં) પધાર્યા. તે વખતે નિષધકુમારે વંદના કરી દેશના સાંભળી પ્રતિબોધ પામી માતાપિતાની આજ્ઞા લઈ, પ્રભુની પાસે ચારિત્ર લઈ નવ વર્ષ સુધી તપશ્ચર્યા સાથે તેની નિર્મલ આરાધના કરી. અંતે ૨૧ દિવસનું અનશન કરી કાળધર્મ (મરણ) પામી સર્વાર્થસિદ્ધ વિમાને ૩૩ સાગરોપમના આયુષ્યવાળો એકાવતારી દેવ થયો હાલ તે ત્યાં છે.

ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રે સિદ્ધિ પદ પામશે આ રીતે આ પહેલા અધ્યયનનો સંક્ષિપ્ત પરિચય જણાવી દીધો ॥

આ પ્રમાણે બાકીના અગિયારે કુમારના અધ્યયનો જાણવા અહીં સૂત્રમાં બહુ જ ટૂંકામાં વર્ણન કરી શેષ (બાકીની) બીના સમજવા માટે પહેલા અધ્યયનની ભલામણ કરી છે તેમ (૧૧ કુમારો) ના પાછલા ભવના નામ, માતા પિતાના નામ વગેરેને જાણવાનું સાધન 'સંગ્રહણી' છે, એમ કહ્યું છે સંભવ છે કે કદાચ તે વિચ્છેદ પામી હોય, કારણ કે હાલ તે મુદ્રિત પ્રત વગેરેમાં દેખાતા નથી આ પાંચમા વર્ગનું રહસ્ય ટૂંકામાં એ સમજવું કે—બળદેવના તે બારે પુત્રો પાછલા ભવમાં ચારિત્ર પાળી પાંચમા દેવલોકે દેવ થઈ બળદેવના પુત્રપણે ઉપજી નેમિનાથ પ્રભુની પાસે ચારિત્ર લઈને આરાધી સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા તે બારે પુત્રો હાલ ત્યાં એકાવતારી દેવપણાનું દેવતાઈ સુખ ભોગવી રહ્યા છે અને ત્યાંથી ચ્યવી મહાવિદેહે સિદ્ધિપદ પામશે

## ॥ પાંચમા 'વહ્નિદશા' નામના વર્ગનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ નિરયાવલિકા સૂત્રનો સંક્ષિપ્ત સાર ॥

નિરયાવલિકા નામની બાબતમાં અહીં સ્પષ્ટાર્થમાં કહ્યું છે આના પાંચ વર્ગોમાંના પહેલા વર્ગનું નામ કલ્પિકા છે એમ બીજા ગ્રંથોમાં જણાવ્યું છે આ નામનો શબ્દાર્થ એમ સંભવે છે કે—"કલ્પ એટલે આચાર તેના બે ભેદ (૧) સાવદ્ય આચાર અને (૨) નિર્દોષ આચાર તેમાં આરંભ હિંસા વગેરે સાવદ્ય આચાર કહેવાય તેની યોગે હિંસા કરીને નરકે ગયેલા શ્રેણિકના દશ પુત્રોનું વર્ણન કરનાર જે વર્ગ તે કલ્પિકા કહેવાય"

બીજા વર્ગમાં શ્રેણિક રાજાના પૌત્ર અને કાલ કુમારાદિના પુત્ર એવા દશ કુમારો પ્રભુ મહાવીરની પાસે ચારિત્ર લઈને આરાધી અનુક્રમે સૌધર્મે, ઈશાને, સનત્કુમારે, માહેન્દ્રે, બ્રહ્મદેવલોકે, લાંતકે, મહાશુક્રે, સહસ્રારે, પ્રાણતે તેમજ અચ્યુતે કલ્પાવતંસક વિમાન (મુખ્ય વિમાન) માં મહર્દ્ધિક દેવ થયા તેથી આ બીજો વર્ગ 'કલ્પાવતંસિકા' નામે ઓળખાય છે

ત્રીજા વર્ગનું નામ 'પુષ્પિકા' છે શ્રી નંદી સૂત્રની હરિભદ્રસૂરિકૃત ટીકાના ૯૫ મા પાનામાં આનો શબ્દાર્થ આ રીતે કહ્યો છે—શરૂઆતમાં ગૃહવાસ છોડીને સંયમ ભાવથી પુષ્પિત એટલે સુખી થઈ, સંયમનો ત્યાગ કરવાથી દુ ખી થઈ ફરીથી એજ સંયમની સાધનાથી સુખી થયેલા જીવોનું વર્ણન જે ગ્રંથપદ્ધતિમાં કર્યું હોય, તે પુષ્પિત અથવા પુષ્પિતા કહેવાય. અને આ હકીકતને જે વિસ્તારથી જણાવે, તે ગ્રંથપદ્ધતિઓ પુષ્પચૂલા અથવા પુષ્પચૂલિકા કહેવાય આ ચોથા વર્ગનું નામ છે ત્રીજા વર્ગમાં ચંદ્ર, સૂર્ય, શુક્ર,

બહુપુત્રિકા વગેરેના દશ અધ્યયનો છે. તેમાં નવ દેવ થયેલા છે, ને એક દેવી થયેલ છે. આ દશે દેવાદિએ પ્રભુ પાસે નાટય વિધિ દેખાડયો હતો.

ચોથા વર્ગમાં શ્રી હ્રી વગેરે દશ દેવીઓનું વર્ણન આવે છે. તે દશે દેવીઓ પ્રભુ પાસે આવી નાટક દેખાડીને સ્વસ્થાને ગયેલ છે. ને પાછલા ભવમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની મુખ્ય સાધ્વી પુષ્પચૂલાની ચેલીઓ હતી. અને ત્યાં ચારિત્રની વિરાધના કરવાથી પ્રથમ દેવલોકમાં દેવીપણું પામી હતી. બીજા ગ્રંથોમાં કહ્યું છે કે–પુષ્પચૂલા ગુરૂણી નામ ઉપરથી ચોથો વર્ગ પુષ્પચૂલિકા નામથી ઓળખાય છે.

પાંચમા વર્ગમાં કૃષ્ણ વાસુદેવના મોટાભાઈ બળદેવના બાર પુત્રોનો અધિકાર વર્ણવ્યો છે. તે દરેકે પાછલા ભવમાં ચારિત્રની આરાધના કરી હતી. ને અહીં પણ પ્રભુની પાસે ચારિત્ર લઈ આરાધીને સર્વાર્થસિદ્ધે દેવપણું પામ્યા. ત્યાંથી ચ્યવી મહાવિદેહે સિદ્ધ થશે. આના વહ્નિદશા નામનો શબ્દાર્થ આ પ્રમાણે જાણવો–'વહ્નિદશા' અહીં 'અંધગ' શબ્દનો લોપ થયો છે. તેથી સંપૂર્ણ નામ 'અંધકવૃષ્ણિ દશા' કહેવાય. 'नाम्नि उत्तरापदस्य वा' આ સૂત્રથી 'અંધક' પદનો લોપ થયો તેથી 'વહ્નિદશા' કહેવાય છે. વૃષ્ણિ વંશમાં ઉત્પન્ન થયેલાની હકીકત અહીં કહી છે, તેથી 'વહ્નિદશા' નામ પાડયું છે. એટલે અંધક વૃષ્ણિ-રાજાના પુત્ર વસુદેવ થયા. તેના પુત્ર બલદેવ અને કૃષ્ણ થયા. તે બલદેવના નિષધ વગેરે બાર પુત્રોનું વર્ણન અહીં કર્યું છે. આ રીતે પાંચ વર્ગોનો સાર જણાવ્યો. હવે આ સૂત્રમાંથી ગ્રહણ કરવા લાયક આત્મહિતકર બોધ જણાવું છું.

અંતકૃદ્દશાંગ સૂત્રનું આ નિરયાવલિકા (કલ્પિકા) વર્ગ ઉપાંગ કહેવાય છે. અહીં શ્રેણિકના કાલાદિ દશ પુત્રો નરકે ગયા, તે બીના વિસ્તારથી વર્ણવી છે. તે દશેની માતાઓ શ્રીવીર-પ્રભુની પાસે ચારિત્ર લઈ આરાધીને અંતકૃત્કેવલી થઈ મોક્ષે ગઈ છે. એમ આઠમા અંગમાં કહ્યું છે.

આ પ્રથમ વર્ગમાં જણાવેલ કોણિકનો અન્યાય અને એવા અન્યાયીનો પક્ષ કરવાથી કાલકુમારાદિ દશેના થયેલા અકાલ મૃત્યુનો પ્રસંગ આ બંને અપૂર્વ બોધ એ આપે છે કે–કદી પણ અન્યાયીનો પક્ષ કરવો નહી. કારણ કે અન્યાયથી ચાલુ આબાદીને બહુજ ધક્કો પહોંચે છે, એટલુંજ નહીં પણ ભવિષ્યમાં પણ તેઓ આબાદી પામી શકતા નથી. વળી જેને માટે સ્ત્રીના કહેવાથી દોરાયેલ કોણિક રાજાએ ભયંકર યુદ્ધ કર્યું, તે હાથી અને હાર તેને મળ્યા જ નહી, ને ઘણાં જીવોની નાહક ઘોર હિંસાના પાપથી લેપાયો, તેથી સાબીત થાય છે કે અન્યાયનું પરિણામ બહુજ ખરાબ આવે છે. શ્રેણિક રાજાને ઘડપણમાં પાંજરામાં પૂરી ભયંકર દુઃખ દેનારા કોણિકની બીનામાંથી એ બોધ મળે છે કે તેના જેવું નીચ કામ આત્મ હિતેચ્છુ જીવો કરેજ નહિ. પણ માતાપિતાની ખરા દિલથી ભક્તિ કરે. કોણિકના પરૂવાળા

( પાકી ગયેલા ) અગૂઠાને ચૂસનાર શ્રેણિકને પુત્ર (કોણિક) ની ઉપર બહુજ મોહ હતો પણ અતે તેજ કોણિક ખટપટ કરી રાજા બની તેને (શ્રેણિકને) બહુજ દુખ દે છે પાછલાભવમા શ્રેણિકનો જીવ રાજા હતો, ત્યારે કોણિકનો જીવ પચાગ્નિ તપ વગેરે ક્રિયા કરનારો તાપસ હતો તે વખતે તપનુ પારણુ પોતાને ત્યા કરવા માટે રાજાએ બે ત્રણ વાર વિનતિઓ કરી, પણ રાજ્યકાર્યની વ્યગ્રતાને લઇને 'તે તાપસ ત્રણે વાર આવીને ચાલ્યો ગયો' તેની તેને ખબર પણ પડી નહી પછી રાજાને બહુજ ખેદ થયો, તેણે માફી માગી, પણ તે તાપસને રાજાની ઉપર ક્રોપ અને દ્વેષ રહ્યો આ સ્થિતિમા મરીને તાપસ તે કોણિક થયો, ને તે રાજાનો જીવ શ્રેણિક રાજા થયો આ ખીના સમરાદિત્ય અને અગ્નિશર્માની હકીકતને મળતી જણાય છે એમ 'સમ્રાટ્ ચદ્રગુપ્ત' વગેરે ઐતિહાસિક ગ્રથોમા કહ્યુ છે કરેલા કર્મો ભલભલાને પણ ભોગવવા પડે જ છે એમ શ્રેણિકનુ વૃત્તાત જણાવે છે

બીજા વર્ગમા એ કાલકુમારાદિ દશેના પુત્રોનો અધિકાર છે તે દશે કુમારો શ્રીવીર પ્રભુના સમાગમ અને દેશના શ્રવણાદિથી અનુક્રમે ઉંચ કોટીએ ચડતા ચડતા દેવલોકમા મહર્દ્ધિક દેવ થાય છે તેમાથી જાણવાનુ મળે છે કે મહાપુરૂષોના દર્શન સમાગમાદિથી આત્મોન્નતિ જરૂર થાય છે

ત્રીજા વર્ગમા નવ દેવોનો અને એક બહુપુત્રિકા દેવીનો અધિકાર છે તેમા પાછલા ભવે ચારિત્રની વિરાધના કરવાથી ચદ્ર અને સૂર્ય થયા છે તે સયમની વિરાધના ન કરવાનો બોધ આપે છે અને શુક્રનુ વૃત્તાત શ્રાવક ધર્મને નહિ તજવાનો બોધ આપે છે તથા મિથ્યાત્વીની કરણી કરાય જ નહિ, એમ પણ જણાવે છે તથા બહુપુત્રિકાનુ વર્ણન પુત્રાદિ ન હોય, ત્યારે તેની ચાહના થાય અને બહુ સતતિ થયા પછી તેના ક્લેશથી થતો અભાવ (અરૂચિ) થાય, આવી સસારની દુખમય સ્થિતિનુ ભાન કરાવે છે, અને પુત્રનો મોહ ન રાખવાનો બોધ આપે છે તેમજ તે પછીના છએ અધ્યયનોમા તો પાછલા ભવે ચારિત્રના આરાધનથી દેવ થયેલાની ખીના ચારિત્રને સાધવા પ્રેરણા કરે છે

ચોથા વર્ગમા શ્રીદેવી વગેરે દશ દેવીઓનો અધિકાર છે તેઓ પાછલા ભવમા ચારિત્રની વિરાધના કરવાથી માત્ર એક પલ્યોપમના આયુષ્યવાળી દેવીપણુ પામે છે તે ચારિત્રની વિરાધના નહિ કરવાનો બોધ આપે છે વિરાધનાથી ચારિત્રનુ સપૂર્ણ ફળ મળતુ નથી

પાચમા વર્ગમા બળદેવના ૧૨ પુત્રોનુ વર્ણન કર્યુ છે તે બધા કુમારો પાછલા ભવમા ચારિત્રનુ આરાધન કરી, બ્રહ્મદેવલોકમા દેવ થઈ, ત્યાથી ચ્યવી બળદેવના પુત્રપણે ઉત્પન્ન થયા છે તેઓ શ્રીનેમિનાથની દેશના સાભળી ચારિત્ર લઇને આરાધી મોક્ષ માર્ગના

વીસામા જેવા સર્વાર્થસિદ્ધ વિમાનમાં એકાવતારી દેવપણું પામ્યા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રે મનુષ્ય થઈ ચારિત્રને આરાધી સિદ્ધ થશે. આ બીના ચારિત્રનો પ્રભાવ અને ઉત્તમ પરિણામ (ફળ) જણાવે છે. તથા ભવ્ય જીવોને એમ પણ સૂચવે છે કે–ચારિત્ર ધર્મની આરાધના કર્યા વિના સિદ્ધપદ મળે જ નહિ. માટે આત્મહિતને ચાહનારા ભવ્ય જીવોએ ચારિત્રની આરાધના જરૂર કરવી જ જોઇયે, ખરૂં સુખ ત્યાગમાં જ છે, ભોગમાં નથી. આ રીતે પાંચે ઉપાંગોના સમુદાય રૂપ શ્રીનિરયાવલિકા શ્રુતસ્કંધનો સાર જાણવો. આ નિરયાવલિકા સૂત્રની ઉપર શ્રીચંદ્રસૂરિએ ટીકા રચી છે. તે મૂલસૂત્ર સહિત આગમોદય સમિતિએ છપાવી છે.

॥ શ્રી નિરયાવલિકા શ્રુતસ્કંધ સૂત્રનો પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો વીશમો પ્રકાશ પૂરો થયો ॥

卐 卐

卐

॥ મહાપ્રભાવશાલી પરમોપકાર રસિક–બે પ્રસિદ્ધ ટીકાકાર સૂરિવરો ॥

શ્રીજૈન પ્રવચન કિરણાવલીના વીશ પ્રકાશોમા શ્રીઅભયદેવસૂરિ મહારાજનુ નામ અને શ્રીમલયગિરિજી મહારાજનુ નામ ટીકાકાર તરીકે ઘણી વાર જણાવ્યું છે તે વ્યાજબી છે કારણ કે શ્રીઅભયદેવસૂરિ મહારાજે શ્રીસ્થાનાગ વગેરે નવે અંગોની ટીકાઓ રચી છે, ને શ્રીઔપપાતિકસૂત્ર નામના પહેલા ઉપાગની પણ ટીકા રચી છે તથા શ્રીમલયગિરિ મહારાજે શ્રીરાજપ્રશ્નીય વગેરે ૬ ઉપાગોની વૃત્તિઓ રચી છે આ રીતે જિન શાસનના મહાપ્રભાવક તે બે મહાપુરૂષોના અને તેમના ગ્રંથોનો ટૂક પરિચય ભવ્ય જીવોને બહુ જ બોધદાયક થશે આ ઇરાદાથી તે ક્રમસર જણાવુ છુ

## પરમ શાસનપ્રભાવક

# શ્રી અભયદેવસૂરિજીના

## જીવનનો અને ગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાથી શ્રીમાલવ દેશની ધારા નગરીમા ભોજ રાજા રાજ્ય કરતો હતો તે નગરીમા લક્ષ્મીપતિ નામે એક મહાધનિક વ્યાપારી હતો એક વખત શ્રીધર અને શ્રીપતિ નામના બે બ્રાહ્મણો આ ધારાનગરીમા આવ્યા તેઓ મધ્યદેશમા રહેનારા હતા ને વેદ વિદ્યાના વિશારદોને પણ પોતાના બુદ્ધિબળથી હરાવી દે તેવા અને ચૌદ વિદ્યા, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોમા હોશિયાર હતા તેઓ જુદા જુદા દેશને જોવાની ઇચ્છાથી અહી આવ્યા હતા

બંને ફરતા ફરતા લક્ષ્મીપતિ શેઠની હવેલીમા આવ્યા શેઠે તેમની આકૃતિથી આકર્ષાઈ, તેમનો આદરસત્કાર કરી તેમને ભિક્ષા આપી તે શેઠની હવેલી સામે ભીત પર વીસ લાખ ટકાનો લેખ લખેલો હતો, તે હમેશા જોવાથી પેલા બ્રાહ્મણોને યાદ રહી ગયો કેટલોક સમય વીત્યા બાદ નગરીમા અગ્નિનો ઉપદ્રવ થવાથી શેઠની હવેલી બળી ગઇ, તેમા પેલા લેખનો પણ નાશ થયો આ કારણથી શેઠ ઘણી જ ચિંતામા પડી ગયા કેટલોક સમય વીત્યા બાદ ભિક્ષા લેવા માટે તે બ્રાહ્મણો આવ્યા તેમણે શેઠને ચિંતાતુર જોઇને આશ્વાસન આપ્યું કે-હે શેઠ ! તમારા જેવા ધીર પુરૂષોએ આપત્તિના સમયમા હીમત રાખવી જોઈએ આ સાભળી શેઠે કહ્યુ કે 'મને (લેણા દેણાની બીનાવાળો) લેખ બળી ગયો તેની જ વધારે ચિંતા થાય છે, બીજાની તેટલી ચિંતા નથી થતી.' ત્યારે તે બ્રાહ્મણોને તે લેખ યાદ હોવાથી

તેમણે શરૂઆતથી માંડીને તિથિ, વાર, નક્ષત્ર, વરસ, રકમ સહિત વર્ણ, જાતિના નામ અને વ્યાજ તથા મૂલ દ્રવ્યની સંખ્યા સાથે ખડીથી તે લેખ લખી બતાવ્યો. તેના આધારે શેઠે ચોપડામાં ઉતારો કરી લીધો અને બ્રાહ્મણોનો ઉપકાર માની ઘણોજ આદર સત્કાર કરવા પૂર્વક તે બંને બ્રાહ્મણોને પોતાને ત્યાં રાખી ઘણાં સુખી બનાવ્યા. એક વખત શેઠ વિચાર કરવા લાગ્યા કે—આ બંને બ્રાહ્મણો મારા ગુરૂ શ્રી વર્ધમાનસૂરિજી મહારાજના શિષ્યો થાય તો શ્રી જૈનશાસનને ઘણું જ દીપાવે.

સપાદલક્ષ દેશમાં આવેલા કુર્ચપુર નામના નગરમાં અલ્લરાજાનો પુત્ર ભુવનપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં શ્રી વર્ધમાનસૂરિ નામના આચાર્ય મહારાજા હતા, કે જેમણે શ્રી જૈન સિદ્ધાંતના અભ્યાસથી સંસારનું સાચું સ્વરૂપ સમજીને ચોરાશી ચૈત્યોની માલીકીનો ત્યાગ કર્યો હતો. એક વખત તે સૂરિજી ધારાનગરીમાં પધાર્યા. આ બીના સાંભળી ઘણા જ ખૂશી થઇને, પૂર્વે જણાવેલ બંને બ્રાહ્મણોને સાથે લઇને શેઠ લક્ષ્મીપતિ ગુરૂ મહારાજને વંદન કરવા આવ્યા. વંદન કરી શેઠ યોગ્ય સ્થાને બેઠા. અવસરે બ્રાહ્મણોને ઉદ્દેશીને શ્રી ગુરૂ મહારાજે કહ્યું કે—'આ બંનેની અસાધારણ આકૃતિ સર્વને જીતનારી છે.' ગુરૂજીનું એ વચન સાંભળીને તે બંને બ્રાહ્મણો ગુરૂના સામું જોઇ રહ્યા. આથી ગુરૂજીએ તેમને મોઢાના બીજા પણ ચિહ્નો ઉપરથી દીક્ષાને લાયક જાણીને વૈરાગ્યમય દેશના સંભળાવી. તે સાંભળીને તેઓએ દીક્ષા લેવાની ઇચ્છા જણાવી. અવસરે ગુરૂમહારાજે વિધિપૂર્વક તેમને દીક્ષા આપી. તે વખતે શ્રીજિનેશ્વર અને બુદ્ધિસાગર એમ બંનેનાં નામ પાડયાં. મહાતપસ્વી એવા તે બંનેના યોગોદ્વહનપૂર્વક સિદ્ધાંતનો અભ્યાસ કરાવ્યો અને અવસરે તેમને આચાર્ય પદને લાયક જાણીને ગુરૂએ સૂરિપદ આપીને પોતાના પટ્ટધર બનાવ્યા. ત્યારે તેઓ શ્રીજિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ એવા નામથી પ્રસિદ્ધ થયા.

અનુક્રમે વિહાર માટે અનુજ્ઞા આપવાના પ્રસંગે શિખામણ દેતાં ગુરૂ મહારાજે જણાવ્યું કે—પાટણમાં ચૈત્યવાસી યતિવર્ગ સુવિહિત મુનિઓને ત્યાં ટકવા દેતો નથી ને બહુજ કનડગત કરે છે. તમારે તે જુલમને અટકાવવો, કારણ કે અત્યારે તમારા જેવા બુદ્ધિશાળીઓમાં શિરોમણિ બીજા કોઇ ભાગ્યે જ હશે. આ ગુરૂવચનને વધાવી લઇ બંને સૂરિવરોએ ગુજરાત તરફ વિહાર કરી અનુક્રમે પાટણ શહેરમાં પ્રવેશ કર્યો. ત્યાં શુદ્ધ ઉપાશ્રયની ઘણી તપાસ કરતાં પણ તે મળવામાં મુશ્કેલી જાણી. છેવટે બંનેને ગુરૂજીનું વચન યાદ આવ્યું. આ વખતે પાટણમાં મહાપરાક્રમી અને નીતિશાળી દુર્લભરાજ રાજાનું રાજ્ય હતું. તે બંને સૂરિવર્યો સોમેશ્વરદેવ નામના પુરોહિતના ઘેર ગયા. ત્યાં ઘરની બ્હાર ઊભા રહીને તેમણે કહેલાં વેદપદોનો ધ્વનિ સાંભળી પુરોહિત ઘણો જ રાજી થયો. અને તેણે ભક્તિપૂર્વક બોલાવવા માટે પોતાના ભાઈને મોકલ્યો, તેથી બંને સૂરિજી પુરોહિતના ઘેર આવ્યા. તેમને જોઇને પુરોહિત ઘણો ખુશી થઇને "**આપ બંને ભદ્રાસનાદિની** ઉપર બેસો," એમ વિનંતિ કરવા લાગ્યો. બંને આચાર્ય મહારાજે પોતાના સંયમ ધર્મનો વ્યવહાર જણાવીને તે ઉપર બેસવાનો નિષેધ કર્યો અને તેઓ શુદ્ધ કાંબલીની

ઉપર બેઠા અને વેદ, ઉપનિષદ્ તેમજ જૈનાગમના વચનથી સમાનતા (તત્ત્વનું રહસ્ય) પ્રકાશીને આશીષ દેતા બોલ્યા કે "હાથ, પગ અને મન વિના જે બધું ગ્રહણ કરે છે, ચક્ષુ વિના જે જુએ છે, કાન વિના જે સાંભળે છે, જે જગતના સ્વરૂપને જાણે છે, પણ તેને કોઈ પણ સામાન્ય પુરૂષ જાણી શકતો નથી એવા અરૂપી શિવ જિનેશ્વર તમારૂ કલ્યાણ કરો"

ફરી પણ તેમણે જણાવ્યું કે જૈનાગમનો અર્થ કડી રીતે વિચારીને અમે જૈનધર્મનો સ્વીકાર કર્યો છે આ સાંભળી પુરોહિતે પૂછ્યું કે તમે નિવાસ (ઉતારો) ક્યા કર્યો છે? તેમણે કહ્યું કે અહીં ચૈત્યવાસીઓની મહાકનડગત થતી હોવાથી અમને ક્યાય પણ સ્થાન મળી શકતું નથી આ સાંભળી ગુણગ્રાહી પુરોહિતે સપરિવાર બને સૂરિજીને રહેવા માટે પોતાનું મકાન ખાલી કરી આપ્યું, અને કહ્યું કે આપ ખુશીથી અહીં ઉતરો ત્યા તેઓ ભિક્ષાધર્મ સાચવીને સંયમ પાળવામા સાવધાન બની, ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવવા તત્પર થયા

બપોરે પુરોહિતે યાજ્ઞિક સ્માર્ત અને દીક્ષિત અગ્નિહોત્રીઓને તેમની પાસે બોલાવ્યા ત્યા તેમની પરીક્ષાથી તેઓ સંતુષ્ટ થયા એમ બ્રહ્માની સભાની જેમ વિદ્યાવિનોદ ચાલી રહ્યો હતો, એવામા ચૈત્યવાસીઓના પુરૂષો આવી ચડયા તેમણે આવીને જણાવ્યું કે 'તમે જલદી નગરની બહાર ચાલ્યા જાઓ, કારણ કે ચૈત્યબાહ્ય (ચૈત્યમા રહેવાનો નિષેધ કરનારા) શ્વેતાંબરોને અહીં સ્થાન મળતું નથી આ વચન સાંભળીને પુરોહિતે કહ્યું કે 'રાજસભામા આ વાતનો નિર્ણય કરવાનો છે' તેમણે પોતાના ઉપરીઓને આ બીના જણાવી બધા સાથે મળીને રાજાની પાસે ગયા ત્યા પુરોહિતે આવીને રાજાને નમ્રતાથી જણાવ્યું કે–"હે દેવ! બે જૈન મુનિ પોતાના પક્ષમા સ્થાન ન પામવાથી મારે ત્યા આવ્યા, એટલે ગુણવંત જાણીને મે તેમને આશ્રય આપ્યો એવામા આ ચૈત્યવાસીઓએ ભટ્ટ–પુત્રોને મારી પાસે મોકલ્યા, માટે આ બાબતમા મારી આપને ભૂલ જણાય તો ખુશીથી યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવો

પુરોહિતે કહેલી બીના સાંભળીને સર્વ ધર્મોમા સમાન ભાવ રાખનારા રાજાએ હસીને કહ્યું કે 'હે ચૈત્યવાસીઓ! કોઈ પણ દેશથી આવેલા ગુણીજનો રાગ નગરમા રહે તેનો તમે શા માટે અટકાવ (નિષેધ) કરો છો? તેમા ગેરવ્યાજબીપણું શું છે?' રાજાના આ પ્રશ્નના ઉત્તરમા ચૈત્યવાસીઓ બોલ્યા કે–'હે રાજેન્દ્ર! પૂર્વે વનરાજ નામના રાજાને નાગેન્દ્રગચ્છીય ચૈત્યવાસી શ્રી દેવચંદ્રસૂરિએ ઘણો ઉપકાર કરેલો હોવાથી કૃતજ્ઞ એવા તે રાજાની સમક્ષ શ્રીસંઘે એવી વ્યવસ્થા કરી છે–'સંપ્રદાયનો ભેદ ન રાખવાથી લઘુતા થવા પામી છે, માટે જે મુનિ ચૈત્યગચ્છવાસી યતિધર્મને સંમત હોય તે જ અહીં રહી શકે, બીજા નહિ' તો હે રાજન્! તે પ્રાચીન રીવાજ ધ્યાનમા લઈને તમારે ન્યાય આપવો જોઈએ' રાજાએ કહ્યું કે–'તે પ્રમાણે કબૂલ છે પરંતુ ગુણીજનોને આદર જરૂર દેવો જોઈએ જો કે રાજ્યની

આણાદી તમારી અમીદૃષ્ટિને આધીન જ છે, છતાં અમારા આગ્રહથી એમને નગરમાં રહેવા દેવાનું કબૂલ રાખો. રાજાના આ વાકયને તેઓએ માન્ય રાખ્યું. આ મુશ્કેલી દૂર કરવાના ઈરાદાથી કેટલોક સમય વીત્યા બાદ રાજાએ ફરમાવેલા સ્થલે પુરોહિતે ઉપાશ્રય કરાવ્યો. ત્યાં રહેલા બંને સૂરિજી મહારાજે ધર્મોપદેશ દઇને ઘણા જીવોને સત્યધર્મના સાધક બનાવ્યા આ શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ સં. ૧૦૮૦ માં મારવાડમાં જાલોરમાં રહીને આઠ હજાર શ્લોક પ્રમાણ 'બુદ્ધિસાગર' નામે નવું વ્યાકરણ બનાવ્યું. અને શ્રી હરિભદ્રસૂરિજીએ બનાવેલ અષ્ટકની ટીકા પણ તેમણે રચી છે.

એક વખત વિહાર કરતાં શ્રી જિનેશ્વરસૂરિજી ધારાનગરીમાં પધાર્યા. મહીધર શેઠ અને ધનદેવી શેઠાણીને અભયકુમાર નામનો મહાગુણવંત પુત્ર હતો. પુત્ર સહિત શેઠ ગુરૂજીને વંદન કરવા ગયા. ત્યાં સંસારની અસરતાને જણાવનારી દેશના સાંભળી અભયકુમારને હૃદયમાં વૈરાગ્ય ભાવ પ્રગટ થયો. તે સંયમ લેવાને ઉત્સુક થયો. પિતાની અનુમતિ હોવાથી ગુરૂ મહારાજે અભયકુમારને દીક્ષા આપી. સૂત્રાર્થને ભણવારૂપ ગ્રહણશિક્ષા અને પ્રતિલેખનાદિ ક્રિયાને શિખવારૂપ આસેવના શિક્ષાનો અભ્યાસ કરી અભયમુનિજી યોગોદ્વહન કરવા પૂર્વક સોલ વર્ષની અંદર સ્વપરશાસ્ત્રના પારગામી બની શ્રીસંઘના પરમ ઉધ્ધારક બન્યા. એકદા વ્યાખ્યાનમાં સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતી (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ) સૂત્રમાં કહેલા ચેડારાજા અને કોણિકની વચ્ચે થએલા રથકંટકાદિ યુધ્ધનું વર્ણન કરતાં શ્રી અભયમુનિએ રૌદ્ર અને વીરરસનું એવું સરસ વર્ણન કર્યું કે તે સાંભળીને ક્ષત્રિયો લડવા તૈયાર થઈ ગયા તે જોઇને શ્રી જિનેશ્વરસૂરિજીએ તરત જ મહાશ્રાવક નાગનત્તુઆનું વર્ણન કરી એવો શાંતરસ વિસ્તાર્યો કે તે સાંભળીને બધા ક્ષત્રિયો શાંત થઈ ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા–અહો અમને ધિક્કાર છે, કે વ્યાખ્યાનના અવસરે પણ અમે પ્રમાદથી ઉન્મત્ત થઈ ગયા. ધન્ય છે તે નાગનત્તક શ્રાવકને કે જેણે લડાઈના પ્રસંગે પણ ધર્મારાધનમાં વિવેક સહિત અડગ ટેક રાખી. ગુરૂજીએ અભયમુનિને શિખામણ દીધી કે–'હે બુધ્ધિનિધાન શિષ્ય! તારે અવસર જોઇને વ્યાખ્યાન વાંચવું.'

એક વખત સાંજે પ્રતિક્રમણ કરી રહ્યા બાદ શ્રી અભયદેવ મુનિને એક શિષ્યે કહ્યું કે–હે મહારાજ! શ્રી અજિતશાંતિસ્તવમાં[1] કહેલ 'अंबरंतरवियारणियाहिं' ઈત્યાદિ ચાર ગાથાનો કૃપા કરી અર્થ સમજાવો! ત્યારે શ્રી અભયદેવે તે ગાથામાં જણાવેલા દેવાંગનાઓનાં તમામ વિશેષણોનું શૃંગારરસથી ભરેલું વર્ણન કહી સંભળાવ્યું. તે વખતે ઉપાશ્રયની પાસેના જ રસ્તે થઈને ચાલી જતી શૃંગારરસમાં નિપુણ એવી કોઇ રાજકુમારીએ આ વર્ણન સાંભળ્યું એ સાંભળીને કુંવરીએ વિચાર્યું કે આ મારો સ્વામી થાય તો જન્મ સફળ થાય. હું ત્યાં જઈને તે શ્રેષ્ઠ નરને પ્રાર્થના કરીને લોભ પમાડું. એવું વિચારી ઉપાશ્રયના બારણા પાસે આવીને

૧ આ સ્તવનના બનાવનાર શ્રી નેમિનાથના ગણધર શ્રી નંદીષેણ જાણવા અન્યત્ર એમ પણ કહ્યું છે કે-શ્રેણિક રાજાના પુત્ર નંદીષેણ મુનિએ તે બનાવ્યું છે.

બોલી કે–હે બુદ્ધિમાન પંડિત! બારણું ઉઘાડો! હું મદનમંજરી નામની રાજપુત્રી ગુણગોષ્ઠી કરવાને આવી છું આવો અકાળે સ્ત્રીનો શબ્દ સાંભળીને ગુરૂ શ્રીજિનેશ્વરસૂરિજીએ અભયદેવને ઠપકો આપ્યો કે 'પહેલા તમને જે શિખામણ આપી હતી તે ભૂલી ગયા અને જ્યાં ત્યાં હોશિયારી બતાવો છો! હવે શું કરશો? તમારા ગુણોથી આકર્ષાઇને પહેલી નરકમાં આવેલા પહેલા સીમંત પાથડા (નરકાવાસ) માં લઈ જનારી આ સીમંતિની (સ્ત્રી) આવી છે' તે સાંભળી અભયદેવે કહ્યું કે–' હે પૂજ્ય! આપની કૃપાથી તે નિરાશ થઈને જેમ આવી તેમ જરૂર જતી રહેશે, માટે આપ જરા પણ ચિંતા કરશો નહિ,' પછી અભયદેવે બારણાં ઉઘાડી સર્વ શ્રાવકાદિની સમક્ષ તે રાજકન્યાને કહ્યું કે–'હે રાજપુત્રી! અમે જૈન સાધુઓ છીએ' તેથી અમે એક મુહૂર્ત માત્ર પણ સ્ત્રી સાથે ધાર્મિક વાતો પણ કરતા નથી, તો પછી ગુણગોષ્ઠી અમારાથી કરી શકાય જ નહિ વળી અમે કોઈ પણ વખત દાતણ કરતા નથી, મુખ ધોતા નથી, સ્નાનાદિ બાહ્ય શુદ્ધિને પણ ચાહતા નથી, તેમજ નિર્દોષ એવું અન્ન ભિક્ષાવૃત્તિએ મેળવીને ફક્ત ધર્માધાર શરીરને ટકાવવા માટે જ ખાઈએ છીએ આ શરીર મળ, મૂત્ર વિષ્ટાદિથી ભરેલું હોવાથી મહાદુર્ગંધમય અને બિભત્સ છે આવા દુર્ગંધમય અમારા શરીરનો સ્પર્શ કરવો તારા જેવી રાજપુત્રીને ઉચિત નથી' આ પ્રમાણે એવું બિભત્સ રસનું વર્ણન કર્યું કે જે સાંભળી તે રાજપુત્રી પોતાની ભૂલ કબૂલ કરી તરત જ જતી રહી પછી તે ગુરૂ મહારાજની પાસે આવ્યા ત્યારે શ્રીગુરૂ મહારાજે કહ્યું કે તારૂં બુદ્ધિકૌશલ્ય સમુદ્રના પૂર જેવું છે પરંતુ વર્તમાન કાલમાં તેને શમાવી દેવું વ્યાજબી છે તેથી તેમ કરવા માટે તારે હવેથી છાશ નાખીને બનાવેલો જુવારનો કુમચો (રોટલો) તથા કાલિંગડાનું શાક વાપરવું, જેથી તારી બુદ્ધિ ન્યૂન થશે શ્રી અભયદેવે ગુરુના વચન પ્રમાણે જ આહાર કરવા માંડ્યો કેટલોક સમય વીત્યા બાદ ગુરૂશ્રીએ અભયદેવને યોગ્ય જાણીને સં ૧૦૮૮ માં આચાર્ય પદવી આપી ત્યારથી તેઓ આચાર્ય અભયદેવસૂરિના નામથી ઓળખાવા લાગ્યા આ શ્રીઅભયદેવસૂરિએ ઘણા ભવ્ય જીવોને સન્માર્ગની દેશના દઈ સાત્વિક માર્ગના ઉપાસક બનાવ્યા અનુક્રમે વિહાર કરતા તે સૂરિ પંચપદ્રપુર તરફ ગયા

એક વખત દુકાળ પડવાથી દેશની દુર્દશા થઈ સિદ્ધાંત તથા વૃત્તિઓનો પ્રાયઃ ઉચ્છેદ થવા લાગ્યો જે કાંઇ સૂત્ર વગેરે હયાત રહ્યા હતા તેઓનું યથાર્થ રહસ્ય "વૃત્તિ આદિ સાધનો નાશ પામેલા હોવાથી" મહાપ્રજ્ઞાશાળી મુનિઓને પણ જાણવું મુશ્કેલ થયું આ પ્રસંગે એક વખત અર્ધ રાત્રે ધર્મધ્યાનમાં સાવધાન રહેલા શ્રીઅભયદેવસૂરિને વંદના કરી શાસનની અધિષ્ઠાયિકા દેવીએ કહ્યું કે–" પહેલા મહાશાસનના સ્થંભ સમાન પરમ પૂજ્ય શ્રીશીલાંક (કોટ્યાચાર્ય) નામના આચાર્યે અગિયારે અંગની વૃત્તિઓ રચી હતી, તેમાં હાલ બે અંગ (આચારાંગ, સૂયગડાંગ) ની જ વૃત્તિ હયાત છે, બાકીના અંગોની વૃત્તિઓ વિચ્છેદ પામી ગઇ છે, તેથી સંઘના હિતને માટે શ્રી સ્થાનાંગાદિ નવે અંગોની નવી ટીકાઓ બનાવવાનો ઉદ્યમ કરો" દેવીનું આ વચન સાંભળીને સૂરિજીએ કહ્યું કે–' હે માતાજી!

સુગૃહિતનામધેય શ્રીસુધર્માસ્વામી ગણધરે રચેલાં સૂત્રોનું યથાર્થ રહસ્ય જાણવાને પણ મારા જેવો અલ્પબુદ્ધિ અસમર્થ છે, તો પછી ટીકાઓ તો કેમ બનાવી શકું ? કારણ કે કદાચ કોઈ સ્થળે સૂત્રવિરૂદ્ધ કહેવાઈ જાય તો મહાપાપ લાગે, તેથી સંસારમાં અનંતી વાર ભટકવું પડે.' ત્યારે દેવીએ કહ્યું કે–' હે સુજ્ઞશિરોમણિ ! આ કાર્ય કરવા માટે તમે જ લાયક છો, એમ હું માનું છું. વૃત્તિઓ બનાવતાં કદાચ સંદેહ પડે તો મને યાદ કરજો ને સંદેહ જણાવજો. હું મહાવિદેહ ક્ષેત્રના વિહરમાન તીર્થંકર શ્રીસીમંધરસ્વામીને પૂછીને તે બાબતનો ખુલાસો આપને જણાવીશ, માટે આ કાર્ય તમે શરૂ કરો. હું તમારી આગળ પ્રતિજ્ઞા કરૂં છું કે– 'તમે યાદ કરશો કે તરત જ હાજર થઈશ ' દેવીના વચનથી શ્રીઆચાર્ય મહારાજે વૃત્તિઓ બનાવવાની શરૂઆત કરી. [1]ટીકાઓ પૂરી થાય ત્યાં સુધી આયંબિલ તપ કરવાની પ્રતિજ્ઞા લીધી, અને પાટણમાં ટીકાઓ રચી. બીજા ગ્રંથોમાં એમ પણ કહેલ છે કે પાટણની બહાર રચી આ કામમાં દેવીએ સંપૂર્ણ રીતે મદદ કરી. શ્રી દ્રોણાચાર્ય વગેરે વૃદ્ધ મહાશ્રુતધરોએ આ વૃત્તિઓને શુદ્ધ કરી. એટલે શ્રાવકોએ લખાવવાની શરૂઆત કરી.

એક વખત શાસનદેવીએ ગુરૂમહારાજને કહ્યું કે–' પહેલી પ્રતિ ( ટીકાની પ્રત ) મારા દ્રવ્યથી લખાય એવી મારી ઇચ્છા છે. ' એમ કહી પોતાનો જ્યોતિથી દૃષ્ટિતેજને આંજી, ત્યાં એક સોનાનું ઘરેણું મૂકીને દેવી સ્વસ્થાને ગયા. પછી મુનિઓ ગોચરી લઇને આવ્યા. ઘરેણું જોઈને આશ્ચર્ય પામ્યા. પૂછતાં સૂરિજીએ બધી બીના કહી. પછી શ્રાવકોને બોલાવી ઘરેણું બતાવ્યું, પરંતુ તેનું મૂલ્ય નહિ જાણતાં તે શ્રાવકો પાટણમાં ઝવેરીઓની પાસે ગયા. તેઓએ આ આભૂષણ જોઇને કહ્યું કે–'અહીં ભીમરાજાની આગળ આ ઘરેણું મૂકો. તે જેટલું દ્રવ્ય આપે તેટલું એનું મૂલ્ય સમજવું અમે આ ( દિવ્ય ) ઘરેણાની કિંમત આંકી શકતા નથી.' એટલે શ્રાવકોએ એ ઘરેણું રાજાની આગળ મૂક્યું, અને તેની સત્ય બીના પણ કહી દીધી. રાજાએ ખૂશી થઈને કહ્યું કે ' કોઈ મહાતપસ્વી મહાત્મા આનું જે મૂલ્ય આંકે તે આપીને જ હું આ લઇ શકું.' શ્રાવકોએ કહ્યું ' આનું મૂલ્ય જે આપ આપો તે અમારે પ્રમાણ છે ' એટલે રાજાએ ભંડારી પાસેથી તેમને ત્રણ લાખ દ્રમ્મ (ટકા) આપ્યા. પછી તેમણે ટીકાની પ્રથમ પ્રતિ વગેરે પુસ્તકો લખાવીને સૂરિજીને વહોરાવ્યાં તેમજ પાટણ, તામ્રલિપ્તી નગરી, આશાપલ્લી, ( આશાવલ ) ધોલકા વગેરે નગરના રહીશ મહાધનિક ૮૪ શ્રાવકોએ દરેક અંગની વૃત્તિની ૮૪ પ્રતો લખાવી પરમ ઉલ્લાસથી આચાર્ય મહારાજને વહોરાવી. આ પ્રમાણે શ્રીસુધર્માસ્વામીએ બતાવેલ ઇષ્ટ તત્ત્વ રૂપ તાળાને ઉઘાડવાની કુંચી જેવી નવે અંગની ટીકાઓ પ્રવર્તમાન થઈ.

---

૧ આ બાબતમાં બીજાઓ કહે છે કે જો કે, અભયદેવસૂરિના સમયમાં નવ અંગોની ટીકાઓ હયાત ન હોવાથી, તેમણે નવી ટીકાઓ બનાવી એમ પ્રભાવકચરિત્રમાં કહેલ છે, પણ જેમ તેજ સૂરિએ શ્રી ભગવતીની સ્વકૃત ટીકામાં પંચમાંગની બે ટીકા છે એમ લખ્યુ છે, તેમ બીજાં સૂત્રોની પણ ટીકાઓ હતી એમ કહ્યું છે

ટીકાઓ બનાવ્યા પછી સયમયાત્રા નિમિત્તે આચાર્યશ્રી ધોળકા નગરીમા પધાર્યા ઉજાગરો, પરિશ્રમ અને અતિતુચ્છ આહાર કરવાથી આચાર્ય મહારાજને કોઢ ( રક્તદોષ ) રોગની અસહ્ય વેદના થવા લાગી તે વખતે ઇર્ષ્યાળુ લોકો કહેવા લાગ્યા કે–' સૂત્રવિરૂદ્ધ બોલવાથી (લખવાથી) સૂરિજીને કોઢ થયો છે ' આ સાભળી શોકથી વ્યાકુળ થએલા અને પરલોકગમનની ઇચ્છાવાળા સૂરિજીએ રાતે ધરણેન્દ્રનુ ધ્યાન કર્યું તેથી સ્વપ્નામા ગુરૂએ પોતાના દેહને ચાટતા ધરણેન્દ્રને જોયો આથી ગુરૂએ વિચાર્યું કે ' કાળરૂપ આ ભયકર સર્પે મારા શરીરને ચાટેલ છે, તેથી મારૂ આયુષ્ય પૂરૂ થયુ લાગે છે તો હવે અનશન આદરવુ એ જ મારે યોગ્ય છે ' એ પ્રમાણે ચિંતવતા ગુરૂને બીજે દિવસે સ્વપ્નમા ધરણેન્દ્રે કહ્યુ કે ' મે તમારા દેહને ચાટીને રોગ દૂર કર્યો છે ' એમ સાભળતા ગુરૂ બોલ્યા કે ' મરણની બીકથી મને ખેદ થતો નથી, પરતુ રોગને લીધે ચાડિયા લોકો જે નિદા કરે છે, તે હુ સહન કરી શકતો નથી ' ત્યારે ધરણેન્દ્રે કહ્યુ કે–' ગુરૂજી ! એ બાબત તમારે ચિંતા કરવી નહિ હવે આપ ખેદને તજીને જિનબિબને પ્રકટ કરીને શ્રીજિનેન્દ્રશાસનની અપૂર્વ પ્રભાવના કરો કે જેથી તે થતી નિંદા અટકી જશે, અને તે નિદકો જ જૈનધર્મના વખાણ કરશે

શ્રીકાતા નગરીનો રહીશ ધનેશ નામનો શ્રાવક વહાણ ભરીને સમુદ્ર માર્ગે જતો હતો અધિષ્ઠાયક દેવે તેના વહાણ થભાવી દીધા આથી શેઠે તે દેવની પૂજા કરી ત્યારે તેણે દેવના કહ્યા પ્રમાણે જમીનમાથી ત્રણ પ્રતિમાઓ મેળવી હતી ( આ બીના શ્રીપ્રભાવકચરિત્રમા કહેલી છે ) તેમાની એક પ્રતિમા ચારૂપ ગામમા સ્થાપન કરી, તેથી ત્યા તીર્થ થયુ બીજી પ્રતિમા પાટણમા અરિષ્ટનેમિના પ્રાસાદમા સ્થાપન કરી ત્રીજી પ્રતિમા સ્તભન ( થાભણા ) ગામના પાદરમા વહેતી સેઢીકા (સેઢી) નદીના કાંઠે વૃક્ષઘટાની અદર જમીનમા સ્થાપન કરેલ છે તમે તે શ્રી ( સ્તભન ) પાર્શ્વનાથની પ્રતિમાને પ્રકટ કરો, કારણ કે ત્યા એ મહાતીર્થ થવાનુ છે પૂર્વે વિદ્યા અને રસસિદ્ધિમા ભારે પ્રવીણ એવા નાગાર્જુને તેના પ્રભાવથી રસનુ સ્થભન કર્યું, અને તેથી તેણે ત્યા સ્તભનક (થાભણા) નામનુ ગામ વસાવ્યુ

આ મહાપ્રભાવક પ્રતિમાને પ્રકટ કરશો તો તમારી પણ પવિત્ર કીર્તિ અચલ થશે વળી ક્ષેત્રપાલની જેમ શ્વેત સ્વરૂપે તમારી આગળ બીજાના જોવામા ન આવે તેમ, એક દેવી ત્યા રસ્તો બતાવશે એ પ્રમાણે કહી નિર્મલ સમ્યગ્દષ્ટિ શ્રીધરણેન્દ્ર પોતાના સ્થાને ગયા ઇન્દ્રે કહેલી બીના જાણીને સૂરિજી મહારાજ ઘણા ખુશી થયા તેમણે આ રીતે બનેલો તમામ વૃત્તાત શ્રીસઘને કહી સભળાવ્યો તે સાભળી શ્રીસઘે યાત્રાએ જવા તૈયારી કરી તેમા ૯૦૦ ગાડાઓ ચાલતા હતા શ્રી સઘના આગ્રહથી સૂરિજી મહારાજ પણ સાથે પધાર્યા જ્યારે આ સઘ સેઢી નદીના કાઠે આવ્યો, ત્યારે ત્યા બે ધરડા ઘોડા અદૃશ્ય થઇ ગયા એટલે આ નિશાનીથી સઘ ત્યા રહ્યો આચાર્ય મહારાજે આગળ જઈને પૂછયુ ત્યારે એક ગોવાળે કહ્યુ કે–હે ગુરૂજી ! આ પાસેના ગામમા મહીતણુ નામે મુખ્ય પટેલ છે તેની કાળી

ગાય અહીં આવીને પોતાના ચારે આંચળમાંથી દૂધ ઝરે છે, એટલે અહીં દૂધ ખાલી કરીને (ઠલવીને) ઘેર જાય છે. અને ત્યાં દોહવામાં આવતાં મહામહેનતે લગાર પણ દૂધ દેતી નથી. તેનું કારણ કંઇ સમજાતું નથી.' એમ કહીને તેણે તે સ્થળે ગુરૂજીને દૂધ બતાવ્યું એટલે પાસે બેસીને ગુરૂજી પ્રાકૃત ભાષામાં શ્રીપાર્શ્વનાથનું મહાપ્રભાવક 'जयतिहुयण' ઇત્યાદિ બત્રીસ ગાથાઓનું નવું સ્તોત્ર રચીને બોલ્યા. ત્યાં ધીમે ધીમે જાણે પ્રત્યક્ષ પ્રભુનું પ્રતિબિંબ હોય તેવું શ્રીપાર્શ્વનાથ ભગવંતનું તેજસ્વી બિંબ પ્રકટ થયું. એટલે સંઘ સહિત સૂરિજીએ તરત જ ચૈત્યવંદન કર્યું, અને એમનો રોગ મૂલમાંથી દૂર થયો. તે વખતે શ્રાવકોએ ગંધોદકથી પ્રભુબિંબને ન્હવરાવીને કપૂર વગેરેનું વિલેપન કરવા પૂર્વક સાત્વિક પૂજાનો અપૂર્વ લ્હાવો લીધો તે સ્થળે નવું દેરાસર બંધાવવા માટે એક લાખ રૂપિયા ભેગા થયા. અને ગામના મુખ્ય લોકોએ ત્યાં દેવાલય બંધાવવાની હા પાડી.

શ્રીમલ્લવાદી શિષ્યના શ્રાવકોએ ત્યાંના આમ્રેશ્વર અને બુદ્ધિનિધાન મહિષ નામના કારીગરને ચૈત્ય બાંધવાનું કામ સોંપ્યું. થોડાજ સમયમાં તે કામ પૂર્ણ થયું. તે કામના ઉપરીને દરરોજ પગાર તરીતે એક દ્રમ્મ આપવામાં આવતો હતો. તેમાંથી થોડું ભોજનાદિના ખર્ચમાં વાપરતાં બાકીના બચેલા દ્રવ્ય વડે તેણે ચૈત્યમાં પોતાના નામની એક દેવકુલિકા કરાવી, કે જે હાલ પણ હયાત છે. પછી શુભ મુહૂર્તે અભયદેવસૂરિજીએ ત્યાં બિંબની પ્રતિષ્ઠા કરી. તે દિવસે રાત્રે ધરણેન્દ્રે આવીને સૂરિજીને વિનંતિ કરી કે–" મારાં ઉપર કૃપા કરી આપ આ સ્તવનમાંથી છેલ્લી બે ગાથાઓ ગોપવી રાખો." સૂરિજીએ તેમ કરી ત્રીશ કાયમ રાખી. ત્યારથી તે સ્થળ તીર્થ તરીકે ગણાયું. જન્મકલ્યાણકના મહોત્સવમાં પ્રથમ ધોળકાના મુખ્ય શ્રાવકે જળથી ભરેલા કળશ લઈને ભગવંતને અભિષેક કર્યો. આ બિંબાસનના પાછળના ભાગમાં ઐતિહાસિક અક્ષરપંકિત પહેલાં લખી હતી, એમ લોકોમાં સંભળાય છે.

શ્રી જિનેશ્વરસૂરિ તથા બુદ્ધિસાગરસૂરિ ચિર કાલ સંયમ જીવન પાળી છેવટે અનશન કરીને સ્વર્ગે ગયા. શ્રી અભયદેવસૂરિ મહારાજાએ પ્રથમ ઉપાંગ શ્રી ઔપપાતિક સૂત્રની અને પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજીએ બનાવેલા શ્રી પંચાશક શાસ્ત્રની ઉપર અપૂર્વ વિદ્વત્તા ભરેલી ટીકા બનાવી છે, જે થોડાં વર્ષો પહેલાં શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ છપાવી હતી આ બંને ટીકાનો પરિચય આગળ જણાવીશ.

શ્રી અભયદેવસૂરિના અને શ્રી સ્તંભન પાર્શ્વનાથના સંબંધમાં શ્રી ઉપદેશપ્રસાદને અનુસારે આ રીતે વૃત્તાંત જાણવું–

આચાર્યપદથી વિભૂષિત થયા બાદ શ્રી અભયદેવસૂરિજી વિહાર કરતાં સંભાણક ગામથી ધોલકા થઇને થંભનપુરમાં પધાર્યા. ત્યાં અતિતુચ્છ આહાર કરવાથી કોઢના મહારોગથી તે

એવા દુખી થયા કે હાથ પગ હલાવવાની પણ તેમનામા શક્તિ રહી નહિ એક દિવસ સાજે સૂરિજીએ પ્રતિક્રમણ કરીને શ્રાવકોને કહ્યુ કે-આ રોગની પીડા બહુ થતી હોવાથી હુ એક ક્ષણ પણ તે સહન કરવા સમર્થ નથી તેથી કાલે અનશન કરીશ તે સાભળી શ્રાવકો ઘણા દિલગીર થયા તે પછી તેરસની અડધી રાતે શાસનદેવીએ આવીને સૂરિજીને કહ્યુ કે-' હે ગુરૂજી ! ઊઘો છો કે જાગો છો ?' ગુરૂએ ધીમે સ્વરે કહ્યુ કે 'જાગુ છુ ' દેવીએ કહ્યુ કે 'ઊઠો, આ સૂતરની નવ કોકડી ઊકેલો ?' ગુરૂ બોલ્યા કે 'આવા શરીરે હુ શી રીતે ઊકેલી શકુ ?' દેવીએ અવધિજ્ઞાનથી જાણીને કહ્યુ કે 'લાખો કાળ જીવીને હજુ નવ અગની વૃત્તિ બનાવવાનુ મોટુ કામ જેના હાથમા છે તેને આ પીડા શા હિસાબમા છે ? દેવીનુ વચન સાભળીને ગુરૂએ કહ્યુ કે ' આવા શરીરે હુ નવ અગોની ટીકા શી રીતે બનાવીશ ? ' દેવી બોલી કે ' છ મહિના સુધી આયબિલ તપ કરજો ' સૂરિજીએ છ મહિના સુધી આયબિલ તપ કર્યો, અને કઠિન શબ્દોની ટીકા બનાવીને તે ટીકાઓ પૂરી કરી આ પછી શરીરને વિષે ફરીથી મહારોગ ઉત્પન્ન થયો ત્યારે ધરણેન્દ્રે ધોળા સર્પનુ સ્વરૂપ ધારણ કરી ત્યા આવીને સૂરિજીના શરીરને ચાટી નીરોગી બનાવ્યું, અને સૂરિજીને કહ્યુ કે ' સેઢી નદીના કાંઠે, પલાસ ( ખાખરાના ઝાડ ) ના વનમા શ્રીથભન પાર્શ્વનાથની પ્રતિમા જમીનમા ગુપ્ત રહેલી છે તેને તમે પ્રગટ કરો ત્યા ઓચિતી એક ગાય આવીને તે પ્રતિમા જે જગ્યાએ છે તે જગ્યાએ દૂધ ઝરશે તે ચિહ્નથી તે મૂર્તિનુ સ્થાન નિશ્ચયે જાણજો ' સવારે સૂરિજી સઘની સાથે ત્યા ગયા અને ગાયને દૂધ ઝરતી જોઈને ગોવાળના બાળકોએ બતાવેલી ભૂમિની પાસે પ્રતિમાના સ્થાનનો નિશ્ચય કરીને ગુરૂજીએ પાર્શ્વનાથનુ સ્તોત્ર રચવા માડ્યુ તેના ૩૨ કાવ્ય કહ્યા પછી તેત્રીસમુ કાવ્ય ગુરૂજીએ દેવતાના આદેશથી ગોપવી દીધુ બત્રીસ કાવ્યોના આ સ્તોત્રની શરૂઆતમા जयतिहुयण પદ હોવાથી જયતિહુયણ નામે એ સ્તોત્ર ઓળખાય છે તે પ્રતિમાના દર્શન થયા કે તરત જ રોગ મૂળથી નાશ પામ્યો ને ગુરૂજી નીરોગી બન્યા પછી શ્રીસઘે ગુરૂજીને તે પ્રતિમાની ઉત્પત્તિ પૂછી, ત્યારે ગુરૂજીએ શ્રીસ્તભપ્રદીપ વગેરેમા જણાવેલી બીના શ્રીસઘની આગળ કહી સભળાવી, અને છેવટે કહ્યું કે આ પ્રતિમા કોણે ભરાવી તે હજુ સુધી જાણી શકાયુ નથી આ પ્રમાણે પ્રતિમાનો મહિમા સાભળીને શ્રીસઘે તે જ સ્થાને નવુ દહેરૂ બધાવી ત્યા સ્તભનપુર નામે ગામ વસાવ્યુ પછી જ્યારે વિ સ ૧૩૬૮ ની સાલમા જુલ્મી રાજાઓએ ગુજરાતમા ઉપદ્રવ કર્યો ત્યારે વર્તમાન સ્તભતીર્થ (ખભાત)ની સ્થાપના થઈ એટલે તે સાલમા આ પ્રતિમાજી ખભાતમા પધરાવ્યા અત્યારે આ મહાચમત્કારી શ્રીપાર્શ્વનાથનુ બિબ સ્તભન તીર્થ ( ખભાત, તબાવતી નગરી ) મા હયાત છે

શ્રી અભયદેવસૂરિજીના સ્વર્ગવાસના સબધમા પ્રભાવક ચરિત્રમા કહ્યુ છે કે-સૂરિજી પાટણમા કર્ણ રાજાના રાજ્યમા દેવલોક પામ્યા આ વાક્યનો અર્થ એમ પણ સભવે છે કે કર્ણના રાજ્યકાલમા તેઓ પાટણમા સ્વર્ગવાસ પામ્યા બીજાઓ આ બાબતમા એમ

પણ વિચાર જણાવે છે કે, જે સમયે કર્ણ રાજા પાટણમાં રાજ્ય કરતો હતો તે વખતે સૂરિજી સ્વર્ગે ગયા. પટ્ટાવલિઓના ઉલ્લેખ પ્રમાણે તો ઘણાખરા એમ માને છે કે અભયદેવ-સૂરિજીનો કપડવંજમાં સ્વર્ગવાસ થયો. સંવતનો વિચાર એ છે કે પટ્ટાવલિમાં સં. ૧૧૩૫ માં સ્વર્ગે ગયા એમ કહ્યું છે, ત્યારે બીજો મત એ પણ છે કે સં. ૧૧૩૯ માં સ્વર્ગે ગયા.

## શ્રી અભયદેવસૂરિ મહારાજે બનાવેલા ગ્રંથો. અંગટીકાનો વિભાગ.

**૧ સ્થાનાંગ ટીકા**—આ મૂલ સૂત્રમાં પહેલા અધ્યયનમાં આત્મા વગેરે એકેક પદાર્થો જણાવ્યા છે. બીજા અધ્યયનમાં બે બે પદાર્થો કયા કયા તે જણાવ્યું છે આ ક્રમે અંતે દશમા અધ્યયનમાં દસ દસ સંખ્યામાં કયા કયા પદાર્થો છે તે જણાવ્યું છે. આ રીતે આ ગ્રંથમાં જીવ, અજીવ વગેરે તત્ત્વો, સ્વસમયાદિની બીના, નદી પર્વત ક્ષેત્ર વગેરે બીના જણાવી છે. ચોથા અધ્યયનમાં નરકે જવાના ચાર કારણો, બે રીતે થતાં શ્રાવકના ચાર ચાર પ્રકારો; પાંચમા અધ્યયનમાં સમિતિ અણુવ્રત વગેરેની બીના; નવમા અધ્યયનમાં શ્રી વીર પ્રભુના શાસનમાં ભાવી તીર્થંકરના ૯ જીવો શ્રેણિક, શંખ, શતક, સુપાર્શ્વ, સુલસા, રેવતી શ્રાવિકા વગેરે થયા તેની બીના આપી છે. 'અંગુત્તરનિકાય' નામના બૌદ્ધ ગ્રંથમાં પણ આ સૂત્રની શૈલી જેવી શૈલી માલુમ પડે છે. અવસરે દૃષ્ટિવાદની પણ કેટલીક બીના જણાવી છે. આ સૂત્ર ઉપર આચાર્ય શ્રીઅભયદેવસૂરિએ ટીકા બનાવી છે. આ ટીકાના અંતમાં સૂરિજી મહારાજે પોતાથી જે કંઈ ઉત્સૂત્ર બોલાયું હોય તે સુધારવા મહાપુરૂષોને જે વિનંતી કરી છે તે ઉપરથી સૂરિજીની અનહદ નમ્રતા અને પાપભીરૂતા જણાઈ આવે છે. વધુમાં તેઓ જણાવે છે કે—આ ટીકા બનાવવામાં શ્રીઅજિતસિંહસૂરિના શિષ્ય યશોદેવ ગણિએ મને મદદ કરી છે. શ્રી દ્રોણાચાર્ય વગેરે મહાપુરૂષોએ પણ સંશોધન કરીને આ વિવરણ પ્રત્યે આદરભાવ દર્શાવ્યો છે. મૂલ સૂત્રનું પ્રમાણ શ્લોક ૩૭૦૦ અને ટીકાના શ્લોક ૧૪૨૫૦ છે. વિ. સં. ૧૧૨૦ માં આ ટીકા બનાવી. અભયદેવસૂરિ ચંદ્રકુલમાં થયા છે અભયદેવસૂરિ નામના આચાર્યો બીજા ગચ્છમાં પણ થયા છે. તેમાં પ્રસ્તુત અભયદેવસૂરિજી નવાંગી ટીકાકાર તરીકે પ્રસિદ્ધ છે.

**૨ સમવાયાંગ ટીકા**—મૂલ સૂત્રમાં એકથી માંડીને ૧૦૦ ઉપરાંત જીવાજીવાદિ પદાર્થોનું વર્ણન કર્યું છે. દ્વાદશાંગી ગણિપિટકનું પલ્લવાગ્ર એટલે ટૂંકા સારથી ભરેલું આ ચોથું અંગ છે. આની ઉપર અભયદેવસૂરિ મહારાજે ૩૫૭૫ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે. મૂલ સૂત્રનું પ્રમાણ ૧૬૬૭ શ્લોક છે. વિ. સં. ૧૧૨૦ ની સાલમાં અણહિલપુર પાટણમાં આ ટીકા બનાવી છે.

**૩ શ્રી ભગવતીસૂત્ર ટીકા**—મૂલ સૂત્રમાં જીવ, અજીવ, લોક, અલોક, સ્વસમયાદિનું વર્ણન આવે છે. એટલે ચારે અનુયોગની બીનાથી ભરેલું આ સૂત્ર છે. આમાં શ્રી ગૌતમ-

સ્વામી વગેરે ભવ્ય જીવો પ્રશ્નો પૂછે અને પ્રભુ શ્રી મહાવીરદેવ ઉત્તર આપે, આ રીતે ૩૬૦૦૦ પ્રશ્નોત્તરવાળુ આ પાચમુ અગ છે અતિમુક્ત મુનિ, તુગિયા નગરીના શ્રાવકો, બુદ્ધ જાગરિકાદિ ભેદો, સુસપણુ અને જાગવાપણુ વગેરે અગે જયતી શ્રાવિકાએ પૂછેલા પ્રશ્નો, પાચ પ્રકારના દેવનુ તથા દાનનુ સ્વરૂપ, આઠ પ્રકારના આત્મા, કષાયના વિપાકો, નારકી વગેરેના આહારાદિની બીના આમા આવે છે મૂળ ગ્રથ ૧૫૭૫૨ શ્લોક પ્રમાણ છે આના ઉપર અભયદેવસૂરિજી મહારાજે વિ સ ૧૧૨૮ મા ૧૮૬૧૬ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે આ ટીકાને શ્રી દ્રોણાચાર્યે શુદ્ધ કરી છે ૧ આચારાગ ચૂર્ણિ, ૨ સૂત્ર કૃતાગ ચૂર્ણિ, ૩ ભગવતી ચૂર્ણિ, ૪ અનુયોગદ્વાર ચૂર્ણિ, ૫ નદી ચૂર્ણિ, ૬ દશવૈકાલિક ચૂર્ણિ, ૭ ઉત્તરાધ્યયન ચૂર્ણિ, ૮ આવશ્યક ચૂર્ણિ, આ આઠ ચૂર્ણિ ગ્રથો હાલ હયાત છે તેમાથી શ્રી ભગવતી સૂત્રની ઉપર પણ ચૂર્ણિ છે, એમ જાણવાનુ મળે છે તે પૂર્વાચાર્યે રચેલી છે, જેનુ પ્રમાણ ૪૦૦૦ શ્લોક છે આ રીતે મૂલ (૧૫૭૫૨), ટીકા (૧૮૬૧૬) અને ચૂર્ણિ (૪૦૦૦) નુ પ્રમાણ ભેગુ કરતા—૩૮૩૬૮ શ્લોક થાય છે વિ સ ૧૫૩૮ મા શ્રીદાનશેખર મહારાજે અભયદેવસૂરિજીની ટીકા વગેરેના આધારે ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ નાની ટીકા બનાવી છે

૪ જ્ઞાતાસૂત્ર વૃત્તિ—મૂલ સૂત્રનુ પ્રમાણ ૫૫૦૦૦ શ્લોક છે તેમા શૈલકરાજર્ષિ, દ્રૌપદી શ્રાવિકા વગેરેનુ વર્ણન આવે છે શ્રીઅભયદેવસૂરિજીએ વિ સ ૧૧૨૦ મા વિજયા દશમીએ પાટણમા ૪૨૫૨ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે આમા હાલ ૧૯ અધ્યયન અને ૧૯ કથાઓ છે શેષ ભાગ વિચ્છેદ પામ્યો છે

૫ ઉપાસકદશાગ વૃત્તિ—મૂલ સૂત્રનુ પ્રમાણ ૮૧૨ શ્લોક છે તેમા (૧) આનદ કામદેવ વગેરે ભવ્ય જીવોને પ્રભુ શ્રીમહાવીરદેવનો સમાગમ કઈ રીતે થયો? (૨) પ્રભુદેવે સમ્યગ્દર્શન સહિત બારે વ્રતોનુ સ્વરૂપ સમજાવીને કઈ રીતે દેશવિરતિ ધર્મ અગીકાર કરાવ્યો? (૩) વ્રતધારી થયેલ આનદ શ્રાવક પ્રભુદેવને શુ કહે છે? (૪) દશે શ્રાવકો કઈ રીતે પોતાનુ નિર્મલ શ્રાવક જીવન ગુજારે છે? (૫) કઈ રીતે તેમણે પ્રતિમાવહનની ક્રિયા કરી? (૬) તેમને ધર્મથી ડગાવવા માટે દેવોએ કયા કયા ઉપસર્ગો કર્યા? (૭) તે વખતે કઈ રીતે સ્થિર રહીને ધર્મશ્રદ્ધા ટકાવે છે? (૮) એમની આરાધનામા દઢતા જોઇને શ્રી પ્રભુદેવે શ્રીગૌતમાદિ મુનિવરોને કેવી શીખામણ આપી? (૯) આનદ શ્રાવકને કેવુ અવધિજ્ઞાન થાય છે? (૧૦) શ્રીગૌતમ મહારાજા આનદ શ્રાવકના અવધિજ્ઞાનની બીના તેના કહેવાથી જાણે છે, ત્યારે શ્રીગૌતમ મહારાજા આનદ શ્રાવકને શુ કહે છે? (૧૧) આ બાબતમા પ્રભુદેવને પૂછતા પોતાની ભૂલ જણાઈ, તેથી શ્રીગૌતમ મહારાજા આનદ શ્રાવકની આગળ 'મિચ્છામિ દુક્કડ' દે છે (૧૨) અગિયારે શ્રાવકો કેવા પ્રકારની સલેખના કરીને સમાધિમરણ પામીને કયા દેવલોકમા ઉપજ્યા? (૧૩) ત્યાથી ચ્યવીને કયા ક્ષેત્રમા કઈ

રીતે મોક્ષે જશે? વગેરે પ્રશ્નોના ખુલાસા આ સૂત્રમાંથી મલી શકે છે. આ સૂત્રમાં ફક્ત દશ શ્રાવકોની બીના જણાવી છે. તેથી આ ઉપાસક દશાંગ સૂત્ર કહેવાય છે. આની ઉપર શ્રી અભયદેવસૂરિજીએ લગભગ ૯૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે.

૬ **અંતકૃદ્દશાંગસૂત્ર વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૯૦૦ શ્લોક છે તેમાં ૬ વર્ગ છે. શરૂઆતમાં દ્વારિકા, કૃષ્ણ વગેરેનું વર્ણન આવે છે. શ્રીગૌતમકુમાર વગેરે નેમિનાથ પ્રભુની દેશના સાંભળી દીક્ષા ગ્રહણ કરે છે. અગિયાર અંગોનો અભ્યાસ કરી છેવટે સમાધિમરણ પામી શ્રીશત્રુંજય ગિરિરાજની ઉપર મોક્ષે જાય છે. અક્ષોભાદિ અધ્યયનોમાં અક્ષોભાદિ કુમારોની બીના જણાવી છે. દેવકીના ૭ પુત્રો, ગજસુકુમાલ, સોમિલ બ્રાહ્મણ, જાલિ વગેરે કુમારોની બીના; દ્વારિકાના નાશનું કારણ, જરાકુમારના નિમિત્તે કૃષ્ણનું મરણ, ત્રીજી નરકમાં જવાનું સાંભળી કૃષ્ણને થયેલો ખેદ, ભાવી તીર્થંકરપણું જાણીને થયેલો આનંદ, કૃષ્ણ દ્વારિકામાં ઢોલ વગડાવે છે, ઘણા રાજાઓ સંયમ સાધીને મોક્ષે જાય છે, અર્જુનમાલી, અતિમુક્ત મુનિ, સુદર્શન વગેરેની બીના; કોણિકની ચુલ્લ માતા ચંદનબાલાની પાસે દીક્ષા લઈ રત્નાવલી તપ કરે છે, સુકાલી રાણી કનકાવલી તપ કરે છે, મહાકાલી વગેરે રાણીઓ સંયમ લઇને વિવિધ તપ કરે છે—આ વગેરે બીના આમાં જણાવી છે. આ સૂત્રની ઉપર શ્રી અભયદેવસૂરિજીએ ટીકા બનાવી છે.

૭ **અનુત્તરોપપાતિક વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૨૯૨ શ્લોક છે. સંયમના પ્રભાવે જેઓ અનુત્તર વિમાનમાં ગયા, તેમની બીના અહીં જણાવી છે. આનો વિસ્તાર દેશના ચિંતામણિના ભાગ પહેલાના ૮૬મા પાને જણાવ્યો છે. આ સૂત્રની ઉપર શ્રીઅભયદેવ-સૂરિજીએ લગભગ ૧૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે.

૮ **પ્રશ્નવ્યાકરણ વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૧૨૫૦ શ્લોક છે. તેમાં હાલ પાંચ આશ્રવ-સંવરની બીના મળે છે, બાકીનો ભાગ વિચ્છેદ પામ્યો છે. તેની ઉપર શ્રીઅભયદેવ-સૂરિજી મહારાજે ૪૬૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે.

૯ **વિપાકસૂત્ર વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૧૨૫૦ શ્લોક છે. અહીં બે શ્રુતસ્કંધ (વિભાગ) છે, તેમાં સુખના અને દુઃખના વિપાકો જણાવ્યા છે. એટલે અહિંસા ધર્માદિને સાધીને કયા જીવો કેવા સુખને પામ્યા? અને હિંસાદિના ફળરૂપે કયા જીવો કેવાં દુઃખ ભોગવે છે, તે બીના જણાવી છે. દેશનાચિંતામણિના પહેલા ભાગના ૮૭મા પાને આ બીના વિસ્તારથી જણાવી છે. આ સૂત્રની ઉપર અભયદેવસૂરિજી મહારાજે ૯૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે.

**૧૦ ઔપપાતિક વૃત્તિ અને ૧૧ પ્રજ્ઞાપના સૂત્ર**ના ત્રીજા પદની સંગ્રહણી ૧૩૩ ગાથામાં બનાવી છે.

## વિશેષ બીના

આ નવ અંગોની ટીકાઓ બનાવવા ઉપરાંત સૂરિજીએ ૧૨ જિનેશ્વરસૂરિકૃત ષટ્સ્થાનક ગ્રંથનુ ભાષ્ય, ૧૩ શ્રીહરિભદ્રસૂરિકૃત પંચાશકની ટીકા, ૧૪ આરાધના કુલક, ૧૫ જયતિહુ-અણુસ્તોત્ર, ૧૬ નવતત્ત્વભાષ્ય વગેરેની રચના કરી છે

નિવૃત્તિગચ્છના શ્રી માનદેવસૂરિના શિષ્ય શીલાચાર્ય અથવા શીલાકાચાર્ય મહારાજે વિ સ ૯૩૩ ( શક સ ૭૯૯ ) મા આચારાગ સૂત્રની ટીકા બનાવી અને વાહરિગણિની મદદથી બીજા સૂત્રકૃતાગની ટીકા બનાવી આ રીતે તેમણે અગિઆરે અંગોની ટીકા બનાવી હતી તેમાંવી નવ અંગોની ટીકા વિચ્છેદ પામી ગઈ તેથી અભયદેવસૂરિએ નવી ટીકા બનાવી અહી જણાવેલા [1]શીલાકાચાર્યનુ બીજુ નામ કોટયાચાર્ય છે, એમ કેટલાએક ઐતિહાસિક ગ્રંથો જણાવે છે

અભયદેવસૂરિજીના શિષ્ય શ્રી પરમાનદસૂરિએ 'હિતોપદેશમાલા પ્રકરણ' બનાવ્યું છે અને તેની ઉપર વૃત્તિ પણ પોતે બનાવી છે

નવાગી વૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજી મહારાજ મહાજ્ઞાની અને નિર્મલ સયમના ધારક હતા તેમની જીવનરેખા બીજા ગ્રંથોમા વિસ્તારથી જણાવી છે અહી જણાવેલી ટૂક જીવનરેખા અને તેમના બનાવેલા ગ્રંથોની બીના યાદ રાખીને ભવ્ય જીવો તે મહાપુરૂષના પથે ચાલી આત્મકલ્યાણ કરે , એ જ હાર્દિક ભાવના !

---

# શ્રી મલયગિરિજીનો અને તેમના ગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય.

શ્રીજૈનેન્દ્ર શાસનમા થયેલા મહાપ્રભાવક પુરૂષોની નામાવલિમા પૂજ્ય શ્રી મલયગિરિજી મહારાજનુ પણ નામ આવે છે ઐતિહાસિક ગ્રંથોના અવલોકન અને તે મહાપુરૂષે બનાવેલા ગ્રંથોના અનુભવ વગેરે સાધનોથી અને પોતે બનાવેલા ૬૦૦૦ શ્લોક પ્રમાણ મુષ્ટિવ્યાકરણ નામના શબ્દાનુશાસનમા આપેલા 'अदहत् कुमारपालोऽरातीन्' આ ઉદાહરણ ઉપરથી તથા શ્રી હેમચદ્રસૂરિજી મહારાજ, તેમજ શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજની સાથે કુમાર ગામમા આપેલા શ્રી સિદ્ધચક્રમત્રની બીનાના આધારે એટલુ તો જરૂર કહી શકાય કે તેઓશ્રી બારમા

---

૧ શીલાકાચાર્યે (૧) પ્રાકૃતમા ૫૪ મહાપુરૂષોના જીવનચરિત્રો રચ્યા છે, તેનું પ્રમાણ ૧૦૦૦૦ શ્લોક છે (૨) જીવસમાસવૃત્તિ (૩) જિનભદ્રગણિકૃત વિશેષાવશ્યક ભાષ્યની ટીકા, વગેરે ગ્રંથો પણ તેમણે બનાવ્યા છે

સૈકામાં એટલે કુમારપાલના સમયમાં વિદ્યમાન હતા. શ્રી સિદ્ધચક્ર મંત્રની સાધનાને અંગે આ પ્રમાણે હકીકત મળે છે:—

ગુરૂમહારાજ શ્રી દેવચંદ્રસૂરિજી મહારાજે હેમચંદ્રસૂરિ મહારાજને મહાપ્રભાવશાલી શ્રી સિદ્ધચક્રનો મંત્ર સમજાવ્યો, તેને વિધિપૂર્વક સાધવા માટે હેમચંદ્રસૂરિજી, મલયગિરિજી અને દેવેન્દ્રસૂરિજી એ ત્રણે તૈયાર થયા. પદ્મિની સ્ત્રીની મદદથી તે મંત્ર સિદ્ધ થાય છે, તેથી ત્રણે સૂરિજી તેની શોધ કરવા લાગ્યા. અનુક્રમે કુમારગ્રામમાં આવતાં એક ધોબી લૂગડાં ધોતો હતો, તેણે એક વસ્ત્ર સૂકવ્યું હતું, તેની આસપાસ ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. તે જોઈને તેમણે નિર્ણય કર્યો કે અહીં પદ્મિની સ્ત્રી હોવી જોઈએ. તપાસ કરી તે ત્રણે સૂરિજી તેના ઘેર ગયા અને તેના સ્વામીને અવસર ઉચિત ધર્મદેશના સંભળાવી. તેથી રાજી થઈને તેણે સૂરિજી મહારાજને વિનયપૂર્વક બે હાથ જોડી પૂછયું કે–આપને અહીં આવવાનું કારણ શું ? જવાબ દેતાં તેમણે જણાવ્યું કે–અમારે વિદ્યા સાધવાની છે. તેમાં તમારી પદ્મિની સ્ત્રીની મદદ જોઈએ. આની આગળની બીના કહેતાં જીભ ઉપડતી નથી, કારણકે તે કહેતાં અમને શરમ આવે છે. આ સાંભળી તે સ્ત્રીના સ્વામીએ કહ્યું કે--ખુશીથી વિના સંકોચે કહો. ત્યારે ગુરૂએ જણાવ્યું કે–જ્યારે અમે વસ્ત્રરહિત અવસ્થાએ મંત્ર સાધવા બેસીએ, ત્યારે તમારી પદ્મિની સ્ત્રી પણ વસ્ત્ર રહિત થઇ અમારી સામે ઊભી રહે તે અવસરે પણ તમારે હાથમાં ખુલ્લી તરવાર લઈને ઊભા રહેવું. આ વખતે અમારા ત્રણમાંથી કોઈનું મન લગાર પણ ચલાયમાન થાય તો અમારૂં માંથું ધડથી જૂદું કરવું. પદ્મિનીના પતિએ તે વાત કબૂલ કરીને કહ્યું કે–હું ખુશીથી આપના કહ્યા મુજબ કરીશ. પછી યોગ્ય અવસરે વિદ્યા (સિદ્ધચક્રનો મંત્ર) સાધવા માંડી. લગાર પણ ચલાયમાન થયા વગર નીડરપણે મંત્રસાધના કરવા લાગ્યા. ત્યારે સૌધર્મેન્દ્રના સામાનિક દેવ–શ્રી સિદ્ધચક્રના અધિષ્ઠાયક વિમલેશ્વર દેવે-પ્રત્યક્ષ થઈને ત્રણે પૂજ્ય પુરૂષોને કહ્યું કે–ઇચ્છિત વરદાન માગો ! તેમાં શ્રી હેમચંદ્રાચાર્યે રાજાને દેશના શક્તિથી પ્રતિબોધ કરવાનું વરદાન માગ્યું, શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે એ વરદાન માગ્યું કે–તમારી મદદથી ઉપદ્રવવાળી કાંતિનગરીના જિનમંદિરને નિરૂપદ્રવ સ્થાનકે (સેરીસે) લઇ જવા સમર્થ થાઉં, તથા શ્રી મલયગિરિજી મહારાજે શ્રી જૈન સિદ્ધાંત ગ્રંથોની ઉપર સરલ સુબોધ ટીકા બનાવવાનું વરદાન માગ્યું. ત્રણેને વરદાન દઈને દેવ સ્વર્ગમાં ગયો.

ઐતિહાસિક ગ્રંથોના સૂક્ષ્મ અવલોકનથી જાણી શકાય છે કે તેઓશ્રી એક અપૂર્વ પ્રસિદ્ધ ટીકાકાર હતા. અને એ તો મને પણ અનુભવસિદ્ધ છે કે એમની ટીકા બનાવવાની સુંદર અને રોચક શૈલી મારા જેવા ઘણાંય બાલ જીવોને પણ સ્પષ્ટ બોધદાયક નીવડી છે. તેવી જ શૈલી શ્રી અનુયોગદ્વારસૂત્રની ઉપર અને શ્રી વિશેષાવશ્યકસૂત્રની ઉપર મલધારી આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજે બનાવેલી ટીકામાં દેખાય છે અનુભવી મહાગીતાર્થશિરોમણિ મહાપુરૂષો જણાવે છે કે-શ્રી હરિભદ્રસૂરિજી, વાદિવેતાલ શાંતિસૂરિજી મહારાજ, ન્યાયાચાર્ય

યશોવિજયજી મહારાજ આદિ મહાપુરૂષોએ રચેલા ગ્રંથોની કઠિન પંક્તિઓનું રહસ્ય સમજવાને માટે સૌથી પહેલા શ્રીમલયગિરિ મહારાજ અને મલધારી હેમચંદ્રસૂરિજીના ગ્રંથો જરૂર ગુરૂગમથી જાણવા જોઇએ વ્યાજબીજ છે કે બાલ જીવોને સરલ શબ્દોમા અને સંક્ષેપમા સંગીન બોધ થઈ શકે તે મુદ્દો શ્રી મલયગિરિ મહારાજે આબાદ રીતે જાળવ્યો છે તેમના ગ્રંથો વાચતા ઘણી વાર એવો અનુભવ થયો છે કે-જાણે પોતે સરલ ભાષામા તત્ત્વનો ખજાનો ન આપતા હોય! પ્રાચીન કાલમા તે તે મહાપુરૂષોના આદર્શ જીવનચરિત્રો લખવાનો રિવાજ બહુ જ થોડા પ્રમાણમા હતો અથવા પાછળથી તે ચરિત્રોનો યુદ્ધાદિ કારણથી નાશ થયો હોય એમ સંભવ છે શ્રી મલયગિરિજી મહારાજની બાબતમા પણ તેવુ બન્યું છે તેમના સમકાલીન આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી વગેરેના જીવનની બીના જેમ વધારે પ્રમાણમા મળી શકે છે તેવી વિશેષ બીના મલયગિરિજી મહારાજની મળી શકતી નથી

## શ્રી મલયગિરિજી મહારાજના ગ્રંથોનો પરિચય

### અંગવિભાગ

**૧ સર્વાનુયોગ પંચમાંગ શ્રી ભગવતી સૂત્રના બીજા શતકની અને વીસમા શતકની વૃત્તિ**—મૂલ સૂત્રમા ચારે અનુયોગની બીના ભરી છે સરસ્વતી દેવીના વરદાનને પામેલા શ્રી મલયગિરિજી મહારાજ બે જ શતકની ટીકા બનાવે ને બીજા શતકોની ટીકા ન બનાવે એમ સંભવતુ નથી હા, કદાચ એમ સંભવ છે કે ટીકાકાર જે જે શતક સરલ હોય, એટલે જેની ટીકા જલ્દી બનાવી શકાય એમ હોય તે પહેલા બનાવે અને કઠિન શતકોની ટીકા પછી બનાવે સંભવ છે કે ભગવતીસૂત્રની સંપૂર્ણ ટીકા બનાવી હોય !

### ઉપાંગવિભાગ

**૨ રાજપ્રશ્નીય (રાયપસેણીય) વૃત્તિ**—મૂલ ગ્રંથમા કેશી ગણધરને રાજા પ્રદેશીએ જે જે પ્રશ્નો પૂછયા હતા તેની જવાબ સાથેની બીના આવે છે રાજા પ્રદેશી કઇ રીતે સમ્યક્ત્વ મૂલ બાર વ્રતને સાધે છે? પોતાની રાણી ભોગમા વિઘ્નભૂત જાણીને પુત્રને કહે છે કે-તારા પિતાને મારીને તુ રાજા થા આ બાબતમા પુત્ર ના પાડે છે છેવટે રાણી પોતે ઝેર દઇને રાજાને મારવા તૈયાર થાય છે અજાણતા રાજા ઝેરી પદાર્થ છઠ્ઠના પારણે ખાય છે અંતે તે રાણીનુ કાવતરૂ જાણે છે, છતા સમતા ભાવ રાખતા સમાધિ મરણે મરણ પામી સૂર્યાભ નામના મહર્દ્ધિક દેવ થાય છે સૂર્યાભદેવ પ્રભુ મહાવીરને શા શા પ્રશ્નો પૂછે છે? તે બીના આવે છે આ સૂત્ર બીજા અંગના ઉપાંગ તરીકે ગણાય છે અંગમા કહેલી બીનાનો વિસ્તાર જેમા હોય તે ઉપાંગ કહેવાય આની ઉપર શ્રી મલયગિરિ મહારાજે સરલ ટીકા બનાવી છે તે થોડા વર્ષો પહેલા આગમોદય સમિતિએ છપાવી હતી પછીથી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે છપાવી છે

૩ જીવાભિગમવૃત્તિ—મૂલ સૂત્રમાં જીવ, અજીવ, જંબૂદ્વીપના ક્ષેત્ર, પર્વત વગેરેની બીના જણાવી છે. તેની ઉપર શ્રીમલયગિરિજી મહારાજે સરલ ટીકા બનાવી છે. તે દે૦ લા૦ તરફથી નં. ૫૦ માં છપાએલી છે.

૪ પ્રજ્ઞાપનાવૃત્તિ—મૂલ સૂત્રકાર શ્યામાચાર્ય મહારાજ છે. તે આર્ય સુધર્માસ્વામી ગણધરથી ૨૩ મી પાટે થયા. પ્રજ્ઞાપના શબ્દનો અર્થ એ છે કે–પ્ર=પ્રકર્ષપણે જ્ઞાપના=જણાવવું છે જેમાં. એટલે જે જીવ–અજીવ વગેરે પદાર્થોની યથાર્થ (સ્યાદ્વાદ શૈલીએ) બીના જણાવે, તેનું નામ પ્રજ્ઞાપના કહેવાય. આ સૂત્રના ૩૬ ભાગ પાડયા છે. સૂત્રકાર દરેક ભાગને પદ શબ્દથી ઓળખાવે છે. ૧–૩-૫–૧૦–૧૩ મા પદમાં જીવ–અજીવની બીના જણાવી છે. ૧૬–૨૨ મા પદમાં મન વચન કાય એ ત્રણ યોગ (આશ્રવ) ની બીના જણાવી છે. ૨૩ મા પદમાં બંધની બીના જણાવી છે. ૩૬ મા સમુદ્ઘાત પદમાં સમુદ્ઘાતનું સ્વરૂપ જણાવતાં-સંવર, નિર્જરા ને મોક્ષની બીના જણાવી છે. પુણ્યતત્ત્વ અને પાપતત્ત્વને આશ્રવતત્ત્વમાં ગણ્યાં છે. એ પ્રમાણે લેશ્યા વગેરે પદાર્થોની બીના ચોવીસ દંડકના ક્રમે જણાવી છે. ૩૬ પદો આ પ્રમાણે જાણવાં. ૧ પ્રજ્ઞાપનાપદ–અહીં જીવસ્વરૂપ વગેરેની બીના જણાવી છે. ૨ સ્થાનપદ–અહીં નારકી વગેરે જીવોના સ્થાનની બીના જણાવી છે. ૩ અલ્પબહુત્વ (બહુવક્તવ્ય) પદ–અહીં કયા જીવો કયા જીવોથી ઓછા અને વધારે છે? આ પ્રશ્નનો ખુલાસો વગેરે બીના જણાવી છે. ૪ સ્થિતિપદ–અહી નારકી અસુરકુમાર વગેરે, પૃથ્વીકાયાદિ, બેઇંદ્રિય વગેરે, ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય, વ્યંતર, જ્યોતિષ્ક, તથા વૈમાનિકના આયુષ્યની બીના જણાવી છે. ૫ પર્યાય (વિશેષ) પદ–અહીં પર્યાયની બીના જણાવી છે. ૬ ઉપપાતોદ્વર્ત્તના (વ્યુત્ક્રાંતિ) પદ–અહીં દરેક દંડકમાં કેટલા પ્રમાણમાં બીજી ગતિના જીવો આવીને ઉપજે અને ત્યાંથી નીકળે? આ પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી જણાવ્યો છે. ૭ ઉચ્છવાસપદ–અહીં ઉચ્છવાસની બીના જણાવી છે. ૮ સંજ્ઞાપદ–અહીં આહારાદિ સંજ્ઞાને ચોવીસ દંડકમાં ગોઠવીને સમજાવી છે. ૯ યોનિપદ-અહીં કયા દંડકના જીવને કેટલી યોની હોય તે ખુલાસો છે. ૧૦ ચરમાચરમપદ–અહીં ચરમ કોણ કહેવાય? અને અચરિમ કોણ કહેવાય? તે પ્રશ્નનો ખુલાસો જણાવ્યો છે. ૧૧ ભાષાપદ–અહી સત્યાદિ ભાષાની બીના જણાવી છે. ૧૨ શરીરપદ–અહીં ઔદારિકાદિ શરીરની બીના દંડકના ક્રમે જણાવી છે ૧૩ પરિણામપદ–અહીં વિવિધ પરિણામની બીના જણાવી છે. ૧૪ કષાયપદ–અહીં દંડકના ક્રમે કષાયની બીના જણાવી છે. ૧૫ ઈંદ્રિયપદ અહીં દંડકના ક્રમે ઈંદ્રિયોની બીના સમજાવી છે. ૧૬ પ્રયોગપદ–અહીં પ્રયોગના ભેદો દંડકના ક્રમે જણાવ્યા છે. ૧૭ લેશ્યાપદ–અહીં દંડકના ક્રમે છએ લેશ્યા સમજાવી છે. કયા કયા દંડકમાં કેટલી કેટલી લેશ્યા હોય? આ ખુલાસો આ પદમાંથી મળે છે. ૧૮ કાયસ્થિતિપદ–અહીં કયા કયા દંડકના જીવો નિરંતરપણે સ્વદંડકમાં કેટલી વાર ઉપજે? આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે. ૧૯ સમ્યક્ત્વપદ–અહીં કયા કયા દંડકના જીવો સમ્યગ્દૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ મિથ્યાદૃષ્ટિ હોય તે બીના જણાવી છે. ૨૦ અંતક્રિયાપદ–અહી દંડકના ક્રમે અંતક્રિયાની

બીના જણાવી છે ૨૧ અવગાહનાપદ—અહીં દરેક દડકના જીવના શરીરની ઉંચાઈ સમજાવી છે ૨૨ ક્રિયાપદ—અહીં દંડકના ક્રમે ક્રિયાના ભેદો સમજાવ્યા છે ૨૩ કર્મપ્રકૃતિપદ—અહીં દંડકના ક્રમે કર્મના ભેદો સમજાવ્યા છે ૨૪ કર્મબંધપદ—અહીં કર્મના બંધનુ સ્વરૂપ દંડકના ક્રમે જણાવ્યું છે ૨૫ કર્મવેદપદ—અહીં કયા જીવોને કેટલા કર્મનો ઉદય હોય ? તે બીના જણાવી છે ૨૬ કર્મવેદ બંધ—અહીં દંડકના ક્રમે કર્મને વેદવાની અને બંધની બીના જણાવી છે ૨૭ કર્મપ્રકૃતિ વેદ વેદ—અહીં એક કર્મના ચાલુ ઉદયમા બીજા કર્મોનો ઉદય સમજાવ્યો છે ૨૮ આહાર પદ—અહીં દંડકના ક્રમે ભેદ સાથે આહારની બીના જણાવી છે ૨૯ ઉપયોગ પદ—અહીં દંડકના ક્રમે ઉપયોગની બીના જણાવી છે ૩૦ પશ્યત્તાપદ—અહીં દંડકના ક્રમે પશ્યત્તાનુ સ્વરૂપ સમજાવ્યું છે ૩૧ સંજ્ઞા (પરિણામ) પદ ૩૨ સંયમ (યોગ) પદ ૩૩ જ્ઞાન પરિણામ (અવધિ) પદ, ૩૪ પ્રવિચાર પરિણામ (પ્રવિચારણા) પદ, ૩૫ વેદના પદ, ૩૬ સમુદ્ઘાતપદ—અહીં દંડકના ક્રમે વેદના સમુદ્ઘાત વગેરે સાત સમુદ્ઘાતની બીના જણાવી છે

ઐતિહાસિક ગ્રંથોમા હરિભદ્રસૂરિ મહારાજના મુદ્રિત—અમુદ્રિત ૮૨ ગ્રંથો જણાવ્યા છે, તેમા "પ્રજ્ઞાપના સૂત્ર પ્રદેશ વ્યાખ્યા 'નુ નામ આવે છે તેના આધારે મલયગિરિ મહારાજે બહુ જ સરલ ટીકા બનાવી છે ટીકામા પ્રસંગે દિગંબરો 'સ્ત્રી મોક્ષે ન જાય' એમ માને છે તેનુ ખંડન કર્યું છે તથા લેશ્યાનુ સ્વરૂપ સમજાવતા ત્રણ પ્રશ્નો ઊભા કરીને બને પ્રશ્નોનુ ખંડન કરીને છેવટે જણાવી દીધુ કે લેશ્યા એ યોગપરિણામ છે કર્મના નિસ્યંદરૂપ લેશ્યા હોય જ નહિ જ્યા સુધી યોગ પરિણામ હોય ત્યા સુધી જ લેશ્યા હોય છે, માટે ક્રમસર છેવટે તેરમા સયોગી ગુણસ્થાનકે યોગનિરોધ કર્યા પહેલાના ટાઈમ સુધી શુકલ લેશ્યા હોય એમ જણાવ્યું ચૌદમા અયોગી ગુણસ્થાનકે યોગ ન હોવાથી લેશ્યા ન હોય "અજોગી અલેસ્સા" વગેરે બીના સમજાવી છે કયો ગ્રંથ કઈ સાલમા કયા સ્થળે બનાવ્યો ? પોતાના ગુરૂ કોણ ? વગેરે બીના મલયગિરિ મહારાજે પોતાના કોઈ પણ ગ્રંથમા જણાવી નથી દરેક ગ્રંથની છેવટે જેમ જણાવે છે તેમ અહીં પણ પૂજ્યશ્રી મલયગિરિજી મહારાજે જણાવ્યું છે કે—'આ ગ્રંથ બનાવવાથી મને જે લાભ થયો હોય, તેના પ્રતાપે જગતના તમામ જીવો બોધિબીજને પામે એમ હુ ચાહુ છુ' બીજા ગ્રંથોની અંતમા એમ પણ જણાવ્યું છે કે—'આ ગ્રંથ બનાવવાના લાભમા હુ એ જ ચાહુ છુ કે સર્વ જીવો સમ્યક્ત્વને પામે, આત્મકલ્યાણ કરે, મોક્ષને પામે'

૫ **સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ**—મૂલ સૂત્રનુ પ્રમાણ ૨૨૦૦ છે શ્રીમલયગિરિ મહારાજે બનાવેલી ટીકાનુ પ્રમાણ ૯૦૦૦ શ્લોક અને ચૂર્ણિ ૧૦૦૦ શ્લોક પ્રમાણ છે આમા સૂર્યાદિ જ્યોતિષચક્રની બીના જણાવી છે 'આ સૂત્રની ઉપર ભદ્રબાહુસ્વામી મહારાજે નિર્યુક્તિ રચી હતી, તે કલિકાલના દોષથી વિચ્છેદ પામી, તેથી હુ ફક્ત સૂત્રની વ્યાખ્યા કરૂ છુ'

એમ ટીકાકાર શ્રીમલયગિરિજી મહારાજ જણાવે છે. અહીં ૨૦ પાહુડા (પ્રાભૃત=ગ્રંથના નાના નાના વિભાગ) છે. તેમાં અનુક્રમે બીના આ પ્રમાણે જણાવી છે:–૧ મંડલની ગતિ અને સંખ્યા. ૨ સૂર્ય તિર્છી દિશામાં કઇ રીતે ભમે છે? ૩ કેટલા ક્ષેત્રમાં સૂર્ય પ્રકાશ ફેંકે છે? ૪ પ્રકાશનો આકાર, ૫ લેશ્યાનો પ્રતિઘાત, ૬ ઓજ:સંસ્થિતિ, ૭ સૂર્યાવરક, ૮ ઉદયસંસ્થિતિ, ૯ પૌરૂષી છાયા પ્રમાણ, ૧૦ યોગસ્વરૂપ, ૧૧ સંવત્સરોની આદિ અને અંત, ૧૨ સંવત્સરના પ્રકારો, ૧૩ ચંદ્રમાના તેજની વૃદ્ધિ તથા ઘટાડો, ૧૪ જ્યોત્સ્નાનું પ્રમાણ ૧૫ શીઘ્રગતિ નિર્ણય, ૧૬ જ્યોત્સ્નાનું લક્ષણ, ૧૭ ચ્યવન અને ઉપપાત, ૧૮ ચંદ્ર–સૂર્ય વગેરેની ઉંચાઇ, ૧૯ તેમનું પરિમાણ, ૨૦ ચંદ્રાદિનો અનુભાવ.

૬ **ચંદ્રપ્રજ્ઞપ્તિટીકા**—આમાં ચંદ્રની ગતિ વગેરે બીના જણાવી છે. મૂલ સૂત્ર પ્રમાણ-(સૂર્ય૦ ના જેટલું) ૨૨૦૦ શ્લોક છે. મલયગિરિજીકૃત ટીકાનું પ્રમાણ ૯૪૧૧ શ્લોક તથા લઘુવૃત્તિનું પ્રમાણ ૧૦૦૦ શ્લોક છે.

૭ **નંદીસૂત્રટીકા**--મૂલસૂત્રનું પ્રમાણ ૭૦૦ શ્લોક છે, તેમાં પાંચ જ્ઞાનની વિસ્તારથી બીના જણાવી છે. શ્રીજ્ઞાનપ્રવાદ પૂર્વમાંથી ઉદ્ધરીને શ્રીદેવવાચકે આની રચના કરી છે. ચૂર્ણિની રચના સં. ૭૩૩ માં થઇ છે, તેનું પ્રમાણ ૨૦૦૦ શ્લોક, લઘુટીકાકાર શ્રીહરિભદ્રસૂરિ મહારાજ તેનું પ્રમાણ ૨૩૧૨ શ્લોક. આ બંનેના આધારે શ્રીમલયગિરિ મહારાજે ૭૭૩૫ શ્લોક પ્રમાણ મોટી ટીકા બનાવી. શ્રીચંદ્રસૂરિકૃત ૩૦૦૦ શ્લોક પ્રમાણ ટિપ્પણ છે.

## બે છેદ ગ્રંથોની ટીકા.

૧ **બૃહત્કલ્પટીકા**–અધ્યયન ૨૪. શરૂઆતમાં પીઠિકાની ટીકા શ્રી મલયગિરિ મહારાજે બનાવી છે. આ ટીકા અધૂરી હતી તે બૃહત્શાલીય શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિજીએ વિ સં. ૧૩૩૨માં પૂર્ણ કરી છે. ટીકાનું પ્રમાણ ૪૨૦૦૦ શ્લોક, મોટા ભાષ્યનું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક, લઘુભાષ્યનું પ્રમાણ ૮૦૦૦ શ્લોક, ચૂર્ણિનું પ્રમાણ ૧૪૩૨૫–સર્વ સંખ્યા ૭૬૭૯૮ શ્લોક છે.

૨ **વ્યવહારસૂત્રટીકા**—આમાં દશ અધ્યયન છે. જૂની ટીપમાં મૂલ સૂત્રનું પ્રમાણ ૬૦૦ શ્લોક જણાવ્યું છે. ચૂર્ણિનું પ્રમાણ ૧૦૩૬૧ શ્લોક, જૂની ટીપમાં ભાષ્યનું પ્રમાણ ૬૦૦૦ શ્લોક કહ્યા છે. આ બધાં સાધનોના આધારે શ્રીમલયગિરિજી મહારાજે ૩૩૬૨૫ શ્લોક પ્રમાણ સરલ ટીકા બનાવી છે. સરવાલે ૫૦૫૮૬ શ્લોક થાય છે.

## પ્રકીર્ણ ટીકા.

૧ **જ્યોતિષ્કરંડક ટીકા**—મૂલસૂત્ર ૫૦૦ શ્લોક પ્રમાણ છે. શ્રીમલયગિરિ મહારાજે ૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. અહીં ચંદ્રાદિના મંડલ, ચાર ગતિ વગેરેની બીના જણાવી છે.

## બીજા સૂત્રો વગેરેની ટીકાઓ

૧ **આવશ્યક બૃહદ્વૃત્તિ**—મૂલ સૂત્રમાં છએ આવશ્યકની બીના જણાવી છે આની ઉપર શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે ૩૧૦૦ શ્લોક પ્રમાણ નિર્યુક્તિ ( ગાથાબદ્ધ ) બનાવી છે ભાષ્યનુ પ્રમાણ ૪૦૦૦ શ્લોક, ટીકા—હરિભદ્રસૂરિકૃત ૨૨૦૦૦ શ્લોક પ્રમાણ ચૂર્ણિનુ પ્રમાણ ૮૦૦૦ શ્લોક આ બધા સાધનોના આધારે શ્રીમલયગિરિજી મહારાજે ૨૨૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી હતી, તે સંપૂર્ણ મળતી નથી જેટલો ભાગ મળ્યો તેટલો આગમોદય સમિતિએ છપાવ્યો છે તિલકાચાર્યે ૧૨૩૨૧ શ્લોક પ્રમાણ લઘુવૃત્તિ બનાવી અચલગચ્છના માચાર્યે ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી મલધારી હેમચંદ્રસૂરિજીએ ૪૬૦૦ શ્લોક પ્રમાણ ટિપ્પણની રચના કરી છે સરવાળે સંખ્યા ૯૮૧૪૬ શ્લોક થાય છે

૨ ઓઘનિર્યુક્તિવૃત્તિ, ૩ પિંડનિર્યુક્તિવૃત્તિ, ૪ વિશેષાવશ્યકવૃત્તિ, ૫ ક્ષેત્રસમાસટીકા, ૬ શ્રીશિવશર્મસૂરિકૃત ૪૧૫ ગાથા પ્રમાણ કર્મપ્રકૃતિની ટીકા ( આના આધારે શ્રીયશોવિજયજી મહારાજે મોટી ટીકા બનાવી ) ૭ શ્રીહરિભદ્રસૂરિકૃત ધર્મસંગ્રહણીની ટીકા, ૮ ધર્મસાર ટીકા, ૯ શ્રીચંદ્રમહત્તરકૃત પંચસંગ્રહની ૧૮૮૫૦ શ્લોક પ્રમાણ ટીકા મૂલ ગાથા ૩૮૯, મૂલ ટીકા ૯૦૦૦ શ્લોક, ૧૦ ષડશીતિ (પ્રાચીન ચોથા કર્મગ્રન્થ) વૃત્તિ, ૧૧ સપ્તતિકા (છઠ્ઠા કર્મગ્રંથ) ની ટીકા

આ પ્રમાણે જે ગ્રંથો જાણવામાં હતા તેની બીના ટૂંકામાં જણાવી પૂજ્ય શ્રીમલયગિરિ મહારાજના ગ્રંથો વાંચતા એમના હૃદયનો નિર્ણય જરૂર થઈ શકે છે તેમના આશયની વિશાલતા, કહેવાની સ્પષ્ટતા, અપૂર્વ પરોપકારક દૃષ્ટિ વગેરે અનુકરણ કરવા લાયક ગુણો ગ્રંથોનુ મનન કરતા જરૂર જણાય છે ભવ્ય જીવો આમાંથી સાર ગ્રહણ કરીને શ્રીમલયગિરિજી મહારાજના પગલે પ્રયાણ કરી આત્મકલ્યાણ સાધે એ જ હાર્દિક ભાવના !

॥ इति तपोगच्छाधिपति शासनसम्राट् सूरिचक्र चक्रवर्त्ति–जगद्गुरु–परमोपकारि शिरोमणि पूज्यपादाचार्य महाराज श्रीविजय नेमिसूरीश्वर चरण किंकर विनेयाणु शास्त्रविशारद कविदिवाकर–प्राकृत संस्कृत गौर्जरी भाषाबद्ध चत्वारिंश-दुत्तरशत ग्रंथादि विधायकाचार्य श्रीविजयपद्मसूरीश्वर विरचित स्वोपज्ञ - भावार्थादियुत श्री जैन प्रवचन किरणावली सदभिधान प्राकृत ग्रन्थस्य द्वादशांगोपांग संक्षिप्त सार परिचयादि वर्णनात्मको

॥ तृतीयोऽपि भागः समाप्तः ॥

---

# શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો
# ત્રીજો વિભાગ.

## ॥ એકવીશમો પ્રકાશ ॥

### ॥ શ્રી દશ પયન્નાનો ક્રમસર સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

अह हं पइण्णगाणं, दसण्हमवि परिचयं च संखेवा ॥
वुच्छं तेसिं कमसो, विण्णेया इमभिहाणाइं ॥ १५८ ॥

चउसरणाउर[1] पच्च-क्खाणाइ[2] पइण्णगाइ सुहयाइं ॥
पवर महापच्चक्खा-ण[3] भत्तसदाइमपरिण्णा[4] ॥ १५९ ॥

तंदुलवेयालियसं[5]-थारगणाया[6]र[7] सिद्धगणिविज्जा[8] ॥
देविंदत्थवमं[9]ते-मरणसमाही[10] पयण्णाइं ॥ १६० ॥

छसु वस्सएसु अहिगा-रछक्कमिह संजमाइ गुणसुद्धी ॥
चउसरणस्सीकारो, दुक्कडगरिहा तहा भणिया ॥ १६१ ॥

सुकडाणुमोयणाइं, तिकालकिच्चत्तजम्मसाहल्लं ॥
निव्वुइ पय हेउत्तं, चउसरणपइण्णणिस्संदं ॥ १६२ ॥

**શબ્દાર્થ**:—હવે હું શ્રીજૈન પ્રવચન કિરણાવલીના એકવીશમા પ્રકાશમાં ૧૦ પ્રકીર્ણકો (પયન્નાઓ)નો અધિકાર શરૂ કરીને અને દશે પયન્નાનાં નામ જણાવીને પહેલા ચઉસરણ પયન્નાનો પરિચય ટૂંકામાં કહીશ. ॥૧૫૮॥ ૧ ચતુઃશરણ પ્રકીર્ણક (ચઉશરણ પયન્નો), ૨ આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણક (આઉર પચ્ચક્ખાણ પયન્નો), ૩ મહાપ્રત્યાખ્યાન

પ્રકીર્ણક (મહાપચ્ચખ્ખાણ પયન્નો), ૪ ભકતપરિજ્ઞા પ્રકીર્ણક (ભત્તપરિન્ના પયન્નો), ૫ તદુલ વેચારિક પ્રકીર્ણક (તદુલવેયાલિય પયન્નો), ૬ સસ્તારક પ્રકીર્ણક (સથારગ પયન્નો), ૭ ગચ્છાચાર પ્રકીર્ણક, ૮ ગણિ વિદ્યા પ્રકીર્ણક, ૯ દેવેન્દ્રસ્તવ પ્રકીર્ણક, ૧૦ મરણ સમાધિ પ્રકીર્ણક આ રીતે ૧૦ પયન્નાના નામ જાણવા ॥ ૧૫૯-૧૬૦ ॥ પહેલા ચઉશરણ પયન્નાનું રહસ્ય ટૂકામા આ પ્રમાણે જાણવુ —અહી શરૂઆતમા ૬ આવશ્યકોના જૂદા જૂદા ૬ અર્થાધિકાર ( દરેક આવશ્યકની હકીકત ) કહીને કયા આવશ્યકથી કોની શુદ્ધિ થાય છે ? તે બીના સ્પષ્ટ સમજાવી છે એટલે સામાયિકાદિથી ચારિત્રાદિ ગુણોની શુદ્ધિ ( નિર્મલપણુ ) કહી છે પછી ૧ ચાર શરણાને અગીકાર કરવા, ૨ પાપની ગર્હા કરવી, ૩ અને સુકૃત ( આરાધેલા દાનાદિ સારા કાર્યોની ) અનુમોદના કરવી આ ત્રણ વાના ( કર્તવ્યો ) જ્યારે મન કલેશાદિથી રહિત હોય, ત્યારે સવારે બપોરે અને સાજે એમ ત્રણ કાલ જરૂર કરવા, ને કલેશાદિથી મન મલિન (મેલુ) થયું હોય, ત્યારે તે ત્રણ વાના વાર વાર કરવા આ રીતે કરવાથી આ જન્મ (ભવ) સફલ થાય, ને ભવાતરમા (પરભવે) મુક્તિના સુખ મળે છે ॥ ૧૬૧-૧૬૨ ॥

સ્પષ્ટાર્થ —૧૨ અગોનો અને ૧૨ ઉપાગોનો સક્ષિપ્ત પરિચય જણાવીને પયન્નાનો સક્ષિપ્ત પરિચય જણાવુ છુ પ્રાકૃતમા 'पइण्णाग' અને સસ્કૃતમા 'प्रकीर्णक' તથા ગુજરાતી ભાષામા 'पयन्ना' કહેવાય છે આ ત્રણે શબ્દોમા પયન્ના શબ્દની પ્રસિદ્ધિ વધારે છે શ્રીનદી સૂત્રની ચૂર્ણિ વગેરે ગ્રથોમા પયન્ના શબ્દની જૂદી જૂદી વ્યાખ્યાઓ જણાવી છે તેનો સાર ટૂકામા આ પ્રમાણે જાણવો શ્રીતીર્થંકરદેવે અર્થથી જણાવેલા શ્રુતને અથવા સૂત્રને અનુસરીને મહાબુદ્ધિશાલી મુનિવરો જેની રચના કરે તે પ્રકીર્ણક (પયન્ના) કહેવાય અથવા તેજ ચાર પ્રકાર ( ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી ) ની બુદ્ધિવાળા મુનિવરો શ્રુતને અનુસારે પોતાના વચનની કુશલતાથી વ્યાખ્યાન વગેરેના ટાઈમે ગ્રથરૂપે જે પ્રરૂપે (જણાવે) તે પઈન્નગ કહેવાય અથવા ઔત્પાતિકી બુદ્ધિ વગેરે ચાર પ્રકારના બુદ્ધિના ગુણોને ધારણ કરનાર શ્રી તીર્થંકરદેવના શિષ્યો જે બનાવે તે પ્રકીર્ણક કહેવાય અથવા ઉત્તમ સૂત્રોને બનાવવાની શકિતને ધારણ કરનારા મુનિઓએ કે પ્રત્યેકબુદ્ધે જે બનાવ્યું હોય, તે પ્રકીર્ણક કહેવાય આને અગે કહ્યુ છે કે-શ્રી ઋષભદેવ ભગવતના ૮૪ હજાર સાધુઓ ( શ્રમણ સપદા ) હતા તેથી પ્રકીર્ણકરૂપ અધ્યયનો પણ ૮૪ હજાર જાણવા આ બીના કઈ રીતે ઘટે ? આનો ઉત્તર એ છે કે-તે ૮૪ હજાર મુનિઓ અરિહત પ્રભુએ અર્થથી કહેલા અને ગણધરોએ સૂત્રથી ગુંથેલા સૂત્રોમાના કોઈ પણ સૂત્રને અનુસરીને જે રચે, અથવા દેશના પ્રદાન વગેરે પ્રસગે બોલવામા હોશિયાર એવા તે શ્રમણો જે કઇ કહે તે પ્રકીર્ણક કહેવાય કારણ કે અનત ગમ પર્યાયવાળુ સૂત્ર હોય છે ને તે (મુનિઓનુ) વચન નિશ્ચયે કોઈ પણ પર્યાયને અનુસરે છે તેથી તે પ્રકીર્ણક કહેવાય આ રીતે શ્રીઋષભદેવ પ્રભુના સમયે ૮૪ હજાર પયન્ના જણાવ્યા તે ઘટે છે અથવા " જે તીર્થંકર પ્રભુને ચાર પ્રકારની

બુદ્ધિવાળા જેટલા શિષ્યો[1] હોય, તે તીર્થંકર દેવના તેટલા હજાર પયન્ના જાણવા. પ્રત્યેકબુદ્ધો પણ તેટલા જ જાણવા." जस्स जत्तिया सीसा इत्यादि સૂત્રમાં કહ્યું કે 'अपरिमाणा पइण्णगा.' પ્રકીર્ણકો અપરિમાણ (પ્રમાણ રહિત) છે. કારણ કે તે પ્રકીર્ણકોના રચનારા અપરિમાણ છે. વળી આ સૂત્રમાં કહ્યું કે, જે પ્રત્યેક બુદ્ધે રચ્યું હોય, તે પ્રકીર્ણક કહેવાય. કારણ કે પ્રકીર્ણકોની સંખ્યાને આધારે પ્રત્યેક બુદ્ધોની સંખ્યા જણાવી છે.

પ્રશ્ન—પ્રત્યેક બુદ્ધો શ્રીતીર્થંકરના શિષ્યો કઈ રીતે કહી શકાય ? જો શિષ્ય કહો તો પ્રત્યેક બુદ્ધ ન કહેવાય, ને પ્રત્યેક બુદ્ધ કહો તો તે કોઈના પણ શિષ્ય છે એમ નજ કહેવાય.

ઉત્તર—બીજા જીવો જેમ શ્રીતીર્થંકર દેવના હાથે દીક્ષા લઈ શિષ્યો થાય છે, તેવા શિષ્યો પ્રત્યેકબુદ્ધો છે એમ નજ કહેવાય. પણ જે તીર્થંકરનું શાસન જેણે સ્વીકાર્યું, તે તેનો શિષ્ય કહેવાય, આ રીતે જ પ્રત્યેકબુદ્ધોનું શિષ્યપણું કહી શકાય, એમ શ્રીનંદીસૂત્ર ચૂર્ણિ વગેરે શાસ્ત્રોમાં કહ્યું છે. આ પ્રકીર્ણકોની ગણના અંગબાહ્ય શ્રુતમાં કરી છે. શ્રીઋષભદેવના તીર્થમાં ૮૪૦૦૦ પયન્ના, ને શ્રીમહાવીર દેવના તીર્થમાં ૧૪૦૦૦ પયન્ના તથા વચલા બાવીશ તીર્થંકરોમાં સંખ્યાતા પ્રકીર્ણકો હતા. એમ શ્રીનંદી સૂત્રની ટીકાદિના આધારે પણ કહી શકાય. કાલાદિ દોષથી તે બધા પયન્નાઓ વિચ્છેદ પામ્યા. તેથી હાલ જો કે પ્રાયે બાવીશ પયન્ના મળી શકે છે. તો પણ ૪૫ આગમોમાં જે દશ પયન્નાઓ ગણ્યા છે, તેઓનો ક્રમસર સંક્ષિપ્ત પરિચય જણાવતાં પહેલાં મૂલ સૂત્ર અને ટીકા વગેરેની જરૂરી બીના જણાવું છું. તે આ પ્રમાણે—**૧ ચતુઃશરણપ્રકીર્ણક** (ચઉશરણપયન્નો) આ પ્રકીર્ણકની તથા ભક્તપરિજ્ઞા અને આતુર પ્રત્યાખ્યાનની રચના કરનાર શ્રીવીરભદ્રગણિ (શ્રીવીરભદ્રાચાર્ય) કહ્યા છે. તે શ્રીધર્મદાસગણિ (ઉપદેશમાલાની ૫૪૦ ગાથાના રચનાર) ની જેમ પ્રભુશ્રી મહાવીરના હાથે દીક્ષા પામ્યા હતા. પ્રાયે વિક્રમ સંવતની પહેલા ૪૭૦ લગભગ આ ત્રણ પયન્ના રચાયા એમ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ" વગેરે ગ્રંથોના આધારે જણાય છે. અહીં પ્રાકૃત ગાથાઓ ૬૩ (૬૪) છે. આની ઉપર અંચલગચ્છના શ્રીભુવનતુંગ સૂરિએ ૮૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી છે. તથા મૂલ અને તેની અવચૂરિ, તથા વિજયવિમલ કૃત (વાનર્ષિ) ટીકા સહિત તંદુલવૈચારિક પ્રકીર્ણક આ બધા એક પ્રતાકારે દેવચંદ લાલભાઈ

---

[1] આ શિષ્યોમાંના કેટલાએક શિષ્યો તે તીર્થંકરના સમકાલીન અથવા પછીના કાલે પણ થયેલા હોય તથા શ્રીઋષભદેવાદિના ૮૪૦૦૦ વગેરે સાધુઓ જણાવ્યા, તેમાં કેટલાએકનું માનવું એ છે કે, શ્રેષ્ઠ સૂત્રની રચના કરવામાં સમર્થ ૮૪૦૦૦ હજાર વગેરે સંખ્યા પ્રમાણ સાધુઓ કહ્યા છે. આથી જણાય છે કે કહેલી સંખ્યામાં સામાન્ય સાધુઓ ઉમેરતાં વધારે સાધુઓ પણ હતા. વળી કેટલાકનું એ પણ માનવું છે કે—શ્રીઋષભદેવાદિના જીવન કાલના શ્રમણોની આ સંખ્યા ન સમજવી પણ એમના સંપૂર્ણ તીર્થકાલમાં વિશિષ્ટ શક્તિધારક મુનિવરોની ૮૪૦૦૦ વગેરે સંખ્યા જણાવી છે.

નં૦ ૫૯ મા છપાયેલ છે ૨ આતુરપ્રત્યાખ્યાનપ્રકીર્ણક—આના કર્તા શ્રીવીરભદ્રાચાર્ય કહ્યા છે પ્રાકૃત ગાથાઓ ૮૪ છે તેનુ પ્રમાણું ૧૩૮ શ્લોક થાય આની ઉપર અચલગચ્છના શ્રીભુવનતુંગસૂરિએ ટીકા રચી છે ૩ મહાપ્રત્યાખ્યાનપ્રકીર્ણક—આની ૧૪૩ પ્રાકૃત-ગાથાઓ છે ૪ ભક્તપરિજ્ઞાપ્રકીર્ણકની ૧૭૨ ગાથાઓ છે ૫ તંદુલવૈચારિક-પ્રકીર્ણક—આની ૧૩૯ ગાથાઓ અને કેટલુંક પ્રાકૃત ગદ્યમાં પણ વર્ણન છે આની ઉપર વિજયવિમલ (વાનર્ષિ) ગણિએ ટીકા રચી છે તે છપાઈ છે ૬ સંસ્તારકપ્રકીર્ણક—આની ૧૨૩ ગાથાઓ છે ૭ ગચ્છાચારપ્રકીર્ણક—આની ૧૩૮ ગાથાઓ છે આની ઉપર વિજયવિમલ (વાનર્ષિ) ગણિએ નાની અને મોટી ટીકાઓ રચી છે તેમાં નાની ટીકા આગમોદય સમિતિએ ને મોટી ટીકા તથા અનુવાદ શ્રીદયાવિમલ ગ્રંથમાલાએ, તેમજ જૈનધર્મ પ્રસારક સભાએ મૂલ અને અનુવાદ છપાવ્યા હતા ૮ ગણિવિદ્યાપ્રકીર્ણક —આની ૮૬ (૮૧) ગાથાઓ છે ૯ દેવેન્દ્રસ્તવપ્રકીર્ણક—આની ૩૦૭ ગાથાઓ (૩૦૩) છે ૧૦ મરણસમાધિપ્રકીર્ણક-આની ૬૫૬ ગાથાઓ છે બીજા ગ્રંથોમા ૬૬૩ ગાથાઓ જણાવી છે આ દશે પયન્ના સંસ્કૃત છાયા સહિત આગમોદય સમિતિએ છપાવ્યા છે, બીજા ગ્રંથોમા અહીં કહેલા ગચ્છાચાર અને મરણ સમાધિને બદલે ચંદ્રાવેધ્યક પ્રકીર્ણક અને વીરસ્તવ પ્રકીર્ણક જણાવીને બાકીના ૮ (ઉપર કહેલા તે) ઉમેરીને ૧૦ પયન્ના ગણાવ્યા છે આ રીતે ૧૦ પયન્નાને અંગે તે દરેકના ગાથા પ્રમાણાદિનું ટૂંક વર્ણન કરીને બીજા ગ્રંથોમા વધારે પણ પયન્નાઓ જણાવ્યા છે તેમાના કેટલાએકની બીના ટૂંક પરિચય સાથે ટૂંકામા આ પ્રમાણે જાણવી

૧૧ આરાધના પતાકા—શ્રીવીરભદ્રાચાર્યે ૯૯૩ ગાથામાં રચી છે

૧૨ અંગ વિદ્યા—આમા ૬૦ અધ્યાયો છે, તેનુ પ્રમાણ ૯૦૦૦ શ્લોક છે

૧૩ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ—અહી આર્યા છંદમા ૨૨૩ ગાથાઓ છે, તેનુ પ્રમાણ ૨૮૦ શ્લોક કહ્યુ છે તે છપાઈ છે ૧૪ જ્યોતિષ્કરંડક પ્રકીર્ણક-મૂલ ગ્રંથનુ પ્રમાણ ૧૮૫૦ ગાથા કહી છે આની ઉપર શ્રીમલયગિરિ મહારાજે ૫૦૦૦ શ્લોક પ્રમાણ સરલ ટીકા બનાવી છે આ પયન્નાનો જાણકાર પુણ્યવંત આત્મા શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિને સરલતાએ જાણી શકે છે કારણ કે સૂર્ય પ્રજ્ઞપ્તિની કઠીનતાને દૂર કરવાના ઇરાદાથી જ કોઈ પ્રતિભા શાલી મહાપુરૂષે સૂર્ય પ્રજ્ઞપ્તિની બીનાને અને જરૂરી બીજી પણ બીનાને વિસ્તારથી અહીં જણાવી છે ખુશીથી કહી શકાય કે પ્રજ્ઞપ્તિમાંથી આનો ઉધ્ધાર થયો છે માટે જ જે હકીકત ત્યા જણાવી છે, તેજ ૨૧ બાબતો અહીં સ્પષ્ટ સમજાવી છે તે ૨૧ બાબતો આ પ્રમાણે-૧ કાલ પ્રમાણ, ૨ સંવત્સરના ભેદો અને પ્રમાણ, ૩ અધિક માસની નિષ્પત્તિ, ૪ પર્વ તિથિ સમાપ્તિ, ૫ અવમ રાત્ર, ૬ નક્ષત્રોનુ પરિમાણ, ૭ ચંદ્રોનુ ને સૂર્યોનુ પરિમાણ, ૮ ચંદ્ર સૂર્ય નક્ષત્રાદિની ગતિ, ૯ નક્ષત્ર યોગ, ૧૦ જંબૂદ્વીપમા ચંદ્ર સૂર્યનો

મંડલ વિભાગ, ૧૧-૧૨ અયનનું ને આવૃત્તિનું સ્વરૂપ, ૧૩ ચંદ્ર સૂર્ય નક્ષત્રોનું મંડલોમાં એક મુહૂર્ત્તની ગતિનું પરિમાણ, ૧૪-૧૫ ઋતુઓનું ને વિષુવોનું સ્વરૂપ, ૧૬ વ્યતિપાતાદિનું વર્ણન, ૧૭ તાપ ક્ષેત્રની બીના, ૧૮ દિવસની વૃદ્ધિહાનિનું સ્વરૂપ, ૧૯-૨૦ અમાસ પૂનમોનું, ને પ્રણષ્ટ પર્વનું સ્વરૂપ, ૨૧ પૌરૂષીની બીના. આ ૨૧ અધિકારો વિસ્તારથી અહીં સમજાવ્યા છે. ૧૫ **તીર્થોદ્ગારપ્રકીર્ણક**—આની ૧૨૩૩ ગાથાઓ છે. ૧૬ **સિદ્ધ પ્રાભૃત**—મૂલ સૂત્રનું પમાણ ૧૨૦ શ્લોક છે, તેની ટીકાનું પ્રમાણ ૮૫૦ શ્લોક છે. ૧૭ **નિરય વિભક્તિ**—મૂલનું પ્રમાણ ૨૦૦ શ્લોક છે. ૧૮ **ચંદ્રાવેધ્યક**—આની ૧૭૪ ગાથા છે, તેમાં રાધાવેધનું વર્ણન કરીને સમજાવ્યું છે કે—અંતિમ સમયે સમાધિ જાળવવી, એ રાધાવેધને સાધવા જેવું દુષ્કર કાર્ય છે. તેમાં વિજય મેળવનારા મુનિઓ મુક્તિનાં પણ સુખ પામી શકે છે. આ પયન્નો પાટણથી છપાયો છે. ૧૯ અજીવકલ્પ આની ૪૪ ગાથા છે. ૨૦ વીરસ્તવ આની ગાથા ૪૩ છે. અહીં પ્રભુશ્રી મહાવીરદેવની સ્તવના કરી છે. ૨૧ તિથિપ્રકીર્ણક, ૨૨ સારાવલિપયન્નો, ૨૩ જીવવિભક્તિ, ૨૪ કવચપ્રકરણ, ૨૫ યોનિપ્રા ત, ૨૬ અંગચૂલિયા, ૨૭ વગ્ગચૂલિયા, ૨૮ જંબૂપયન્નો, ૨૯ જિતકલ્પ વગેરે પયન્નાઓ જણાવ્યા છે. તેમાં જીતકલ્પસૂત્રનો ટૂંક પરિચય છેદસૂત્રોનો ટૂંક પરિચય જણાવવાના અવસરે જણાવીશ. કારણકે તેમાં છેદનો (પ્રાયશ્ચિત્તાદિનો) અધિકાર વર્ણવ્યો છે. તેથી તેનો પરિચય ૬ છેદ સૂત્રોના પ્રસંગેજ આપવો ઉચિત ગણાય. આ રીતે દશ પયન્નાને અંગે સમુદિત (ભેગા, બધામાં ઘટે તેવા) વિચારો જણાવીને હવે ક્રમસર દરેક પયન્નાનો સાર અને ટૂંક પરિચય જણાવું છું.

૧ **ચતુઃશરણપ્રકીર્ણક**—આની ચઉસરણ પયન્નો આ નામથી વધારે પ્રસિદ્ધિ છે. છતાં આનું બીજું નામ "કુશલાનુબંધિ અધ્યયન" પણ છે. આના અર્થનો વિચાર કરતાં બંને નામો યથાર્થજ છે. અહીં જણાવેલા ત્રણ કર્તવ્યોમાં પહેલાં ચાર શરણાંને અંગીકાર કરવાની વાત કહી છે. તેથી ચઉશરણ એટલે ચાર શરણાંની બીના અને દુષ્કૃતની ગર્હા તથા સુકૃતની અનુમોદનાની બીના જેમાં વિસ્તારથી જણાવી છે, તે ચઉશરણપયન્નો કહેવાય. અહીં કહેલી હકીકત તરફ લક્ષ્ય રાખીને આના કર્ત્તાએ આ નામ રાખ્યું છે. શાંત ચિત્તે અહીં જણાવેલ હકીકતને ધ્યાનમાં રાખી ચાર શરણાં વગેરેની ભાવના વારંવાર કરતાં, ને તેને અનુસારે નિર્મલ આચાર વિચારાદિ રાખવાથી ઘણાં ચીકણાં પાપકર્મો નાશ પામે છે, ને કુશલાનુબંધી એટલે લાંબી સ્થિતિવાળું પુણ્યાનુબંધી પુણ્ય પણ બંધાય તેમજ ઘણાં કર્મોની નિર્જરા પણ થાય છે. આ વાતને લક્ષ્યમાં રાખીને 'કુશલાનુબંધિ અધ્યયન' આ બીજું નામ પણ ઘટી શકે છે.

## ॥ પહેલા ચઉસરણ પયન્નાનો સાર ॥

૧ શ્રી અરિહંત પરમાત્મા, ૨ સિદ્ધ ભગવંતો, ૩ સાધુઓ, ૪ શ્રી કેવલી ભગવંતે કહેલા દાનાદિ ચાર પ્રકારનો અથવા અહિંસા, સંયમ અને તપ રૂપ અથવા સમ્યગ્દર્શન

જ્ઞાન ચારિત્ર રૂપ ધર્મ આ ચારે પદાર્થોનુ શરણુ સ્વીકારવુ, અને ૨ દુષ્કૃતગર્હા એટલે અજ્ઞાનાદિને વશ થઈને આ જીવે જે જે પાપકર્મો કર્યા હોય, તેની આત્મસાક્ષિએ નિંદા અને ગુરૂ સાક્ષીએ ગર્હા કરવી તથા ૩ "સુકૃતાનુમોદના" એટલે મહાભાગ્યોદયે દાન શીલ તપ ભાવ તીર્થયાત્રા, મુનિભક્તિ, સાધર્મિક ભક્તિ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, ઉપધાન, સર્વવિરતિ, દેશવિરતિની આરાધના, સ્વાધ્યાય, નમસ્કાર, ચિંતન, પરોપકાર, યતના, જિન-પૂજા, જિન સ્તુતિ, ગુરૂ સ્તુતિ, વ્યવહાર શુદ્ધિ, રથયાત્રા, ઉપશમ, વિવેક, સવર, દયા, સમિતિ, ગુપ્તિ ધાર્મિક જનની સોબત, ઇંદ્રિય દમન, ચારિત્ર લેવાના નિર્મલ પરિણામો, શ્રી જિનાજ્ઞાનુસારી જ્ઞાનાદિ ગુણ રત્નોની ખાણ જેવા શ્રી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા રૂપ ચતુર્વિધ સઘની ઉપર બહુમાન (પોતાના દીકરાની ઉપર જેટલો પ્રેમ લાગણી સ્નેહ હોય, તેથી પણ વધારે પ્રીતિ ) જ્ઞાનભક્તિ, જિનબિંબો ભરાવવા, જૂના જિનમદિરોના ઉદ્ધાર કરાવવા, નવા જિનમદિરો બધાવવા, શ્રી જિનતીર્થની પ્રભાવના આ બધા સુકૃતોમાના જે જે સુકૃતો કર્યા હોય, એટલે તેવા ઉત્તમ કાર્યો કરવાનો અવસર મળ્યો હોય, તેની હુ અનુમોદના કરૂ છુ ને હુ ઇચ્છુ છુ કે–મને આવા ધાર્મિક કાર્યો કરવાનો શુભ અવસર પ્રાપ્ત થાઓ આ રીતે જણાવેલા ત્રણ કાર્યોની ભાવના જ્યારે મન ક્લેશ વાસિત (ક્લેશવાળુ) થયું હોય, ત્યારે વારવાર કરવી, ને મન ક્લેશ રહિત હોય ત્યારે પણ ત્રણ કાલે (સવારે, બપોરે, ને સાજે) જરૂર કરવી જોઈએ આ રીતે કરનારા જીવો તથાભવ્યત્વાદિ ભાવને જરૂર પામે છે, તેથી અનુક્રમે પાપ કર્મોનો નાશ, નિર્મલ ધર્મની આરાધના, ને સસારનો નાશ કરવા રૂપ ફલ પામે છે આ રીતે પૂર્વાચાર્ય ભગવતે રચેલા શ્રી પચસૂત્રના પહેલા સૂત્રની હકીકતને લક્ષ્યમા રાખીને શ્રીવીરભદ્રાચાર્યે આ ચઉ-શરણ પયન્નાની રચના કરી છે અહી શરૂઆતની સાત ગાથાઓમા ક્રમસર સામાયિકાદિ ૬ આવશ્યકોની બીના અને દરેક આવશ્યકથી કોની શુદ્ધિ થાય છે ? આ હકીકત સ્પષ્ટ સમજાવીને આઠમી ગાથામા તીર્થકર દેવોની માતાઓએ જોએલા ૧૪ સ્વપ્નોના નામ જણાવ્યા છે પછી શરણુ કરવા લાયક શ્રીઅરિહતાદિ ચાર પદાર્થોનુ સ્વરૂપ જણાવીને દુષ્કૃતની ગર્હા અને સુકૃતની અનુમોદના કઈ રીતે કરવી ? આ રીત જણાવીને કહ્યુ કે મહાપુણ્યશાલી જીવો જ આ ત્રણ પદાર્થોની વિચારણા કરીને આરાધક બને છે માનવ જન્મની સફલતા પણ એનેજ આધીન છે આ રીતે આ **ચઉસરણ પયન્નાનો** સાર જાણવો

**॥ શ્રી ચઉસરણ પયન્નાનો સાર પૂરો થયો ॥**

---

**॥ શ્રી ચઉસરણ પયન્નાનો ટૂક પરિચય ॥**

અહી શરૂઆતમા ૧ સામાયિક, ૨ ચતુર્વિંશતિસ્તવ, ૩ વદનક, ૪ પ્રતિક્રમણ, ૫ કાયોત્સર્ગ ૬ પ્રત્યાખ્યાન આ ૬ આવશ્યકોમાના દરેક આવશ્યકમા કહેલી બીનાનો સાર જણાવીને

કહ્યું છે કે સામાયિક નામના પહેલા આવશ્યકથી આત્માનો ચારિત્ર ગુણ નિર્મલ બને છે. સામાયિકને આદર્શ (ચાટલા) જેવું કહ્યું છે, તે વ્યાજબીજ છે, કારણ કે જેમ ચાટલામાં જોનાર આત્મા પોતાના દેહનું સ્વરૂપ જોતાં કપાળ આદિ સ્થલે લાગેલા ડાઘને દૂર કરી (ભૂંસીને) શુદ્ધ થઈ શકે છે, તેમ સમતાદિ ગુણમય સામાયિકમાં રહેલો આત્મા પોતાના ભૂતકાલીન વર્તમાન અને ભવિષ્યના આચાર વિચાર અને ઉચ્ચારાદિનો નિર્ણય કરીને થતી કે થયેલી ભૂલો સુધારીને નિર્મલ નિજ ગુણ રમણતામય સાત્ત્વિક જીવનને પામી શકે છે. હે જીવ! અત્યાર સુધીમાં જે કંઇ તેં વિચાર્યું કે કર્યું અથવા તું બોલ્યો, તેનું પરિણામ શું આવ્યું? તેનાથી તારા આત્માને આત્મિક લાભ થયો, કે નુકશાન ભોગવવું પડ્યું? હાલ જે વિચારો કે પ્રવૃત્તિ કરે છે, તે તારા આત્માને હિત કરનારા છે, કે દુર્ગતિમાં લઇ જનારા છે. આ રીતે ભવિષ્યમાં કેવા વિચારો કરવા, અને કેવી પ્રવૃત્તિ કરવી, તથા કેવી ભાષા બોલવી? તેનો નિર્ણય કરીને સદોષ મનોયોગાદિનો ત્યાગ કરીને નિર્દોષ ત્રિવિધ વ્યાપારમાં આત્માને જોડવાનું અપૂર્વ સાધન સામાયિક છે. તથા રાગાદિથી મલિન થયેલો આત્મા સામાયિકરૂપ કતક ચૂર્ણથી કે સામાયિક-રૂપ સાબૂથી નિર્મલ બનીને ઘાતી કર્મોનો ક્ષય કરી લોક અલોકની તમામ હકીકતને જણાવનારૂં કેવલજ્ઞાન પામી અંતે મોક્ષના અવ્યાબાધ સુખ પામે છે. વળી જેટલો ટાઇમ આત્મા સામા-યિકમાં રહે, તેટલા ટાઇમમાં ઘણાં અશુભ કર્મોનો નાશ કરે છે, તથા સામાયિકમાં ૪૮ મિનીટ સુધી સાધુજીવનનો લાભ મળે છે. માટે સામાયિક વારંવાર કરવું જોઇએ, કારણ કે આધિ-વ્યાધિ અને ઉપાધિ રૂપી દાવાનળના તાપથી ગભરાયેલા અશાંત આત્માને શાંતિ દેનારૂં આ સામાયિક છે. સામાયિકથી શાંત થયેલો આત્મા જ બાકીની ધર્મક્રિયાની એટલે પાંચ આવશ્યકની યથાર્થ સાધના કરી શકે છે. આજ ઇરાદાથી ૬ આવશ્યકોમાં સામાયિક આવશ્યક પહેલું કહ્યું છે. તેમાં સાવદ્ય યોગનો ત્યાગ કરીને નિરવદ્ય યોગની સાધના હોય છે, તેથી કહ્યું કે-**૧ સામાયિકથી** ચારિત્રાચારની નિર્મલ આરાધના થાય છે. **૨ બીજા ચતુર્વિંશતિસ્તવ નામના** આવશ્યકથી સમ્યગ્દર્શન ગુણ અથવા દર્શનાચાર નિર્મલ બને છે. અહીં વર્ત્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોનાં નામ લઇને સ્તવના કરી છે, તેથી ચતુર્વિંશતિસ્તવ અથવા નામસ્તવ કહેવાય છે. **૩ વંદનક નામના** આવશ્યકથી જ્ઞાનાદિ ગુણો નિર્મલ બને છે. અહીં ગુરૂ મહારાજને વંદન કરવાની હકીકત જણાવી છે, તેથી ત્રીજા આવશ્યકનું 'વંદનક' નામ પ્રસિદ્ધ છે. **૪ પ્રતિક્રમણ** નામના ચોથા આવશ્યકથી વ્રતાદિની આરાધના કરતાં અજ્ઞાનાદિ કારણે મોક્ષમાર્ગની આરાધના કરતાં થયેલી ભૂલો સુધારી શકાય છે. અહીં માર્ગથી ખસેલા આત્માને ફરી માર્ગમાં (જ્ઞાનાદિની આરાધનામાં) સ્થાપન કરવામાં આવે છે, તેથી પ્રતિક્રમણ નામ યથાર્થ છે. **૫ કાયોત્સર્ગ** નામના આવશ્યકથી બાકી રહેલા (ચારિત્રાદિકના જે અતિચારોની શુદ્ધિ પ્રતિક્ર-મણ વડે ન થઈ હોય તેવા) અતિચારોની શુદ્ધિ થાય છે. **૬ પ્રત્યાખ્યાન** નામના છઠ્ઠા આવશ્યક વડે તપશ્ચર્યામાં લાગેલા અતિચારોની શુદ્ધિ થાય છે. અને ૬ આવશ્યકોથી વીર્યા-ચારની શુદ્ધિ થાય છે. આ રીતે જણાવીને ગ્રંથકારે કુશલાનુબંધી અધ્યયનને કહેવાની પ્રતિજ્ઞા

કરી છે પછી ૧ ચાર શરણા, ૨ દુષ્કૃતોની ગર્હા, અને ૩ સુકૃતોની અનુમોદનાની હકીકત જણાવીને કહ્યુ કે જેમને અરિહંત વગેરે ચારના શરણાને અંગીકાર કરવાનો લાભ મળે, તે ભવ્ય જીવો ધન્ય ગણાય છે પછી અરિહંત સિદ્ધ સાધુ અને કેવલી પ્રભુએ કહેલ ધર્મનું યથાર્થ સ્વરૂપ જણાવીને તેમના શરણાને હું અંગીકાર કરૂ છુ, એમ કહેવાની સૂચના કરી છે પછી દુષ્કૃત ગર્હાનુ સ્વરૂપ જણાવતા કહ્યુ કે–મિથ્યાત્વ, અરિહંતાદિની આશાતના, જીવોને કરેલા પરિતાપનાદિ, ધર્મવિરુદ્ધકથન વગેરે પાપો થયા હોય, (એટલે પાપના કારણો સેવ્યા હોય) તે બધાની નિંદા ગર્હા કરવી જોઇયે પછી અરિહંત પ્રભુ વગેરેના ગુણોની અને જિનવચનને અનુસારે કરેલા દાનાદિ સુકૃતોની અનુમોદના કરવાનુ કહીને જણાવ્યું કે આ રીતે ત્રણ કર્ત્તવ્યો કરનારા જીવો પુણ્યાનુબંધી પુણ્યને બાંધે, ને ઘણા કર્મોની નિર્જરા કરે છે એમ કહીને છેલ્લુ ફલ જણાવ્યું પછી સૂચના કરી છે કે આ ત્રણે કર્ત્તવ્યો ત્રણે કાલ જરૂર કરવા જોઇયે તેમ કરનાર જીવો માનવ જન્મને સફલ કરે છે ત્રણે કર્ત્તવ્યો મુક્તિના કારણ છે એમ સમજીને શુદ્ધ ભાવથી અહીં કહ્યા પ્રમાણે વર્ત્તનારા આસન્ન જીવો અલ્પ કાલે મુક્તિના સુખ પામે છે

॥ શ્રી ચતુઃશરણ પ્રકીર્ણકનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૨ શ્રીઆતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણકનો ટૂંક પરિચય ॥

આતુર એટલે રોગની પીડાથી ઘેરાયેલા આત્માને પરભવની આરાધના કરાવવાના અવસરે કરાવવા લાયક પ્રત્યાખ્યાનની બીના જેમા કહી છે, તે આતુર પ્રત્યાખ્યાન કહેવાય બીજા ગ્રંથોમા 'બૃહદાતુર પ્રત્યાખ્યાન' નામ કહ્યુ છે આની રચના કરનાર શ્રીવીરભદ્રાચાર્યે શરૂઆતની ૧૦ ગાથાઓની પછી કેટલોક ભાગ ગદ્ય પ્રાકૃતમા રચ્યો છે અહીં શરૂઆતમા બાલ પંડિત મરણની વ્યાખ્યા આ રીતે જણાવી છે, દેશવિરતિપણામા જે મરણ થાય તે બાલ પંડિત મરણ કહેવાય અહીં અવિરતિની અપેક્ષાએ બાલ કહેવાય, ને વિરતિ ગુણ ધારણ કરે, તે અપેક્ષાએ તે પંડિત, અને જેટલે અંશે વિરતિ ગુણ ધારણ ન કરી શકે, તેટલા અંશે તે બાલ કહેવાય આ રીતે બાલ પંડિત શબ્દથી દેશવિરતિવાળો જીવ સમજવાનો છે આવા બાલ પંડિતનુ જે મરણ તે બાલપંડિત મરણ કહેવાય આ રીતે બાલપંડિત મરણનુ લક્ષણ જણાવીને અનુક્રમે દેશવિરતિનુ લક્ષણ અને અણુવ્રતાદિ બાર વ્રતો, બાલપંડિત મરણના અધિકારમા અચાનક મરણ વગેરે પ્રસંગે બાલપંડિત મરણનો વિધિ, અને તેમા ભક્તપરિજ્ઞા નામના પયન્નામા કહેલી બીના સમજી લેવાની ભલામણ, તથા બાલપંડિત મરણનુ વૈમાનિક દેવત્વાદિ ફલ જણાવીને કહ્યુ કે સર્વ વિરતિના ધારક મુનિવરો સમાધિ મરણનો વિધિ જાળવીને જે મરણ પામે તે પંડિત મરણ કહેવાય

આ પ્રસંગે અજ્ઞાન અસંયમાદિ દોષોને તજવાનું ને શુભ ધ્યાનાદિ ગુણોને ધારણ કરવાનું જણાવ્યું છે. પછી શ્રી વર્ધમાન પ્રભુ અને ગણધરોને નમસ્કાર કરીને જણાવ્યું છે કે–આરંભાદિના પચ્ચખ્ખાણ કરવા, સર્વ જીવોની ઉપર મારે સમભાવ છે, કોઇની સાથે વેર ઝેર છે જ નહિ, હું હવેથી ધનાદિની આશાનો ત્યાગ કરૂં છું, ને હું સમાધિમાં રહીને આહાર, સંજ્ઞા, ગૌરવ, કષાય, ને મમતાનો ત્યાગ કરૂં છું, સર્વ જીવોને ખમાવું છું, હવે હું સાકાર (આગારવાળું) પ્રત્યાખ્યાન કરૂં છું. અહીં આ બીના વિસ્તારથી સમજાવીને સિદ્ધોને નમસ્કાર કરવાનું જણાવ્યું છે. પછી દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા કરવી, નવાં પાપ કરવાનાં પચ્ચખ્ખાણ કરવા, અને અંત સમયે સંથારો કરવા પૂર્વક સામાયિકનો પાઠ ઉચ્ચરવો, ઉપધિ શરીરાદિને વોસરાવવા, ને સમતા ભાવમાં રહીને રાગાદિનો ત્યાગ કરી આત્મ સ્વરૂપમાં રહેવું આ હકીકત ક્રમસર સ્પષ્ટ જણાવીને આતુરાત્મા (રોગ ગ્રસ્ત જીવો)ને ભાવવા લાયક ભાવના જણાવી છે. તેનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો–“મારો આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર ગુણમય છે. તે શાશ્વતો છે. મારા જ્ઞાનાદિ ગુણો સિવાયના સ્ત્રી કુટુંબ દોલત વગેરે તમામ પદાર્થો બાહ્ય ભાવો છે. એટલે ખરી રીતે તે મારા છેજ નહિ, ફક્ત મોહને લઇને જ હું માની રહ્યો છું કે ‘એ પદાર્થો મારા છે.’ સંયોગ છે સ્વરૂપ જેમનું એવા તે પદાર્થોની મમતાને લઇને જ અનાદિ સંસારમાં મેં ઘણીવાર ઉપરા ઉપરી વિવિધ પ્રકારના દુઃખો ભોગવ્યા છે. હવે હું તે બધા પદાર્થોના મોહનો ત્યાગ કરૂ છું. હું એકલો જ છું, મારૂં કોઈ નથી, ને હું પણ કોઇનો નથી. મારા તારાની ભાવના એ મોહના જ ચાળા છે.”

આ રીતે ભાવના ભાવીને જે જે મૂલ ગુણોની અને જે જે ઉત્તર ગુણોની આરાધના કરવી રહી ગઈ હોય, અથવા પ્રમાદથી ન કરી હોય, તે તે મૂલોત્તર ગુણોની બાબતમાં આલોચના કરીને ભય મદ સંજ્ઞાદિની નિંદા ગર્હાદિ કરવી. એમ જણાવીને કહ્યું કે જેમ બાલક સરલતાથી બાપની આગળ બોલે, તેવી રીતે આલોચના કરનાર ભવ્ય જીવે શ્રીગુરૂ મહારાજની આગળ ભૂલોની આલોચના કરવી જોઇયે. આ પ્રસંગે આલોચના કરનાર જીવના અને જેની પાસે આલોચના કરવી જોઇયે તે ગુરૂ મહારાજના ગુણો જણાવ્યા છે. પછી અનુક્રમે ગુરૂઆદિની બાબતમાં અકૃતજ્ઞતા થઇ હોય તેને ખમાવવાનો વિધિ, અને મરણના ત્રણ ભેદો, તે દરેકનું સ્વરૂપ તથા અનારાધક (વિરાધક) જીવોનું સ્વરૂપ તેમજ વિરાધક જીવોનું કાંદર્પિક દેવાદિ (હલકી જાતિના દેવ) સ્વરૂપે ઉપજવું, અને દુર્લભબોધિ જીવોનું, તથા અનંતસંસારી જીવોનું તેમજ પરિત્ત સંસારી જીવોનું લક્ષણ સરલ પદ્ધતિએ જણાવીને કહ્યું કે–જેઓ જિનેશ્વરદેવના વચનોને જાણતાં નથી તેમનું જે મરણ તે બાલમરણ કહેવાય, અંત સમયે જો અશાતા વેદનીય કર્મના ઉદયે તીવ્ર વેદના ભોગવવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, તો તે ટાઇમે ગભરાવું નહિ, ધૈર્ય રાખી સમતા ભાવે તે કર્મજન્ય વેદના સહન કરવી, હાયવોય કરવાથી વેદના ઓછી થતી નથી ને બીજા ચીકણાં અશુભ કર્મો બંધાય છે. માટે આત્મસ્વરૂપની ચિંતવના

કરતા જરૂર વેદના ઓછી થાય છે જેમ સમુદ્ર નદીઓના પાણીથી ધરાતો નથી, તેમ આસક્ત આત્મા ઘણા કામભોગ ઘણીવાર ભોગવે, તો પણ ધરાતો નથી (સતોષ પામતો નથી) માટે જેઓ કામભોગનો સકલ્પ પણ કરતા નથી, તેજ મહાપુરૂષો ધન્ય કહેવાય એમ વિચારીને વિષય કષાયનો ત્યાગ કરવાનુ જણાવીને કહ્યુ કે મરણથી ડરવુ નહિ, ધીર જીવોનુ ને સુશીલ જીવોનુ જ મરણ શ્રેષ્ઠ ગણાય છે, તથા નિષ્કષાય ( કષાય રહિત ) વગેરે ગુણવત જીવો જ પ્રત્યાખ્યાનનુ પૂર્ણ ફલ પામી શકે છે તેમજ છેવટે આતુર પ્રત્યાખ્યાનનુ ફલ કહ્યુ છે

અહી પહેલી નવ ગાથાઓમા બાલપડિત મરણ (દેશવિરતિ)નુ સ્વરૂપ જણાવીને પંડિત મરણની બીના વર્ણવી છે આનુ મૂલ સ્થાન શ્રીભગવતી સૂત્રના ૧૩મા શતકનો ૭મો ઉદ્દેશો વિગેરે છે કારણ કે તેમા મરણના ભેદોનુ વર્ણન વિસ્તારથી કર્યું છે તથા દિગબર મતનો મૂલાચાર ગ્રથ જોતાં જણાય છે કે, તેના કર્તાએ આ પયન્નાની ઘણી ગાથાઓ (૫૯ ગાથાઓ) લીધી છે જેમ અહી આરાધનાની બીના જણાવી છે, તેમ બીજા ભક્તપરિજ્ઞા, મહાપ્રત્યાખ્યાન, અને મરણ સમાધિ પયન્નામા પણ તેવી જ બીના (આરાધનાની બીના) જૂદી જૂદી પદ્ધતિએ ટૂકમા કે વિસ્તારથી જણાવી છે તથા દ્વાદશાંગી આદિમા જે જે વિવક્ષિત બીના સક્ષિપ્ત જણાઈ, તે તે અમુક અમુક બીનાનો વિસ્તાર પયન્ના ગ્રથોમા તેના કર્ત્તાએ કર્યો છે એ હકીકત પણ પયન્નાનો વિચાર કરતા જણાય છે

## ॥ શ્રીઆતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણકનો ટૂક પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૩ ત્રીજા મહાપ્રત્યાખ્યાન પયન્નાનો ટૂક પરિચય ॥

અહી આઉર પચ્ચખ્ખાણમા જણાવેલી પણ ઘણી બીના સક્ષેપાદિ રૂપે વર્ણવી છે દેશવિરતિવાળા ભવ્યોને અતિમારાધના કરાવવાનો વિધિ વગેરે બીના આતુર પ્રત્યાખ્યાન પયન્નામા કહી છે અને આ મહાપ્રત્યાખ્યાન પયન્નામા સાધુની અત સમયની હકીકત વિસ્તારથી જણાવી છે ને તે પ્રસગને અનુસારે બીજી પણ બીના કહી છે આ કારણથી આનુ "મહાપ્રત્યાખ્યાન પ્રકીર્ણક" નામ સુપ્રસિદ્ધ છે અહી શરૂઆતમા તીર્થકર વગેરેને નમસ્કાર કરીને અનુક્રમે સમ્યક્ત્વ, પાપનુ પ્રત્યાખ્યાન, દુષ્કૃતની નિંદા, સામાયિકના પાઠનો ઉચ્ચાર, ઉપધિ વગેરેનો અને રાગાદિનો ત્યાગ, સર્વ જીવોને ખામણા, નિદવા લાયક અઢાર પાપ સ્થાનકો વગેરેની નિંદા, ગર્હા, આત્મ સ્વરૂપની અને આત્માના એકત્વાદિની, ભાવના[૧] સયોગના પાપે જ ઘણી વાર દુખનુ ભોગવવુ, તેમજ અસયમ મિથ્યાત્વાદિનો જ્ઞપરિજ્ઞાએ

---

૧ આ ભાવના આતુર પ્રત્યાખ્યાન પયન્ના ॥ ટૂક પરિચયમાં જણાવી છે

બોધ મેળવી પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ (છોડવાની બુદ્ધિએ) ત્યાગ કરવો, કોઈએ આપણા ગુન્હા કર્યા હોય તે અને આપણે કોઈના ગુનેગાર થયા હોઈએ, તો બીજા (આપણા ગુનેગાર) જીવો આપણને ખમાવે, અને આપણે તેમને શુદ્ધ ભાવથી ખમાવવા. ખમવું અને ખમાવવું, એ અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્રશાસનની શાશ્વતી મર્યાદા છે. આ બધી હકીકત જણાવતાં હિતશિક્ષા ફરમાવી છે કે–પાપ કરવું એ દુષ્કર નથી, કારણકે અનાદિ કાલથી સંસારી જીવોને પાપ કરવાના નીચ સંસ્કારો પડેલાજ હોય છે, તેથી તેઓ રાગાદિમાંના કોઈ પણ કારણથી પાપકર્મને (અઢાર પાપસ્થાનકોમાંના કોઈ પણ પાપસ્થાનકને) સેવે છે. ત્યારે દુષ્કર કાર્ય કયું સમજવું? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે–"કરેલા પાપો ગુણવંત ગુરૂ મહારાજની પાસે નિર્મલ ભાવથી જણાવીને તેમના કહ્યા મુજબ પ્રાયશ્ચિત્તાદિ કરીને આત્માને નિર્મલ બનાવવો" આ કામ બહુજ દુષ્કર છે. 'મેં પાપ કર્યું છે, અથવા હે ગુરૂ મહારાજ! મારાથી આ પાપ અજાણતાં થઈ ગયું છે. મારૂં શું થશે? હવે આપ કૃપા કરીને તે પાપની શુદ્ધિ થાય, તેવો ઉપાય બતાવો? આ પ્રમાણે હૃદયના બળાપાથી ગુરૂ મહારાજને કરેલી ભૂલો જે જણાવવી તે આલોચના કહેવાય. આવી આલોચના કરવી, તેજ કામ દુષ્કર છે. આ બાબત શ્રી નિશીથ સૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે:—

"तं न दुक्करं जं पडिसेविज्जइ, तं दुक्करं जं सम्ममालोइज्जइ" (तन्न दुष्करं यत्प्रतिषेव्यते, तद् दुष्करं यत्सम्यगालोच्यते)

અર્થ–આપણાથી જે પાપ કરાય, તે કંઈ દુષ્કર કામ નથી એટલે પાપ કરવું, એ કંઈ બ્હાદુરીનું કામ નથી, પણ આપણે જે નિર્મલ ભાવથી અજ્ઞાનાદિ કારણે થયેલી ભૂલો ગીતાર્થ શ્રી ગુરૂ મહારાજને જણાવીએ ને પ્રાયશ્ચિત કરી આત્માને ચોખ્ખો કરીએ, તે કામ જ દુષ્કર છે. આ રીતે કરવામાં જ ખરી કુશલતા (હોંશિયારી, બહાદુરી) સમાયેલી છે. આવી ખામણાંની હકીકત જણાવીને કહ્યું કે–મુનિએ બાલકના જેવા સરલ થવું જોઇયે. કારણ કે માષતુષમુનિ અતિમુક્તમુનિ વગેરેની માફક સરલતા ગુણને ધારણ કરનારા પુણ્યશાલી જીવો નિર્વાણપદને જરૂર પામે છે. આ હકીકત સ્પષ્ટ જણાવીને મનમાં ભાવશલ્યને રાખનાર જીવોને થતા ગેરલાભ જણાવીને કહ્યું કે આલોચનાદિનું ફલ કર્મોની ઓછાશ છે, એમ સમજીને જે ભૂલ જે રીતે થઈ હોય, તે રીતે કહેવી જોઈયે, ને ગુરૂ મહારાજના કહ્યા પ્રમાણે જરૂર પ્રાયશ્ચિત્ત કરવું જોઇયે આ હકીકત જણાવીને કહ્યું છે કે આરંભાદિના પચ્ચખ્ખાણ કરવા, પછી પાલનવિશુધ્ધતું, ને ભાવવિશુધ્ધતું સ્વરૂપ અને લોકાકાશના દરેક પ્રદેશે અને દરેક યોનિમાં થયેલા જન્માદિની બીના કહી છે. પછી હિતશિક્ષા આપી છે કે– આ જીવ અનાદિ સંસારમાં ઘણી વાર બાલમરણે મરણ પામ્યો, ને માતાપિતા વગેરે સંબંધો પણ ઘણાં થયા, તથા જીવ એકલોજ કર્મ કરે છે, ને તેના ફલ પણ તે જીવ એકલોજ ભોગવે છે. માટે સમભાવે રહેવું જોઈએ. પછી અનુક્રમે પંડિત મરણના વિધિ અને ફલ જણાવીને કહ્યું

કે 'ઘણા કામ ભોગાદિના સુખોથી પણ જીવને સંતોષ થતો નથી, અને સંસારમાં સ્ત્રીપુત્રાદિમાંનો કોઇ કોઇનું રક્ષણ કરવા સમર્થ નથી. પછી મુક્તિના કારણો અને મહાવ્રતોનો આરોપ (ઉચ્ચાર) કરવાનો વિધિ, તથા ક્રોધ કનકાદિને તજવાની તેમજ ઇંદ્રિયોને વશ કરવાની હકીકત કહીને આઠ પ્રવચન માતાને પાલવાનો અને તપશ્ચર્યા રૂપી વહાણને ધારણ કરવાનો હિતોપદેશ આપ્યો છે. પછી જણાવ્યું કે—અંતિમ આરાધના પર્વતની ગુફા વગેરે સ્થાને પણ થઇ શકે છે, ને સાધુ સમુદાયરૂપ ગચ્છમાં પણ થઇ શકે છે. તપથી કર્મોનો નાશ થાય છે. તથા પંડિત મરણથી જન્મ મરણનો અંત (છેડો) જરૂર આવે છે. તે પંડિત મરણમાં અનશનાદિ વિધિ જરૂર કરવો જોઇયે. શરમ અભિમાન વગેરે કારણોથી જેઓ આલોચના ન કરે, તેઓ આરાધક થતા નથી. આ બધી હકીકત વિસ્તારથી જણાવીને કહ્યું કે—આરાધના આત્મહિત સાધવામાં અપૂર્વ મદદગાર છે. સંવર રૂપી અગ્નિ કર્મ રૂપી લાકડાને બાળે છે. તથા જ્ઞાની આત્મા ચારિત્રાદિની આરાધના કરતાં થોડા કાલમાં ઘણાં કર્મો ખપાવે છે. અજ્ઞાની જીવ તેવું કામ કરી શકતો નથી. તેમજ અંત કાલે નમસ્કારાદિનું એક પદ જાણવાથી કે ઉપયોગ પૂર્વક સાંભળવાથી મરણ સુધરે છે. વળી શ્રી જિનધર્મ તમામ જીવોનું હિત કરે છે, અને અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુ મહામંગલરૂપ છે. તથા અંતકાલની તીવ્ર વેદના ભોગવવાના અવસરે વિચારવું કે-'હે જીવ! નરકની તીવ્ર વેદનાની આગળ આ વેદના શા હિસાબના છે? અર્થાત્ બહુજ થોડી છે, તું મુઝાયા વગર સમતા ભાવે સહન કરજે,' આ બધી ખીના વિસ્તારથી સમજાવીને અંતે જઘન્ય આરાધનાનું, મધ્યમ આરાધનાનું ને ઉત્કૃષ્ટ આરાધનાનું ફલ વગેરે ખીના સ્પષ્ટ જણાવી છે.

## ॥ શ્રી મહાપ્રત્યાખ્યાન પયન્નાનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૪ શ્રી ભક્ત પરિજ્ઞા પયન્નાનો ટૂંક પરિચય ॥

અહિં અંતકાલે ગીતાર્થ ગુરૂ મહારાજ લાયક જીવને આહારના પચ્ચખ્ખાણ કઇ રીતે કરાવે? આ ખીના વિસ્તારથી સમજાવી છે, તેથી આનું યથાર્થ નામ ભક્ત પરિજ્ઞા સુપ્રસિદ્ધ છે. આના બનાવનાર શ્રી વીરભદ્રગણિ મહારાજે શરૂઆતમાં વર્ત્તમાન શાસનના નાયક પ્રભુશ્રી મહાવીર દેવને નમસ્કાર કરીને શ્રી જિનશાસનની સ્તુતિ કરી છે. પછી કહ્યું છે કે-જે મોક્ષનું સુખ તેજ ખરૂં સુખ છે, ને સંસારનું સુખ અસ્થિર છે, દુર્ગતિના દુઃખને દેનારૂં છે, તથા શ્રી જિનાજ્ઞાને આરાધતા મુક્તિના શાશ્વતા સુખો જરૂર મળે છે, તેમજ અભ્યુદ્યત મરણના ૧-ભક્તપરિજ્ઞા, ૨ ઇંગિની મરણ, ૩ પાદપોપગમ મરણ એમ ત્રણ ભેદો કહ્યા છે. આ પ્રસંગે ત્રણ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવીને ભક્ત પરિજ્ઞાને લાયક જીવની ખીના જણાવી છે. પછી સંસારની વિષમતા સમજાવીને અનશનને સ્વીકારવાની ઇચ્છાવાળા મુનિને

કરવા લાયક વિધિ જણાવતાં કહ્યું કે–તે મુનિ જ્યારે ગીતાર્થ ગુરૂ મહારાજને વંદન કરી અનશનની વિધિ કરવા માટે વિનંતિ કરે, તે અવસરે ગુરૂ મહારાજ તેને વંદનાદિ વિધિ કરાવે, ને તેણે કહેલા દોષોને અંગે પ્રાયશ્ચિત્તાદિ જણાવીને વિશેષ શુદ્ધિને માટે પાંચ મહાવ્રતો ઉચ્ચરાવે. ને ખમતખામણાં કરાવી હિતશિક્ષા પ્રદાન, કાયોત્સર્ગાદિ સંપૂર્ણ ક્રિયા કરાવે. આ રીતે મુનિને કરવા લાયક અનશનનો વિધિ સમજાવી દેશવિરતિ શ્રાવકને ઉદ્દેશીને જણાવ્યું કે–વ્રતધારી શ્રાવકને અંતકાલે અણુવ્રતો ઉચ્ચરાવવા. તે શ્રાવક સાત ક્ષેત્રોમાં ધનનો સદુપયોગ કરી અનુકૂલતા હોય તો સંથારા દીક્ષાને પણ આચાર્યાદિ ગુરૂમહારાજની પાસે સ્વીકારી અનશન સ્વીકારે. કાલ દોષાદિ કારણે આ વિધિ હાલ પ્રચલિત નથી. પછી અનુક્રમે ચરમ પ્રત્યાખ્યાનની ને ભક્તપરિજ્ઞાને અંગીકાર કરવાની બીના, ક્ષેત્રની પ્રતિલેખનાની, તેમજ ત્રિવિધ આહારના પ્રત્યાખ્યાનની હકીકત વગેરે બીના જણાવીને સમાધિપાનની બીના, સમાધિપાનના લક્ષણને ફૂલાદિની બીના ક્રમસર જણાવી છે. અહીં સમાધિપાનની વ્યાખ્યા આ રીતે જણાવી છે—૧૦ મી ગાથામાં ભક્તપરિજ્ઞા અનશનના સવિચાર, અને અવિચાર આવા બે ભેદો કહીને, તે પછીની ગાથાઓમાં અનશન કરવાને લાયક જીવને સમાધિપાન કરવાની હકીકત જણાવતાં કહ્યું કે ૧ એલચી, ૨ તજ, ૩ નાગકેસર, ૪ તમાલપત્ર, ૫ સાકર. આ પાંચ વાના દૂધમાં ઉકાળીને દૂધ ટાઢું કરી અનશનને લાયક જીવને પીવરાવવું. આનું નામ સમાધિપાન કહેવાય. અનશનકાલે ચિત્તની સમાધિ ( સ્વસ્થતા ) ને ટકાવનારૂં સમાધિપાન છે; એ મુદ્દો યાદ રાખવો જોઇયે. આ હકીકત સ્પષ્ટ જણાવ્યા બાદ શ્રીસંઘને અનશનની વાત જણાવવાની અને ઉપદ્રવોને દૂર કરવા કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ) કરવાની બીના, તથા પ્રકારે આહારને તજવાની બીના સ્પષ્ટ સમજાવી છે. પછી અનશન કરનાર જીવ ચૈત્યવંદન કરીને સંઘને અને આચાર્યાદિને ખમાવે, તથા પોતાના અપરાધોને પણ શુદ્ધ ભાવે ખમાવે. આ રીતે કરવાથી જેમ મૃગાવતી સાધ્વીના પાપ કર્મો નાશ પામ્યા, તેમ અનશન કરનાર જીવો પાપ કર્મોનો ક્ષય કરે છે. પછી અનશની જીવને ગુરૂ મહારાજે આપેલી હિતશિક્ષાનું વર્ણન કરતાં અંતે જણાવે છે કે–મિથ્યાત્વનો નાશ કરવો, સમ્યક્ત્વને ટકાવનારી ને નિર્મલ કરનારી ભાવના ભાવવી, શ્રીવીતરાગ દેવની દ્રવ્ય ભક્તિ ને ભાવ ભક્તિ કરવી, નવકાર મંત્રનું સ્મરણ કરવું, સ્વાધ્યાય કરવો, વ્રતાદિને સાચવવા, ત્રણ શલ્યનો તથા ચાર કષાયોનો ત્યાગ કરવો, ઇંદ્રિયોને વશ કરવી. જેમ ઝાંઝવાનું પાણી તરસ છીપાવતું નથી, તેમ અધર્મ કરવાથી (ધર્મ વિરૂદ્ધ વર્ત્તવાથી) સુખ મળે જ નહિ, અગ્નિ વગેરેથી પણ વધારે દુઃખ દેનારૂં મિથ્યાત્વ છે. સાધુની ઉપર દ્વેષ રાખનારા જીવો દત્તની માફક દુઃખી થાય છે, સમ્યક્ત્વથી જ જ્ઞાનાદિ ટકે છે, શ્રીજિન શાસનની ઉપર દૃઢ રંગ ધારણ કરવો. સમ્યક્ત્વથી ભવ ભ્રમણ ટળે, ને મોક્ષ મળે. અરિહંતાદિની ભક્તિથી દુર્ગતિના દુઃખો ટળે, ને મોક્ષના સુખ મળે છે. ભક્તિ સિવાય મુક્તિ મળે જ નહિ. જેમ ખારી ભૂમિમાં ડાંગરનું વાવવું (ઉગાડવું), બીજ વાવ્યા વિના ધાન્યની ચાહના, વાદળાં વિના વર્ષાદની ચાહના, આ બધાં કાર્યો નકામા છે, તેમ

ભક્તિ કર્યા વિના મુક્તિની ચાહના પણ નકામી છે આ પ્રસંગે મણિકારનું દૃષ્ટાંત કહ્યું છે આ બધી બીના કહીને હિતશિક્ષાના પ્રસંગે નવકારનો પ્રભાવ એ જણાવ્યો કે-તે (નવકાર) સંસારનો ક્ષય કરનાર છે અહીં મેંઠ (હાથીના માવત)નું દૃષ્ટાંત જણાવ્યું છે પછી કહ્યું કે-આરાધના એ હાથા જેવી (કઠેડા જેવી) અને સુગતિના માર્ગમાં રથ જેવી છે અને જ્ઞાન એ મન રૂપી પિશાચને વશ કરનારૂં છે તેમજ યવરાજર્ષિ અને ચિલાતિ પુત્રના દૃષ્ટાંતે જ્ઞાનથી વિઘ્નાદિનો નાશ થાય છે અને સદ્‌ગતિના સુખ મળે છે પછી અનુક્રમે ટૂંકામાં હિંસાદિ પાંચ દોષોના કડવા ફલ વગેરે કહીને અહિંસા વગેરે પાંચ ગુણોના શુભ ફલાદિ જણાવીને હિતશિક્ષા ફરમાવી છે કે-હિંસા, જૂઠ, ચોરી મૈથુન ને પરિગ્રહનો ત્યાગ કરીને અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, બ્રહ્મચર્ય ને સંતોષ ગુણોને ધારણ કરવાથી જરૂર મુક્તિના સુખો મળે છે.

અહિંસાદિ પાંચ ગુણોના ઉપદેશનું રહસ્ય ટૂંકામાં હિતશિક્ષા રૂપે આ પ્રમાણે જાણવું - ૧ કોઈ પણ જીવને હણવો નહિ, ૨ પોતાની જેવા બીજા જીવોને ગણીને કોઈની પણ લગાર પણ આંતરડી દુઃખાય, તે રીતે પરિતાપના વધ વગેરે કરવા જ નહિ, કારણ કે કોઈને પણ દુઃખ ગમતું જ નથી, બધા જીવો સુખને જ ચાહે છે માટે દયા જેવો કોઈ ધર્મ નથી હિંસા કરતાં તો સગાઓનો પણ વધ કરાવવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ૩ બીજા જીવોની દયા પાળતા સ્વદયા જરૂર સચવાય છે ૪ ચંડાલની જેમ હિંસક જીવો દુઃખી જ થાય છે ૫ અહિંસાનું ( દયાનું ) ફલ આરોગ્ય, શુભગતિનું દીર્ઘ (લાંબુ ) આયુષ્ય, ચક્રવર્તિ આદિની રાજ્ય ઋદ્ધિ વગેરે જાણવું

૬ જો મુનિ પણ દૂષિત ભાષા બોલે, તો તે કર્મોથી લેપાય છે, ૭ સાચા વેણજ વખણાય છે, ૮ સાચા વેણના ફલો વિશ્વાસ વગેરે જાણવા

૯ જૂઠા વેણ બોલવાના ફલ-અવિશ્વાસ, ચંડાલપણું વગેરે કહ્યા છે વસુરાજા અસત્ય બોલતા દુર્ગતિને પામ્યો ૧૦ એક ઘાસ જેવી ચીજ પણ માલીકને પૂછયા સિવાય લેવાય નહિ, ૧૧ જે જેનું ધન ચોરે, તે તેના જાન પણ લ્યે છે ૧૨ અદત્ત ચીજ લેવી, એ કામ લોક વ્યવહારથી વિરૂદ્ધ છે ૧૩ અદત્તાદાન(ચોરી વગેરે)ના ફલો નિર્ધનપણું, દુર્ગતિ વગેરે જાણવા ૧૪ શ્રાવક પુત્ર ચોરીના પાપે બહુજ દુઃખી થયો ૧૫ કામ દોષનું કારણ છે ૧૬ મૈથુન સંજ્ઞા દુઃખને દેનારી છે ૧૭ સર્પના જેવો કામ છે ૧૮ ભયંકર વેદના અને દુર્દશાને પમાડનારો કામ છે ૧૯ કામ (વિષયવાસના, મૈથુન) ના પાપે કુબેરદત્તાદિના બેહાલ થયા ૨૦ સ્ત્રી દોષોની વેલડી છે ૨૧ દુઃખ રૂપ સમુદ્રમાં પાડનારી છે, ૨૨ મહાપુરૂષો રૂપી પર્વતોને ભેદનારી નદીના જેવી સ્ત્રી છે ૨૩ સ્ત્રી નાગણ જેવી છે, તેનો વિશ્વાસ કરનાર જીવ વગર મોતે મરે છે ૨૪ મનને હરનારી (ભ્રમિત કરનારી, ભરમાવનારી) સ્ત્રી છે ૨૫ રાજા તરફથી ફાંસીના હુકમને પામેલા પુરૂષના ગળામાં પહેરાવેલી કણેરના લાલ

ફૂલોની માળા જેમ તે (પુરૂષ) ના વિનાશને (મરણને) સૂચવે છે, તેમ સ્ત્રી પણ રાગીજનના અચાનક મરણને સૂચવે છે. ૨૬ સ્ત્રીનો રાગી દેવરતિ રાજા બહુ જ હેરાન થઈ દુર્ગતિને પામ્યો. ૨૭ શોક પાપાદિને કરાવનારી અને મોહ વિષયને વધારનારી સ્ત્રી છે ૨૮ ચારિત્ર રૂપ ભાવ પ્રાણનો નાશ કરનારી અને મુનિવરોના પણ મનને ચલિત કરનાર સ્ત્રી છે. જુઓ, સિંહ ગુફાવાસી મુનિ કોશા વેશ્યાને જોઈને ચલિત થઈ ગયા ૨૯ પાણીના પૂરવાળી નદીની જેમ ભવ સમુદ્રમાં બૂડાડનારી સ્ત્રી છે, ૩૦ મોટા સમુદ્રના મોજાં જેવી જુવાની અસ્થિર છે, કાયમ રહેવાની નથી, જરૂર તે જુવાની જવાની છે. ૩૧ સંગનો અર્થ આસક્તિ, મોહ, મમતા થાય છે. સંગમાં ફસાયેલો જીવ મણિપતિની જેમ બીજાને મારતા વાર લગાડતો નથી. ૩૨ સંગનો ત્યાગ કરનાર જીવ ચક્રવર્ત્તિથી પણ વધારે પરમ સુખને ભોગવે છે આ હિતશિક્ષા બત્રીશી નિજ ગુણ રમણતાને જરૂર વધારે છે. માટે તેની ભાવના વારંવાર કરવી

આ હકીકત કહ્યા પછી અનુક્રમે નિદાન (નિયાણાં) નું સ્વરૂપ, અને રાગદ્વેષ મોહના ભેદો સમજાવીને જણાવ્યું કે—રાગથી ગંગદત્તને દુઃખી થવું પડયું, એમ દ્વેષથી વિશ્વભૂતિ હેરાન થયો. તથા ચંડપિંગલ મોહથી હેરાન થયો, તથા જો કોઈ માણસ કાચના ઉપર થયેલા મોહથી તે વૈડૂર્ય રત્નને દઈને બદલામાં કાચને ગ્રહણ કરે, તો તે મૂર્ખ જ ગણાય, એમ કાચ જેવા રાગ મોહાદિની જાલમાં ફસાઈને વૈડૂર્ય રત્નના જેવી મોક્ષ માર્ગની આરાધનાને હારી જનારો જીવ જરૂર મૂર્ખ જ ગણાય. હે જિનેશ્વર દેવ! તમારા પ્રસાદથી મારા દુઃખોનો ને કર્મોનો ક્ષય થાઓ, આવી જે માગણી તે નિયાણું ન કહેવાય જે નિદાનાદિ દોષોને છંડે, તે મોક્ષનો સાધક આત્મા જાણવો. અને ઈંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં આસક્તિ ભાવને ધારણ કરનારા જીવો સંસારમાં ભમે છે, તથા પોતના હાડકાં ચોટવા જેવા વિષયો છે. તેમજ સંગ એ પરિશ્રમનું કારણ છે, કેળની અંદરના ગર્ભ (વચલા ભાગ)ની જેવા સાર વિનાના વિષયો છે. આ પ્રસંગે પાંચ દૃષ્ટાંતો જણાવ્યા છે. પછી જણાવ્યું છે કે—ઈંદ્રિયોને વશ કરવી, મોક્ષ માર્ગની આરાધના કરવી, કષાયોને તજવાથી સુખ મળે, ને કષાય કરવાથી દુઃખ મળે, અહીં નંદ અને પરશુરામાદિના દષ્ટાંતો દીધા છે. આ બીના સાંભળીને અનશન કરનાર જીવ ગુરૂને કહે છે કે—આવી હિતશિક્ષા મને વારંવાર સાંભળવાનો અવસર મળજો. પછી કહ્યું કે પરીષહાદિના અવસરે કરેલી અનશનની પ્રતિજ્ઞા સંભારીને મન સ્થિર રાખવું. આ રીતે વર્તવાથી અવંતી સુકુમાલ મુનિરાજ આરાધક થઈ સદ્ગતિને પામ્યા અનશન ભાવમાં રહેલા જીવે વિચારવું જોઇયે કે સંસાર અસાર છે, ધર્મરૂપી વ્હાણુ મહાદુર્લભ છે. અને તે ચિંતામણિ વગેરેની જેવું અપૂર્વ (પ્રભાવશાલી) છે આ રીતે વિચારવું, ને અંત સમય સુધી નવકાર મંત્રનું સ્મરણ કરવું. આ પ્રમાણે વર્ત્તનારા જીવો જઘન્યથી સૌધર્મ દેવલોકે અને ઉત્કૃષ્ટથી અચ્યુત દેવલોકે અથવા સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થાય છે.

**॥ શ્રી ભક્તપરિજ્ઞા પયન્નાનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

## ॥ ૫ શ્રી તંદુલ વૈચારિક પયન્નાનો ટૂંક પરિચય ॥

અહીં કર્ત્તાએ તંદુલ ( ચોખા ) ની ૪૬૦ ક્રોડ અને ૮૦ લાખ સંખ્યા જણાવીને વૈરાગ્યાદિનો ઉપદેશ આપ્યો છે, તેથી આનું નામ " તંદુલવૈચારિક પ્રકીર્ણક " યથાર્થ ( નામને અનુસારે થતા અર્થવાળું ) જ છે ટૂંકામાં એમ પણ જરૂર કહી શકાય કે-તંદુલોના વિચારવાળો જે પયન્નો, તે તંદુલવૈચારિક પ્રકીર્ણક કહેવાય આની ગદ્યરચના અને પદ્યરચના બહુજ સુંદર છે એમાં વિશિષ્ટ શબ્દ રચના સાથે અર્થની સંકલના પણ પ્રૌઢ જ છે એથી આની પ્રાચીનતા સાબીત થાય છે તેમજ છપાએલી શ્રીદશવૈકાલિક ચૂર્ણિ ( પાનું પાંચમું ) વગેરે શાસ્ત્રોમાં આનું નામ જણાવ્યું છે, તેથી પણ સાબીત થાય છે કે-દશવૈકાલિક ચૂર્ણિકારના સમયની પહેલાંજ આ પ્રકીર્ણકના રચનાર મહાસમર્થ પ્રતિભાશાલી ગીતાર્થ શ્રીસ્થવિર ભગવંત થયા છે આનો મુખ્ય વિષય ( અધિકાર ) અશુચિ ભાવના છે બીજા ગ્રંથોમાં ન મળી શકે એવું અપૂર્વ બોધદાયક અશુચિ ભાવવાનું વિસ્તારથી વર્ણન અહીં જ કર્યું છે

(૧) પાછલા ભવનું આયુષ્ય પૂર્ણ થયા પછી જ સંસારી જીવ નવા (આગામી) મનુષ્ય ભવના આયુષ્યનો ઉદય જ્યારે થાય, ત્યારે માતાના ગર્ભમાં દાખલ થાય છે, આ હકીકતથી માંડીને તે જીવ ગર્ભમાં ઔદારિક શરીર શી રીતે કયા ક્રમે બનાવે છે ? (૨) ત્યાં ગર્ભમાં કઇ રીતે આહાર કરે છે ? (૩) તે ગ્રહણ કરેલો આહાર કેવા કેવા સ્વરૂપે પરિણામ પામે છે ? (૪) યોનિનું સ્વરૂપ શું ? (૫) ગર્ભમાં રહેલો જીવ ઔદારિક શરીરના દરેક અવયવો કયા ક્રમે કેટલા ટાઇમમાં બનાવે છે ? (૬) ગર્ભમાં જીવ કેવા સ્વરૂપે રહે છે ? (૭) જન્મકાલે તે જીવ શરીરના કયા ભાગથી બહાર નીકળે છે ? (૮) જન્મ્યા બાદ તે કેવા કેવા સ્વરૂપે કયા ક્રમે મોટો થાય છે ? વગેરે પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા મેળવવાનું અપૂર્વ સાધન આ તંદુલ વૈચારિક પયન્નો છે દાકતરી કે વૈદક લાઇનના અનુભવી સીવીલ સરજન વૈદ્ય વગેરે પણ જો અહીં કહેલી શારીરિક હકીકતને હાલની નવીન શારીરિક શોધખોળની સાથે સરખાવે, તો તેમને શરીર રચનાનું ઘણું નવું અને ટકશાળી જ્ઞાન જરૂર મળે અને તેઓ રાજી થઇને જરૂર જણાવે કે આ હકીકતનું મૂલ સ્થાન શ્રીસર્વજ્ઞ પ્રભુના વચનો જ છે

૫

આમાં ૫૮૬ ગાથાઓ છે, ને શેષ ભાગ ગદ્ય ( વાક્ય રૂપે ) છે તેમાં શરૂઆતમાં અનુક્રમે મંગલાચરણ અને અભિધેય (અહીં કહેવાની બીના) કહીને જીવ ગર્ભમાં જેટલો ટાઇમ રહે, તેના દિવસ રાત્રિ મુહૂર્ત્ત શ્વાસોચ્છવાસનું, અને બીજ કાલાદિનું પ્રમાણ, તથા સ્ત્રી આદિમાંના કોને લોહી વગેરેની વિશેષતા હોય ? ગર્ભમાં જીવ કેવી સ્થિતિમાં રહે છે ? વગેરે પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા કરીને જણાવ્યું કે-જીવ જે ટાઇમે ગર્ભમાં દાખલ થાય, તેજ

ટાઇમે કાર્મણકાય યોગથી જે માતાના લોહીનો અને પિતાના વીર્યનો આહાર કરે, તે ઓજ આહાર (ઓજાહાર) કહેવાય. પછી તેમાંથી થતી કલલ, અર્બુદ, પેશી વગેરે અવસ્થાનું અને શિરા (નસ) ધમની રોમાદિની સંખ્યાનું વર્ણન કરીને જણાવ્યું કે–ગર્ભમાં રહેલા જીવને મળ મૂત્ર ન હોય અને તે ગ્રહણ કરેલો તમામ આહાર કાન વગેરે ઇંદ્રિયો રૂપે પરિણમાવે છે. એટલે તે આહારમાંથી ઇંદ્રિયાદિ બનાવે છે. તથા ગર્ભમાં રહેલા જીવને કવલાહાર ન હોય. આ બીના સ્પષ્ટ જણાવીને રસહરણી શિરાનું અને ગર્ભનો જીવ તે દ્વારા જે રીતે આહાર લે છે તે બીના, તથા ગર્ભમાં રહેલા જીવે બનાવેલા શરીરના અંગોમાંના કેટલાએક અંગોમાં જો શુક્રની વિશેષતા (અધિકપણું) હોય, તો તે અંગો વ્યવહારથી એમ કહેવાય છે કે આ પિતાના અંગો છે. અને જે અંગોમાં લોહી વધારે હોય, તે અંગો માતાના કહેવાય. આ રીતે શરીરના અંગોની બીના કહીને જણાવ્યું કે–ગર્ભમાં રહેલો કોઇ જીવ ખરાબ ભાવનાથી મરીને નરકે જાય, અને શુભ ભાવનામાં મરતાં દેવલોકમાં જાય. તથા ગર્ભનો જીવ ચત્તો, પડખાંભેર વગેરે સ્વરૂપે ગર્ભમાં રહે છે, આ હકીકત સ્પષ્ટ જણાવીને (ગાથાઓમાં) ગર્ભનું સ્વરૂપ, અને જન્મની બીના જણાવતાં કહ્યું કે–પગ વગેરેમાંના કોઈ પણ અવયવથી ગર્ભમાંથી જીવ બ્હાર નીકળે છે. અને કોઈ પાપી જીવની અપેક્ષાએ ગર્ભમાં રહેવાનો કાલ ૧૨ વર્ષનો પણ ઘટી શકે છે. એમ ૫૫ મી ગાથામાં કહ્યું છે. પછી અનુક્રમે બાલદશા વગેરે ૧૦ દશાઓનું, અને આક્ષેપણા વગેરે ૧૦ અવસ્થાઓનું સ્વરૂપ કહીને જણાવ્યું કે સુખી જીવે ધર્મની આરાધના કરવી જોઇયે, તેથી વધારે ધર્મની આરાધના દુઃખી આત્માએ દુઃખનો નાશ કરવા માટે અને સુખ પામવા માટે જરૂર કરવી જોઇયે. પુણ્યથી ઉત્તમ જાતિ કુલ વગેરે પ્રાપ્ત થાય છે. પછી ક્રમસર યુગલિયાનું સ્વરૂપ, તેમના સંસ્થાન તથા સંહનન (સંઘયણ)નું સંસ્થાનાદિની હાનિનું સ્વરૂપ કહ્યું છે. પછી અવસર્પિણીના આરાની અપેક્ષાએ તેમજ સો (૧૦૦) વર્ષમાં યુગ અયન ઋતુ માસ પક્ષ દિવસ મુહૂર્ત્ત તથા ઉચ્છવાસની સંખ્યા, તંદુલની સંખ્યા મગ વગેરેની સંખ્યા અને સમય ઉછવાસ પ્રાણ સ્તોક લવને મુહૂર્ત્તનું સ્વરૂપ તથા નાલિકા (નળી) ના છિદ્રનું અને તેના પાણીનું સ્વરૂપ, તેમજ એક વર્ષના દિવસાદિનું પ્રમાણ સ્પષ્ટ સમજાવીને મનુષ્યાદિના સંપૂર્ણ આયુષ્યમાં નિદ્રાદિના વિભાગો જણાવ્યા છે. એટલે જીંદગીનો કેટલો કેટલો ભાગ નિદ્રામાં, બાલ્યાવસ્થામાં તથા જુવાનીમાં, તેમજ ઘડપણમાં જાય છે, તે જણાવીને હિતોપદેશ આપ્યો કે–ધર્મારાધનનો કાલ બહુ જ થોડો રહે છે. માટે પ્રમાદનો ત્યાગ કરી પરમ ઉલ્લાસથી શ્રીજિન ધર્મની સાત્ત્વિકી આરાધના કરી મુક્તિના અવ્યાબાધ સુખ મેળવવા, એમાં જ માનવ જીવનની સાચી સાર્થકતા રહેલી છે ધર્મારાધનની ઉત્તમ તક ગુમાવનારા જીવોને અંતે જરૂર પશ્ચાત્તાપ થાય છે. આ પ્રસંગે આત્મ જ્ઞાનનો ઉપદેશ દઇને કહ્યું કે–આયુષ્ય નગેરે નદીના પાણીના વેગ વગેરેની જેવા છે, ને સંસારરૂપી સમુદ્રમાં જન્મ જરા, મરણરૂપી પાણી ઠસોઠસ ભરેલું છે. આ રીતે કહીને યુગલિક પુરૂષાદિના પૃષ્ઠ કરંડક (મોટી પાંસળીયો) વગેરેના પ્રમાણાદિની બીના અને અધોગામિની (શરીરના નીચેના

ભાગ તરફ જનારી) શિરા (નસ)ની બીના, તથા પિત્તાદિને ધારણ કરનારી શિરાઓ (નસો)ની બીના, તેમજ શરીરમાં રહેલા લોહી શુક્રાદિની બીના અનુક્રમે વિસ્તારથી સમજાવી છે પછી વૈરાગ્યનો ઉપદેશ દેતા જણાવ્યું છે કે-મૂઢ આત્માઓ અજ્ઞાન અને મોહને વશ થઇને સ્ત્રીના દેહને સુંદર માને છે પણ તેઓએ સમજવું જોઇયે કે-જો સ્ત્રીના શરીરની અંદરનો માંસાદિ ભાગ બહાર આવે, અને ચામડીનો ભાગ અંદર જાય, તો જરૂર તે જોઇને તિરસ્કાર થયા વિના રહે જ નહિ, સમજુ આત્માને તો જરૂર વૈરાગ્ય થાય જ કારણ કે, તે તો સમજે છે કે-શરીર તો મલ મૂત્રાદિ અશુચિ પદાર્થોથી ભરેલું અપવિત્ર જ છે ફક્ત ચામડી લૂગડા ઘરેણા વગેરેથી જ તેની ક્ષણિક (થોડી વાર રહે તેવી) સુંદરતા જણાય છે માટે હે જીવ! તારે વૈરાગ્ય ભાવમાં રહેવું, એજ પરમ શ્રેયસ્કર છે તથા વિષયો કિંપાક ફલની જેવા ભયંકર દુઃખ દેનારા છે, તેમજ સ્ત્રીજાતિ ઘણા દોષોની ખાણ જેવી છે, માટે તેની ઉપર મોહ રાખવો જ નહિ આ રીતે વિષય પ્રત્યે વૈરાગ્ય ભાવને પ્રકટાવનાર હિતોપદેશ દઈને અનુક્રમે સ્ત્રીના ૯૩ નામ અને તેની (નારી, મહિલા આદિ નામની) વ્યુત્પત્તિ, તથા સ્ત્રીનું ચરિત્ર તેમજ સ્વરૂપ વૈરાગ્યભાવના પ્રકટાવનારા ઇંગિતાદિથી સ્પષ્ટ જણાવીને ગ્રંથકારે કહ્યું કે જડ જેવા જીવોને હિતોપદેશ દેવો નકામો છે કારણકે તેમને તેની તલભાર પણ અસર થતીજ નથી માટે બુદ્ધિશાલી આસન્નસિદ્ધિક ભવ્ય જીવોએ સમજવું જોઇએ કે મરણાદિના દુઃખોને ભોગવવાના અવસરે પુત્ર સ્ત્રી વગેરે પરિવારમાંનો કોઈ પણ જીવ દુઃખથી બચાવી શકતો નથી મરણાવસરે પરભવ જતા એક ધર્મજ સાથે આવે છે ધર્મનું જ શરણું લેવું એ સાચું શરણ છે તેનાજ પ્રભાવે ઇંદ્રત્વાદિની ને રાજ્યાદિની ઋદ્ધિ વગેરે તેમજ અંતે મોક્ષના પણ સુખો મળે છે આ રીતે ગ્રંથકારે ધર્મનું ફલ વગેરે કહીને આ તંદુલવૈચારિક પ્રકીર્ણકને પૂર્ણ કર્યો છે

## ॥ ૫ શ્રીતંદુલવૈચારિક પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૬ શ્રીસંસ્તારક પ્રકીર્ણકનો ટૂંક પરિચય ॥

સંસ્તારક એટલે સંથારો નિર્મલ આરાધનાદિના સાધક મુનિવરો પોતાના જ્ઞાનના ઉપયોગથી કે જ્ઞાની ગુરૂ મહારાજના કહેવાથી અંત સમય જાણીને અંતકાલે જે વિધિ પૂર્વક જેવી આરાધના કરે તે બીના અહી વર્ણવી છે, તેથી આ સંસ્તારક પયન્નો કહેવાય છે જેમ અહી અંતિમ કાલની આરાધનાનું વર્ણન કર્યું છે, તેમ ચતુઃશરણ, ભક્તપરિજ્ઞા, મહાપ્રત્યાખ્યાન પ્રકીર્ણકોમાં પણ જૂદી જૂદી પદ્ધતિએ ટૂંકામાં કે વિસ્તારમાં તેવુંજ વર્ણન કર્યું છે એટલે દશ પયન્નાઓમાં ૬ પયન્નાઓમાં આરાધનાનો અધિકાર (વર્ણન) આવે છે, એમ ખૂશીથી કહી શકાય અહી શરૂઆતમાં શ્રીમહાવીર પ્રભુને નમસ્કારાદિ કરીને સંસ્તારકનું આરાધના

સ્વરૂપ જણાવ્યું છે. પછી કહ્યું કે આત્માને સારી રીતે તારે એટલે શુકલ ધ્યાન, કેવલજ્ઞાન, મોક્ષ રૂપ લાભ પમાડે તે સંસ્તારક કહેવાય.

આ રીતે સંસ્તારકની વ્યાખ્યા જણાવીને શ્રમણપણાની ઉત્કૃષ્ટતા વર્ણવી છે. પછી અનુક્રમે સંસ્તારકનું પરમ મંગલિકપણું અને તેને સ્વીકારનારા મુનિવરોને આત્મિક વીર્યોલ્લાસ તથા પરમાર્થ (મોક્ષ)નો લાભ વગેરે બીના સ્પષ્ટ જણાવીને કહ્યું છે કે–સંસ્તારક એ વસુધારા જેવો ને તીર્થ સ્વરૂપ છે. તથા અહીં મોક્ષનો લાભ વગેરે ત્રણ કાર્યો સધાય છે; માટે આ સંસ્તારક (સંથારો કરવા રૂપે કરાતી અંતિમ સમયની આરાધના) તીર્થ સ્વરૂપ કહ્યો છે. તેમજ ખરૂં રાજ્ય તો મોક્ષનું જે રાજ્ય તે જ છે. નિજ ગુણ રમણતાના અપૂર્વ શાશ્વતા આનંદને ભોગવનાર આ સંસ્તારક ભાવમાં રહેલા મુનિવરો મોક્ષ રાજ્યના રાજા છે. આ રીતે જણાવેલી બીનાને વિસ્તારથી સમજાવીને શુદ્ધ સંસ્તારકનું ને અશુદ્ધ સંસ્તારકનું સ્વરૂપ કહીને જણાવ્યું છે કે મુનિ જે દિવસે સંસ્તારક વિધિને અંગીકાર કરે, તે દિવસે તેને બહુજ કર્મનિર્જરાદિ રૂપ આત્મિક લાભ થાય, ને દરેક સમયે કર્મોનો ક્ષય થાય, તથા તે ટાઇમે મુનિને ચક્રવર્તીના સુખથી પણ વધારે ચઢિયાતું સુખ હોય છે. કોઇને નાટક જોવામાં જેવી પ્રીતિ હોય, તેથી પણ વધારે પ્રીતિ શ્રીજિનવચનનું મનન (રટણ, વિચાર, ભાવના) કરનાર આ સંસ્તારક ભાવમાં રહેલા મુનિરાજને હોય છે. વ્યાજબીજ છે કે જેટલે અંશે રાગનો અભાવ હોય તેટલે અંશે નિર્દોષ આત્મિક સુખનો અનુભવ થાય છે. આ રીતે અંત સમયમાં પણ આ સંસ્તારક ભાવને સ્વીકારનારા ભવ્ય જીવો આત્મકલ્યાણ જરૂર કરી શકે છે. નિશ્ચયનયે આત્મા એજ સંસ્તારક કહેવાય. કારણ કે આ ટાઇમે આત્મા નિજ સ્વરૂપમાં વર્ત્તે છે. આ બીના સ્પષ્ટ સમજાવીને કહ્યું કે–સંસ્તારક ભાવને અંગીકાર કરવાનો મુખ્ય માર્ગ એ છે કે ચોમાસામાં તપશ્ચર્યા કરીને શિયાળામાં સંસ્તારકનો વિધિ કરવો જોઇયે. આવી નિર્મલ આરાધના કરીને આત્મહિતને સાધનારા પુણ્યાત્માઓમાં દૃષ્ટાંત તરીકે અર્ણિકાપુત્ર આચાર્ય, સ્કંધસૂરિના શિષ્યો, સુકોશલમુનિ, અવંતીસુકુમાલ, ધર્મસિંહમુનિ, ચાણક્ય, અમૃતઘોષમુનિ ચંડવેગ, ચિલાતીપુત્ર, ગજસુકુમાલ વગેરે જાણવા. આ બધી બીના જણાવીને કહ્યું કે સંસ્તારક ભાવમાં રહેલ મુનિરાજ સાગાર પ્રત્યાખ્યાન કરે. યોગ્ય અવસરે પાણીનો પણ ત્યાગ કરે, સર્વ સંઘને ખમાવે, સર્વ અપરાધો ખમાવે, તેમજ અનશનની અનુમોદના કરે, અને ચારે ગતિના દુ:ખો, તથા થઈ ગયેલા અનંતા જન્મ મરણાદિનો વિચાર કરીને, તેમજ અન્યત્વ ભાવનાને ભાવીને નિર્મમત્વ ભાવમાં વર્ત્તે. પછી આચાર્યાદિને ને સર્વ જીવરાશિને ખમાવે. આ રીતે વિધિ સાચવનાર તે મુનિ ઘણાં કર્મોને ખપાવે છે. આ પ્રસંગે શ્રીગુરૂ મહારાજ તે મુનિને હિતશિક્ષા દેતાં જણાવે છે કે આ સંસ્તારક ભાવની યથાર્થ સાધના કરનારા ભવ્ય જીવો ત્રીજે ભવે મોક્ષે જાય છે.

**॥ ૯ શ્રીસંસ્તારક પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥**

---

## ॥ ૭ ॥ શ્રીગચ્છાચાર પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય ॥

ગચ્છનો અર્થ સાધુઓનો સમુદાય થાય છે તેમના આચારનું વર્ણન અહીં કર્યું છે તેથી આનું નામ 'ગચ્છાચાર પ્રકીર્ણક' યથાર્થ છે આના બનાવનાર શ્રીસ્થવિર ભગવંતે (૧) આચાર્ય (૨) સાધુઓ (૩) સાધ્વીઓ આ ત્રણની બીના શ્રીમહાનિશીથ બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રને અનુસારે વર્ણવી છે એટલે એ ત્રણે છેદ સૂત્રોમાથી આનો ઉદ્ધાર કર્યો છે આ પયન્નાની શરૂઆતમા પહેલી ગાથામા પ્રભુશ્રી મહાવીર દેવને નમસ્કાર કરીને કહ્યુ છે કે હુ ગચ્છનો આચાર જણાવુ છુ બીજી ગાથાથી માડીને ૭મી ગાથા સુધીની ૬ ગાથાઓમા મુનિઓને ગચ્છમા રહેના શા શા લાભ થાય છે? તે બીના અને પ્રસંગે બીજી પણ બીના સ્પષ્ટ જણાવી છે પછી ઉત્તમ આચાર્યના ને અધમ આચાર્યના લક્ષણ વગેરે ૮મી ગાથાથી ૪૦મી ગાથા સુધીની ૩૩ ગાથાઓમા જણાવ્યા છે અને તે પછીની ૬૬ ગાથાઓમા સાધુ મુનિરાજોના આચારાદિનુ વર્ણન કર્યું છે તે પછીની ૨૮ ગાથાઓમા સાધ્વીઓના આચારાદિનુ વર્ણન કર્યુ છે આ રીતે આનો ટૂંક સાર જાણવો

હવે આ ગચ્છાચાર પયન્નાનો પરિચય ટૂંકામા આ પ્રમાણે જાણવો-અહીં શરૂઆતમા મંગલ, અને અભિધેય (પ્રથમા કહેવાની બીના) વગેરે કહીને જણાવ્યુ છે કે મુનિવરોએ ગચ્છમા રહીને ગચ્છનાયકની આજ્ઞા પ્રમાણે વર્તવુ જોઇએ ને ગચ્છની મર્યાદાને જરૂર પાળવી જોઇયે જેઓ ગચ્છની મર્યાદા તરફ બેદરકારી રાખી સ્વચ્છંદ ભાવે વર્તે છે, તેઓ વધારે કાલ સંસારમા ભટકે છે તથા આત્માર્થી સાધુઓના સમુદાય રૂપ ગચ્છમા સાધુઓએ રહેવુ તેમજ તે ગચ્છમા આચાર્યનો ખરો આધાર હોય છે, તેથી તેની પરીક્ષા કરવાનો વિધિ, અને ઉન્માર્ગે (અવળે માર્ગે, વિપરીત માર્ગે) રહેલા સૂરિનુ લક્ષણ વગેરે બીના વિસ્તારથી સમજાવીને કહ્યું કે-જે આચાર્ય આજ્ઞા વિનયાદિ સદ્‌ગુણી ગચ્છને માટે ઉપકરણાદિ સાધનોનો સંગ્રહ કરવો વગેરે કાર્યો કરે નહિ ને ગચ્છના સાધુઓને ઇચ્છા, મિચ્છા, તહક્કાર, છંદના, નિમંત્રણા વગેરે દશવિધ ચક્રવાલ સામાચારી શીખવે નહિ, તથા મુનિમાર્ગ (સાધુના આચાર) ને સમજાવે નહિ, તે આચાર્ય તે ગુણી ગચ્છના શત્રુ જેવા જાણવા તથા જે શિષ્ય શ્રીઆચાર્ય ભગવંત વગેરે ગીતાર્થ વડીલ મહાપુરૂષોની આજ્ઞા પ્રમાણે વર્તે નહિ અને આચાર્યને બદલે પોતે ગચ્છમા સારણા વારણા ચોયણા પડિચોયણા કરે, તથા પરમોપકારી શ્રીગુરૂ મહારાજની ખબર લે નહિ તે શિષ્ય શત્રુ જેવો જાણવો આ વાત સ્પષ્ટ જણાવીને કહ્યું કે-આત્માર્થી વિનયાદિ સદ્‌ગુણી શિષ્યો કર્મોદયે ઉન્માર્ગે ગયેલા ગુરૂને પણ સન્માર્ગે ચાલતા કરે છે આ પ્રસંગે વિનીત શિષ્યે કઇ વિધિએ કેવા નમ્ર વચનાદિ સાધનોવી પૂજ્ય શ્રીગુરૂ મહારાજને સન્માર્ગે લાવવા, તે વિધિ વગેરેનુ વર્ણન વિસ્તારથી કર્યું છે પછી અનુક્રમે નિર્મલ સંયમધારી સાધુનુ સ્વરૂપ અને સન્માર્ગે રહેલા સૂરિનુ તથા ઉન્માર્ગગામી સૂરિનુ લક્ષણ, તેમજ શુદ્ધ ધર્મોપદેશકનુ સંવિગ્નપણું અને સંવિગ્નપક્ષનું લક્ષણ વગેરે બીના જણાવીને

પછી કહ્યું કે ગચ્છમા પૃચ્છા, પ્રતિપૃચ્છા વગેરે જરૂર થવાંજ જોઈએ. જો તેમ ન થાય તો ગચ્છ સ્વચ્છંદી બની જાય. તથા શ્રીતીર્થંકર દેવે ફરમાવ્યું છે કે શિષ્યોની ભૂલ જણાય તો ગુરૂએ તેમને સમજાવીને સુધારવા, જો તેમ ન કરે તો ગુરૂ મહારાજ જિનાજ્ઞાની વિરાધના કરનાર કહેવાય. આ બધી બીના વિસ્તારથી કહીને અનુક્રમે ગચ્છનું ને કુગચ્છનું લક્ષણ; ગીતાર્થનો મહિમા અને અગીતાર્થની નિંદા, તથા અગીતાર્થ–કુશીલાદિની સોબત નહિ કરવાનો આબાદ ઉપદેશ આપ્યો છે. પછી અનુક્રમે ગચ્છમાં રહેનારા મુનિવરાદિને થતા લાભ અને ગચ્છવાસી મુનિવરાદિના લક્ષણ કહીને જણાવ્યું કે મુનિઓ ૬ કારણે આહાર કરે. દીક્ષા પર્યાયાદિકથી જેઓ મોટા હોય તેમનું સન્માન જરૂર સાચવવું. સાધુઓ સાધ્વીના વસ્ત્રો વાપરે નહિ, તેના અંગો-પાંગાદિને એકાગ્રતાએ ખરાબ ભાવનાથી જુવે નહિ, તથા તેનો વિચાર પણ કરે નહિ. તેમજ સાધ્વીનો પરિચય કરવો નહિ. આ રીતે જણાવીને કહ્યું કે–સાધુએ સાધ્વીનો સંસર્ગ (પરિચય, વાતચીત વગેરે) ન કરવો જોઈએ, અને સંનિહિત દોષાદિથી દૂષિત આહારાદિને વાપરવા નહિ, તથા સંયમ ધર્મની આરાધના કરવામાં અપ્રમત્ત ભાવે પ્રયત્નશીલ થવું જોઇયે, તેમજ ૬ જીવનિકાયના રક્ષક બનીને દ્રવ્યાભિગ્રહાદિને જરૂર ધારણ કરવા જોઇયે. આ બીના સ્પષ્ટ જણાવીને કહ્યું કે–મુનિએ ખજૂરીના પાંદડાંની સાવરણીથી કાજો ન કાઢવો જોઇયે. કારણ કે તેથી દયા સચવાતી નથી. સચિત્ત પાણીના તથા અગ્નિ આદિના સમારંભાદિનો ત્યાગ કરવો. તેમજ પુષ્પાદિને સ્પર્શાદિ કરવા નહિ. ( અડવું પણ નહિ ) હાસ્ય ક્રીડાદિને વર્જીને સ્ત્રીને અડવું પણ નહિ. આ બીના તથા તેને અનુસરતી બીજી પણ બીના સ્પષ્ટ જણાવીને કહ્યું છે કે મુનિએ અયોગ્યને દીક્ષા દેવી નહિ, નિર્ગુણ સાધુને દૂર કરવો, અને પોલાણવાળા પાટ પાટલા વગેરે વાપરવાં નહિ. જેથી સંયમને પુષ્ટિ મળે તેવા વસ્ત્રો વાપરવા. તથા હિરણ્યાદિને અડવું નહિ, સાધ્વીના પાત્રાં અને દવા વગેરે વાપરવાં નહિ, તથા જ્યાં એકલી સ્ત્રી હોય, ત્યાં ઊભું પણ રહેવું નહિ. સાધ્વીને ભણાવવી નહિ, તેમજ સાધુઓની મંડલીમાં સાધ્વીથી અવાય નહિ. ક્રોધાદિ કષાયનો ત્યાગ કરવો, શાંત થયેલા કષાયની ઉદીરણા કરવી નહિ. આ બધી બીના સ્પષ્ટ સમજાવી છે. પછી આ રીતે હિતશિક્ષા આપી છે કે–મુનિ ક્રયવિક્રય ( વેચવું, ખરીદવું ) કરે નહિ, સુવિહિત મુનિ સમુદાયમાં રહે. એક સાધુ વગેરેથી કે એક સાધ્વીઆદિથી ઉપાશ્રયની રક્ષા થાય નહિ, તથા સાધ્વીઓનો સમુદાય ગ્રામાદિની બ્હાર આવેલા સ્થાનમાં રહેતો હોય, તો તે ખરાબ ગચ્છ કહેવાય. તેમજ જે ગચ્છમાં એકલો સાધુ એકલી સાધ્વીની સાથે વાતચીત કરે અને સાધુપણાને ન છાજે તેવી હલકી ભાષા બોલાતી હોય તે ગચ્છ નહિ, પણ ખરાબ ગચ્છ કહેવાય. મુનિ સ્ત્રીની છબી વગેરેને જૂવે નહિ, વસ્ત્રનું સીવવું વગેરે સદોષ ક્રિયા ન કરે, અને વિલાસવાળાં ગતિ વગેરે કરે નહિ, ગૃહસ્થના ઘેર કથા કહે નહિ તથા રાતે કથા ન કહે, ક્લેશ કરે નહિ, તેમજ બ્હાર ગામથી આવેલા સાધુઓની ઉપર વાત્સલ્ય ભાવ રાખે ને શરીરની શોભા ન કરે.

ગને સૂવાના ટાઇમે બે જુવાન સાધ્વીઓના સથારાની વચ્ચે એક વૃદ્ધ સાધ્વીનો સથારો થાય, એ રીતે તરૂણ સાધ્વીઓને સથારો કરવાનો વ્યવહાર છે સાધ્વીઓએ મોઢુ ધોવુ વિગેરે ક્રિયા શરીરને શોભાવવા માટે કરવી નહિ જ્યા ગર્દભ વગેરે પશુઓ હોય તેના સ્થાને રહેવુ નહિ, તથા પ્રમાદાદિને છડીને વૈરાગ્યાદિ ગુણો ધારણ કરી સયમની આરાધના કરવી ગુરૂણી આદિના વિનયાદિ કરવા તેમજ વાતચિત કરતા સામાનો તિરસ્કાર કરવાની ભાવનાએ ઉત્તર પ્રત્યુત્તર દેવા નહિ સામાને જવાબ દેવાના અવસરે સાધ્વીએ પોતાની ગુરૂણીની પાછળ ઉભા રહીને કે બેસીને જવાબ દેવો આ હકીકત પુરૂષને જવાબ દેવાના પ્રસગે સમજવી તથા સાધ્વીએ જેથી શીલ ભાવના ઘટે, તેવી વાતચીત કરવી નહિ તેમજ સાધુ કે સાધ્વી જો ગૃહસ્થના જેવી ભાષા બોલે, તો તે માસોપવાસાદિ તપના ફલને હારી જાય છે એટલે તેવી આકરી તપશ્ચર્યાનુ પણ સપૂર્ણ ફલ તે પામી શકતા નથી આ બધી બીના વિસ્તારથી સમજાવીને અતે કહ્યુ છે કે–શ્રી મહાનિશીથ બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રમાથી સાર લઇને આ પયન્નાની રચના કરી છે જે મુનિવરો અહી જણાવેલી બીના પ્રમાણે ગચ્છમા રહીને પરમ ઉલ્લાસથી સયમાદિની સાત્ત્વિકી આરાધના કરશે, તેઓ જરૂર સસાર સમુદ્રનો પાર પામશે એટલે મુક્તિના અવ્યાબાધ સુખો પામશે

## ॥ ૭ શ્રીગચ્છાચાર પયન્નાનો સક્ષિપ્ત પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ ૮ શ્રીગણિવિદ્યા પ્રકીર્ણકનો (ગણિવિજ્જાય પયન્નાનો) ટૂક પરિચય ॥

અહી ૮૨ ગાથાઓ છે તેમાથી ૫૨ (બાવન)માથી ૫૮મા સુધીના ૭ શ્લોકો અનુષ્ટુપ છદમા છે બાકીની ૭૫ ગાથાઓ આર્યા છદમા છે ગણી એટલે આચાર્ય મહારાજને ખાસ જરૂરી એવી જ્યોતિષની વિદ્યા (જ્યોતિષનુ જ્ઞાન) જેમા ટૂકામા જણાવી છે તે ગણિવિદ્યા કહેવાય શ્રીઆચાર્ય મહારાજ ગચ્છના નાયક છે, તેથી કુલ ગણ સઘાદિના નિમિત્તે સારા દિવસ, તિથિ, નક્ષત્રાદિને જોઇને નક્કી કરી તેઓ તે દિવસાદિમા દીક્ષા પ્રતિષ્ઠા વગેરે કરાવે છે આ કારણથી 'ગણિવિદ્યા' નામમા ગણિશબ્દ શરૂઆતમા મૂક્યો છે જેવી રીતે ૧૧ અગોમા શ્રીસ્થાનાગસૂત્ર અને સમવાયાગ સૂત્રમા જ્યોતિષની થોડી બીના અને દષ્ટિ-વાદમા ને ૧૧મા કલ્યાણ પ્રવાદ પૂર્વમા જ્યોતિષની બીના બહુ જ વિસ્તારથી કહી છે, તથા ૧૨ ઉપાગોમા સૂર્યપ્રજ્ઞપ્તિ, ચદ્રપ્રજ્ઞપ્તિ અને જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્ર નામના ત્રણ ઉપાગોમા જ્યોતિષની બીના કહી છે, તેવી રીતે દશ પયન્નાઓમા ફકત આ ગણિવિદ્યા પયન્નામા જ જ્યોતિષની ટૂકી છતા બહુ જ જરૂરી બીના વર્ણવી છે આ હકીકત ૪૫ આગમોની અપેક્ષાએ જણાવી છે એટલે ૪૫ આગમોમા ઉપર જણાવેલા સૂત્રો સિવાય બીજા આગમોમા જ્યોતિષની ખાસ જરૂરી શૃખલાબદ્ધ (ક્રમિક) બીના કહી નથી બાકી છૂટી છવાઈ તેવી બીના

તો શ્રીપ્રજ્ઞાપના સૂત્રાદિમાં કોઇ કોઇ સ્થલે જણાવી છે. તે પણ સ્વતંત્ર નહિ, પણ બીજા ચાલુ પ્રસંગને સ્પષ્ટ સમજાવવાને માટે ટીકાકારાદિ મહાપુરૂષોએ ખપ પૂરતી જ્યોતિષની બીના જણાવી છે. આ પયન્નાની ૮૨ ગાથાઓનો અર્થ વિચારતાં આના રચનાર સ્થવિર મહર્ષિનું અપૂર્વ જ્ઞાનિપણું સાબીત થાય છે. તેમણે ટૂંકા છતાં બહુ જ ઉપયોગી મુદ્દાએ અહીં જણાવ્યા છે. આની ઉપર ટીકા નથી, કદાચ હોય તો તે ઉપલબ્ધ નથી. (મળી શકે નથી). સંભવ છે કે જેમ ૧૧મા કલ્યાણ પ્રવાદ (અવંધ્ય પૂર્વ) પૂર્વમાંથી સૂર્યપ્રજ્ઞપ્તિ ચંદ્ર પ્રજ્ઞપ્તિ વગેરેનો ઉદ્ધાર કર્યો, તેમ આ ગણિવિદ્યા પ્રકીર્ણકનો કોઇ મોટા સૂત્રમાંથી કદાચ ઉદ્ધાર થયો હોય, પણ ઉદ્ધારનું સ્થાન જણાવ્યું નથી. અહીં શરૂઆતમાં ગ્રંથકારે પહેલી ગાથામાં જણાવ્યું છે કે, હું બલાબલ વિધિ કહીશ. એટલે દિવસ વગેરે નવ પદાર્થોમાં કયા કયા દિવસો સારા ગણાય, ને કયા કયા દિવસો સારા ન ગણાય ? આ બાબતનો નિર્ણય કહીશ. જેમ વ્યવહારમાં કહેવાય છે કે આ દિવસ વગેરે સબળા છે એટલે સારા છે, ને આ દિવસ વગેરે નબળા છે. (બળ વિનાના છે, સારા નથી) તેમ અહીં પણ તે પ્રમાણે સમજવું. તે દિવસ વગેરે નવ પદાર્થો આ પ્રમાણે જાણવા-(૧) દિવસ-૩૦ દિવસોમાં કયા દિવસો સારા અને નબળા કહેવાય ? આનો ખુલાસો કર્યો છે. (૨) તિથિ-એજ પ્રમાણે તિથિઓમાં સારી નરસી તિથિઓ જણાવી છે. (૩) નક્ષત્ર-અહીં સારા નરસા નક્ષત્રો જણાવ્યા છે. (૪) કારણ-અહીં સારા નરસાં કારણોની બીના કહી છે. (૫) ગ્રહ દિવસ-અહીં સારા નરસા ગ્રહોની બીના કહી છે. (૬) મુહૂર્ત્ત-અહીં સારા નરસાં મુહૂર્ત્તોની બીના કહી છે. (૭) શકુન-અહીં સારા નરસાં શકુનોની બીના કહી છે. (૮) લગ્ન-અહીં શુભ લગ્નને ને અશુભ લગ્નની બીના કહી છે. (૯) નિમિત્ત-અહીં સારાં નરસાં નિમિત્તોની બીના કહી છે. અહીં સારા દિવસ વગેરે નવ પદાર્થો વ્યવહારથી સબલ (બલિષ્ઠ, બળવાળા) કહેવાય છે અને નરસાં તે દિવસ વગેરે નવ પદાર્થો અબળ (બળ વિનાના) કહેવાય છે. અનુક્રમે આ દિવસાદિ નવ પદાર્થોની બીના કહીને તે સારા દિવસ વગેરેમાં કયા કયા કાર્યો કરવા વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. તથા અંતે કહ્યું છે કે-દિવસ, તિથિ, નક્ષત્ર, કરણ, ગ્રહ, મુહૂર્ત્ત, શકુન લગ્ન, નિમિત્ત આ નવ પદાર્થોમાં અનુક્રમે દિવસ બલ કરતાં તિથિનું બલ ચઢીયાતું ગણાય છે. એમ તિથિના બલ કરતાં નક્ષત્રનું બલ ચઢી જાય, વગેરે બીના પણ સમજી લેવી આ રીતે આ ગણિવિદ્યા પ્રકીર્ણકનું રહસ્ય ટૂંકામાં જણાવીને હવે તેનો પરિચય બહુજ ટૂંકામાં જણાવું છું.

આ ગણિવિદ્યા પ્રકીર્ણકમાં અનુક્રમે અભિધેય ( કહેવાની બીના ) તથા દિવસ વગેરે નવ પદાર્થો જણાવીને સબલ અને અબલ એવા દિવસોનું તથા રાત્રિઓનું વર્ણન કર્યું છે સબલ ( સારા ) દિવસોમાં કરેલા ધાર્મિક કાર્યો નિર્વિઘ્નપણે પૂરા થાય છે. તેથી વિપરીત અબલ ( નરસા ) દિવસોમાં તેવા કાર્યો કરાય જ નહિ. પછી ક્રમસર એકમ વગેરે તિથિ-ઓમાંની સબલ તિથિમાં કે અબલ તિથિમાં આરંભેલા કાર્યોનું સારૂં નરસું ફલ, ગમન

(વિહાર વગેરે) આદિમા લેવા લાયક નક્ષત્રો અને સધ્યાગત નક્ષત્રાદિનુ સ્વરૂપ તથા ફલ જણાવીને પાદપોપગમન, (અનશન) વિદ્યા, લોચ, વડી દીક્ષા વગેરે કાર્યોના આરભ કરવામા અને વિદ્યાભ્યાસ, મૃદુકર્મ, ભિક્ષા, ભિક્ષુ પ્રતિમાદિ તપશ્ચર્યાના આરંભમા તથા નવુ ઉપકરણ વાપરવામા, તેમજ ચૈત્ય પૂજાદિ ધાર્મિક કાર્યોમા વર્જ્ય (નહિ લેવા લાયક) નક્ષત્રો અને અવર્જ્ય (ગ્રાહ્ય, લેવા લાયક) નક્ષત્રો જણાવ્યા છે પછી અનુક્રમે બવ વગેરે કરણોના નામ, અને તેને લાવવાનો એટલે કયા દિવસે કયુ કરણ હોય? તે જાણવા માટે જરૂરી ગણિતની બીના, તથા દીક્ષાદિ પ્રસગે લેવા લાયક કરણોની અને રવિવારાદિની બીના સ્પષ્ટ જણાવી છે પછી રૂદ્ર વગેરે મુહૂર્તોની છાયાનુ પ્રમાણ, તેમા કરવાના કાર્યો અને શુભાશુભ શકુનોની બીના તથા તેમા કરવાના ને નહિ કરવાના કાર્યો, તેમજ ચલ રાશિ ને સ્થિર રાશિની બીના, તેમા તથા હોરાદિમા કરવાના કાર્યો વિગેરે બીના ક્રમસર સ્પષ્ટ જણાવી છે પછી અનુક્રમે નિમિત્તોનુ સ્વરૂપ, તેમા કરવા લાયક કાર્યો, અને નિમિત્તોનુ પ્રબલપણુ તથા દિવસાદિ નવ પદાર્થોમા ક્રમસર પૂર્વના પદાર્થ કરતા આગળના પદાર્થની સબલતા અને પાછળના પદાર્થની અબલતા વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે

॥ अनुष्टुब्वृत्तम् ॥

सर्वेष्वपि कार्येषु–यात्रायां च विशेषतः ॥
निमित्तान्यप्यतिक्रम्य, चित्तोत्साहः प्रगल्भते ॥ १ ॥

અર્થ–દિવસ વગેરે નવ પદાર્થોમા કહેલા નવમા નિમિત્ત કરતા પણ મનનો ઉત્સાહ ચઢી જાય છે એટલે કાર્ય પ્રસગે નિમિત્ત કરતા પણ પહેલા મનનો ઉત્સાહ જોવો હાય જે કામ કરવાની ચાહના હોય, તે ટાઇમે તે કામ કરવા મનમા બહુજ ઉત્સાહ થતો હોય, તો તે કામ જરૂર તે વખતે કરી જ લેવુ દિવસ તિથિ વગેરે નવે વાના સારા હોય, પણ મનમા વિવક્ષિત કામ કરવાને અનુકૂલ ઉત્સાહજ ન વર્તતો હોય, તો તે કામ કરવુ જ નહિ આ નિયમ તમામ કાર્યોમા પણ લાગુ પડે છે, ને યાત્રાની બાબતમા તો જરૂર ચિત્તનો ઉત્સાહ તપાસવો એમ દિન શુદ્ધિ વગેરે ઘણા જ્યોતિષના ગ્રથોમા જણાવ્યુ છે

તથા કેટલાએક જરૂરી કાર્યોમા વારને લઇને પણ તિથિની વિશિષ્ટતા જણાવી છે જુઓ–

शनि भौम गता रिक्ता–सर्व साम्राज्यदायिनी

અર્થ–ચોથ, નોમ, ને ચૌદશ. આ રિક્તા તિથિ કહેવાય, તે ત્રણ તિથિમાની કોઈ પણ તિથિએ જો શનિવાર કે મગલવાર હોય, તો તે તિથિ સર્વ સામ્રાજ્યને પણ દેવા સમર્થ

છે એમ સમજવું. કેટલાએક ખાસ જરૂરી ધાર્મિકાદિ કાર્યો આ તિથિમાં કરાય. એમ બીજા જ્યોતિપના ઘણાં ગ્રંથોમાં કહ્યું છે. તેમજ ઉત્તમ યોગનું સામર્થ્ય જણાવતાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજાદિ મહાપુરૂષોએ લગ્ન શુદ્ધિ વગેરે ગ્રંથોમાં કહ્યું છે કે:—

"एगे रवि जोगे पत्ते, सव्वे विग्घाइं विणस्संति"

કદાચ દિવસ વગેરેની શુદ્ધિ સંપૂર્ણ ન જણાતી હોય, ને કાર્ય જરૂર કરવાનું હોય, તે વખતે ઉત્તમ યોગની તપાસ કરવી. આવા પ્રસંગે જો એક રવિ યોગ હોય, તો દિવસાદિની સ્હેજ અશુદ્ધિ લગાર પણ નુકશાન કરી શકતી નથી.

॥ ૮ શ્રીગણિવિદ્યા પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૯ શ્રીદેવેન્દ્રસ્તવ પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય ॥

દશ પયન્નાઓમાં આ નવમો પયન્નો છે. તેમાં દેવોના સ્વામી ઇંદ્રોની હકીકત જણાવવા પૂર્વક શ્રીજિનેશ્વર દેવની સ્તુતિ કરી છે, તેથી તે 'દેવેન્દ્રસ્તવ' આવા યથાર્થ નામે ઓળખાય છે. જ્યારે વર્ષાદને આવવાની શરૂઆતનો ટાઈમ વર્તે છે, શાંતિનું વાતાવરણ વર્ત્તી રહ્યું છે, તે અવસરે પ્રભુશ્રી મહાવીર દેવના પ્રાસાદમાં ક્ષેત્રાદિની હકીકતને જાણનાર એક શ્રાવક સ્વધર્મચારિણી (પત્ની)ની સાથે દ્રવ્ય પૂજા પૂરી કરીને ભાવ પૂજા કરવાના પ્રસંગે શ્રીઆદિનાથ વગેરે ત્રેવીશ તીર્થંકરોની સ્તુતિ કરીને વર્ત્તમાન શાસનના નાયક પ્રભુશ્રી મહાવીર દેવની ઉપર બહુ જ બહુમાન હોવાથી તે મૂલ નાયકની પરમ ઉલ્લાસથી સ્તુતિ કરે છે, તેમાં તેણે કહ્યું કે ૩૨ ઇંદ્રોથી સ્તવાયેલા હે નાથ! હું આપના ચરણ કમલને નમસ્કાર કરૂં છું. આ વચન સાંભળીને તેની પાછળ ઊભી રહીને સ્તુતિને સાંભળનારી શ્રાવિકાએ (તે સ્તુતિ કરનારની પત્નીએ) પોતાના પતિને ૬ પ્રશ્નો આ રીતે પૂછ્યા કે—૧ [1]બત્રીશ ઇંદ્રો કઈ રીતે સમજવા? ૨ તેમને રહેવાના સ્થાનો કયા કયા? ૩ તે બત્રીશ ઇંદ્રોમાંના દરેક ઇંદ્રનું કેટલું કેટલું આયુષ્ય કહ્યું છે? ૪ તથા કયા કયા ઇંદ્રના તાબામાં કેટલા ભવનો-વિમાનો છે? ૫ તે ભવનો કે વિમાનો કેવા હોય છે? ૬ તે દરેક ઇંદ્રને કેટલી કેટલી હદનું અવધિજ્ઞાન હોય છે? આ પ્રશ્નો સાંભળીને તે દરેક પ્રશ્નનો ઉત્તર દેવાની શરૂઆત કરતાં પહેલાં તેણે જણાવ્યું કે— ૧ ગુરૂ મહારાજની પાસે મેં આગમશ્રવણાદિ

---

૧ અહીં વિશિષ્ટ ઋદ્ધિવાળા ૩૨ ઇંદ્રો ગણ્યા છે. તેમાં વ્યંતરોના ૩૨ ઇંદ્રો ભેળવીને ૬૪ ઇંદ્રો પણ બીજા ગ્રંથોમાં કહ્યા છે. ઈંદ્રો બત્રીશ છે, એ વચન આપેક્ષિક હોવાથી વ્યાજબી છે.

સાધનોથી જે શ્રુતજ્ઞાન મેળવ્યું છે, તેને અનુસારે ૯ પ્રશ્નોના ઉત્તરો આપુ છુ એમ કહીને તેણે અનુક્રમે ઉત્તરો આપ્યા, તેમા લોકપાલ વગેરેની સખ્યા, ઇંદ્રોના બળની હકીકત (શરૂઆતની) ૯૫ ગાથાઓમા કહી છે પછી ચદ્રાદિનુ વિવિધ પ્રકારે વર્ણન કરીને ચદ્રાદિની સાથે નક્ષત્રોનો યોગ કેટલા કાલ સુધી રહે ? આનો ખુલાસો કર્યો છે પછી વૈમાનિક દેવોના કલ્પોપપન્ન અને કલ્પાતીત દેવોની બીના ૧૯૩ મી ગાથાથી ૧૯૮ ગાથા સુધીની ૩૬ ગાથાઓમા કહી છે પછી ત્રણ ગાથાઓમા દેવોના પ્રવીચાર (દેવતાઈ ભોગ) ની બીના, અને ૨૭૩ મી ગાથાથી ૨૯૦ મી ગાથા સુધીની ૧૮ ગાથાઓમા સિદ્ધશિલાની બીના અને સિદ્ધ ભગવતોની અવગાહનાનું સ્વરૂપ તથા ૨૯૩ મી ગાથાથી ૨૯૯ મી ગાથા સુધીની ૭ ગાથાઓમા સિદ્ધ પરમાત્માનુ સુખ વર્ણવ્યું છે આ પયન્નાના રચનાર શ્રી વીરભદ્રગણી છે આમાથી ઈંદ્રાદિની બીના ટૂકમા જાણી શકાય છે આની કુલ ગાથા ૩૦૭ છે આ રીતે આ દેવેન્દ્ર-સ્તવપ્રકીર્ણકનો સાર જણાવીને હવે તેનો પરિચય ટૂકામા જણાવું છુ

## ॥ દેવેન્દ્ર સ્તવ પ્રકીર્ણકનો સાર ॥

અહી શરૂઆતમા મગલાચરણ કરીને અભિધેય ( પ્રથમા કહેવાની બીના ) વગેરેનુ સ્વરૂપ જણાવીને શ્રાવકે કરેલી શ્રી વીરપ્રભુની સ્તુતિનુ વર્ણન કરવાના અવસરે ક્રમસર દેવેન્દ્રોના નામ, તેમના ભવનોની કે વિમાનોની સખ્યા, અને ઇંદ્રોનુ આયુષ્ય, તથા ભવનાદિની જાડાઇ વગેરે, તેમજ દેવતાઈ પ્રવીચાર, ઇંદ્રોના અવધિજ્ઞાન વગેરે મુદ્દાઓને લક્ષ્યમા રાખીને શ્રાવિકાએ કરેલા પ્રશ્નો જણાવીને શ્રાવકે ક્રમસર આપેલા ઉત્તરો જણાવ્યા છે તેમા અનુક્રમે ભવનપતિ દેવોના ઈંદ્રો, તેમના તાબાના ભવનોની સખ્યા, અને દક્ષિણ દિશામા ને ઉત્તર દિશામા (એમ બે વિભાગે કરીને) ભવનપતિ દેવોનુ રહેવું, તથા તેમના ભવનના સ્થાન સ્વરૂપ લબાઈ વગેરે, તેમજ દક્ષિણ દિશાના ઈંદ્રોના ને ઉત્તર દિશાના ઇદ્રોના નામ કહીને ભવનોની અને ઈદ્રોની અગ્રમહિષીઓની સખ્યા જણાવી છે પછી જબૂદ્વીપાદિની સમલાઈનમા રહેલા આવાસાદિની સખ્યા, અને અસુરાદિના આવાસ સ્થાન, તથા ચમરેન્દ્ર વગેરે વીશ ઇદ્રોની વૈક્રિય શક્તિનુ પ્રમાણ જણાવ્યું છે આ રીતે ભવનપતિની બીના ટૂકામા કહીને વ્યતરોનુ વર્ણન કરતા તેમના ભેદો, નામ, સ્થાન, ભવનોના સ્થાન લબાઈ પહોળાઈ, દક્ષિણ દિશાના ને ઉત્તર દિશાના ઇદ્રોના નામ જણાવવા પૂર્વક આયુષ્યનુ વર્ણન કર્યું છે આ રીતે વ્યતરની બીના પૂરી કરીને જ્યોતિષ્ક દેવોનુ વર્ણન શરૂ કર્યું છે તેમા અનુક્રમે જ્યોતિષ્ક દેવોના ભેદ, તેમના વિમાનોના આકાર, જ્યોતિશ્ચક્રની જાડાઇ, ચદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર ને તારાના વિમાનોની લબાઇ પહોળાઈ વગેરેનુ પ્રમાણ, ચદ્રના ને સૂર્યના વિમાનને વહન કરનારા દેવો, ચદ્રાદિમા કોની મદ ગતિ હોય ? ને કોની શીઘ્ર ગતિ હોય ? તથા અલ્પર્દ્ધિક કોણ ? ને મહર્દ્ધિક કોણ ? આ પ્રશ્નોના સ

પછી તારાઓનું વ્યાઘાતિક આંતરૂં અને નિર્વ્યાઘાતિક આંતરૂં જઘન્યથી ને ઉત્કૃષ્ટથી જણાવીને ચંદ્રની કે સૂર્યની સાથે નક્ષત્રોનો યોગ (સંબંધ) કેટલો કાલ રહે? તેનો ખુલાસો કરીને જંબૂદ્વીપાદિમાં ચંદ્રાદિની સંખ્યા, તેના પિટકો, અને તેની પંક્તિઓ વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. પછી ક્રમસર જ્યોતિશ્ચક્રની ગતિના આધારે સુખ દુઃખ થવાની બીના, અને તાપક્ષેત્રની વૃદ્ધિ હાનિ, તથા ચંદ્રના પ્રકાશની વૃદ્ધિ હાનિ વગેરે, તેમજ રાહુથી ચંદ્રના વિમાનનું ઢંકાવવું, અને અઢી દ્વીપની બહાર રહેલા જ્યોતિષ્કોનું સ્વરૂપ જણાવતાં કહ્યું કે-તે સૂર્ય ચંદ્ર વગેરે એક બીજાને આંતરે રહ્યા છે. અહીં આંતરાંનું પ્રમાણ પણ જણાવ્યું છે. પછી અનુક્રમે એક ચંદ્રનો પરિવાર, અને જ્યોતિષ્ક દેવાદિનું જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ્ય કહીને જ્યોતિષ્કનો અધિકાર પૂર્ણ કર્યો છે. પછી વૈમાનિક દેવોના અધિકારમાં કહ્યું છે કે-સૌધર્મ, ઇશાન, સનત્કુમાર વગેરે બાર દેવલોક છે, અને અન્યલિંગ (મુનિનો વેષ એ સ્વલિંગ કહેવાય, ને સંન્યાસી વગેરેના જે વેષ, તે અન્યલિંગ કહેવાય.) થી ગ્રૈવેયકપણું પામી શકાય જ નહીં, તથા સમ્યકત્વને પામીને ફરી મિથ્યાત્વ ભાવને પામેલા જીવો દેવલોકમાં જાય, તો ઉત્કૃષ્ટથી નવ ગ્રૈવેયક સુધી જ જાય. પછી અનુક્રમે બારે દેવલોકમાં રહેલા વિમાનોની સંખ્યા, ત્યાં રહેલા દેવોનું આયુષ્ય, અને નવ ગ્રૈવેયકના નામો, તથા દરેક ગ્રૈવેયકમાં રહેલા વિમાનોની સંખ્યા, તથા ત્યાંના (તે વિમાનોમાં રહેલા) દેવોનું આયુષ્ય, તેમજ અનુત્તર વિમાનોનાં નામ, અને તે પાંચ વિમાનોમાંના વિજય વગેરે વિમાન કઇ દિશા વગેરેમાં રહ્યા છે? તેનો ખુલાસો કરીને તે અનુત્તર વિમાનવાસી દેવોના આયુષ્યની હકીકત સ્પષ્ટ જણાવી છે. પછી બાર દેવલોક, ગ્રૈવેયક અને અનુત્તર વિમાનોના આકાર કહીને તે વિમાનો કોના આધારે રહ્યા છે? આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે. પછી અનુક્રમે ચારે નિકાયના દેવોના વર્ણ, લેશ્યા, અને શરીરનું પ્રમાણ જણાવતાં કહ્યું છે કે આયુષ્યને અનુસારે શરીરના પ્રમાણ (ઉંચાઇ)નો નિર્ણય થઈ શકે છે. પછી વિમાનાદિનું પ્રમાણ, દેવોના પ્રવીચાર અપ્રવીચાર, (કયા દેવોને કાયાદિથી પ્રવીચાર હોય? ને કયા દેવોને તે ન હોય. આ હકીકત) અને વિમાનોના ગંધાદિ, તથા આવલિકા પ્રવિષ્ટ વિમાનોની ને પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા, તેમજ તે બધા વિમાનોના સ્થાન, સંસ્થાન, અને પ્રાકાર (કિલ્લો) વગેરે. આ બધા પદાર્થોનું ક્રમસર વર્ણન ટૂંકામાં જણાવ્યું છે. પછી ક્રમસર ભવનોની, ભૌમ નગરોની, ને જ્યોતિષ્ક દેવોના વિમાનોની સંખ્યા, તથા વૈમાનિકાદિ દેવોનું અલ્પબહુત્વ તેમજ પહેલા બે દેવલોકની દેવીઓના વિમાનોની સંખ્યા સ્પષ્ટ જણાવી છે. પછી અનુત્તર વિમાનવાસી દેવોના સુખાદિનું વર્ણન કરી જણાવ્યું છે કે-સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો નિશ્ચયે એકાવતારીજ હોય છે, તેવો નિયમ બાકીના વિજયાદિ વિમાનોના દેવો માટે ન સમજવો. કારણકે ત્યાંના દેવોમાંના કેટલાક દેવોને છેલ્લા એક બે આદિ મનુષ્યભવ કરીને પણ મોક્ષે જવાનું હોય છે. પછી કહ્યું કે-દેવોને આહાર કરવાની ઇચ્છા અને શ્વાસોચ્છવાસ લેવાની ક્રિયા પોતાના આયુષ્યને અનુસારે હોય છે. જે દેવનું જેટલા સાગરોપમનું આયુષ્ય હોય, તે દેવ તેટલા હજાર વર્ષો વીત્યા બાદ આહારની ઇચ્છા કરે, ને તેટલા પખવાડીયા વીત્યા બાદ

ફરી શ્વાસ લઇને મૂકે પછી વૈમાનિક દેવોના અવધિજ્ઞાનનો વિષય જણાવીને કહ્યું છે કે નારક વગેરે જીવો અવધિજ્ઞાનથી અબાહ્ય કહેવાય છે એટલે તેઓમાંના જે સમ્યગ્દષ્ટિ જીવો હોય, તેમને જ અવધિજ્ઞાન હોય છે પછી અનુક્રમે સૌધર્માદિ દેવલોકમાં પૃથ્વીની જાડાઈ, વિમાનોના વર્ણ, અને દેવ દેવીઓની બીના, તથા પ્રસાદ તેમજ સિંહાસનાદિની બીના કહીને વૈમાનિકનો અધિકાર પૂરો કર્યો છે પછી સિદ્ધના અધિકારમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી સિદ્ધશિલાનું આંતરૂં, તેના આકાર જાડાઈ લંબાઇ વગેરે, અને સિદ્ધોના સ્થાન, પ્રતિઘાતાદિ, સંસ્થાન, અવગાહના લક્ષણ, સ્પર્શના, જ્ઞાનાદિ અનુક્રમે જણાવીને સિદ્ધના સુખનું સ્વરૂપ મ્લેચ્છનું આંશિક દૃષ્ટાંત દઇને સમજાવ્યું છે અંતે સિદ્ધના નામ અને અવ્યાબાધપણું જણાવીને સ્તુતિ કરનાર શ્રાવકે શ્રીઅરિહંતના વદનનો મહિમા કહેવા પૂર્વક માગણી કરી છે કે–હે પ્રભો! આપની સ્તુતિ કરવાના ફલરૂપે મને સિદ્ધિના સુખ મળે, એજ મારી હાર્દિક ભાવના છે ચારે નિકાયના દેવોના સંક્ષિપ્ત સ્વરૂપને જણાવનારો આ પયન્નો છે તેની સરલ પદ્ધતિ થોડા ટાઈમે તત્ત્વ બોધને દેનારી છે આ રીતે આ દેવેન્દ્રસ્તવ પયન્નાનો પરિચય ટૂંકમાં જાણવો

॥ શ્રીદેવેન્દ્રસ્તવ પ્રકીર્ણકનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૧૦ શ્રીમરણ સમાધિ પ્રકીર્ણકનો સંક્ષિપ્ત સાર ॥

અહીં પણ અંત સમયે કરવા લાયક આરાધનાની બીના ૬૬૮ ગાથાઓમાં બહુ જ વિસ્તારથી કહી છે (૧) મરણ વિભક્તિ, (૨) મરણ વિશોધિ, (૩) મરણ સમાધિ, (૪) સંલેખનાશ્રુત, (૫) ભક્ત પરિજ્ઞા, (૬) આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણક, (૭) મહાપ્રત્યાખ્યાન પ્રકીર્ણક, (૮) આરાધના પ્રકીર્ણક આ આઠ શ્રુત ગ્રંથો (શાસ્ત્રો)નો સાર લઇને આ મરણ સમાધિ પ્રકીર્ણકની રચના શ્રીવીરભદ્રગણિએ કરી છે આ આઠ શાસ્ત્રોમાં ચતુ શરણ પ્રકીર્ણક અને સંસ્તારક પ્રકીર્ણકનું નામ કહ્યું નથી, તેથી એમ સંભવે છે કે–કદાચ તે બે પયન્નાની રચના આ મરણ સમાધિની રચના થયા પછી થઇ હોય તથા આઠ શાસ્ત્રોમાં 'મરણ સમાધિ'નું નામ જણાવ્યું છે, તેથી એ વિચાર પ્રકટે છે કે–આરાધનાની હકીકતને જણાવનાર તે પ્રાચીન "મરણ સમાધિ" નામનું શાસ્ત્ર આ પયન્નાના રચનાર શ્રીવીરભદ્રગણિના પાસે હોવું જોઇએ, કે જેના આધારે આ વિદ્યમાન મરણ સમાધિ પ્રકીર્ણકની રચના થઇ છે જન્મ અને મરણની વ્યાપ્તિનો વિચાર કરતા સમજાય છે કે જે જન્મ્યો તે જીવ જરૂર મરણ પામે જ, પણ જે જીવ મરણ પામે તે જરૂર જન્મ પામે જ એવો નિયમ નથી કારણ કે નિર્વાણ પદને પામવું તે પણ એક જાતનું મરણ જ છે ત્યાંથી જન્મ પામવાનો નથી

"तेहिं सह विप्पओगो, जीवाण भण्णए मरणं"

અર્થ:—શરીર બળ વગેરે ત્રણ બળ, પાંચ ઇંદ્રિયો, શ્વાસોચ્છવાસ અને આયુષ્ય આ દશ પ્રાણો છે. એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય ને સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને અનુક્રમે ૪–૬–૭–૮–૯–૧૦ પ્રાણો હોય છે. જીવ આ પ્રાણોથી છૂટો પડે તે મરણ કહેવાય. આ મરણની વ્યાખ્યા જો કે બંનેમાં (મુક્તિમાં જનારા શ્રીતીર્થંકરાદિ મહાપુરૂષોના મરણમાં, અને તે સિવાયના બીજા જીવોના મરણમાં) ઘટે છે. તો પણ શ્રીતીર્થંકરાદિ મહાપુરૂષોના પ્રાણ વિયોગની બાબતમાં મરણ શબ્દ વપરાય નહિ માટે નિર્વાણ વગેરે શ્રેષ્ઠ શબ્દોથી તેમના મરણને સૂચવાય છે. નિર્વાણ પદને પામનારા મહાપુરૂષોને જન્મ ધારણ કરવાનું હોય જ નહિ. આથી સાબીત થયું કે મરણ પામનારા જીવોમાં જન્મ ધારણ કરવાની ભજના હોય છે. આનું તાત્પર્ય એ છે કે મુક્તિમાં જનારા જીવો જન્મ ધારણ કરેજ નહિ, ને તે સિવાયના સંસારી જીવો મરણ પામીને જરૂર જન્મ ધારણ કરેજ. મરણના બે ભેદ છે. ૧ સમાધિ મરણ, ૨ અસમાધિ મરણ. તેમાં જે સમાધિવાળું મરણ તે સમાધિમરણ કહેવાય. અને અસમાધિવાળું મરણ તે અસમાધિમરણ કહેવાય. આ બે મરણમાં સમાધિમરણ શ્રેષ્ઠ ગણાય છે. જે પયન્નામાં સમાધિમરણનો વિધિ કહ્યો છે, અથવા મરણકાલે સમાધિને પમાડનાર વિધિ કહ્યો છે તે મરણ સમાધિ પ્રકીર્ણક કહેવાય. આ પ્રકીર્ણકની ભાષા અને રચના જોતાં કોઈ મહાશ્રુતજ્ઞાની સ્થવિર મહાપુરૂષે આની રચના કરી હોય એમ સંભવ છે. આની અંતે કર્તાનું નામ જણાવ્યું નથી. તેથી આના રચનારનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. અહીં પહેલી ગાથામાં ગ્રંથકારે જણાવ્યું છે કે હું 'મરણવિધિસંગ્રહ' કહીશ " આથી આ પયન્નાનું મુખ્ય નામ 'મરણવિધિસંગ્રહ' કર્તાને ઈષ્ટ હશે એમ જણાય છે. પછી શિષ્યે પૂછયું છે કે–સમાધિવાળું મરણ શી રીતે થાય ? એટલે મરણ કાલે (અંતકાલે, મરવાના ટાઇમે ) આત્માને સમાધિ ભાવમાં રાખવાનો શો ઉપાય ? આ પ્રશ્નનો વિસ્તારથી ઉત્તર દઇને " હું મરણ સમાધિને જાણવા ઇચ્છું છું " આવી શિષ્યની સદ્‌ભાવના ૭ મી ગાથામાં જાહેર કરી છે. પછી ૧૫ મી ગાથામાં આરાધનાના ત્રણ ભેદો અને આરાધક અને વિરાધકનું સ્વરૂપ, તથા ત્યાગ કરવાને લાયક પાંચ સંક્લિષ્ટ ભાવનાઓ ૬૦ મી ગાથા સુધીમાં વિસ્તારથી જણાવી છે. પછી અનુક્રમે મરણના ટાઇમે કરવા લાયક આલોચના વગેરે ૧૪ પ્રકારનો વિધિ અને આચાર્ય ભગવંતના ગુણો, તથા શલ્યને દૂર કરી જ્ઞાનાદિની આરાધના કરવામાં પ્રયત્નશીલ રહેવાનો ઉપદેશ, તેમજ અનશન તપનું લક્ષણ વગેરેનું વર્ણન કર્યું છે. પછી ૧૫ ગાથાઓમાં જ્ઞાનનો મહિમા જણાવીને અનુક્રમે સંલેખના કરવાનો વિધિ, રાગદ્વેષને જીતવાનો ઉપદેશ, પ્રમાદ ઉપધિ આદિને તજવાની બીના અને અંત કાલે આત્માને ખરૂં આલંબન, મમતાદિ દોષોને તજવાનો તથા ભાવ શલ્યને દૂર કરવાનો ઉપદેશ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. પછી પ્રત્યાખ્યાનની અને પંડિત મરણની બીના જણાવીને મહાવ્રતોને સાચવવાનો અને ઉત્તમ અર્થ (મોક્ષની) ની સિદ્ધિનો ઉપદેશ આપ્યો છે. પછી અનુક્રમે અભ્યુદ્યત મરણની બીના, શ્રીજિન વચનનો મહિમા, સંવેગનું તથા પતાકા હરણનું તેમજ નિર્યામક એટલે નિઝામણા કરાવનાર શ્રી આચાર્યાદિનું વર્ણન

કર્યું છે પછી અનુક્રમે ક્ષામણાની બીના અને શરીર આહાર ઉપધિ વગેરેને વોસિરાવવાની બીના તથા સંસ્તારકને ( મરણકાલે સંથારાને ) સ્વીકારવાનો વિધિ, તેમજ અનશન કરનાર જીવને ગુરૂએ ફરમાવેલી હિતશિક્ષાની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી ૧૭ ગાથાઓમા અન્યત્વ ભાવનાનું અને અશુચિ ભાવનાનુ તથા નરકાદિ ચાર ગતિના દુ ખોનુ વર્ણન કરીને સમાધિ મરણથી આરાધક ભાવે આત્મહિતને કરનારા (૧) જિનધર્મ શેઠ, (૨) ચિલાતિપુત્ર, શાલિભદ્રના બનેવી ધન્યકુમાર, શાલિભદ્ર અને યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ ને નકુલ, આ પાચ પાડવો વગેરેના દૃષ્ટાંતો જણાવ્યા છે અંતે (૧) અનિત્ય ભાવના, (૨) અશરણ ભાવના, (૩) સંસાર ભાવના, (૪) એકત્વ ભાવના, (૫) અન્યત્વ ભાવના, (૬) અશુચિ ભાવના, (૭) આશ્રવ ભાવના, (૮) સંવર ભાવના, (૯) નિર્જરા ભાવના, (૧૦) લોક સ્વભાવ ભાવના, (૧૧) બોધિદુર્લભતા ભાવના, (૧૨) ધર્મના સાધક ( કરવા પૂર્વક ઉપદેશક ) શ્રી અરિહંત પ્રભુની ભાવના, ( ધર્મ ભાવના ) આ બાર ભાવનાનું સુંદર સ્વરૂપ કહીને મોક્ષના વાસ્તવિક સ્થિર સ્વાધીન નિર્દોષ સુખનુ વર્ણન કર્યું છે આ રીતે દશમા શ્રી મરણ સમાધિ પ્રકીર્ણકનો ટૂંકામા સાર જણાવ્યો તે ખાસ મનન કરવા લાયક છે તેથી આત્મા જરૂર નિર્મલ બને છે આરાધનાના સ્વરૂપને જણાવનાર પૂર્વે કહેલા તમામ ગ્રંથોમા કહેલી બીના કરતા વધારે બીના વિસ્તારથી અહીં જણાવી છે

**॥ મરણ સમાધિ પ્રકીર્ણકનો ટૂંક સાર પૂરો થયો ॥**

---

**॥ શ્રીમરણસમાધિ પ્રકીર્ણકનો ટૂંક પરિચય ॥**

અહીં શરૂઆતમા મંગલાચરણ અને અભિધેય (કહેવાની બીના) વગેરે કહીને શિષ્યે ગુણવંત આચાર્ય મહારાજને પૂછ્યુ કે–અભ્યુદ્યતમરણનુ સ્વરૂપ શુ ? આ પ્રશ્નનો વિસ્તારથી ઉત્તર દઈને આરાધનાને અનુસરતો ઉપદેશ આપ્યો છે પછી અનુક્રમે જ્ઞાનારાધના, દર્શનારાધના ચારિત્રારાધના આ ત્રણ પ્રકારની આરાધનાનુ ક્રમસર સ્વરૂપ અને ફલ તથા બાલપંડિત મરણનું ને પંડિતમરણાદિનું ફલ, તેમજ પંડિતમરણનુ સ્વરૂપ કહીને પરિકર્મનો વિધિ (અનશન કરવાની પહેલાનો વિધિ) અને પંડિતમરણનો વિધિ, તથા કાદર્પિક ભાવના વગેરે પાચ ભાવનાની બીના, તેમજ સમાધિ પામવાને યોગ્ય (લાયક) જીવોની અને અયોગ્ય જીવોની બીના વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે ધર્મપ્રાપ્તિનુ દુર્લભપણુ, કામભોગનુ તુચ્છપણુ અને વિષય તૃષ્ણાનુ નિંદનીયપણુ, તથા બાલમરણનુ સ્વરૂપ જણાવીને કહ્યુ છે કે– મોહવાસિત મૂઢ જીવો પણ આલોચના કરવાથી આરાધક બને છે આ બીના સ્પષ્ટ સમજાવીને આલોચના, સંલેખના, ક્ષામણાદિની બીના જણાવવાપૂર્વક મરણ વિધિ વિસ્તારથી વર્ણવ્યો છે પછી અનુક્રમે વિનયનુ સ્વરૂપ, ફલ, અને આલોચનાદિથી આત્મશુદ્ધિને

કરનારનું તથા કરાવનારનું સ્વરૂપ, તેમજ કલ્પના ૧૮ ભેદ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. પછી ક્રમસર આલોચક (આલોચના કરનાર જીવ) ના ગુણો ઉપસ્થાપના કરવા લાયક ૧૯ સ્થાનો કહીને જણાવ્યું છે કે–શિષ્યે ગુરૂની પાસે દ્રવ્ય શલ્યને અને [1]ભાવ શલ્યને છંડીને વ્રતાદિમાં અતિચાર જે રીતે લાગ્યો હોય, તે અતિચાર તે રીતે સરલ ભાવે કહેવો જોઈયે. આ બીના કહીને અનુક્રમે આરાધકનું ને વિરાધકનું લક્ષણ આલોચના કરવાનો વિધિ અને તેનું ફલ સ્પષ્ટ જણાવીને કહ્યું છે કે કોઈને શરીરમાં શસ્ત્રાદિનો ઘા લાગવાથી જે દુઃખ થાય તેનાથી બહુ વધારે દુઃખ મનમાં શલ્ય રાખવાના પાપે ભોગવવું પડે છે. અને ભવાંતરમાં શ્રીજિન ધર્મની પ્રાપ્તિ દુર્લભ થાય છે. એટલે શલ્યનો ત્યાગ કરવાથી સુલભ બોધિપણું, ને શલ્ય રાખવાથી દુર્લભ બોધિપણું થાય છે. તથા સંસારમાં ઘણો કાલ ભટકવું પડે છે. આ બીના સ્પષ્ટ જણાવીને અનુક્રમે શલ્યના માયા શલ્ય, નિયાણ શલ્ય, મિથ્યાત્વ શલ્યરૂપ ત્રણ ભેદો, અજાણતાં લાગેલા દોષોને ખમાવવાનો વિધિ, અને આલોચના કરવાના પ્રસંગે તજવા લાયક ૧૦ દોષો, તથા પ્રાયશ્ચિત્ત દેવાનો ને લેવાનો વિધિ વગેરે હકીકત સ્પષ્ટ જણાવી છે. પછી અનુક્રમે તપના ૧૨ ભેદો, સ્વાધ્યાયની પ્રશંસા, અને શ્રુત યોગનું ફલ, તથા સમ્યક્ત્વની ને ચારિત્રની પ્રશંસા, પ્રાયશ્ચિત્તાદિથી થતી આત્માની નિર્મલતા, તેમજ ઉપધિ વગેરેને વોસિરાવવાની (દેહ ઉપધિ આહાર એ ત્રણની ઉપર રહેલી મારાપણાની ભાવનાને તજવાની) બીના સ્પષ્ટ સમજાવી છે. પછી તપ કરવાની સૂચના, પરિકર્મનો વિધિ, અને શબ્દાદિ વિષયોને તજવાની હકીકત, તથા સંલેખનાનું સ્વરૂપ અનુક્રમે સમજાવ્યું છે. પછી ઉપદેશ રૂપે ફરમાવ્યું છે કે વિષય કષાયનો ત્યાગ કરીને આઠ પ્રવચન માતાની આરાધના કરવી, અને રાગાદિ દોષોને ભયંકર દુઃખ દેનારા સમજીને જરૂર તજવા જોઈયે. નિયાણું કરવું નહીં. આ અવસરે સૂચના કરી છે કે શ્રીઆતુર પ્રત્યાખ્યાન નામના પ્રકીર્ણકની તમામ બીના અહીં સમજી લેવી. પછી અનુક્રમે મરણકાલે અશાતા વેદનીય જન્ય વેદના ભોગવવાના સમયે ધૈર્ય રાખી સમતા ભાવે સહન કરવાની સૂચના, અભ્યુદ્યત મરણનું સ્વરૂપ, અને આરાધનાનો વિધિ કહીને જઘન્ય આરાધનાનું અને મધ્યમ આરાધનાનું તથા ઉત્કૃષ્ટ આરાધનાનું ફળ જણાવ્યું છે. પછી કહ્યું છે કે ધીર પુરૂષ વગેરે મરણ પામે છે, ને અધીર પુરૂષ વગેરે પણ મરણ પામે છે. બેમાં ધીર પુરૂષાદિનું મરણ શ્રેષ્ઠ કહ્યું છે. તથા સુવિહિત મુનિ વગેરે સમાધિ ભાવે કાલધર્મ પામીને મોક્ષે જાય છે અથવા મહર્દ્ધિક વૈમાનિકપણું વગેરે શ્રેષ્ઠ દેવપણું પામે છે પછી અનુક્રમે અનશન કરનારના ને તેને નિઝામણા કરાવનારના ગુણો ને શ્રી આચાર્યાદિને ખમાવવાનો વિધિ, તથા અનશન કરનાર મુનિ આદિનું સ્વરૂપ તેમજ ચારે આહારનું પ્રત્યાખ્યાન કરવાનો વિધિ વગેરે હકીકત સ્પષ્ટ સમજાવી છે. ત્યાર બાદ નિઝામણા કરાવવાનો વિધિ

---

૧ આ પ્રસંગને અનુસરતું શ્રી સુસઢમુનિનું ચરિત્ર યથાર્થ બોધ દેનારૂં છે, મેં તે સંસ્કૃતગદ્યમાં રચ્યુ છે તે સ્પષ્ટાર્થ સાથે છપાયું છે.

અને પ્રમાદ વગેરેને તજવાની ને ક્ષમાદિ ગુણોને ધારણ કરવાની હિતશિક્ષા તથા ચારે ગતિના સુખ દુખની બીના તેમજ જન્મ મરણને ગર્ભાવાસના દુખની વૈરાગ્યજનક બીના વિસ્તારથી જણાવી છે પછી ગર્ભનું અશુચિપણું, ત્યા વૈમાનિક દેવની પણ ઉત્પત્તિ અને નારક મનુષ્ય તિર્યંચના દુખો વર્ણવીને કહ્યુ છે કે મમતાનો સર્વથા ત્યાગ કરવો આ અવસરે આરાધક જીવનુ લક્ષણ જણાવીને હિતશિક્ષા ફરમાવી છે કે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ને રાગદ્વેષાદિનો ત્યાગ કરીને મરણ કાલની વેદના સહન કરવી જોઇએ આ રીતે મરણ કાલે સમાધિ ભાવે રહી આત્મહિતને કરનાર જીવોના દષ્ટાતો જણાવતા સનત્કુમાર રાજર્ષિ, ગજસુકુમાલ, અવતી સુકુમાલ, ચદ્રાવતસક રાજા, દમદત રાજર્ષિ, સુકોશલ મુનિ, વજ્ર સ્વામી, ઢઢણ ઋષિ, આષાઢભૂતિ મુનિ વગેરેના નામો કહ્યા છે પછી અનુક્રમે પાદપોપગમન નામના અનશનનો વિધિ અને ઇગિની મરણનો વિધિ, તથા બાર ભાવનાનુ સ્વરૂપ, તેમજ મનુષ્ય જાતિની વિચિત્રતા વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે અતે હિતશિક્ષા ફરમાવી છે કે મનુષ્યપણુ, જિન વચનનુ શ્રવણ વગેરે વારવાર મળવા દુર્લભ છે, એમ સમજીને મોક્ષમાર્ગની આરાધના કરી સિદ્ધિના સુખ પામવા માતા, સ્ત્રી વગેરેમાના કોઈ પણ મરણ કાલે દુખને ભોગવતા જીવને દુખથી બચાવી શકતા નથી, તેમજ તે દુખને શાત પણ કરી શકતા નથી દુખના સમયમા એક જિનધર્મનો જ ખરો આશરો છે એમ ચોક્કસ સમજવુ પછી કર્તાએ જિન મતનો મહિમા જણાવીને શ્રી મરણ સમાધિ પ્રકીર્ણક પૂરો કર્યો છે

॥ શ્રી મરણ સમાધિ પ્રકીર્ણકનો ટૂંક પરિચય પૂરો થયો ॥

૪૫ આગમોમા જે દશ પયન્નાઓ ગણ્યા છે તે બધા પયન્નાઓનો સાર કહેવા પૂર્વક સક્ષિપ્ત પરિચય જણાવ્યો બીજા ઐતિહાસિક ગ્રથોમા અગચૂલિકા વગેરે પચ્ચીશ પયન્નાઓના નામ કહ્યા છે તે આ પ્રમાણે જાણવા-(૧) અગચૂલિકા, (૨) અગવિદ્યા, (૩) અજીવકલ્પ, (૪) આતુરપ્રત્યાખ્યાન, (૫) આરાધનાપતાકા, (૬) ઋષિભાષિત, (૭) કવચદ્વાર, (૮) ચતુ શરણ, (૯) ચદ્રાવેધ્યક, (૧૦) જબૂસ્વામિઅધ્યયન, (૧૧) જીવવિભક્તિ, (૧૨) જ્યોતિષ્કરડક, (૧૩) યોનિપ્રાભૃત, (૧૪) તીર્થોદ્દગાલિ(રિ)ક, (૧૫) તિથિપ્રકીર્ણક, (૧૬) દ્વીપ સાગરપ્રજ્ઞપ્તિ, (૧૭) પર્યતારાધના, (૧૮) પિંડવિશોધિ, (૧૯) વર્ગચૂલિકા, (૨૦) વઙ્ગચૂલિકાસૂત્ર, (૨૧) વ્યાખ્યાચૂલિકા, (૨૨) વીરસ્તવ, (૨૩) સસક્તનિર્યુક્તિ, (૨૪) સારાવલીપ્રકીર્ણક, (૨૫) સિદ્ધપ્રાભત (સિદ્ધપાહુડ)

॥ શ્રીઅગચૂલિકા વગેરેનો પરિચય ટૂંકામા આ પ્રમાણે જાણવો ॥

૧ અગચૂલિકા—અગોની જે ચૂલિકા, તે અગચૂલિકા કહેવાય એટલે શ્રીઆચારાગ વગેરે અગોમા કહેલી સક્ષિપ્ત બીના અહી વિસ્તારથી સમજાવી છે હાલના

ગ્રંથોમાં જેમ પરિશિષ્ટ વગેરે નામવાળા એક જાતના (ગ્રંથના) છેલ્લા વિભાગમાં તે તે ગ્રંથમાં કહેલી ટૂંક બીના અને નહિ કહેલી બીના વિસ્તારથી સમજાવાય છે, તેમ જે શાસ્ત્રની જે ચૂલિકા હોય, તેમાં કહેલી અને નહિ કહેલી બીના તે ચૂલિકામાં વિસ્તારથી જણાવાય છે. માટે કહ્યું છે કે "विवक्षितागमोक्तानुक्तार्थग्राहिका चूलिका" એમ શ્રી અભયદેવસૂરિ મહારાજે પણ શ્રીસ્થાનાંગસૂત્રની ટીકા (અધ્ય૦ ૧૦ મું, સૂ૦ ૭૫૫, પાનું ૫૧૩) માં—'શ્રીવ્યવહારસૂત્ર (છેદસૂત્ર વિશેષ) ના ૧૦મા ઉદ્દેશાના ભાષ્યની ૧૦૭મી ગાથાના આધારે આની વ્યાખ્યા જણાવતાં કહ્યું છે. પણ શ્રીમલયગિરિજી મહારાજ તે વ્યવહાર ભાષ્યની ૧૦૭ મી ગાથાની ટીકામાં જણાવે છે કે શ્રીઉપાસક દશાંગ સૂત્ર વગેરે પાંચ અંગોની જે ચૂલિકા તે અંગ ચૂલિકા કહેવાય, શ્રીસ્થાનાંગ અને નંદીસૂત્રાદિમાં જણાવેલી આ અંગચૂલિકાની શરૂઆતમાં 'अंगचूलिया' શબ્દની વ્યાખ્યા કહી છે. પછી મુનિવરોના વિનયાદિ ધર્મનું પ્રાકૃત ગદ્યમાં વિસ્તારથી વર્ણન કર્યું છે. તેમાં શ્રીનંદીસૂત્રના અને શ્રીઅનુયોગદ્વાર સૂત્રનાં નામ કહ્યાં છે. તેના આધારે જણાય છે કે આ બે સૂત્રોની (શ્રીઅનુયોગદ્વાર સૂત્રની અને શ્રીનંદીસૂત્રની) રચના થયા પછી જ આ અંગચૂલિકાની રચના થઈ હોય. વ્યાજબી જ છે કે જે સૂત્રોની રચના જેની પહેલાં થઇ હોય, તેમાં તે સૂત્રોનાં નામ આવી શકે. સંભવ છે કે, ઈસ્વી સન પાંચમા સૈકા લગભગ આની રચના થઈ હોય, એમ ઐતિહાસિક ગ્રંથોમાં કહ્યું છે. આ સૂત્રની અંતે સૂચના કરી છે કે, અહીં જે બીના કહી નથી, તે બધી બીના વંકચૂલિકા સૂત્રમાંથી જાણી લેવી. હાલ આની એક હાથપોથી ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિરમાં હયાત છે. કોઇ મુનિવરે કરેલો આ સૂત્રનો સ્તબકાર્થ (ગુજરાતી ટબો) પણ છે. પણ તે છપાયો નથી.

૨ **અંગવિદ્યા**—અંગ સ્ફુરણ (શરીરમાંના આંખ વગેરે અંગોનું ફરકવું)) વગેરે હકીકતને જણાવનારૂં જે શાસ્ત્ર તે અંગવિદ્યા કહેવાય. ટૂંકામાં એમ પણ કહી શકાય કે—હાથ વગેરે અંગોના સ્વરૂપને જણાવનારી વિદ્યાને મેળવવાના સાધનભૂત જે શાસ્ત્ર, તે અંગવિદ્યા કહેવાય અહીં વિદ્યા શબ્દનો અર્થ જ્ઞાન અથવા બોધ થાય છે. આની ગદ્ય પદ્ય પ્રાકૃત રચના છે, અને આનું ૯૦૦૦ શ્લોક જેટલું પ્રમાણ છે. શ્રીવીરસૂરિએ સામુદ્રિક શાસ્ત્રની બીનાને જણાવનારા આ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, એમ શ્રીસિંધી જૈન ગ્રંથમાલા તરફથી છપાયેલ શ્રીપ્રભાવક ચરિત્રના ૧૨૮મા પૃષ્ઠમાં કહેલા શ્રીવીરસૂરિ ચરિત્રમાં કહ્યું છે. તથા શ્રીજૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (૨૦૭મા પૃષ્ઠ) વગેરે ઐતિહાસિક ગ્રંથોમાં જણાવ્યું છે કે શ્રીઉત્તરાધ્યયન સૂત્રની પાય ટીકા (પાઇય ટીકા; પ્રાકૃત બહુલ ટીકા)ના બનાવનાર શ્રીવાદિવેતાલ શાંતિસૂરીશ્વર મહારાજે 'અંગવિદ્યા' નામનો ગ્રંથ બનાવ્યો. (ઉદ્ધર્યો). સંભવ છે કે તેની રચના આ પ્રાચીન અંગવિદ્યાના આધારે કરી હોય તથા દષ્ટિવાદના પૂર્વમાંથી આ પ્રચીન અંગવિદ્યાનો ઉદ્ધાર થયો હોય.

૩ અજીવકલ્પ—આની ૪૫ ગાથાઓ છે તેમા જણાવ્યું છે કે–મુનિએ આહાર, ઉપધિ વગેરેમાં જેથી દોષ લાગે તેવા કારણો સમજીને નિર્દોષ આહાર ઉપધિ વગેરે વ્હોરવા જોઈએ. અહી જણાવેલા ઉપઘાત શબ્દનો અર્થ અતિક્રમાદિ દોષ થાય છે તેથી જેમા ઉપઘાત લાગવાનો સભવ ન જણાતો હોય, તેવા આહાર, ઉપધિ, ઉપાશ્રય, શય્યા, દડ, અવલેખનિકા (જેનાથી પગ વગેરેને ચોટેલી ધૂળ દૂર કરાય, તે 'અવલેખનિકા' કહેવાય) વગેરે અજીવ પદાર્થોને વ્હોરવાનો (લેવાનો, ગ્રહણ કરવાનો) કલ્પ એટલે વિધિ કહ્યો છે, તે અજીવકલ્પ કહેવાય અહી મિશ્રકલ્પ વગેરેની પણ હકીકત સમજાવી છે

૪ આતુર પ્રત્યાખ્યાન—અહી પચ પરમેષ્ઠિના ગુણોની સ્તવના કરીને ૧૮ પાપ સ્થાનાદિને ત્યાગ કરવાની અને ચાર શરણાનો સ્વીકાર કરવાની વગેરે બીના લગભગ ૨૮ ગાથાઓમા જણાવી છે દશ પયન્નાઓમા જણાવેલા મોટા આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણકનો સાર ટૂકામા જણાવ્યો છે તેથી ત્યાની જે ૨૭મી ગાથા તેજ આની અતે જણાવી છે

૫ આરાધના પતાકા—જેમા આરાધના રૂપી વિજય ફરકાવવાનો વિધિ કહ્યો છે તે "આરાધના પતાકા" કહેવાય આની ૯૯૦ પ્રાકૃત ગાથાઓ છે તેમા ૯૮૩મી ગાથામા કહેલા 'वीरभद्द' શબ્દથી જણાય છે કે આના રચનારા શ્રીવીરભદ્રગણી છે અહી ભકત પરિજ્ઞાદિની જેમ અતિમ આરાધનાની બીના જણાવી છે

૬ ઋષિભાષિત—જે અધ્યયનોમા ઋષિ એટલે પ્રત્યેક બુદ્ધ મહાપુરુષોના ભાષિત એટલે વચનો કહ્યા છે, તે અધ્યયનો 'ऋषिभाषितानि' ઋષિભાષિત કહેવાય આ અધ્યયનોમા ઘણી ઉપમાઓનુ વર્ણન કર્યું છે અહી ઘણા અધ્યયનો પદ્યમા (શ્લોકબદ્ધ) છે આ સૂત્રમા ૪૫ અધ્યયનો કહ્યા છે તેની ગણત્રી આ પ્રમાણે જાણવી–૨૦ અધ્યયનો નારદ વગેરેની બીનાને જણાવે છે તે નારદ વગેરે પ્રત્યેક બુદ્ધો શ્રીનેમિનાથના તીર્થમા થયા છે એમ સમજવુ પછી શ્રીપાર્શ્વનાથના તીર્થમા થયેલા ૧૫ પ્રત્યેક બુદ્ધો, અને શ્રીમહાવીર સ્વામીના તીર્થમા થયેલા ૧૦ પ્રત્યેક બુદ્ધો, એમ ૨૫ અને શરૂઆતમા કહેલા ૨૦ પ્રત્યેક બુદ્ધો મળી ૪૫ પ્રત્યેક બુદ્ધોનો ઉપદેશ આ ૪૫ અધ્યયનોમા વર્ણવ્યો છે અને દેવલોકમાથી ચ્યવીને મનુષ્યલોકમા જન્મ પામેલા ૪૪ પ્રત્યેક બુદ્ધોના ૪૪ અધ્યયનો 'ઋષિભાષિત' નામથી ઓળખાય છે એમ શ્રી સમવાયાગસૂત્રમા કહ્યુ છે જો કે પ્રશ્ન વ્યાકરણના એક અધ્યયનનુ નામ 'ऋषिभाषित' છે પણ તેને આ ૪૪ કે ૪૫ અધ્યયનોના સમુદાયરૂપ ઋષિભાષિતોની સાથે સબધ નથી તે અધ્યયન પણ વિચ્છેદ પામ્યું છે શ્રીભદ્રબાહુ સ્વામીજીએ શ્રીઆચારાગાદિ ૧૦ સૂત્રોની નિર્યુક્તિઓ બનાવી છે, તેમા આ ઋષિભાષિત સૂત્રનુ પણ નામ આવે છે

૭ કવચદ્વાર—આના ૧૨૯ શ્લોકો છે શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે રચેલા શ્રી જિતકલ્પભાષ્યની ૪૭૬ મી ગાથાથી ૪૯૦ મી ગાથા સુધીની ૧૫ ગાથાઓમા જણાવેલુ કવચદ્વાર અને આ કવચદ્વારપ્રકીર્ણક બન્ને એક નથી, પણ જૂદા જૂદા સમજવા

૮ ચતુઃશરણ—અહીં શ્રીઅરિહંત વગેરે શરણાં સ્વીકારવાની મુખ્ય બીના કહી છે. દશ પયન્નાઓમાં જણાવેલા ચતુઃશરણ પયન્નાથી આ પયન્નો અલગ છે એમ સમજવું.

૯ ચંદ્રાવેધ્યકપ્રકીર્ણક—આનું બીજું નામ 'ચંદ્રકવેધ્ય' પણ છે. ચંદ્ર અથવા ચંદ્રક શબ્દનો અર્થ ડાબી આંખની કીકી થાય છે. તેને વીંધવાનું દૃષ્ટાંત દઇને જેમાં અંત સમયની આરાધનાનું વર્ણન કર્યું છે તે "चंद्रावेध्यकप्रकीर्णक" કહેવાય. એક ઉંચા સ્તંભની ઉપરના ભાગમાં પુતળી ગોઠવીને તેની (સ્તંભની) પાસે રહેલા તેલથી ભરેલા તાવડામાં નીચી નજર રાખી (તાવડામાં પડેલા પુતળીના બિંબ તરફ જોઇને) જે સ્તંભની ઉપર રહેલી પુતળીની ડાબી આંખની કીકીને બાણ મારીને વીંધવી, તે રાધાવેધ કહેવાય. આ કાર્ય જેમ બહુજ મુશ્કેલી ભરેલું છે, અને તેને કરનારા એટલે રાધાવેધને સાધનારા જીવો બહુજ વિરલા હોય છે, તેમ અંત સમયે મનને સ્થિર રાખી આત્માને સંપૂર્ણ સમાધિમાં રાખી ઉત્કૃષ્ટ સાત્ત્વિકી આરાધના કરવી, તે કાર્ય પણ બહુજ મુશ્કેલી ભરેલું છે. અને તે કાર્યને સાધનારા જીવો પણ વિરલાજ હોય છે. આની ૧૭૪ ગાથાઓ છે. પાટણ-કેસરબાઈ જ્ઞાનમંદિર તરફથી આ પ્રકીર્ણક સંસ્કૃત છાયા સાથે છપાયો છે. તેમાં આર્યા વૃત્તમાં ૧૭૫ ગાથાઓ છે. અહીં (૧) વિનયનું સ્વરૂપ, (૨) શ્રીઆચાર્યના ગુણો, (૩) શિષ્યના ગુણો, (૪) વિનય સહિત નિગ્રહ એટલે ઇંદ્રિયદમનાદિ સ્વરૂપ, ચારિત્રને સાધનારા જીવના ગુણો, (૫) જ્ઞાનના ગુણો (સ્વરૂપ ફલ વગેરે) (૬) ચારિત્રના ગુણો એટલે તેની (ચારિત્રની) આરાધના કરવાથી થતા ફાયદાઓ (લાભ) (૭) સમાધિમરણના ગુણો. (આરાધના વગેરે) આ સાત પદાર્થોનું સ્વરૂપ ટૂંકામાં સરલ પદ્ધતિએ જણાવ્યું છે. તથા છાપેલી પ્રતમાં આના બનાવનાર 'પૂર્વાચાર્ય' કહ્યા છે.

૧૦ જંબૂસ્વામી અધ્યયન—આના ૨૧ ઉદ્દેશાઓ છે. તેમાં ચરમ કેવલી શ્રી જંબૂસ્વામીજીના પંચ ભવોની હકીકત કહી છે. બીજા (ઐતિહાસિક) ગ્રંથોમાં આના જંબૂદૃષ્ટાંત, જંબૂસ્વામી કથાનક ને જંબૂચરિત્ર નામો કહ્યા છે. ઉપાધ્યાય શ્રીપદ્મસુંદર ગણિએ આનો બાલાવબોધ (ટબો) કર્યો છે.

૧૧ જીવવિભક્તિ—અહીં જીવોના ભેદ વગરે ૨૫ ગાથાઓમાં જણાવ્યા છે. આની રચના કરનાર શ્રીજિનચંદ્ર છે. એમ જૈન ગ્રંથાવલીના ૬૬–૬૭ મા પૃષ્ઠમાં કહ્યું છે.

જ્યોતિષ્કરંડક—જેમ ઉપાંગોમાં સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ આ ત્રણ પ્રજ્ઞપ્તિઓ ખગોળની એટલે આકાશમાં ગતિ કરતા ચંદ્રાદિની બીનાને જણાવે છે, તેમ પ્રકીર્ણકોમાં ખગોળવિદ્યાનો આ અપૂર્વ ગ્રંથ છે. દશ પયન્નામાં કહેલા ગણિવિદ્યા પ્રકીર્ણકમાં તો ખાસ જરૂરી જ્યોતિષની બીના ટૂંકામાં કહી છે. તેથી તે પણ ખગોળ

વિધાનોજ ગ્રંથ કહેવાય સૂર્યપ્રજ્ઞપ્તિના જ આધારે આ જ્યોતિષ્કરંડકની રચના થઈ છે એમ આ પ્રકીર્ણકના રચનાર ( જેમનું નામ જાણવામાં નથી આવ્યું એવા ) મહાજ્ઞાની સ્થવિર ભગવંતે શરૂઆતમાં જણાવ્યું છે સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રનું ખરૂં રહસ્ય સમજવામાં ભવિષ્યના જીવોને બહુજ મુશ્કેલી પડશે, એમ વિચારીને તેમણે બીજી પણ જરૂરી બીનાનો વધારો કરી આર્યા છંદમાં આ જ્યોતિષ કરંડક પ્રકીર્ણકની રચના કરી છે ઘણા શાસ્ત્રોમાં જેની અંતે પિટક, કરંડક, કે મંજૂષા શબ્દ હોય એવા ગણિપિટક, કરંડક, રત્ન, મંજૂષા વગેરે શબ્દો આવે છે અને તેની શરૂઆતમાં પણ રત્ન, કૂલ, વગેરે ઉત્તમ શબ્દોની યોજના થયેલી હોવાથી સમજવાનું મળે છે કે–જેમ કરંડક (કરંડીયા) વગેરે આધાર ભૂત પદાર્થોમાં રત્ન વિગેરે ઉત્તમ પદાર્થો ભરવામાં આવે છે, તેમ આ પ્રકીર્ણક રૂપી કરંડિયામાં વિવિધ પ્રકારની જ્યોતિષની હકીકતો રૂપી રત્નાદિ પદાર્થો ભરેલા છે માટે જ આનું શાસ્ત્રકારે 'જ્યોતિષ્કરંડક' નામ પાડ્યું છે, તે યથાર્થજ એટલે અર્થને અનુસરતું નામ છે ટૂંકામાં એમ પણ કહી શકાય કે–જ્યોતિષની (સંવત્સર નક્ષત્રાદિની) જુદી જુદી હકીકતો રૂપી રત્નોથી ભરેલો જે કરંડિયો, તે જ્યોતિષ્કરંડક કહેવાય એજ પ્રમાણે ગણિપિટકની અને રત્નમંજૂષાની પણ વ્યાખ્યા સમજવાની છે એટલે ભાવાચાર્યના વિવિધ પ્રકારના શ્રુતજ્ઞાનાદિનો જે દાબડો તે ગણિપિટક કહેવાય રત્નોની જે પેટી તે રત્નમંજૂષા કહેવાય આ રીતે જ્યોતિષ્કરંડક નામને ઉદ્દેશીને ખાસ જરૂરી બીના જણાવીને આ પ્રકીર્ણકના દરેક અધિકારને પ્રાભૃત શબ્દથી ઓળખાવ્યો છે તેવા ૨૧ પ્રાભૃતોમાંના દરેક પ્રાભૃતમાં કહેલી બીના ટૂંકામાં કહું છું તે અનુક્રમે આ પ્રમાણે જાણવી–૧ પહેલા પ્રાભૃતમાં કાળનું માપ કરવાની બીના જણાવી છે, (૨) બીજા પ્રાભૃતમાં સંવત્સરના પાંચ ભેદો, તે દરેક સંવત્સરના દિવસાદિનું પ્રમાણ વગેરે બીના જણાવી છે (૩) ત્રીજા પ્રાભૃતમાં અધિક મહિનાનું વર્ણન કર્યું છે (૪) ચોથા પ્રાભૃતમાં પર્વ તિથિનું વર્ણન કર્યું છે, (૫) પાંચમા પ્રાભૃતમાં અવમરાત્ર એટલે ક્ષયતિથિનું વર્ણન કર્યું છે (૬) છઠ્ઠા પ્રાભૃતમાં નક્ષત્રોના પરિણામાદિની બીના કહી છે, (૭) સાતમા પ્રાભૃતમાં ચંદ્રની ને સૂર્યની સંખ્યા વગેરે પદાર્થોનું સ્વરૂપ કહ્યું છે, (૮) આઠમા પ્રાભૃતમાં ચંદ્રની ગતિનું, સૂર્યની ગતિનું તથા નક્ષત્રોની ગતિનું સ્વરૂપ સમજાવ્યું છે (૯) નવમા પ્રાભૃતમાં ચંદ્રાદિની સાથે નક્ષત્રોના થતા યોગની બીના એટલે ચંદ્રની સાથે કે સૂર્યની સાથે કયા નક્ષત્રોનો યોગ કેટલો ટાઇમ રહે ? આ પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી સમજાવ્યો છે (૧૦) દશમા પ્રાભૃતમાં જંબૂદ્વીપમાં સૂર્યના માંડલા કેટલા છે ને ચંદ્રના માંડલા કેટલા છે ? આ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે (૧૧) અગીઆરમા પ્રાભૃતમાં ૬ માસના પ્રમાણવાલા ઉત્તરાયણાદિની બીના કહી છે (૧૨) બારમા પ્રાભૃતમાં આવૃત્તિ વગેરેની હકીકત કહી છે (૧૩) તેરમા પ્રાભૃતમાં એક મુહૂર્ત્તમાં દરેક મંડલ ( માંડલા ) માં ચંદ્ર સૂર્ય કે નક્ષત્ર કેટલી ગતિ કરે ? ( કેટલું ચાલે ? ) આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર જણાવ્યો છે (૧૪) ચૌદમા પ્રાભૃતમાં વર્ષાઋતુ વગેરે ૬ ઋતુઓનું વર્ણન કર્યું છે (૧૫) પંદરમા પ્રાભૃતમાં વિષુવોનું વર્ણન કર્યું છે (૧૬) સોલમા પ્રાભૃતમાં વ્યતિપાતાદિનું વર્ણન કર્યું છે (૧૭)

સત્તરમા પ્રાભૃતમાં સૂર્યના તાપ ક્ષેત્રાદિની હકીકત જણાવી છે. (૧૮) અઢારમા પ્રાભૃતમાં દિવસ કયારે વધે (મોટો થાય)? ને કયારે ઘટે (નાનો થાય)? આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે. (૨૦) વીશમા પ્રાભૃતમાં પ્રનષ્ટ પર્વનું સ્વરૂપ સમજાવ્યું છે. (૨૧) એકવીશમા પ્રાભૃતમાં પૌરૂષીનું પ્રમાણ વગેરે બીના વર્ણવી છે. આ મૂલ ગ્રંથ પણ સમજવામાં કઠીન છે, એમ સમજીને નિર્વાણ કલિકાદિ ગ્રંથોના બનાવનાર શ્રીપાદલિપ્તસૂરિ મહારાજે જૈન મહારાષ્ટ્રીય ભાષામાં વૃત્તિ રચી હતી. તેમાંના કેટલાક અવતરણો શ્રીમલયગિરિ મહારાજે રચેલી ટીકામાં મળી શકે છે. તે ઉપરથી જણાય છે કે–શ્રીપાદલિપ્તસૂરિજીકૃત ટીકા વગેરેના આધારે શ્રીમલયગિરિ મહારાજે ટીકા બનાવી હોય એમ સંભવ છે. આ શ્રીમલયગિરિ વિરચિત ટીકા છપાઇ છે, ને તે આ જ્યોતિષ્કરંડકની બીના સમજવામાં બહુજ મદદ કરે છે. કારણ કે તેમાં સરલ શબ્દોની રચના છે. ને ટીકાકારની પદાર્થતત્ત્વને નિરૂપણ કરવાની (કહીને સમજાવવાની) શૈલી પણ બહુજ સરલ છે. જેમ જીવસમાસ વાલભી વાચનાને અનુસરતું આગમ ગણાય છે, તેમ આ જ્યોતિષ્કરંડક પ્રકીર્ણક પણ તેવુંજ છે, એટલે તે પણ વાલભી વાચનમાં ગણાય છે. એ વાચનાઓ વધારે સુપ્રસિદ્ધ છે, તેથી તેનું વર્ણન મગધસંઘ (પાટલિપુત્ર પરિષદ્) ની બીના સાથે ટૂંકામાં આ પ્રમાણે જાણવું.

## ॥ મગધસંઘ–માથુરીવાચના–વલભીવાચના ॥

પ્રભુશ્રી મહાવીરદેવના નિર્વાણથી લગભગ એકસો વર્ષો વીત્યા બાદ બીજા સૈકામાં નંદરાજાના રાજ્ય કાલે મગધ દેશમાં લાગલાગટ બાર વર્ષ સુધી ભયંકર દુકાળ પડયો. તે ટાઇમે સંઘનો નિર્વાહ થવામાં આકરી મુશ્કેલી આવી પડી, તેથી મુનિવરોએ મોંઢે રાખેલા શ્રીજિનાગમોનો પણ તેમને થતા વિસ્મરણાદિ કારણોથી હ્રાસ થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. આ કારણથી જ્યારે દુકાળ દૂર થતાં સુકાળ થયો; તે અવસરે પાટલિપુત્ર (પટણા) માં શ્રી સંઘ ભેગો થયો, ને જે મુનિવરાદિને જેટલું જેટલું શ્રુતજ્ઞાન યાદ હતું તે બધું ક્રમસર એકઠું કરી અગીયાર અંગોની સંકલના [1]કરી આનું નામ મગધસંઘ સંમેલન અથવા પાટિલપુત્ર પરિષદ્ કહેવાય છે. આ રીતે જોકે ૧૧ અંગો સંધાયા, પણ બારમા દૃષ્ટિવાદને સાંધવામાં મુશ્કેલી પડી. આ વખતે શ્રીસંઘને વિચાર કરતાં જણાયું કે–નેપાલ દેશમાં ચૌદ પૂર્વોના

---

૧ આ હકીકત શ્રીહરિભદ્રસૂરિ મહારાજે બનાવેલા ઉપદેશ પદના ત્રણ ગાથાના આધારે કહી છે. તેનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો–આ વખતે બાર વર્ષસુધી દુકાલ પડયો, તેથી સર્વ મુનિ સમુદાય સમુદ્રના કાંઠે રહેલા પ્રદેશોમાં વિચરવા લાગ્યો. જ્યારે દુકાલ મટી સુકાલ થયો ત્યારે તે મુનિ સમુદાય ફરીને પાટલિપુત્રમાં આવ્યો, એટલે શ્રીસંઘને શ્રુતજ્ઞાનની આવી ચિંતા થઇ કે–" કોની પાસે કેટલું અર્થરૂપ શ્રુતજ્ઞાન છે.? આથી તેણે જેને જે આગમોના ઉદ્દેશા અધ્યયન વગેરે યાદ હતા, તે બધાં, ક્રમસર એકઠાં કરી ૧૧ અંગો સ્થાપિત કર્યાં. આ બીના શ્રીપરિશિષ્ટ પર્વ, ઋષિમંડલ પ્રકરણ વૃત્તિ, ભરતેશ્વરબાહુબલિ વૃત્તિ વગેરે ગ્રંથોમાં પણ જણાવી છે.

જાણકાર શ્રીભદ્રબાહુ સ્વામી મહારાજ[1] મહાપ્રાણાયામ ધ્યાનને સાધી રહ્યા છે, તેથી તેણે તેમની પાસે શ્રીસ્થૂલભદ્રજી[2] આદિ સાધુઓને પૂર્વો ભણવા માટે મોકલ્યા તેમાં શ્રીસ્થૂલિભદ્રજી એ ઉત્પાદ પૂર્વાદિ ૧૦ પૂર્વો અર્થ સાથે, ને છેલ્લા ચાર પૂર્વો (અર્થ વિના) મૂળમાત્ર ભણ્યા આ અવસરે શ્રીસ્થૂલિભદ્રજી મહારાજના પૂર્વાવસ્થાના (સંસારીપણાના) બ્હેન યક્ષાસાધ્વી દ્વારા મળેલા (૧) ભાવના અધ્યયન, (૨) વિમુક્તિ અધ્યયન, (૩) રતિકલ્પ અધ્યયન, (૪) વિવિક્તચર્યા અધ્યયનોમાના શરૂઆતના બે અધ્યયનો શ્રીઆચારાંગની ચૂલિકા તરીકે સ્થાપ્યા, ને છેવટના બે અધ્યયનો શ્રીદશવૈકાલિકસૂત્રની ચૂલિકા તરીકે સ્થાપિત કર્યા છેલ્લા ચૌદપૂર્વી શ્રીસ્થૂલિભદ્રજી વી૦ નિ૦ સં૦ ૨૧૯ મા સ્વર્ગે ગયા આ રીતે પરિશિષ્ટ પર્વના નવમા સર્ગમા જણાવેલી બીના ધ્યાનમા લેતા સમજવાનુ મળે છે કે શ્રી વી૦ નિ૦ સં૦ ના બીજા સૈકાથીજ શ્રુતજ્ઞાનનો જે હ્રાસ (ઘટાડો) થવા માડ્યો હતો, મગધસંઘે તે શ્રુતજ્ઞાનને (૧૧ અંગોને) સંઘટિત (વ્યવસ્થિત) કર્યું કાલક્રમે તેવા પ્રસંગો (શ્રુતજ્ઞાનને ઘટવાના પ્રસંગો) વધુ ઉપસ્થિત થવા લાગ્યા તેમા પૂરાવો એ પણ છે કે—વી૦ સં૦ ૨૯૧ મા સંપ્રતિ રાજાના રાજ્યકાલે શ્રીઆર્યસુહસ્તિ સૂરિના સમયમા બારવર્ષી દુકાળ પડ્યો હતો, તેના પ્રતાપે ભણેલું શ્રુતજ્ઞાન ભૂલાવા માડ્યુ, પાઠક અને ભણનારા મુનિવરો પણ કાલધર્મ (મૃત્યુ) પામ્યા આવા અનેક કારણોને લઈને શ્રુતજ્ઞાન ઘટવા માડ્યું (વિચ્છિન્ન થવા માડ્યુ) તે પછી લગભગ ચાર સૈકા (૪૦૦ વર્ષો) વીત્યા બાદ વી૦ સં૦ છઠ્ઠા સૈકામા પૂજ્ય શ્રી સ્કંદિલાચાર્ય

અને રાગિણી રૂક્મિણીને ચારિત્રની આરાધનામા જોડનાર શ્રી [3]વજસ્વામીજીના નજીકના ટાઇમે વળી બીજો ભયંકર બારવર્ષી દુકાળ પડ્યો આ હકીકત શ્રી નંદીસૂત્રચૂર્ણિ આદિ ગ્રંથોમા વિસ્તારથી જણાવી છે તેનો સાર એ છે કે—આ ભયકર દુકાળને લઈને સાધુઓને સંયમાદિના નિર્વાહ નિમિત્તે જુદા જુદા સ્થળે વધારે વિહાર કરવો પડ્યો તેથી તેઓ શ્રુતજ્ઞાનનુ ગ્રહણ (વાચન) પરાવૃત્તિ (સૂત્રનુ યાદ કરવુ) અને અનુપ્રેક્ષા (અર્થની ચિંતવના) કરી શકયા નહિ, એથી પણ શ્રુતજ્ઞાનનો વિશેષ ઘટાડો થયો અને જ્યારે ત્યા ફરી સુકાલ થયો ત્યારે મથુરા નગરીમા પૂજ્ય શ્રી સ્કંદિલાચાર્ય વગેરે સંઘે મોટો સાધુ સમુદાય ભેગો કરી જે મુનિને જેટલુ શ્રુત યાદ આવ્યુ તે બધુ કાલિક શ્રુતજ્ઞાન સંઘટિત (વ્યવસ્થિત) કર્યું આ દુકાળે તો માડમાડ બચી રહેલ તે શ્રુતજ્ઞાનની ઘણી હાનિ કરી નાખી આ ઉદ્ધારને **'માથુરી વાચના'** કહેવામા આવે છે તે (વાચના) શૂરસેન દેશના પાટનગર મથુરામા થઈ હતી માટે તે શ્રુતજ્ઞાનમા સંભવ છે કે શૌરસેની ભાષાનુ મિશ્રણ થયેલુ હોય લગભગ આ ટાઇમે આર્યરક્ષિતસૂરિ મહારાજે શ્રી અનુયોગદ્વારસૂત્રની રચના કરી હતી તે પછી વીર નિર્વાણથી લગભગ ચાર સોકા વીત્યા બાદ એટલે દશમા સૈકામા પડેલા બાર વર્ષના દુકાળના

---

૧ શ્રીભદ્રબાહુસ્વામીજી વી૦ સં૦ ૧૭૦ માં સ્વર્ગે ગયા ૨ આ શ્રીસ્થૂલિભદ્રજી મહારાજ નાગર બ્રાહ્મણ નંદ રાજાના શકડાલ મંત્રીના પુત્ર હતા તેમણે વી૦ સં૦ ૧૪૬ માં દીક્ષા લીધી ૩ આ બીના શ્રીમેરુતુંગ સૂરિકૃત વિચારશ્રેણિમાં પણ જણાવી છે

પ્રતાપે ઘણાં બહુશ્રુતોનું અવસાન (મૃત્યુ) થયું. તેથી પહેલાં બચેલા શ્રુતમાં પણ ઘણો ઘટાડો થયો. કાલક્રમે વિ. સં. ૯૮૦ વર્ષે (એટલે વીર. સં. ૫૧૦ માં) પૂજ્ય શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજે વલભીપુરમાં મુનિ સમુદાય ભેગો કરી જે જે શ્રુતજ્ઞાન યાદ હતું તે તે ત્રુટિત અત્રૂટિત આગમના પાઠોને ક્રમસર પોતાની બુદ્ધિથી સાંકળી (સંકલિત કરી) પુસ્તકારૂઢ કર્યાં. આ વખતે લખવાનું ઘણું હતું અને સૂત્રમાં વારંવાર સરખા પાઠોના આલાવા આવે તેથી વારંવાર લખવાને બદલે "જેમ બીજા અમુક સૂત્રમાં છે તેમ જાણી લેવું" એ રીતે સૂચના કરવામાં આવી હતી. દૃષ્ટાંત તરીકે જો વિમાનનો અધિકાર આવે ને તે બીજા સૂત્રમાં હોય તો 'जहा रायपसेणीए' (यथा राजप्रश्नीये) "જેમ રાયપસેણીમા કહ્યું છે તેમ જાણી લેવું" આ રીતે આધાર ટાંકવાનું રાખ્યું. આ કારણથી અંગ સુત્રોની ભલામણ ઉપાંગ સૂત્રોમાં કરી છે. અને ઉપાંગ સૂત્રોની ભલામણ અંગ સૂત્રોમાં કરી છે. આનું નામ '**વલ્લભીવાચના**' કહેવાય. ઐતિહાસિક ગ્રંથોમાં કહ્યું છે કે આ વાચનાના ટાઇમે શ્રીદેવવાચક ગણિએ જ્ઞાનપ્રવાદ પૂર્વમાંથી ઉદ્ધરીને શ્રીનંદીસૂત્રની રચના કરી.

આ રીતે મગધસંઘની અને માથુરી વાચનાની તથા વલભી વાચનાની બીના જરૂરી હોવાથી ટૂંકામાં જણાવી દીધી.

**૧૩ યોનિપ્રાભૃત**—અહીં અસમાન અનેક દ્રવ્યના સંયોગની યોનિઓ (શક્તિ, સામર્થ્ય) સર્પ, સિંહ વગેરે પ્રાણીઓ, મણિઓ, સુવર્ણ વગેરે વિવિધ જાતના પદાર્થોની ઉત્પત્તિનું વર્ણન કર્યું છે, એમ મલધારિ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજે વિશેષાવશ્યકની ૧૭૭૫ મી ગાથાની ટીકામાં કહ્યું છે. અહીં ટીકાકારે મૂલ ગાથામાં જણાવેલા '**जोणिविहाण**" શબ્દથી યોનિપ્રાભૃત પ્રકીર્ણક સમજવાની સૂચના કરીને તેમાં શી બીના વર્ણવી છે? આ પ્રશ્નનો ખુલાસો મૂલ ટીકાદિના આધારે કર્યો છે. અને શ્રીપ્રભાચંદ્રસૂરિકૃત શ્રીપ્રભાવકચરિત્રમાં જણાવેલા શ્રીપાદલિપ્તસૂરિ પ્રબંધના ૧૧૫ મા શ્લોકથી ૧૨૭ મા શ્લોક સુધીના ૧૩ શ્લોકમાં કહ્યું છે કે—મહાજ્ઞાની શ્રીરૂદ્રદેવસૂરિ મહારાજ પોતાના શિષ્યને આ યોનિપ્રાભૃત ભણાવતા હતા. તેમાં તેમણે શિષ્યને સમજાવ્યું કે—આવા આવા દ્રવ્યસંયોગથી બનાવેલા ચૂર્ણને પાણીમાં નાંખતાં ઘણાં માંછલાં ઉત્પન્ન થાય છે. આ હકીકત ઉપાશ્રયની નજીકમાં થઇને જતાં એક મચ્છીમારે સાંભળી ને તે પ્રમાણે પ્રયોગ કર્યો, તેથી તેણે તે ધંધામાં (મચ્છીમારના ધંધામાં) ઘણું દ્રવ્ય પેદા કર્યું. આચાર્ય મહારાજે આ બીના જાણી તેને (માછીને, મચ્છીમારને) પાપ કરતાં અટકાવ્યો ને આ હકીકતનું મૂલ કારણ શોધી કાઢયું. આની પછી ૧૧૮ મા શ્લોકમાં સિંહની પણ હકીકત જણાવી છે. તથા શ્રીવ્યવહાર સૂત્રના ભાષ્યની (૫૮) અઠ્ઠાવનમી ગાથામાં યોનિપ્રાભૃતની અપવાદિક બીના જણાવી છે. તેમજ બૃહત્કલ્પસૂત્રના ભાષ્યની ૧૩૦૩ મી ગાથામાં '**जोणि**, નો અર્થ **योनिप्राभृत** કર્યો છે. પણ આગળ જતાં ૧૩૧૩ મી ગાથામાં કહ્યું છે કે—યોનિપ્રાભૃત અને ચૂડામણિ આ બે ગ્રંથો જ્યોતિષના છે. એટલે જ્યોતિષની હકીકતને જણાવનારા

છે આ હકીકતને ધ્યાનમા લેતા એ વિચાર ઉદ્ભવે (પ્રકટે) છે કે–આ જ્યોતિષના વર્ણન-વાળો યોનિપ્રાભૃત અને વિવિધ પ્રકારના દ્રવ્યોના સંયોગથી ઉત્પન્ન થતા પદાર્થોના સ્વરૂપને જણાવનાર "યોનિપ્રાભૃત" બને ગ્રથો અલગ અલગ હોવા જોઇયે અથવા કદાચ તે એક જ ગ્રંથ હોય, તો આ બૃહત્કલ્પભાષ્યની ૧૩૧૩ મી ગાથાના આધારે કહી શકાય કે તેમા જ્યોતિષનુ વર્ણન પણ વધારે પ્રમાણમા કર્યું હોય જેમ બૃહત્કલ્પભાષ્યમા યોનિપ્રભૃતનુ નામ જણાવ્યું છે, તેમ આજ સૂત્રના ( બૃહત્કલ્પના ) ટીકાકાર શ્રીક્ષેમકીર્તિ મહારાજે પણ છપેલી બૃહત્કલ્પસૂત્રની બુકના ૪૦૧ મા પાને 'યોનિપ્રાભૃત'નુ નામ જણાવ્યુ છે કેટલાએક વિદ્વાનો "શ્રીહરિભદ્રસૂરિકૃત પહેલા પંચાશકના બીજા શ્લોકની ટીકામા શ્રીઅભયદેવસૂરિએ કહેલા निमित्तशास्त्र ज्योतिषप्राभृतप्रभृतिकम् "(એટલે જ્યોતિષ પાહુડો વગેરે નિમિત્ત શાસ્ત્રો જાણવા) આ વચનથી યોનિપ્રાભૃતને અષ્ટાગ નિમિત્તની હકીકતથી ભરેલો ગ્રંથ માને છે, પણ સત્ય બીના એવી છે કે તેમા અષ્ટાગ નિમિત્તની બીના જણાવી નથી પણ અમુક અમુક પદાર્થોની સાથે અમુક અમુક પદાર્થ મેળવવાથી અમુક પદાર્થ થાય, આ રીતે વિવિધ પદાર્થોની ઉત્પત્તિના નિમિત્ત કારણોની હકીકતને જણાવનાર યોનિપ્રાભૃત છે એમ સમજવુ, એટલે 'નિમિત્તશાસ્ત્ર' અહી નિમિત્તશાસ્ત્રનો અર્થ નિમિત્ત કારણ પણ થાય છે, એ જરૂર યાદ રાખવુ જોઇયે તથા શ્રીભદ્રેશ્વરસૂરિ વિરચિત પ્રાકૃત કથાવલીમા પાદલિપ્તસૂરિના ચરિત્રમા ચાર પ્રાભૃતો જણાવતા યોનિપ્રાભૃત, નિમિત્તપ્રાભૃત, વિદ્યાપ્રાભૃત, અને સિદ્ધપ્રાભૃતના નામ કહ્યા છે, તેમજ શ્રીસૂત્રકૃતાગના પહેલા શ્રુતસ્કંધના આઠમા અધ્યયનની નિર્યુક્તિની ૯૩ મી ગાથાની વૃત્તિમા કહ્યુ છે કે–વિવિધ પ્રકારના દ્રવ્યોના સામર્થ્યને સમજવા માટે 'યોનિપ્રાભૃત' ગ્રથ જોવો જોઇએ આ રીતે શ્રીજિતકલ્પસૂત્રની સિદ્ધસેનસૂરિકૃત ચૂર્ણિમા (પૃષ્ઠ ૨૮ મ) યોનિપ્રાભૃત નો ઉલ્લેખ કર્યો છે શ્રીજિનદાસગણિએ નિશીથસૂત્રના ચોથા ઉદ્દેશાની વિશેષ ચૂર્ણિમા આ યોનિપ્રાભૃતને ઉદ્દેશીને કહ્યુ છે કે–આ યોનિપ્રાભૃતના જાણકાર મુનીશ્વરો (શ્રીજિનશાસનની રક્ષા પ્રભાવનાદિ ખાસ કારણે) એકેન્દ્રિય સુધીના પ્રાણીઓ ઉપન્ન કરી શકે જેમ શ્રીસિદ્ધસેને ઘોડા બનાવ્યા હતા આ બીના બૃહત્કલ્પ ભાષ્યની ૨૬૮૧ મી ગાથાની વૃત્તિમા પણ જણાવી છે તથા આ યોનિપ્રાભૃતનો ઉલ્લેખ નિશીથસૂત્રના ૧૮મા ઉદ્દેશાની વિશેષ ચૂર્ણિમા પણ શ્રીજિનદાસગણિમહત્તરે કર્યો છે જે યોનિની હકીકતને જણાવે, તે યોનિપ્રાભૃત કહેવાય છેદ સૂત્રોની જેમ આવા ગૂઢ રહસ્યવાળા શાસ્ત્રો સંપૂર્ણ લાયકાત ધરાવનાર મુનિવરોને મધ્યરાતે જેમ અયોગ્ય જીવોના કાને એક શબ્દ પણ ન પડે, તે રીતે ભણાવાય છે આમા કહેલી હકીકતનો ઉપયોગ ગમે તે કારણે કે કોઈ પણ ટાઇમે કરવાનો હોયજ નહિ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવના જાણકાર મહાગીતાર્થ મહાત્માઓ જ–જેમ શ્રીવજ્રસ્વામીએ સંઘની આપત્તિ દૂર કરી, બેના નદીમા ચૂર્ણ નાખી નદીના બંને કાંઠા ભેગા કરી નદી ઉતરીને પેલે પાર જનાર આચાર્ય મહારાજે અપૂર્વ જિનશાસનની મહાપ્રભાવના કરી તેમ–તેવા ખાસ કારણો ઉપસ્થિત થયા હોય, ત્યારેજ સંપૂર્ણ રીતે લાયક પૂર્વધરાદિ મહાપુરૂષોજ અહી જણાવેલા પ્રયોગોમાનો કોઈ પણ પ્રયોગ કરી શકે આ યોનિપ્રાભૃતની વિ૦ સ૦ ૧૫૮૨ મા

અને પ્રજાની તથા દેશની પરિસ્થિતિ, ધર્મો, દાન, શીલ, ઔષધ વગેરેનું પણ સ્વરૂપ સમજાવ્યું છે. પછી ૯૨૭ મી ગાથાથી ૯૭૯ મી ગાથા સુધીની ૫૩ ગાથાઓમાં છઠ્ઠા આરાની એટલે દુષ્ષમ દુષ્ષમ કાળની ભવિષ્યની હકીકત વિસ્તારથી સમજાવી છે. પછી ૯૭૯ મી ગાથાથી ૧૧૮૫ મી ગાથા સુધીની ૨૦૭ ગાથાઓમાં ભાવી ઉત્સર્પિણી કાળનું વર્ણન કરતાં દશે ક્ષેત્રના કુલકર ચક્રવર્તી વાસુદેવ બળદેવ વગેરેની નામાવલી, પહેલા તીર્થંકરનું ચરિત્ર, યુગલિયાનું સ્વરૂપ, ૧૨ આરા (અવ૦ના ૬ અને ઉત્સ૦ના ૬ આરા) નું વર્ણન વિસ્તારથી કર્યું છે. પછી ૧૧૮૬ મી ગાથાથી ૧૨૫૧ મી ગાથા સુધીની ૬૬ ગાથાઓમાં આ શ્રી તિત્થોગાલી (તીર્થોદ્‌ગારિક) પ્રકીર્ણકને સાંભળવાના અધિકારી (લાયક જીવો), સામાયિક, કષાયજય, દશ પ્રકારનો સાધુધર્મ, સમ્યગ્દર્શનાદિક મોક્ષમાર્ગ, સિદ્ધશિલા, સિદ્ધપરમાત્માની અવગાહના, સિદ્ધોનું સુખ વગેરે પદાર્થોનું સ્પષ્ટ વર્ણન કરીને અંતે કહ્યું છે કે–આ તિત્થોગાલી પ્રકીર્ણકનું મૂલ પ્રમાણ (જેમાંથી આનો ઉદ્ધાર થયો, તેનું પ્રમાણ) બહુજ વિશાલ હતું. આ રીતે પ્રભુશ્રી મહાવીર દેવે મહામુનિવરોની આગળ આની પ્રરૂપણા કરી હતી. તેમાંથી ઉદ્ધરીને ટૂંકામાં કર્ત્તાએ આની રચના કરી હતી. છેવટે જણાવ્યું કે–હે ભવ્ય જીવો ! આને સાંભળીને તમે સિદ્ધ પરમાત્માને અને શ્રીવીર પ્રભુને તથા શ્રીસંઘ રૂપી નગરને નમસ્કાર કરો. મેં અહીં કદાચ જે કંઈ શ્રુતાજ્ઞા વિરૂદ્ધ કહ્યું હોય, તેની શ્રુતધરોએ શુદ્ધિ કરવી એમ હું વિનંતિ કરૂં છું. આનું પ્રમાણ ૧૨૫૭ મી ગાથામાં ૧૨૩૩ ગાથાઓ કહી છે, પણ બીજા ગ્રંથોમાં ૧૨૫૭ વગેરે હીનાધિક પ્રમાણ પણ જોવાય છે. આ પ્રકીર્ણકના રચનારની બાબતમાં હજુ સુધી ચોક્કસ નિર્ણય થયો નથી. કારણ કે શ્રીનંદીસૂત્રાદિમાં જણાવેલા સૂત્રોમાં આનું નામ જણાતું નથી, અને અહીં સૂત્રકારનું નામ પણ કહ્યું નથી. કેટલાક ઈતિહાસ વેત્તાઓ અનુમાન કરે છે કે અહિં કહેલી બીનાનો વિચાર કરતાં સંભવ છે કે–કદાચ વી૦સં૦ ૨૦૦૦ લગભગ આની રચના થઈ હશે. અને અહીં કેટલીક હકીકત એવી પણ કહી છે કે જે બીજા આગમાદિમાંથી ન મળી શકે. તથા આની કેટલીક ગાથાઓ સાક્ષીપાઠ તરીકે બીજા શાસ્ત્રાદિમાં અપાઇ છે. અહીં પાટલિપુત્ર (પટણા) માં થયેલી વાચનાનું વર્ણન કરતાં ચૌદ પૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામીજીનું ચરિત્ર કહ્યું છે. અવસરે એ પણ જણાવ્યું છે કે–તેમાં શ્રુતમદદથી શ્રીસ્થૂલિભદ્રજીએ સિંહનું રૂપ કર્યું અને પાટલિપુત્રમાં પાણીનું પૂર ફરી વળતાં બહુજ નુકશાન થયું હતું. તથા શકરાજાનું શાસન ક્યારે શરૂ થયું ? આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર અહીં ત્રણ ગાથાઓમાં (૬૨૦ મી ગાથાથી ૬૨૨ મી ગાથા સુધીની ત્રણ ગાથાઓમાં) આ પ્રમાણે જણાવ્યો છે–પાલકના ૬૦ વર્ષો, નંદરાજાઓના ૧૫૦ વર્ષો, મૌર્યવંશના રાજાઓના ૧૬૦ વર્ષો, પુષ્યમિત્રના ૩૫, બલમિત્ર ભાનુમિત્રનાં ૬૦ વર્ષો, નભઃસેનના ૪૦ વર્ષો, અને ગર્દભિલ્લના રાજ્યકાલના ૧૦૦ વર્ષો પૂરાં થતાં શકરાજાનું શાસન શરૂ થયું. અને કલ્કીની ઉત્પત્તિની બાબતમાં ૬૩૫ મી ગાથામાં કહ્યું છે કે–જે આ વડનગર છે, એ (पच्चं) પાટલિપુત્ર નામે લોકમાં પ્રસિદ્ધિ પામ્યું છે. અહીં (पत्थ) જેનું બીજું નામ ચતુર્મુખ છે, તે કલ્કી રાજા થશે. આ ગાથામાં કહેલાં प અને पत्थ (અહીં) પદ ઉપરથી કેટલાક ઈતિહાસ વેત્તાઓ કહે છે કે–આ તીર્થોદ્‌ગારિક પ્રકીર્ણકની

રચના અહીં પાટલીપુત્રમાં કદાચ થઈ હોય, એમ સંભવે છે તથા ૭૭૫મી ગાથામાં શકવંશાદિનો અંત થવાની બીના કહી, પણ મહાગુપ્ત વંશનું નામ જણાવ્યું નથી, તેથી તેમજ તેવા બીજા અનેક કારણોથી તેઓ અનુમાન કરે છે કે-આની રચના કદાચ પાંચમા સૈકાની શરૂઆતમાં થઈ હોય વળી આપણે હાલ સાંવત્સરિક પ્રતિક્રમણ ભાદરવા સુદિ ચોથે અને ચોમાસી પ્રતિક્રમણ ચૌદશે કરીએ છીએ તે બંને પહેલા અનુક્રમે પાંચમે અને પૂનમે કરતા હતા આ ફેરફાર કોણે કઇ રીતે કઇ સાલમાં કર્યો ? આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો કરવા માટે શ્રાદ્ધવિધિ, સંદેહવિષૌષધિ, પર્યુષણા દશશતક વૃત્તિ, તત્વતરંગિણીવૃત્તિ, વિચારામૃતસંગ્રહ, ચતુર્વિંશતિપ્રબંધ, દીવાલીકલ્પ, પ્રતિષ્ઠાનપુર કલ્પ વગેરે પ્રમાણભૂત ગ્રંથોમાં આજ તીર્થોગાલીપયન્નાની બે ગાથાઓની સાક્ષી આપીને તે તે ગ્રંથના બનાવનાર શ્રીરત્નશેખરસૂરિજી વગેરે પ્રમાણિક મહાપુરૂષોએ જણાવ્યું છે કે-" શાલિવાહન રાજાએ શ્રીકાલિકાચાર્ય મહારાજને પૂછ્યું કે-હે ભગવન્! સંવચ્છરી ક્યારે કરવાની છે ? આ પ્રશ્નના જવાબમાં તે શ્રીઆચાર્ય મહારાજે તે રાજાને કહ્યું કે ભાદરવા સુદ પાંચમે સંવચ્છરી ( સાંવત્સરિક પ્રતિક્રમણ ) કરવાની છે આ વચન સાંભળી શાલિવાહન રાજાએ કહ્યું કે-પાંચમે ઇંદ્રમહોત્સવમાં હું વ્યગ્ર રહેનારો છું તેથી પાંચમે સંવચ્છરી કરી શકીશ નહિ માટે કૃપા કરીને આપશ્રીજી છઠે (ભા૦સુ૦છઠે) સંવચ્છરી કરો કાલિકાચાર્ય મહારાજે શાલિવાહન રાજાની એ વિનંતિ સ્વીકારી નહિ ને જણાવ્યું કે-ચૌદપૂર્વી યુગપ્રધાન શ્રીભદ્રબાહુસ્વામીએ દશાશ્રુતસ્કંધમાં કહ્યું છે કે-જો યુગપ્રધાનાદિ મહાપુરૂષોને ખાસ કારણે સંવચ્છરી પાંચમે ન થઇ શકે એવું જણાય, તો પાંચમની (ભાદરવા સુદિ પાંચમની) પહેલા સંવચ્છરી પ્રતિક્રમણ કરાય, પણ પાંચમની રાત્રિનું ઉલ્લંઘન તો કરાયજ નહિ, એટલે ભાદરવા સુદિ છઠે સંવચ્છરી પ્રતિક્રમણ ન થાય જુઓ તે પાઠ આ પ્રમાણે છે —

" अतराविं से कप्पइ, नो से कप्पइ त रयणिं उवायणावित्तए "

આ વચનથી ચોથે સંવચ્છરી કરાય શાલિવાહન રાજાએ અને શ્રીસંઘે એમ કરવાનું કબૂલ કર્યું આ રીતે શાલિવાહન રાજાના રાજ્યમાં સંઘના આદેશથી કાલિકાચાર્ય મહારાજે સંવચ્છરી પ્રતિક્રમણ કરવા માટે ભાદરવા સુદિ ચોથ નક્કી કરી આ નિયમ પ્રમાણે ચોમાસી પ્રતિક્રમણ કરવા માટે ચૌદશ નક્કી કરી એટલે શ્રીસંઘ વી૦ સં૦ ૯૯૩ માં પાક્ષિક પ્રતિક્રમણના દિવસે ચાતુર્માસિક (ચોમાસી) પ્રતિક્રમણને કરવા લાગ્યો આનું નામ આચરણા કહેવાય ને તે જિનાજ્ઞાની જેવી ગણીને પ્રમાણ કરવી (સ્વીકારવી) એટલે જિનાજ્ઞાની માફક આચરણા આરાધવી પણ તેની વિરાધના ન કરવી તે બે ગાથા આ પ્રમાણે જાણવી —

॥ आर्या ॥

सालाहणेन रण्णा, संघाएसेण कारिओ भयवं ॥
पज्जोसवण चउत्थी, चाउम्मास चउद्दसीए ॥१॥

चऊमास पडिक्कमणं, पक्खियदिवसम्मि चउविहो संघो ॥
नवसयतेणउएहिं, आयरणं तं पमाणंति ॥ २ ॥

( આ બે ગાથાઓનો અર્થ ઉપર જણાવી દીધો છે. )

તથા અહીં વલ્લભીપુરનો નાશ કઇ રીતે થયો ? તે બીના પણ ટૂંકામાં જણાવી છે. અને વોચ્છે[1]જ્જગંડિયાની પદ્ધતિના જેવી પદ્ધતિએ અહીં પદાર્થોની હકીકત કહી છે તે આ પ્રકીર્ણક વાંચતા તે ગંડિકા જરૂર યાદ આવે છે. શ્રીવીરનિર્વાણ પછી ૨૧૦૦૦ વર્ષો સુધી શ્રીદશવૈકાલિક સૂત્રનો અર્થ, શ્રીઆવશ્યક સૂત્ર, અને શ્રીઅનુયોગદ્વાર સૂત્ર તથા શ્રીનંદીસૂત્ર અખંડિત રહેશે. અને જ્યારે શ્રીદુપ્પસહસૂરિ કાળ ધર્મ પામશે ત્યારે શ્રીદશવૈકાલિક સૂત્રનો અર્થ નાશ પામશે. આ શ્રીતીર્થોદ્‌ગારિક પ્રકીર્ણકમાં ૨૩ ઉદયમાંના બે યુગપ્રધાનોના નામો કહ્યા છે મધ્યકાલીન પ્રાકૃત રચનાનો વિચાર કરતાં અનુમાન સંભવે છે કે વી૦નિ૦સં૦ ૨૦૦૦ ની આસપાસના સમયે આની રચના થઇ હોય. અહીં કહેલી કલ્કીની બીના વગેરે સાધનોને આધારે શ્રીહેમચંદ્રસૂરિ મહારાજે ૧૦ મા પર્વના ૧૩ મા સર્ગમાં કલ્કીનું વર્ણન કર્યું છે.

**૧૫ તિથિપ્રકીર્ણક**—આમાં તિથિને અનુસરતી બીના કહી છે.

**૧૬ દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ**—જેમાં દ્વીપોની ને સમુદ્રોની બીના કહી છે, તે દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ કહેવાય. આનું બીજું નામ 'દ્વીપસાગરપ્રજ્ઞપ્તિસંગ્રહણી' શ્રીસ્થાનાંગ ટીકા વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. અહીં શરૂઆતની ૧૮ ગાથાઓમાં માનુષોત્તર પર્વતનું વર્ણન કરીને ૧૯ મી ગાથાથી ૨૪ મી ગાથા સુધીની ૬ ગાથામાં નલિનોદક સમુદ્રની બીના કહી છે. પછી ૨૫ મી ગાથાથી ૭૧ મી ગાથા સુધીની ૪૭ ગાથાઓમાં આઠમા નંદીશ્વર[2] દ્વીપનું વર્ણન કરીને ૭૨ મી ગાથાથી ૧૧૦ મી ગાથા સુધીની ૩૯ ગાથાઓમાં કુંડલદ્વીપની બીના સ્પષ્ટ સમજાવી છે. પછી ૧૧૧ મી ગાથાથી ૧૫૭ મી ગાથા સુધીની ૪૭ ગાથામાં રૂચકદ્વીપનું વર્ણન કરીને ૧૫૮ મી ગાથામાં શંખવર દ્વીપની બીના કહી છે. અંતે અસુરકુમાર દેવાદિના આવાસાદિનું પણ વર્ણન કર્યું છે. આની છાપેલી પ્રતમાં કુલ ગાથા ૨૨૩ છે. તેમાં ૨૧૨ મી ગાથા ત્રુટિત (અધુરી) છે. દીવસાગરપણ્ણત્તિ નામ શ્રીસ્થાનાંગસૂત્ર, પાક્ષિકસૂત્ર, નંદીસૂત્ર, આવશ્યકચૂર્ણિ વગેરે સૂત્રોમાં આવે છે, ને દ્વીપસાગર પ્રજ્ઞપ્તિનામ શ્રીનંદીસૂત્રની ને આવશ્યકસૂત્રની શ્રી હરિભદ્રસૂરિકૃત ટીકાદિમાં આવે છે.

---

૧ આ ગંડિકામાં ઘણી જાણવા જેવી જરૂરી હકીકતો જણાવી છે, સુરત જૈનાનંદ પુસ્તકાલયમાં આની એક પ્રત છે.

૨ નંદીશ્વરદ્વીપનું વર્ણન શ્રીલોકપ્રકાશ, પ્રશ્નોત્તરપ્રબોધ, દેશના ચિંતામણિ (શેરદલાલ જેશંગભાઇ કાલીદાસે છપાવેલ) નો બીજો ભાગ વગેરે ગ્રંથોમાં વિસ્તારથી કર્યું છે.

૧૭ પર્યંતારાધના—જેમા અંતિમ સમયે કરવા લાયક આરાધનાનું વર્ણન કર્યું છે, તે પર્યંતારાધના કહેવાય આની આર્યા છંદમાં કુલ પ્રાકૃત ગાથાઓ ૭૦ છે અન્યત્ર આના બે નામ 'આરાધનાપ્રકરણ' અને 'આરાધનાસૂત્ર' જણાવ્યા છે શ્રીસોમસૂરિ મહારાજે રચેલી આ પર્યંતારાધનાદિને આધારે ઉપા૦ શ્રીવિનયવિજયજીએ પુણ્યપ્રકાશનું સ્તવન રચ્યું હતું કારણકે બંનેમા દશ અધિકારોનું વર્ણન વગેરે બીના સરખી જણાવી છે ગુજરાતી અનુવાદ સાથે આ ગ્રંથ છપાયો છે

૧૮ પિંડવિશોધિ—મુનિએ શુદ્ધ આહાર વગેરે કઈ રીતે મેળવવો જોઇયે ? વગેરે બીના જેમા કહી છે, તે પિંડવિશોધિ કહેવાય આનુ બીજુ નામ પિંડવિશુદ્ધિ જણાવ્યુ છે, શ્રીજિનવલ્લભગણિ મહારાજે ૧૦૩ ગાથા પ્રમાણ આ ગ્રંથની રચના શ્રીભદ્રબાહુસ્વામિકૃત પિંડનિર્યુક્તિના આધારે કરી છે આનો અર્થ સમજાવનારા ૪ સાધનો છે તે આ પ્રમાણે—(૧) શ્રીયશોદેવસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૧૭૬ મા રચેલી સુબોધા નામની ટીકા, (૨) શ્રી ઉદયસિંહસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૨૯૫ મા રચેલી દીપિકા, (૩) શ્રીઅજિતદેવસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૬૨૭ મા રચેલી દીપિકા, (૪) કોઈકે રચેલો સ્તબકાર્થ (ટબો)

૧૯ વર્ગચૂલિકા—શ્રી અભયદેવસૂરિજી કહે છે કે–શ્રીઅંતકૃદ્દશાંગાદિમા અધ્યયનોના સમુદાય રૂપ આઠ વગેરે વર્ગો કહ્યા છે તેની જે ચૂલિકા તે વર્ગ ચૂલિકા કહેવાય અને મહાકલ્પશ્રુતની જે ચૂલિકા, તે વર્ગચૂલિકા કહેવાય એમ શ્રીમલયગિરિ મહારાજે શ્રીવ્યવહાર સૂત્રના ૧૦ મા ઉદ્દેશાના ભાષ્યની ટીકામા કહ્યુ છે વર્ગોમા કહેલા અર્થને ને નહિ કહેલા અર્થને અહીં વિસ્તારથી સમજાવ્યો છે

૨૦ વંકચૂલિયા—અહીં શ્રુતજ્ઞાનની હીલના કરતા કોણે કેવા કેવા દુઃખો ભોગવ્યા ? તે બીના આના રચનાર શ્રીયશોભદ્ર મહારાજે વિસ્તારથી કહી છે વિ૦સં૦ ૧૯૭- મા હેડમાસ્તર હીરાચંદ કકલભાઈએ 'ચમત્કારિક સાવચૂરિ સ્તોત્ર સંગ્રહ અને વંકચૂલિયા સૂત્ર સારાશ' નામની બુક પ્રસિદ્ધ કરી હતી, તેમા આ સૂત્રનો સારાશ આપ્યો છે

૨૧ વિયાહચૂલિયા (વ્યાખ્યાચૂલિકા)—વિયાહની જે ચૂલિકા, તે વિયાહ ( વ્યાખ્યા ચૂલિકા ) કહેવાય એમ શ્રી વ્યવહાર ભાષ્યાદિમા કહ્યુ છે

૨૨ વીરસ્તવ—અહીં શ્રીમહાવીરસ્વામીની વિવિધ નામો જણાવીને સ્તુતિ કરી છે. કેટલાએક વિદ્વાનો માને છે કે આના કર્તા હરિભદ્રસૂરિ મહારાજ છે

૨૩ સંમકતનિર્યુક્તિ—અહીં અમુક સંયોગોમા ઉપજતા સંમૂર્છિમ જીવોનુ અને મુનિવરોને ખપતા આહારાદિનુ વર્ણન વિસ્તારથી કર્યું છે અને પ્રસંગને અનુસારે મગધાદિ-

દેશોના નામ પણ જણાવ્યા છે. આની કુલ ૬૩ ગાથાઓ છે, તેમાં બીજી ગાથામાં કહ્યું છે કે ( કોઈ સ્થવિર ભગવંતે ) આનો બીજા અગ્રાયણીય પૂર્વમાંથી ઉદ્ધાર કર્યો છે. આની ઉપર સંસ્કૃત અવચૂર્ણિ રચાઇ છે.

**૨૪ સારાવલીપ્રકીર્ણક**—અહીં શ્રીઋષભદેવ પ્રભુના મુખ્ય ગણધર શ્રીપુંડરીક ગણધરનું ચરિત્ર વર્ણવ્યું છે. આની કુલ ગાથા ૧૧૬ છે. શરૂઆતમાં પંચ પરમેષ્ઠિની સ્તવના કરીને પુંડરીક ગણધરનું ચરિત્ર શરૂ કર્યું છે. આના આધારે શ્રીશત્રુંજય મહાકલ્પાદિની રચના થઈ છે. શત્રુંજયના ૨૧ નામ વગેરે હકીકતનું મૂલ સ્થાન આ સારાવલી પયન્નો છે. આનો સ્તબકાર્થ (ટબો) પણ છે.

**૨૫ સિદ્ધપ્રાભૃત ( સિદ્ધપાહુડો )**—અહીં સિદ્ધ પરમાત્માની હકીકત વિસ્તારથી વર્ણવી છે બીજા અગ્રાયણીય પૂર્વના નિસ્યંદ (ઝરણા) રૂપ આ સિદ્ધપાહુડાની ૧૨૧ ગાથાઓ છે. તેમાં બીજી ગાથામાં ચૌદ પૂર્વધર ભગવંતોને વંદના કરી છે કેટલાએક ઐતિહાસિક બીનાના જાણકાર વિદ્વાનોનું માનવું છે કે–કદાચ આની રચના શ્રીસ્થૂલિભદ્રજીના સમય પછીના સમયે થઇ હોય. આની પ્રાચીન ટીકા છે. એમ છપાયેલ પ્રતની છેવટે કહ્યું છે. જૈનગ્રંથાવલી વગેરે ગ્રંથોના આધારે જણાય છે કે–જેસલમેરના ભંડારમાં વિ૦સં૦ ૧૪૧૨માં તાડપત્રની ઉપર લખાયેલી હાથપોથીમાં આની ટીકા છે. સંભવ છે કે કદાચ તે પ્રાચીન ટીકા હોય.

આ રીતે ટૂંકામાં ૧૦ પયન્ના સિવાયના બીજા પણ ૨૫ પયન્નાઓનો પરિચય જણાવ્યો. તેમાં કેટલાક પયન્નાઓ છપાયા છે, ને કેટલાક પયન્નાઓ છપાયા નથી. કેટલાક પયન્નાઓના રચનાર મહાપુરૂષોનાં નામ જણાવ્યાં છે, ને કેટલાક પયન્નાઓના રચનાર મહાપુરૂષોનાં નામ જણાવ્યા નથી કારણ કે મૂલગ્રંથાદિમાં પણ રચનાર મહાપુરૂષનું નામ મળી શકતું નથી. અંગો અને ઉપાંગની જેમ પયન્નાઓ પણ વિવિધ પદાર્થોનો બોધ કરાવે છે. એવો વ્યવહાર છે કે–શ્રાવકો ત્રણ ત્રણ આયંબિલ કરી ગીતાર્થ શ્રીગુરૂ મહારાજની પાસે ચઉસરણ પયન્નાની અને આઉર પચ્ચખ્ખાણ પયન્નાની વાચના લઇ પાઠ કરે છે. આ રીતે અહીં પયન્નાનો અધિકાર પૂર્ણ થાય છે. દશ પયન્નામાં અંતિમ સમયની આરાધનાનો અધિકાર વધારે પ્રમાણમાં વર્ણવ્યો છે. એટલે (૧) તંદુલવૈચારિક પ્રકીર્ણક, (૨) ગચ્છાચાર પ્રકીર્ણક, (૩) ગણિવિદ્યા પ્રકીર્ણક, (૪) દેવેન્દ્રસ્તવ પ્રકીર્ણક. આ ચાર પયન્નાઓ સિવાયના ચઉશરણ વગેરે ૬ એ પયન્નાઓમાં ટૂંકામાં કે વિસ્તારથી અંતકાલની આરાધનાની હકીકત જણાવી છે. આવી આરાધના અંત સમયે આત્માને સમાધિભાવમાં જરૂર ટકાવે છે. અને એ સ્થિતિમાં થયેલા મરણને સમાધિમરણ કહ્યું છે. આવું મરણ થયા પહેલાં કરેલી મોક્ષ માર્ગની આરાધાનાની સંપૂર્ણતા સમાધિમરણને આધીન છે. માટેજ ભવ્ય જીવો ઉચ્ચ કોટીના

સમાધિમરણને સાધી મોક્ષના અવ્યાબાધ સુખને મેળવનારા શ્રીતીર્થંકર દેવોની પાસે આ પ્રમાણે પ્રાર્થના કરે છે કે–હે પ્રભો ! આપે પ્રકાશેલા સિદ્ધાતોમા નિયાણ કરવાની ના કહી છે, પણ હુ હાથ જોડી મસ્તકે લગાડી આપને વિનતિ કરૂ છુ કે–મને આપના ચરણકમલની સેવા ભવોભવ મળજો એટલે આ વર્ત્તમાન ભવથી માંડીને મુક્તિમા જવાના છેલ્લા ભવની વચમા રહેલા ભવોમા આપના ચરણકમલની સેવા મને જરૂર મળજો અને દુખનો ક્ષય, કર્મોનો ક્ષય, સમાધિમરણ, તથા બોધિલાભ આ ચાર પદાર્થોનો લાભ આપને પ્રણામ (વગેરે ભક્તિ) કરવાથી મને થાઓ એમ પ્રાર્થના સૂત્ર (જયવીયરાય સૂત્ર) મા કહ્યુ છે આ રીતે અહી વર્ણવેલા સમાધિમરણનો લાભ તમામ જીવોને મળે, આ મુદ્દાથી દરરોજ સવારે બપોરે અને સાઝે વાચીને શાતિથી મનન કરવા લાયક 'આરાધક ભાવના' મે ચઉસરણ પ્રકીર્ણક વગેરે ૯ પયન્નામાથી ને શ્રીપૂર્વાચાર્ય ભગવતે રચેલા શ્રીપચસૂત્ર વગેરે શાસ્ત્રોમાથી સાર લઈને તૈયાર કરી છે તે આ પ્રમાણે જાણવી —

## ॥ આરાધક ભાવના ॥

અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત, પરમારાધ્ય શ્રી જૈનેન્દ્રશાસન અને તેની યથાર્થ આરાધનાને અનુકૂલ સાધન સામગ્રી આસન્નસિદ્ધિક ભવ્ય જીવોને જ મળી શકે છે પ્રબલ પુણ્યોદયે તે બને મળ્યા છતા પ્રમાદી આત્માઓ વિષય કષાયાદિ ભાવ શત્રુઓના પજામા સપડાઇને તેનો યથાર્થ લાભ લઈ શકતા નથી આ કારણથી પોતાના મન વચન કાયાના અનિયમિત વ્યાપારને જરૂર નિયમિત કરવો જોઇએ વચન અને કાયાના વ્યાપાર મા નિશ્ચયે મનોવ્યાપારની મુખ્યતા છે એટલે વાચિક અને કાયિક પ્રવૃત્તિ સ્વતત્રપણે થતી નથી, પણ મનોભાવનાને અનુસારે જ થાય છે માટે જ કહ્યુ છે કે–**मन पव मनुष्याणा कारण वघमोक्षयः** એટલે અશુભ વિચારથી કર્મ બધાય, ને શુભ વિચારથી મોક્ષના સુખ મળે આ મુખ્ય વસ્તુને યથાર્થ સમજવા માટે પ્રાચીન મહર્ષિ ભગવતોએ તદુલિયા મત્સ્ય, પ્રસન્નચદ્ર રાજર્ષિ વગેરેના દૃષ્ટાતો જણાવ્યા છે તેમા તદુલિયા મત્સ્યની બીના તથા પ્રસન્નચદ્ર રાજર્ષિની બીના ટૂકામા આ પ્રમાણે જાણવી સમુદ્રમા રહેલા મોટા માછલાની આખની પાપણમા એક મત્સ્ય ઉત્પન્ન થાય છે તેનુ પ્રમાણ ( ચોખાના દાણા) જેવડુ હોય છે, તેથી તે તદુલિયો મત્સ્ય કહેવાય છે જ્યારે મોટા માછલાનુ મોઢુ ખુલ્લુ હોય, ત્યારે તેમા બીજા નાના માછલાઓ પેસે છે ને નીકળે છે આ બનાવ જોઈને તદુલિયો મત્સ્ય વિચારે છે કે–આ મોટુ માછલુ આટલા બધા નાના માછલાને કેમ ખાઈ જતુ નથી, તેને એમ ને એમ શા માટે નીકળવા દે છે ? એવડુ મોટુ શરીર જો મારૂ હોય ને મારા મોઢામા આ બધા નાના માછલા આવે તો હુ બધાને જરૂર ખાઇ જાઉ, એકને પણ જીવતો ન રહેવા દઉ આ ખરાબ ભાવનાથી તે તદુલિયો

મત્સ્ય વચનથી અને કાયાથી હિંસા નથી કરતો, છતાં પણ અંતર્મુહૂર્ત્તમાં મરણ પામી સાતમી નરકમાં જાય છે, એ અશુભ ભાવનાનું પરિણામ જાણવું. તથા કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિ જ્યારે યુદ્ધ કરવાની અશુભ ભાવનાવાળા હતા, ત્યારે પ્રભુ શ્રી મહાવીર દેવે રાજા શ્રેણિકને જણાવ્યું કે હે રાજન્! તે રાજર્ષિ હાલ જો કાળધર્મ પામે તો સાતમી નરકે જાય. તે પછી થોડા જ વખતે તે રાજર્ષિ મસ્તક ઉપર હાથ મૂકતાં પોતાની ભૂલ સુધારી શુભ ભાવના ભાવવા લાગ્યા. અનુક્રમે ઘાતી કર્મનો નાશ થવાથી તેમને કેવલજ્ઞાન પ્રકટ થયું. ત્યારે પ્રભુ શ્રી મહાવીરદેવે રાજા શ્રેણિકને જણાવ્યું કે–તે જ રાજર્ષિને હાલ કેવલજ્ઞાન પ્રકટ થયું, તે નિમિત્તે આકાશમાં વાજિંત્ર વાગે છે. અશુભ અને શુભ ભાવનાનું પરિણામ સમજવા માટે આ દૃષ્ટાંત જાણવું. નિમિત્તવાસી આત્મા જેવા જેવા નિમિત્તને પામે તે પ્રમાણે તેની ભાવનામાં ફેરફાર થાય છે.

આ મુદ્દાથી ઉત્તમ ભાવને ટકાવનારાં આલંબનોની જરૂર સેવના કરવી જોઇએ. અજ્ઞાન દશાથી ઘેરાયેલો આત્મા અજ્ઞાનને દૂર કરી આલંબન સેવી નિર્મલ ભાવનાના યોગે દુષ્કર્મનો નાશ કરી માનવ જિંદગીના મુખ્ય સાધ્યને પરમ ઉલ્લાસથી સાધી શકે, આ જ ઈરાદાથી પૂર્વધર ભગવંતોએ શ્રી પંચસૂત્ર, ચઉશરણ, આઉર પચ્ચખ્ખાણાદિની રચના કરી છે. દરરોજ આપણો આત્મા શુભ ભાવનામય બની, સ્વકર્ત્તવ્ય પરાયણ રહે, આ જ ઈરાદાથી તે ગ્રંથોમાંથી ઉદ્ધરીને આરાધક ભાવના જણાવું છું તે ટૂંકામાં આ પ્રમાણે જાણવી :—

૧ હે જીવ! દશ દૃષ્ટાંતે દુર્લભ મનુષ્યભવ પામીને, રાગદ્વેષનાં કારણો તજીને આત્મદૃષ્ટિને સતેજ કરનારા સાધનો સેવજે. વિષય કષાય માનવ જીવનને બરબાદ કરનારા છે; તેથી તેનો વિશ્વાસ કરતો નહિ. વૈરાગ્ય-સમતાભાવને પોષનારાં કારણોની સેવના તરફ વધુ લક્ષ્ય રાખજે!

૨ પરમ ઉલ્લાસથી જિનધર્મની આરાધના કરવામાં જે રાતદિન ગયાં, તે જ સફલ ગણવાં. સ્ત્રી, કુટુંબ, દોલત વગેરેમાંનું એક પણ પરભવ જતાં જીવની સાથે આવતું નથી. તું એકલો જ આવ્યો છું, ને એકલો જવાનો છું.

૩ કરોડો રત્નોની કિંમત કરતાં પણ માનવ જીવનની એક ક્ષણની કિંમત વધારે માનજે. કારણ કે આપણે કોઇને કહીએ કે, તું મને મારો ગયેલો સમય પાછો લાવી આપ, તો હું તેના બદલામાં તને કરોડો કિંમતી રત્નો આપું, તો સામો માણસ શું ગયેલો સમય પાછો લાવી આપશે? અર્થાત્ કોઇની પણ તાકાત નથી કે ગયેલો સમય પાછો લાવી આપે. માટે જ પ્રભુ શ્રી મહાવીરદેવે ફરમાવ્યું કે–જો એક વાર માનવ જિંદગી પ્રમાદી

થઈને હારી ગયા, તો ફરીથી મળવી સહેલ નથી કારણ કે કર્મોની ગતિ વિચિત્ર છે માટે ક્ષણ વાર પણ પ્રમાદ કરશો નહિ

૪ ઇંદ્રપણું, ચક્રવર્તિપણું વગેરે પદાર્થો મળવા સહેલ છે, પણ અવિચ્છિન્ન પ્રભાવશાલી શ્રી જિનેશ્વરદેવે ભાખેલ ધર્મ મળવો મહાદુર્લભ છે કદાચ દાસપણામા પણ શ્રી જિનધર્મ મળતો હોય, તો તે દાસપણાને હુ વધાવી લઉં, પણ શ્રી જિનધર્મની આરાધના વિનાનુ ચક્રિપણુ વગેરે સારી સ્થિતિ મળતી હોય તો તેને હુ સ્વપ્ને પણ ચાહુ નહિ

૫ દોષદષ્ટિનો ત્યાગ કરૂ છુ ને ગુણદષ્ટિને સ્વીકારુ છુ

૬ સુખના સમયમા પુણ્યાઈ ખાલી થતી જાય છે, એમ સમજીને હે જીવ! સેવાના અવસરે અભિમાની થઈશ નહિ, પણ ચેતતો રહેજે, ને મળેલા પદાર્થોનો સદુપયોગ કરજે તેમજ દુખના સમયમા ગભરાવુ નહિ કારણ કે પાપનો કચરો ખાલી થતો જાય છે, તેથી તે વખતે આનદ માનજે ને સમતાભાવે દુખ સહન કરજે કાયમ દુખ ને કાયમ સાસારિક સુખ રહેતુ નથી એ મસુદ્રના મોજા જેવા જાણજે

૭ શ્રી ગુરૂ મહારાજ એ વૈદ્ય, શ્રી અરિહંત પ્રભુના સ્વરૂપની યથાર્થ વિચારણા એ ઔષધ અને તમામ જીવોને પોતાની જેવા ગણીને તે સર્વની ઉપર દયાભાવ રાખવો એ પથ્ય ભોજન, આ ત્રણ સાધનો નિર્નિદાન વિધિપૂર્વક યથાર્થ સેવન કરવાથી ભાવરોગનો નાશ કરી શકાય છે તેથી હે પ્રભો! હુ જ્યા સુધી મુક્તિપદ ન પામુ, આ ભવથી માડીને ત્યા સુધીના વચલા ભવોમા એ ત્રણ સાધનોની સેવના મને ભવોભવ મળજો કર્મની પીડા એ ભાવરોગ કહેવાય

૮ હે પ્રભો! મે આપના શરીરની સેવના કરીને જે પુણ્યાનુબધી પુણ્ય કર્મ નિર્જરાદિ સ્વરૂપ લાભ મેળવ્યો હોય તેના ફલ સ્વરૂપે બને હાથ જોડી મસ્તકે લગાડી હુ એજ માગુ છુ કે-આપના પસાયથી શ્રી જિનશાસનની સેવા કરવાનો શુભ અવસર મને ભવોભવ મળજો

૯, ૧ જૈન શાસ્ત્રનો અભ્યાસ, ૨ જિનેશ્વર દેવની ભક્તિ, ૩ આર્ય પુરૂષોની સોબત, ૪ સદાચારી મહાપુરૂષોના ગુણગાન, ૫ કોઈની પણ નિદા કરવી કે સાભળવી નહિ, ૬ હિત-મિત-પ્રિય વેણ બોલવા, ૭ આત્મતત્ત્વની વિચારણા કરવી, આ સાત વાના હે પ્રભો! તમારા પસાયથી મને ભવોભવ મળજો!

૧૦ આત્મતત્ત્વની વિચારણા સક્ષેપે આ રીતે કરવી હુ એકલો જ છુ ને મારૂ અહી કોઇ નથી, તેમ જ હુ પણ કોઇનો નથી હુ લક્ષાધિપતિ શેઠિયો છુ, હુ આ

મિલ્કતનો માલિક છું, આ સ્ત્રી ધન પુત્ર વગેરે મારા છે, વગેરે પ્રકારની માન્યતા તદ્દન ખોટી છે; એ કેવલ મોહનો જ ઉછાળો છે. આવા મોહના જ પ્રતાપે મારા જીવે અનંતીવાર નરકાદિની વિડંબના ભોગવી છે. માટે હું તેનો વિશ્વાસ નહિ કરૂં. સ્ત્રી વગેરે પદાર્થો મારા નથી અને હું તેમનો નથી. આવી ભાવનાના શુભ સંસ્કારથી નિર્મોહ દશા પામી શકાય છે, શુદ્ધ શાશ્વત આત્મદ્રવ્ય સ્વરૂપ હું છું, હું જ્ઞાનાદિ ગુણવાળો છું, જ્ઞાનાદિ ગુણો એ જ મારી વસ્તુ છે, બાકીની વસ્તુ પર છે એટલે મારી નથી. જે મારૂં છે, તે મારી પાસે જ છે, હવે હું પુદ્ગલરમણતા ઘટાડીને નિજગુણરમણતા ગુણને વધારીશ. જૈનેન્દ્રાગમમાં આત્માના ત્રણ ભેદો જણાવ્યા છે: ૧ બાહ્યાત્મા, ૨ અંતરાત્મા, ૩ પરમાત્મા. જ્યાં સુધી મારો આત્મા બાહ્યદૃષ્ટિવાળો છે, એટલે મારા જ્ઞાનાદિ ગુણોથી ભિન્ન એવા સ્ત્રી, ધન, શરીરાદિના મોહને લઇને અનેક પ્રકારના આરંભ સમારંભાદિ કરે, અસત્ય બોલે, માયા પ્રપંચ કરે, પંચેન્દ્રિયાદિ જીવોનો વધ કરે, સંહારાદિ અનુચિત પ્રકારે જીવનનિર્વાહ કરે–કરાવે, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહાદિ કર્મબંધનાં કારણો આનંદથી સેવે, વિષય કષાયને સેવે, ત્યાં સુધી તે બહિરાત્મા કહેવાય સત્સંગ જિનવચન શ્રવણ, મૈત્રી વગેરે ચાર તથા અનિત્ય ભાવનાદિ બાર ભાવના, સુપાત્રદાનાદિ, શીલ તપશ્ચર્યા વગેરે સાધનો સેવવાથી બહિરાત્મ દશા દૂર કરી શકાય, ને અંતરાત્મદશા પામી શકાય. જેઓ મન, વચન, કાયાથી નિર્દોષ પ્રવૃત્તિ કરે એટલે આર્ત્ત રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી મનથી સદ્વિચાર કરે, કોઇનું પણ અનિષ્ટ ચિંતવે નહિ અને વિચારે કે–તમામ જગતના જીવોનું કલ્યાણ થાવ, સર્વે જીવો પરહિત કરનારા થાઓ, તમામ દોષ નાશ પામો, સર્વે સુખી થાવ, બધાનું કલ્યાણ થાવ, સર્વે જૈનેન્દ્ર શાસનની આરાધના કરીને મુક્તિના અવ્યાબાધ સુખ પામે, તમામ જીવો ભવોભવ જિનેન્દ્ર શાસન પામે, મારે કોઇની સાથે વેરઝેર છે જ નહિ, ને હવે હું તેવા કારણોને સેવીશ નહિ આવી શુભ ભાવનાથી હિત, મિત, પ્રિય બોલનારા, સર્વસંયમ દેશસંયમાદિની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરનારા જીવો અંતરાત્મા કહેવાય. અને ઘાતી કર્મનો નાશ કરી અરિહંતપણાને પામેલા સયોગી અયોગી કેવલી વગેરે પરમાત્મા કહેવાય–ઈત્યાદિ આ રીતે આત્મતત્ત્વની વિચારણા કરતાં શ્રી ભરત ચક્રવર્ત્તી, કૂર્માપુત્ર, જંબૂસ્વામી વગેરે ઘણાં ભવ્ય જીવો સિદ્ધિપદને પામ્યા, પામે છે, અને ભવિષ્યમાં પામશે પણ ખરા.

૧૧ હે જીવ ! વિચારી લે કે–તેં આજ સુધીમાં પરભવને લાયક જરૂરી ભાતું કેટલું તૈયાર કર્યું ? ને કેટલું કરવાનું બાકી છે. કારણ કે, તે કામ અહીં જ થઇ શકશે.

૧૨ હે જીવ ! તું હાલ વિભાવ દશામાં વર્તે છે કે સ્વભાવ દશામાં વર્તે છે ? જો તું વિભાવ દશામાં વર્ત્તતો હોય તો જરૂર ત્યાંથી ખસીને જલદી સ્વભાવ દશામાં આવી જા, સ્વચિંતા તજીને પરચિંતા કરવામાં આત્મહિત છે જ નહિ.

૧૩ જે પદાર્થો જન્મતા સાથે આવ્યા નથી, પરભવમા જતા પણ સાથે આવશે નહિ, ને આત્મહિત બગાડનારા છે, તેવા સ્ત્રી, ધન, શરીરાદિની જે મોહગર્ભિત વિચારણા તે વિભાવ દશાની વિચારણા કહેવાય અને પોતાના જ્ઞાન, દર્શન ચારિત્રાદિ ગુણોની જે વિચારણા તે સ્વભાવ દશાની વિચારણા કહેવાય

૧૪ હે જીવ ! તે પરમોપકારી શ્રી આચાર્ય ભગવત વગેરે મહાપુરૂષોના સમાગમથી તથા તેમનો પરભવમા પણ પરમ કલ્યાણ કરનાર ઉપદેશ સાભળી મનન કરી અત્યાર સુધીમા શક્તિ પ્રમાણે દાનાદિ ધર્મ સાધ્યો ઉપધાન, દેશ વિરતિ વગેરેની જે સાધના કરી હોય તેની તુ અનુમોદના કરજે, અને પ્રતિદિન તેની નિર્મલ આરાધના વધારે પ્રમાણમા થાય, તે તરફ જરૂર લક્ષ્ય રાખજે એમ માનજે કે–હજુ પણ તારે ( સર્વ વિરતિની આરાધના વગેરે ) અમુક કાર્યો કરવાના બાકી છે જો પ્રબલ પુણ્યોદયે તેવો અવસર મળે ને તેવી આરાધના થાય, તો જ માનવ જિદગીની ખરી સાર્થકતા કહી શકાય જ્યા સુધી હુ તેવા કાર્યો કરવાને લાયક ન બનુ, ત્યા સુધી મારે માનવુ જોઈએ કે–હજુ તેવા પ્રકારનો વિશિષ્ટ કર્મનો ક્ષયોપશમ અને પુણ્યોદય થયો નથી હુ જે દિવસે જે ઘડીએ તેવા કાર્યો કરવા ભાગ્યશાલી થઈશ, તે જ દિવસ અને તે જ ઘડી હુ સફલ માનીશ

૧૫ હાલ જો તુ શ્રાવકપણાની આરાધના કરતો હોય તો સયમધારી મહાપુરૂષોને જોઈને મનમા એમ વિચારજે કે હે જીવ ! તુ આવી સમતામૃતથી ભરેલી મુનિતાને ક્યારે પામીશ ? યાદ રાખજે કે નિર્દોષ સયમ જીવનના પ્રતાપે જ સાચી શાતિ અને સાચુ સુખ મળે છે

૧૬ જે જન્મ્યો તે મરવાનો જરૂર, પણ જેઓ વ્રતાદિની સાધના કરે છે, સાધુ, સાધ્વી આદિ સાત ક્ષેત્રોને પોષે છે, જૈન સિદ્ધાતાદિ ભણે ને સાભળે, ભણાવે, સભળાવે, ભણતા, ભણાવતા, સાભળતા, સભળાવતા ભવ્ય જીવોને સહાય કરે, વિષય કષાયના પ્રસગથી તદ્દન અલગ રહે, અનિત્યાદિ સોળ ભાવના ભાવે, ખમતખામણા કરે કરાવે, પરમ ઉલ્લાસથી જૈનેન્દ્રાગમો લખાવી ગુરૂ મહારાજને વહોરાવે, વગેરે પ્રકારે સાત્ત્વિકભાવે શ્રી જિનધર્મની આરાધના કરનારા ભવ્ય જીવો અત સમયે સમાધિપૂર્વક હસતા હસતા મરણ પામે છે, તેમને મરણનો ભય હોતો જ નથી કારણ કે તેઓ અહી જે સ્થિતિમા છે, તેથી સારામા સારી સ્થિતિને પરભવમા પામે છે આત્મા મરે જ નહિ, દેહાદિથી આત્મા છૂટો પડે, એ જ મરણ કહેવાય છે

૧૭ હે જીવ ! ક્ષણ વારમા શુ બનાવ બનશે તેની તને ખબર નથી, તેમજ તારા જેવાને ઢાકયા કર્મની પણ ખબર પડતી નથી, માટે હમેશા ચેતતો રહેજે ને ભવિષ્યમા મોડા કરવા ધારેલા કાર્યો જલદી કરી લેજે

૧૮ મારા દેવ અરિહંત છે, કંચન કામિનીના ત્યાગી વિશિષ્ટ મહાવ્રતાદિ સદ્‌ગુણોના ધારક શ્રી આચાર્ય ભગવંત વગેરે ગુરૂ છે અને શ્રી જિનેશ્વરદેવે કહેલ ત્રિપુટીશુદ્ધ ધર્મ છે. અત્યાર સુધીમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની આરાધના કરતાં મન, વચન કાયાથી કોઇ પણ દોષ ( અતિચાર ) લાગ્યો હોય, તેની આત્મસાક્ષીએ નિંદા કરૂં છું, ને ગુરૂસાક્ષીએ ગર્હા કરૂં છું. જે દોષની શુદ્ધિ માટે ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે પ્રાયશ્ચિત્તાદિ કરવાની જરૂરિયાત જણાતી હોય, તે તે દોષની શુદ્ધિને અંગે પ્રાયશ્ચિત્તાદિ કરીને આત્મશુદ્ધિ કરવા ચાહું છું.

૧૯ સંસારની રખડપટ્ટી ટાળવાનો ઉપાય પૂર્વધર ભગવંતે શ્રીપંચસૂત્રના પહેલા પાપપ્રતિઘાતબીજાધાન નામના સૂત્રમાં ફરમાવ્યો છે, તે આ પ્રમાણે:-દરરોજ એમ વિચારવું કે આ જીવ અનાદિ છે, અને તેને સંસારની રખડપટ્ટી પણ અનાદિ કાલની છે. અનાદિ કર્મસંયોગથી જ સંસારમાં રખડપટ્ટી કરવી પડે છે. આ સંસાર દુ:ખરૂપ છે, તેમાં એક દુ:ખ ખસે ત્યાં બીજું દુ:ખ આવીને ઊભું જ રહે, માટે તે દુ:ખરૂપ ફલવાળો કહ્યો છે. ૧ શ્રી અરિહંતનું શરણાદિ ચાર શરણને અંગીકાર કરવા, ૨ સુકૃતની અનુમોદના, ૩ અને દુષ્કૃતની ગર્હા આ ત્રણ સાધનોની ભાવના વારંવાર કરવાથી ભવ્યત્વાદિ સામગ્રી મળી શકે, તેની આરાધનાથી પાપ કર્મનો નાશ થાય. તેથી જ્ઞાનપૂર્વક નિર્નિદાન શ્રી જિનધર્મની આરાધના કરી શકાય. ને તેથી સંસારમાં રખડવાનું બંધ થઈ જાય; આ રીતે સંસારની રખડપટ્ટી ટાળી શકાય.

૨૦ મનથી અયોગ્ય વિચાર કરતાં, વચનથી અયોગ્ય વેણ બોલતાં, અને કાયાથી અનુચિત પ્રવૃત્તિ કરતાં જે પાપ બંધાયું હોય, તે સંબંધી મિથ્યા દુષ્કૃત દઉં છું.

૨૧ મેં કોઇનું અનિષ્ટ ચિંતવ્યું હોય, કોઇને ખરાબ વેણ કહ્યાં હોય, કાયાથી કોઇને તાડનાદિ કર્યું હોય, તે સંબંધી પાપને હું ખમાવું છું. અને જેઓ મારા ગુન્હેગાર હોય, તેઓ મને ખમાવે એમ હું ચાહું છું; કારણ કે ખમવું અને ખમાવવું એ શ્રી જિનશાસનની અવિચ્છિન્ન મર્યાદા છે. જે ભવ્ય જીવો ખમે અને ખમાવે તેઓ જ આરાધક કોટીના જાણવા; અને જેઓ ન ખમે, ન ખમાવે, તે જીવો વિરાધક જાણવા. પાપ કરવું એ દુષ્કર નથી, પણ નિર્મલ ભાવથી પ્રાયશ્ચિત્ત કરી ખમાવી આત્મશુદ્ધિ કરવી એ જ બહુ દુષ્કર છે.

૨૨ ભૂત ભવિષ્ય અને વર્તમાન કાલના સર્વ તીર્થંકરાદિને, બધા જૈન તીર્થોને, અને ત્યાં રહેલી તમામ જિનપ્રતિમાઓને હું ભાવથી વાંદું છું.

૨૩ આ રાત્રિમાં કદાચ મારૂં મરણ થાય તો મારે સ્વાધીન લક્ષ્મી વગેરે તમામ પદાર્થોને વોસિરાવું છું.

૨૪ મે પ્રાણાતિપાતાદિ અઢારે પાપસ્થાનકોમાથી કોઈ પણ પાપસ્થાનક સેવ્યુ હોય, સેવરાવ્યુ હોય, સેવનારની અનુમોદના કરી હોય, તે સંબંધી મિચ્છામિ દુક્કડં દઉં છુ

૨૫ ચોરાશી લાખ જીવાયોનિમાના કોઈ પણ જીવને હણ્યો હોય, હણાવ્યો હોય, હણનારને સારો માન્યો હોય, તે સંબધી મિથ્યાદુષ્કૃત દઉં છુ

૨૬ શ્રી અરિહંત, સિદ્ધ, સાધુ, જિન ધર્મ મહામંગલિક છે, લોકમા ઉત્તમ છે, હું તે ચારેના શરણુને અંગીકાર કરૂં છુ

૨૭ તમામ વિચારો દૂર કરી શ્રી સિધ્ધચક્ર ભગવતના સ્વરૂપને વિચારતા વિચારતા અલ્પ નિદ્રા લેવી વચમા નિદ્રા ઉડી જાય તો નિર્મોહ દશાની ચિંતવના કરવી શ્રી મલ્લિનાથ, નેમિનાથ, જંબૂસ્વામી, સ્થૂલિભદ્રાદિની જીવનઘટના વિચારવી એ પ્રમાણે શ્રી પંચસૂત્રાદિ અનેક ગ્રંથોના આધારે બહુ જ ટૂંકામા આરાધક ભાવના અહી જણાવી છે ભવ્ય જીવો તેને વારંવાર વિચારી, મનન કરી, મન, વચને કરી મન, વચન, કાયાની એકતા સાધી સમતામય મોક્ષમાર્ગની સાધના કરી મુક્તિના અવ્યાબાધ સુખ પામે એ જ હાર્દિક ભાવના

॥ શ્રી દશ પયન્નાનો ક્રમસર સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો એકવીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

॥ इति तपोगच्छाधिपति शासनसम्राट् सूरिचक्र चक्रवर्त्ति–जगद्गुरु–परमोपकारि शिरोमणि पूज्यपादाचार्य श्रीविजयनेमिसूरीश्वर चरणकिंकर विनेयाणुशास्त्रविशारद कविदिवाकर–प्राकृत-संस्कृत–गौर्जरी–भाषाबद्ध त्रिचत्वारिंशदुत्तरशतग्रंथादि विधायकाचार्य श्रीविजयपद्मसूरीश्वर विरचित स्वोपज्ञ स्पष्टार्थादिसमेत श्री जैन प्रवचन किरणावली सदभिधान प्राकृत ग्रंथस्य प्रकीर्णकदशकादि वर्णनात्मकस्तृतीयो विभाग' ॥

॥ तृतीयो विभाग :समाप्त. ॥

# શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો ચોથો વિભાગ.

## ॥ બાવીશમો પ્રકાશ ॥

### ॥ ચાર મૂલસૂત્રો—શ્રી આવશ્યક સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

नवदिक्खियाण पुव्विं, पढणिज्जाइं जओ तओ ताइं ॥
मूलाइंव तरूणं, वुत्ताइं मूलसुत्ताइं ॥ १६३ ॥

सव्वत्थ मूलथिज्जा, थिज्जं गिज्जइ समूलवत्थूणं ॥
नाणं किरिया मूलं, साहूणं समणधम्मस्स ॥ १६४ ॥

समया दंसणसुद्धी, विणओ सोही अइक्कमाईणं ॥
दोसविसोही संवर–भाया आवस्सया होज्जा ॥ १६५ ॥

आयारायरणाणा–यारच्चाया छजीवविण्णाणं ॥
पवयणजणणी सेवा, संजमसंसा थिरत्तं च ॥ १६६ ॥

दसवेयालियसुत्ता, एयं तह चेवमुत्तरज्झयणा ॥
साहुगुणाण वियासो, वेरग्गाईण विण्णाणा ॥ १६७ ॥

आहाराइय दोस–ण्णाणं णिद्दोसवत्थुसंसेवा ॥
होज्जा तेसिं जेहिं, विण्णाया ओहनिज्जुत्ती ॥ १६८ ॥

आवस्सय दसवेया–लिउत्तरज्झयणमोहणिज्जुत्ती ॥
वुच्छं परिचयमेसिं, कमसो एवं च पढमस्स ॥ १६९ ॥

सामाइयं च चउवी–सत्थवं वंदणमिहं पडिक्कमणं ॥
काउस्सग्गो पच्च–क्खाणमियावस्सए वच्चं ॥ १७० ॥

जं चावस्सयमेवं, पाओ संझाइ साहुसड्ढाणं ॥
करणिज्जं सद्दत्थो, वुत्तो अणुओगदारसुए ॥ १७१ ॥

શબ્દાર્થ —પ્રબલ પુણ્યોદયે ઉત્તમ ચારિત્ર ધર્મની આરાધન કરવામા તીવ્ર ઉત્સાહી નવા મુનિવરોને પહેલા એટલે દીક્ષા લીધા પછી શરૂઆતમા ક્રમસર આ આવશ્યક વગેરે ચાર સૂત્રો ભણવા જ જોઇયે આ કારણથી તે ૪ સૂત્રો મૂલ સૂત્ર તરીકે ઓળખાય છે જેમ ઝાડનો ટકાવ તેના મૂલ (મૂલિયું, મૂલના ભાગ)ની મજબૂતાઇને આધીન છે, તેમ નવા મુનિવરોને કરવા લાયક નિર્દોષ સાત્વિકી મોક્ષ માર્ગની આરાધના (નિર્મલ સમ્યકત્વ જ્ઞાન ચારિત્રની આરાધના) આ ચાર સૂત્રોના બોધને આધીન છે એટલે આ ચાર સૂત્રોના જાણકાર મુનિવરો સંપૂર્ણ રીતે સંયમ ધર્મની પરમ ઉલ્લાસથી નિર્દોષ આરાધના જરૂર કરી શકે છે ને થોડા ટાઇમે સિદ્ધિના સુખ પામે છે માટે શ્રી આવશ્યકાદિ ચાર સૂત્રોનુ મૂલસૂત્ર નામ સુપ્રસિદ્ધ છે ॥૧૬૩॥ વ્યવહારમા પણ મકાન વગેરેની બાબતમા પણ તેમજ જણાય છે જુઓ, મૂલ એટલે જો પાયો મજબૂત હોય, તોજ મકાન અથવા મ્હેલ મજબૂત બને છે ભવિષ્યમા ટકી શકે છે આ રીતે જેમ મૂલવાળા પદાર્થોનો ટકાવ મૂલની મજબૂતાઇને આધીન છે, તેમ નવા (વર્ત્તમાન કાલે) સંયમ ધર્મને પામેલા જીવોને મોક્ષના અવ્યાબાધ સુખોને મેળવવા રૂપ મ્હેલનો ટકાવ જ્ઞાન અને ક્રિયાની પરમ ઉલ્લાસથી કરેલી સાત્વિકી આરાધના રૂપ મૂલને આધીન છે આવી તે આરાધનાના સ્વરૂપને સમજાવનારા આ ચાર મૂલસૂત્રો છે અથવા ક્ષમા, માર્દવ, આર્જવ, સંતોષ વગેરે દશ પ્રકારે કહેલ શ્રમણ ધર્મરૂપી વૃક્ષ (ઝાડ)ના મૂલ જેવા યથાર્થ જ્ઞાનની ને ક્રિયાની બીનાને વિસ્તારથી સમજાવનારા જે ચાર સૂત્રો, તે મૂલસૂત્રો કહેવાય એમ બે રીતે મૂલસૂત્રનો શબ્દાર્થ જાણવો ॥૧૬૪॥ સામાયિકાદિ ૬ આવશ્યકોના ફલ અનુક્રમે આ પ્રમાણે જાણવા—સામાયિક નામના પહેલા આવશ્યકનુ ફલ સમતા છે, બીજા ચતુર્વિંશતિસ્તવ (લોગસ્સ) નામના આવશ્યકથી આત્માનો સમ્યગ્દર્શન નામનો ગુણ ચોખ્ખો બને છે ત્રીજા વંદનક (દ્વાદશાવર્ત્તવંદન) નામના આવશ્યકથી વિનયાદિ ગુણોની આરાધના થાય છે ચોથા પ્રતિક્રમણ નામના આવશ્યકથી વ્રતાદિની આરાધના કરતા અજ્ઞાનાદિ કારણે તેમા (વ્રતાદિમા) લાગેલા અતિક્રમ વ્યતિક્રમ અતિચારાદિ દોષરૂપ મેલ ધોવાય છે પાચમા કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ) નામના આવશ્યકથી ચોથા આવશ્યકના અવસરે જે દોષોની આલોચના નિંદા ગર્હાદિ કરવા ભૂલી ગયા હોય, તે બધા દોષોની શુદ્ધિ (આ પાચમા આવશ્યકથી) થાય છે આ રીતે દોષોની સંપૂર્ણ શુદ્ધિ ચોથા અને પાચમા આવશ્યકથી થાય છે એમ જાણવુ છઠ્ઠા પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ) નામના આવશ્યકથી સંવરાદિનો મુખ્ય લાભ થાય છે અને ૬ આવશ્યકોનુ એકઠુ ફલ-સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના, વૃદ્ધિ, અને સ્થિરતા (ટકાવ) જાણવુ અથવા જ્ઞાનાચારાદિ પાચે આચારની શુદ્ધિ વગેરે સ્વરૂપ ફલ પણ કહ્યુ છે ॥૧૬૫॥ દશવૈકાલિક સૂત્રથી એટલે તેના અભ્યાસાદિથી નવા સાધુઓ પોતાના મુનિ ધર્મને લાયક આચારને સેવે છે ને અનાચારને છોડે છે તથા પૃથ્વીકાયાદિ ૬ જીવનિકાયનુ સ્વરૂપ સમજીને તેની રક્ષા કરે છે તેમજ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિના સમુદાય રૂપ આઠ પ્રવચન માતાની આરાધના કરે છે આ રીતે સંયમ ધર્મને આરાધીને પોતે પ્રશંસા

(૨૧) શ્રીજિનપ્રભસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૩૬૪ માં સાધુપ્રતિક્રમણસૂત્રની ટીકા રચી. (૨૨) શ્રીવિજયસિંહસૂરિએ વિ૦સં૦ ૧૧૮૩ માં શ્રાવક પ્રતિક્રમણસૂત્રની ૪૫૯૦ શ્લોક પ્રમાણ ચૂર્ણિ બનાવી તથા શ્રીચંદ્રસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૨૨૨ માં ૧૯૫૦ શ્લોક પ્રમાણ વૃત્તિ રચી (૨૩)શ્રીયશોદેવસૂરિએ 'પ્રત્યાખ્યાનસ્વરૂપગ્રંથ' પ્રાકૃતમાં બનાવ્યો. તેનું પ્રમાણ ૩૬૦ શ્લોકો કહ્યા છે. (૨૪) પ્રત્યાખ્યાન વૃત્તિનું પ્રમાણ ૫૫૦ શ્લોકો કહ્યા છે. (૨૫) શ્રીમતિસાગરે વિ૦સં૦ ૧૧૬૮ માં શ્રીપંચ પરમેષ્ઠિ વિવરણની રચના કરી, તેની ૨૫૦ પ્રાકૃત ગાથાઓ છે. (૨૬) વંદારૂવૃત્તિ–શ્રીદેવેન્દ્રસૂરિ મહારાજે વંદિતાસૂત્રની ઉપર અંદાજ ૫૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી તે વંદારૂવૃતિ નામે ઓળખાય છે. તે છપાઇ છે. (૨૭) શ્રાધ્ધપ્રતિક્રમણસૂત્ર વૃત્તિ પણ (સુરતથી) છપાઇ છે (૨૮) શ્રીવિશેષાવશ્યક મહાભાષ્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે સામાયિકસૂત્ર ('કરેમિભંતે' સૂત્ર) ના વિવરણરૂપે પ્રાકૃત ગાથાબદ્ધ ભાષ્યની રચના કરી હતી. તેની છપાયેલી બે ટીકાઓમાંની એક ટીકા શ્રીકોટયચાર્ય મહારાજે બનાવી છે. તેના આધારે મલધારી શ્રીહેમચંદ્રસૂરિ મહારાજે મોટી ટીકા બનાવી. તે બહુજ સરલ હોવાથી અભ્યાસકોને ભાષ્યનું રહસ્ય સ્પષ્ટ રીતે સમજવા માટે પરમ સાધન છે. મારી યાદી પ્રમાણે આ રીતે શ્રીઆવશ્યક સૂત્રના અર્થને સમજાવનારા નિર્યુક્તિ વગેરે સાધનોની ખાસ જરૂરી બીના જણાવી છે. સંભવ છે કે આ સૂત્રના બીજા પણ વૃત્તિ દીપિકા વગેરે સાધનો જ્ઞાન ભંડારાદિમાં સુરક્ષિત રહ્યા હોય.

## ॥ શ્રી દશ વૈકાલિક સૂત્રના નિર્યુક્તિ વગેરે સાધનોની ટૂંક બીના ॥

**૧ દશવૈકાલિકસૂત્રની નિર્યુક્તિ**—આ નિર્યુક્તિના બનાવનાર શ્રીભદ્રબાહુસ્વામી મહારાજ છે. તેમણે ૪૪૫ ગાથા પ્રમાણ આ નિર્યુકિતમાં દશવૈકાલિકસૂત્રનું યથાર્થ રહસ્ય સમજાવ્યું છે. બીજા ગ્રંથોમાં આ નિર્યુક્તિની ૪૫૨ ગાથાઓ જણાવી છે. (૨) શ્રીદશવૈકાલિક ચૂર્ણિ–આનું પ્રમાણ ૭૦૦૦ શ્લોકો છે. બીજા ગ્રંથોમાં ૭૯૭૦ શ્લોકો કહ્યા છે. નિર્યુકિતનું રહસ્ય સમજાવનારી ચૂર્ણિ છે. (૩) આ ચૂર્ણિ વગેરે સાધનોના આધારે શ્રીહરિભદ્રસૂરિ મહારાજે ૭૫૫૦ શ્લોક પ્રમાણ મોટી ટીકા બનાવી તે છપાઈ છે. અને શ્રીતિલકસૂરિમહારાજે ૭૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી હતી. તેમાં શ્રીનેમિનાથ પ્રભુનું ચરિત્ર વિસ્તારથી જણાવ્યું હતું. તથા શ્રીસુમતિસૂરિ મહારાજે મોટી અને લઘુ ટીકાના આધારે ૨૬૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી હતી. બીજા પણ દીપિકા વગેરે સાધનો દશવૈકાલિકના અર્થને સમજાવનારા છે. તેમાં સમયસુંદરજીએ દીપિકા રચી છે.

## ॥ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના નિર્યુક્તિ વગેરે સાધનોની ટૂંક બીના ॥

(૧) આ શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૩૬ અધ્યયનો છે. તેનું પ્રમાણ ૨૦૦૦ લોકો કહ્યા છે. (૨) શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે ૬૦૭ ગાથામાં ૭૦૦ શ્લોક પ્રમાણ નિર્યુક્તિની રચના કરી.

તે છપાઈ છે (૩) ગોવાલય મહત્તરના શિષ્યે ૫૯૦૦ શ્લોક પ્રમાણ ચૂર્ણિની રચના કરી બીજા ગ્રંથોમા આ ચૂર્ણિનુ પ્રમાણ ૫૮૫૦ શ્લોકો છે એમ કહ્યુ છે (૪) શ્રીનેમિચંદ્રસૂરિ મહારાજે વિ૦સં૦ ૧૧૨૯ મા ૧૪૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા ૧૮૦૦૦ શ્લોકોના પ્રમાણવાળી મોટી ટીકાના આધારે રચી, તેનુ સુબોધા નામ છે શ્રીનેમિચંદ્રસૂરિનુ સૂરિપદ થયા પહેલાનુ 'શ્રીદેવેન્દ્રગણી' નામ હતુ આચાર્યપદવી દેતા ખાસ કારણે પહેલાનુ નામ બદલી શકાય, એવો પ્રાચીન વ્યવહાર છે (૫) વાદિવૈતાલ શ્રીશાંતિસૂરિ મહારાજે ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ સૂત્રમિશ્ર મોટી ટીકા બનાવી, તેમા કથાનક વગેરેમા પ્રાકૃત રચના વધારે છે, તેથી 'પાયટીકા' અથવા પાઈયટીકા કહેવાય છે આના આધારેજ શ્રી નેમિચંદસૂરિએ સુબોધા નામની ૧૪૦૦૦ શ્લોક પ્રમાણ નાની ટીકા, તથા બીજાઓએ દીપિકા અવચૂરિ વગેરેની રચના કરી ૭ એમ શ્રી ઐતિહાસિક ગ્રંથાદિમા જણાવ્યું છે (૬) શ્રી ભાવવિજયજીએ શ્લોકબદ્ધ ટીકા બનાવી છે તે છપાઇ છે (૭) ખરતરગચ્છીય શ્રી કમલસંયમે કમલસંયમી નામની ટીકા બનાવી (૮) તથા શ્રી લક્ષ્મીવલ્લભે 'લક્ષ્મીવલ્લભી' નામે ટીકા રચી તે બને ટીકાઓ છપાઇ છે આ રીતે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની નિર્યુક્તિ વગેરેની બીના જાણવી

## ॥ શ્રી ઓઘનિર્યુક્તિની ટીકા વગેરે સાધનોની ટૂંક બીના ॥

**૧ ઓઘનિર્યુક્તિ**—મૂલ ગ્રંથનુ પ્રમાણ ૧૧૬૪ ગાથાઓ છે (૨) આના અર્થને સમજાવનારી ચૂર્ણિ હતી, પણ તે હાલ મળી શકતી નથી (૩) આનુ ૩૦૦૦ શ્લોક પ્રમાણ ભાષ્ય હતુ, તે પણ મળી શકતુ નથી (૪) શ્રી દ્રોણાચાર્ય મહારાજે ૬૮૨૫ શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે, તે છપાઈ છે (૫) શ્રી મલયગિરિજી મહારાજે ૮૮૫૦ શ્લોક પ્રમાણ સૂત્રમિશ્ર વૃત્તિ રચી હતી, પણ હાલ તે મળી શકતી નથી

શ્રી દશવૈકાલિકસૂત્રના બે ઉદ્દેશાવાળા પાચમા અધ્યયનની જે નિર્યુક્તિ તેજ પિંડનિર્યુક્તિ નામે સુપ્રસિદ્ધ છે, તેથી તે દશવૈકાલિક નિર્યુક્તિમાજ ગણવી વ્યાજબી છે દશવૈકાલિકના બીજા ૯ અધ્યયનોની નિર્યુક્તિનુ પ્રમાણ નાનુ છે ને આ પાચમા અધ્યયનની નિર્યુક્તિની ૭૦૮ ગાથાઓ હોવાથી પ્રમાણમા તે મોટી નિર્યુક્તિ ગણાય આ ઇરાદાથી તે પાચમા અધ્યયનની નિર્યુક્તિ અલગ શાસ્ત્ર તરીકે ગણાય છે પણ તે ૪૫ આગમોની ગણત્રીમા લેવાયજ નહિ તેનુ કારણ પહેલા કહ્યુ છે જો કે પિંડનિર્યુક્તિ નામ વધારે પ્રસિદ્ધ છે તો પણ ખરી રીતે તે શ્રીદશવૈકાલિકના પાચમા પિંડૈષણાધ્યયનની જ નિર્યુક્તિ છે એમ સમજવુ અહી પિંડનિર્યુક્તિમા ફક્ત આહારાદિનીજ બીના વિસ્તારથી વર્ણવી છે પણ ઓઘનિર્યુક્તિમા આહાર પાણીની બીના ઉપરાંત બીજી પણ વિવિધ પ્રકારની મુનિવરોના આચારાદિની બીના બહુજ સ્પષ્ટ રીતે સમજાવી છે આવા અનેક કારણોને લઇને મૂલ સૂત્રોમા ઓઘનિર્યુક્તિ ગણવી, પણ પિંડનિર્યુક્તિ ગણાયજ નહિ એમ શ્રીગીતાર્થ મહાપુરૂષોના વચનોનુ રહસ્ય વિચારતા સમજાય છે શ્રી સેનપ્રશ્નાદિ ઘણા ગ્રંથોના આધારે જણાય છે

કે નિર્યુક્તિની રચના ચૌદ પૂર્વોના જાણકાર શ્રુતકેવલીજ કરે, બીજાને તેની રચના કરવાનો અધિકાર નથી. તેમ કહેવાનું ખરૂં રહસ્ય એ છે કે બીજ બુદ્ધિ વગેરે લબ્ધિઓના ભંડાર શ્રીગણધરદેવોએ રચેલા સૂત્રોની ખરી યોજના કરવા માટે તેઓજ સંપૂર્ણ રીતે સમર્થ હોય છે. આવાજ શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે રચેલી પિંડનિર્યુક્તિ હોવાથી જ ચૌદસો ચુંમાલીસ ગ્રંથોના બનાવનાર શ્રીજિનભદ્રસૂરિના શિષ્ય યાકિની મહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિ વગેરે મહાપુરૂષોએ ત્રણ વૃત્તિઓ રચી છે. તેની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી–૧ પિંડનિર્યુક્તિની ૭૦૮ ગાથાઓ છે. ઐતિહાસિક ગ્રંથોમાં કહ્યું છે કે આની ૪૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા કોઈએ રચી હતી. તેમાં ટીકાકારનું નામ જણાવ્યું નથી, માટે તે 'અજ્ઞાતકર્તૃક' વિશેષણથી ઓળખાવી છે. હાલ તે મળતી નથી. (૨) શ્રી હરિભદ્રસૂરિ મહારાજે આ શ્રીપિંડનિર્યુક્તિની અધૂરી ૧૩૫૦ શ્લોક પ્રમાણ ટીકા રચી હતી, તે શ્રીદેવાચાર્ય મહારાજના શિષ્ય શ્રી વીરાચાર્યે પૂરી કરી. તેનું અલગ પ્રમાણ ૧૭૫૦ શ્લોકો કહ્યા છે. બંને વિભાગોની ટીકાનું પ્રમાણ ૩૧૦૦ શ્લોકો થાય (૩) શ્રીમલયગિરિ મહારાજે ૭૫૦૦ શ્લોક પ્રમાણ સૂત્રમિશ્ર ટીકા રચી હતી, તે હાલ મળતી નથી. આ રીતે શ્રી ઓઘનિર્યુક્તિના ટીકાદિ-સાધનોની ટૂંક બીના જણાવવાના પ્રસંગે પિંડનિર્યુક્તિની વૃત્તિઓની બીના પણ ટૂંકામાં જણાવી. બીજા ઐતિહાસિક ગ્રંથોમાં આ ચાર મૂલ સૂત્રોના નિર્યુક્તિ વગેરે સાધનોની ખાસ જાણવા જેવી વધૂ હકીકત પણ કહી છે. તે ટૂંકામાં આ પ્રમાણે જાણવી.

૧ શ્રી દેવેન્દ્રસૂરિએ ષડાવશ્યક (૬ આવશ્યક) સૂત્રની વંદારૂવૃત્તિ નામે ટીકા બનાવી, તેનું બીજું નામ 'શ્રાવકાનુષ્ઠાનવિધિ' પણ કહ્યું છે.

૨ આવશ્યક સૂત્રના પહેલા સામાયિક નામના અધ્યયનની ( શ્રીભદ્રબાહુસ્વામીકૃત ) નિર્યુક્તિના આધારે શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે ૫૦૦૦ શ્લોક પ્રમાણ પ્રાકૃત ગાથા બદ્ધ **'ભાષ્ય'**ની રચના કરી, તે સામાયિકસૂત્રના વિવરણરૂપ હોવાથી 'વિશેષાવશ્યકભાષ્ય' નામે વધારે પ્રસિદ્ધ છે. આ ભાષ્ય (મહાભાષ્ય) પૂર્વધર શ્રીજિનભદ્રગણિ ભગવંતની અપૂર્વ રચના રૂપ હોવાથી શ્રીજૈનાગમોમાં અપૂર્વ તત્ત્વ બોધને દેનાર શાસ્ત્ર તરીકે સુપ્રસિદ્ધ છે.

૩ વિજયસિંહસૂરિએ વંદિત્તા સૂત્રની (શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રની) ચૂર્ણિ વિ૦સં૦ ૧૧૮૩ માં રચી. તેના આધારે રત્નશેખરસૂરિએ અર્થદીપિકા નામની ટીકા બનાવી તે છપાઇ છે.

૪ શ્રીહરિભદ્રસૂરિકૃત બાવીશ હજારી ટીકાનું 'શિષ્યહિતા' બીજું નામ છે.

૫ અહીં ચાલુ પ્રસંગે મૂલ સૂત્રોમાંના મૂલ શબ્દનો અર્થ પ્રાથમિક એટલે મુનિધર્મને પામ્યા બાદ શરૂઆતમાં ખાસ ભણવાલાયક જે સૂત્રો, તે મૂલસૂત્રો કહેવાય આ મૂલસૂત્રની વ્યાખ્યા કરવામાં જેમ મૂલ શબ્દનો 'પ્રાથમિક' અર્થ કર્યો, તેવી રીતે મૂલ શબ્દના બીજા પણ અર્થો થાય છે. એમ અન્ય ધર્મીઓના (બૌદ્ધધર્મી આદિના) ગ્રંથોનું રહસ્ય વિચારતાં જણાય

છે, અહીં 'મહાવ્યુત્પત્તિગ્રંથ' વગેરે દૃષ્ટાંત તરીકે જાણવા બૌદ્ધધર્મના આ 'મહાવ્યુત્પત્તિ' ગ્રંથમાં કહેલા મૂલગ્રંથ શબ્દમાંના મૂલશબ્દથી ગૌતમ બુદ્ધનું ગ્રહણ કરીને મૂલ ગ્રંથશબ્દનો અર્થ આ રીતે જણાવ્યો છે જેમાં બૌદ્ધધર્મના મૂલ સમાન ( ઉત્પાદક ) બુદ્ધના વચનોનું વર્ણન કર્યું છે તે 'મૂલગ્રંથ' કહેવાય આ રીતે અનેક અર્થમાં મૂલશબ્દ વપરાય છે તેમાં અહીં 'પ્રાથમિક' અર્થ લેવો

૬ ઐતિહાસિક ગ્રંથાદિમાં આવશ્યક સૂત્રની નિર્યુક્તિના અર્થને સમજાવનારા ત્રણ ભાષ્યો કહ્યા છે તેમાં ૧૭૩ ગાથાવાળું ભાષ્ય 'મૂલભાષ્ય' નામે ઓળખાય છે, ને અંદાજ ૩૦૦ ગાથાવાળું બીજું ભાષ્ય છે તથા ત્રીજું ભાષ્ય 'વિશેષાવશ્યક' નામથી સુપ્રસિદ્ધ છે અન્યત્ર કહ્યું છે કે-શક સંવત ૫૩૧માં લખાએલી શ્રીવિશેષાવશ્યક મહાભાષ્યની ' હાથ પોથી" જેસલમેરમાં છે આ વિશેષાવશ્યક ભાષ્યના કર્ત્તા શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે સંસ્કૃત ભાષ્ય રચ્યું હતું તે જેસલમેરમાં છે તથા વિશેષાવશ્યકમાંનો વિશેષ શબ્દજ જણાવે છે કે આ ભાષ્ય સંપૂર્ણ શ્રીઆવશ્યકસૂત્રનું નથી, પણ તેના એક ભેદ રૂપ સામાયિકસૂત્ર નામના પહેલા આવશ્યકના વિવરણ સ્વરૂપ છે 'શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ' નામમાં રહેલા શ્રમણ શબ્દનું રહસ્ય વિચારતા જણાય છે કે તેઓશ્રી દૃષ્ટિવાદના ભેદ રૂપ પૂર્વજ્ઞાનને ધારણ કરનારા હતા જેમના નામમાં વાદી, ક્ષમાશ્રમણ, દિવાકર, વાચકમાંનો કોઈ પણ શબ્દ બોલવામાં આવતો હોય, તેઓ પૂર્વગત શ્રુતના જાણકાર છે, એમ જાણવું કહ્યું છે કે —

वाई य खमासमणे, दिवायरे वायगत्ति एगट्ठे । पुव्वगयम्मि य सुत्त, एए सद्दा पवट्टंति ॥१॥

( આનો અર્થ આ ગાથાની પહેલાજ જણાવ્યો છે ) ઉપાધ્યાયજી યશોવિજયજી વગેરેના નામમાં જોડાયેલા વાચક શબ્દનો અર્થ "ઉપાધ્યાય" કરવો એટલે તેઓ પૂર્વધર નથી, એમ સમજવું

૭ આવશ્યકસૂત્રની ચૂર્ણિ—ઐતિહાસિક ગ્રંથોમાં અને આની છાપેલી પ્રતની શરૂઆતમાં આ ચૂર્ણિના બનાવનારા 'શ્રીજિનદાસગણી' જણાવ્યા છે અહીં પ્રાકૃત ગદ્ય ભાગ વધારે છે જરૂરી પ્રસંગે ગાથાઓ પણ જણાવી છે લોકોત્તર ઐતિહાસિક કથાદિને જણાવનારી આ શ્રી આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે વર્ત્તમાન શાસનના નાયક પ્રભુશ્રી મહાવીરદેવને કેવલજ્ઞાન થયા પહેલાના ૧૩મા વર્ષે શ્રાવસ્તી નગરીમાં પાણીની રેલ આવી હતી

૮ આવશ્યકદીપિકા—શ્રી માણિક્યશેખરસૂરિએ નિર્યુક્તિના સંક્ષિપ્ત વિવરણ સ્વરૂપ દીપિકા રચી છે, તેના પાંચ અધ્યયનો જ છપાયા છે

૯ જેમ શ્રીહરિભદ્રસૂરિકૃત ૮૪૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા મળતી નથી, તેમ શ્રીજિન ભટે રચેલી આવશ્યક ટીકા પણ મળી શકતી નથી

૧૦ શ્રી આવશ્યકાદિ ચાર સૂત્રોજ મૂલસૂત્રો કહેવાય તેમાં યોગોદ્વહનનો ક્રમ પણ

સાક્ષી પૂરે છે. નવા સાધુને શરૂઆતમાં શ્રી આવશ્યકસૂત્રના ને શ્રીદશવૈકાલિક સૂત્રના યોગોદ્વહન કરાવીને યોગ્ય અવસરે શ્રીઉત્તરાધ્યયન સૂત્રના યોગોદ્વહન કરાવાય છે. અહીં શ્રી આવશ્યક નિર્યુક્તિમાં ઓઘનિર્યુક્તિનો સમાવેશ કર્યો છે. એમ સમજવું. આથી પણ સાબીત થાય છે કે ઉપર જણાવેલા શ્રીઆવશ્યક વગેરે ચાર ગ્રંથોજ મૂલસૂત્રો કહેવાય. સમજવું જોઇયે કે શ્રીદશવૈકાલિકના પાંચમા અધ્યયનની નિર્યુક્તિમાં પિંડનિર્યુક્તિનો સમાવેશ થાય છે, ને શ્રી આવશ્યકસૂત્રના ચોથા પ્રતિક્રમણ અધ્યયનમાં પાક્ષિક સૂત્રનો સમાવેશ થાય છે. તથા છેદસૂત્રોના અને આવશ્યકસૂત્રના વિષયોને નિરૂપણ કરવાની શૈલી વગેરેનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં જરૂર ખાત્રી થશે કે શ્રીઆવશ્યકસૂત્રને છેદસૂત્ર તરીકે ગણાયજ નહિ. તેમજ જેનો દીક્ષાપર્યાય વધારે હોય, તે મુનિનેજ છેદસૂત્રોના યોગોદ્વહન આચારાંગસૂત્રના યોગોદ્વહન થયા પછીજ કરાવાય છે. આથી સાબીત થયું કે નવા સાધુને શરૂઆતમાં છેદસૂત્રના યોગોદ્વહન કરાવાયજ નહિ. આવા અનેક કારણોને લક્ષ્યમાં રાખીને પરમ ગીતાર્થાદિ મહાપુરૂષોએ આવશ્યકસૂત્રને ચાર મૂલસૂત્રોમાંજ ગણ્યું છે. વળી ૪૫ આગમોની આરાધના કરવાની વિધિમાં પણ આવશ્યકસૂત્રને મૂલસૂત્રોમાંજ ગણ્યું છે. તેમજ ૬ છેદસૂત્રોમાં આવશ્યકસૂત્ર ગણ્યું નથી. તેથી આવશ્યકસૂત્રને છેદસૂત્ર તરીકે ન ગણાય. એમ સાક્ષી તરીકે યોગવિધિ, સમાચારી પ્રકરણ વગેરે ઘણાં ગ્રંથો છે.

## ॥ આ રીતે શ્રી આવશ્યકસૂત્રના નિર્યુક્તિ વગેરે સાધનોની બીના પૂરી થઇ ॥

## ॥ શ્રી આવશ્યકસૂત્રનો સાર ॥

જે સૂત્ર સામાયિક વગેરે ૬ આવશ્યકોની હકીકત જણાવે તે આવશ્યકસૂત્ર કહેવાય. શ્રીજૈનેન્દ્ર શાસનમાં યથાર્થ નામને ધારણ કરનારા ૬ આવશ્યકો આ પ્રમાણે કહ્યા છે—(૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ, (૩) વંદનક, (૪) પ્રતિક્રમણ, (૫) કાયોત્સર્ગ, (૬) પ્રત્યાખ્યાન. સાધુઓએ અને શ્રાવકોએ સમુદિત (ભેગી) ૬ આવશ્યકોની આરાધના સવારે અને સાંઝે અવશ્ય (જરૂર) કરવી જોઇએ. આવી તીર્થંકર દેવોની આજ્ઞા હોવાથી તે તીર્થંકરાદિ મહાપુરૂષોએ આ સામાયિક વગેરે ૬ પ્રકારની ક્રિયાઓને આવશ્યક નામથી ઓળખાવી છે, તેમાં લોકવ્યવહારથી સવારે કરાતી ૬ આવશ્યકોની આરાધના રાઇય (રાત્રિક) પ્રતિક્રમણ નામથી ઓળખાય છે, ને સાંજે કરાતી ૬ આવશ્યકોની આરાધના દેવસિય (દૈવસિક) પ્રતિક્રમણ નામથી ઓળખાય છે. કારણકે ખરી રીતે પ્રતિક્રમણ એ તો ચોથું આવશ્યક છે. આમ કહેવાનું ખરૂં રહસ્ય એ છે કે રાત્રિપતિક્રમણથી કે દૈવસિક પ્રતિક્રમણથી એકલા પ્રતિક્રમણ નામના ચોથા આવશ્યકની આરાધના કરાતી નથી. પણ સામાયિક વગેરે છ (૬) એ આવશ્યકોની આરાધના કરાય છે. આ ૬ આવશ્યકોનો સાર ક્રમસર ટૂંકામાં આ પ્રમાણે જાણવો.

૧ સામાયિક—સમતા પૂર્વક કરેલી ક્રિયા મુક્તિના અવ્યાબાધ સુખને જરૂર પમાડે

છે આ મુદ્દાથી ૬ આવશ્યકોમા સામાયિકને પહેલુ કહ્યુ છે પ્રતિક્રમણમા દૈવસિક પ્રતિક્રમણ કે રાત્રિકમણ ઠાયા (સ્થાપ્યા) પછી આ સામાયિક આવશ્યકની શરૂઆત થાય છે મુક્તિને મેળવવામા આની (સમતાભાવની) અસાધારણ શક્તિને લક્ષ્યમા લઈનેજ શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે એકલા સામાયિક સૂત્રના૪ વિવરણ રૂપ વિશેષાવશ્યક મહાભાષ્યની રચના કરી છે તથા મોક્ષમાર્ગની આરાધના કરવામા સપૂર્ણ રીતે મદદગાર સમતાભાવ છે તેથી મનમા સમતાભાવ રાખીને કરાતી ધર્મક્રિયા સપૂર્ણ ફલદાયક નીવડે છે, એમ અનુભવથી પણ જાણી શકાય છે આ સૂત્રથી મુનિ વગેરેને જીવનપર્યન્ત ને શ્રાવકાદિને શક્તિ મુજબ સામાયિકની પ્રતિજ્ઞા કરાવાય છે આની ટીકા વગેરેમા આ સૂત્રનુ સ્પષ્ટ રહસ્ય સમજાવ્યુ છે

૨ ચતુર્વિંશતિસ્તવ (ચઉવીસત્થવ)—પહેલા આવશ્યકમા વર્ણવેલ સમતાભાવને સમજાવનારા શ્રીતીર્થંકર દેવો છે તેમણે જ કહેલા સમતાભાવના પ્રતાપે જેમ અનતા જીવો સિદ્ધ થયા, તેમ હાલ પણ મહાવિદેહ ક્ષેત્રોમા ઘણા જીવો સિદ્ધ થાય છે અહી મહાકર્મ નિર્જરાદિ રૂપ લાભ ઘણા જીવો પામી ગયા, પામે છે ને પામશે તથા ભવિષ્યમા મોક્ષપદ પણ પામશે આથી સમતાના ઉપદેશક મહોપકારી શ્રીતીર્થંકર દેવોની સ્તવના કરવી જોઇયે આ મુદ્દાથી સામાયિકની પછી ચઉવીસત્થવ નામનુ બીજુ આવશ્યક કહ્યુ છે આના (૧) લોગસ્સસૂત્ર, (૨) નામસ્તવ એમ બે નામ છે તેમા આ સૂત્રની શરૂઆતમા 'લોગસ્સ' પદ હોવાથી લોગસ્સ સૂત્ર કહેવાય છે અને શ્રીઋષભાદિ તીર્થંકરોના નામ લઇને તેમની અહી સ્તવના કરી છે, તેથી નામસ્તવ કહેવાય છે અહી શરૂઆતમા હુ ચોવીશે પણ તીર્થંકર દેવોને સ્તવીશ, એમ જણાવીને ચાવીશે તીર્થંકર દેવોને નામ લઈને વાદ્યા, પછી તેમનુ આતરિક નિર્મલ સ્વરૂપ જણાવીને "હે તીર્થંકર દેવો ! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ " એમ માગણી કરી છે પછી ભવ્ય જીવ વિનતિ કરે છે કે— આપ મને આરોગ્ય, બોધિલાભ, શ્રેષ્ઠ સમાધિ આપો આ રીતે નામ જિનની સ્તવના કરીને અતે સિદ્ધોની પાસે માગણી કરતા ભવ્યજીવ કહે છે કે—હે શ્રીસિદ્ધપરમાત્મા ! આપ ચદ્રથી પણ વધારે નિર્મલ છો, સૂર્યથી પણ વધારે પ્રકાશ કરનાર એટલે તમામ પદાર્થોના પૂર્ણ સ્વરૂપને વિસ્તારથી કેવલજ્ઞાન રૂપી પ્રકાશથી જાણનારા છે. ને સમુદ્ર જેવા ગભીર છો આપ મને સિદ્ધિના સુખ આપો એજ મારી હાર્દિક માગણી છે આ બીનાને ટીકાદિમા બહુજ વિસ્તારથી સમજાવી છે યાદ રાખવુ જોઈએ કે નામ લઈને સ્તવના કરવાનો પણ ( નામ-નિક્ષેપાનો પણ) પ્રભાવ અનહદજ છે જેનુ નામ લઇએ, તે નામ લેતાની સાથેજ તેના ગુણો વગેરે પણ જરૂર યાદ આવેજ છે આ પ્રસગે તેના જીવનનો વિચાર કરી પોતાના આચાર વિચાર ને ઉચ્ચાર સુધારી સ્તવના કરનાર ભવ્ય જીવો પરપરાએ ભાવનિક્ષેપાની આરાધના કરીને સસાર સમુદ્રનો પાર પામે છે

આ રીતે સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતા જરૂર સમજાશે કે—સ્થાપના નિક્ષેપ અને દ્રવ્ય નિક્ષેપની જેમ નામ નિક્ષેપ પણ ભાવનિક્ષેપની આરાધના કરવામા અસાધારણ કારણ છે આ

હકીકત પણ મોટી ટીકા વગેરેમાં બહુજ સ્પષ્ટ સમજાવી છે સવારના પ્રતિક્રમણમાં રાઇય (રાત્રિક) પ્રતિક્રમણ ઠાયા (સ્થાપ્યા) પછી 'કરેમિભંતે' સૂત્રથી સામાયિક આવશ્યકની શરૂઆત થયા બાદ એક લોગસ્સના કાઉસ્સગ્ગ પારી પ્રકટ લોગસ્સ બોલવાથી માંડીને અતીચારની આઠ ગાથા સુધી બીજા ચઉવીસત્થવ નામના આવશ્યકની હદ સમજવી. અને સાંજના પ્રતિક્રમણમાં દેવસિય પ્રતિક્રમણ ઠાયા (સ્થાપ્યા) પછી "કરેમિભંતે" સૂત્રથી સામાયિક આવશ્યક શરૂ થઈ અતીચારની આઠ ગાથા ગણવા રૂપ (સાધુને 'સયણાસણન્નપાણે' ઈત્યાદિ ગાથા ત્રણ વાર ગણવા રૂપ) કાઉસ્સગ્ગ કરતાં પૂર્ણ થાય છે. તે પછી પ્રકટ લોગસ્સ કહેતાં બીજા ચઉવીસત્થવ નામના આવશ્યકની શરૂઆત થઈ તે પૂર્ણ થતાં તે પણ પૂરૂં થાય છે.

**૩ વંદનક આવશ્યક**—વંદન શબ્દથી "દ્વાદશાવર્તવંદન" લેવાય છે. તે 'વાંદણાં' નામથી પણ ઓળખાય છે. વાંદણા દેવામાં ૧૬ અંગુલ (આંગળ) ના પ્રમાણવાળી મુખવસ્ત્રિકા (મુહપત્તિ) નો સાધન તરીકે ઉપયોગ કરાય છે. તેનું પડિલેહણ કરીનેજ તેથી વાદણાં દેવાય એવો વિધિ છે. તેથી આ ત્રીજા આવશ્યકની શરૂઆત અહીંથી (ત્રીજા આવશ્યકની મુહપત્તિના પડિલેહણથી) માંડીને થાય છે. બે વાંદણાં પૂરાં થતા આ વંદનક આવશ્યક પૂર્ણ થાય છે. શ્રીતીર્થંકર દેવોની સ્તવના બીજા આવશ્યકમાં કરી તે વ્યાજબી છે. કારણકે પોતે સર્વજ્ઞ થઈને સ્વતંત્રપણે ઉપદેશ આપે છે. તેમના વચનોને અનુસારે શ્રીઆચાર્ય ભગવંત વગેરે મહાપુરૂષો હાલ પણ આવશ્યકાદિનું સ્વરૂપ સમજાવે છે, તેથી તેઓ પરમ ઉપકારી છે. આવા મુદ્દાઓથી ચઉવીસત્થવ નામના બીજા આવશ્યકની પછી ત્રીજું વંદનક આવશ્યક કહ્યું છે અહીં શ્રી આચાર્ય વગેરે ગુરૂ ભગવંતોને વંદના કરવા રૂપ નિયમ ધર્મનું વર્ણન કર્યું છે. શ્રીઆચાર્ય વગેરે હયાત (સામા બેઠા) હોય તો તેમની સામે વાંદણાં દેવા જોઈએ. અને હાજર ન હોય તો સ્થાપનાચાર્યની પાસે વાંદણાં દેવાય છે. પરમ ઉપકારી શ્રીગુરૂમહારાજ જ્યારે ગચ્છાદિના કાર્યમાં વ્યગ્ર હોવાથી અશાંત હોય, અને આસન ઉપર બેઠા ન હોય, તથા ઉપશાંત ભાવે રહેલા ન હોય, તેમજ આદેશ દઈ શકે તેવી પરિસ્થિતિમાં ન હોય ત્યારે વાંદણાં દેવાય નહિ. શ્રીગુરૂ મહારાજ ઊભા હોય, કે બીજા સ્થાને જવા તૈયાર થતા હોય, બીજા સાધુ વગેરેને મીઠાં વચનથી કે કડવાં વચનોથી સારણા, વારણા, ચોયણા, પડિચોયણા કરતાં હોય, અર્થની વાચના દેતા હોય, કોઈની સાથે વાતચીત કરતા હોય, શિષ્યાદિકે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો દેતા હોય ત્યારે અને તેના જેવા બીજા પણ કારણ પ્રસંગે વાંદણાં દેવાય નહિ. જો વાંદણાં દઈએ તો આશાતના થાય. આપણે (શિષ્ય વગેરે) જે આદેશ માગીએ, તે દઈ શકે નહિ, માટે જ્યારે ગુરૂ મહારાજ શાંતિમાં આસન ઉપર પ્રસન્ન ચિત્તે બેઠા હોય ને આદેશ આપી શકશે, એમ આપણને ખાત્રી થાય, ત્યારેજ વાદણાં દેવાય આ બાબત શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે ગુરૂવંદન ભાષ્યમાં કહ્યું છે કે—

॥ आर्या ॥

पसंते आसणत्थे य, उवसंते उवट्ठिए ॥
अणुण्णवित्तु मेहावी, किइकम्मं पउंजए ॥ २ ॥

અર્થ—જ્યારે ગુરૂ મહારાજ પ્રશાંત હોય, આસન ઉપર બેઠા હોય, ને ઉપશાંત હોય, આદેશ દેવા તૈયાર હોય, ત્યારે તેમની (ગુરૂ મહારાજની) આજ્ઞા લઇને બુદ્ધિશાલી (વાંદણા દેવાના વિધિને જાણનાર) શિષ્યે વાંદણા દેવા જોઇયે તથા હાલ અહીં શ્રીગુરૂ મહારાજનો ખરો આધાર છે કારણ કે શ્રીતીર્થંકર દેવોનો વિરહ કાલ હોવાથી શ્રીગુરૂમહારાજ શ્રીતીર્થંકર-દેવોનું સ્વરૂપ સમજાવે છે તેથી ભવ્ય જીવો બહુમાનથી તેમની ભક્તિ કરી આત્મહિત સાધે છે તેમજ ભવ્ય જીવોને મોક્ષમાર્ગની આરાધના કરાવે છે, તેથી માંદગી આદિ કારણે પરમ ઉપકારી તે ગુરૂ મહારાજની ભક્તિ કદાચ ન કરાય, અથવા ઓછી કરાય, પણ તેમની આશાતના તો કરવીજ નહીં કારણકે ગુરૂની આશાતના બહુ કાલ સુધી સંસારમાં ભટકાવે છે, એમ કહીને (૧) બાર આવર્ત્તોનું સ્વરૂપ, (૨) વિનય ધર્મનું સ્વરૂપ, (૩) અવગ્રહનું સ્વરૂપ, (૪) તે અવગ્રહમાં પેસવાનો ને નીકળવાનો વિધિ, (૫) વંદના કરતાં ગુરૂનો લગાર પણ અવિનય થયો હોય, તો નમ્રતા ગુણ ધારક શિષ્યે ખમાવવાનો વિધિ, (૬) દિવસની ને રાતની સુખશાતા પૂછવાનો વિધિ વગેરે બીના ટીકાકારાદિ મહાપુરૂષોએ સ્પષ્ટ સમજાવી છે ગુરૂને વંદના કરનારા જીવો આજ્ઞા પાલન અને વિનયાદિ ગુણોની આરાધના કરીને ઉચ્ચગોત્રવાળા શ્રાવક કુલાદિમાં જન્મ પામે, ને કર્મ નિર્જરા કરીને સિદ્ધિના સુખ પણ પામે છે

૪ પ્રતિક્રમણ આવશ્યક—પ્રતિક્રમણ એટલે પાછા ફરવું નિજ ગુણમાં રમણ કરવાથી થતા આનંદનો જે અનુભવ કરવો તે અથવા વ્રતાદિની આરાધના એ સ્વસ્થાન કહેવાય તેનાથી વિપરીત જે સ્થાન તે પરસ્થાન કહેવાય એટલે મિથ્યાત્વ, અવિરતિ કષાય, યોગ વગેરે પરસ્થાન કહેવાય રાગ દ્વેષ અજ્ઞાનાદિમાંના કોઈ પણ કારણથી પરસ્થાનમાં ગયેલા આત્માને જે ક્રિયાથી સ્વસ્થાનમાં લાવી શકાય, તે ક્રિયા શ્રીજૈનેન્દ્રશાસનમાં પ્રતિ-ક્રમણના નામે ઓળખાય છે આ ક્રિયા વિભાવ (પરભાવ, પરપરિણતિ) માં ફસાયેલા આત્માને સ્વભાવમાં સ્થાપન કરે છે ટીકાકારાદિ મહાપુરૂષોએ આ ક્રિયાનું ખરૂં રહસ્ય અહીં પ્રતિક્રમણ સૂત્રમાં સમજાવ્યું છે કે શ્રાવકો પ્રતિક્રમણ ક્રિયાની હકીકતને જણાવનાર "વંદિત્તાસૂત્ર" (શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર, શ્રાવકપ્રતિક્રમણસૂત્ર, શ્રમણોપાસકપ્રતિક્રમણસૂત્ર) ને બોલતાં અર્થની વિચારણા કરીને સાંઝે દિવસમાં લાગેલા વ્રતાદિના અતિક્રમાદિ દોષોને આલોવે છે, ને સવારે રાત્રિએ લાગેલા વ્રતાદિના દોષોને આલોવે છે તથા સાધુ સાધ્વીઓ શ્રમણસૂત્રને (પગામ સજ્ઝાય સૂત્રને) અર્થ વિચારવા પૂર્વક બોલતા દૈવસિકાદિ દોષોને આલોવે છે યાદ રાખવું જોઇયે કે સૂત્રના અર્થની વિચારણા કરવાથી મન નિર્મલ બને, તેથી નિર્મલ ભાવના પ્રકટે, તેથી ઘણા કર્મોની નિર્જરા થતાં સંપૂર્ણ રીતે મોક્ષમાર્ગને આરાધી સિદ્ધિના સુખ પામે છે તેથી કહ્યું છે કે-સૂત્રોના શુદ્ધ ઉચ્ચાર કરવાથી કે સાંભળવાથી સારી રીતે અર્થની વિચારણા થાય છે, તેથી નિર્મલ ભાવના પ્રકટ થતાં ઘણા કર્મોનો ક્ષય થાય છે, ને અંતે સિદ્ધિનો લાભ મળે છે આનું રહસ્ય ટૂંકામાં એ છે કે-શબ્દશુદ્ધિને આધીન અર્થશુદ્ધિ છે, અર્થશુદ્ધિને આધીન ભાવશુદ્ધિ છે, ને ભાવશુદ્ધિને આધીન કર્મશુદ્ધિ (કર્મો

નો ક્ષય) છે, તથા કર્મશુદ્ધિને આધીન આત્મશુદ્ધિ (મોક્ષ) છે આ હકીકત ધ્યાનમાં રાખીને પ્રતિક્રમણ કરનાર જીવોએ શુદ્ધ ઉચ્ચાર કરીને અર્થની ભાવના કરીને પ્રતિક્રમણ કરવું જોઇયે જેઓ શુદ્ધ ઉચ્ચાર ન કરી શકે, તેઓ શુદ્ધ ઉચ્ચાર કરનાર ભવ્ય જીવની સાથે પ્રતિક્રમણ કરે, ને તેણે કહેલા સૂત્રોને સાંભળીને અર્થની વિચારણા કરે. મંત્રની માફક સૂત્રની પણ અસર આત્મા (કે મન) ઉપર જરૂર થાય છે. આ વાત ઘણાં જીવો પોતાના અનુભવથી પણ સમજે છે. આ બીના અહીં સ્પષ્ટ સમજાવી છે.

**૫ કાયોત્સર્ગ (કા.ઉસ્સગ્ગ) આવશ્યક**—વિસ્મરણ ( યાદ ન આવવું ) શરમ, અભિમાન વગેરે કારણોમાંના કોઈ પણ કારણથી પ્રતિક્રમણ કરવાના અવસરે જે દોષોની આલોચનાદિ કરવી રહી ગઈ હોય, તે શેષ દોષોની આલોચના વગેરે આ પાંચમા આવશ્યકથી કરાય છે. આ મુદ્દાથી વંદનક નામના ત્રીજા આવશ્યકની પછી અનુક્રમે ચોથા અને પાંચમા આવશ્યકની સંકલના કરી છે. ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં દીધા પછીજ ચોથા પ્રતિક્રમણ આવશ્યકની શરૂઆત થાય છે, ને 'આયરિય ઉવજ્ઝાએ' સૂત્રની પછી પાંચમા આવશ્યકની શરૂઆત થાય છે. કાર્યોત્સર્ગનું ફલ મનની સ્થિરતા, કર્મનિર્જરા વગેરે જાણવું ધર્મધ્યાનાદિનું પણ અપૂર્વ સાધન કાર્યોત્સર્ગ છે આ હકીકત અહીં વિસ્તારથી વર્ણવી છે.

**૬ પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ) આવશ્યક**—છઠ્ઠા આવશ્યકની મુહપત્તિના પડિલેહણથી માંડીને આ પ્રત્યાખ્યાન નામના છઠ્ઠા આવશ્યકની શરૂઆત થાય છે. ગુરૂ મહારાજને વાંદીને પ્રત્યાખ્યાન લેવાય. તે વંદના કરવામાં મુહપત્તિ સાધન છે. માટે તે પડિલેહીને વાંદણાં દઇને પચ્ચખ્ખાણ કરવું જોઇયે. ખરી રીતે અહીંજ (છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણાં દીધા પછીજ) પચ્ચખ્ખાણ કરવું જોઇયે. માટેજ હાલની પદ્ધતિ પ્રમાણે પ્રતિક્રમણ શરૂ કર્યા પહેલાં જેમણે શ્રીગુરૂ મહારાજ વગેરેની પાસે પચ્ચખ્ખાણ ન કર્યું હોય, તેઓ ૬ આવશ્યકોનાં નામ બોલ્યાં પહેલાં પચ્ચખ્ખાણ કરી લે છે. અનિયમિત આત્માને નિયમિત (મર્યાદિત) બનાવવાનું અપૂર્વ સાધન પ્રત્યાખ્યાન છે. તેનાથી સંવર થાય છે, એટલે આશ્રવથી બચાય છે. નિર્યુક્તિ વગેરેમાં આ પ્રત્યાખ્યાનનું સ્વરૂપ નિક્ષેપાદિ પ્રકારે બહુજ વિસ્તારથી સમજાવ્યું છે. તેમાંથી સાર લઈને શ્રીદેવેન્દ્રસૂરિ મહારાજ વગેરે મહાપુરૂષોએ 'પ્રત્યાખ્યાન ભાષ્ય' વગેરે ગ્રંથોની રચના કરી છે. અહીં પ્રત્યેક આવશ્યકનો સાર પૂર્ણ થાય છે. અધ્યાત્મદૃષ્ટિએ સંપૂર્ણ (૬ એ) આવશ્યકનું રહસ્ય વિચારતાં સમજાય છે કે ક્લેશથી મલિન થયેલા મનને નિર્મલ બનાવવાનું અને પરંપરાએ મોક્ષમાર્ગના સાધક થઇને મુક્તિના સુખ મેળવવાનું અપૂર્વ સાધન આવશ્યકની પવિત્ર ક્રિયા છે. શ્રીજૈનેન્દ્રશાસનની અવિચ્છિન્ન મર્યાદા એ છે કે-કોઈ પણ ધાર્મિક ક્રિયા કરતાં નિયાણાની ભાવના છંડીને પરમ ઉલ્લાસથી આત્માને સંસાર સમુદ્રથી તારવાની જ ભાવના રાખવી જોઇયે, તેમ અહીં પણ તેવી જ આત્મદૃષ્ટિ રાખીને ઉપયોગ પૂર્વક ક્રિયા કરે ને અર્થ વિચારે, તો તે નોઆગમથી ભાવાવશ્યક

કહેવાય ખમાસમણા વગેરે ક્રિયા વિના જો આવશ્યકના અર્થની વિચારણા એકાગ્રતા પૂર્વક કરે, તો તે આત્મા આગમથી ભાવાવશ્યક કહેવાય અને ઉપયોગ રાખ્યા વગર જે ક્રિયા કરાય, તે દ્રવ્યાવશ્યક કહેવાય શ્રીજિનશાસનમા આવી દ્રવ્યક્રિયાને તજીને ભાવક્રિયા કરવાનુ કહ્યુ છે તે વ્યાજબી જ છે કારણકે દરેક ક્રિયામા ભાવની મુખ્યતા છે જેમ સરકારી ચલણી નાણામા છાપનીજ ખરી કીમત હોય છે, તેમ ધાર્મિક ક્રિયામા ભાવનીજ કીમત છે અહીં કૂરગડુ મુનિનુ દષ્ટાંત અને અતિમુક્ત મુનિ વગેરેના દષ્ટાંતો જરૂર વિચારવા જેવા છે કૂરગડુ-મુનિ ભૂખ્યા રહી શકતા નથી, તે ગોચરી લાવીને મહાતપસ્વી મોટા મુનિવરોને બતાવે છે ત્યારે તેઓ તેનો આ રીતે તિરસ્કાર કરવા લાગ્યા કે–"હે કૂરગડુમુનિ ! તુ લગાર પણ તપ કરતો નથી, માટે તને ધિક્કાર થાઓ" એમ કહીને તે મુનિઓ તેની ગોચરીના પાત્રમા થૂકયા કૂરગડુમુનિ પોતની ભૂલ કબૂલ કરીને તેમના તપ ગુણની અનુમોદના કરતા શુભ ભાવે થુકવાળી ગોચરી વાપરતા કેવલજ્ઞાન પામ્યા તેજ પ્રમાણે સરલતાના ભડાર શ્રીઅતિમુક્તનામના બાલ મુનિરાજ પ્રભુશ્રી મહાવીરદેવના વચનથી અપ્કાય (કાચા પાણી) ની વિરાધના દોષની શુદ્ધિને માટે ઇરિયાવહી પડિક્કમીને કાઉસ્સગ્ગમા શુભ ભાવના ભાવતા કેવલજ્ઞાન પામ્યા આ પ્રસગે શ્રીપ્રસન્નચદ્ર રાજર્ષિ ભરતચક્રવર્તી કૂર્માપુત્ર વગેરેના દષ્ટાંતો પણ જરૂર વિચારવા જોઇયે વિવિધ પ્રકારના આચાર ઉચ્ચાર અને વિચારવાળા છદ્મસ્થજીવો નિમિતવાસી હોય છે, એટલે તેઓ જેવા જેવા નિમિત્તને પામે છે, તેના યોગે તેવા તેવા સ્વરૂપને ધારણ કરી તેવા વિચાર કરે છે, અને તે તેવી ભાષા બોલે છે, તથા કાયાથી પ્રવૃત્તિ પણ તેવીજ કરે છે માટે તેવા અશુભ નિમિત્તોથી વારવાર અસ્થિર બનતા આત્માઓને સ્થિર કરી મોક્ષ માર્ગના સાત્ત્વિક આરાધક બનાવવા માટેજ શ્રીજૈનેન્દ્રશાસનમા દૈવસિકાદિ પાચે પ્રતિક્રમણની આરાધના પહેલાની જેમ હાલ પણ કરાયજ છે જો કે દરરોજ રાત્રિક પ્રતિક્રમણ અને દૈવસિક પ્રતિક્રમણ અનુક્રમે સવારે અને સાઝે કરાય છે, તો પણ વિસ્મરણ, શરમ અભિમાનાદિમાના કોઇ પણ કારણથી જે દોષોના આલોચનાદિ કરવા રહી ગયા હોય, તે દોષોની આલોચના અનુક્રમે પાક્ષિક ચાતુર્માસિક, અને સાવત્સરિક પ્રતિક્રમણમા કરાય છે આજ પદ્ધતિ ખામણાને અગે પણ સમજી લેવી તથા પાક્ષિકાદિ પ્રતિક્રમણ કરવાનુ બીજુ કારણ 'વિશેષ શુદ્ધિ' પણ જણાવ્યું છે, તેમા દષ્ટાંત પણ કહ્યુ છે કે–જેમ ગૃહસ્થો હમેશા બે વાર ઘર સાફ કરે છે, છતા દીવાલી વગેરે પર્વના પ્રસગે વિશેષ શુદ્ધિની ખાતર વધારે સાફ કરે છે, તેમ અહીં પ્રતિક્રમણની બાબતમા પણ સમજી લેવુ કે કોઇને કદાચ દોષ ન લાગ્યા હોય, અથવા દોષની આલોચના કરવી રહી ગઈ ન હોય, તો પણ તેણે વિશેષ શુદ્ધિ અને ચીકણા કર્મોનો નાશ વગેરે લાભ લક્ષ્યમા રાખીને જરૂર પાક્ષિકાદિ પ્રતિક્રમણોની ક્રિયા કરવીજ જોઈએ આવશ્યક સૂત્રોના દરેક પદનો અને દરેક ક્રિયાનો ઉદ્દેશ સમજાવતા ગ્રથ બહુજ મોટો થઈ જાય, માટે અહીં આ આવશ્યકસૂત્રનો સાર બહુજ ટૂકામા જણાવ્યો છે એમ સમજવુ

॥ આ રીતે શ્રી આવશ્યકસૂત્રનો સક્ષિપ્ત સાર પૂરો થયો ॥

## ॥ શ્રી આવશ્યકસૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં શરૂઆતમાં ટીકાકારે કહ્યું છે કે-હું વર્તમાન જિનશાસનના નાયક પ્રભુશ્રી મહાવીરદેવ, શ્રુતદેવતા વગેરેને નમસ્કાર કરીને સંક્ષેપરૂચિ (ટૂંકામાં સૂત્રાર્થને જાણવાની ઈચ્છાવાલા) જીવોને આ સૂત્રનો અર્થ સમજાવવા રૂપ ઉપકાર કરવા માટે આવશ્યકસૂત્રની ટીકાને રચું છું. એમ કહીને પાંચ જ્ઞાન રૂપ નંદીનું સ્વરૂપ સમજાવતાં અનુક્રમે પ્રયોજન (નંદી કહેવાનું કારણ, ફલ) વગેરેની ચર્ચા કરીને તે નંદીના મંગલપણાંને સાબીત કર્યું છે. પછી નામ નિક્ષેપાદિ ચારેના લક્ષણોને કહીને નામ મંગલ વગેરે (મંગલના) ચાર ભેદો વિસ્તારથી સમજાવ્યા છે. પછી અપેક્ષાએ જ્ઞાનની, ને જ્ઞેયની (જ્ઞાનથી જે જણાય તેની) એકતા ( અભિન્નતા; અભેદ; જૂદાશ વગેરેનું સ્વરૂપ ) જણાવીને મતિજ્ઞાનાદિની બીના કહેવાની શરૂઆત કરી છે. તેમાં અનુક્રમે મતિજ્ઞાનમાં ને શ્રુતજ્ઞાનમાં તફાવત, અને અવગ્રહ ઈહા અપાય તથા ધારણાનું સ્વરૂપ જણાવતાં તે ચારે ભેદોનો કાલ વર્ણવ્યો છે. પછી ચક્ષુ અને મન અપ્રાપ્યકારી ઇંદ્રિયોને છે. ને બાકીની ચાર ઇંદ્રિયો પ્રાપ્યકારી છે. આ હકીકત વિસ્તારથી સમજાવીને કહ્યુ છે કે-જે શબ્દો સંભળાય છે, તેમાં શુદ્ધ શબ્દો મિશ્ર શબ્દો અને વાસિત શબ્દો એમ ત્રણ ભેદો પડે છે. આ હકીકત વિસ્તારથી સમજાવીને ભાષાવર્ગણાના પુદ્‌ગલોને લઇને છોડવાનો વિધિ (ક્રમ) સ્પષ્ટ સમજાવ્યો છે. પછી ઔદારિકાદિ ત્રણ શરીર દ્વારા બોલાતી ભાષાનું સ્વરૂપ જણાવતાં સત્ય ભાષા વગેરે ચાર ભેદોનું સ્વરૂપ વિસ્તારથી કહ્યું છે. પછી ગ્રહણ કરીને છોડેલા ભાષા વર્ગણાના પુદ્‌ગલો કેટલા સમયમાં ચૌદ રાજ લોકમાં ફેલાય ? આ પ્રશ્નનો ઉત્તર દઇને ક્રમસર મતિજ્ઞાનના પર્યાય વાચક શબ્દો અને સત્પદપ્રરૂપણા વગેરે નવ દ્વારોનું સ્વરૂપ તથા ગતિ ઇંદ્રિય કાય વગેરે ૨૦ દ્વારોમાં મતિજ્ઞાનની વિચારણા, તેમજ ચાલુ જ્ઞાનના પ્રસંગને લક્ષ્યમાં રાખીને બે નયની (વ્યવહારનયની ને નિશ્ચયનયની) પ્રરૂપણા કરીને મતિજ્ઞાનનો અધિકાર પૂરો કરી શ્રુતજ્ઞાનનો અધિકાર શરૂ કર્યો છે.

બીજા શ્રુતજ્ઞાનનું સ્વરૂપ જણાવતાં અનુક્રમે તેના અક્ષરશ્રુત, અનક્ષરશ્રુત, વગેરે ૧૪ ભેદોનું વર્ણન કરીને જણાવ્યું કે ઉચ્છ્વસિત ( અવાજ થાય એ રીતે શ્વાસ લઇને મૂકવો ), ખોંખારો ખાવો, વગેરે ક્રિયા કરીને પોતાની હયાતિ જણાવવી વગેરે અનક્ષરશ્રુત કહેવાય. પછી આગમ (બોધ, જ્ઞાન) ના કારણભૂત શુશ્રૂષા વગેરે આઠ બુદ્ધિના ગુણોને કહીને સૂત્રને સાંભળવાનો, અને ગુરૂએ શિષ્યને વાચના આપવાનો (૧) પહેલાં શિષ્યને સૂત્રનો અર્થ કહેવો, (૨) પછી તેમાં ( સૂત્રના અર્થમાં ) નિર્યુક્તિના વિચારો ભેળવીને સૂત્રનો અર્થ કહેવો, (૩) પછી બાકી રહેલો તમામ ( સૂત્રનો ) અર્થ કહેવો." આ ક્રમે વિધિ વિસ્તારથી સમજાવ્યો છે, તેમાં સૂત્રને સાંભળવાનો વિધિ સમજાવતાં બહુજ યાદ રાખવા જેવી આ ગાથા કહી છે.

॥ आर्या ॥

निद्दाविकहापरिवज्जिएहिं गुत्तेहिं पंजलिउडेहिं ॥
भत्तिबहुमाणपुव्वं, जिणवइवयणं सुणेअव्वं ॥ १ ॥

સ્પષ્ટાર્થ—પ્રબલ પુણ્યોદયે શ્રીજિનેશ્વર દેવના એકાંત હિતકર વચનોને સાંભળતી વખતે નિદ્રા અને વિકથાનો જરૂર ત્યાગ કરવો જોઈએ, બંને હાથ જોડીને શ્રીજિનેશ્વરદેવની ઉપર અને તેમના વચનોની ઉપર તથા તે વચનોને સંભળાવનાર ગુરૂ મહારાજની ઉપર ભક્તિ અને બહુમાન જરૂર ધારણ કરવા જોઈએ ૧ જિનેશ્વર દેવના વચનો સાંભળતા (સંભળાવનાર) શ્રીગુરૂ મહારાજની સામેજ નજર રાખવી જોઈએ ને મનને સ્થિર રાખવું જોઈએ જોડા છત્રીની, વેપારની કે રસોઈની ચિંતા કરતાં મન અસ્થિર બને છે, તેથી જિન વચનોનું સંપૂર્ણ રહસ્ય હૃદયમાં પરિણામ પામતું નથી ને જીવનની નિર્મલતા, કર્મક્ષયવગેરે જૂદા જૂદા વિશિષ્ટ લાભ પણ મળી શકતા નથી ભવ્ય જીવોને આવા ભયંકર નુકશાનથી બચાવવાની પવિત્ર ભાવનાવાળા પરમ દયાળુ પૂર્વધરાદિ મહાપુરૂષોએ ફરમાવેલી દરેક ધર્મક્રિયામાં જોડી શકાય, તેવી સ્વાનુભવસિદ્ધ નિયમાવલી ટૂંકામાં જણાવું છે તે આ પ્રમાણે જાણવી—

(૧) ખાન જરૂરી જ વિચારો કરવા જોઈએ (૨) ખાસ જરૂરીજ હિત (સામાને હિતકારી) મિત (જરૂરી શબ્દ રચનાવાળા અને પ્રિય (શ્રોતાને રૂચે તેવા) વચનો બોલવા જોઈએ (૩) ખાસ જરૂરી પ્રવૃત્તિ (કાયાથી થતી ક્રિયા) કરવી જોઈએ (૪) ખાસ જરૂરીજ જોવું અને સાંભળવું (૫) જૂના વેર ઝેર ભૂલી જવા જોઈએ, (૬) નવા વેર ઝેર ઉત્પન્ન કરવા નહીં (૭) મૈત્રી પ્રમોદ કારૂણ્ય માધ્યસ્થ્ય ભાવના, અને અનિત્ય ભાવના વગેરે ૧૨ ભાવના જ્યારે અવસર (ફુરસદ) મળે, ત્યારે ભાવવી જોઈએ (૮) નિજ ગુણ રમણતાને વધારનાર ને પુદ્ગલ રમણતાને ઘટાડનારા સારા નિમિત્તોની સેવના કરવી (૯) શ્રીઅરિહંત સિદ્ધ સાધુ અને જિનધર્મનું શરણ અંગીકાર કરવું, અને પોતે કરેલા દાન શીલ તપ વગેરે સારા કાર્યોની અનુમોદના કરવી એટલે તેવા કાર્યો કરવાનો પ્રસંગ (શુભ અવસર) મને ભવોભવ મળજો એવી ભાવના ભાવવી અજ્ઞાન મોહાદિને વશ થઈને કરેલા પાપોની નિંદા ગર્હા કરવી (૧૦) વૈરાગ્ય ભાવને પોષનારા ગ્રંથોજ વાંચવા જોઈએ તથા તેવાજ વચનો સાંભળવા જોઈએ આ ૧૦ નિયમો આત્માને પરમ શાંતિમાં રાખીને દરેક ધાર્મિક ક્રિયામાં સ્થિરતાથી જોડે છે અને વિષય કષાય વગેરે અંતરંગ શત્રુઓના ત્રાસથી બચાવે છે આ ૧૦ નિયમોનો વિસ્તાર અવસરે કરવા વિચાર છે આ રીતે શ્રવણ વિધિનું રહસ્ય ટૂંકામાં જણાવ્યું હવે અહીં અનુયોગ વિધિનું રહસ્ય જણાવનારી ગાથા આ પ્રમાણે જાણવી—

॥ आर्या ॥

सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसिओ भणिओ ॥
तइओ निरवसेसो, एस विही होइ अणुओगे ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**:—વ્યાખ્યાનકાર ગીતાર્થ મહાપુરૂષોએ શિષ્યાદિને સૂત્રની વાચના દેવાના અવસરે પહેલા સૂત્રનો અર્થ સમજાવવો. જોઈએ. પછી તે કહેલા અર્થમાં નિર્યુક્તિનો અર્થ ભેળવીને સૂત્રની વ્યાખ્યા સમજાવવી ને અંતે બાકીનો તમામ અર્થ સમજાવવો. સૂત્રના વ્યાખ્યાન કરવામાં આ વિધિ જાણવો. આ રીતે શ્રુતજ્ઞાનનો અધિકાર પૂરો કરીને અવધિજ્ઞાનનો અધિકાર શરૂ કર્યો છે. તેમાં કહ્યું છે કે–અવધિજ્ઞાનના અસંખ્યના ભેદો છે, અને સમ્યગ્દૃષ્ટિ દેવ નારકોને ભવપ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે. પછી અનુક્રમે અવધિજ્ઞાન પ્રકટ થવાના પ્રસંગે ક્ષેત્રાદિની બીના અને અવધિ શબ્દના નિક્ષેપાનું સ્વરૂપ, તથા જઘન્યથી ને ઉત્કૃષ્ટથી અવધિજ્ઞાને કરીને જાણવા લાયક ક્ષેત્રની બીના, તેમજ ઔદારિક વર્ગણા વગેરે ૭ વર્ગણાનું સ્વરૂપ સમજાવ્યું છે. પછી ગુરૂ દ્રવ્યોનું ને લઘુ દ્રવ્યોનું તથા અગુરૂલઘુ દ્રવ્યોનું સ્વરૂપ કહીને દ્રવ્યાદિથી પરમાવધિનું સ્વરૂપ અને નારક તિર્યંચ દેવોના અવધિજ્ઞાનનું સ્વરૂપ, તથા જઘન્યથી ને ઉત્કૃષ્ટથી પ્રતિપાતી અવધિજ્ઞાનનું ને અપ્રતિપાતી અવધિજ્ઞાનનું વર્ણન, તેમજ અવધિજ્ઞાનના સ્તિબુક (પરપોટો) વગેરે આકારનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. પછી કહ્યું છે કે–સમકિતી દેવોને અને સમકિતી નારક જીવોને અનુગામી અવધિજ્ઞાન જ હોય, પણ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યોને અને સમ્યગ્દૃષ્ટિ તિર્યંચોને અનુગામિ વગેરે (૬)છ ભેદે અવધિજ્ઞાન હોય છે. પછી સ્પર્ધકોનું ને અવધિજ્ઞાનના છ ભેદોનું સ્વરૂપ કહીને જણાવ્યું છે કે અનુત્તરવિમાનવાસી દેવોને વિભંગજ્ઞાન હોયજ નહિ. કારણકે તે દેવો નિશ્ચયે કરીને સમ્યગ્દૃષ્ટિ હોય છે. પછી અનુક્રમે બાહ્યાવધિજ્ઞાનવાળા જીવોનું ને અભ્યંતર અવધિજ્ઞાનવાળા જીવોનું સ્વરૂપ, તથ સંબદ્ધ અવધિજ્ઞાનનું તેમજ અસંબદ્ધ અવધિજ્ઞાનનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. પછી આમર્ષૌષધિ વગેરે લબ્ધિઓનું, ને વાસુદેવ ચક્રવર્તી ને તીર્થંકરોના બલનુ વર્ણન ક્રમસઃ કર્યું છે. પછી મનઃપર્યવજ્ઞાનનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે–સર્વથા પ્રમાદરહિત વિવિધ પ્રકારની ઋદ્ધિ એટલે લબ્ધિઓને ધારણ કરનાર ચારિત્રવંત મહામુનીશ્વરોને મનઃપર્યવજ્ઞાન હોય છે. આ બાબતમાં સાક્ષિપાઠ પણ આ રીતે જણાવ્યો છે.

॥ तं संजयस्स सव्वप्पमायरहिस्स विविहरिद्धिमओ ॥

આ અર્ધી ગાથાનો અર્થ ઉપર જણાવ્યો છે. પછી અનુક્રમે કેવલજ્ઞાનનુ અને પ્રજ્ઞાપનીય (જે પદાર્થોનું સ્વરૂપ કહી શકાય તેવા) પદાર્થોની વચન યોગ રૂપ દેશનાનું સ્વરૂપ જણાવીને કહ્યું કે–અહીં આવશ્યકના વર્ણનમાં શ્રુતજ્ઞાનનો અધિકાર છે, એમ સમજવું. કારણકે તે (શ્રુતજ્ઞાનજ) પોતાનું સ્વરૂપ અને બાકીના ચાર જ્ઞાનોનું પણ સ્વરૂપ જણાવે છે.

**॥ આ રીતે પાંચ જ્ઞાનના વર્ણન રૂપ નંદીનું સંક્ષિપ્ત વર્ણન પૂરૂં થયું ॥**

## ॥ ઉપક્રમ નિક્ષેપ અનુગમ અને નયનું ટૂંક વર્ણન ॥

અહીં આવશ્યક શબ્દના નિક્ષેપાનું સ્વરૂપ કહેતાં અગીતાર્થનું ને અસંવિગ્ન જીવનું દૃષ્ટાંત જણાવ્યું છે. પછી અનુક્રમે આવશ્યકના ૧૦ એકાર્થક શબ્દો, તથા ઉપક્રમના ભેદો જણાવતાં બ્રાહ્મણી વગેરેના દૃષ્ટાંતો, નિક્ષેપાનું ને અનુગમનું સ્વરૂપ જણાવીને ઉપોદ્ઘાત નિર્યુક્તિની મંગલ કરવા પૂર્વક શરૂઆત કરી છે. અહીં યોગ્ય પ્રસંગે તીર્થનું સ્વરૂપ અને જે ૧૦ સૂત્રોની ઉપર શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે નિર્યુક્તિની રચના કરી છે, તે દશ સૂત્રોના નામ, તથા સામાયિકસૂત્રની નિર્યુક્તિમાં દ્રવ્ય પરંપરાનું દૃષ્ટાંત, તેમજ નિર્યુક્તિના અર્થ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી સમજાવ્યું છે કે-ગણધરો સૂત્રોની રચના કરે છે. અહીં સૂત્રરચના કરવાના કારણો સ્પષ્ટ જણાવીને કહ્યું છે કે-શ્રુતજ્ઞાનના સાર (ફલ) ચારિત્ર છે અને ચારિત્રનો સાર મોક્ષ છે. તથા સંયમ રહિત જીવ એકલા શ્રુતજ્ઞાનથી મોક્ષના સુખ પામે જ નહિ, જેમ વહાણમાં બેઠેલો માણસ જો અનુકૂલ વાયુ વાય નહિ, તો ઇષ્ટ નગરે પહોંચે નહિ, તેમ વાયુ જેવા ચારિત્રથી રહિત જીવ મોક્ષનગરે પહોંચે નહીં. માટેજ વ્યાજબી કહ્યું છે કે ચારિત્ર રહિત જીવ ભવસાગરમાં બૂડે છે. તેમજ જેમ અંધ પુરૂષાદિની આગળ ક્રોડ દીવાનો પણ પ્રકાશ કર્યો નકામો છે, તેમ અંધ જેવા ચારિત્ર રહિત જીવનું શ્રુતજ્ઞાન નકામું છે. આ વચનનું ખરૂં રહસ્ય એ છે કે-દેખતા માણસની આગળ દીવાના પ્રકાશની માફક ચારિત્રવંત જીવનું શ્રુતજ્ઞાન સાર્થક (સફલ) છે. અને ચારિત્ર હીન આત્મા ભલે જ્ઞાની હોય, તો પણ તે સુખડનો ભાર ઉપાડનાર ગધેડા જેવો જ કહેવાય. અહીં સુખડના જેવું ચારિત્ર છે, એમ યાદ રાખવું. જેમ ગધેડો ચંદનનો લાભ લેતો નથી, તેમ એકલા જ્ઞાનને ધારણ કરનાર જીવ ચારિત્રનો લાભ લેતો નથી. યાદ રાખજો કે ચારિત્ર વગરનું જ્ઞાન પાંગળા માણસની જેવું છે, અને જ્ઞાન રહિત ચારિત્ર આંધળાની જેવું છે. માટે જ કહ્યું છે- 'नाणकिरियाहिं मोक्खो' એટલે જ્ઞાનની ને ક્રિયાની સમુદિત (એકઠી) આરાધના કરતાં મોક્ષના સુખ મળે છે. બીજી રીતે એમ પણ કહી શકાય કે જ્ઞાન તપ અને સંયમની એકઠી આરાધના કરવાથી મોક્ષ મળે, એમ શ્રીજિનશાસનમાં કહ્યું છે. અહીં તપ અને સંયમ બંને ક્રિયા સ્વરૂપજ છે એમ સમજવું અને શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી શ્રુતજ્ઞાન પ્રકટ થાય છે. તથા કેવલજ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે. આ બધી હકીકત વિસ્તારથી સમજાવીને સર્વવિરતિ, ઉપશમ શ્રેણિ વગેરેને પ્રાપ્ત કરવાનો કર્મક્ષયના વિચારવાળો ક્રમ જણાવ્યો છે, પછી અનુક્રમે પાલા વગેરેના દૃષ્ટાંતો આપીને સામાયિક ગુણ પ્રાપ્ત થવાની બીના અને અનંતાનુબંધી કષાય વગેરેના ઉદયે સમ્યક્ત્વાદિગુણોમાંના કયા ગુણો પ્રાપ્ત ન થાય? ને કયા ગુણોને નુકશાન ન થાય? આ પ્રશ્નોના ઉત્તરો, તથા સંજ્વલન કષાયના ઉદયે વ્રતાદિમાં લાગતા અતીચારોની બીના, તેમજ સંજ્વલન કષાય સિવાયના કષાયોના ઉદયે કયા કયા ગુણોનો નાશ થાય? અને ૧૬ કષાયોમાંના કેટલા કષાયોના ક્ષયક્ષયોપશમાદિથી ચારિત્રાદિ ગુણોમાંના કયા ગુણો પ્રકટ થાય? આ પ્રશ્નોના ઉત્તરો વિસ્તારથી સમજાવ્યા છે. પછી અનુક્રમે ચારિત્રના પાંચ ભેદો, અને

નામ, વૃદ્ધિ (મોટા થવું) વગેરે ૮ દ્વારોનું વર્ણન કર્યું છે. તેમાં ચૈત્ર વદ આઠમે જન્મ અને જન્મોત્સવ, તથા દિક્કુમારી દેવીઓના કૃત્યો તેમજ પ્રભુના વંશની સ્થાપનાની બીના વગેરે વિસ્તારથી સમજાવ્યા છે.

પછી ઇંદ્રે પ્રભુના અંગુઠામાં કરેલ આહારની સંક્રાંતિ, (શ્રીતીર્થંકર દેવ બાલ્યાવસ્થામાં સ્તનપાન કરતા નથી, મોંઢામાં રાખેલ અંગૂઠો ચૂસી તૃપ્ત થાય છે.) અને ઇંદ્રે પ્રભુને શેલડીની ઇચ્છા થઇ છે, એમ જાણીને ઇક્ષ્વાકુ વંશની સ્થાપના કરી તે બીના, તેમજ સુનંદા અને સુમંગલા સાથે પ્રભુની વૃદ્ધિ ( મોટા થવું ) વગેરે હકીકત સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે–બાલ્યાવસ્થામાં શ્રીઋષભદેવ જાતિસ્મરણ જ્ઞાનવાળા અને મતિ શ્રુત અવધિજ્ઞાનવાળા તથા શ્રેષ્ઠ કાંતિ અને બુદ્ધિ ગુણને ધારણ કરનારા હતા પછી અનુક્રમે યુગલિક પુરૂષનું અકાલે થયેલ મરણ અને નાભિ કુલકરે બચેલી કન્યાનો કરેલ સ્વીકાર તથા પ્રભુ ઋષભદેવનો વિવાહોત્સવ, તેમજ પ્રભુની ૬ લાખ પૂર્વ પ્રમાણ ઉંમર થયા બાદ ભરત ચક્રી વગેરેનો થયેલ જન્મ વગેરેની બીના સ્પષ્ટ સમજાવીને ૪૯ યુગલના જન્મ વગેરેની હકીકત કહી છે. પછી કેટલોક કાળ વીત્યા બાદ થયેલ નીતિનું ઉલ્લંઘન અને નાભિ કુલકરની પાસે યુગલિયાઓએ કરેલી રાજાની માંગણી, તે સાંભળી નાભિ કુલકરે કહ્યું કે ઋષભકુમાર "તમારા રાજા થાઓ" આ બીના તથા પ્રભુના રાજ્યાભિષેકનું વર્ણન, અયોધ્યા નગરીનું વસાવવું, તેમજ આહાર-દ્વારાદિ ૪૦ દ્વારોનું વર્ણન વિસ્તારથી કર્યું છે. પછી ક્રમસર અગ્નિની ઉત્પત્તિ, તેનાથી અનાજને પકાવવાની શરૂઆત, અને ૧૦૦ શિલ્પની બીના, કર્મદ્વાર વગેરે ૪૦ દ્વારોનું વર્ણન, તથા તમામ તીર્થંકરોમાં ઘટે એવું સંવચ્છરી દાનનું વર્ણન, દીક્ષાનો અભિષેક, તેમજ આ ચોવીશીના દરેક તીર્થંકરની સાથે દીક્ષા લેનારની સંખ્યા કહીને દીક્ષા લેવાના ટાઇમે પ્રભુની ઉંમર અને દીક્ષાનો તપ, દીક્ષા લેવાનું સ્થાન તથા દીક્ષા લેવાનો કાલ ( ટાઈમ ), છદ્મસ્થપણાંનો કાલ, કેવલજ્ઞાનનો તપ, તેને ઉપજવાનું સ્થાન, ગણ ગણધરાદિ પરિવારનું વર્ણન, તેમજ દરેક તીર્થંકરના કુમારપણાં વગેરેનો કાલ, આ બધા દ્વારો આ ચોવીશીના ૨૨ તીર્થંકરોમાં ઘટે તે રીતે સમજાવ્યા છે પછી તેજ તીર્થંકરોએ નિર્વાણ કાલે કરેલ તપ અને તેમને નિર્વાણ પામવાનું સ્થાન તથા તેમની સાથે મોક્ષે જનારાની સંખ્યા ટૂંકામાં જણાવીને પ્રભુ ઋષભદેવની દીક્ષાની અધૂરી રાખેલ હકીકત શરૂ કરી છે. તેમાં અનુક્રમે પ્રભુ ઋષભદેવની દીક્ષા લેવાની તીથી, (ચૈત્ર વદી આઠમ) તે પ્રભુએ સુદર્શના નામની પાલખીમાં બેસી દીક્ષા લેવાના સ્થાને આવી ૪૦૦૦ પુરૂષોની સાથે લીધેલી દીક્ષાનું, ને વિહારનું વર્ણન તથા આહાર નહિ મળવાથી થયેલા તાપસોનું, તેમજ નમિ વિનમિના વિદ્યાધરપણાનું વર્ણન કરીને પ્રભુ આદિનાથના પારણાંની બીના જણાવી છે. અહીં બીજા તીર્થંકરોમાં ઘટતી પારણા વગેરેની બીના પણ કહી છે. પછી અનુક્રમે ધર્મચક્રની, અને પ્રભુએ કરેલ અનાર્ય દેશમાં વિહારની બીના તથા પુરિમતાલમાં થયેલ કેવલજ્ઞાન તેમજ જ્ઞાનનો મહિમા વર્ણવ્યો છે પછી ભરતરાજાને એક સાથે પ્રભુના કેવલજ્ઞાનનો અને આયુધ શાલામાં ચક્રરત્નની વધા-

મળી મળી તેથી લાભાલાભનો વિચાર કરી તે પ્રભુની પાસે મરૂદેવી માતાને સાથે લઇને જના નીકળ્યા, પ્રભુની દેશના સાભળી પુત્રાદિકે અને મરીચિએ દીક્ષા લીધી અવસરે ભરતકુમારે છ ખંડો સાધ્યા, બ્રાહ્મીએ દીક્ષા લીધી, અને ભરતના ભાઈઓએ પ્રભુની પાસે દીક્ષા લીધી આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને પાચ યુદ્ધોની બીના અને બાહુબલિની દીક્ષાની બીના, તથા તેનુ માન દૂર કરવા બ્રાહ્મીને સુદરી સાધ્વીનુ આવવુ, તેમજ માન દૂર થતા બાહુબલિને થયેલ કેવલજ્ઞાન તથા ભરતચક્રીની ઋદ્ધિ વગેરેનુ વર્ણન વિસ્તારથી કર્યુ છે પછી અનુક્રમે મરીચિને થયેલ ચારિત્રથી કટાળો, તેથી તેણે સ્વીકારેલ પરિવ્રાજકપણુ, (ત્રિદડીપણુ), અને ભરતચક્રીએ કરેલ વેદ વગેરે ૯ દ્વારોનુ વર્ણન, તથા ૨૩ તીર્થ કરોના નામ, ચક્રી વાસુદેવ તથા બલદેવોનુ સ્વરૂપ ને નામ વગેરેનુ વર્ણન, તેમજ તીર્થ કરોના શરીરના વર્ણ ઉચાઈ ગોત્ર નગર માતા પિતા ને તે બનેની ગતિનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે પછી ક્રમસર ચક્રવર્તી વાસુદેવ ને બલદેવોના વર્ણ પ્રમાણ ગોત્ર આયુષ્ય નગર માતા પિતા ગતિનુ વર્ણન અને વાસુદેવના નિયાણાની બીના, તથા તીર્થ કરોના આતરાની બીના, તેમજ તે આતરામા થયેલા ચક્રી ને વાસુદેવોની બીના સ્પષ્ટ સમજાવી છે પછી ભરત ચક્રીએ પ્રભુ ઋષભદેવને પૂછયુ કે—આ પર્ષદામા જે ભવિષ્યમા તીર્થ કર થશે, એવો કોઈ પુણ્યશાલી જીવ છે? તેના જવાબમા પ્રભુએ મરીચિનુ નામ જણાવીને કહ્યુ કે—તે મરીચિ વાસુદેવ પદવી ને ચક્રવર્ત્તિની પદવી ભોગવીને ચોવીશમા તીર્થ કર થશે આ બીના સાભળી રાજી થઇને ભરતચક્રવર્ત્તીએ મરીચિને વાદી તેની પ્રશસા કરી તે સાભળી મરીચિએ કુલનો મદ કરી નીચ ગોત્ર બાધ્યું તેનુ ફલ ભોગવતા ભોગવવા બાકી રહેલા કર્મના પ્રતાપે છેટલા ભવમા (૨૭મા ભવમા) દેવાનદા બ્રાહ્મણીની કુક્ષીમા રહેવુ પડયું આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે—પ્રભુશ્રી ઋષભદેવ અત સમયે અષ્ટાપદ પર્વતની ઉપર દશ હજાર મુનિવરાદિના પરિવાર સાથે મોક્ષે ગયા આ અવસરે ચિતા અને દાઢા વગેરેની બીના કહીને ઋષભદેવનુ ચરિત્ર પૂરૂ કર્યુ છે ને ભરતચક્રીના કેવલજ્ઞાનની બીના જણાવતા કહ્યુ છે કે—શ્રીભરત ચક્રવર્ત્તી આદર્શ ઘરમા આગળીમાથી વીટી નીચે પડી, તે વખતે આગળી નિસ્તેજ જોઇને અનિત્ય ભાવના ભાવતા કેવલજ્ઞાન પામ્યા, એક લાખ પૂર્વ સુધી ચારિત્રને આરાધી સ્વપર તારક બની મોક્ષે ગયા

અહીંથી આગળ મરીચિની બીના શરૂ કરાય છે તેમા મરીચિએ ત્રિદડીના વેષમા ઉપદેશ દેતા દુર્વચન બોલી ભવભ્રમણ વધાર્યું અતે મરણ પામી બ્રહ્મ દેવલોકે દેવપણુ વગેરે સ્થૂલ ભવોની વચમા ઘણા નાના નાના ભવો કરી તે પચ્ચીશમા ભવે નદન નામે રાજકુમાર થયા, અહી દીક્ષા લઈ સયમની આરાધના કરતા શ્રી અરિહત પદ વગેરે વીશે સ્થાનકોની આરાધના કરી તીર્થ કર નામ કર્મનો નિકાચિત બધ કર્યો આ પ્રસગે તીર્થ કર નામ કર્મનુ સ્વરૂપ અને વર્ત્તમાન ચોવીશીના કયા તીર્થ કરના તીર્થમા કોણે જિન નામ કર્મનો બધ કર્યો? આ પ્રશ્નનો ઉત્તર વગેરેનુ વર્ણન ટૂકામા આ પ્રમાણે જાણવુ —

# તીર્થંકર નામકર્મ.

॥ सम्मत्तगुणनिमित्तं । तित्थयरं संजमेण आहारं ॥

ચરમ તીર્થંકર પ્રભુશ્રી મહાવીર દેવે ચાર જ્ઞાનના ધારક શ્રી ગૌતમ ગણધર આદિને ઉદ્દેશીને ફરમાવ્યું કે–જીવ, અજીવ આદિ નવ તત્ત્વોમાં ત્રીજું પુણ્ય તત્ત્વ કહ્યું છે. તેના ૪૨ ભેદોમાં તીર્થંકર નામકર્મને ગણાવ્યું છે. આ તીર્થંકર નામકર્મ સ્વપરોપકાર કરવાનું એટલે સર્વ જીવોને શાસન રસિક બનાવવા રૂપ ભાવ દયાને સંપૂર્ણ રીતે પોષનાર છે. આવું તીર્થંકર નામકર્મ શ્રેષ્ઠ ભાવના સહિત નિર્મલ સમ્યક્ત્વ ગુણની સાથે જેમ જેમ વિંશતિસ્થાનકાદિની નિર્નિદાન જ્ઞાનપૂર્વક અમૃતારાધના કરવામાં આવે છે, તેમ તેમ નિકાચિત બંધાય છે. આવા ઈરાદાથી જ જાણે હોય નહિ તેમ પૂજ્યપાદ[1] આચાર્ય શ્રી મલયગિરિજી મહારાજે કર્મના અપૂર્વ તત્ત્વજ્ઞાનના પ્રતિપાદક શ્રી પંચસંગ્રહમાં કહ્યું છે કે–પાછલા ભવમાં દ્રવ્ય તીર્થંકરના જીવો આ નીચે જણાવેલી ભાવના ભાવી તીર્થંકર નામકર્મ ઉપાર્જે છે:—

"अहो ! चित्रमेतत् यत् सत्यपि पारमेश्वरे प्रवचने स्फुरत्तेजसि महामोहान्धकारविलुप्तसत्पथि दुःखपरितचेतसो मूढमनस्का जंतवः परिभ्रमंति तदहमेतानतः संसारात् अनेन प्रवचनेन यथायोगमुत्तारयामीति एवं च चिंतयित्वा यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते ॥ इत्यादि"

આ પાઠનો સ્પષ્ટાર્થ એ છે કે–અહો ! આ તો આશ્ચર્ય કહેવાય કે મહામોહરૂપી અંધકારથી જેનો ઉત્તમ માર્ગ નષ્ટ થયો છે, અને પ્રભુ શ્રી તીર્થંકર દેવ ભાષિત, તેજ મારતું પ્રવચન છતાં પણ દુઃખથી ભરેલી મનોવૃત્તિવાળા આ સંસારી જીવો ચાર ગતિમય સંસારમાં ભટકે છે ! અથડામણ અથવા પરિભ્રમણ અંધકારમાં સંભવે પણ જ્યાં તેજસ્વી કિરણોનો પ્રચાર હોય ત્યાં કઈ રીતે સંભવે ? માટે આ દુઃખી જીવોને ( દુઃખના કારણ–હિંસાદિ અને સુખના કારણ અહિંસાદિ એમ સમજાવનાર ) પ્રવચન

૧. આ આચાર્ય મહારાજ એક ધુરંધર વિદ્વાન અને સરલ ટીકાકાર તરીકે સુવિદિત છે. તેઓશ્રીએ આવશ્યક, જીવાભિગમ, પ્રજ્ઞાપના, સૂર્યપ્રજ્ઞપ્તિ આદિની તથા ધર્મસંગ્રહણી, પંચસંગ્રહ તથા કર્મપ્રકૃતિની સરલ ટીકાઓ બનાવી તત્ત્વરસિકો ઉપર અનહદ ઉપકાર કર્યો છે. પૂજ્ય શ્રી હેમચંદ્રસૂરિજીની અને ( કર્મગ્રંથાદિ વૃત્તિ—સુદર્શના ચરિત્રાદિના બનાવનાર ) પૂજ્ય શ્રી દેવેન્દ્રસૂરિજીની સાથે સરસ્વતીના સાધક અને સરસ્વતીનું " તમારી મહેરબાનીથી આગમાદિ ગ્રંથોની ટીકા બનાવી શકું " એવું વરદાન મેળવનાર હતા. એમ બૃહત્ક્ષેત્રસમાસ પ્રસ્તાવનાદિથી જાણી શકાય છે.

વડે આ સસારરૂપ અટવીનો પાર પમાડુ, એવી ભાવનાને વર્તન દ્વારા અમલમા મૂકનારા પુણ્યવતા જીવો તીર્થકર નામકર્મ બાધે છે પૂર્વે અનતી ચોવીશી થઈ ગઈ, તેમા જેમ ઘણા જીવોએ એ પ્રમાણે તીર્થકર નામકર્મ બાધી, દેશનાદિ દ્વારા સફલ કરી પરમાનન્દમય સિદ્ધિ સુખ મેળવ્યુ, તેમ આ ચોવીશીમા પણ ઘણા જીવોએ તીર્થકર નામકર્મ બાધ્યુ છે, તે આ પ્રમાણે—

પ્રભુશ્રી ઋષભદેવના વખતમા તીર્થકરના જીવ તરીકે મરીચિ હતા અને સાતમા શ્રી સુપાર્શ્વનાથના વખતમા શ્રી વર્ણનૃપ આદિ તથા દશમા શ્રીશીતલનાથના વખતમા હરિષેણ અને વિશ્વભૂતિ તથા અગિયારમા શ્રી શ્રેયાસનાથના વખતમા શ્રીકેતુ વગેરે જિનજીવ તરીકે સુપ્રસિદ્ધ હતા તે જ પ્રમાણે બારમા શ્રી વાસુપૂજ્યસ્વામીના સમયમા શ્રીનદન, મુનિસુવ્રતસ્વામીના વખતમા રાવણ તથા નારદ, શ્રી નેમિનાથના વખતમા કૃષ્ણ વગેરે અને શ્રીપાર્શ્વનાથના સમયમા અબડ અને સત્યકી વગેરે જેમ દ્રવ્ય જિન તરીકે પ્રસિદ્ધ છે, તેમ ચરમ તીર્થકર શાસનનાયક ભાવ કરુણાનિધાન પ્રભુદેવ શ્રીમહાવીર ભગવતના વખતમા દ્રવ્ય જિન તરીકે ૧ શ્રેણિક, ૨ સુપાર્શ્વ, ૩ ઉદાયી, ૪ પોટ્ટિલઅણગાર, ૫ દઢાયુ, ૬ શખ શ્રાવક, ૭ શતક શ્રાવક, ૮ સુલસા શ્રાવિકા અને ૯ રેવતી શ્રાવિકા એમ નવ ભવ્ય જીવો સુપ્રસિદ્ધ છે એમ શ્રીસપ્તતિશતસ્થાનક પ્રકરણમા કહ્યુ છે આ ગ્રથના કર્તા મહાપુરુષ જિનજીવોની ઉપરની બીનાથી એમ જણાવે છે કે—વીસમા મુનિસુવ્રતસ્વામીના તીર્થે રાવણ આદિની માફક શ્રીવીરતીર્થે શ્રેણિક આદિ નવ જણાએ તીર્થકર નામકર્મ બાધ્યુ, એમ શ્રીસ્થાનાગસૂત્રના નવમા અધ્યયનના "समणस्स भगवओ महावीरस्स तित्थसि नवहिं जीवेहिं तित्थगरनामगोत्ते कम्मे णिव्वइए १ सेणिएण २ सुपासेण ३ उदाइणा ४ पोट्टिलेण अणगारेण ५ दढाउणा ६ सखेण ७ सयएण ८ सुलसाए साविथाए ९ रेवईए ॥"

આ પાઠથી જાણી શકાય છે પ્રભુ શ્રીમહાવીર દેવના શાસનનો અલૌકિક પ્રભાવ પણ ઉપરની બીનાથી જાણી શકાય છે

## ઉપર જણાવેલા શ્રેણિકાદિ નવ જીવોનુ ટુક વર્ણન

૧. શ્રેણિક—તેઓ રાજગૃહી નગરીના રાજા હતા મત્રી અભયકુમારના પિતા થાય પહેલા એ બૌદ્ધધર્મી હતા જૈનધર્માનુરાગિણી ચેલણા રાણીએ બૌદ્ધ ગુરુની દાભિકતા આદિ સાબીત કરીને અને "જૈન મુનિઓ જ નિર્દોષ આહારની ગવેષણા કરી શકે[1] " એમ

[1] વિશે બીના જાણવા માટે—જુઓ-ઉપદેશ પ્રાસાદ ચોથુ વ્યાખ્યાન

જણાવીને જૈનધર્મના અનુરાગી બનાવ્યા હતા. તેમણે ગર્ભિણી હરિણીને બાણથી મારી નાંખી બે પંચેન્દ્રિય જીવો હણ્યા, તેથી નરકાયુ બાંધ્યું. પ્રભુદેવોનો આગમ ફરમાવે છે કે–એક પંચેન્દ્રિય જીવની હિંસા કરવાથી નરકમાં ઉપજવા લાયક ( આયુષ્યાદિ ) કર્મ બંધાય, તો બે પંચેન્દ્રિયને હણનાર જીવ તેવું કર્મ કેમ ન બાંધે ? ૧. મહારંભારંભનો કરનાર, ૨. ધનાદિમાં તીવ્ર મૂર્છા કરનાર, ૩. માંસાહાર કરનાર, ૪. પંચેન્દ્રિયનો વધ કરનાર જીવ 'જેથી નરકમાં જવું પડે' તેવું કર્મ બાંધે છે. શ્રેણિકની બાબતમાં પણ તેમજ બન્યું. પાછળથી પ્રભુના સમાગમમાં આવી, તે જૈનધર્મમાં નિર્મળ શ્રદ્ધાળુ એટલે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ થયા હતા સમ્યગ્દષ્ટી મનુષ્ય દેવાયુ બાંધે તેમ રાજા શ્રેણિકની બાબતમાં ન થયું, કારણકે સમ્યક્ત્વ ગુણ પામ્યા પહેલાં તે નરપતિએ નરકાયુષ્ય બાંધ્યું હતું.

રાજા શ્રેણિકે પ્રભુશ્રી મહાવીરદેવને કહ્યું કે–હે સ્વામિન્, મારી નરકગતિ ન થાય એવો કોઇ ઉપાય કૃપા કરી જણાવો! ઉત્તરમાં પ્રભુદેવે કહ્યું કે તમે મિથ્યાત્વપણામાં નરકાયુષ્ય બાધ્યું છે, તેથી તેને ભોગવવા નરકમાં જવું જ પડે. એવો ઉપાય જ નથી કે જેથી તમારૂં નરકગમન નિવારી શકાય વસ્તુસ્થિતિ તેવી જ હોવા છતાં રાજાએ આગ્રહ કર્યો ત્યારે કપિલા દાસી આદિનાં દૃષ્ટાંતો આપી પ્રભુદેવે સમજાવતાં કહ્યું કે હે શ્રેણિક, કપિલા દાન દે જ નહિ, કસાઇ હિંસાથી અટક્યો જ નથી, તેમ તમારૂં નરકગમન મિથ્યા થાય તેમ છે જ નહિ, પરંતુ ત્યાંથી નીકળીને આવતી ચોવીશીમાં મારા જેવા પહેલા 'પદ્મનાભ' નામે તીર્થંકર થશો તીર્થંકર પ્રભુનું વચન સત્ય જ હોય, જેથી તે જ પ્રમાણે બન્યું. રાજા શ્રેણિક[1] મરણ પામી રત્નપ્રભા નામની પ્રથમ નરકમાં સીમંતક નરકાવાસમાં નારકીપણે ઉપજ્યા. ત્યાં તેમનું આયુષ્ય ૮૪ હજાર વર્ષનું છે.

**પ્રશ્ન**—પ્રભુ શ્રી મહાવીર દેવના નિર્વાણથી કેટલો સમય વીત્યા બાદ રાજા શ્રેણિક તીર્થંકર થશે ?

**ઉત્તર**[2]—૮૪૦૦૭ વર્ષ પાંચ માસ વીત્યા બાદ તે તીર્થંકર થશે. તે આ પ્રમાણે:— અવસર્પિણીના ચોથા આરાના ૩ વર્ષ આઠ માસ અને પંદર દિવસ, અવસર્પિણીના પાંચમા છઠ્ઠા આરાના ૪૨૦૦૦ વર્ષ, ઉત્સર્પિણીના પહેલા અને બીજા આરાના ૪૨૦૦૦ વર્ષ અને ત્રીજા આરાના ૩ વર્ષ ૮ માસ અને પંદર દિવસ એમ કુલ ૮૪૦૦૭ વર્ષ અને પાંચ માસ થયા.

---

૧. ભંભીસાર એવું બીજું નામ છે.
૨. રત્નસંચયમાં કહ્યું છે.

चुलसी वास सहस्सा, वासा सत्तेव पंच मासा य ।
वीरमहापउमाणं, अंतरमेयं वियाणाहि ॥ १ ॥ प्रवचनसारोद्धारे ॥

રાજા શ્રેણિક, નરક ભવમાંથી નીકળી આવતી ઉત્સર્પિણીમાં જંબૂદ્વીપના ભરતક્ષેત્રે વૈતાઢ્ય ગિરિપાદમૂલે પુંડ્ર નામના દેશે શતદ્વાર નગરમાં માતમાં સંમુઈ[1] કુલકરની ભદ્રારાણીની કુક્ષિમાં પુત્રપણે[2] આવશે નવ મહિના અને ૭ાા દિવસ વીત્યા બાદ જન્મ પામશે ભાર કુંભ પ્રમાણ પદ્મ (કમલ) આદિની વૃષ્ટિ થવાથી માતાપિતા બારમે દિવસે 'મહાપદ્મ' એવું ગુણનિષ્પન્ન નામ પાડશે માતપિતા મહાપદ્મ કુમારની સાધિક આઠ વર્ષની ઉંમર થતાં ગાદીએ બેસાડશે–રાજા બનાવશે મહાપદ્મ રાજા રાજ્યનું પાલન કરશે, તે સમયે પૂર્ણભદ્ર અને મણિભદ્ર નામના બે મહર્દ્ધિક દેવો સેનાનું કામ કરશે લોકો આ બીના જોઈ આશ્ચર્ય પામી મહાપદ્મ રાજાનું 'દેવસેન' એવું બીજું નામ પાડશે કેટલોક સમય વીત્યા બાદ ચાર દાંતવાળો હસ્તિરત્ન પ્રગટ થશે તેની ઉપર રાજા સવારી કરી નીકળશે આથી આશ્ચર્ય પામી લોકો 'વિમલવાહન' એવું ત્રીજું નામ પાડશે અનુક્રમે માતાપિતા દેવલોક પામ્યા બાદ ત્રીશ વર્ષની ઉંમરે વડિલોની આજ્ઞા લઈ, છ અતિશયવાળું સંવચ્છરી દાન દેઈ મહોત્સવ પૂર્વક બગીચામાં એક દેવદૂષ્ય વસ્ત્ર ધારણ કરી મુંડ થઈ સંયમ ગ્રહણ કરશે શેષ બીના પ્રભુ શ્રીમહાવીરના જેવી જાણવી સાધિક બાર વર્ષ પ્રમાણ છદ્મસ્થકાલ દરમ્યાન દેવતાઈ આદિ ઉપસર્ગો સહન કરશે અષ્ટ પ્રવચન માતાના પાલક, શુદ્ધ બ્રહ્મચારી, અમમ, અકિંચન, નિરૂપલેપ, ગ્રંથ છેદક થશે

कंसे संखे जीवे, गगणे वाए य सारए सलिले ॥
पुक्खरपत्ते कुम्मे, विहगे खग्गे य भारंडे ॥ १ ॥

કાંસાના ભાજન, ને શંખાદિની જેવા વિશિષ્ટ ગુણોથી શોભાયમાન પ્રભુશ્રી મહાપદ્મ (પદ્મનાભ) દ્રવ્યાદિ પ્રકારે વીતરાગ થશે પ્રભુ વીરની માફક છદ્મસ્થ પર્યાય પૂરો થયા બાદ ક્ષપક શ્રેણિમાં પ્રથમ મોહને હણ્યા બાદ ધ્યાનાન્તરીય સમયે શેષ ત્રણ ઘાતી કર્મો હણી કેવલજ્ઞાન–દર્શન પામશે તીર્થંકર નામકર્મનો ઉદય થતાં અગ્લાનિએ સમવસરણમાં દેશના આપી ઘણા જીવોને સંયમ દાનાદિ રૂપ દોરડાથી સંસાર રૂપ કૂવામાંથી બહાર કઢાડશે, અને સર્વ જીવોના ઉપપાતાદિ જાણવા પૂર્વક અવસરે દેશનામાં ભાવના સહિત મહાવ્રત, છ જીવનિકાય, પ્રેમ દ્વેષ બંધન મનોદંડાદિ ત્રિવિધ દંડ, ચાર કષાય, પાંચ શબ્દાદિ કામગુણ, સમિતિ, સાત ભયસ્થાન, આઠ મદસ્થાન, નવવિધ શીલગુપ્તિ, દશવિધિ

1 સમ્મતિ કુલકર એમ ઉપદેશપ્રાસાદના ૨૦૬ મા વ્યાખ્યાનમાં
2 ચ્યવનાદિની વિધિ શ્રીમહાવીરની માફક

શ્રમણ ધર્મ, આદિની ( શ્રીવીરપ્રભુની માફક ) પ્રરૂપણા કરશે. મુનિવર્ગને આચીર્ણ-અનાચીર્ણનું સ્વરૂપ સમજાવી શ્રમણાચારના જ્ઞાતા બનાવશે. આહારના બેંતાલીસ દોષ સમજાવશે. દશવિધ કલ્પનો નિયતાનિયત વિભાગ સમજાવશે. શ્રાવકોને બાર વ્રતમય શ્રાવક ધર્મ સમજાવશે. તેમને નવ ગણ ૧૧ ગણધર થશે. પ્રભુશ્રી મહાવીરની માફક ગૃહસ્થ પર્યાય ૩૦ વર્ષ, છદ્મસ્થ પર્યાય ૧૨ વર્ષ ૧૩ પક્ષ, કેવલિ પર્યાય ઓગણત્રીસ વરસ પાંચ મહિના પંદર દિવસ પાળી સંપૂર્ણ ૭૨ વર્ષનું આયુ પૂર્ણ થતાં અઘાતી કર્મો ખપાવી પરમાનન્દમય સિદ્ધિસ્થાનને પામશે.

जं सीलसमायारो अरहा तित्थंकरो महावीरो ॥
तस्सीलसमायारो होइ उ अरहा महापउमे १ ॥

પાંચ કલ્યાણકોની તિથિ આદિની બીના શ્રી વીરના જેવી જ જાણવી. ( શ્રી સ્થાનાંગ સૂત્રના નવમા અધ્યયનમાંથી તેમજ પ્રાકૃત ચરિત્રાદિના આધારે ટુંકામાં ઉપરની બીના જણાવી છે. )

**૨. શ્રી સુપાર્શ્વરાજા**—પ્રભુશ્રી મહાવીર દેવના કાકા થાય. હાલ ઇશાન દેવલોકમાં છે. આવતી ચોવીશીમાં બીજા ‘ સુરદેવ ’ નામે તીર્થંકર થશે. દેહવર્ણ, આયુ, લંછન, દેહની ઉંચાઈ, કલ્યાણક તિથિ આદિની બીના શ્રીપાર્શ્વનાથના સરખી જાણવી.

**૩. ઉદાયીરાજા**—શ્રેણિકના પુત્ર કોણિક થયા, તેમના પુત્ર ઉદાયી રાજા કોણિકના મરણ બાદ, પાટલીપુત્ર નગર વસાવી ત્યાં રહ્યા. પોતાના મહેલમાં નિર્દોષ સ્થળે પર્વ દિવસોમાં ગીતાર્થ સંવિગ્ન સદ્ગુરૂને આમંત્રણ કરી તેમની ભક્તિમાં લીન બની પરમ સંવેગને ધારણ કરવા પૂર્વક સામાયિક પૌષધાદિ શ્રાવકોચિત અનુષ્ઠાન કરવામાં તત્પર હતા. કેટલોક સમય વીત્યા બાદ દેશમાંથી કાઢી મૂકેલ શત્રુ રાજાનો વિનયરત્ન નામનો પુત્ર સાધુ વેષમાં બાર વરસ રહી અચાનક અહીં આવે છે. આ બીનાથી અજાણ એવા રાજા ઉદાયીએ તેની પાસે પોષધ ગ્રહણ કર્યો. રાતે નિદ્રાવશ બનેલા રાજાના ગળા ઉપર છરી મૂકી વિનયરત્ન (અભવ્યનો જીવ) ચાલ્યો ગયો. રાજા ઉદાયી મરણ પામી સનત્કુમાર દેવલોકમાં દેવ થયા. આવતી ચોવીશીમાં તે “ સુપાર્શ્વ ” નામે ત્રીજા તીર્થંકર થશે. તેમની ચ્યવનાદિની બીના શ્રી નેમિનાથના જેવી જાણવી.

**૪. પોટ્ટિલ્લ અણગાર**—આ નામના એક અણગારની બીના અનુત્તરોપપાતિક સૂત્રમાં આવે છે. ત્યાં એમ કહ્યું છે કે તે પોટ્ટિલ હસ્તિનાગપુરના રહીશ હતા. તેમની માતાનું નામ ભદ્રા સાર્થવાહી હતું. તે પોટ્ટિલે બત્રીશ ભાર્યાઓનો ત્યાગ કરી પ્રભુ

શ્રીવીરની પાસે દીક્ષા ગ્રહણ કરી ઘણા વર્ષ સંયમ પાળી છેવટે એક માસનું અનશન કરી, સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા ત્યાંથી ચ્યવી મહાવિદેહે સિદ્ધ થશે આ પોટ્ટિલ અણગાર બીજા સમજવા અહીં નવમાના ચોથા પોટ્ટિલ અણગાર તો હાલ માહેન્દ્ર દેવલોકમાં છે તે અહીં ભરત ક્ષેત્રમાં આવતી ચોવીશીમાં 'સ્વયંપ્રભ' નામના ચોથા તીર્થંકર થશે શ્રી નમિનાથની જેવા દેહ વર્ણાદિમાં તે જાણવા

૫ શ્રી[1] દઢાયુ શ્રાવક—તે હાલ ઈશાન દેવલોકમાં છે આવતી ચોવીશીમાં શ્રી મુનિસુવ્રતસ્વામી જેવા સર્વાનુભૂતિ નામના પાંચમા તીર્થંકર થશે

૬ ૭ શંખ શ્રાવક અને શતક શ્રાવક—આ બેમાં જે શંખની બીના શ્રી ભગવતીજીમાં આવે છે તેનાથી આ જુદા શંખ શ્રાવક જાણવા અને તે જ ૫ંચમાંગમાં કહેલ શતક શ્રાવક તે આ જ શતક શ્રાવક જાણવા બંને શ્રાવસ્તિ નગરીના રહીશ હતા અનન્ય ધર્મ શ્રદ્ધાળુ હતા પ્રભુશ્રી મહાવીર દેવે શંખ શ્રાવકની બાબતમાં શતક ( પુષ્કલી એવું બીજું નામ છે ) શ્રાવકાદિને જણાવ્યું કે—આ શંખ શ્રાવક પ્રિયધર્મી, દઢધર્મી, સુદષ્ટિ જાગરિક છે તેની નિંદા ન કરવી જોઈએ આ બે શ્રાવકો પર્વદિને પૌષધાદિ અનુષ્ઠાનરૂપી ગારૂડી મંત્રથી મોહનીય સર્પનું ઝેર ઉતારતા હતા શંખ શ્રાવક આવતી ચોવીશીમાં 'ઉદયપ્રભ' નામે સાતમા તીર્થંકર અઢારમા શ્રીઅરનાથની જેવા થશે અને શતક શ્રાવક આવતી ચોવીશીમાં દશમા શતકીર્તિ નામે, શ્રીધર્મનાથની જેવા તીર્થંકર થશે હાલ તો તે ત્રીજી નરકમાં છે, ત્યાંથી નીકળી તીર્થંકર થશે

૮ સુલસા શ્રાવિકા—રાજગૃહ નગરના રાજા પ્રસેનજિતની પાસે નાગ નામે રથિક હતો તેને સુલસા નામે સ્ત્રી હતી એક વખત સુલસાના જાણવામાં આવ્યું કે "મારો પતિ પુત્ર નિમિત્તે ઇંદ્રાદિને નમસ્કાર ( માનતા ) કરે છે " ત્યારે સુલસાએ બીજી સ્ત્રી પરણવાની અનુમતિ આપી તે સાંભળી રથિકે કહ્યું કે મારી તેમ કરવા ઈચ્છા નથી બીજી તરફ ઇંદ્ર વિમાનમાં "સુલસા નિર્મલ દઢ સમ્યક્ત્વ ગુણવાળી છે તેવી સ્ત્રી ભાગ્યે જ બીજી કોઇ હશે" આ રીતે પ્રશંસા થઈ આ વચનો સાંભળવાની સાથે એક દેવ પરીક્ષા કરવા સાધુનું રૂપ લઈ સુલસાને ઘેર આવ્યો અજાણી સુલસાએ આ મુનિ છે એમ જાણી વંદના કરી પૂછયું કે આપ કયા કારણે પધાર્યા છો? સાધુએ (દેવે) કહ્યું કે—"મારે વૈદ્યના કહ્યા પ્રમાણે લક્ષ પાક તેલની જરૂર છે અને તે તમારે ત્યાં છે એ સાંભળી સુલસાએ કહ્યું કે, "હું આપું છું " એમ કહી જેમાં તેલ ભર્યું છે તે વાસણ નીચે લાવે છે એટલામાં દેવતાઈ પ્રયોગથી વાસણ ફૂટયું બીજી વાર પણ વાસણ ઉતારતા દેવે તેમ કર્યું, એમ ત્રણ વાર તેમ થયું છતાં સુલસાનો દાનધર્મમાં ઉત્સાહ અડગ રહ્યો જાણી પ્રશંસા કરી દેવે ૩૨ ગોળીઓ સુલસાને આપી, અને કહ્યું કે, "અવસરે એકેક ગોળી વાપરવાથી તને ૩૨ પુત્રો થશે આગન્યના કારણે મને યાદ કરજે,

૧ અભયદેવસૂરિજી મહારાજ 'દૃઢાયુરપ્રતીત' એમ કહે છે

જેથી હું મદદ કરીશ" એમ કહી દેવ સ્વસ્થાને ગયો. ત્યાર બાદ સુલસાએ વિચાર્યું કે—બત્રીશે ગોળીઓ એકી સાથે ખાઉં તો એક પુત્ર થશે. એમ ધારી એક સાથે બત્રીસે ગોળીઓ ખાધી, જેથી બત્રીસે ગર્ભ (ના જીવો) વધવા માંડયા. પીડા વિશેષ થતાં દેવની આરાધના નિમિત્તે કાઉસ્સગ્ગ કર્યો. દેવે આવી પીડા દૂર કરી. ૩૨ પુત્રો જન્મ્યા. પ્રભુ શ્રી મહાવીર-દેવે અંબડની મારફત આ સુલસા શ્રાવિકાને ધર્મલાભ કહેવરાવ્યો હતો. તે આવતી ચોવીશીમાં શ્રી શીતલનાથની જેવા નિર્મમ નામે પંદરમા તીર્થંકર થશે.

વિશેષ બીના ઉપદેશપ્રાસાદાદિ ગ્રંથોમાંથી જાણી લેવી.

**૯ રેવતી શ્રાવિકા**—પ્રભુ શ્રી મહાવીર દેવ ગામાનુગામ વિચરતાં મેઢિકગ્રામ નામના નગરમાં પધાર્યા. ત્યાં તેમને અધિક બળતરાની વેદનાવાળો પિત્તજ્વર અને લોહિતવર્ચ વ્યાધિ (મરડો) થયો. તેમાં મૂલ કારણ ગોશાલાએ પ્રભુની ઉપર તેજો લેશ્યા મૂકી તે હતું. આ અવસરે લોકો એમ બોલવા લાગ્યા કે, ગોશાલાની તેજો લેશ્યાથી પ્રભુનું શરીર દાઝયું, જેથી છ માસની અંદર પ્રભુ કાલધર્મ પામશે. આ બીના સાંભળી અનન્ય ભકત સિંહ મુનિએ વિચાર્યું કે "મારા ધર્માચાર્ય મહાવીરને રોગ પીડા આપી રહ્યો છે, તેથી અન્ય ધર્મીઓ એમ કહેશે કે—શ્રી મહાવીર, ગોશાલાએ તેજો લેશ્યા મૂકી, તેથી કાલધર્મ પામ્યા." આવા ઇરાદાથી તે મુનિવર્ય મનમાં ઘણા જ નારાજ થઈ માલુકકચ્છ નામના વનમાં જઇ રૂદન કરવા લાગ્યા. પ્રભુએ સ્થવિરોને ત્યાં મોકલી તે મુનિને બોલાવ્યા, ને કહ્યું કે—"હે સિંહમુનિ! જે તમે વિચાર્યું તેમ થવાનું નથી. યાદ રાખજો કે હજુ હું દેશોન સોળ વર્ષ સુધી કેવલીપણે વિચરીશ. તમે નગરમાં જાઓ! ત્યાં રેવતી શ્રાવિકાએ મારા માટે કોળાપાક તૈયાર કર્યો છે, તેની જરૂર નથી, પણ બીજોરાપાકની જરૂર છે, તે તમે લાવો!" સિંહમુનિ નગરમાં રેવતી શ્રાવિકાને ઘેર ગયા. બીજોરાપાકનો ખપ (જરૂર) જણાવ્યો. જેથી રેવતી શ્રાવિકાએ સ્વઆત્માને કૃતાર્થ માની દાનનાં પાંચે ભૂષણો સાચવી મુનિને ખપ પ્રમાણે તે વ્હોરાવ્યો. મુનિશ્રીએ લાવીને પ્રભુને હાથમાં આપ્યો, તે વાપરવાથી પ્રભુદેવ નીરોગી બન્યા. શ્રીસંઘ ઘણો જ ખૂશી થયો દેવાદિ પણ હર્ષથી નાચવા લાગ્યા. રેવતી કાલધર્મ પામી બારમા દેવલોકે ગઇ; ત્યાંથી ચ્યવી તે રેવતીનો જીવ આવતી ચોવીશીમાં આઠમા ્રી ચંદ્રપ્રભસ્વામીની જેવો સમાધિ નામે સત્તરમો તીર્થંકર થશે. ગ્રંથ વધી ન જાય આ ઇરાદાથી ઉપરની બીના ઘણી જ સંક્ષેપમાં જણાવી છે.

શ્રી સંવેગમાલા આદિમાં તીર્થંકર નામકર્મ બાંધવાનાં કારણો સવિસ્તર જણાવ્યાં છે.

પ્રભુ શ્રીમહાવીર દેવે પાછલા ત્રીજે ભવે જિનનામ કર્મના કરેલા નિકાચિત બંધને વર્ણવવાના પ્રસંગે શ્રીસ્થાનાંગ સૂત્રાદિના આધારે અને શ્રીપંચસંગ્રહાદિ કાર્મગ્રંથિક ગ્રંથોના

આધારે ખાસ જરૂરી અને યાદ રાખવા લાયક જિનનામ કર્મનું રહસ્ય ટૂંકામાં જણાવ્યું આ રીતે શ્રીનંદન મુનિવર જિનનામ કર્મનો નિકાચિત બંધ કરીને અને ઘણા માસક્ષપણ તપ કરવા પૂર્વક નિર્મલ સંયમાદિની સાત્ત્વિકી આરાધના કરીને અંતે સમાધિ ભાવે કાલધર્મ પામી દશમા પ્રાણત દેવલોકમાં ઉત્કૃષ્ટ (૨૦ સાગરોપમ) આયુષ્યવાળા મહર્દ્ધિક દેવ થયા અહીંથી ચ્યવીને અષાડ સુદ છઠે દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં આવ્યા આસો વદિ તેરશે સૌધર્મેન્દ્રના હુકમથી હરિણૈગમેષિ દેવે ત્રિશલા માતાની કુક્ષિમાં સ્થાપન કર્યા અને ત્રિશલાના પુત્રી રૂપ ગર્ભને દેવાનંદાની કુક્ષિમાં સ્થાપન કર્યો આમ થવામાં કર્મ સિવાય બીજું કંઈ કારણ છેજ નહીં "દેવાનંદા અને ત્રિશલા પાછલા ભવે દેરાણી જેઠાણી હતા તે વખતે દેરાણીએ (દેવાનંદાના જીવે) જેઠાણીનો (ત્રિશલાના જીવનો) રત્નનો દાબડો ચોર્યો તેથી બાંધેલા કર્મોના ફલો દેવાનંદાને ભોગવવા પડયા, એમ એક સજ્ઝાયમાં કહ્યું છે" આની પછી ત્રિશલા માતાએ ચૌદ સ્વપ્નો જોયા, પ્રભુ મહાવીરે ગર્ભાવાસના સાતમે મહિને 'માતાપિતાના જીવતા હું દીક્ષા લઇશ નહીં' આવો અભિગ્રહ કર્યો પ્રભુ વીરનો જન્મ ચૈત્ર સુદ તેરશે થયો, તે વખતે ધનધાન્ય વગેરેની વૃદ્ધિ થઈ, ઇંદ્રાદિકે પ્રભુનો જન્મોત્સવ કરી પ્રભુને ત્રિશલા માતાની પાસે મૂક્યા, આ બધી બીના વિસ્તારથી સમજાવીને અનુક્રમે આમલકી ક્રીડા અને લેખ શાલાનું તથા ઇંદ્રે પ્રભુને પંડિતના મનમાં રહેલા પ્રશ્નો પૂછયા, ને પ્રભુએ ઉત્તરો આપ્યા, તે વખતના ઐંદ્ર વ્યાકરણનું વર્ણન કરીને પ્રભુવીરના વિવાહાદિની બીના કહી છે પછી દીક્ષાનો અધિકાર વર્ણવતા અનુક્રમે લોકાંતિક દેવોનું આવવું, સાંવત્સરિક દાન, અને ચંદ્રપ્રભા નામની પાલખીનું સ્વરૂપ, તથા તેમાં સ્નાનાદિ વિધિ કરી અલંકૃત થયેલા શુભ લેશ્યાવંત પ્રભુ મહાવીર ચોવીહાર છઠ્ઠ તપ કરી બેઠા, તે વાત જણાવીને કહ્યું કે-જ્યારે દીક્ષા મહોત્સવનો વરઘોડો ક્ષત્રિયકુંડ નગરમાંથી નીકળ્યો, ત્યારે કેટલાએક ઇંદ્રો ચામર વીંઝી રહ્યા છે, કેટલાએક ઇંદ્રાદિ પાલખી ઉપાડે છે, દેવો ફૂલોની વૃષ્ટિ કરી રહ્યા છે, જતા આવતા દેવાદિના વિમાનોથી આકાશ શોભી રહ્યું છે, વાજાં વાગી રહ્યા છે, આવી ધામધૂમ પૂર્વક અનુક્રમે તે પ્રભુ મહાવીર જ્ઞાતખંડ નામના વનમાં આવ્યા પ્રભુએ જે ટાઈમે આભરણાદિ ઉતારી લોચ કરી દીક્ષાનો પાઠ બોલી માગશર વદિ દશમે (ગુજરાતી કાર્તિક વદ દશમે) ચારિત્ર સ્વીકાર્યું, તેજ ટાઈમે પ્રભુને ચોથું મનઃપર્યવ જ્ઞાન પ્રકટ થયું આ રીતે પ્રભુ મહાવીરના દીક્ષા કલ્યાણકનું વર્ણન કરીને અનુક્રમે પ્રભુ મહાવીરદેવ કયા કયા વિચર્યા,? અને તેમના તપના પારણા તથા ચોમાસા કયા કયા સ્થાને થયા ? વગેરે પ્રશ્નોના ઉત્તરો રૂપે પ્રભુના છદ્મસ્થ જીવનની બીના જણાવતા સંગમદેવે કરેલા ઉપસર્ગોની પહેલા થયેલા ઉપસર્ગોની બીના અને સંગમદેવે કરેલા ૨૦ ઉપસર્ગોની બીના તથા ચંદ્ર સૂર્યનું મૂલ વિમાનમાં બેસી પ્રભુને વાંદવા આવવું, તેમજ ચમરેન્દ્રનું સૌધર્મ દેવલોકમાં જવું, વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે પ્રભુએ છદ્મસ્થ અવસ્થામાં કરેલા તપની અને પારણાની સંખ્યા જણાવી અંતે કહ્યું કે—પ્રભુશ્રી મહાવીરે સાડીબાર વર્ષો, ને એક પક્ષ પ્રમાણ છદ્મસ્થ કાલમાં કરેલી ઘણી આકરી તપશ્ચર્યાના પારણાના દિવસો

૩૪૯ હતા. આવી ઘોર તપશ્ચર્યાના કરનાર પ્રભુ મહાવીરને વૈશાખ સુદિ દશમે કેવલજ્ઞાન થયું. આ બીના સ્પષ્ટ જણાવીને શ્રીવીર જિનાદિનું વર્ણન પૂરૂં કર્યું છે.

## ॥ સમવસરણનું સંક્ષિપ્ત વર્ણન ॥

પ્રભુશ્રી મહાવીર કેવલજ્ઞાન પામી તરત જ દેશના આપી મહસેન વનમાં પધાર્યા. આ પ્રભુનું બીજું સમવસરણ જાણવું, આ અવસરે સોમિલ બ્રાહ્મણે કરાવેલા યજ્ઞની બીના, દેવોનો અને કેવલજ્ઞાનનો મહિમા, તથા સમવસરણની રચનાનો વિધિ, તેમજ સમવસરણની રચના ક્યારે થવીજ જોઇયે,? આ પ્રશ્નનો ઉત્તર વગેરે હકીકત અનુક્રમે સ્પષ્ટ સમજાવી છે. તેમાં કહ્યું છે કે, જ્યાં કોઇ વખત સમવસરણની રચના થઇ જ ન હોય ત્યાં, અને કોઇ મહર્દ્ધિક દેવ વાંદવા આવે, ત્યારે સમવસરણની રચના જરૂર થાય જ. પછી સમવસરણના ત્રણ પ્રકાર (ગઢ) વગેરેની બીના, પહેલી અને છેલ્લી પોરોસીમાં દેશના; અને સોનાના નવ કમલો, પ્રભુના ત્રણ પ્રતિબિંબો, તથા પ્રભુનું રૂપ, બારે પર્ષદાની ગોઠવણી, તેમજ બીજા ગઢમાં તિર્યંચો બેસીને પ્રભુની દેશના સાંભળે, ને ત્રીજા ગઢમાં દેવાદિના વાહનો સ્થાપન કરાય છે, આ તમામ બીના ક્રમસર વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે સામાયિકની કથા, અને તેનો વિધિ જણાવીને કહ્યું છે કે, પ્રભુના સમવસરણની બીનાને જાણનારા સાધુ વગેરે બાર યોજનથી પણ વિહાર કરી પ્રભુની દેશના 'સાંભળવા' આવે છે. પછી ગણધરાદિના રૂપની બીના, પ્રભુની વાણીના ગુણો, અને ચક્રવર્ત્તી વગેરેનું પ્રીતિદાન, તથા ભક્તિ વગેરેનું ફલ, તેમજ બલિ બાકળાનું સ્વરૂપ કહીને અંતે મુખ્ય ગણધરાદિની દેશનાનો વિધિ, અને તે દેશનાના ગુણો તથા ગણધરના જ્ઞાનનું સ્વરૂપ વગેરે હકીકતો વિસ્તારથી સમજાવીને સમવસરણનું વર્ણન પૂરૂં કર્યું છે.

---

## ॥ પ્રભુશ્રી મહાવીર દેવના ૧૧ ગણધરોનું સક્ષિપ્ત વર્ણન ॥

અહીં શરૂઆતમાં શ્રીઇંદ્રભૂતિ વગેરે ૧૧ બ્રાહ્મણોનું આગમન (આવવું), અને તેમના અનુક્રમે (૧) જીવ છે કે નહિ ? (૨) કર્મ છે કે નહિ ? (૩) જે દેહ તેજ આત્મા, અને જે આત્મા તેજ શરીર છે. બંને જૂદા જૂદા નથી, (૪) પાંચ ભૂત (પૃથ્વી, જલ વગેરે) છે કે નહી, (૫) જે જીવ આ ભવમાં જેવો (મનુષ્યાદિમાં કોઈ પણ સ્વરૂપે) હોય, તે જીવ મરીને પરભવમાં (હવે પછીના ભવમાં) તેવો જ થાય. (૬) કર્મ બંધનો સંશય, (૭) દેવનો સંશય (૮) નારકનો સંશય, (૯) પુણ્યનો સંશય, (૧૦) પરલોકનો સંશય, (૧૧) નિર્વાણનો સંશય. આ રીતે અનુક્રમે ઇદ્રભૂતિ વગેરે ૧૧ બ્રાહ્મણોના સંશયો જણાવીને તે દરેક બ્રાહ્મણ પંડિતોના શિષ્યોનો પરિવાર, અને ઈદ્રભૂતિને થયેલ ક્રોધ અને માનનું વર્ણન,

તથા તેમણે માનેલા વેદ પદોના અર્થો ખોટા માગીત કરી પ્રભુએ કહેલા સાચા અર્થ સમજીને તેમણે સ્વીકારેલ દીક્ષાનુ વર્ણન વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે પછી તે ૧૧ બ્રાહ્મણોના (૧) ગામ (જન્મભૂમિ) (૨) જન્મનક્ષત્ર, (૩) માતા પિતાના નામ, (૪) ગોત્ર, (૫) જન્મરાશિ, (૬) ગૃહસ્થપર્યાય, (૭) છદ્મસ્થપર્યાય, (૮) કેવલિપર્યાય, (૯) સર્વાયુષ્ય (૧૦) આગમ એટલે જ્ઞાન, (૧૧) મોક્ષે જવાના અવસરે કરેલ તપ (અનશન), વગેરેની બીના સ્પષ્ટ સમજાવી છે આ અવસરે શ્રીઆવશ્યકસૂત્ર, વિવિધ તીર્થકલ્પ, પ્રકૃત સસ્કૃત મહાવીર ચરિત્ર વગેરે ઘણા શાસ્ત્રોમાથી ઉદ્ધરીને મહાપ્રયત્ને તૈયાર કરેલ અપૂર્વ આત્મિક બોધદાયક શ્રીગૌતમ ગણધરાદિનુ ચરિત્ર ટૂકામા આ પ્રમાણે જાણવુ

---

# ૧ લબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામી

## પૂર્વ ભવનો સબધ

ચરમ તીર્થંકર પ્રભુ શ્રીમહાવીરદેવ પૂર્વે કરેલા નિયાણાના પ્રભાવે ૧૮ મા ભવમા ત્રિપૃષ્ઠ નામના વાસુદેવ થયા હતા અને મથુરા નગરીમા મુનિરાજની મશ્કરી કરવાથી બાધેલ કર્મોના ઉદયે ઘણા ભવોમા ભટકયા બાદ, તે વિશાખાનદી કુમાર સિંહપણે ઉત્પન્ન થયો હતો અને ગૌતમ મહારાજનો જીવ એ ત્રિપૃષ્ઠ વાસુદેવના સારથિપણે ઉત્પન્ન થયો હતો તે સિંહ ( વિશાખાનદીનો જીવ ) અનેક માનવોને ઉપદ્રવ કરતો હતો, એટલે સારથિ ( ગૌતમ સ્વામીના જીવ) ને સાથે લઇને ત્રિપૃષ્ઠકુમાર (મહાવીરસ્વામીનો જીવ) તે ઉપદ્રવનુ નિવારણ કરવા માટે રથમા બેસીને વનમા ગયા કુમારે સિંહને પડકાર કર્યો એટલે જલદી તે કુમારની સામે ધસ્યો અને છેવટે ત્રિપુષ્ટ કુમારે તેને મારી નાખ્યો મરતી વખતે સિંહે ખેદપૂર્વક વિચાર્યું કે " અહો ! આ એક સામાન્ય મનુષ્યે મારી આ સ્થિતિ કરી ? " આ પ્રસગે તે સારથિએ તેને શાત કરવા માટે કહ્યુ –" હે સિંહ ! આ તને મારનાર એ ભવિષ્યમા વાસુદેવ થવાના છે તેને તુ સામાન્ય માણસ ન સમજીશ ! જેમ તુ તિર્યંચરૂપે સિંહ છે, તેમ આ ત્રિપૃષ્ટકુમાર પણ મનુષ્ય લોકમા સિંહ સમાન છે તેથી તુ સામાન્ય પુરૂષના હાથે મરાયો નથી, પણ સિંહ જેવા નરેન્દ્રના હાથે મરાયો છે, માટે ખેદ ન કર ! " આ પ્રમાણે સારથિના વચન સાભળીને હર્ષિત થઈ સિંહ શાતિ પૂર્વક મરણ પામ્યો

અહી યાદ રાખવુ જોઈએ કે આજ સિંહ વચમા ઘણો કાલ ભમીને પ્રભુ મહાવીરના સમયમા તે હાલિક નામના ખેડુત તરીકે ઉત્પન્ન થાય છે કે જેને પ્રભુના કહેવાથી શ્રી ગૌતમસ્વામી પ્રતિબોધ આપે છે આ પ્રસગ આગળ ઉપર આપેલ છે

જન્મ-માતા-પિતા-કુટુંબ-

ઘણો કાલ વીત્યા બાદ એ સારથિનો જીવ મગધ દેશના ગોબર નામના ગામમાં વેદાદિ પારંગત વસુભૂતિ બ્રાહ્મણના પુત્રપણે ઉત્પન્ન થયો. તેમનું નામ ઇંદ્રભૂતિ અને ગોત્ર ગૌતમ હતું. એમનો જન્મ જ્યેષ્ઠા નક્ષત્રમાં અને વૃશ્ચિક રાશીમાં થયો હતો. એમને પૃથ્વી નામની માતા હતી. વજ્રઋષભ નારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાનના ધારક આ શ્રી ઇંદ્રભૂતિજીને અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના બે નાના ભાઈ હતા. તેઓ વ્યાકરણ, ન્યાય, કાવ્ય, અલંકાર, પુરાણ, ઉપનિષદ્, વેદ વગેરે સ્વધર્મશાસ્ત્રના પારંગત બન્યા. હંમેશ ત્રણે ભાઈઓ પાંચસો પાંચસો શિષ્યોને ભણાવતા હતા આવા પંડિત હોવા છતાં સમ્યગ્દર્શનના અભાવે તેઓ ખરા જ્ઞાની નહોતા ગણાતા. કારણ કે શુદ્ધ શ્રદ્ધાયુક્ત જ્ઞાન જ સાચું જ્ઞાન કહેવાય છે અને તે એમની પાસે ન હતું.

ભગવાન મહાવીરનો સમાગમ અને દીક્ષા :

એ પ્રમાણે શ્રી ઇંદ્રભૂતિ ૫૦ વર્ષની ઉંમર સુધી મિથ્યાત્વી રૂપે રહ્યા. બીજી બાજુ શ્રી મહાવીરદેવને કેવલજ્ઞાન થયા બાદ તીર્થની સ્થાપના કરવાના પ્રસંગે, શ્રી ઇંદ્રભૂતિ વગેરે અગિયારે બ્રાહ્મણો ગણધરપદને લાયક જણાયા. તેથી પ્રભુ વિહાર કરી મધ્યમ પાપા (અપાપા) નગરીના મહસેન નામના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં સમવસરણમાં બેસી પ્રભુ દેશના આપી રહ્યા હતા, અને નગરીમાં સપરિવાર શ્રી ઇંદ્રભૂતિ આદિ બ્રાહ્મણો યજ્ઞક્રિયા કરી રહ્યા હતા, ત્યારે ઇંદ્રભૂતિને આકાશ માર્ગે આવતા દેવોના નિમિત્તે, સર્વજ્ઞ પ્રભુ શ્રી મહાવીરનો પરિચય થયો. તે પ્રભુની પાસે ગયા ત્યારે પ્રભુએ તેમને પૂછ્યું, 'હે ઇંદ્રભૂતિ! તમને "જીવ છે કે નહિ" આ બાબતનો સંદેહ છે.' પ્રભુનું આ વચન સાંભળીને ઇંદ્રભૂતિને આશ્ચર્ય થયું અને સાથે સાથે પ્રભુના સર્વજ્ઞપણાની ખાત્રી થઈ. વેદવાક્યનો ઇંદ્રભૂતિ જે અનુચિત અર્થ કરતા હતા તેનો પ્રભુએ ઉપયોગ ધર્મની અપેક્ષાએ સત્ય અર્થ સમજાવ્યો. એટલે સંદેહ દૂર થતાં, તેમણે પચ્ચાસ વર્ષ પૂરા થયા બાદ એકાવનમા વર્ષે વૈશાખ સુદી અગીયારસના દિવસે પૂર્વ ભાગમાં સંયમ ગ્રહણ કર્યું. ( બાકીના દશ બ્રાહ્મણોએ પણ તે જ દિવસે પોતાનો સંશય દૂર થતાં ઇન્દ્રભૂતિજીની માફક દીક્ષા ગ્રહણ કરી.)

ગણધરપદ અને ચાર જ્ઞાનની પ્રાપ્તિ :

અહીં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, પોતપોતાનો સદેહ દૂર થતાં શ્રી ઇંદ્રભૂતિ આદિની મિથ્યા પરિણતિ પણ દૂર થઇ અને સમ્યક્ત્વની પરિણતિ પ્રાપ્ત થઈ. પ્રભુએ લાયક જાણી તેમને ગણધર પદવી આપી અને વાસક્ષેપ કર્યો, એટલે એ જ વખતે તેઓ બધા

સમ્યગ્દર્શન ઉપરાંત ચાર જ્ઞાન (મતિ, શ્રુત, અવધિ અને મનપર્યવ) ના ધારક બન્યા ખરેખર, પ્રભુના વાસક્ષેપનો પ્રભાવ અલૌકિક હોય છે થોડા જ વખત પહેલા જેઓને સમ્યગ્જ્ઞાનની ગંધ પણ ન હતી, જેઓ મિથ્યાજ્ઞાન રૂપી કાદવમા ખૂચેલા હતા અને તેથી જેઓ પ્રભુને "ઇદ્રજાલિયો" વગેરે વગેરે શબ્દો કહેતા હતા, તેઓ થોડા જ વખતમા આવા જ્ઞાની બન્યા અને ઉચ્ચ કોટીમા મૂકાયા ખરેખર સત્પુરુષોનો સમાગમ અપૂર્વ લાભકારક હોય છે ! અસ્તુ

## તીર્થંકરપદ અને ગણધર પદનો ટૂંક વિચાર

તીર્થંકરપદ સિવાયના બીજા પદોમા ગણધર પદ પ્રધાન છે અનેક ગ્રંથો ઉપર સરલ ટીકા બનાવનાર અને સરસ્વતીના વરદાનવાળા આચાર્ય શ્રી [1]મલયગિરિજી મહારાજે પંચસંગ્રહમા કહ્યુ છે કે–કપાયની મંદતાવાળા અને સમ્યગ્દર્શન સહિત છતા પણ "આશ્ચર્ય છે કે મહાદેદીપ્યમાન શ્રી તીર્થંકરનો ધર્મરૂપી દીવો હયાત છતા મોહરૂપ તિમિરથી ઢંકાયેલા નેત્રવાળા આ બિચારા સંસારી જીવો અનેક કષાયાદિ સ્વરૂપ કાંટાઓથી ભરેલા સંસારમા આથડે છે," એવી ભાવ દયાથી પ્રેરાઇને સર્વ જીવોને ઉદ્ધારવાનો પ્રયત્ન કરે છે, તેઓ તીર્થંકર નામકર્મ બાંધે છે સ્વજન વર્ગનો ઉદ્ધાર કરવાની ભાવના ભાવનાર જીવો ગણધર પદને પામે છે મહાપુણ્યશાલી જીવો જ આ સ્થિતિને પામી શકે છે, તેથી તેમની રૂપસંપદા પણ બીજા જીવો કરતા ચઢીયાતી હોય છે એટલે આહારક શરીરના રૂપ સૌદર્યથી પણ ગણધરદેવોનુ રૂપ અધિક હોય છે, અને તેથી ચઢીયાતુ રૂપ શ્રી તીર્થંકર પ્રભુનુ હોય છે

## શક્તિ, ગુણો, તપ અને ગુરુભક્તિ

સર્વ ગણધરોમા શ્રીગૌતમ ગણધર મહાપ્રભાવશાલી ગણાય છે, કારણ કે તેઓશ્રી અનેક સ્વાભાવિક લબ્ધિઓના નિધાન હતા સાથે સાથે તેઓ નિરભિમાની પણ તેટલા જ હતા, તે આનંદ શ્રાવકના અવધિજ્ઞાનની બાબતમા પોતાની ભૂલ જણાતા તેમણે તેને 'મિચ્છામિ દુક્કડં' દીધો તે ઉપરથી જાણી શકાય છે આવી ઊંચી હદે પહોંચ્યા છતા તેઓને ગુરુભક્તિમા અપૂર્વ પ્રેમ હતો ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવામા તેઓ આનંદ અનુભવતા હતા અને ખરી મોટાઇ પણ તેમાજ સમજતા હતા વસ્તુતત્ત્વનો નિષ્ટંક નિર્ણય મેલવવા સાથે, બીજાઓને બોધ પમાડવા માટે અને સ્વદિષ્યોનો શ્રદ્ધા ગુણ વધારવા માટે પણ શ્રીગૌતમ મહારાજે વારંવાર ભગવાનને અનેક પ્રશ્નો પૂછયા છે અને તેથી જ શ્રી ભગવતી સૂત્રમા ૩૬ હજાર વાર શ્રી ગૌતમ મહારાજનુ નામ આવે છે આવા પ્રકારની

[1] આ સૂરિજીના ચરિત્ર માટે માસ્તર મગનલાલ મનસુખલાલની છપાએલી કર્મપ્રકૃતિની મેં લખેલી પ્રસ્તાવના જુઓ

જ્ઞાનાવરણીયાદિ કર્મોના પ્રતાપે છદ્મસ્થને અનુપયોગ ભાવ હોય છે તેથી, (૨) જાણતાં છતાં પોતાના જ્ઞાનના સંવાદ માટે, (૩) બીજાઓને બોધ પમાડવા માટે, (૪) સ્વશિષ્યોને ગુરૂના વચન ઉપર દઢ શ્રદ્ધા થાય એવા ઈરાદાથી અથવા (૫) સૂત્રરચનાની વિધિ સાચવવા માટે, એમ પાંચમાંના કોઈ પણ કારણથી ગૌતમ મહારાજા પ્રભુને વારંવાર પ્રશ્નો પૂછતા હતા.

## કેશી ગણધર સાથેનો પ્રસંગ :

શ્રી ગૌતમસ્વામીમાં અપૂર્વ વિનય ગુણ વસ્યો હતો, તેની ખાતરીને માટે કેશી ગણધર મહારાજાનો પ્રસંગ સાક્ષી પૂરે છે. ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ભગવાનની પરંપરામાં થયેલા, ત્રણ જ્ઞાનના ધારક, મહાધુરંધર, શ્રી કેશી ગણધર મહારાજા અને શ્રી ગૌતમ મહારાજા એક વખત શ્રાવસ્તી નગરીની નજીકમાં પધાર્યા. ત્યાં શ્રીકેશી ગણધર તિન્દુક વનમાં પધાર્યા અને શ્રીગૌતમ ગણધર કોષ્ઠક નામના ઉદ્યાનમાં રહ્યા હતા. એટલે જ્યેષ્ઠ કુલનું માન સાચવીને વિનય નિધાન શ્રી ગૌતમ મહારાજ કેશી ગણધરને મલવા પધાર્યા. શ્રીકેશી મહારાજે તેમનું યોગ્ય સન્માન સાચવ્યું. માંહોમાંહે એક બીજાએ સુખશાતાના સમાચાર પૂછયા. અને બંને પૂજ્ય પુરુષો ઘણા જ ખૂશી થયા. અવસર જોઈને શ્રીગૌતમ ગણધરે કેશી ગણધરના મહાવ્રતોની સંખ્યા, સચેલક અચેલક ધર્મ ઇત્યાદિ બાબતોના તમામ પ્રશ્નોના શાંતિ પૂર્વક, મીઠી ભાષામાં ઉત્તર આપ્યા. જે સાંભળી શ્રીકેશી ગણધર ઘણા ખૂશી થયા. દેવાદિની સભાને પણ આ વાત સાંભળી ઘણો જ આનંદ થયો. પછી શ્રીકેશી ગણધરે 'આપ શ્રી મહાજ્ઞાની અને ગાંભીર્યાદિ ગુણરત્નોના સમુદ્ર છો.' એમ સ્તવીને શ્રીગૌતમ મહારાજાની પાસે પંચ મહાવ્રત ધર્મ અંગીકાર કર્યો આ પ્રસંગમાંથી બોધ એ મળે છે કે સરલતા અને કદાગ્રહ રહિત સ્વભાવ એ બે મુખ્ય ગુણોથી મોટાઇ મળે છે. મોટા પુરૂષોના શુદ્ધ વર્તનની છાપ શિષ્યાદિ ઉપર અવશ્ય પડે છે. વડીલોના સદ્‌વર્તનમાં ભાવી જીવોનું ચોક્કસ હિત સમાયેલું છે.

## દ્વાદશાંગીની રચના :

પૂર્વે કહ્યા પ્રમાણે ચૌદ વિદ્યાના પારગામી, ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનવાળા શ્રી ગૌતમ મહારાજ ( આદિ ૧૧ ગણધરો ) દ્વાદશાંગીના રચનાર હતા. તેઓ પ્રભુ શ્રીવીરને ખમાસમણું દઈને પૂછતા કે 'ભયવં ! તત્તં કહેહ !' હે ભગવન્ તત્ત્વને કહો ! એમ ત્રણ વાર પૂછવાથી અનુક્રમે પ્રભુએ ત્રિપદી જણાવી. જેને આધારે ગણધર મહારાજે બીજબુદ્ધિથી દ્વાદશાંગીની રચના કરી. જેમ એક પુરૂષ ઝાડ ઉપર ચડી ફૂલો ભેગાં કરી નીચે નાંખે, તે ફૂલોને માલી વસ્ત્રમાં ઝીલી તેની માલા બનાવે છે, તેમ સર્વજ્ઞ પ્રભુ શ્રીમહાવીરે કેવલ-

જ્ઞાન રૂપી ઝાડ ઉપર ચડી, અનેકાર્થ રહસ્ય ગર્ભિત દેશના દ્વારા વચનો રૂપી ફૂલો વેર્યા અને તે ફૂલોને વીણીને યથાર્થ સ્વરૂપે બીજબુદ્ધિ આદિ અનેક લબ્ધિના ધારક શ્રીગૌતમ (આદિ ૧૧ ગણધર) મહારાજે આચારાગાદિ સૂત્રો રૂપી માલા ગુથી તેથી જ કહ્યુ છે કે–
अत्थ भासइ अरहा सुत्त गथति गणहरा निउणं, "

શ્રુતકેવલી આદિ સ્થવિર ભગવતોએ તે અગોનુ સ્પષ્ટીકરણ કરવા શ્રી ઉપાંગાદિની ચના કરી [ આ પ્રસગે સમજવુ જોઈએ કે દૂધમા જેમ ઘી રહેલુ છે અને તેને વિચક્ષણ પુરૂષ જુદુ કરી શકે છે, એમ અગ સૂત્રો દૂધ જેવા છે અને નિર્યુક્તિ આદિ ઘી સમાન છે ચતુર્દશ પૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામી આદિ મહાપુરૂષોએ તે તે અગ સૂત્રાદિની સાથે અભિન્ન સ્વરૂપે રહેલા શ્રી નિર્યુક્તિ આદિને જુદા ગોઠવ્યા, એમ શ્રી ભગવતીજીમા કહેલ ' सुत्तत्थो खलु पढमो ' ઈત્યાદિ ગાથાના વચનથી જાણી શકાય છે ]

પ્રાચીન કાલમા આ આગમ રૂપ ગણાતા સૂત્રોના દરેક પદનુ ચારે અનુયોગ ગર્ભિત વ્યાખ્યાન કરવામા આવતુ પછી અવસર્પિણીના દૂષમ કાલના પ્રભાવે જીવોના બુદ્ધિ આદિ ગુણો ઘટતા હોવાથી તે તે અનુયોગોમા થતી ગુચવણ આદિ હેતુઓને ધ્યાનમા લઈને, પૂજ્ય શ્રીઆર્યરક્ષિતસૂરિ મહારાજે તે ચારે અનુયોગોને પ્રત્યેક સૂત્રોમા જુદા જુદા વ્હેચ્યા ત્યારથી તે તે સૂત્રોનુ વ્યાખ્યાન તે તે અનુયોગને આશ્રયીને જ કરવામા ગૌરવ મનાય છે પૂજ્ય શ્રીગૌતમ મહારાજ (આદિ ૧૧ ગણધરો) સર્વ લબ્ધિનિધાન હતા ગુણપ્રત્યયિક શક્તિને લબ્ધિ કહેવામા આવે છે તે લબ્ધિઓના સ્વરૂપ સાથે નામો ટૂકામા આ પ્રમાણે જાણવા—

## બુદ્ધિલબ્ધિના ૧૮ ભેદો.

૧ કેવલજ્ઞાનલબ્ધિ—આનાથી લોકાલોકમા રહેલા તમામ દ્રવ્યાદિ જણાય

૨ મન પર્યવજ્ઞાનલબ્ધિ—આના પ્રતાપે મનના ભાવ (વિચાર) જણાય

૩ અવધિજ્ઞાનલબ્ધિ—આથી આત્મા રૂપી દ્રવ્યોનુ જ્ઞાન મેળવી શકે

૪ બીજબુદ્ધિલબ્ધિ—આનાથી પૂજ્ય શ્રી ગણધરાદિ મહાત્માઓ સૂત્રનો એક અર્થ સાભળે, તો પણ બુદ્ધિબલથી ભણ્યા વગર ઘણા અર્થો કરવાને સમર્થ થાય, આખા ગ્રથનુ રહસ્ય સમજી જાય, અને સૂત્રરચના કરી શકે

૫ કોષ્ઠબુદ્ધિલબ્ધિ—જેમ કોઠારની અદર રહેલુ ધાન્ય વિખરાય નહિ, તેમ આ લબ્ધિવાળા મહાત્માઓ ભણેલુ ભૂલે નહિ

૬. પદાનુસારિણીલબ્ધિ—આથી જેનો અભ્યાસ કર્યો નથી, તથા જે સાંભળવામાં પણ આવ્યું નથી એવા સૂત્રનું એક પદ સાંભળીને તે સૂત્રના પહેલા પદથી માંડીને છેલ્લા પદ સુધીનું જ્ઞાન ધરાવે. (આના ત્રણ ભેદો છે ૧. અનુશ્રોતપદાનુસારિણી. ૨. પ્રતિશ્રોતપદાનુસારિણી અને ૩. ઉભયપદાનુસારિણી.)

૭. સંભિન્નશ્રોતોલબ્ધિ—આ લબ્ધિના પ્રભાવે સ્પર્શનાદિ પાંચે ઇંદ્રિયોના વિષયોને કોઇ પણ ઇંદ્રિયથી જાણી શકાય. જેમ આંખથી વસ્તુનું રૂપ જોવાય, તેમ આ લબ્ધિવાળા મહાત્મા ગમે તે ઇંદ્રિયથી પદાર્થનું રૂપ જોઈ શકે. એમ શબ્દાદિ ચારેમાં પણ સમજવું.

૮. દૂરાસ્વાદન સામર્થ્ય—જેથી દૂર રહેલી વસ્તુનો સ્વાદ જણાય.

૯. દૂરસ્પર્શન સામર્થ્ય—જેથી દૂર રહેલી વસ્તુના સ્પર્શનું જ્ઞાન થાય.

૧૦. દૂરદર્શન સામર્થ્ય—જેથી દૂરની વસ્તુ પણ જોઇ શકાય.

૧૧. દૂરઘ્રાણ સામર્થ્ય—જેથી દૂર રહેલી વસ્તુની ગંધનું જ્ઞાન થાય.

૧૨. દૂરશ્રવણ સામર્થ્ય—જેથી છેટેનો શબ્દ સંભળાય.

૧૩. દશપૂર્વિપણું—આથી દશ પૂર્વોનું જ્ઞાન મેળવી શકાય.

આ લબ્ધિવાળાને નિશ્ચયે સમ્યગ્દર્શન હોય છે. જુઓ સાક્ષિપાઠ. " चउद्दस दस य अभिन्ने नियमा सम्मत्तं सेसए भयणा "

૧૪. ચતુર્દશપૂર્વિપણું—આથી વિશાલ તત્ત્વ મંત્રાદિ ગર્ભિત ૧૪ પૂર્વોનું જ્ઞાન મેળવી શકાય.

૧૫. અષ્ટાંગમહાનિમિત્તકૌશલ્ય—આથી જુદા જુદા નિમિત્તો દ્વારા શુભાશુભનો ચોક્કસ નિર્ણય કરી શકાય.

૧૬. પ્રજ્ઞાશ્રમણપણું—જેમ ચૌદપૂર્વી અર્થની પ્રરૂપણા કરે તેમ આ લબ્ધિવાળા વિશિષ્ટ બુદ્ધિના પ્રભાવે જીવાદિ તત્ત્વોના અર્થની પ્રરૂપણા કરી શકે.

૧૭. પ્રત્યેક બુદ્ધપણું અને ૧૮ વાદિપણું.

## ક્રિયાવિષયક લબ્ધિના બે પ્રકાર.

૧. ચારણપણું અને ૨. આકાશગામિપણું. તેમાં ચારણલબ્ધિના જંઘાચારણ અને વિદ્યાચારણ એવા બે ભેદ કહ્યા છે.

જંઘાચારણલબ્ધિ—આ લબ્ધિના પ્રભાવે સૂર્યના કિરણોની મદદથી એક જ ઉત્પાતે (ફલંગે) તેરમા રૂચકવરદ્વીપ સુધી તિર્છી (વાંકી) ગતિ કરી શકાય અને ઊર્ધ્વના મેરૂ-પર્વત ઉપર જવા ચાહે ત્યારે એક જ ઉત્પાતે પંડકવને પર જાય, અને પાછા ફરે ત્યારે તેવી જ રીતે એક જ ઉત્પાતે નન્દનવનમા આવે અને બીજા ઉત્પાતે સ્વસ્થાને આવે

વિદ્યાચારણલબ્ધિ—વિદ્યાચારણ મુનીશ્વરો નંદીશ્વરદ્વીપ સુધી સૂર્યના કિરણ આદિના આલંબનથી જઇ શકે છે તેઓ બે ઉત્પાતે રૂચકદ્વીપે જાય અને પાછા ફરતા એકજ ઉત્પાતે સ્વસ્થાને આવવા સમર્થ થાય છે અને ઉર્ધ્વગતિ કરે, ત્યારે મેરૂની ઉપર જતા, પહેલા ઉત્પાતે નંદનવનમા અને બીજા ઉત્પાતે પંડકવનમા જાય ત્યા ચૈત્યવંદનાદિ કરી પાછા ફરે, ત્યારે એક જ ઉત્પાતે સ્વસ્થાને આવી શકે

પ્રશ્ન—જંઘાચારણને પાછા ફરતા વધારે વખત લાગે તેનુ શુ કારણ ?

ઉત્તર—જંઘાચારણ મુનિઓને પાછા ફરતા લબ્ધિની ઓછાશ સંભવે છે, માટે વધારે વખત લાગે છે અને જંઘાના બળથી તેઓ ગતિ કરે છે, માટે પાછા ફરતા જવાના પરિશ્રમને લઇને પણ તેમ સંભવે છે અને વિદ્યાચારણ મુનિઓને તેમ નથી તેઓ તો વિદ્યાના બળે ગતિ આગતિ કરે છે

આકાશગમનલબ્ધિ—આથી પર્યંકાસને બેઠા બેઠા અથવા કાયોત્સર્ગાદિ સ્વરૂપે, પગ ઉપાડયા વિના અદ્ધર આકાશમા ચાલી શકાય એના જલચારણાદિ બીજા પણ અનેક ભેદો સમજવા

વૈક્રિયલબ્ધિના અનેક ભેદો છે તે આ પ્રમાણે—અણિમા, લઘિમા, ગરિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ વગેરે

તપોલબ્ધિના ઉગ્ર તપસ્યા લબ્ધિ વગેરે સાત ભેદો છે

બળલબ્ધિ—૧ મનોબલીપણુ, ૨ વચનબલીપણુ અને ૩ કાયબલીપણુ એમ બલલબ્ધિ ત્રણ પ્રકારે જાણવી

ઔષધિલબ્ધિના ૮ ભેદો—૧ આમર્ષૌષધિલબ્ધિ, ૨ ખેલૌષધિલબ્ધિ, ૩ જલ્લૌષધિ-લબ્ધિ, ૪ મલૌષધિલબ્ધિ, ૫ વિપ્રુડૌષધિલબ્ધિ, ૬ સર્વૌષધિલબ્ધિ, ૭ આશીવિષલબ્ધિ અને ૮ દૃષ્ટિવિષલબ્ધિ

રસલબ્ધિના ક્ષીરાસ્રવ, મધ્વાસ્રવ, અમૃતાસ્રવ, ઘૃતાસ્રવ વગેરે ૬ ભેદો સમજવા

ક્ષેત્રલબ્ધિના બે ભેદ—૧. અક્ષીણમહાનસીલબ્ધિ અને ૨ અક્ષીણમહાલયત્વલબ્ધિ. શ્રી ગૌતમ મહારાજાને અક્ષીણમહાનસીલબ્ધિ પણ હતી. આ લબ્ધિના પ્રભાવે તેમણે થોડી ખીરથી પણ ૧૫૦૦ તાપસોને જમાડયા હતા.

## હાલિક ખેડુતના પ્રસંગ, પૂર્વ સંસ્કારોનું પ્રાબલ્ય :

પ્રારંભમાં કહ્યા પ્રમાણે શ્રી ગૌતમ મહારાજે જે સિંહને મરતી વખતે નવકારમંત્ર સંભળાવી આશ્વાસન આપ્યું હતું, તે સિંહ મરીને અત્યારે ખેડુત થયો હતો. તેને જોઈને પ્રભુ શ્રીવીરે કેવલજ્ઞાનથી જાણ્યું કે—જો કે મેં ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં આને મારેલ હોવાથી મારી ઉપર તેને દ્વેષ છે, તો પણ તેનો હું ઉદ્ધાર કરૂં. એટલે પ્રભુએ ગૌતમ ગણધરને કહ્યું કે "હે વત્સ! આ સામે ખેતરમાં ખેડ કરતા ખેડુતને પ્રતિબોધ કરવા જા!" એટલે ગૌતમસ્વામીએ ત્યાં જઈ તેને ઉપદેશ આપ્યો અને તેને દીક્ષા દીધી. પછી તેને સાથે લઇને શ્રી ગૌતમ ગણધર પ્રભુની પાસે આવ્યા. પ્રભુને જોતાંની સાથે જ દ્વેષ જાગવાથી વેષ મૂકીને તે ખેડુત ચાલ્યો ગયો.

અહીં સંસ્કારનો સિદ્ધાંત સમજવા જેવો છે. જેવા સંસ્કાર આ ભવમાં પડયા હોય તેવા સંસ્કારને લઇને જીવ ભવાંતરમાં જાય છે. પાછલા ભવમાં સંયમાદિની આરાધનાના ઉચ્ચ સંસ્કારને પ્રતાપે જ શ્રી વજ્રસ્વામી આદિ મહાપુરુષોને નાની ઉમરમાં પણ સંયમ સાધનાનો ઉત્તમ અવસર મળ્યો હતો. સાથે સાથે ,એ પણ યાદ રાખવું જોઇએ કે—પાછલા ભવમાં ખરાબ સંસ્કારો પડયા હોય તો તેવા જ સંસ્કારનો ગોશાલા વિગેરેના દૃષ્ટાંતે ભવાંતરમાં અનુભવ થાય છે. હાલિકના પૂર્વ સંસ્કારોએ જોર માર્યું અને તે પ્રભુ વીરને જોઇને સંયમ છોડીને નાશી ગયો.

## શ્રી વીરનિર્વાણ અને કેવલજ્ઞાનની પ્રાપ્તિ :

શ્રી ગૌતમ મહારાજે પચાશ વર્ષની ઉંમર વીત્યા બાદ એકાવનમા વર્ષે દીક્ષા ગ્રહણ કરીને ત્રીશ વર્ષ સુધી એટલે ૮૦ વર્ષની ઉંમર થઈ ત્યાં સુધી છદ્મસ્થભાવે પ્રભુ શ્રીવીરની સેવા કરી અને આત્માને નિર્મલ કર્યો. ૮૧ મા વર્ષના પ્રારંભમાં તેમને કેવલજ્ઞાન પ્રગટ થયું. તે પ્રસંગ આ પ્રમાણે છે. પોતાનો નિર્વાણ સમય નજીક જાણીને પ્રભુ મહાવીરદેવે "ગૌતમનો મારી ઉપર અત્યન્ત રાગ છે. માટે મારાથી દૂર હશે તો જ તેને કેવલજ્ઞાન થશે." એમ જાણીને શ્રીગૌતમને નજીકના કોઇક ગામમાં રહેતા દેવશર્મા નામના બ્રાહ્મણને પ્રતિબોધ કરવા જવાની આજ્ઞા ફરમાવી. તે પ્રમાણે ત્યાં જઇ તેને પ્રતિબોધ પમાડી પાછા ફરતાં રસ્તામાં તેમણે પ્રભુના પંચમ નિર્વાણ કલ્યાણક માટે આવેલા દેવોના કહેવાથી પ્રભુ

શ્રી મહાવીરના નિર્વાણના સમાચાર જાણ્યા તેમને અસહ્ય ખેદ થયો અને તે સ્તબ્ધ થઈ ગયા તેઓ ખિન્ન હૃદયે " મહાવીર " " મહાવીર " શબ્દનો મોટે સ્વરે જાપ કરવા લાગ્યા " વીર " " વીર ' એમ બોલતા બોલતા કંઠ અને તાળુ સુકાવા લાગ્યા બેટલે છેવટે એકલો ' વી ' શબ્દ જ બોલવા લાગ્યા પોતે દ્વાદશાંગીના જાણકાર હોવાથી વી ' શબ્દથી શરુ થતા અનેક સ્તુતિસૂચક શબ્દો તેમને યાદ આવ્યા છેવટે વીતરાગ શબ્દની વિચારણા કરતા તેમણે જાણ્યું કે—પ્રશસ્ત સ્નેહ પણ મોક્ષ પામવામા વિઘ્નકર્તા છે એમ જાણી શ્રી ગૌતમ મહારાજા વિચારવા લાગ્યા કે—ખરેખર હું ભૂલ કરૂં છું, પ્રભુ તો વીતરાગ છે એમને મારી ઉપર રાગ હોય જ શાનો ? ખરેખર હું જ મોહમા પડયો છું માગ આ એકપક્ષી સ્નેહને ધિક્કાર છે હું એકલો છું મારૂં કોઈ નથી, તેમ હું કોઈનો નથી, એમ વૈરાગ્ય ભાવના ભાવવા પૂર્વક ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિવાળા શ્રીગૌતમસ્વામી આસો વદ અમાસની પાછલી રાતે ધ્યાનાન્તરીય સમયે લોકાલોક પ્રકાશક કેવલજ્ઞાન પામ્યા વ્યાજબી છે કે—મોક્ષ માર્ગમા પ્રવર્તેલા ભવ્ય જીવોને વજ્રની સાંકળ સમાન કોઈ પણ હોય તો તે એક સ્નેહ જ છે સવારે ઇદ્રાદિક દેવોએ કેવલજ્ઞાનનો મહિમા કર્યો

## અનશન અને નિર્વાણની પ્રાપ્તિ

પછી બાર વર્ષો સુધી જગતીતલની ઉપર વિચારી, ઘણા ભવ્ય જીવોને પ્રતિબોધીને ગૌતમદેવ અંતિમ સમયે શ્રીરાજગૃહી નગરની બહારના વૈભારગિરિ પર્વતની ઉપર આવ્યા અને ત્યા પાદપોપગમન અનશનમા એક મહિનાના ઉપવાસ કરી, સુધર્માસ્વામીને ગણ સોંપીને, ૯૨ વર્ષનું આયુષ્ય પૂરૂં થતા બાકીનાં ચારે અઘાતી કર્મોનો ક્ષય કરી, અક્ષય અવ્યાબાધ સુખમય મુક્તિપદને પામ્યા

વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના બધા ગણધરોમા શ્રી ગૌતમ ગણધર મહાપ્રભાવશાલી ગણાય છે તેમના ક્ષમા, નમ્રતા, સરલતા, લબ્ધિસંપન્નતા આદિ અનેક ગુણોથી આકર્ષાઈને શ્રી સંઘ દિવાળીના દિવસે, ચોપડામા શારદા પૂજન કરતી વખતે " શ્રી ગૌતમસ્વામીની લબ્ધિ હોજો " એમ લખે છે, અને કાર્તિક સુદ એકમના દિવસે સવારમા તેમના સ્તોત્ર રાસ વગેરે સાંભળે છે એવા ગુરૂ ગૌતમ શ્રી સંઘનું કલ્યાણ કરો

## ૨ અગ્નિભૂતિ ગણધર.

મગધ દેશના ગોબર ગામમા ગૌતમ ગોત્રના વસુભૂતિ બ્રાહ્મણ અને પૃથ્વી માતાના પુત્ર શ્રી અગ્નિભૂતિનો જન્મ વૃષભ રાશિ અને કૃત્તિકા નક્ષત્રમા થયો હતો તે મહાબુદ્ધિશાલી હોવાથી મોટી ઉંમરે ચૌદ વિદ્યાના પારગામી બન્યા ' કર્મ છે કે નહિ, ' આ સંશય દૂર કરીને

પ્રભુ શ્રીમહાવીરદેવે તેમને તેમના પાંચસો શિષ્યો સાથે, ૪૭ મા વર્ષની શરૂઆતમાં વૈશા સુદી અગિયારસે દીક્ષા આપી અને ગણધર પદે સ્થાપ્યા ત્રિપદી સાંભળીને અગિયાર અંગોની રચના કરવામાં સમર્થ અને ચતુર્જ્ઞાની એવા શ્રી અગ્નિભૂતિ મહારાજ છદ્મસ્થપણામાં ૧૨ વ રહ્યા એટલે ૫૮ વર્ષ વીત્યા બાદ ૫૯ મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૧૬ વર્ષ સુધી કેવલિપર્યાય આરાધી, ૭૪ વર્ષનું સંપૂર્ણાયુ પુરૂં કરી, વૈભારગિરિ ઉપર પાદપોપગમ અનશન કરવા પૂર્વક માસક્ષપણ કરી, તેઓ નિર્વાણ પામ્યા. તેમના સંઘયણ, દેહ રૂ વગેરેની બીના શ્રી ઇંદ્રભૂતિજીના ચરિત્ર પ્રમાણે સમજવી.

## ૩. વાયુભૂતિ ગણધર

ત્રીજા ગણધર મહારાજા તે પહેલા અને બીજા ગણધરના સગા ભાઈ થાય, તે માતા પિતાનાં નામ પૂર્વની માફક જાણવાં. તેમનો જન્મ તુલા રાશિમાં સ્વાતિ નક્ષત્રમ થયો હતો. તેઓ ચૌદ વિદ્યાના પારગમી બન્યા હતા તેમને " આ શરીર છે તે આત્મા છે કે શરીરથી અલગ આત્મા છે, " આ સંશય હતો. પ્રભુશ્રી વીરના સમાગમથ તે સંદેહ દૂર થતાં ૫૦૦ શિષ્યો સહિત, પૂર્વે કહેલી તિથિએ, ૪૨ વર્ષનો ગૃહસ્થ પર્યા વીત્યા બાદ, તેમણે પ્રભુ પાસે દીક્ષા લીધી. ૧૦ વર્ષ છદ્મસ્થપણામાં રહી, ૫૩ મા વર્ષન શરૂઆતમાં તેઓ સર્વજ્ઞ થયા. ૧૮ વર્ષે કેવલીપણે વિચરી ૭૦ વર્ષનું સર્વાયુ પૂરૂં કરીને પ્રભુની હયાતિમાં તેઓ નિર્વાણ પામ્યા બાકીની બીના પૂર્વની માફક જાણવી.

## ૪. શ્રી વ્યક્ત ગણધર.

આ શ્રી વ્યક્ત ગણધર મહારાજા કોલ્લાક ગામના રહીશ, અને ભારદ્વાજ ગોત્રના પિત ધનમિત્ર અને માતા વારૂણીના પુત્ર હતા. તેમનો જન્મ મકરરાશિ અને શ્રવણ નક્ષત્રમાં થયો હતો. શ્રી ઈંદ્રભૂતિજીની માફક ૫૧ મા વર્ષની શરુઆતમા " પાંચ ( પૃથ્વી આદિ ) ભૂત છે કે નહિ. ? " આ સંદેહ દૂર થતાં ૫૦૦ શિષ્યો સહિત તેમણે પ્રભુશ્રી વીરની પાસે દીક્ષા ગ્રહણ કરી. શ્રી અગ્નિભૂતિની માફક ૧૨ વર્ષ પ્રમાણ છદ્મસ્થ પર્યાય પાલી ૬૨ વર્ષની ઉંમર વિત્યા બાદ ૬૩ મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવલજ્ઞાન પામ્યા. ત્રીજા ગણધરની માફક ૧૮ વર્ષ સુધી કેવલીપણે વિચરી પ્રભુ શ્રી વીરની હયાતિમાં સર્વાયુ ૮૦ વર્ષનું પૂર્ણ કરી મુક્તિપદ પામ્યા હતા. બાકીની બીના પૂર્વની જેમ જાણવી.

## ૫. શ્રી સુધર્માસ્વામી ગણધર

આ પાંચમા ગણધર સુધર્માસ્વામીજી કોલ્લાક ગામના રહીશ અને અગ્નિવેશ્યાયન ગોત્રમાં જન્મેલા એવા પિતા શ્રી ધનમિત્ર વિપ્ર અને માતા ભદ્દિલાના પુત્ર હતા. કન્યાઃરાશિ

અને (પ્રભુ શ્રીવીરનું જે જન્મ નક્ષત્ર હતુ તે ) ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમા તેમનો જન્મ થયો હતો કુશાગ્ર બુદ્ધિના પ્રભાવે તેઓ ચૌદ વિદ્યાના પારગત થયા તેમને એવો સશય હતો કે "જે પ્રાણી જેવો આ ભવમા હોય, તેવોજ તે ( પ્રાણી ) પરભવમા થાય છે કે બીજા સ્વરૂપે ?" પ્રભુ શ્રી વીરે આ સશય દૂર કર્યો, જેથી તેમણે પણ પહેલા અને ચોથા ગણધરની માફક એકાવનમા વર્ષની શરૂઆતમા પ્રભુની પાસે દીક્ષા લીધી આ શ્રીસુધર્મા- સ્વામીની બાબતમા શ્રીશત્રુજય માહાત્મ્યમા કહ્યુ છે કે—આદીશ્વર ભગવતની આજ્ઞાથી શ્રી પુંડરીક ગણધરે સવા લાખ શ્લોક પ્રમાણ શ્રીશત્રુજય માહાત્મ્ય બનાવ્યું હતું તે ઘણુ વિશાલ હોવાથી અલ્પ જીવિત બુદ્ધિવાળા જીવોના ઉપકારને માટે પ્રભુ શ્રી મહાવીરદેવની આજ્ઞાથી ગચ્છનાયક[1] શ્રી સુધર્માસ્વામી ગણધરે તેને ટુકુ કરીને ૨૪ હજાર શ્લોક પ્રમાણ બનાવ્યું ત્યારબાદ કાલાન્તરે શીલાદિત્ય રાજાની વિનતિ ધ્યાનમા લઈને આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજે તેથી પણ નાનુ શત્રુજય માહાત્મ્ય બનાવ્યું

સુધર્માસ્વામીજી મહારાજ પહેલા ઉદયના ૨૦ આચાર્યોમા મુખ્ય યુગપ્રધાન થયા યુગપ્રધાન મહાપુરૂષો (પ્રાય ) એકાવતારી હોય છે તેમણે ૪૨ વર્ષ (બીજા દશે ગણધરો કરતા અધિક સમય) સુધી છદ્મસ્થપણુ ભોગવ્યું તેમા તેઓ ૩૦ વર્ષ સુધી પ્રભુ વીરની સેવામા રહ્યા અને ૧૨ વર્ષ સુધી શ્રી ગૌતમ મહારાજની સેવામા રહ્યા ૯૨ વર્ષ વીત્યા બાદ ૯૩ વર્ષની ઉમરે તેઓ કેવલજ્ઞાન પામ્યા ૮ વર્ષ સુધી કેવલીપણે વિચરી શ્રી જબૂસ્વામી આદિ ઘણા ભવ્ય જીવોને પ્રતિબોધી ૧૦૦ વર્ષનુ આયુષ્ય પૂર્ણ થતા વૈભાર- ગિરિની ઉપર માસિક અનશન કરી પ્રભુ શ્રી વીરના નિર્વાણથી ૨૦ વર્ષે મુક્તિપદ પામ્યા બાકીની બીના પૂર્વની માફક જાણવી

## ૬ શ્રી મંડિત ગણધર

છઠ્ઠા ગણધર શ્રી મડિતરાજ વાસિષ્ઠ ગોત્રના મૌર્ય ગામના રહીશ વિપ્ર શ્રી ધનદેવ અને માતા શ્રી વિજયદેવાના પુત્ર હતા તેમનો સિંહરાશિ અને મઘા નક્ષત્રમા જન્મ થયો હતો બૃહસ્પતિને પણ જીતે એવા બુદ્ધિવત હોવાથી તેઓ થોડા સમયમા ચૌદ વિદ્યાના પારગામી થયા તે હમેશા ૩૫૦ શિષ્યોને ભણાવતા હતા તેમને બધ મોક્ષની બાબતમા સદેહ હતો, તે પ્રભુ શ્રી મહાવીરે દૂર કર્યો, તેથી તેમણે ૫૪મા વર્ષની શરૂઆતમા પ્રભુની પાસે દીક્ષા લીધી તેઓ ગણધર પદવી પામ્યા હતા અને દ્વાદશાગીના રચનાર હતા તેઓ છદ્મસ્થપણામા ૧૪ વર્ષ સુધી રહ્યા એટલે ૬૮મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન

૧ પ્રભુ શ્રી મહાવીરે અગિયારે શિષ્યોને ગણધરપદ દેતી વખતે બીજા સર્વ કરતાં દીર્ઘાયુ હોવાથી સુધર્માસ્વામીને ગણની અનુજ્ઞા કરી હતી

પામ્યા. કેવલીપણે ૧૬ વર્ષ સુધી વિચરી, ૮૩ વર્ષનું સર્વાયુ પૂર્ણ કરી પ્રભુની હયાતિમાં જ તેઓ મુક્તિ પદને પામ્યા. બાકીની બીના પહેલા ગણધરની માફક સમજી લેવી.

## ૭. શ્રી મૌર્યપુત્ર ગણધર.

આ મૌર્યપુત્ર ગણધર મહારાજા કાશ્યપ ગોત્રના મૌર્યગામવાસી, મૌર્ય બ્રાહ્મણના પુત્ર હતા. તેમની માતાનું નામ વિજયદેવા હતું. તેઓનો જન્મ વૃષભ રાશિમાં મૃગશીર નક્ષત્રમાં થયો હતો. તેઓ ચૌદ વિદ્યાના પારગામી હતા અને ૩૫૦ શિષ્યોના અધ્યાપક હતા. તેમને " દેવો છે કે નહિ " એવો સંશય હતો. પ્રભુ શ્રીમહાવીરે તે દૂર કર્યો એટલે ૬૫ વર્ષની ઉંમરે તેઓ દીક્ષિત બની ગણધર બન્યા. સર્વ લબ્ધિનિધાન એવા તેઓ ૧૪ વર્ષ છદ્મસ્થપણામાં રહ્યા. એટલે ૭૯ વર્ષ વીત્યા બાદ ૮૦મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૧૬ વર્ષ સુધી કેવલીપણે વિચરી સર્વાયુ (૬૫+૧૪+૧૬) ૯૫ વર્ષનું પૂર્ણ કરી પ્રભુની હયાતિમાં શૈલેશી અવસ્થા અનુભવીને તેઓ નિર્વાણપદને પામ્યા. બાકીની બીના પૂર્વની માફક સમજવી.

## ૮. શ્રી અકંપિત ગણધર.

આ આઠમા ગણધર મહારાજ ગૌતમ ગૌત્રના, પિતા દેવ બ્રાહ્મણ અને માતા જયંતીના પુત્ર હતા. તેઓનો મકરરાશિ, ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ થયો હતો. તીવ્ર બુદ્ધિના પ્રભાવે છએ દર્શનનાં શાસ્ત્રો ભણીને તેઓ મહાસમર્થ વિદ્વાન થયા. તેઓ ૩૦૦ શિષ્યોને ભણાવતા હતા. તેમનો " **નારકીઓ છે કે નહિ** " આ સંશય પ્રભુશ્રી મહાવીરે દૂર કર્યો એટલે તેમણે પ્રભુની પાસે ૪૯મા વર્ષની શરૂઆતમાં દીક્ષા લીધી, અને તેઓ ગણધર પદવી પામ્યા. ૯ વર્ષ છદ્મસ્થપણે રહી તેઓશ્રી ૫૮મા વર્ષની શરૂઆતમાં કેવલજ્ઞાન પામ્યા. ૨૧ વર્ષ સુધી ધ્યાનાતીત ભાવે વિચરી, ઘણા ભવ્ય જીવોને મોક્ષ માર્ગના મુસાફર બનાવી, સર્વાયુ (૪૮+૯+૨૧) ૭૮ વર્ષનું પૂર્ણ કરી પંચમ ગતિ (મોક્ષ) ને પામ્યા. બાકીની બીના શ્રીઇંદ્રભૂતિજીની માફક જાણવી.

## ૯ શ્રીઅચલભ્રાતા ગણધર.

આ શ્રી ૯મા ગણધર મહારાજ કોશલા (અયોધ્યા) નગરીના રહીશ, હારિત ગોત્રના પિતા શ્રીવસુ બ્રાહ્મણ અને માતા નંદાના પુત્ર હતા. મિથુનરાશિ અને મૃગશીર નક્ષત્રમાં તેઓ જન્મ્યા હતા. સાંખ્ય બૌદ્ધ દર્શનાદિ સર્વ શાસ્ત્રોના તેઓ પારગામી બન્યા. પ્રભુ શ્રીમહાવીરદેવના સમાગમથી, ૩૦૦ શિષ્યોના અધ્યાપક એવા તેમનો, 'પુણ્ય પાપ છે કે

નહિ" આ સશય દૂર થતા, તેઓ ૪૭મા વર્ષની શરૂઆતમા દીક્ષા લઈ ગણધર પદવી પામ્યા ૧૨ વર્ષ છદ્મસ્થપણામા રહી ૫૯મા વર્ષની શરૂઆતમા કેવલજ્ઞાન પામ્યા ૧૪ વર્ષ સુધી કેવલિપણે વિચરી સર્વાયુ ૭૨ વર્ષનુ પૂર્ણ કરી સનાતન શાતિમય સિદ્ધ પદને પામ્યા બાકીની બીના પ્રથમ ગણધરની માફક જાણવી

## ૧૦. શ્રીમેતાર્ય ગણધર

આ શ્રી દશમા ગણધર વચ્છદેશાન્તર્ગત તુગિક નામના ગામમા રહેનાર કૌડિન્ય ગોત્રના પિતાશ્રી દત્ત બ્રાહ્મણ અને માતાશ્રી વરૂણદેવાના પુત્ર થાય તેમની જન્મરાશિ મેષ હતી અને તેમનુ જન્મ નક્ષત્ર અશ્વિની હતુ તેઓ મહાસમર્થ પડિત અને ૩૦૦ શિષ્યોના અધ્યાપક હતા તેમને 'પરલોક છે કે નહિ' આ સશય હતો પ્રભુ શ્રીવીરે તે દૂર કર્યો, એટલે ૩૭ વર્ષની ઉમરે તેઓ દીક્ષા લઇ ગણધર પદવી પામ્યા ૧૦ વર્ષ છદ્મસ્થપણામા રહી, ૪૭મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલી થયા તેઓશ્રી ૧૬ વર્ષ કેવલીપણે વિચરી છેવટે (૩૬+૧૦+૧૬) ૬૨ વર્ષનુ સર્વાયુ પૂર્ણ કરી જન્મ જરાદિ ઉપદ્રવ રહિત પરમ પદને પામ્યા બાકીની બીના પ્રથમ ગણધરની માફક જાણવી

## ૧૧. બાલસયમી શ્રીપ્રભાસ ગણધર.

રાજગૃહી નગરીમા કોડિન્ય ગોત્રમા જન્મેલો શ્રીબલ નામનો બ્રાહ્મણ રહેતો હતો તેને અતિભદ્રા ( અતિબલા ) નામની સ્ત્રી હતી તેમને ત્યા કર્ક રાશિ અને પુષ્ય નક્ષત્રમા એક પુત્રનો જન્મ થયો તેનુ નામ 'પ્રભાસ' પાડયું તે અનુક્રમે સર્વ શાસ્ત્રોમા નિષ્ણાત બન્યો આ શ્રીપ્રભસ બ્રાહ્મણ ૩૦૦ શિષ્યોના અધ્યાપક હતા તેમને "મોક્ષ છે કે નહિ" આ સશય હતો તે ભાવ કરૂણાના ભડાર ભગવત શ્રીમહાવીરે યથાર્થ બીના સમજાવી દૂર કર્યો, એટલે પ્રભુની પાસે ૧૬ વર્ષની ( બીજા ગણધરો કરતા નાની ) ઉંમરે દીક્ષા લઇ ગણધરપદ પામ્યા ૮ વર્ષ છદ્મસ્થપણામા રહી, ૨૪ વર્ષની ઉમર વીત્યા બાદ ૨૫મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા ૧૬ વર્ષ સુધી કેવલીપણે વિચરી સર્વાયુ ૪૦ વર્ષનું પૂર્ણ કરી પ્રભુની હયાતિમા જ તેઓ આત્મરમણતા રૂપ મોક્ષને પામ્યા

## ઉપસહાર

આવશ્યકસૂત્ર, વિવિધ તીર્થ કલ્પ વગેરે ગ્રથોને આધારે આ પ્રમાણે અગિયાર ગણ-ધરોની જીવનરેખા ટુકામા જણાવી દરેક ગણધરના સશયો અને તે દરેકનુ પ્રભુએ કરેલ વિવેચન અને સમાધાન ગર્ભિત વિચારો અલગ ગ્રથમા આપવા ભાવના હોવાથી અહી તે સબધી ટુકમા જ રૂ-લેખ કર્યો છે આ અગિયારે ગણધરોના જીવનની બાબતમા હજુ ઘણું જણાવવુ બાકી રહ્યુ છે, જે અવસરે જણાવવા ભાવના છે

# શ્રી ગણધર મહાયંત્ર.

| અંક | નામ | સંશય | શિષ્ય પરિવાર | જન્મભૂમિ | જન્મ નક્ષત્ર | જન્મ રાશિ | પિતા | માતા | ગોત્ર | ગૃહસ્થ પર્યાય | છદ્મસ્થ પર્યાય | કેવલિ પર્યાય | સર્વાયુ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઇંદ્રભૂતિ | જીવનો | ૫૦૦ | મગધ દેશમાં ગોબર ગામ | જયેષ્ઠા | વૃશ્ચિક | વસુભૂતિ | પૃથ્વી | ગૌતમ | ૫૦ | ૩૦ | ૧૨ | ૯૨ |
| ૨ | અગ્નિભૂતિ | કર્મનો | ,, | ,, | કૃત્તિકા | વૃષભ | ,, | ,, | ,, | ૪૬ | ૧૨ | ૧૬ | ૭૪ |
| ૩ | વાયુભૂતિ | શરીરથી જીવ જુદો નથી | ,, | ,, | સ્વાતિ | તુલા | ,, | ,, | ,, | ૪૨ | ૧૦ | ૧૮ | ૭૦ |
| ૪ | વ્યક્ત | પંચભૂતનો | ,, | કોલાક | શ્રવણ | મકર | ધનમિત્ર | વારૂણી | ભારદ્વાજ | ૫૦ | ૧૨ | ૧૮ | ૮૦ |
| ૫ | સુધર્મા | જે અહીં જેવો તે મરી તેવો થાય | ,, | ,, | ઉત્તરા ફાલ્ગુની | કન્યા | ધમ્મિલ | ભદ્દિલા | અગ્નિ-વેશ્યાય | ૫૦ | ૪૨ | ૮ | ૧૦૦ |
| ૬ | મંડિત | બંધ મોક્ષનો | ૩૫૦ | મૌર્ય | મઘા | સિંહ | ધનદેવ | વિજયદેવા | વાશિષ્ટ | ૫૩ | ૧૪ | ૧૬ | ૮૩ |
| ૭ | મૌર્યપુત્ર | દેવનો | ,, | ,, | મૃગશીર | વૃષભ | મૌર્ય | , | કાશ્યપ | ૬૫ | ૧૪ | ૧૬ | ૯૫ |
| ૮ | અકંપિત | નારકીનો | ૩૦૦ | મિથિલા | ઉત્તરાષાઢા | મકર | દેવ | જયંતી | ગૌતમ | ૪૮ | ૯ | ૨૧ | ૭૮ |
| ૯ | અચલભ્રાતા | પુણ્યપાપનો | ,, | કોશલા નગરી | મૃગશીર | મિથુન | વસુ | નંદા | હારિત | ૪૬ | ૧૨ | ૧૪ | ૭૨ |
| ૧૦ | મેતાર્ય | પરલોકનો | ,, | વચ્છ દેશમાં તુંગિક | અશ્વિની | મેષ | દત્ત | વરૂણદેવા | કૌડિન્ય | ૩૬ | ૧૦ | ૧૬ | ૬૨ |
| ૧૧ | પ્રભાસ | નિર્વાણનો | ,, | રાજગૃહ | પુષ્ય | કર્ક | બલ | અતિભદ્રા | ,, | ૧૬ | ૮ | ૧૬ | ૪૦ |

નીચેની બાબતો અગિયારે ગણધરોની એક સરખી સમજવી:—

**સંઘયણ**—વજ્રઋષભનારાચ; **સંસ્થાન**—સમચતુરસ્ર; **દેહવર્ણ**—સુવર્ણ જેવો. **રૂપસંપદા**—તીર્થંકર દેવથી ઓછી અને આહારક શરીરથી ચઢીયાતી. **દીક્ષાસમય**—વૈશાખ શુદ અગિયારસના દિવસનો પૂર્વ ભાગ (પહેલા બે પ્રહર)નો. **જ્ઞાન**—ગૃહસ્થપણે ચૌદ વિદ્યાના પારગામી અને દીક્ષિતપણે દ્વાદશાંગી ગણિપિટકના ધારક અને છેવટે કેવળજ્ઞાની, **નિર્વાણ**—રાજગૃહ નગરમાં વૈભારગિરિ પર્વત ઉપર, માસક્ષપણ પૂર્વક પાદપોપગમન અનશનમાં. [શ્રી ઇંદ્રભૂતિ અને શ્રી સુધર્માસ્વામી સિવાયના નવ ગણધર મહારાજ ભગવાન મહાવીર સ્વામીની હયાતિમાંજ નિર્વાણ પામ્યા હતા.]

**નોંધ**—ભગવાન મહાવીરસ્વામીના સમવસરણમાં આવતા દેવોને, આ અગિયારે બ્રાહ્મણોએ 'તેઓ પોતાના યજ્ઞમાં આવે છે, એમ માન્યું. પણ છેવટે તેમને સાચી વસ્તુ સમજાણી, એટલે તેઓ પોતપોતાની શંકાનું સમાધાન મેળવવા ભગવાન પાસે ગયા અને પોતાના મનને સંતોષ થતાં દીક્ષિત થયા.

॥ આ રીતે પ્રભુશ્રી મહાવીરના ૧૧ ગણધરોનું વર્ણન પૂરું થયું ॥

॥ સામાચારીનું ટૂંક વર્ણન ॥

અહીં શરૂઆતમાં કાલ શબ્દના નિક્ષેપાનું અને સમય વગેરેનું સ્વરૂપ, તથા સામાચારીના ઓઘ સામાચારી વગેરે ત્રણ અને ૧૦ ભેદોનું સ્વરૂપ, ક્રમસર વિસ્તારથી સમજાવ્યું છે. પછી અનુક્રમે ઈચ્છાકારાદિના યોગ્ય વિષય (અવસર, પ્રસંગ)નું અને ફલનું વર્ણન, તથા ઉપસંપદાના મુખ્ય ત્રણ ભેદ (જ્ઞાનાદિની ઉપસંપદાઓ), તેમાં જ્ઞાનોપસંપદાના ને દર્શનોપસંપદાના ત્રણ ત્રણ ભેદો, અને ચારિત્રોપસંપદાના બે ભેદોનું વર્ણન, તેમજ વર્તના સંધના અને ગ્રહણનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી અનુક્રમે પ્રમાર્જન અને નિષદ્યાદિનો વિધિ, તથા વાચનાને સાંભળવાનો વિધિ અને તેનું ફલ જણાવીને અવગ્રહને માગવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે.

॥ ઉપક્રમ નિક્ષેપાદિનું ટૂંક વર્ણન ॥

અહીં આયુષ્યને ઘટવાના ૭ કારણો વિવિધ દૃષ્ટાંતો સાથે જણાવતાં દંડ, ચાબૂક વગેરે હેતુઓની બીના પણ સ્પષ્ટ સમજાવી છે. પછી ક્રમસર પ્રશસ્ત કાલ અને અપ્રશસ્ત કાલ તથા દિવસ રાત્રિ રૂપ પ્રમાણ કાલ તેમજ વર્ણ કાલ, અને ભાવ સ્થિતિનું વર્ણન કરીને ચાલુ પ્રસંગે પ્રમાણ કાલની પહેલી પોરૂષીનો અધિકાર (જરૂરિયાત) જણાવ્યો છે અને ભાવ નિક્ષેપાના વિચારમાં પ્રભુ મહાવીરના ક્ષાયિક ભાવની, અને ગણધરના ક્ષાયોપશમિક ભાવની જરૂરિયાત જણાવી છે. પછી અનુક્રમે પુરૂષ શબ્દના નિક્ષેપાનો વિચાર, તથા નિમિત્ત-નૈમિત્તિનું તેમજ સમવાયી-અસમવાયી વગેરેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. તે પછી પ્રત્યય શબ્દના અને લક્ષણ શબ્દના નિક્ષેપાનું વર્ણન, તથા નૈગમાદિ ૭ નયોના લક્ષણ અને ભેદો કહીને ચાલુ પ્રસંગે ત્રણ નયોનો અધિકાર (જરૂરિયાત) જણાવ્યો છે. પછી શ્રી વજ્રસ્વામીના ચરિત્રમાં બે વાર દેવે કરેલી આહારની નિમંત્રણા, તેમણે શેઠની દીકરી રૂક્મિણીને ઉપદેશ આપી સાધ્વી બનાવી, દેવે વજ્રસ્વામીને આપેલી આકાશગામિની લબ્ધિનું સ્વરૂપ, તેમનું માહેશ્વરી નગરીમાં જવું વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે. પછી શ્રી આર્યરક્ષિતસૂરિ મહારાજના વર્ણવેલા ચરિત્રમાં કહ્યું છે કે દરેક સૂત્રમાં અનુયોગની અલગ અલગ સંકલના કરનારા તે શ્રી આર્યરક્ષિતસૂરિ મહારાજ જાણવા. અહીં તેમના માતાપિતા વગેરેના વર્ણનમાં તે બધાની બીના વગેરે હકીકતો પણ જણાવી છે. ને અંતે ચારે અનુયોગના સૂત્રોની ને મહાકલ્પ છેદની હકીકત પણ વિસ્તારથી સમજાવીને ઉપક્રમાદિનું વર્ણન પૂરું કર્યું છે. અહીં આયુષ્યને ઘટાડનારા રાગાદિના અધ્યવસાય વગેરે ૭ ઉપક્રમોનું વિસ્તારથી વર્ણન વિશેષાવશ્યક ભાષ્ય, લોક પ્રકાશ, સંવેગમાલાદિ ગ્રંથોમાંથી જાણવું.

## ॥ નિહ્નવોનું ટૂંક વર્ણન ॥

અહીં અનુક્રમે નિહ્નવોના મતો અને તે દરેક મતને કાઢનારા આદિ પુરૂષનું નામ, તથા તે મત જ્યાં જે સાલમાં નીકળ્યો, તે ગામનું નામ તેમજ સાલની બીના કહીને વિસ્તારથી નિહ્નવોનું વર્ણન કરતાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ વગેરેની બીના સ્પષ્ટ સમજાવી છે.

## ॥ ઉપોદ્દ્ઘાત નિર્યુક્તિનું સંક્ષિપ્ત વર્ણન ॥

કોઇ પણ શાસ્ત્રની વ્યાખ્યા શરૂ કરતાં પહેલાં તેનો ટૂંકામાં પરિચય કરાવનારી જે નિર્યુક્તિ, તે ઉપોદ્દ્ઘાત નિર્યુક્તિ કહેવાય. સામાયિક સૂત્રની આ ઉપોદ્દ્ઘાત નિર્યુક્તિમાં ( ૧ ) સમ્યકત્વ સામાયિક, ( ૨ ) શ્રુત સામાયિક, ( ૩ ) દેશવિરતિ સામાયિક, ( ૪ ) સર્વવિરતિ સામાયિક, આ રીતે સામાયિકના ૪ ભેદો જણાવીને કયો નય એ ૪ ભેદોમાંના કેટલા ભેદોને માને છે ? આ બીના સ્પષ્ટ સમજાવી છે. પછી અનુક્રમે ગુણ ગુણીના અભેદ નયની અપેક્ષાએ જે આત્મા તેજ સામાયિક કહેવાય. આ બાબતમાં જરૂરી નયનો વિચાર અને દરેક વ્રતના વિષયની બીના તથા સામાયિકનું સ્વરૂપ, તેમજ ઘણીવાર પ્રાપ્ત થતા દેશવિરતિના લાભનું વર્ણન વિસ્તારથી કર્યું છે. પછી અનુક્રમે ક્ષેત્ર દિશા વગેરે ( દ્વારો ) ની અપેક્ષાએ સામાયિકના વિચારો જણાવતાં કહ્યું છે કે— ( ૧ ) ત્રણે લોકમાં સમ્યક્ત્વ અને શ્રુત હોય. (૨) તિર્છા લોકમાં મનુષ્યનેજ સર્વવિરતિ હોય. (૩) મનુષ્યને અને તિર્યંચને દેશવિરતિ હોય વગેરે બીના વિસ્તારથી જણાવી છે. પછી અનુક્રમે માનુષ્ય ( મનુષ્યપણું ) વગેરેની દુર્લભતા દશ દૃષ્ટાંતોથી કહીને ધર્મ કરવાનો ઉપદેશ દેતાં ધર્મને સાંભળવામાં વિઘ્ન કરનારા આલસ વગેરે ૧૩ કાઠીયાને તજવાની અને વ્રત ક્ષમા વગેરેને આરાધવાની પ્રેરણા કરી છે. પછી અનુક્રમે વિસ્તારથી સમ્યક્ત્વનું સ્વરૂપ, ચને ચારે સામાયિકોનો દૃષ્ટાંત સાથે શબ્દાર્થ, તથા ચાલુ પ્રસંગે દમદન્ત મુનિ વગેરેનું તેમજ મુનિપણાંનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. છેવટે અનુક્રમે મેતાર્ય મુનિની અને કાલિકાચાર્યની તથા ચિલાતીપુત્રની સ્તુતિ કરીને ધર્મરૂચી મુનિના દૃષ્ટાંતે અનાકુટ્ટિનું અને ઇલાપુત્રના દૃષ્ટાંતે પરિજ્ઞાનું, તથા પ્રત્યાખ્યાનના વર્ણનમાં તેતલિનું દૃષ્ટાંત વર્ણવ્યું છે. આ રીતે ઉપોદ્દ્ઘાત નિર્યુક્તિનું વર્ણન પૂરૂં થયું.

## ॥ સૂત્રનું ટૂંક વર્ણન ॥

અહીં સૂત્રનું સ્વરૂપ જણાવતાં તેના ૩૨ દોષોનું અને ૬ કે ૮ ગુણોનું પણ વર્ણન વિસ્તારથી સમજાવીને નમસ્કાર મંત્રની વ્યાખ્યા શરૂ કરી છે.

## ॥ નમસ્કાર ( મ ત્ર ) નુ સક્ષિપ્ત વર્ણન ॥

અહી શરૂઆતમા નમસ્કાર મૂત્રના ઉત્પતિ, નિક્ષેપ, પદ, પદાર્થ વગેરે દ્વારોનુ વર્ણન કરીને આરોપણાદિ પાચ પ્રકારની પ્રરૂપણા કરી છે પછી "નમો અરિહંતાણ" અહી કહેલા અરિ શબ્દથી રાગદ્વેષ કષાયાદિનુ સ્વરૂપ અને કષાય શબ્દના નિક્ષેપા, તથા પરીષહ ઉપસર્ગોની બીના, તેમજ 'અર્હન્' શબ્દની નિરૂક્તિ, તેમને નમસ્કાર કરવાનુ ફલ વગેરે બીના સ્પષ્ટ સમજાવીને "નમો સિદ્ધાણ" આ પદમાના સિદ્ધપદના ૧૧ નિક્ષેપાનુ વર્ણન કરતા અનુક્રમે કર્મનો અને શિલ્પનો ભેદ (તે બેમા તફાવત,) અને આ અવસરે કોકાસાદિના દૃષ્ટાતો, તથા વિદ્યામા અને મ ત્રમા ફરક, આર્ય ખપુટાચાર્યાદિના દૃષ્ટાતો આપીને સમજાવ્યો છે પછી યોગસિદ્ધના વર્ણનમા આર્ય સમિતસૂરિનુ, અને આગમસિદ્ધના વર્ણનમા શ્રીગૌતમ સ્વામી ગણધરનુ, તથા અર્થ (દ્રવ્ય,ધન) સિદ્ધાદિના વર્ણનમા મહા ક જૂશ મમ્મણ શેઠ વગેરેના દૃષ્ટાતો કહીને અનુક્રમે બુદ્ધિસિદ્ધનુ લક્ષણ, અને બુદ્ધિના ચાર ભેદો દૃષ્ટાતો દઈને વિસ્તારથી સમજાવ્યા છે પછી તપ સિદ્ધના વર્ણનમા દૃઢપ્રહારી ચોરનુ દૃષ્ટાત જણાવીને "સિદ્ધ" શબ્દની નિરૂક્તિ, અને સમુદ્ઘાતની તથા શૈલેશી અવસ્થાની બીના, તેમજ સિદ્ધની ઉર્ધ્વગતિ થવામા તુબડા વગેરેના દૃષ્ટાતો વર્ણવ્યા છે પછી સિદ્ધની અલોકમા ગતિ ન થવાનુ કારણ, અને સિદ્ધશિલાનુ વર્ણન, તથા સિદ્ધની અવગાહના, તેમજ દેશ પ્રદેશની સ્પર્શના, વગેરે હકીકતો કહીને સિદ્ધના લક્ષણ, અને સુખ, તથા એકાર્થિક ૮ શબ્દો, તેમજ તેમને નમસ્કાર કરવાનુ ફલ વિસ્તારથી સમજાવ્યુ છે પછી ક્રમસર આચાર્ય પદના, ને ઉપાધ્યાય પદના ચાર ચાર નિક્ષેપાનુ અને તે બ નેનુ સ્વરૂપ વગેરે બીના કહીને તેજ પદ્ધતિએ સાધુ પદનુ વર્ણન કર્યું છે પછી અરિહ તાદિ પાચ સ ખ્યાની અને ક્રમની બાબતમા શ કા અને સમાધાનનુ તથા નમસ્કારના પ્રયોજન અને ફલ વગેરેનુ વર્ણન ત્રિદ ડી વગેરેના દૃષ્ટાતો આપીને વિસ્તારથી કર્યું છે આ રીતે નમસ્કાર મ ત્રની વ્યાખ્યા પૂરી થઈ

## ॥ શ્રી સામાયિક ( કરેમિભ તે ) સૂત્રનુ ટૂક વર્ણન ॥

અહી શરૂઆતમા કહ્યુ કે—શ્રીનદીજીના અને અનુયોગદ્વાર સૂત્રના ઉપોદ્ઘાતોને (પ્રસ્તાવનાઓને) જાણી નવકાર બોલીને 'કરેમિ ભ તે !' સૂત્રનો ઉચ્ચાર કરવો અહી મૂલ સામાયિક સૂત્ર કહીને ક્રમસર તેના (૧) કરણ, (૨) ભય'ત, (૩) સામાયિક, (૪) સર્વ, (૫) વર્જવા લાયક સાવદ્યયોગ (૬) પ્રત્યાખ્યાન, (૭) યાવજ્જીવ, (૮) ત્રિવિધ, આ દરેક પદોનુ સ્પષ્ટ સ્વરૂપ સમજાવીને 'કરણ' પદના ૬ નિક્ષેપા જણાવ્યા છે તેમા દ્રવ્ય કરણાદિ ૪ કરણોનુ સ્વરૂપ, અને ઉદ્દેશ સમુદ્દેશ ને અનુજ્ઞાનુ સ્વરૂપ વિસ્તારથી કહ્યુ છે પછી અનુક્રમે સામાયિકના એકાર્થિક (પર્યાય વાચક) શબ્દો, અને સામાયિકનો કર્તા (આત્મા) કર્મ (સામાયિક) અને કરણ

(આત્મા)નું સ્વરૂપ, તથા સર્વ પદના નિક્ષેપા, તેમજ ત્યાગ કરવા લાયક ક્રોધાદિનું વ
કરીને કહ્યું છે કે 'સમ્યક્ત્વ વગેરે' પ્રશસ્ત યોગ કહેવાય. આ તમામ બીના વિસ્ત
સમજાવીને પ્રત્યખ્યાન શબ્દના ૬ નિક્ષેપા અને યાવજ્જીવ શબ્દનો અર્થ તથા જીવ શ
નિક્ષેપા તેમજ 'तिविहेणं' આ પદનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી કહી છે. પછી
પ્રતિક્રમણનું સ્વરૂપ જણાવતાં ક્ષુલ્લક (નાના) શિષ્યનું, અને ભાવ પ્રતિક્રમણનું સ
જણાવતાં મૃગાવતી સાધ્વીજીનું દૃષ્ટાંત કહ્યું છે. પછી દ્રવ્ય નિંદાના વર્ણનમાં ચિતા
દીકરીનુ દૃષ્ટાંત આપીને દ્રવ્ય ગર્હાના વર્ણનમાં બ્રાહ્મણનું અને દ્રવ્ય વ્યુત્સર્ગ (દ્રવ્ય ક
ત્સર્ગ)ના વર્ણનમાં શ્રીપ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાંત કહીને અનુગમનું વર્ણન પૂરૂં કર્યું
છેવટે જ્ઞાનનયનું, ને ક્રિયાનયનું સ્વરૂપ કહીને જણાવ્યું છે કે-જે જ્ઞાન ક્રિયાનો સાધક
તેજ સાધુ કહેવાય. આ રીતે સામાયિક સૂત્રની વ્યાખ્યા પૂરી થઇ.

---

## ॥ શ્રી ચતુર્વિંશતિસ્તવ (લોગસ્સ સૂત્ર)નો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'ચતુર્વિંશતિ' શબ્દના અને 'સ્તવ' શબ્દના નિક્ષેપા જણા
કહ્યું છે કે-પુષ્પાદિથી જે પ્રભુની પૂજા કરીએ, તે દ્રવ્ય સ્તવ કહેવાય. અને દ્રવ્ય
કર્યા પછી પ્રભુના ગુણોની જે સ્તવના કરીએ, તે ભાવસ્તવ કહેવાય. નિરારંભી સ
ઓને ભાવ સ્તવથી કર્મનિર્જરા વગેરે ઘણાં લાભ થાય છે, તેથી તેઓ દ્રવ્ય સ્તવ
વગેરેથી પૂજા) કરતા નથી. તથા શ્રાવકોએ દ્રવ્ય સ્તવની સાધના કરવીજ જોઇએ. કારણ
તે તેમની સંસારની રખડપટ્ટી ટાળે છે. આ તમામ બીના વિસ્તારથી સમજાવીને
શબ્દના ૮ નિક્ષેપા અને લોક શબ્દના એકાર્થિક શબ્દો (પર્યાય વાચક શબ્દો જણાવ્યા
પછી અનુક્રમે કહ્યું છે કે-અગ્નિ વગેરે પદાર્થોનો જે પ્રકાશ તે દ્રવ્ય ઉદ્યોત કહેવાય,
જે મતિજ્ઞાનાદિ પાંચ જ્ઞાન તે ભાવ ઉદ્યોત કહેવાય. શ્રીજિનેશ્વરો આવા ભાવ ઉદ્યો
કરનારા છે. તથા જે શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મ એ ભાવ ધર્મ કહેવાય આ બધી બ
વિસ્તારથી સમજાવીને અનુક્રમે તીર્થ શબ્દના અને કર શબ્દના નિક્ષેપાનું વર્ણન
જિનનું તથા અર્હન્-શબ્દનું તેમજ કેવલીનું સ્વરૂપ સ્પષ્ટ જણાવ્યું છે. પછી ચાલુ ચે
શીના ચોવીશે તીર્થંકરોની સ્તુતિ કરીને તે દરેક તીર્થંકરના નામના સામાન્ય કારણો
વિશેષ કારણો વર્ણવ્યા છે. પછી અનુક્રમે જિનેશ્વરોના પ્રસાદ આરોગ્ય બોધિ અને સમ
(આ ચાર પદાર્થો)ની પ્રાર્થના (માંગણી) કરીને નતિ શબ્દના ને કીર્ત્તિ શબ્દના પર્યાય વ
શબ્દો, અને ઉત્તમ શબ્દની વ્યાખ્યા (જેઓ મિથ્યાત્વ અજ્ઞાન અવ્રત રૂપ અંધકાર થ
હોય, તે તીર્થંકરો ઉત્તમ કહેવાય) તથા પ્રાર્થનાનું અનિદાનપણું વગેરે બીના જણા
કહ્યું છે કે-તીર્થંકરો તો દયાની લાગણીથી આરોગ્યાદિ લાભને કરનાર ધર્મોપદેશને આપે

તે પ્રમાણે વર્તનાર ભકિતશાલી ભવ્ય જીવો ભકિતના પ્રતાપે થયેલા કર્મોના ક્ષયથી આરોગ્યાદિને પામે છે આવી ખરી પરિસ્થિતિ (હકીકત) છે છતા "હે પ્રભો! મને આપ આરોગ્ય વગેરે આપો" આમ જે ભકતજન કહે છે, તે ભકિતના ઉદ્ગારો, વ્યાવહારિક ભાષા તરીકે સમજવા અને શ્રી તીર્થંકરની ભકિતને નહિ કરનાર જીવોનુ ભવિષ્ય સુધરતુ નથી, એટલે તેઓ ભવ સમુદ્રને તરી શકતા નથી ચૈત્યભકિત વગેરેથી પણ વધારે આત્મહિતને કરનારૂ સયમજ છે આ તમામ બીના વિસ્તારથી વર્ણવીને સિદ્ધિની પ્રાર્થના (હે શ્રી સિદ્ધ ભગવતો! મને સિદ્ધિના સુખ આપો આવી માગણી)નુ વર્ણન કરીને કહ્યુ કે–કેવલ જ્ઞાનથી લોકમા ને અલોકમા પ્રકાશ થાય છે, એટલે સિદ્ધ ભગવતો લોકનુ ને અલોકનુ સપૂર્ણ સ્વરૂપ જાણે છે આ રીતે બીજા આવશ્યક (ચઉવીસત્થવ–લોગસ્સ સૂત્ર)નો સક્ષિપ્ત પરિચય પૂરો થયો.

―――

## ॥ ૩ ત્રીજા આવશ્યક (વદન અધ્યયન)નો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા વદનક શબ્દના ૪ પર્યાય વાચક શબ્દો, અને 'કસ્ય એટલે કોને વદન કરવુ જોઈએ?' વગેરે ૯ નવ દ્વારોનુ સ્વરૂપ, તથા વદન વગેરેના વર્ણનમા ક્ષુલ્લક સાધુ વગેરેના દષ્ટાતો, તેમજ વદનીય (વદના કરવા લાયક) અને અવદનીયના વર્ણનમાં માલાનુ દષ્ટાત વગેરે બીના કહીને જ્ઞાન તીર્થાદિના અધિકાર (વર્ણન)ની સૂચના કરી છે પછી અનુક્રમે અવદનીયના પાર્શ્વસ્થ (પાસત્થા) વગેરે ભેદો, અને પાસત્થા વગેરેને વદન કરતા લાગતા દોષોની બીના, તથા તેના (પાસત્થા વગેરેના) ચારિત્રનો નાશ, તેમજ તેનુ દુર્લભબોધિપણુ જણાવતા ચપક (ચાપાના ફૂલો)ની માલા, શકુની પારગ ને વૈડૂર્ય રત્નના દષ્ટાતો કહ્યા છે એટલે ખરાબ જનની સોબત કરવાથી થતા નુકશાન જણાવ્યા છે પછી ક્રમસર મુનિ વેષની ચર્ચા, અને સુવિહિતના લક્ષણો કહીને જણાવ્યુ છે કે પ્રત્યેક બુદ્ધોનું આલબન લઈને સ્વચ્છદી બનેલા જીવો પોતાના ચારિત્રનો નાશ કરે છે ઉન્માર્ગની દેશના દેનારા જીવો અદષ્ટવ્ય (દેખવા લાયક નહિ એવા) જાણવા તથા જે જિન શાસનની અપભ્રાજના કરે, તેને વાદવામા ઘણા દોષો (ગેરલાભ) છે, તેમજ જે જિન શાસનની અપભ્રાજના કરે છે, તેમને વાદવામા કર્મનિર્જરા વગેરે ઘણા લાભ છે આ હકીકત સ્પષ્ટ સમજાવીને અનુક્રમે આચાર્યાદિનુ સ્વરૂપ, અને તેમને વાદવાનો વિધિ, તથા પ્રતિક્રમણ વગેરેમા કરાતા ધ્રુવ વદન અને અધ્રુવ વદનનુ સ્વરૂપ તેમજ પચ્ચીશ આવશ્યકોનુ સ્વરૂપ ફલ વગેરે બીના વિસ્તારથી વર્ણવી છે પછી અનુક્રમે વદનના ૩૨ દોષો અને તેનુ ફલ તથા વિનય ગુણની શ્રેષ્ઠતા જણાવીને વદનક મૂલ સૂત્રમાના ઇચ્છા, અનુજ્ઞા, અવગ્રહ વગેરે ૬ શબ્દોના નિક્ષેપા અને સ્વરૂપ તથા ગુરૂની આજ્ઞા લઈને અવગ્રહમા પ્રવેશ કરવાનો વિધિ, તેમજ

શ્રીગુરૂ મહારાજના ચરણે વાંદણાં દેતાં શિષ્ય પોતાનું મસ્તક અડાડે, આ તમામ બીના વિસ્તારથી સમજાવી છે. પછી યાત્રા, યાપનીય અને ક્ષામણાનું સ્વરૂપ તથા શિષ્યને વાંદણાં દેતાં જે વચનો કહે, તે વચનોનું તેમજ તે વચનો સાંભળીને શિષ્યો શું કહે ? તે પ્રશ્નોનો ઉત્તર વગેરે બીના સ્પષ્ટ સમજાવીને બે વાંદણાં દેવાનું અને બીજા વાંદણાંમાં 'આવસ્સિઆએ' આ પદ નહિ બોલવાનું કારણ તથા વંદનનું ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. આ રીતે ત્રીજા વંદનક નામના અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો.

---

## ॥ ૪ શ્રી પ્રતિક્રમણ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં પ્રતિક્રમણનું અને પ્રતિક્રમક (પ્રતિક્રમણ કરનાર જીવ) નું તથા પ્રતિક્રાંતવ્ય એટલે પ્રતિક્રમણ કરવાને લાયક દોષેનું સ્વરૂપ, તેમજ પ્રતિક્રમણ શબ્દના પર્યાય વાચક શબ્દોનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી અનુક્રમે પ્રતિક્રમણ વગેરે ૮ શબ્દોના નિક્ષેપા અને અધ્વ વગેરેના ૬ નિક્ષેપા દૃષ્ટાંત સાથે જણાવતાં અધિક માસને અંગે આંબાને આપેલા ઉપાલંભ (ઠપકા)ની બીના કહી છે. પછી જણાવ્યું છે કે આલોચના કરવાથી આરાધના થાય છે, માટે અજ્ઞાનાદિ કારણે લાગેલા દોષો ગુરૂ મહારાજને જરૂર સરલ ભાવે જણાવવા જોઇએ અને તે દોષોની શુદ્ધિને માટે તેમના કહ્યા મુજબ પ્રાયશ્ચિત્તાદિ જરૂર કરવાં જોઈએ.

આ હકીકત સ્પષ્ટ સમજાવીને અનુક્રમે પાંચ પ્રતિક્રમણોનું સ્વરૂપ, અને ભેદાદિ સહિત અનશનનું સ્વરૂપ તથા મહાવ્રતોનું સ્વરૂપ તેમજ ભાવ પ્રતિક્રમણનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. જે મિથ્યાત્વાદિ દોષોનો અથવા તેવા દોષવાળા સંસારનો ત્યાગ કરવો તે ભાવ પ્રતિક્રમણ કહેવાય. આ હકીકત સ્પષ્ટ સમજાવીને અનુક્રમે (૧) 'चत्तारि मगलं' સૂત્ર (૨) 'चत्तारि लोगुत्तमा' સૂત્ર, (૩) 'चत्तारि सरणं' સૂત્ર, (૪) 'इच्छामि पडिक्कमिउं, जो मे देवसिओ' ઇત્યાદિ સૂત્ર, આ ૪ સૂત્રોના અર્થ સમજાવીને (૧) પ્રતિષિદ્ધ (જે કાર્ય કરવાની જિનાજ્ઞા ન હોય તેવા) કાર્યનું કરવું. (૨) સામાયિક જિનપૂજાદિ કાર્યો ન કરવાં, (૩) અશ્રદ્ધા કરવી, (૪) વિપરીત પ્રરૂપણા કરવી. પ્રતિક્રમણ કરવાના આ મુખ્ય ચાર કારણો સ્પષ્ટ સમજાવ્યા છે. પછી અનુક્રમે ૧ ઇચ્છામિ પડિક્કમિઉં૦, ઇરિયા૦, વગેરે સૂત્રનો અર્થ કહીને પગામ સજ્ઝાયનો અર્થ વિસ્તારથી સમજાવ્યો છે. તેમાં અનુક્રમે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચારનું સ્વરૂપ, અને ત્રણ ગુપ્તિના અને ત્રણ દંડના દૃષ્ટાંતો, તથા ત્રણ ગારવના વર્ણનમાં મંગ્વાચાર્યનું દૃષ્ટાંત, તેમજ જ્ઞાનાદિની પ્રત્યનીકતા વગેરેનું વર્ણન કરી વિકથાનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. અહીં શ્રમણ સૂત્રના વિવરણમાં ચાર ધ્યાનનું સ્વરૂપ

જણાવતા 'ધ્યાનશતક' વર્ણવ્યું છે છે તેમા શરૂઆતમા મંગલ અને પ્રતિજ્ઞાની બીના કહીને અનુક્રમે યોગીશ્વરનું સ્વરૂપ, તથા ધ્યાનનું ને ચિત્ત ભાવના અનુપ્રેક્ષા ચિંતાના લક્ષણો તેમજ સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે ધ્યાનની સ્થિતિ તેમજ ચેતામા અને ધ્યાનમા તફાવત, અને ધ્યાન સંતાન (ધ્યાન સંતતિ–ધ્યાનની ધારા)નું સ્વરૂપ, તથા ધ્યાનના ભેદો, તેનું ફલ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે ત્યાર પછી સંસારને ધારનાર આર્ત્ત ધ્યાનના ભેદો, અને પ્રશસ્ત આલંબનોને સેવનાર મુનિમા તેનો અભાવ, તથા તેના (આર્ત્ત ધ્યાનના) સ્વામી કહીને જણાવ્યું છે કે–આ આર્ત્તધ્યાન સંસારમા રઝળાનારૂ અને લેશ્યાનું નિમિત્ત કારણ છે પછી રૌદ્ર ધ્યાનના ભેદો, સ્વામી વગેરે બીના કહીને ધર્મધ્યાનનું સ્વરૂપ વર્ણવતા તેની ભાવના અને તેને લાયક દેશ કાલ તથા આસન, તેમજ આલંબન વગેરેનું સ્વરૂપ કહીને ધર્મધ્યાનના ધ્યાતા, ધ્યાન કરવા લાયક પદાર્થ અને અનુપ્રેક્ષા, તથા ફલ તેમજ તેની પ્રશસ્ત લેશ્યામા નિમિત્તતા વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે પછી ક્રમસર જ્ઞાનાદિની ભાવના અને ધર્મધ્યાનના સ્થાન કાલ, આસન, તથા તેના વાચના વગેરે આલંબનો, તેમજ આજ્ઞાવિચય, વિપાકવિચય વગેરે ૪ ભેદો વર્ણવતા રાગાદિથી થતા ગેરલાભ, અને કર્મપ્રદેશાદિના વિચાર, તથા લોકના સ્વરૂપની વિચારણા (તેમા ઉર્ધ્વ લોકાદિના લક્ષણ સંસ્થાન વગેરે) તેમજ જીવના લક્ષણ વગેરે વિસ્તારથી જણાવ્યા છે પછી કહ્યું છે કે વ્રતની સાધના રૂપ વ્હાણથી સંસાર સમુદ્રને તરી શકાય છે આવું જે વિચારવું તે પણ એક પ્રકારનું ધર્મધ્યાન જ છે કષાયાદિનો ક્ષય કે ઉપશમ કરનારા જીવો ધર્મધ્યાનના સ્વામી (ધ્યાતા) અને પૂર્વધરો અને કેવલી ભગવંતો શુકલ ધ્યાનના સ્વામી જાણવા ધ્યાન પૂરૂ થાય, ત્યારે બાર ભાવના ભાવવી જોઇએ તેમજ દઢ શ્રદ્ધા વગેરે ગુણો જોઈને ધર્મધ્યાનાદિનો નિર્ણય થઈ શકે છે, તેથી ધર્મધ્યાનાદિના શ્રદ્ધા વગેરે લિંગ (ચિહ્ન) કહ્યા છે આ તમામ બીના વિસ્તારથી સમજાવીને કહ્યું કે–શુકલ ધ્યાનના ક્ષમા વગેરે આલંબનો છે, અહિંસા વગેરે લિંગ (ચિહ્ન) છે, અને કેવલી ભગવંતને શુકલ ધ્યાનના છેલ્લા બે ભેદો ધ્યાવવાના બાકી છે આ બીના સ્પષ્ટ સમજાવીને યોગ નિરોધ, અને આશ્રવ દ્વારાદિની અનુપ્રેક્ષા, તથા શુકલ લેશ્યાનું સ્વરૂપ, તેમજ ધર્મધ્યાનના અને શુકલ ધ્યાનના ફલો વિસ્તારથી વર્ણવ્યા છે આ રીતે ધ્યાન શતકનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો

ધ્યાનશતક પૂરૂ થયા બાદ ક્રમસર પાચ ક્રિયાનું ને શબ્દાદિ પાચ કામગુણોનું વર્ણન કરીને ઇર્યાસમિતિ વગેરે પાચે સમિતિનું સ્વરૂપ દૃષ્ટાંતો આપીને વિસ્તારથી સમજાવ્યું છે પછી નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજે પારિષ્ઠાપનિકા સમિતિનું સ્વરૂપ જણાવતા સાધુ સાધ્વી કાલધર્મ પામે ત્યારે તે વખતે કરવા લાયક વિધિ, અને પ્રતિલેખના વગેરે ૧૬ દ્વારોનું વર્ણન, તથા મહા સ્થંડિલની પડિલેહણાનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે પછી

અનુક્રમે (૧) ૬ જીવ નિકાયનું સ્વરૂપ જણાવી (૨) ૬ લેશ્યાનું સ્વરૂપ જણાવતાં જાંબૂને ખાનારા જીવોનું ને ગામને લૂંટવા નીકળેલા ૬ પુરૂષોનુ દષ્ટાંત સમજાવ્યું છે. (૩) તે પછી ૭ ભય અને ૮ મદ, (૪) નવ બ્રહ્મચર્યની ગુપ્તિઓ, (૫) યતિ ધર્મના ૧૦ ભેદો, (૬) શ્રાવકની ૧૧ પ્રતિમાઓ, (૭) ૧૨ સાધુની પ્રતિમાઓ, (૮) ૧૩ ક્રિયાના સ્થાનો, (૯) જીવના ૧૪ ભેદો, (૧૦) ૧૪ ગુણસ્થાનકો, (૧૧) ૧૫ પરમાધામીઓ, (૧૨) સૂત્રકૃતાંગના ૧૬ અધ્યયનો, (૧૩) સંયમના ૧૭ ભેદો, (૧૪) અબ્રહ્મ (મૈથુન)ના ૧૮ ભેદો, (૧૫) જ્ઞાતા સૂત્રના ૧૯ અધ્યયનો, (૧૬) અસમાધિના ૨૦ કારણો, (૧૭) બે રીતે ૨૧ શબલ દોષોનું વર્ણન, (૧૮) ૨૨ પરીષહો, (૧૯) સૂત્રકૃતાંગના પુંડરીક અધ્યયન વગેરે ૨૩ અધ્યયનો, (૨૦) ૨૪ તીર્થંકરો, (૨૧) પાંચ મહાવ્રતોની ૨૫ ભાવનાઓ, (૨૨) દશા શ્રુતસ્કંધાદિના ૨૬ ઉદ્દેશાઓ, (૨૩) સાધુના ૨૭ ગુણો, (૨૪) આચાર પ્રકલ્પ (નિશીથ સૂત્ર)ના ૨૮ ઉદ્દેશાઓ, (૨૫) ૨૯ પાપશ્રુતના ભેદો, (૨૬) મોહનીયના ૩૦ સ્થાનો (કારણો) (૨૭) બે રીતે સિદ્ધ ભગવંતના ૩૧ ગુણો. આ તમામ પદાર્થોનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી આલોચના વગેરે ૩૨ યોગ સંગ્રહનુ વર્ણન કરતાં અટ્ટન, દઢમિત્ર, ધર્મઘોષ વગેરેના દષ્ટાંતો જણાવ્યા છે. અહીં શિક્ષાના વર્ણનમાં શ્રી સ્થૂલિભદ્રજીનું દષ્ટાંત કહ્યું છે. અને આર્જવ (સરલતા) ગુણના વર્ણનમાં અંગ ઋષિનું, તથા સમ્યક્ત્વ ગુણના વર્ણનમાં વિમલ અને પ્રભાકરના દષ્ટાંતો જણાવ્યા છે. તેમજ સુવ્રત ઋષિનું દષ્ટાંત આપીને સમાધિનું સ્વરૂપ સમજાવ્યું છે. અને વારત્રક ઋષિના દષ્ટાંતે સંવેગ ગુણનું સ્વરૂપ જણાવ્યું છે. તથા નંદશ્રીનું દષ્ટાંત આપીને સંવર ભાવનું વર્ણન કર્યું છે. તેમજ દેવલા સુતનું દષ્ટાંત આપીને વૈરાગ્યનું સ્વરૂપ સમજાવ્યું છે. વળી કાયોત્સર્ગના વર્ણનમાં પ્રત્યેક બુદ્ધોના દષ્ટાંતો કહ્યા છે. અહીં સરલતાના ગુણો, અને વક્રતાના દોષો વગેર બીના કહીને છેવટે મરૂદેવી માતાનું દષ્ટાંત આપીને આરાધનાનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. પછી ૩૩ આશાતના (અરિહંતની આશાતના વગેરે)નું સ્વરૂપ જણાવીને કહ્યું છે કે અન્ય ધર્મીઓમાંના કેટલાએક અન્ય ધર્મીઓ એમ માને છે કે—બ્રહ્માએ લોકને બનાવ્યો છે, અથવા પ્રકૃતિ પુરૂષ રૂપ લોક છે. આ પર મતનું ખંડન કરીને શ્રીજિનેશ્વર દેવે લોકનું જેવું સ્વરૂપ વર્ણવ્યું છે, તે ટૂંકામાં સ્પષ્ટ સમજાવ્યું છે. તથા અંતે શ્રુત જ્ઞાનની વ્યાવિદ્ધ વગેરે ૧૪ આશાતનાનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. પછી અસ્વાધ્યાય (અસજઝાય)ની બીના વર્ણવતાં તેના પાંચ ભેદો, અને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી ત્યાગ કરવા લાયક મહિકા (ધૂમસ) સચિત્ત રજ વગેરેની બીના, ઉપનય (ઘટના) સાથે પાંચ પુરૂષોનુ દષ્ટાંત દઇને સમજાવીને ક્રમસર મહિકાદિનું સ્વરૂપ, અને જ્યારે સંયમને ખલેલ પહોંચાડનારી અસજઝાય હોય, ત્યારે પાલવા લાયક યતના (જયણા)નું સ્વરૂપ સમજાવીને પાંશુ વગેરેનું સ્વરૂપ અને ચૈત્ર માસની આળીના અસ્વાધ્યાયનો તથા કાયોત્સર્ગની બીના તેમજ ગંધર્વ નગરાદિ રૂપ 'સાદિવ્ય' અસ્વાધ્યાયની હકીકત વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. પછી ગ્રહણની અસજઝાયનો કાલ, અને અકાલે સજઝાય કરવાથી થતા દોષો (નુકશાન), તથા મૃતકની તેમજ લોહીની અસજઝાયનો કાલ વગેરે બીના વિસ્તા-

રથી જણાવી છે પછી જમીન ઉપર પડતા ઇંડુ ફૂટે તો તે વખતે કરવા લાયક વિધિ અને પ્રમાણથી અસજ્ઝાયની સિદ્ધિ (સાબીતી), તથા જરાયુની ૩ પોરૂષી (૩ પ્હોર) અસજ્ઝાય, તેમજ લોહીનો સ્પર્શ થતા અસજ્ઝાયનો કાલ વગેરે બીના સ્પષ્ટ વર્ણવી છે પછી ઋતુ (માસિક)ની અસજ્ઝાય ૩ દિવસ કહીને મનુષ્યના રૂધિરાદિની ને જન્મ મરણ ની તથા દાત હાડકા વગેરેની અસજ્ઝાયનુ પ્રમાણ તેમજ મૃતકને લઈ જવાનો વિધિ વગેરે બીના ક્રમસર સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે કાલગ્રહણનો વિધિ જણાવતા કાલપ્રતિલેખનાનુ સ્વરૂપ અને કાલગ્રાહી મુનિના ગુણો, તથા સજ્ઝાય પઠાવવાનો વિધિ, તેમજ ઉલ્કાદિની અસજ્ઝાયનુ પ્રમાણ વગેરે હકીકત વિસ્તારથી વર્ણવી છે પછી કાલગ્રહણ લેવાના ટાઇમે તારા જોવાની બીના અને કાલગ્રહણના કાલનુ પ્રમાણ, તથા કાલગ્રહણ લેવામા ભૂલ થતા નવ વાર લેવાની બીના, વગેરે હકીકત વિસ્તારથી સમજાવીને પ્રવચનનુ ને શ્રદ્ધાનાદિનુ વર્ણન કરીને અસયમાદિને તજવાની હકીકત વિસ્તારથી કહી છે અતે મુનિવદન સૂત્ર (અઙ્ગાઇજ્જેસુ સૂત્ર)નો અર્થ સમજાવતા ૧૮૦૦૦ શીલાગોની બીના અને સર્વ જીવોને ખમાવવાની બીના સ્પષ્ટ સમજાવી છે આ રીતે પ્રતિક્રમણ-અધ્યયનનો સક્ષિપ્ત પરિચય પૂરો થયો

---

## ॥ ૫ પાંચમા કાયોત્સર્ગ અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા પ્રાયશ્ચિત્તના દશ ભેદોનુ સ્વરૂપ વ્રણ (ગુમડા, ઘા)નુ દષ્ટાંત આપીને સમજાવ્યુ છે પછી કાયોત્સર્ગ શબ્દના નિક્ષેપા અને પર્યાયવાચક શબ્દો વગેરે ૧૧ દ્વારોનુ સ્વરૂપ વિસ્તારથી કહીને કાયોત્સર્ગ પદમાના કાય શબ્દના અને ઉત્સર્ગ શબ્દના નિક્ષેપાનુ વર્ણન કરતા જણાવ્યું છે કે-તૈજસ કાર્મણ શરીર એ ગતિકાય કહેવાય, અને જીવ નિકાય એ નિકાયકાય કહેવાય આ પ્રસગે દ્રવ્ય કાયને અગે જરૂરી ચર્ચા કરીને કહ્યુ છે કે-જે પદાર્થોનો સમુદાય તે **પર્યાયકાય** કહેવાય, અને જે કાવડ (જે ડોળીના આકારે હોય છે) તે **ભારકાય** કહેવાય આ હકીકત વિસ્તારથી જણાવીને અનુક્રમે કાયશબ્દના પર્યાયવાચક શબ્દો અને ઉત્સર્ગ શબ્દમા નિક્ષેપાના વિચારો, તથા કાયોત્સર્ગના ગુણો (તે કરવાથી થતા લાભ), તેમજ ધ્યાનનુ લક્ષણ અને ફલ તથા ધ્યાનનુ સ્થાન વગેરેનુ વર્ણન વિસ્તારથી સમજાવ્યુ છે પછી અનુક્રમે ભગિક શ્રુતમા ત્રણ પ્રકારના ધ્યાનનુ સ્વરૂપ, અને ધ્યાનમા તથા ચિત્તમા તફાવત વગેરે હકીકત સ્પષ્ટ સમજાવીને 'इच्छामि ठामि काउस्सग्ग, तस्स उत्तरीकरणेण, अन्नत्थ' આ સૂત્રોના વિવરણમા દિવસમા લાગેલા અતિચારોની ચિંતવના અને મિથ્યાદુષ્કૃત શબ્દનો અક્ષરાર્થ, તથા ઉત્તર પ્રાયશ્ચિત્તાદિની વ્યાખ્યા, તેમજ ઉચ્છવા સાદિને નહિ રોકવાની બીના વગેરેનુ વર્ણન વિસ્તારથી કર્યું છે પછી વાત નિસર્ગાદિ

કારણે કરવા લાયક જયણાની બીના, અને અગ્નિ વગેરેના આગારોનું સ્વરૂપ, તથા સૂર્યના પ્રકાશવાળા સ્થલે ભૂમીને પૂંજીને યોગ્ય કાલે કાઉસ્સગ્ગ કરવાનો તેમજ પ્રતિક્રમણનો વિધિ જણાવીને 'सव्वलोए अरिहंत०' સૂત્રનો અને શ્રતસ્તવ (पुक्खरवरदीवड्ढे) સૂત્રના તથા સિદ્ધસ્તવ (सिद्धाणं बुध्धाणं) સૂત્રનો, તેમજ શ્રી વર્ધમાન સ્વામીની ત્રણ થોયો (नमोऽस्तु वर्धमानाय)નો અર્થ સમજાવ્યો છે. પછી અનુક્રમે ૬ માસી તપ ચિંતવવાનો વિધિ અને ખામણાં કરવાના પ્રસંગે ગુરૂ મહારાજ જે વચનો કહે, તેની બીના તથા ક્ષામણા સૂત્રનો અર્થ, તેમજ પાક્ષિક ક્ષામણાના સૂત્રોના અર્થ વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવીને ચોમાસી પ્રતિક્રમણાદિમાં ક્ષેત્ર દેવતાના કાયોત્સર્ગાદિનું સ્વરૂપ અને દેવસિકાદિ પ્રતિક્રમણોના કાયોત્સર્ગનું પ્રમાણ તથા કાઉસ્સગ્ગ કરવાના કારણો, તેમજ ઉચ્છવાસનું સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી ક્રમસર કાઉસ્સગ્ગ કરવાનો વિધિ, અને કાઉસ્સગ્ગ કરતાં તજવાના (નહિ લગાડવાના) ૧૯ દોષોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે—શત્રુમાં ને મિત્રમાં સમતાભાવને ધારણ કરનાર અને ઉપસર્ગને સહન કરનાર ભવ્ય જીવ શુદ્ધ કાઉસ્સગ્ગ કરી શકે છે. આ વાત સુભદ્રા સાધ્વી વગેરેના દૃષ્ટાંત આપીને સ્પષ્ટ સમજાવી છે. પછી કાઉસ્સગ્ગના પ્રતાપે થતા કર્મનાશની બીના જણાવતાં કરવત અને તેનાથી વ્હેરાતા લાકડાનું દૃષ્ટાંત કહીને છેવટે કાયોત્સર્ગમાં ભાવવા લાયક ભાવનાનું વર્ણન કર્યું છે. અહીં કાયોત્સર્ગ અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો.

---

## ॥ ૬ શ્રી પ્રત્યાખ્યાન અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં (૧) પ્રત્યાખ્યાન. (૨) પ્રત્યાખ્યાનને કરનાર જીવ, (૩) જેનું પ્રત્યાખ્યાન કરવાનું છે તે પ્રત્યાખ્યેય પદાર્થો. આ ત્રણેનું સ્વરૂપ જણાવીને (૧) પર્ષદા (૨) કહેવાનો વિધિ, (૩) અને ફલ સ્વરૂપ દ્વારોનું વર્ણન વિસ્તારથી કર્યું છે. પછી પ્રત્યાખ્યાન શબ્દના ૬ નિક્ષેપાનું સ્વરૂપ જણાવવાના પ્રસંગે રાજપુત્રીનું દૃષ્ટાંત તથા મૂલ ગુણોનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી અનુક્રમે શ્રાવકના ભેદો, અને અણુવ્રતોના ભાંગા, તથા અતિચાર સહિત સમ્યક્ત્વના આલાવાનું વર્ણન કરતાં કાર્તિક શેઠ વગેરેના દૃષ્ટાંતો કહ્યા છે. અને અતિચારોનું સ્વરૂપ જણાવતાં દુર્ગંધિકા નારી વગેરેના દૃષ્ટાંતો કહ્યા છે. પછી શ્રાવકના બાર વ્રતોમાં અતિચાર સહિત પાંચ અણુવ્રતોનું સ્વરૂપ કોંકણ દેશનો વાણિયો, પરિવ્રાજક, ગોષ્ઠી શ્રાવક, વગેરેના દૃષ્ટાંતો આપીને સ્પષ્ટ સમજાવીને અનુક્રમે ત્રણ ગુણવ્રતોનું, અને ચાર શિક્ષાવ્રતોનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. તેમાં દરેક વ્રતના અતિચારોની બીના અને કર્માદાનોની બીના તથા અણુવ્રતાદિનો કાલ, તેમજ સમ્યક્ત્વના ભેદો અને શ્રાવકની ૧૧ પ્રતિમાનું તથા સંલેખનાના અતિચારોનું વર્ણન પણ સ્પષ્ટ સમજાવ્યું છે. આ રીતે શ્રાવકના

મૂલ ગુણોનું વર્ણન કરીને ઉત્તર ગુણોનું વર્ણન કરતા પ્રત્યાખ્યાનના (૧) અનાગત પ્રત્યાખ્યાન, (૨) અતિક્રાંત પ્રત્યાખ્યાન વગેરે ૧૦ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવતા કહ્યું છે કે-જે અંગુષ્ઠ પ્રત્યાખ્યાન, મુષ્ટિ પ્રત્યાખ્યાન વગેરે પ્રત્યાખ્યાનો તે સંકેત પ્રત્યાખ્યાન કહેવાય અને જે પોરૂષી વગેરેના પ્રત્યાખ્યાનો તે અદ્ધા પ્રત્યાખ્યાન કહેવાય

આ તમામ બીના વિસ્તારથી સમજાવીને ૬ શુદ્ધિનું અને શ્રદ્ધાન વગેરેનું સ્વરૂપ તથા નોકારશીના પ્રત્યાખ્યાનનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે પછી કહ્યું છે કે-શબ્દ કરતા મનના ભાવ એ વધારે પ્રમાણભૂત ગણાય છે એટલે પ્રત્યાખ્યાન લેતા તે લેનારના મનમા જે પ્રત્યાખ્યાન લેવાની ભાવના હોય, તેજ પ્રત્યાખ્યાન તેણે લીધું કહેવાય અશ્રવણ (નહિ સાંભળવું) વગેરે કારણોમાંના કોઈ પણ કારણથી પ્રત્યાખ્યાનના દેનારા શ્રી ગુરૂ મહારાજ વગેરે કદાચ બીજું પ્રત્યાખ્યાન આપે, તો પણ પ્રત્યાખ્યાનના લેનારને તે કરવાનું હોય જ નહિ કારણ કે તે આપેલા પ્રત્યાખ્યાનને કરવાની ભાવના જ પ્રત્યાખ્યાન લેનાર ભવ્ય જીવના મનમા વર્તતી નથી માટે જ પ્રત્યાખ્યાન ભાષ્યમા શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે કહ્યું છે કે-" उवओगित्थ पमाणं न पमाणं वंजणच्छलणा " એટલે પ્રત્યાખ્યાનને લેનારા ભવ્ય જીવોનો ઉપયોગ એજ પ્રમાણ તરીકે ગણાય, પણ શબ્દની સ્ખલના (ફેરફારી) એ પ્રમાણભૂત (વ્યાજબી) ગણાય જ નહિ આ હકીકત વિસ્તારથી કહીને १ फासिय, २ पालिय, ३ सोहिय, ४ तीरिय, ५ कीट्टियं, ६ आराहिय આ ૬ પદોના સ્પષ્ટાર્થ સમજાવ્યા છે પછી અનુક્રમે પ્રત્યાખ્યાનનું ફલ (આશ્રવ દ્વારોને રોકવા વગેરેથી માંડીને અંતે મોક્ષ રૂપ ફલ) અને પ્રત્યાખ્યાનના આગારોની બીના તથા પૌરૂષી (પોરસી) ના અને એકાશન (એકાસણા) ના પ્રત્યાખ્યાનનું સ્વરૂપ તેમજ વિકૃતિ (વિગઈ) ના, તથા અભિગ્રહના ભેદો વગેરે હકીકત સ્પષ્ટ સમજાવીને વિગઈના પ્રત્યાખ્યાનમા આવતા આઠ અને નવ આગારોનું સ્થાન (એટલે આઠ આગારો કયારે બોલાય ? ને નવ આગારો કયારે બોલાય ? આ હકીકત) અને નીવી (નિર્વિકૃતિક) ના પ્રત્યાખ્યાનનું સ્વરૂપ તથા આયંબિલના ભેદો, તેમજ નીવિયાતા વગેરેનો ને પારિષ્ઠાપનિકાનો વિચાર વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે પછી અનુક્રમે પારિષ્ઠાપનિકા (પરઠવવા લાયક પદાર્થોને પરઠવવા)નો વિધિ, અને પ્રત્યાખ્યાનને લેનારા જીવો અને આપનારા ગુરૂ મહારાજ વગેરે બંને પ્રત્યાખ્યાનના સ્વરૂપના જાણકાર હોય તો પ્રત્યાખ્યાનના લેનાર જીવનું પ્રત્યાખ્યાન શુદ્ધ કહેવાય છે અહીં પ્રત્યાખ્યાનનો લેનાર જીવ જાણકાર ન હોય, પણ દેનાર ગુરૂ વગેરે જાણકાર હોય આ બીજો ભાંગો જાણવો તથા દેનાર ગુરૂ વગેરે જાણકાર ન હોય, પણ લેનાર જીવ જાણકાર હોય આ ત્રીજો ભાંગો જાણવો તેમજ લેનાર અને દેનાર, બંને જાણકાર ન હોય આ ચોથો ભાંગો જાણવો આ રીતે પ્રત્યાખ્યાનના લેનારની ને દેનારની ચઉભંગી સ્પષ્ટ સમજાવીને પ્રત્યાખ્યાનના કરનારનું ને દેનાર ગુરૂ મહારાજ વગેરેનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે પછી ક્રમસર પ્રત્યાખ્યેય (દ્રવ્યથી પ્રત્યાખ્યાન કરવા લાયક અશન વગેરે, અને ભાવથી મિથ્યાત્વ વગેરે)નું સ્વરૂપ, અને પર્ષદાના (૧) ઉપસ્થિત પર્ષદા, (૨) વિનીત પર્ષદા, (૩)

અવ્યાક્ષિપ્ત પર્ષદા, (૪) ઉપયુક્ત પર્ષદા. આ ચાર ભેદોનું સ્વરૂપ, તથા આજ્ઞાથી માનવ લાયક 'આજ્ઞાગ્રાહ્ય' પદાર્થની તેમજ દૃષ્ટાંતથી જાણવા લાયક પદાર્થની બીના સમજાવીને ધમ્મિલનું અને દામન્નકનું દૃષ્ટાંત આપીને પ્રત્યાખ્યાનના ફલનું વર્ણન કરતાં તેનું અંતિમ ફલ–મોક્ષ મળે એમ કહ્યું છે. છેવટે જ્ઞાન નયની અને ક્રિયા નયની ચર્ચા જણાવીને સમજાવ્યું છે કે–પરમ ઉલ્લાસથી જ્ઞાન ક્રિયાનો સાત્ત્વિક આરાધક એવો જે આત્મા તેજ સાધુ કહેવાય.

॥ શ્રી આવશ્યક સૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો બાવીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

# ॥ ત્રેવીશમો પ્રકાશ ॥

## ॥ શ્રી ઓઘ નિર્યુક્તિનો ટૂંક પરિચય ॥

॥ आर्या ॥

सामण्णा मुणिचरिया, सत्तहिं दारेहिं जीइ पण्णत्ता ॥
सा भद्दबाहुरइया, विण्णेया ओहनिज्जुत्ती ॥ १७२ ॥

तीए परिचयलेसं, वुच्छं ओहेण समणदिणचरिमा ॥
वुत्ता सामण्णत्थो, इहोहसद्दो तहेवेसा ॥ १७३ ॥

अत्थि पसामावस्सय-णिज्जुत्तीए जओ तयत्थुत्ती ॥
सखित्तत्थणत्थोऽ-त्ति भासिओ पुव्विनरगुरुणा ॥ १७४ ॥

चरण-करण-पडिलेहण-पिंडोवहिणाययणचायपडिसेवा ॥
आलोयणा विसुद्धी, एईए मासचुण्णीओ ॥ १७५ ॥

चरण करणाणुओग-प्पाहण्णमि मीइ जेण चरणत्थं ॥
अणुओगतिग समणो-वयारिणी ओहणिज्जुत्ती ॥ १७६ ॥

---

શબ્દાર્થ—હવે હું આ શ્રી જૈન પ્રવચન કિરણાવલીના ત્રેવીશમા પ્રકાશમા શ્રી ઓઘ નિર્યુક્તિનો પરિચય ટૂંકામા કહીશ જે (નિર્યુક્તિ) મા પ્રતિલેખન (વસ્ત્રાદિની પડિલેહણા) દ્વાર વગેરે સાત દ્વારોનુ વર્ણન કરવા પૂર્વક મુનિચર્યા (શ્રમણ જીવનના નિયમો, મુનિધર્મ) સામાન્યથી જણાવી છે, તે ઓઘ નિર્યુક્તિ કહેવાય ચૌદપૂર્વી શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે આ (ઓઘનિર્યુક્તિ)ની રચના કરી છે આ શ્રી ઓઘ નિર્યુક્તિને અંગે જાણવા જેવી બીજી બીના એ પણ છે કે–અહી ઓઘથી એટલે સામાન્યથી સાધુ સાધ્વીની દિનચર્યાનુ વર્ણન કર્યું છે, તેથી પણ ઓઘ નિર્યુક્તિ કહેવાય છે ઓઘ શબ્દનો 'સામાન્ય' અર્થ થાય છે તથા અહીં શ્રી ભદ્રબાહુ સ્વામીએ આવશ્યક નિર્યુક્તિમા કહેલી અને ન કહેલી ઘણી બીના વિસ્તારથી સમજાવી છે તેથી આ ઓઘ નિર્યુક્તિને "સક્ષિપ્ત આવશ્યક નિર્યુક્તિ" પણ કહી શકાય ॥ ૧૭૨–૧૭૩–૧૭૪ ॥ આ શ્રી ઓઘ નિર્યુક્તિમા ચરણ સિત્તરીની, ને કરણ સિત્તરીની બીના કહી છે એટલે સાત દ્વારોનુ વર્ણન વિસ્તારથી કર્યું છે તે ૭ દ્વારોના નામ આ પ્રમાણે જાણવા (૧) પ્રતિલેખના દ્વાર,

(૨) પિંડદ્વાર, (૩) ઉપધિદ્વાર, (૪) અનાયતન વર્જન દ્વાર, (૫) પ્રતિસેવા દ્વાર, (૬) આલોચના દ્વાર, (૭) વિશુદ્ધિ દ્વાર. આ ૭ બાબતો અહીં વિસ્તારથી કહેવાની છે. આ ઓઘ નિર્યુક્તિના અર્થના વિવરણ રૂપ સાધનો બે છે. (૧) ભાષ્ય, (૨) ચૂર્ણિ. તેમાં આનું ભાષ્ય સંપૂર્ણ મળી શકતું નથી. તેની કેટલીક ગાથાઓ અણસમજુ લેખકાદિએ નિર્યુક્તિમાં ભેળવી દીધી છે. ચૂર્ણિ છે ખરી, પણ તે છપાઈ નથી. ॥ ૧૭૫ ॥ આ શ્રી ઓઘ નિર્યુક્તિમાં ચારિત્રની બીના અને ચારિત્રને ટકાવનારા તથા વધારનારા, તેમજ નિર્મલ બનાવનારા સાધનોની બીના વધારે વિસ્તારથી કહી છે, તેથી તે (ઓઘ નિર્યુક્તિ) ચરણ કરણાનુયોગને વર્ણવનારી છે, એમ ખૂશીથી કહી શકાય. યાદ રાખવું જોઇએ કે ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ, અને દ્રવ્યાનુયોગ ચરણકરણાનુયોગને જ પોષનારા છે. માટે ચારે અનુયોગોમાં પહેલો ચરણકરણાનુયોગ કહ્યો છે. કારણ કે મોક્ષમાર્ગની આરાધનામાં ચારિત્રની જ મુખ્યતા છે, તેથી ચરણકરણાનુયોગની કહેલી મહત્તા (મોટાઈ) વ્યાજબી જ છે. ટૂંકામાં એમ જરૂર કહી શકાય કે–સાધુ સાધ્વીઓને બહુ જ ઉપકાર કરનારી આ શ્રી ઓઘ નિર્યુક્તિ છે. શ્રી ગુરૂ મહારાજ વગેરે ગીતાર્થ મહાપુરૂષોએ નવા સાધુઓને આ શ્રી ઓઘ નિર્યુક્તિ જરૂર ભણાવવી જોઈએ. આ ઓઘ નિર્યુક્તિના અભ્યાસ કરનારા મુનિઓ વગેરે મોક્ષમાર્ગની આરાધના જરૂર કરી શકે છે, અને શ્રી આવશ્યક નિર્યુક્તિનો યથાર્થ અર્થ પણ જરૂર સમજી શકે છે. ॥ ૧૭૬ ॥

---

**સ્પષ્ટાર્થ**—આ શ્રી જૈન પ્રવચન કિરણાવલીના ત્રેવીસમા પ્રકાશમાં શ્રી ઓઘ નિર્યુક્તિનો પરિચય ટૂંકામાં જણાવું છું—જેમ આવશ્યક સૂત્રમાં સામાચારીનું વર્ણન કર્યું છે, તેમ અહીં પણ સાધુ સાધ્વીની સામાચારીનું વર્ણન વિસ્તારથી કર્યું છે, તેથી આવશ્યક સૂત્રની નિર્યુક્તિની સાથે ઓઘ નિર્યુક્તિનો વધારે સંબંધ છે. માટે જ અહીં આવશ્યક સૂત્રનો પરિચય ટૂંકામાં જણાવીને ઓઘનિર્યુક્તિનો પરિચય ટૂંકામાં જણાવવો ઉચિત ગણાય છે. સંયમ રૂપ ઝાડના મૂળિયા જેવી ઓઘ નિર્યુક્તિ છે. માટે એ 'સૂત્ર રૂપ નહિ છતાં પણ મૂલ સૂત્ર તરીકે પરમ ગીતાર્થ મહા પુરૂષોના વચનથી ગણાય એ વ્યાજબી જ છે. અહી શરૂઆતમાં શ્રી ભદ્રબાહુ સ્વામીએ શ્રી અરિહંત ભગવંત વગેરેને નમસ્કાર કરીને અલ્પ અક્ષર (થોડા અક્ષરો) વગેરે ગુણવાળી ઓઘ નિર્યુક્તિને કહી છે. એમ જણાવીને ક્રમસર ઓઘ શબ્દના પર્યાયવાચક ૪ શબ્દોની બીના અને નિર્યુક્તિનો શબ્દાર્થ (અન્વર્થ) કહ્યો છે. પછી આના ભાષ્યની બીજી ગાથામાં ચરણ સપ્તતિના ૭૦ ભેદો આ પ્રમાણે કહ્યા છે—(૧થી ૫) પાંચ મહાવ્રતો, (૬થી ૧૫) સાધુધર્મના ક્ષમા, માર્દવ વગેરે ૧૦ ભેદો, (૧૬થી ૩૨) સંયમના ૧૭ પ્રકારો, (૩૩થી ૪૨) વૈયાવૃત્ય (વૈયાવચ્ચ) ના ૧૦ ભેદો, (૪૩થી ૫૧) બ્રહ્મચર્યની નવ ગુપ્તિઓ, (૫૨ થી ૫૪) જ્ઞાનાદિ ત્રણ ભેદો,

૫૫થી ૬૬) બાહ્ય અભ્યંતર તપના ૬-૬ ભેદો ગણતા તપના ૧૨ ભેદો, (૬૭થી ૭૦) ક્રોધ, માન, માયા, લોભ રૂપ ચાર કષાયોનો ત્યાગ આ રીતે ચરણ સિત્તરિના ૭૦ ભેદો કહીને આના ભાષ્યની ત્રીજી ગાથામા કરણ સપ્તતિના ૭૦ ભેદો આ પ્રમાણે કહ્યા છે— (૧થી ૪) પિંડવિશુદ્ધિના ૪ ભેદો, (૫થી ૯) ઈર્યા સમિતિ વગેરે પાચ સમિતિઓ, (૧૦ થી ૨૧) અનિત્ય ભાવના વગેરે બાર ભાવના, (૨૨ થી ૩૩) સાધુને વહન કરવા લાયક ૧૨ પ્રતિમા, (૩૪ થી ૩૮) પાચ ઇદ્રિયોનો નિગ્રહ, (૩૯ થી ૬૩) પ્રતિલેખનાના (પડિલેહણાના) ૨૫ ભેદો, (૬૪ થી ૬૬) મનોગુપ્તિ વગેરે ત્રણ ગુપ્તિઓ, (૬૭ થી ૭૦) દ્રવ્યાદિ ભેદે ચાર પ્રકારના અભિગ્રહો આ પ્રમાણે ચરણસિત્તરીની આરાધના કરવામા સપૂર્ણ મદદ કરે છે, માટે તે ' કરણ સિત્તરી ' નામે ઓળખાય છે આ બને સિત્તરીનુ વર્ણન કરીને કહ્યુ છે કે-ચરણકરણાનુયોગ વગેરે ચારે અનુયોગોમા અનુક્રમે (૧) ચરણ કરણાનુયોગ, (૨) ધર્મકથાનુયોગ, (૩) ગણિતાનુયોગ, (૪) દ્રવ્યાનુયોગ, મહર્દ્ધિક ( શ્રેષ્ઠ ) જાણવા અને બાકીના ધર્મકથાનુયોગ વગેરે ત્રણ અનુયોગોનુ ફલ ચારિત્ર છે, માટે ચારે અનુયોગોમા ચારિત્રની (ચરણ કરણાનુયોગની) મહત્તા વર્ણવી છે આ પ્રસગે વજ્રની, સુવર્ણની, રૂપાની અને લોઢાની ખાણનુ દષ્ટાત જણાવ્યુ છે આ તમામ બીના વિસ્તારથી કહીને અલ્પાક્ષર શબ્દના અને મહાર્થ શબ્દના સયોગથી થતા ચાર ભાગા, અને ચાલુ પ્રસગે જરૂરી કપાસ વગેરેના દષ્ટાતો કહ્યા છે પછી અહીં ક્રમસર કહેવા લાયક પ્રતિ લેખના વગેરે સાત બાબતો જણાવીને ક્રમસર પ્રતિલેખનાના પર્યાયવાચક શબ્દો, અને પડિલેહણાને કરનાર સાધુ વગેરેનુ, તથા પ્રતિલેખનાનુ તેમજ પ્રતિલેખના કરવા લાયક પદાર્થોનુ સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યુ છે પછી અશિવ, દુકાળ વગેરે ૧૦ કારણોની બીના અને અશિવકારિણીનુ સ્વરૂપ જણાવતા ત્યાગ કરવા લાયક પદાર્થોનુ પણ વર્ણન કર્યુ છે પછી ગ્લાન (માદા) સાધુને ઉદ્દેશીને ઉદ્વર્ત્તનાનો વિધિ વગેરે જરૂરી હકીકત અને પૃથ્વી કાય અપ્કાયની જયણા જણાવતા મધુસિત્થાદિનુ સ્વરૂપ તથા પાદલેખનિકાદિનુ સ્વરૂપ તેમજ સઘટ્ટાદિનુ સ્વરૂપ જણાવવા પૂર્વક સઘટ્ટાદિ પ્રમાણવાળા જલમા ઉતરવાનો વિધિ વગેરે મુનિધર્મને પોષનારી હકીકતો વિસ્તારથી સમજાવી છે

પછી અનુક્રમે તેઉકાય વાયુકાય અને વનસ્પતિ રૂપ ત્રણ દ્વારોનુ સ્વરૂપ જણાવતા યતના ધર્મનો ઉપદેશ આપ્યો છે તેમા પ્રસગે એવી હિતશિક્ષા આપી છે કે—સયમનો સાધક આત્મા છે, માટે તેવા આત્માની પહેલા જરૂર રક્ષા કરવી જોઇએ, અને ગાડરીયા પ્રવાહે તણાવુ નહિ જેટલા સસારના કારણો છે, તેટલા જ કારણો મોક્ષના પણ જાણવા આથી કહી શકાય કે ભવના કારણો અને મોક્ષના કારણો સરખા છે તેમજ યત-નાને ( જયણા ધર્મને ) પાલનાર જીવ મોક્ષને પામે છે, ને જયણા ધર્મની વિરાધના કરનારો જીવ સસારમા ભમે છે આ હકીકત વિસ્તારથી સમજાવીને કહ્યુ છે કે—જીવ દલને જોઇને વિધિ માર્ગનો અને નિષેધ માર્ગનો અમલ ( ઉપયોગ ) કરાય છે અને ખરી

રીતે કર્મ બંધમાં જે આત્માના પરિણામ, તેજ સાક્ષાત્ (અનંતર) કારણ છે, તથા યતનાથી આત્મશુદ્ધિ થાય છે. તેમજ જેના મનમાં સાચી ત્યાગ ધર્મની ભાવના રહેલી છે, તે આત્મા મુક્તિ પદને પામે. આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને ગ્લાનાદિ દ્વારોનું વર્ણન, અને સાંભોગિકાદિને અંગે જરૂરી બીના, તથા ગ્લાનને માટે વૈદ્યને લાવવાનો વિધિ તેમજ શ્રાવક પાસેથી જરૂરી દવા વગેરે પદાર્થોને માંગવાનો વિધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી જિનાજ્ઞાનું ને આચાર્યની આજ્ઞાનું અને પ્રથમાલિકા રૂપ ગોચરીનું જરૂરી વર્ણન તથા ઉદ્દગમ દોષાદિની બીના, તેમજ શૂન્ય ગૃહાદિમાં વસતિ, (રહેવા માટે સ્થાન, ઉપાશ્રય) વગેરેને અંગે જરૂરી હકીકત વગેરે બીના સ્પષ્ટ જણાવી છે. પછી કોઈ ગામ નગરાદિમાં બીજી વસતિ (ઉપાશ્રય) મુનિવરોને ઉતરવા લાયક ન હોય, ત્યારે જો પાર્શ્વસ્થ વગેરેની વસતિમાં નિરૂપાયે ઉતરવું પડયું હોય (રહેવાનો પ્રસંગ આવ્યો હોય) તો તે વખતે સાચવવાનો વિધિ, અને ખાસ કારણે અશિવ (ઉપદ્રવવાળા) સ્થાને રહેવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં તે વખતે સાચવવાનો વિધિ, તથા ચોમાસામાં વિહાર કરવાથી લાગતા દોષોનું, તેમજ ગીતાર્થના વિહારનું અને ગીતાર્થની નિશ્રાએ કરાતા વિહારનું સ્વરૂપ વગેરે તમામ બીના વિસ્તારથી કહી છે. અહીં જણાવ્યું છે કે—શ્રી તીર્થંકરે (૧) ગીતાર્થનો વિહાર, અને (૨) ગીતાર્થ નિશ્રિત મુનિવરોનો વિહાર આ બે રીતે વિહાર કરવા ફરમાવ્યું છે. જે મુનિ પોતે ગીતાર્થ ન હોય, ને ગીતાર્થની નિશ્રામાં (આજ્ઞામાં) ન રહેતો હોય, તે જો વિહાર કરે, તો તે વિરાધક બને છે. પછી અનુક્રમે ગચ્છવાસી આચાર્ય વગેરેનું, ને ગચ્છ નિર્ગત (જેઓ ગચ્છમાં હાલ ન રહેતા હોય તેવા) પ્રત્યેક બુદ્ધ વગેરેનું સ્વરૂપ, તથા ગચ્છવાસી મુનિવરાદિના વિહારનો વિધિ, તેમજ ક્ષેત્રની અને ઉચ્ચાર ભૂમિ વગેરેની પ્રત્યુપેક્ષણા (પડિલેહણા) કરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવીને ક્ષેત્રના વિભાગાદિનો વિધિ, અને શ્રી આચાર્યાદિ ગુરૂ મહારાજને માટે સ્નિગ્ધ આહાર (દૂધ, ઘી) વગેરેને વ્હોરવાનો વિધિ, અને સ્થંડિલાદિની પ્રત્યુપેક્ષણા કરવાનો વિધિ, તથા વસતિ વાપરવા માટે શય્યાતરની અનુજ્ઞા (રજા) લેવાનો વિધિ, તેમજ દ્રવ્યાનુજ્ઞાપના વગેરેનું સ્વરૂપ વગેરે તમામ બીના વિસ્તારથી સમજાવી છે. પછી ક્રમસર સાંકડી વસતિમાં રહેવાનો વિધિ, અને પ્રાઘુર્ણક (પરોણા જેવા—ચાલુ વિહાર કરતાં આવેલા) મુનિઓ વસતિમાં આવતાં સાચવવાનો વિધિ, તથા વિહાર કાલે ઉપધિ આદિને વહન કરી (ઉપાડી) ચાલવાનો વિધિ, તેમજ વિહાર કરતાં આગળ ગયેલા કે પાછળ રહેલા સાધુઓને સાચવવાનો જરૂરી વિધિ, વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

પછી ક્રમસર આગળ ગયેલા સાધુઓ પાછળ રહેલા સાધુઓને ખરા રસ્તાની ખબર પડે, માટે રેખા (દાંડાથી લીસોટો) કરે તેવી સૂચના, આહાર કરીને કે વિકાલે ગામ નગરાદિમાં પ્રવેશ કરવાથી લાગતા દોષોનું વર્ણન, સંથારો કરવાનો, ગામ વિગેરેમાંથી નીકળવાનો, તેમજ વસતિમાં પ્રવેશ કરવાનો વિધિ, ને ખુલ્લા મકાનમાં રહેવાનો

વિધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે મુનિવરાદિને જૂદી જૂદી વસતિમા રહેવાનો વિધિ અને વસતિ વગેરેને મેળવ્યા પછી ગુરૂ મહારાજ વગેરે વડીલોને જણાવવાનો વિધિ, તથા સાધર્મિકોની સાથે રહેવાનો, તેમજ ત્રણ દિવસ સુધી પરોણા સાધુઓને સાચવવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે સાંકડી વસતિમા, વિશાલ વસતિમા ને પ્રમાણોપેત વસતિમા સંથારો કરવાની તથા નીકળવાની વિધિ તેમજ તેમા તે ત્રણે પ્રકારની વસતિમા સાચવવા લાયક યતનાની બીના વિસ્તારથી સમજાવી છે પછી ક્રમસર બગીચામા ઉતરેલા મુનિવરોને સાચવવાનો વિધિ અને ગામ વગેરેમા પ્રવેશ કરતા શકુન જોવાનો વિધિ, તથા સ્થાપના કુલનુ વર્ણન, તેમજ શ્રી આચાર્યને ઘર દહેરાસરે વંદન કરવા જતા સાચવવાનો વિધિ, વગેરે હકીકતો વિસ્તારથી કહી છે પછી વૈયાવચ્ચના કરનાર મુનિનું સ્વરૂપ અને શ્રાદ્ધ કુલમા દ્રવ્ય પ્રમાણાદિને જાણવાનો વિધિ, તથા ગુરૂની આજ્ઞા લઈ ને બીજે ગામ જવાનો વિધિ, તેમજ પ્રથમાલિકાદિનો વિધિ વગેરે પદાર્થોનુ વર્ણન વિસ્તારથી કર્યુ છે પછી જણાવ્યુ છે કે—કેવલજ્ઞાની જે ઉપધિ વગેરેને નાના જીવો ચોટયા હોય તેવી ઉપધિની જ પડિલેહણા કરે, પણ છદ્મસ્થ જીવોને તો ઉપધિ વગેરે જીવ સંસક્ત હોય કે ન હોય, તો પણ શ્રી જિનેશ્વર દેવની આજ્ઞા છે કે સવારે અને સાંઝે જરૂર વસ્ત્રાદિની પ્રતિલેખના (પડિલેહણ) કરવી જ જોઈએ કારણ કે તેઓ છદ્મસ્થ છે તેમજ કેવલી ભગવંતો નાની જીવાતને કેવલ જ્ઞાનથી જાણે છે, પણ છદ્મસ્થ જીવો બહુ જ ઝીણા જંતુઓને જાણી શકતા નથી આમાથી સમજવાનું એ મળે છે કે—કેવલજ્ઞાની કેવલ જ્ઞાનથી એમ જાણે કે મારી ઉપધિ વગેરેને જીવાત લાગી છે, (ચોટી છે), તો તે જરૂર પડિલેહણા કરે ને એમ જાણે કે જીવાત વગેરે લાગી નથી, તો તેમને પડિલેહણા કરવાની જરૂરિયાત નથી અર્થાત્ ન કરે આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને દ્રવ્યથી ને ભાવથી પ્રત્યુપેક્ષણાનુ સ્વરૂપ, અને કાઉસ્સગ્ગ કરવાની તથા સંડાસાદિ વિધિ સાચવીને શ્રી ગુરૂમહારાજાદિની પાસે બેસવાનો વિધિ, તેમજ પહેલા જોઈને પૂંજીને ઉપકરણાદિને ગ્રહણ કરવાનો ને મૂકવાનો વિધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે તે પ્રસંગે જણાવ્યુ છે કે—મુનિ અધ્વા (લાંબો વિહાર) અને આગાઢ માદગી વગેરે કારણો સિવાય દિવસે સૂવે નહિ પછી ક્રમસર મુખવસ્ત્રિકા (મુહપત્તિ) વગેરેની પ્રતિલેખના કરવાનો વિધિ અને તે ટાઈમે ત્યાગ કરવા લાયક દોષોનુ સ્વરૂપ તથા મૌન ભાવે પડિલેહણા કરવાની ભલામણ તેમજ પડિલેહણા કરતા કરતા બોલવાથી થતી છ જીવનિકાયની વિરાધનાની બીના વગેરે પદાર્થોનુ વર્ણન વિસ્તારથી કર્યુ છે પછી જણાવ્યુ છે કે—જે મુનિવરો વસ્ત્રાદિની પ્રતિલેખના કરે નહિ, તેઓ સર્વારાધના (સંપૂર્ણ આરાધના) નો લાભ લઈ શકતા નથી જેઓ ઇંદ્રિયોને વશ કરીને આઠ પ્રવચન માતાને પાળીને તપ નિયમ અને સંયમને સાધે, તે મુનિવરો આરાધક બને છે આ હકીકત વિસ્તારથી સમજાવીને પ્રેક્ષા સંયમ, ઉત્પ્રેક્ષા સંયમ, પરિષ્ઠાપના સંયમ અને પાચ પ્રકારના સ્વાધ્યાયનુ વર્ણન વિસ્તારથી કર્યુ છે પછી ક્રમસર સ્થંડિલ જવાના વર્ણનમા આપત

અને સંલોક પદના ભાંગા, અને સ્વપક્ષાદિનું વર્ણન, તથા અધિકરણ (કષાય, કલેશ, ઝઘડા)નું સ્વરૂપ જણાવતાં આહનન (તાડન તર્જના) વગેરે દોષોની બીના, આ તમામ હકીકત જણાવતાં પહેલાં નિશ્ચયથી ને વ્યવહારથી પૌરૂષીનું સ્વરૂપ, શીતકાલાદિમાં તેની થતી વૃદ્ધિ હાનિ (પૌરૂષીના પ્રમાણમાં થતો વધારો કે ઘટાડો) તથા અવમરાત્ર એટલે ક્ષયતિથિનું વર્ણન, તેમજ પ્રતિલેખના કરવાના કાલ (ટાઈમ)નું સ્વરૂપ વિસ્તારથી કરીને અનુક્રમે પાત્રાને પડિલેહવાનો ને પડિલેહીને તેને સ્થાપન કરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. પછી જણાવ્યું છે કે—ચોમાસામાં પાત્રની ઉપર ગુચ્છા ચઢાવવા નહી ને બાકીના આઠ મહીનામાં પાત્રાની ઉપર ગુચ્છા જરૂર ચઢાવવા જ જોઇએ. જો તેમ ન કરે, તો જે દોષો લાગે, તેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. પછી સ્થંડિલ જતાં (વડીનીતિ જતાં) ડગલને ગ્રહણ કરવાનો વિધિ અને સ્થંડિલના ૧૦ ભાંગા જણાવીને શુદ્ધ સ્થંડિલનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે—જ્યાં લોકો આવતા જતા ન હોય, અને તેમની દૃષ્ટિ ન પડતી હોય, તથા બિલ તેમજ લીલોતરી વિનાની ભૂમિ હોય, ત્યાં સાધુએ સ્થંડિલ (વડીનીતિ) જવું જોઈએ. આ સ્થંડિલના વર્ણનમાં સમ વગેરે પદોનું પણ સ્વરૂપ અને સૂર્યની છાયા વગેરેનો નિર્ણય કરવાનો વિધિ, તથા અવગ્રહને માંગવાની વિધિ, તેમજ ઉપકરણોને મૂકવાના સ્થાનની બીના વગેરે પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. પછી પાચ સમિતિના અધિકારમાં ઈર્યા સમિતિનું સ્વરૂપ, અને ઉંચે જોઇને કે આડા અવળાં જોઈને ચાલતાં થતા નુકશાન વગેરેની બીના સ્પષ્ટ સમજાવીને પ્રતિલેખના દ્વારનું વર્ણન પૂરૂં કર્યું છે.

## ॥ ૨ ॥ બીજા પિંડદ્વારનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં પિંડૈષણા વગેરે ત્રણ પ્રકારની એષણાને કહેવાની ભાવના જણાવીને નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજે પિંડ શબ્દના નિક્ષેપા જણાવતાં સચિત્ત મિશ્ર અને અચિત્ત પૃથ્વીકાયનું તથા અપ્કાયનું સ્વરૂપ અને પ્રયોજન તથા અચિત્ત થવાના કારણો તેમજ વસ્ત્રોને ધોવાનો કાલ વિધિ અને સૂકવવાનો વિધિ વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. આ અવસરે કલ્યાણક પ્રાયશ્ચિત્તનું સ્વરૂપ જણાવ્યું છે. પછી ક્રમસર સચિત્તાદિ ત્રણ ભેદે અગ્નિકાય, વાયુ અને વનસ્પતિનું વિસ્તારથી વર્ણન કરીને વિકલેન્દ્રિયાદિનું પ્રયોજન અને પાત્રાને લેપ કરવાના સાધન ભૂત પદાર્થોની માંગણી કોની પાસે કઇ રીતે કરવી?, લેપ કરવાનું કારણ શું? લેપ કઈ રીતે કરવો?, પાત્રાને લેપ ન કરવાથી થતા ગેરલાભ કયા કયા? આ તમામ પ્રશ્નોના ઉત્તરો, તથા પિંડ શબ્દના પર્યાયવાચક શબ્દોનું વર્ણન, તેમજ દ્રવ્ય પિંડ ને ભાવ પિંડનું સ્વરૂપ વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે. પછી ક્રમસર એષણા પદનું સ્વરૂપ અને તેના (એષણા પદના) નિક્ષેપાનું સ્વરૂપ કહીને ગવેષણાનું વર્ણન કરતાં પ્રમાણ, કાલ, આવશ્યક, સંઘાટકાદિની બીના અને

સાધુ એકલો ગોચરી જાય, તો તેને થતા દોષોની બીના, તથા આચાર્યાદિને માટે એકથી વધારે વખત ગોચરી જવાનું વર્ણન, તેમજ જ્યા ગોચરી જવાય નહિ, તેવા પ્રતિષિદ્ધ કુળોને ઓળખવાના ચિન્હો વગેરે પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે પછી અનુક્રમે નિદનીય પિંડને ગ્રહણ કરવાનું ફલ અને નિષિદ્ધ વસતિ તથા આહાર પાણીનુ વર્ણન વગેરે હકીકતો જણાવીને કહ્યુ છે કે—શ્રી જિન પ્રવચનથી વિરૂદ્ધ ક્રિયા કરનારા જીવો અનતીવાર સસારમા ભમે છે જે મુનિવરો એષણાનુ અને અનેષણાનુ સ્વરૂપ જાણે છે, તેઓ જિનમતને જાણે છે, એમ જરૂર કહી શકાય આ બીના સ્પષ્ટ સમજાવીને દ્રવ્ય ગવેષણાનુ અને ભાવ ગવેષણાનુ સ્વરૂપ અનુક્રમે દ્રવ્ય ગવેષણાના વર્ણનમા કનકપૃષ્ઠ રાજાદિના દૃષ્ટાતો, અને ભાવ ગવેષણાના વર્ણનમા ધર્મરૂચિ અણગારનુ ને શ્રી વજસ્વામીજીનુ દૃષ્ટાત જણાવ્યુ છે પછી વાનર યૂથનુ દૃષ્ટાત આપીને દ્રવ્ય ગ્રહણૈષણાનુ સ્વરૂપ સમજાવીને ક્રમસર ભાવ ગ્રહણૈષણાનુ સ્વરૂપ અને જેની પાસેથી ગોચરી વ્હોરી શકાય નહિ તેવી ગર્ભિણી સ્ત્રી, તથા ધાન્યને ખાડતી પીસતી, રૂને કાતતી સ્ત્રી આદિ પાસેથી ભિક્ષા વ્હોરાય નહી આ તમામ પદાર્થોની હકીકત સ્પષ્ટ સમજાવીને પગની પ્રમાર્જના કરવાનો વિધિ, અને ત્રણ નિસિહીની બીના તથા કાયોત્સર્ગ કરવાનો વિધિ, તેમજ પ્રતિસેવનાદિનુ સ્વરૂપ વિસ્તારથી કહ્યુ છે પછી અનુક્રમે ઓઘ–આલોચનાનુ સ્વરૂપ અને તે આલોચના કરતી વખતે તજવા લાયક દોષોનુ સ્વરૂપ, તથા વડીલને ગોચરી બતાવવાનો તેમજ આલોવવાની વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવીને ક્રમસર સ્વાધ્યાયની પ્રસ્થાપનાનુ સ્વરૂપ, અને પ્રાઘૂર્ણક મુનિવરાદિને જરૂર નિમત્રણા કરવાની બીના જણાવી છે પછી કહ્યુ છે કે—તેઓ પોતાને જરૂર ન હોવાથી કદાચ ગોચરી લે નહિ તો પણ નિમત્રણા કરનાર મુનિવરાદિને કર્મ નિર્જરાદિ વિશિષ્ટ લાભ જરૂર મળે છે શ્રી ભરત ચક્રી વગેરેના દૃષ્ટાતે વૈયાવચ્ચ ગુણ અપ્રતિપાતી છે, એમ સમજીને મુનિએ તેનો લાભ જરૂર લેવો જોઇએ પછી અનુક્રમે માછલાના દૃષ્ટાતો, દ્રવ્યથી ગ્રાસૈષણાનુ સ્વરૂપ કહીને ભાવથી ગ્રાસૈષણાનુ સ્વરૂપ અને ખાસ કારણે મડલીથી અલગ બેસીને ગોચરી કરનારા આગાઢ યોગી મુનિવરાદિનુ સ્વરૂપ તથા મુનિને ગુરૂની નજરે ગોચરી વાપરવાનો વિધિ, તેમજ મડલીના કારણો વગેરે પદાર્થોની હકીકત વિસ્તારથી સમજાવી છે પછી ક્રમસર વસતિને સાચવનાર મુનિની ફરજ અને અચિત્ત સ્વચ્છ પ્રવાહી પદાર્થો ( પાણી વગેરે ) વ્હોરવાનો તથા તેને ગરણા વગેરેથી ગાળવાનો વિધિ, તેમજ દ્રવ (પ્રવાહી) પદાર્થોને વહોરવાના પાત્રાનુ પ્રમાણ વગેરે બીના સ્પષ્ટ કહીને અનુક્રમે મડલી સ્થવિરનુ સ્વરૂપ, અને ભેજન મડલીમા પદસ્થાદિના ક્રમે બેસવાનો વિધિ તથા આહાર વાપરવાનો વિધિ જણાવતા ધૂમ્રદોષ અગાર દોષાદિનુ સ્વરૂપ, તેમજ મુનિને આહાર કરવાના ૬ કારણો ને આહારને તજવાના રોગાદિ કારણો વગેરે બીના વિસ્તારથી સમજાવી છે પછી આહાર કર્યા બાદ પાત્રાને સાફ કરવાનો વિધિ અને ગોચરી કરતા વધેલા આહારને વાપરવાનો તથા ગીતાર્થની આજ્ઞાથી ખાસ કારણે ( સાધુઓ ન વાપરી શકે એમ

હોય તો અથવા અકલ્પ્ય પદાર્થ અનુપયોગાદિમાંના કોઇ પણ કારણથી વહોરાયો હોય તો) પરઠવવાનો વિધિ તેમજ શ્રી આચાર્યાદિ નિમિત્તે વધારે આહારાદિ વહોરવાનો વિધિ વગેરે બીના બહુજ વિસ્તારથી જણાવીને બીજા પિંડદ્વારનું વર્ણન પૂરૂં કર્યું છે.

મુનિવરોને છેલ્લી પૌરૂષીમાં સ્વાધ્યાય કરવાનો વિધિ, અને ઉપવાસાદિ તપ કરનારા તથા નહિ કરનારા મુનિવરોને ક્રમસર આચાર્ય અનશની ગ્લાનાદિની ઉપધિની પ્રતિલેખના કરવાની ભલામણ, તેમજ આહાર વાપરનાર અને નહિ વાપરનાર મુનિઓને ઉદ્દેશીને સાંઝની ઉપધિની પડિલેહણાના ક્રમમાં યોગ્ય સૂચના વગેરે બીના વિસ્તારથી સમજાવીને ફરી સ્વાધ્યાયાદિ કરવાની આજ્ઞા ફરમાવી છે. પછી ઉચ્ચારાદિ નિમિત્તે ૨૪ સ્થંડિલોની બીના અને ૩ કાલભૂમિને પડિલેહવાની બીના તથા સૂત્રાર્થને યાદ કરવા માટે બધા મુનિઓને અને ગુરૂ વિના બાકીના મુનિઓને કાયોત્સર્ગ કરવાનો વિધિ વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે કાલગ્રહણનું સ્વરૂપ, અને કાલગ્રહણને લેવાનો વિધિ, તથા કાલગ્રાહી મુનિના ગુણો, તેમજ કાલગ્રહણની ક્રિયામાં ચાર કાલગ્રહણોમાંના કયા કાલગ્રહણમાં તારાને જોવાની જરૂરિયાત હોય? ને કયા કાલગ્રહણમાં આકાશમાં તારા જોવાની જરૂરિયાત ન હોય? આ પ્રશ્નોના ઉત્તરો વગેરે બીના વિસ્તારથી સમજાવી છે.

॥ આ રીતે કાલગ્રહણ વિધિનો ટૂંક પરિચય પૂરો થયો. ॥

## ॥ ૩ ॥ ઉપધિ દ્વારનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ઉપધિ શબ્દના પર્યાયવાચક શબ્દો, અને તેના (૧) ઔઘિક ઉપધિ, અને (૨) ઔપગ્રહિક ઉપધિ આવા બે ભેદો તથા તે દરેક ઉપધિની સંખ્યા અને પ્રમાણ તેમજ સ્થવિરકલ્પિક મુનિઓને ૧૪ પ્રકારની ઉપધિ, જિન કલ્પિક મુનિઓને ૧૨ પ્રકારની ઉપધિ, સાધ્વીને ૨૫ પ્રકારની ઉપધિ વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે સ્થવિર કલ્પિકાદિની ઔપગ્રહિક ઉપધિની બીના અને તેમાં ઘટતા જઘન્યાદિ ભેદો, તથા સાધ્વીના (૨૫) ઉપકરણોનું સ્વરૂપ અને પ્રમાણ, તેમજ ઉત્કૃષ્ટાદિ ભેદે ક્રમસર ૮–૧૩–૪ પ્રકારની ઉપધિનું વર્ણન વિસ્તારથી કર્યું છે.

પછી અનુક્રમે પાત્રાનું પ્રમાણ અને વૈયાવચ્ચકર મુનિનું તથા નંદીભાજનનું સ્વરૂપ તેમ જ તેનું (નંદીભાજનનું) પ્રયોજન વગેરે બીના સ્પષ્ટ સમજાવીને પાત્રના લક્ષણોનું ને અપલક્ષણોનું વર્ણન, તથા પાત્રાનું પ્રયોજન (૬ જીવનિકાયની રક્ષા વગેરે), તેમજ ઝોળી, ઉપરનો ને નીચેનો ગુચ્છો, તથા પુંજણી આદિનું પ્રમાણ અને પ્રયોજન વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે પલ્લા (ઝોળીની ઉપર ઢાકવામાં આવે તે)નું સ્વરૂપ, અને મુનિઓ, શિયાળામાં ૪ પલ્લી, તથા ઉનાળામાં ૩ તેમજ ચોમાસામાં પાંચ પલ્લા વાપરે છે તે બીના, અને પલ્લાનું તથા રજસ્ત્રાણ, વસ્ત્ર, રજોહરણ, (ધર્મધ્વજક ઓઘો) મુખવસ્ત્રિકા (મુહપત્તિ, માત્રક, ચોલપટ્ટ, સંસ્તારક (સંથારીઉં),

ઉત્તરપટ્ટક ( ઉત્તરપટ્ટો ), ઓઘોત્રી અંદરની નિષદ્યા ( પાટુ ) આ રીતે ૧૦ ઉપધિનું પ્રમાણ અને પ્રયોજન તેને વાપરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે પછી ચોમાસા વગેરે ઋતુ કાલના દિનની કામળી વગેરેને રાખવાનો ને વાપરવાનો વિધિ તથા ચર્મકોશક દંડ યષ્ટિ વગેરેનું લક્ષણ, સ્વરૂપ, પ્રમાણ, પ્રયોજન વગેરે હકીકત જણાવીને કહ્યું છે કે—જે પદાર્થ સંયમાદિ મોક્ષ માર્ગની આરાધના કરવામાં મુનિને ઉપકાર ( મદદ ) કરે તે ઉપકરણ કહેવાય આ રીતે ઉપકરણની વ્યવસ્થા જણાવીને તેને ધારણ કરવાની ( વાપરવાની ) રીતિ ( વિધિ ) કહી છે પછી અનુક્રમે જ્ઞાની અજ્ઞાની અને પ્રમત્ત જીવોથી થતી હિંસામાં તફાવત જણાવીને કહ્યું છે કે—નિશ્ચય નયના મતે હિંસાના પરિણામવાળો આત્મા જ હિંસા છે, ને અહિંસાના પરિણામવાળો આત્મા જ અહિંસા છે તથા અપ્રમત્ત આત્મા અહિંસક છે, તેમજ પ્રમત્ત આત્મા હિંસક છે આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને જણાવ્યું છે કે—હિંસાનો દોષ લાગવામાં પરિણામની મુખ્યતા છે, જયણા સાચવનાર મુનિને કદાચ અજાણતા વિરાધના થાય, તો પણ ને કર્મ નિર્જરાદિ ફલને પામે છે નિશ્ચયનયના મતે મનના ભાવ એજ પ્રમાણ ગણાય છે તેમજ પ્રતિલેખના વગેરે બાહ્યકરણ એટલે કરણ સિત્તરિની આરાધના કરવામાં આલસ કરનાર મુનિઓ ચારિત્રને સાચવી શકતા નથી આ બધી બીના સ્પષ્ટ સમજાવીને અંતે કહ્યું છે કે—વિધિ માર્ગનો સાધક આત્મા આયતન કહેવાય છે એટલે તે મોક્ષ માર્ગને સાધે છે, ને બીજાને સાધવામાં મદદગાર બનીને સ્વપરતારક થાય છે

॥ આ રીતે ઉપધિદ્વારનો ટૂંક પરિચય પૂરો થયો ॥



## ॥ ૪ ॥ અનાયતન વર્જન દ્વારનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં અનાયતનના સ્વરૂપ અને પર્યાયવાચક શબ્દો, તથા તેની સેવનાથી થતી જ્ઞાનાદિ ગુણોની હાનિ, તેમજ ભાવુકનું ને અભાવુકનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી અનુક્રમે ૬૦૫ આયતનાદિનું સ્વરૂપ જણાવતા કહ્યું છે કે—શ્રી જિનમંદિર ઉપાશ્રય વગેરે દ્રવ્યાયતન કહેવાય અને દર્શન જ્ઞાન ચારિત્ર ભાવથી આયતન કહેવાય જ્યાં શીલવંત બહુશ્રુત આત્માઓ ભેગા મળીને ધાર્મિક વિચારોની આપ લે કરતા હોય, સામુદાયિક ધર્મારાધના કરતા હોય તે આયતન કહેવાય એમ કહીને અંતે તેની સેવાનું ફલ જણાવ્યું છે

(૫) પાંચમા પ્રતિસેવના દ્વારના વર્ણનમાં મૂલ ગુણ પ્રતિસેવનાનું ને ઉત્તરગુણ પ્રતિસેવનાનું સ્વરૂપ, તથા પ્રતિસેવના શબ્દના પર્યાયવાચક શબ્દોની બીના વગેરે વિસ્તારથી સમજાવ્યું છે

(૬) છઠ્ઠા આલોચના દ્વારના વર્ણનમાં જણાવ્યું છે કે—આલોચના એ આત્મશુદ્ધિનું પરમ સાધન છે. દાયક અને ગ્રાહક બને જ જાણે એ રીતે આલોચના કરવાની અવિચ્છિન્ન મર્યાદા છે. પછી અનુક્રમે આલોચના કરનાર જીવના અને જેની પાસે આલોચના કરાય તેવા ગુરૂના ગુણો, તથા આલોચનાનું સ્વરૂપ, ફલ, તેના પર્યાયવાચક શબ્દો વગેરે હકીકત વિસ્તારથી સમજાવી છે.

(૭) સાતમા વિશુદ્ધિદ્વારના વર્ણનમાં કહ્યું છે કે—જેમ રોગના નિદાનને જાણનાર એવો પણ વૈદ્ય પોતાને થયેલા દરદની દવા બીજા અનુભવી વૈદ્યની પાસે કરાવે, તો તે જરૂર નીરોગી (રોગ રહિત) બને છે તેમ અજ્ઞાન મોહ રાગ દ્વેષાદિમાંના કોઇ પણ કારણથી લાગેલા દોષની શુદ્ધિ કરવાનો ઉપાય પોતે (આચાર્ય વગેરે) જાણતા હોય છતાં પણ બીજા ગીતાર્થાદિ મહાપુરૂષોની પાસે આલોચના વગેરે વિધિ સાચવીને લાગેલા દોષની શુદ્ધિ કરીને આત્માને નિર્મલ બનાવવો જોઇએ. પોતાની મેળે આલોચના કરવાનો વ્યવહાર પણ નથી. કારણ કે તેથી આત્મશુદ્ધિ થાય જ નહિ. એટલે જ્ઞાનીએ પણ ગુરૂની પાસે જ આલોચના કરવી જોઈએ. લજ્જા, કપટ અભિમાન વગેરેમાંના કોઇ પણ કારણથી લાગેલા દોષ (ભૂલ) છુપાવવા નહી, પણ બાલકની જેવા સરલ બનીને ગુરૂની પાસે આલોચના કરવી જોઈએ. જેઓ તેમ કરતા નથી ને મનમાં શલ્ય રાખે છે, તે જીવો ભવાંતરમાં દુર્લભ બોધિ થાય છે, ને સુસઢ મુનિની માફક અનંતીવાર સંસારમાં ભમે છે. મેં સ્પષ્ટાર્થ સહિત આ સુસઢ ચરિત્રમાં આલોચનાનું વિસ્તારથી સ્વરૂપ જણાવીને કહ્યું છે કે—જે ભવ્ય જીવો શલ્યને દૂર કરે છે, તેઓ થોડા કાલમાં મુક્તિના અવ્યાબાધ સુખને જરૂર પામે છે. આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને છેવટે સામાચારીનું ફલ અને પ્રમાણ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. આ રીતે મુનિ વર્ગને બહુ જ જરૂરી સામાચારીનું સ્વરૂપ વિસ્તારથી જણાવનારી શ્રી ઓઘનિર્યુક્તિ છે. અહીં નવા મુનિવરોને સવારથી માંડીને રાતે સંથારો કરી સૂવાનો ટાઈમ થાય, ત્યાં સુધીની તમામ સામાચારીનું સ્વરૂપ અને ઉપધિ આદિનું સ્વરૂપ, પ્રમાણ, પ્રયોજન અને ફલ વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. તેથી ગીતાર્થ મહાપુરૂષોએ નવા મુનિવરોને આ ઓઘ નિર્યુક્તિનો અર્થ સમજાવીને મોક્ષ માર્ગના આરાધક બનાવવામાં સ્વપરનું હિત જરૂર સમાએલું છે.

॥ ઓઘ નિર્યુક્તિનો ટૂંક પરિચય પૂરો થયો. ॥

卐 卐 卐

॥ શ્રી જૈનપ્રવચન કિરણાવલીનો ત્રેત્રીસમો પ્રકાશ પૂરો થયો. ॥

卐 卐 卐

## ॥ ચોવીશમો પ્રકાશ ॥

### ॥ શ્રી દશવૈકાલિક સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

अह वुच्छ दसवेया-लियस्स सखित्तपरिचय हरिसा ॥
सिज्जभव सूरिकय-दसत्ति अज्झयणदसगमिण ॥ १७७ ॥

पढणिज्ज च वियाले, वेयालियमयमिमस्स सद्दत्थो ॥
काल समयऽसज्झाइय-वज्जो समओ वियालत्ति ॥ १७८ ॥

वी० स० दुसयरिवरिसा-इक्कमरयणा इमस्स सुत्तस्स ॥
उद्देसदुग पचम-ज्झयणे नवमे य चत्तारि ॥ १७९ ॥

णिज्जुत्तीए णिज्जू-हणाकहा सत्तमा उ पुव्वाओ ॥
छज्जीवणिया णाम-तरेण सिरिधम्मपण्णत्ती ॥ १८० ॥

कम्मप्पवायपुव्वा, णिज्जूढ पचम तहा छट्ठ ॥
सच्चप्पवायपुव्वा, णिज्जूढ सत्तमज्झयण ॥ १८१ ॥

तइयाओ वत्थूओ-पच्चक्खाणप्पवायपुव्वस्स ॥
णिज्जूढाह सेस-ज्झयणाइ विविहतत्ताइ ॥ १८२ ॥

धम्माईण सरूव, पढमे वीए सुसाहुया हेउ ॥
तइए परिहणिज्जो, वायणपयत्थसदोहो ॥ १८३ ॥

जीवनिकायसरूव, महव्वउत्ती चउत्थमज्झयणे ॥
अत्तियकमगुणलाहो, नियगुणरइवड्ढणो समओ ॥ १८४ ॥

भिक्खाए उवओगो, निरवज्जाहारगहणपुण्णविही ॥
सपरनिमित्तियदोसा, भणिया वह पचमेऽज्झयणे ॥ १८५ ॥

छट्ठे महव्वयारा—हणहेउविही तहेव मुणिभासा ॥
सिरि वक्कसुद्धिभिक्खे—भणिया अज्झप्पलाहदया ॥ १८६ ॥

णिग्गंथायाराई, वुत्ता लेसा तइद्दुमज्झयणे ॥
भिक्खानियममुणिगुणा, ओसहजोगाइपडिसेहा ॥ १८७ ॥

विणयाइसमाहीणं, विणयसमाहीइ भावणा विविहा ॥
आयंस भिक्खु भावा, दसमे एयस्स चुलाए ॥ १८८ ॥

रइवक्काए थिरया, तहा गिहत्थत्तनिंदणा वुत्ती ॥
अभवगई मुणिचरिया, विवित्तचरियाइपण्णत्ता ॥ १८९ ॥

णिज्जुत्तिभासचुण्णी—वित्ती सुत्तत्थबोहया एए ॥
अवचूरीवि य अण्णे, सारो एयस्स सुत्तस्स ॥ १९० ॥

---

શબ્દાર્થ—હવે હું શ્રી જૈન પ્રવચન કિરણાવલીના ચોવીશમા પ્રકાશમાં સાધુ-સાધ્વીઓને શ્રમણ ધર્મની સાત્ત્વિકી આરાધના કરવામાં બહુ જ મદદ કરનાર શ્રી દશવૈકાલિક સૂત્રનો પરિચય હર્ષથી ટૂંકામાં કહીશ. શ્રી સુધર્માસ્વામી, શ્રી જંબૂસ્વામી, શ્રી પ્રભવસ્વામી, શ્રી શય્યંભવસૂરિ આ ક્રમે પ્રભુ મહાવીર દેવથી પાંચમી પાટે થયેલા શ્રી શય્યંભવસૂરિ મહારાજે પોતાના પૂર્વાવસ્થાના (સંસારીપણાના) પુત્ર સંયમસાધક શ્રી મનક મુનિરાજના કલ્યાણને માટે પૂર્વોમાંથી ઉદ્ધરીને આ શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરી હતી. શ્રી દશવૈકાલિક સૂત્રમાં 'દશ' શબ્દથી અહીં દશ અધ્યયનો છે એમ સમજવું, અને આ સૂત્ર વિકાલે ભણાય છે, માટે 'વૈકાલિક' કહેવાય છે. કાલવેલા અને અસજ્ઝાયના કાલ સિવાયનો જે કાલ તે વિકાલ કહેવાય છે. આ રીતે બને શબ્દના અર્થો જણાવીને હવે આ સૂત્રનો સમુદિત અર્થ એ થાય છે કે—વિકાલે ભણવા લાયક દશ અધ્યયનવાળું જે સૂત્ર તે "દશ વૈકાલિક સૂત્ર" કહેવાય. આ દશ અધ્યયનોમાં કહેલી અને નહિ કહેલી બીના છેલ્લી બે ચૂલિકામાં કહી છે, તેથી તે દશ અધ્યયનોનું અથવા આ સૂત્રનું અંગ જ ગણાય. આ મુદ્દાથી આના શબ્દાર્થમાં બે ચૂલિકાનો નિર્દેશ કર્યો નથી અથવા ઉપલક્ષણથી દશ શબ્દથી દશ અધ્યયનોની સાથે બે ચૂલિકાઓ પણ લઈ શકાય. ॥ ૧૭૭–૧૭૮ ॥

શ્રી વીર પ્રભુના નિર્વાણથી ૭૨ વર્ષો વીત્યા બાદ આ શ્રી દશવૈકાલિક સૂત્રની રચના થઈ, એમ કેટલાએક ઐતિહાસિક ગ્રંથોમાં કહ્યું છે. આ શ્રી દશવૈકાલિક સૂત્રના દશ અધ્ય-

યનોમા પાચમા અધ્યયનના ૪ ઉદ્દેશા છે બાકીના આઠે અધ્યયનો એકસરા-ઉદ્દેશા વિનાના છે ॥ ૧૭૯ ॥ આ શ્રી દશવૈકાલિક સૂત્રની શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલી નિર્યુક્તિની ૧૬ મી અને ૧૭ મી ગાથામા કહ્યુ છે કે—શ્રી શય્યભવસૂરિ મહારાજે સાતમા શ્રી આત્મ પ્રવાદ નામના પૂર્વમાથી ચોથા છજ્જીવણિયા ( ષડ્જીવનિકાય ) નામના અધ્યયનનો ઉદ્ધાર કર્યો આ ચોથા અધ્યયનનુ બીજુ નામ "ધર્મપ્રજ્ઞપ્તિ" જણાવ્યું છે જેમા ૬ જીવનિ કાયની રક્ષા વગેરે શ્રમણ ધર્મની બીના કહી છે, તે ધર્મપ્રજ્ઞપ્તિ કહેવાય તથા આઠમા કર્મપ્રવાદ નામના પૂર્વમાથી પાચમા શ્રીપિંડૈષણા નામના અધ્યયનનો ઉદ્ધાર કર્યો, તેમજ છઠ્ઠા સત્યપ્રવાદ નામના પૂર્વમાથી સાતમા શ્રી વાક્યશુદ્ધિ નામના અધ્યયનનો ઉદ્ધાર કર્યો અને નવમા શ્રી પ્રત્યાખ્યાન પ્રવાહ નામના પૂર્વની ત્રીજી વસ્તુમાથી બાકીના (૧-૨-૩-૬-૮-૯-૧૦ મા) સાત અધ્યયનોનો ઉદ્ધાર કર્યો આ સાત અધ્ય યનોમા જૂદી જૂદી જાતના તત્ત્વભૂત સાધુના આચાર વગેરે પદાર્થોનુ વર્ણન કર્યુ છે ॥ ૧૮૦-૧૮૧-૧૮૨ ॥ આ શ્રી દશવૈકાલિક સૂત્રના (૧) પહેલા દ્રુમપુષ્પિકા નામના અધ્ય યનમા ઝાડના ફૂલનુ અને ભમરાનુ દૃષ્ટાત આપીને આદર્શ સાધુના ધર્માચાર ટેકને ટકાવ- વાના સાધનભૂત ગોચરીનો યથાર્થ વિધિ જણાવવા પૂર્વક આદર્શ સાધુનુ સ્વરૂપ પાચ ગાથામા વર્ણવ્યું છે તેમા શરૂઆતમા જિનધર્મનુ ને ધર્મના સાત્ત્વિક સાધક આત્માનુ સ્વરૂપ જણાવતા કહ્યુ છે કે—ધર્મ એ ઉત્કૃષ્ટ (ભાવ) મગલ છે જેનુ મન હમેશા આ શ્રી જિન ધર્મની આરાધના કરવામા લીન હોય છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે અહી સાધુ સાધ્વીઓને ભમરાની જેવા કહ્યા છે અને ગોચરીને ( ભિક્ષાને ) ફૂલના રસ જેવી કહી છે જેમ ભમરો ફૂલને (ફૂલના જીવને) લગાર પણ કિલામણા ન થાય, તે રીતે ફૂલનો રસ ચૂસીને પોતાનો નિર્વાહ કરે છે, તેમ સાધુ સાધ્વીઓ ફૂલ જેવા ગૃહસ્થના ઘેરથી ગૃહ સ્થનુ મન લગાર પણ દુખાય નહિ, તે રીતે ( ફૂલના રસ જેવી ) નિર્દોષ ગોચરીને (આહાર પાણીને) ગ્રહણ કરે આ રીતે ભિક્ષાની મર્યાદાને સાચવનારા જે સાધુ સાધ્વીઓ પક્ષીની જેમ ક્ષેત્રાદિના રાગને દૂર કરીને પૃથ્વીતલ પર વિહાર કરી ઘણા જીવોને ધર્મની દેશના દઈને મોક્ષમાર્ગના સાધક બનાવી સ્વપરતારક બને, તેઓ ખરા સાધુઓ અને ખરી સાધ્વીઓ કહેવાય છે નિર્યુક્તિ વગેરેમા આ બીના વિસ્તારથી સમજાવી છે તેથી સાધુ જીવનનુ ખરૂ રહસ્ય સમજાય છે તેને સમજનારા અને વિચારનારા મુનિઓ અને સાધ્વીઓ યથાર્થ સાધુધર્મને આરાધીને ભવ સમુદ્રનો પાર પામે છે (૨) શ્રામણ્યપૂર્વક અધ્યયનમા ખરા ત્યાગ ધર્મનુ ને ખરા ત્યાગીનુ સ્વરૂપ જણાવતા હિતશિક્ષા આપી છે કે હે મુનિઓ ! તમે ભોગતૃષ્ણાનો ત્યાગ કરીને મનને નિર્મલ ચારિત્રની આરાધનામા જોડજો અને મારા શબ્દ, રૂપ, રસ, ગધ, સ્પર્શમા રાગ કરશો નહી, તથા ખરાબ સકલ્પોનો ત્યાગ કરજો તેમજ જેઓ પોતાના સ્વાધીન વસ્ત્રાદિનો ત્યાગ કરી નિર્મોહી બને, ને મોક્ષમાર્ગને આરાધે, તેઓજ ખરા ત્યાગી કહેવાય વળી ખરાબ નિમિત્તથી દૂર રહેજો અને રાગદ્વેષનો ત્યાગ કરીને પરમ શાંતિમય

વિનય સમાધિ વગેરે ભેદ પ્રભેદાદિનુ વર્ણન વિસ્તારથી કર્યું છે તેમજ પ્રસગાનુપ્રસગે જૂદી જૂદી જાતની ( મુનિ ધર્મને દીપાવનારી ) ભાવના એટલે વૈરાગ્યને ગુરૂ વિનયાદિનુ પણ સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યુ છે અને (૧૦) 'स भिक्खु' નામ॥ અધ્યયનમા આદર્શ સાધુના સાત્વિક ગુણ વગેરેનુ વર્ણન કર્યું છે એટલે જે નવે અધ્યયનોમા કહેલા આચારાદિને સાધે તે ભિક્ષુ ( સાધુ ) કહેવાય આ હકીકત વિસ્તારથી સમજાવી છે

આ શ્રી દશવૈકાલિક સૂત્રની બે ચૂલિકામાની પહેલી "રતિવાકયા" નામની ચૂલિકામા મોહના પ્રબલ સાધનભૂત સ્ત્રી વગેરેના રાગદષ્ટિથી પરિચયાદિ ખરાબ નિમિત્તોના પઝામા સપડાયેલો મુનિ મોહાધ બનીને સયમ માર્ગની આરાધના કરતા અટકી જાય છે તેમને સયમાદિની આરાધના કરવામા રતિ એટલે પ્રેમ ઉપજાવનારા વાકયો વગેરેની બીના અહીં વિસ્તારથી કહી છે, તેથી આ પહેલી ચૂલિકાનુ 'રતિ વાકય' નામ યથાર્થ પાડયું છે તેમા પ્રસગે ગૃહસ્થપણામા રહેલી મુશ્કેલીઓ, અનેક જાતની ઉપાધિ આદિ કારણોથી થતા કર્મ બધ વગેરેની બીના પણ સ્પષ્ટ સમજાવીને સંયમ ધર્મની શ્રેષ્ઠતા સાબીત કરી છે તેમજ બીજી "વિવિક્તચર્યા" નામની ચૂલિકામા સાસારિક પ્રવૃત્તિ રૂપ કચોળીયાની જાળમા ગુથાયેલા સસારી જીવોની દુર્દશા જણાવીને સાધુઓને અને સાધ્વીઓને તે માર્ગે જવાનો નિષેધ કરીને ( ના પાડીને ) આત્મદષ્ટિ તરફ લક્ષ્ય રાખવા ભલામણ કરી છે અહીં પ્રસગે મુનિચર્યા એટલે વિવિક્ત ચર્યાને અનુકૂલ નિયમો અને વિવિક્ત ચર્યાનુ સ્વરૂપ તથા રહસ્ય વગેરે બીના પણ વિસ્તારથી સમજાવી છે ॥ ૧૮૮-૧૮૯ ॥ આ શ્રી દશવૈકાલિકના અર્થને અનુક્રમે સ્પષ્ટ સમજાવનારા નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ અને ટીકા તથા અવચૂરિ દીપિકા વગેરે સાધનો છે તેમા ભાષ્યની ૬૩ ગાથાઓ છે, તે છપાયુ નથી શ્રી ભદ્રબાહુ સ્વામીએ નિર્યુક્તિની રચના કરી છે શ્રી જિનદાસગણિ મહત્તરે ચૂર્ણિની રચના કરી છે શ્રી હરિભદ્રસૂરિ મહારાજે નિર્યુક્તિ ભાષ્ય અને ચૂર્ણિ આદિ સાધનોને આધારે રચેલી મોટી ટીકા નિર્યુક્તિ વગેરેના ખગ રહસ્યને સમજવાનુ અપૂર્વ સાધન છે શ્રી સમયસુદર ગણિએ આ મોટી ટીકા વગેરેના આધારે વિ૦ સ૦ ૧૬૯૧ મા નાની ટીકા રચી છે આ સૂત્રની એક અવચૂરિ પણ છે એમ બૃહટ્ટિપનિકાદિના વચનથી જણાય છે પણ ત્યા તેના કર્તાનુ નામ જણાવ્યું નથી આ શ્રી દશવૈકાલિક સૂત્રના નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ ટીકા વગેરેમાના અવચૂરિ અને ભાષ્ય સિવાયના સૂત્ર નિર્યુક્તિ વગેરે સાધનો છપાયા છે આ રીતે શ્રી દશવૈકાલિક સૂત્રનો સાર જાણવો ॥ ૧૯૦ ॥

## ॥ શ્રી દશવૈકાલિક સૂત્રનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમા નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજે શ્રી સિદ્ધ ભગવતોને નમસ્કારાત્મક મગલ ( મગલાચરણ ) કરીને આ શ્રી દશવૈકાલિક સૂત્રની નિર્યુક્તિને રચ-

વાની પ્રતિજ્ઞા કરી છે. પછી મંગલ શબ્દના નિક્ષેપા કહીને આ સૂત્રનો શ્રુત જ્ઞાનમાં અંતર્ભાવ કરવા સૂચના કરી છે. પછી ક્રમસર નિક્ષેપ શબ્દના પર્યાયવાચક શબ્દો, અને દશ, કાલ, દ્રુત, સ્કંધ, અધ્યયન ને ઉદ્દેશ, આ ૬ શબ્દોના નિક્ષેપા, તથા 'એકેક' શબ્દના તેમજ 'દશક' શબ્દના નિક્ષેપા વગેરે બીના સ્પષ્ટ સમજાવીને સંસારી જીવની બાહ્ય વગેરે દશ દશાઓ, અને કાલપદના નિક્ષેપા, તથા વૈકાલિક શબ્દનો અર્થ, તેમજ આ શ્રી દશવૈકાલિક સૂત્રના ઉદ્ધારાદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે. અહીં (૧) યેન (જેણે) (૨) યં (જેને ઉદ્દેશીને) (૩) યત્ (જેનો ઉદ્ધાર કર્યો) વગેરે પાંચ દ્વારોની બીના સ્પષ્ટ સમજાવતાં કહ્યું છે કે—આ શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરનાર શ્રી શય્યંભવસૂરિ મહારાજ સંસારિપણામાં બ્રાહ્મણ હતા. મુનિવરોના "अहो कष्टं अहो कष्टं तत्त्वं न ज्ञायते परं" એટલે અમને આશ્ચર્ય લાગે છે કે તમે કેવલ કષ્ટરૂપ જ આ યજ્ઞ વગેરે કરો છો, પણ ખરૂં તત્ત્વ શું છે? તે તમે સમજ્યા નથી. આવા વચનો સાંભળીને તત્ત્વને જાણવાની તીવ્ર ઉત્કંઠાવાળા શ્રી શય્યંભવ બ્રાહ્મણ પોતાના ગુરૂએ બતાવેલ શ્રી જિનેશ્વર પ્રભુની પ્રતિમા જોઈને પ્રતિબોધ પામ્યા. તેમણે શ્રી પ્રભવ સ્વામીજીની પાસે જૈન દીક્ષા લીધી. ગુરૂમહારાજે અનુક્રમે જ્ઞાનવિનયાદિ ગુણોના ભંડાર એવા તેમને આચાર્ય પદવી દઈને પોતાના પટ્ટધર બનાવ્યા. આ શ્રી શય્યંભવસૂરિએ પોતાના પૂર્વાવસ્થાના પુત્ર મનક મુનિને દીક્ષા આપી. જ્ઞાનથી તેનું ૬ માસનું આયુષ્ય જાણીને તેટલા વખતમાં પણ તેને આરાધક બનાવવાની શુભ ભાવનાથી પૂર્વોમાંથી ઉદ્ધરીને આ શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરી. બીજા ગ્રંથોમાં કહ્યું છે કે—દ્વાદશાંગી ગણિપિટકમાંથી ઉદ્ધરીને આ શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરી. (૧) આત્મપ્રવાદ, (૨) કર્મપ્રવાદ, (૩) સત્યપ્રવાદ, ને (૪) પ્રત્યાખ્યાનપ્રવાદમાંથી દશ અધ્યયનોનો ઉદ્ધાર કર્યો, એમ આની નિર્યુક્તિમાં જણાવતાં શ્રી શય્યંભવસૂરિજીનું જીવન વિસ્તારથી વર્ણવ્યું છે. ઐતિહાસિક ગ્રંથોમાં તેમનો વી૦ નિ૦ સં૦ ૩૬ માં જન્મ અને વી૦ નિ૦ સં૦ ૯૮ માં ૬૨ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસ જણાવ્યો છે. આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને આ સૂત્રના દશે અધ્યયનોમાં અને બંને ચૂલિકામાં કહેવાની હકીકત ટૂંકામાં જણાવી છે. આ રીતે પિંડાર્થ (સંપૂર્ણ સૂત્રની ટૂંક બીના) કહીને દરેક અધ્યયનની હકીકત જણાવવાની શરૂઆત કરતાં, પહેલા અધ્યયનમાં ચાર દ્વારની બીના કહીને શ્રી જિનધર્મની પ્રશંસા કરી છે. પછી અધ્યયન શબ્દમાં નામાધ્યયનાદિનું અને અધ્યયન, અક્ષીણ, આય-ક્ષપણાદિનું સ્વરૂપ, તથા દ્રુમના અને પુષ્પ (ફૂલ) ના ૪ નિક્ષેપા, તથા ૧૪ પર્યાયવાચક શબ્દોની હકીકત જણાવતાં 'રત્નવાણિયાનું' દૃષ્ટાંત કહ્યું છે. પછી અનુક્રમે દેવોને પણ નમસ્કાર કરવા લાયક ધર્મનું સ્વરૂપ ને ઉદ્દેશાદિનું સ્વરૂપ તથા વ્યાખ્યાનું લક્ષણ તેમજ પૃચ્છા વગેરેની બીના જણાવીને ધર્મ શબ્દના ૪ ભાંગા, તેમજ સંયમના ૧૭ ભેદો વિસ્તારથી સમજાવ્યા છે. પછી ક્રમસર તપના બાર ભેદોનું સ્વરૂપ અને કલ્પિત ઉદાહરણના તથા ચરિત (બનેલ) ઉદાહરણના તેમજ હેતુના ચાર ચાર ભેદો કહીને દૃષ્ટાંતના પર્યાયવાચક પાંચ શબ્દો, અને દ્રવ્યાદિ ભેદે અપાય વગેરેનું દૃષ્ટાંતો સાથે

વર્ણન, તથા ઉપાયના ચાર ભેદોનું વર્ણન કરતા અભયકુમારે વૃદ્ધ કુમારીની કથા, તેમજ જીવનું અપેક્ષાએ નિત્યપણું ને અનિત્યપણું વગેરે બીના વિસ્તારથી વર્ણવી છે પછી અનુક્રમે આત્માની સિદ્ધિ ( સાબીતી ), અને અનુમાન પ્રમાણથી ધર્મને સાબીત કરવાના પ્રસંગે (૧) પ્રતિજ્ઞા, (૨) હેતુ, (૩) દૃષ્ટાંત, (૪) ઉપનય, (૫) નિગમન આ ( અનુમાનના ) પાંચ અવયવોનું સ્વરૂપ, તથા પ્રતિજ્ઞા વિશુદ્ધિ, હેતુ વિશુદ્ધિ અને દૃષ્ટાંત વિશુદ્ધિ-આ ત્રણ વિશુદ્ધિનું સ્વરૂપ, તેમજ ભમરાના દૃષ્ટાંતે ગોચરી, મુનિની અનિયત વૃત્તિ, અને એષણા વગેરે પદાર્થોની બીના વિસ્તારથી સમજાવી છે પછી એષણાના ત્રણ ભેદોની બીના અને નાનાપિંડ શબ્દનું રહસ્ય, તથા એષણાદિમાં ઉપયોગ પૂર્વક પ્રવૃત્તિ કરનાર શ્રમણોનું સ્વરૂપ, તેમજ ભમરા વગેરેના દૃષ્ટાંતની મુનિ વગેરેમાં ઘટના ( ઘટાવવું ) વગેરે હકીકતો કહીને જણાવ્યું છે કે-મુનિવરો પાંચ સમિતિને પાલે છે, અને જેમાં દયાદિ ગુણો રહેલા છે તે શ્રી જિન ધર્મ ઉત્કૃષ્ટ મંગલ રૂપ છે અન્ય ધર્મીઓ યતના ( જયણા ) નું સ્વરૂપ સમજતા નથી, તેમજ ઉદ્ગમાદિ દોષવાળા ભોજનને વાપરનારા મુનિવરો ત્રણ ગુપ્તિને પાળી શકતા નથી, વળી ઇંદ્રિયોને દમન કરનારા ગુણવંત મુનિઓ જ ધર્મના ખરા સાધક કહેવાય છે આ તમામ બીના સ્પષ્ટ સમજાવતા ઉપનય વિશુદ્ધિનું, ને નિગમન વિશુદ્ધિનું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે તેમજ છેવટે જ્ઞાન નયની ને ક્રિયા નયની ચર્ચા કહીને જણાવ્યું છે કે-જ્ઞાન ક્રિયાથી મોક્ષના સુખ મળે છે

॥ પહેલા દ્રુમપુષ્પિકાધ્યયનનો ટૂંકો પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૨ બીજા શ્રામણ્યપૂર્વિકાધ્યયનનો ટૂંક પરિચય ॥

પ્રબલ પુણ્યોદયે હૃદયની સાચી બાદશાહીથી ભરેલા અને પરમ શાંતિનું અસાધારણ સાધન એવા શ્રમણ ધર્મને પામેલા મુનિવરોએ શ્રામણ્ય એટલે સાધુ ધર્મની શ્રેષ્ઠતાને અને પરમ દુર્લભતાને લક્ષ્યમાં રાખીને જ સદ્‌વિચારો કરવા જોઈયે, ખાસ કારણે નિર્દોષ ભાષા બોલવી જોઇયે અને નિર્દોષ કાયિક પ્રવૃત્તિઓ કરવી જોઇએ આ મુદ્દાઓ અહીં વિસ્તારથી સમજાવ્યા છે તેથી આ બીજું અધ્યયન 'શ્રામણ્યપૂર્વિકાધ્યયન' આવા યથાર્થ નામે ઓળખાય છે અહીં શરૂઆતમાં શ્રમણ શબ્દના ૪ નિક્ષેપાની અને પૂર્વ શબ્દના ૧૩ નિક્ષેપાની બીના, તથા ઉરગ ( સર્પ ) વગેરે ૧૨ ઉપમાઓના આધારભૂત શ્રમણનું સ્વરૂપ, તેમજ શ્રમણ વગેરે શબ્દોના પર્યાયવાચક શબ્દોની બીના વગેરે પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવીને કહ્યું છે કે-જે જીવો શબ્દાદિ કામ ભોગોમાં આસક્તિ ધારણ કરે છે, તેઓ જરૂર સંકલ્પને ( આર્ત ધ્યાનાદિને ) વશ થાય છે આ બીના સ્પષ્ટ સમજાવીને કામ શબ્દમાં નિક્ષેપાના વિચારો ઘટાવતા દ્રવ્ય કામનું ને ભાવ કામનું પણ વર્ણન કર્યું છે પછી પદ શબ્દમાં ૪ નિક્ષેપા ઘટાવીને દ્રવ્ય પદનું ને ભાવ પદનું સ્વરૂપ કહેતાં ક્ષુલ્લક મુનિનું દૃષ્ટાંત જણાવ્યું છે આ પ્રસંગે ગદ્ય પદ્ય ગેયાદિનું ને ૧૮ હજાર શીલાંગ રથનું સ્વરૂપ, અને રથનેમિના દૃષ્ટાંતે

સ્વચ્છંદી સાધુઓનું અત્યાગીપણું, તથા સ્વાધીન ભોગોને તજનારાનું સાચું ત્યાગીપણું, વગેરે બીના સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે–જે સ્ત્રી વગેરે ભોગ સામગ્રી તે મારી નથી ને હું તેનો નથી. આવી શુભ ભાવના રાગને દૂર કરવાનું પરમ સાધન છે. આ બીના દાસી વગેરેના દૃષ્ટાંતોથી સ્પષ્ટ સમજાવી છે. મુનિ વમેલા (તજેલા) ભોગોની ઈચ્છા કરે જ નહિ. મરવું એ વધારે સારૂં, પણ વમેલા ભોગોની ઈચ્છા કરવી એ વ્યાજબી નથી આ પ્રસંગે રાજીમતી સાધ્વીએ રથનેમિને આપેલ ઉપદેશ વચનો અને નૂપુર પંડિતાનું દૃષ્ટાંત વગેરે બીના વિસ્તારથી જણાવી છે.

## ॥ હિત શિક્ષા ॥

આંખથી શ્રી જિનેશ્વરદેવને અને શ્રી ગણધરાદિ મહાપુરૂષોને જોવાથી તેમના સદ્ગુણો યાદ આવે છે. તેથી દર્શન કરનાર ભવ્ય જીવો તે મહાપુરૂષોએ આરાધેલા સન્માર્ગે પોતાના આત્માને જોડીને આત્મહિત જરૂર સાધે છે. અને રાગના પ્રબલ સાધનભૂત સ્ત્રી આદિના રૂપને રાગદૃષ્ટિથી જોતાં મનમાં ભોગતૃષ્ણા વધતી જાય છે, અનુક્રમે મન અસ્થિર બનતાં મોક્ષમાર્ગના સાધક આત્માઓ પોતાની સાધના ચૂકી જાય છે. આવા પ્રસંગે ઉત્તમ પુરૂષોના વચનો યાદ આવે કે કોઈ દયાલુ પુરૂષ તેવા આત્માને શાંતિથી પ્રેમ ભરેલા હિતકારી વચનો સંભળાવે, તો તે સાવચેત બનેલા આસન્નસિદ્ધિક આત્માઓ પોતાની ભૂલ સમજે છે, ભૂલ કબૂલ કરીને પશ્ચાત્તાપ કરી પ્રાયશ્ચિત્તાદિ સાધનોને સેવીને જરૂર આત્મ શુદ્ધિ કરીને પરમ ઉલ્લાસથી ને બહુ જ કાળજીથી મોક્ષ માર્ગની સાત્ત્વિકી આરાધના કરે છે, પરિણામે મુક્તિના અવ્યાબાધ સુખ પણ પામે છે. આ બીજા અધ્યયનમાં આ હકીકતને પ્રભુ શ્રી નેમિનાથના નાના ભાઈ રથનેમિ મુનિનું દૃષ્ટાંત આપીને સમજાવનારા શ્રી શય્યંભવસૂરિ મહારાજે તમામ મુનિવરોને હિતશિક્ષા ફરમાવી છે કે-હે મુનિવરો ! તમે જો પલે પલે સાવચેત રહીને સારા નિમિત્તોને સેવશો, તો જ સંયમ જીવનના અંતિમ સાધ્યને (મોક્ષને) પામશો. દ્રવ્યચારિત્ર ભાવચારિત્રને ટકાવે છે, પણ મોક્ષ માર્ગની આરાધનામાં તો ભાવચારિત્રની જ મુખ્યતા છે. તેને મલિન કરનારા નિમિત્તોથી જરૂર અલગ રહેજો. ને સારા નિમિત્તોની સેવના કરીને ભવ સમુદ્રને તરી જજો.

**॥ શ્રી શ્રામણ્યપૂર્વિક અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

---

## ॥ ૩ ॥ શ્રી ક્ષુલ્લિકાચાર કથા નામના ત્રીજા અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ક્ષુલ્લક પદના નિક્ષેપા કહીને આચાર પદના નિક્ષેપા જણાવતાં જ્ઞાનાચારાદિ ભાવાચારોનું સ્વરૂપ સુલસા, શ્રેણિક રાજા, વજસ્વામી, વગેરેના દૃષ્ટાંતો આપીને વિસ્તારથી સમજાવ્યું છે. પછી અનુક્રમે અર્થકથા, કામકથા, ધર્મકથા ને મિશ્રકથાનું સ્વરૂપ સાર્થવાહની પુત્રી વગેરેના દૃષ્ટાંતો આપીને વિસ્તારથી સમજાવ્યું છે. પછી આક્ષેપિણીકથા, વિક્ષેપિણીકથા, સંવેજિનીકથા, અને નિર્વેદિની કથાનું તથા સ્ત્રીકથા વગેરે ૯ કથાઓનું

સ્વરૂપ કહેતા સવેગનુ ને નિર્વેદનુ પણ વર્ણન કરીને સાધુના કર્ત્તવ્યો અને અકર્ત્તવ્યો તથા કથા કરવાની રીતિ, તેમજ સાધુને અનાચીર્ણ ( નહિ આચરવા લાયક ) ૫૨ (બાવન) પદાર્થો વગેરેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે અને સાધુનુ યથાર્થ સ્વરૂપ જણાવતા કહ્યુ છે કે-જેઓ આશ્રવાદિને તજે, ને આતાપનાદિ કરે, તથા પરીષહાદિને સહીને તપશ્ચર્યાદિ વડે મોક્ષમાર્ગને સાધે તે મુનિવરો કર્મોને દૂર કરી સિદ્ધિ પદને પામે છે

---

## ।। ૪ ચોથા ષડ્જીવનિકા નામના અધ્યયનનો ટૂક પરિચય ।।

અહી શરૂઆતમા નિર્યુક્તિકારે કહ્યુ છે કે–આ ચોથા અધ્યયનમા જીવની અને અજીવની હકીકત તથા ચારિત્ર ધર્મનુ સ્વરૂપ જણાવતા યતનાને પાલવાનો ઉપદેશ આપીને અને ધર્મનું ફલ જણાવીશ આ રીતે કહેવાની પ્રતિજ્ઞા કરીને નિક્ષેપાનુ સ્વરૂપ જણાવવાના પ્રસગે '૧' અને '૬' સખ્યાવાચક શબ્દોમા નિક્ષેપાના વિચારો કહીને જીવની પરીક્ષા કરવાના સાધનભૂત ( તેના ) લક્ષણ, અસ્તિત્વ ( હયાતિ ) શરીરાદિથી જૂદાઇ, અમૂર્ત્તપણુ, નિત્યપણુ, કર્ત્તાપણુ, શરીરમા ફેલાઈને તેનું ( જીવનુ ) રહેવાપણુ, ગુણીપણુ, ઉચે જવાપણુ વગેરે ( જીવના ) ધર્મોની ખીના સ્પષ્ટ સમજાવી છે પછી જીવ શબ્દના નિક્ષેપા, અને સૂક્ષ્મ બાદર પર્યાપ્તાદિ જીવોનુ સ્વરૂપ તથા લક્ષણના પર્યાયવાચક શબ્દો, તેમજ જીવના ઉપયોગ વગેરે લક્ષણો વગેરે પદાર્થોની હકીકત વિસ્તારથી સમજાવીને કહ્યું છે કે–જીવની સત્તાને લઇનેજ દાનાદિ સત્ક્રિયાઓની સાધના ઘટી શકે છે આ જીવને કરવત આદિથી છેદી શકાય નહિ, તે શરીરથી અલગ છે આ ખીના વિસ્તારથી કહીને સસારના ત્રણ ભેદો અને આપ્ત વચનાદિ પ્રમાણોથી જીવની સિદ્ધિ, તથા તેના અમૂર્ત્તપણુ વગેર ધર્મોનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી જીવને એકાત નિત્ય માનવામા જણાતા દોષોની ખીના, અને તેના ( જીવના ) કર્તૃત્વ ( કર્માદિના કરનારપણું ) વગેરે દ્વારોનુ વર્ણન, તથા કાપોતીનુ દષ્ટાત કહેવા પૂર્વક કાય શબ્દના નિક્ષેપા જણાવીને કહ્યુ છે કે–અહી ચાલુ પ્રસગે નિકાય અને કાયશબ્દની જરૂરિયાત છે પછી અનુક્રમે પૃથ્વીકાયાદિ ૬ જીવનિકાયનુ સ્વરૂપ અને દ્રવ્યશસ્ત્રાદિનુ તથા સ્વકાય શસ્ત્રાદિનુ સ્વરૂપ જણાવતા કહ્યુ છે કે–જે શસ્ત્ર, અગ્નિ, ઝેર વગેરે અને સ્વકાય શસ્ત્ર વગેરે તે દ્રવ્ય શસ્ત્ર કહેવાય, ને જે અસયમ તેમજ વિરૂદ્ધ વિચાર વગેરે તે ભાવ શસ્ત્ર કહેવાય આ ખીના સ્પષ્ટ સમજાવીને વનસ્પતિકાયના વર્ણનમા ઝાડના મૂલ ( મૂલિયા ) અને પ્રથમપત્ર ( મૂળિયાનો ભાગ થયા બાદ જે પહેલુ પાદડુ ઊગે તે ) નો બનાવનાર એકજ જીવ છે એટલે તે બનેનો કર્ત્તા ( બનાવનાર ) એકજ જીવ છે, પણ મૂલનો જીવ જૂદો નથી ને પ્રથમ પત્રનો જીવ પણ તેનાથી જૂદો નથી આ ખીના સ્પષ્ટ સમજાવીને વિધ્વસ્ત યોનિનુ સ્વરૂપ ને અવિધ્વસ્ત યોનિનુ સ્વરૂપ તથા મૂલ ( ઝાડના મૂળિયા ) ના જીવે બનાવેલા પ્રથમ પત્રાદિની ખીના વિસ્તારથી વર્ણવી છે પછી ક્રમવાર અધ્યયનના પાચ અર્થો, સૂક્ષ્મ પુદ્ગલ ને નોપુદ્ગલાદિનુ સ્વરૂપ, તથા ૬ જીવનિકાયના

દંડને ( આરંભાદિને ) તજવાની બીના કહીને પાંચ મહાવ્રતોનો અધિકાર ( વર્ણન ) શરૂ કર્યો છે. અહીં પહેલા મહાવ્રતના વર્ણનમાં સંપૂર્ણ હિંસાને તજવાની બીના જણાવતાં પટાદિના દૃષ્ટાંતે ઉપસ્થાપનાનું ને સૂક્ષ્મ બાદર, ત્રસ, સ્થાવર જીવોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. પછી બીજા મહાવ્રતના વર્ણનમાં અસત્યના સદ્ભાવ પ્રતિષેધ વગેરે ચાર ભાંગાની હકીકત કહીને સર્વથા અસત્યને તજવાનું કહ્યું છે. પછી ત્રીજા મહાવ્રતના વર્ણનમાં સર્વથા અદત્તાદાનવિરતિની બીના કહી છે અને ચોથા પાંચમા મહાવ્રતના વર્ણનમાં ક્રમસર સર્વથા મૈથુન વિરતિની હકીકત તથા સર્વથા પરિગ્રહની વિરતિ કરવાની આજ્ઞા ફરમાવી છે. ત્યાર બાદ અનુક્રમે રાત્રિભોજન વિરમણ વ્રતના વર્ણનમાં ચાર ભાંગાની બીના અને સર્વ વ્રતોના ૪૭ ભાંગાની બીના, તથા તેને સ્વીકારવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે. પછી પૃથ્વીકાયાદિ ૬ કાયની રક્ષાને સૂચવનારા આલાવાના અર્થ, અયતનાથી પ્રવૃત્તિ કરનારા જીવોને થતા કડવા ફલો, તથા જયણાથી ગમન આગમન વગેરે કરવાની આજ્ઞા, તેમજ યતના પાળવાનાં શુભ ફલો વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે જીવના ને અજીવના સ્વરૂપને જાણવાના ફલોનું વર્ણન કરતાં સંયમથી માંડીને છેવટે સિદ્ધિના સુખની પ્રાપ્તિ સુધીની બીના સ્પષ્ટ સમજાવીને કયા મુનિવરો સુગતિને પામે ? ને કયા મુનિઓ દુર્ગતિને પામે ? તથા છેલ્લી અવસ્થાએ પણ સંયમને સાધનારા જીવો કઈ ગતિને પામે ? આ પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા કરીને અંતે મુનિઓને શ્રમણ ધર્મની આરાધના કરવાનો આબાદ ઉપદેશ આપ્યો છે.

**॥ શ્રી ષડ્જીવનિકાય અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

---

**॥ ૫ પાંચમા શ્રી પિંડૈષણા નામના અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥**

અહીં શરૂઆતમાં પિંડ શબ્દના અને એષણા શબ્દના નિક્ષેપાની બીના કહીને દ્રવ્ય-પિંડનું ને ભાવ પિંડનું સ્વરૂપ જણાવ્યું છે. ગોળ ભાત વગેરે દ્રવ્યપિંડ કહેવાય ને ક્રોધ વગેરે ભાવ પિંડ કહેવાય. આ બીના સ્પષ્ટ સમજાવીને અનુક્રમે દ્રવ્યૈષણાનું ને ભાવૈષણાનું તથા નવ કોટીનું સ્વરૂપ વિસ્તારથી જણાવીને કહ્યું છે કે–સાધુ સાધ્વીઓ જ્યારે ભિક્ષા લેવા જવાનો ટાઇમ થાય, ત્યારે વ્યાક્ષેપ વગેરેનો ત્યાગ કરીને શાંત ચિત્તે ઈર્યા સમિતિ સાચવીને ગૃહસ્થના ઘેર ગોચરી લેવા નિમિત્તે જાય, અને વેશ્યાના મહોલ્લામાં કે જ્યાં દુરાચારી અધર્મી જીવો રહેતા હોય, તેવા અનાયતનમાં ગોચરી માટે જાય નહિ. તથા વચમાં કુતરા વગેરે પશુઓ બેઠાં હોય, તો તેમને ઉલ્લંઘીને ( કૂદીને ) જવું નહિ, તેમજ ગોચરી જતાં બહુ ઉતાવળથી ચાલવું વગેરે દોષો સેવવા નહિ, આ તમામ હકીકત સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે–મુનિએ ગૃહસ્થના ઘરે યોગ્ય સ્થાને ( અનુન્નત=બહુ ઉંચા નહિ, વગેરે ગુણોવાળા સ્થાને ) ઉભા રહીને નિર્દોષ ગોચરી વ્હોરવી જોઇએ, તે વખતે ઉપર કે આડી અવળી નજર કરાય નહિ. પ્રભુએ જેમના ઘેરથી ગોચરી વ્હોરવાનો નિષેધ કર્યો છે, તેવા નિષિદ્ધ ઘરોમાં

ગોચરી લેવા જવુ નહિ, તથા ગૃહસ્થના ઘરનુ બારણુ બંધ હોય, તો મુનિ પોતે ઉઘાડે નહિ તેમજ ઠલ્લા માત્રાની બાધાને દૂર કરીનેજ મુનિએ ગોચરી જવુ જોઈએ કદાચ ઉપાશ્રયથી નીકળ્યા બાદ રસ્તામા લઘુનીતિ ( પેશાબ, માત્રા ) નુ કે વડી નીતિ ( ઠલ્લા )નુ કારણ જણાય તો લાયક ગૃહસ્થને તે બીના જણાવી તેણે કહેલા નિર્દોષ સ્થાને મુનિ ધર્મની મર્યાદા બરોબર સાચવીનેજ ઠલ્લા માત્રાની બાધા દૂર કરે, પણ તેવી બાધાને ( વેગને ) રોકે નહિ આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે જે ઘરનુ દ્વાર ( બારણું ) બહુજ નીચુ હોય, જ્યા ચાલવાના માર્ગે ફૂલ, અનાજના દાણા, સચિત્ત માટી, જલ વગેરે સચિત્ત પદાર્થો વેરાયલા હોય કે પથરાએલા હોય, ત્યા મુનિએ ગોચરી નિમિત્તે જવુ નહી વચમા બેઠેલા બકરા વગેરેને ઉલ્લંઘીને ગોચરી જવુ નહિ, પણ બીજા માર્ગે જવુ ગોચરી વ્હોરતા જ્યા ગૃહસ્થનો પરિવાર સ્નાનાદિ ક્રિયા કરતો હોય તે તરફ જોવુ નહિ જે અકલ્પ્ય હોય, ભૂમીપર વેરાયુ હોય, જીવહિંસા કરતા શ્રાવિકાદિ વ્હોરાવે તે ગોચરી વ્હોરાય નહી તથા સચિત્ત પદાર્થોની ઉપર વ્હોરાવવા લાયક પદાર્થો મૂકયા હોય અથવા તેવા પદાર્થોની ઉપર સચિત્ત પદાર્થો મૂકયા હોય, તો તેવી ગોચરી ખપે નહિ તેમજ સચિત્ત પાણીમા થઈને કે ડહોળીને વ્હોરાવે, તો તેવી ગોચરી ખપે નહી, વળી મુનિને વ્હોરાવતા પહેલા તેમના નિમિત્તેજ સચિત્ત જલાદિનો આરંભ કરી સાફ કરી રાખેલા કડછી વગેરેથી વ્હોરાવાતી ગોચરી ખપે નહી આ તમામ બીનાઓ વિસ્તારથી સમજાવીને જણાવ્યું છે કે-શ્રાવકાદિના હાથ વગેરે સચિત્ત જલથી ભીના થયા હોય, તો મુનિએ તેના હાથે ગોચરી વ્હોરવી નહી જે સ્ત્રી ગર્ભવતી હોય, બાલકને ધવરાવતી હોય, તેના હાથે મુનિએ ગોચરી લેવી નહી તથા ભીખારી વગેરેને દેવા માટે તૈયાર રાખેલા પદાર્થો મુનિને ખપે નહી તેમજ ઔદ્દેશિકાદિ દોષવાળા પદાર્થો, વળી જેમા સચિત્ત ફૂલ વગેરે ભેળવ્યા હોય તેવા પદાર્થો મુનિએ વ્હોરાય નહી માળ ઉપર ચઢીને નીચે લાવેલા પદાર્થો, તથા ઘણા ઠળિયા કઠીન બીજ વગેરે જેમા હોય, તેમજ જેમા ખાવાનો ભાગ થોડો હોય ને ઘણો ભાગ ફેંકી દેવાતો હોય, તેવા શેલડી વગેરેની જેવા પદાર્થો મુનિએ વ્હોરાય નહી આ તમામ બીના વિસ્તારથી સમજાવી છે પછી મુનિને ખપે એવા પદાર્થોનુ સ્વરૂપ, અને ગોચરી વ્હોરીને ઉપાશ્રયે આવી ગુરૂની પાસે ગોચરી આલોવવાનો વિધિ, તથા તે પછી કરવા લાયક સ્વાધ્યાય, વિશ્રામણા, ગુરૂ વગેરેને આહારાદિ વાપરવા માટે નિમંત્રણા કરવાનો વિધિ, તે પછી ગુરૂની આજ્ઞા લઈને મુનિને ગોચરી વાપરવાનો વિધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે આ પ્રસંગે આહાર પાણી વાપરનાર મુનિને સૂચના કરી છે કે-ગોચરી વાપરતા અણગમતા આહારાદિની નિંદા કર્યા વગર મૌન પણે મુનિએ ગોચરી વાપરવી જોઈએ આ રીતે વર્તનારા મુધાદાયી મુધાજીવી મુનિવરો બહુજ વિરલા હોય છે તેવા પુણ્યશાલી આત્માઓ જરૂર સદ્ગતિને પામે છે અહી આ વાત પરિવ્રાજકનુ દૃષ્ટાંત આપીને સ્પષ્ટ સમજાવી છે

॥ દશવૈ૦ના પાચમા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂંક પરિચય પૂરો થયો ॥

॥ શ્રી દશવૈ૰ના પિંડૈષણાધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમા કહ્યું છે કે—૧ મુનિને પહેલી વાર જઈને લાવેલી ગોચરી વાપરતાં નિર્વાહ ન થાય તો તે ગુરૂની આજ્ઞા લઈને બીજી વાર ગોચરી લેવા જઈ શકે. ૨ મુનિએ ગોચરીના ટાઈમે ગોચરી વ્હોરવા જવું, પણ અકાલે ન જવું જોઈએ. કારણકે અકાલે ગોચરી જનાર મુનિ લોકમાં નિંદાપાત્ર બને છે. ૩ કદાચ ગોચરી ન મળે કે ઓછી મળે, તો મુનિએ શોક કરવો નહી. ૪ મુનિએ ગોચરી જતાં, વ્હોરતાં કે વાપરતાં વાત કરવી નહી, ને ગોચરી વ્હોરતાં બારણાંની ભુંગળ વગેરેને ટેકો દેવો નહી. બીજા મુનિઓ ગૃહસ્થના ઘેર ગોચરી વ્હોરતાં હોય, તો તેઓ વ્હોરીને બ્હાર નીકળે, તે પછી તે મુનિ (પાછળથી આવેલ મુનિ) ગોચરી વ્હોરે ૫ કોઇ ગૃહસ્થ–વનસ્પતિને તોડીને કે ચોળીને વ્હોરાવે, તો તે મુનિએ વ્હોરવી નહી, ને સચિત્ત કે મિશ્ર એવા તાંદળજા વગેરેનું શાક વગેરે પણ મુનિને ખપે નહિ. ૬ કોઈ ગૃહસ્થ મુનિને ગમતી ચીજ કદાચ ન વ્હોરાવે, તો મુનિએ તેની ઉપર ક્રોધ કરવો નહી ને દીનતા ધારણ કરવી નહી. ૭ જ્યારે ગૃહસ્થ મુનિને વંદન કરતો હોય, તે અવસરે મુનિએ જરૂરી પદાર્થની માંગણી કરવી નહિ. કોઈ મુનિને વાંદે ને કોઈ ન વાંદે, તે બંનેની ઉપર મુનિએ સમભાવ રાખવો જોઇએ. ૮ મુનિએ છતા બલવીર્યને ગોપવવું ન જોઈએ અને સારી ગોચરી મેળવવા માટે માયાશલ્યાદિ દોષો સેવવા નહી. આ તમામ બીના વિસ્તારથી સમજાવીને અંતે તપસ્વીના ગુણો અને શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરવાનું ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. અહીં બીજા ઉદ્દેશાનો તથા પાંચમા પિંડૈષણાધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થાય છે.

॥ શ્રી દશવૈકાલિકના પાંચમા અધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

॥ શ્રી પિંડ નિર્યુક્તિનો સંક્ષિપ્ત પરિચય ॥

શ્રી દશવૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનનીજ બીનાને વિસ્તારથી જણાવનારી આ શ્રી પિંડનિર્યુક્તિ છે. માટે તેનો પણ પરિચય ટૂંકામાં જણાવું છું—

આ શ્રી પિંડનિર્યુક્તિમાં (૧) પિંડનું સ્વરૂપ, (૨) ઉદ્દગમ દોષોની બીના, (૩) ઉત્પાદના દોષોની બીના (૪) એષણા દોષોનું વર્ણન, (૫) ગ્રાસૈષણા દોષોની હકીકત–આ પાંચ બાબતો અથવા ૮ બાબતો વિસ્તારથી વર્ણવી છે.

(૧) પિંડનું સંક્ષિપ્ત સ્વરૂપ—અહીં શરૂઆતમાં મંગલાચરણ કરીને આ શ્રી પિંડ નિર્યુક્તિમાં જણાવવાની આઠ બાબતો કહી છે, તે આ પ્રમાણે—(૧) પિંડનું વર્ણન, (૨) ઉદ્દગમ દોષોનું વર્ણન, (૩) ઉત્પાદના દોષોનું વર્ણન, (૪) એષણા દોષોની બીના, (૫) સંયોજનાનું સ્વરૂપ (૬) મુનિના આહારનું પ્રમાણ વગેરે. (૭) અંગાર દોષના કારણો, (૮) ધૂમ દોષના કારણો. આ રીતે અહીં કહેવા લાયક પાંચ મુદ્દાઓ અથવા આઠ બાબતો જણાવીને ક્રમસર પિંડ શબ્દના

પર્યાય વાચક શબ્દો અને પિડ શબ્દના નિક્ષેપા, તથા નામના ત્રણ ભેદો તેમજ તે ત્રણે ભેદોનુ સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે પછી સદ્ભાવ સ્થાપનાનુ ને અસદ્ભાવ સ્થાપનાનુ સ્વરૂપ, તથા નિશ્ચય નયના મતે અને વ્યવહાર નયના મતે પૃથ્વીકાયાદિનુ સચિત્તપણુ, મિશ્રપણુ ને અચિત્તપણુ જણાવતા કયા કારણોથી પૃથ્વી વગેરે અચિત્ત બને? અને કયા કયા સ્થલના પૃથ્વી વગેરે કેટલા ટાઇમ સુધી મિશ્ર કહેવાય? તથા તે પૃથ્વીકાય વગેરે ૯ ભેદોનો ઉપયોગ કેવા કેવા પ્રકારે થાય છે? આ બધી હકીકત વિસ્તારથી સમજાવી કે તેમા મુનિને વસ્ત્રોના કાપ ( વસ્ત્ર ધોવા )નો કાલ, વિશ્રામણાનો વિધિ, વસ્ત્રોને ધોયા પછી સૂકવવાનો વિધિ, મુર્મુરાદિના અગ્નિનુ મિશ્રપણુ, પૂર્વાદિ દિશાના વાયુનુ વ્યવહારથી અચિત્તપણુ, નિશ્ચયનયે અનન્તકાય વનસ્પતિનુ સચિત્તપણુ, સયમાદિ પ્રશસ્ત ભાવ પિંડનુ ને અસયમાદિ અપ્રશસ્ત ભાવ પિંડનુ સ્વરૂપ, અનુક્રમે તે દરેકનુ મુક્તિ વગેરેમા કારણપણુ વગેરે બીના સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે—મોક્ષના કારણ દર્શન જ્ઞાન ચારિત્ર છે, તે ત્રણેની આરાધના કરવામા આહાર મદદગાર છે માટે અહી પહેલા પિડના સ્વરૂપને જાણવુ જોઇએ

૨—ઉદ્‌ગમ દોષોના વર્ણનમા પહેલા ' એષણા ' શબ્દના પર્યાયવાચક શબ્દો, અને એષણાના તથા ગવેષણાના નિક્ષેપા, તેમજ ઉદ્‌ગમ શબ્દના પર્યાયવાચક શબ્દો અને ૪ નિક્ષેપા વગેરે બીના સ્પષ્ટ જણાવવાના યોગ્ય પ્રસગે હરણ હાથી વિગેરેના દૃષ્ટાતો પણ કહ્યા છે ૧૬ ઉદ્‌ગમ દોષોને જાણીને તે સર્વ દોષોથી રહિત આહારાદિથી સયમ જીવનને દીપાવનારા મુનિવરો જરૂર નિર્મલ ચારિત્રની સાત્ત્વિકી આરાધના કરીને સિદ્ધિ પદને પામે છે "જેવો આહાર ( ખાનુ તે ), તેવો ઓડકાર ( આવે )," અને "જેવુ અન્ન ખાય તેવી મતિ થાય, અને જેવી મતિ થાય તેવી ગતિ મળે ' આ કહેવત પ્રમાણે નિર્દોષ આહાર કરતા ભાવના પણ નિર્મલ જ થાય છે, ને તેને અનુસારે નિર્મલ આરાધના કરતા જરૂર મુક્તિના અવ્યાબાધ સુખ મળે છે ટૂકમા એ હિતશિક્ષા યાદ રાખવી કે ઉદ્‌ગમ શુદ્ધિને આધીન ચારિત્ર શુદ્ધિ છે ને ચારિત્ર શુદ્ધિને આધીન જ સિદ્ધિપદની પ્રાપ્તિ છે આજ મુદ્દાથી શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે અહી મુનિને વ્હોરાવનાર ગૃહસ્થાદિના નિમિત્તે થતા આધાકર્મ વગેરે ૧૬ દોષોનુ વર્ણન બહુજ વિસ્તારની કરતા આધાકર્મ શબ્દના નામ વગેરે ૮ દ્વારોનુ સ્વરૂપ જણાવીને આધાકર્મ દોષની હકીકત સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે આધાકર્મિક શબ્દના પર્યાયવાચક શબ્દો જણાવતા યોગ્ય પ્રસગે સયમ શ્રેણિનુ સ્વરૂપ અને આધાકર્મિક આહાર લેવાનુ અનિષ્ટ ફલ ( દુર્ગતિ ), તથા ક્રિયાથી થતી ચારિત્રની હાનિ તેમજ આત્માને ઘના ગેરલાભ વગેરે હકીકતો પણ સ્પષ્ટ જણાવી છે પછી ક્રમસર ચોર વગેરેના દૃષ્ટાતોથી પ્રતિસેવનાનુ સ્વરૂપ અને સાધર્મિક સ્વરૂપને જણાવનાર નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાલ પ્રવચન લિંગ દર્શન (૩) જ્ઞાન (૫) ચારિત્ર (૫–૩) અભિગ્રહ (૪) અને ભાવના (૧૨) રૂપ બાર દ્વારોનુ વર્ણન, તથા સ્વપક્ષ પર પક્ષનુ સ્વરૂપ, તેમજ નૂપુર પડિતાનુ દૃષ્ટાત જણાવવા પૂર્વક અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચારનુ સ્વરૂપ વગેરે

અને તેમને સંયમ ધર્મની આરાધનામાં ને આવશ્યક યોગોની સાધનામાં હાનિ ન પહોંચે એટલે હરકત ન આવે, આ ભાવનાથી મુનિવરો હિત મિત આહારને વાપરે છે. તથા સૂત્રમાં જણાવેલી વિધિ પ્રમાણે ચાલતાં કદાચ વિરાધના થાય, તો તેનું ફલ કર્મ નિર્જરા છે. આ રીતે પિંડના ૪૭ દોષોની હકીકત વિસ્તારથી જણાવી છે. તેને સમજીને મુનિવરો નિર્દોષ આહારાદિથી ધર્મસાધન દેહને નભાવી પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગને આરાધી મુક્તિના અવ્યાબાધ સુખ જરૂર પામે છે.

॥ શ્રી પિંડનિર્યુક્તિનો ટૂંક પરિચય પૂરો થયો ॥

---

## ॥ ૬ શ્રીદશવૈકાલિકના છઠ્ઠા મહાચાર કથા નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં આચાર શબ્દના નિક્ષેપા વગેરેની બીના ટૂંકામાં કહીને જણાવ્યું છે કે-રાજા વગેરે આચાર્યને પૂછે છે કે આપના આચાર (મૂલ ગુણો) અને ગોચર કેવાં છે તે કૃપા કરીને જણાવો? આ પ્રશ્નના જવાબમાં શ્રી આચાર્ય મહારાજ (૧ થી ૬) પાંચ મહાવ્રતની આરાધના, રાત્રિ ભોજનનો ત્યાગ (૭ થી ૧૨) ૬ જીવનિકાયની રક્ષા (૧૩) અકલ્પ્ય (દૂષિત) આહાર પાણી લેવાં નહી, (૧૪) ગૃહસ્થના ભાજનમાં ખવાય નહી, (૧૫) તેના પલંગ પર બેસવું નહી, (૧૬) તેની બેઠક (ગાદી તકીયા ખૂરસી વગેરે વપરાય નહી, (૧૭) સ્નાન કરાય નહી, (૧૮) શરીરની શોભાનો ત્યાગ કરવો. આ રીતે ૧૮ પ્રકારે મુનિધર્મ અને શ્રાવકધર્મ વિસ્તારથી સમજાવે છે. યોગ્ય પ્રસંગે અણુવ્રતાદિનું અને ક્ષમા વગેરે દશ પ્રકારના શ્રમણ ધર્મનું સ્વરૂપ જણાવીને અર્થ શબ્દના નિક્ષેપાનું વર્ણન કરતાં ધાન્ય રત્ન સ્થાવર દ્વિપદ ચતુષ્પદ કુપ્યના ભેદ, સ્વરૂપ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી ત્યાગ કરવા લાયક કામના ભેદ અને સ્વરૂપ વગેરેનું વર્ણન કરીને મુનિના પાંચ મહાવ્રત અને રાત્રિભોજનના ત્યાગરૂપ વ્રત વગેરે ૧૮ સ્થાનકોનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે (૧) મુનિવરો તમામ જીવોને જીવવું ગમે છે એમ સમજીને સર્વથા જીવ હિંસા કરતા નથી કરાવતા નથી, જીવને હિંસા કરનારની અનુમોદના પણ કરતા નથી. (૨) જૂઠું બોલે તેનો કોઈ વિશ્વાસ કરતું નથી, એમ સમજીને મુનિઓ પોતાને માટે કે બીજાને માટે લગાર પણ જુઠું બોલતા નથી. (૩) દાંત ખોતરવાની સળી જેવી ચીજ પણ માલીકની રજા સિવાય લેતા નથી. (૪) તથા ભયંકર અધર્મના કારણભૂત મૈથુનને મનથી પણ સેવતા નથી. ત્રિવિધે ત્રિવિધે તેનો ત્યાગ કરી નિર્મલ બ્રહ્મચર્યને પાળે છે. (૫) લવણ ગોળ વગેરેનો સંનિધિ (સંઘરો) કરતા નથી. (૬) સંયમાદિની આરાધના કરવામાં વસ્ત્રાદિને મદદગાર સમજીને ધારણ કરે છે ને પોતાના શરીર ઉપર પણ મમતા રાખતા નથી. (૭) બહુજ ઝીણાં જંતુઓ વગેરે રાતે અંધારામાં દેખાય નહિ, આ મુદ્દાથી મુનિઓ રાતે લગાર પણ અશનાદિ આહાર કરતા નથી. આ તમામ હકીકત

વિસ્તારથી સમજાવીને ૬ જીવનિકાયની રક્ષાનું વર્ણન કરતા કહ્યું છે કે–પૃથ્વીકાયાદિને હણતા તેને આશ્રીને રહેલા બીજા પણ જીવો હણાય છે, એમ સમજીને મુનિવરો પૃથ્વીકાય વગેરે ૬ જીવનિકાયની સંપૂર્ણ રીતે રક્ષા કરે છે અને અકલ્પ્ય ( મુનિને ન ખપે તેવા ) પિંડાદિને તથા ઔદ્દેશિકાદિ દોષવાળા આહારાદિને વાપરતા નથી આ પ્રસંગે શિક્ષા કલ્પનું ને સ્થાપના કલ્પનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે તથા મુનિવરો ગૃહસ્થના કાંસાદિના વાસણમાં ભોજન કરતા નથી કારણકે તેઓ જો તેમ કરે, તો તેમને શીતોદકના આરંભનો અને પશ્ચાત્કર્મ પુરઃકર્મનો દોષ લાગે છે તેમજ સીવેલા પાલખી વગેરેની પ્રતિલેખના ( પડિલેહણ ) બહુજ મુશ્કેલીથી પણ થઈ શકે નહી તેથી મુનિઓ તે પાલખી આદિને વાપરતા નથી અને જે મુનિઓ વૃદ્ધ હોય કે તપસ્વી હોય, કે બાલ હોય, તે સિવાયના મુનિઓ જો ગૃહસ્થના ઘેર બેસે, તો તેના ઘરના સ્ત્રી આદિને મુનિના શીલમાં શંકા થાય, અને બીજા ભિક્ષુકો તેને ત્યાં આવી શકે નહી, તથા તેના ઘરમાંના કોઈને બેઠેલા મુનિવર પર ક્રોધ થાય આ કારણોથી મુનિવરો ગૃહસ્થના ઘેર બેસતા નથી તપસ્વી આદિ મુનિઓ પણ જો ખાસ કારણ હોય, તો ગૃહસ્થની રજા લઈને મુનિ મર્યાદા સાચવીને ઘરની બ્હાર બેસે, પણ અંદર નહિ તથા સ્નાન અને વિભૂષા શીલના ઘાતક હોવાથી મુનિવરો તે બંનેને તજીને શ્રમણ ધર્મની સાત્ત્વિકી આરાધના કરી સંવરભાવના ભાવીને આઠે કર્મનો ક્ષય કરી સિદ્ધિપદને પામે છે આ બધી હકીકત અહીં વિસ્તારથી સમજાવવાનું રહસ્ય એ છે કે–મુનિવરો સ્વધર્મને આરાધે, વિભાવમાં ફસાય નહી, અને પરમ શાંતિમય સાધુજીવનમાં રહીને મોક્ષના અવ્યાબાધ સુખ પામે

**॥ શ્રી દશવૈકાલિકના છઠ્ઠા મહાચાર કથાધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥**

---

**॥ શ્રી દશવૈકાલિકના સાતમા વાક્યશુદ્ધિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥**

મૌન એ મુનિનું ભૂષણ છે, પણ વ્યાખ્યાન વાચનાદિ પ્રસંગે તથા બીજા પણ મુનિધર્મના વ્યાવહારિક પ્રસંગે સાધુ સાધ્વીઓને સાચવવા લાયક વાક્યશુદ્ધિનું અહીં સ્વરૂપ કહ્યું છે, તેથી આનું નામ વાક્યશુદ્ધિ યથાર્થજ છે અહીં શરૂઆતમાં વાક્ય શબ્દના ૪ નિક્ષેપા જણાવતા ભાષા વર્ગણાના પુદ્ગલોને દ્રવ્ય વાક્ય તરીકે કહીને વચનશબ્દના પર્યાય વાચક શબ્દો, અને ભાષાના મુખ્ય ચાર ભેદો, તેમાં સત્ય ભાષાના જનપદ સત્ય વગેરે ૧૦ ભેદો, અસત્ય ભાષાના ૧૦ ભેદો, મિશ્ર ભાષાના ૧૦ ભેદો તેમજ અસત્યામૃષા (વ્યાવહારિક) ભાષાના આમંત્રણી વગેરે ૧૨ ભેદો–એમ કુલ ૪૨ ભેદાદિનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી શુદ્ધિ શબ્દના નિક્ષેપા વગેરે જણાવતા કહ્યું છે કે–દર્શન જ્ઞાન ચારિત્ર તપથી જે શુદ્ધિ થાય, તેજ પ્રધાન (ખરી) શુદ્ધિ છે–અને વાક્યશુદ્ધિ એ સંયમશુદ્ધિનું અસાધારણ કારણ છે, તથા દુર્ભાષિતથી ( કઠોર વચન વગેરેથી ) સંયમની વિરાધના થાય છે તેમજ મુનિએ બુદ્ધિથી વિચારીને સત્યભાષા અને અસત્યામૃષા

(વ્યાવહારિક) ભાષા બોલવી જોઇએ. પણ અસત્ય કે મિશ્ર ભાષા બોલવી નહી. અને જો નેપથ્ય સ્ત્રીને (જે પુરૂષે સ્ત્રીનો વેષ પ્હેર્યો છે તેને) 'આ પુરૂષ છે' એમ કહેવાય પણ 'આ સ્ત્રી છે' એમ કહે તો પાપકર્મનો બંધ થાય, તો પછી અસત્ય બોલવામાં પાપ કેમ ન કહેવાય? અર્થાત્ જરૂર કહેવાય કે જૂઠું બોલવાથી પાપકર્મ બંધાય છે તથા કાંણાને કાંણો ન કહેવાય. આ તમામ બીના વિસ્તારથી સમજાવીને કહ્યું છે કે-મુનિએ અસંયત (ગૃહસ્થ વગેરે)ને 'આવો, બેસો' એમ ન કહેવું જોઇએ. અને અસાધુને સાધુ ન કહેવો, પણ ચારિત્રાદિને સાધનાર ભવ્ય જીવને 'આ સાધુ છે' એમ કહેવું જોઇએ. તથા જેમાં સાવદ્ય (પાપ)ની અનુમોદના થતી હોય, તેવા વચનો ન બોલાય. જેમકે આ લડાઈમાં અમુક રાજા જીતશે, હમણાં વરસાદ થશે વગેરે, તેમજ જે વચનને સાંભળવાથી સામા માણસને આઘાત થાય, કે ક્રોધાદિ થાય, તેવાં વચનો અને 'આ વસ્તુ આમજ છે' આવા નિશ્ચયાત્મક ('જ' કારવાળા) વચનો મુનિથી બોલાય નહી. આ તમામ બીના અહીં વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ શ્રી દશવૈકાલિક સૂત્રના આઠમા 'આચારપ્રણિધિ' નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં આચારની બીના પહેલાંના અધ્યયનમાંથી જાણવાની સૂચના કરીને દ્રવ્યપ્રણિધિ તરીકે નિધાન વગેરેને કહ્યા છે. જે ઈંદ્રિયાદિના શબ્દાદિ વિષયોથી વૈરાગ્ય ભાવ પ્રકટે, તે પ્રશસ્તભાવ પ્રણિધિ કહેવાય, એમ જણાવ્યું છે. ને તેનાથી વિપરીત એટલે જે શબ્દાદિમાં રાગની ભાવના, તે અપ્રશક્ત ભાવપ્રણિધિ કહેવાય, તથા ઇંદ્રિયો રૂપી ઘોડાને વશ કરવાનું સાધન શ્રી જિનવચનો છે, તેમજ ક્રોધાદિને જે રોકવા તે નોઈંદ્રિયભાવ પ્રણિધિ કહેવાય. આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને અનુક્રમે કષાયથી સંયમની નિષ્ફલતા, અને શુદ્ધિના પ્રશસ્તાદિ બે ભેદ, તેનું ફલ, તથા અનાયતનનો ત્યાગ કરીને સંયમની સાધના કરવા માટે પ્રણિધિની જરૂરિયાત, તેમજ પ્રણિધિનું ફલ અને અપ્રણિધિનું ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે પૃથ્વી વગેરે ૬ ની હિંસાને તજવાની બીના, અને સૂક્ષ્મ જીવોના ૮ ભેદો, તથા પાત્રાદિને પડિલેહવાનો તેમજ ઉચ્ચારાદિને પરઠવવાનો વિધિ વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવીને અનુક્રમે જયણાની બીના અને ક્રીત વગેરે દોષોથી દૂષિત આહારાદિનો ને સંનિધિનો ત્યાગ, તથા સાદાઈ વગેરે ગુણોવાળું સાધુજીવન, તેમજ શબ્દાદિમાં રાગાદિ નહિ કરવાની, તથા કઠોર સ્પર્શાદિને અને ભૂખ વગેરેને સહન કરવાની ને રાતે ભોજનાદિ નહિ કરવાની હિતશિક્ષા વગેરે બીનાઓ વિસ્તારથી સમજાવી છે. પછી મુનિઓને ઉદ્દેશીને કહ્યું છે કે-હે મુનિઓ! તમારે ચીડીયો સ્વભાવ રાખવો નહિ, અને બીજાનો તિરસ્કાર કરવો નહી તથા જેથી આવતા કર્મો રોકાય તેવો આચાર સેવવો ને વિચારો કરવા. તથા ઉચ્ચાર (ભાષા) બોલવા. તેમજ ઇંદ્રિયોને અને મનને વશ કરજો, પણ

તમે તેને વશ થશો નહિ, અને જ્યા તમારા વેષુની સફલતા જણાય, ત્યાજ યોગ્ય અવસરે હિત મિત પ્રિય વચનો બોલજો તથા ભોગતૃષ્ણાનો ત્યાગ કરજો, તેમજ યાદ રાખજો કે જ્યા સુધી ઘડપણ વગેરેની પીડા થઈ નથી, ત્યા સુધીજ ધર્મારાધન થઈ શકશે ક્રોધાદિનો ત્યાગ નહિ કરનાર જીવો બહુજ દુખી થાય છે આ બધી હકીકતો વિસ્તારથી સમજાવી છે પછી સાધુ સાધ્વીઓને ઉદ્દેશીને જણાવ્યુ છે કે-હે નિર્ગ્રથો અને નિર્ગ્રથીઓ! તમે વડીલ મુનિવરોની સેવા જરૂર કરજો નિદ્રા લેવાની જરૂરિયાત જણાય તો થોડી લેવી, તથા જ્યારે નિદ્રા ઉડી જાય, ત્યારે આત્મ સ્વરૂપની ચિંતવના કરજો તેમજ શ્રમણધર્મની ક્રિયાનુષ્ઠાનની સાધના પરમ ઉલ્લાસથી એકાગ્ર ચિત્તે કરજો, વળી બહુશ્રુત શ્રી આચાર્ય ભગવત વગેરે મહાપુરૂષોની ભક્તિ જરૂર કરજો અષ્ટ પ્રવચન માતાની આરાધના કરજો તથા કોઈની પણ પીઠ પાછળ નિંદા કરશો નહિ તેમજ કોઇને અપ્રીતિ થાય, તેવા વચનો પણ બોલશો નહી આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે-હે મુનિઓ! તમે દૃષ્ટાદિવાદી થજો એટલે જે તમે બરોબર જોયુ હોય કે સાભળ્યુ હોય, કે અનુભવ્યુ હોય, તેજ યોગ્ય અવસરે દ્રવ્યાદિની પરીક્ષા કરીને બોલજો કોઇની પણ ઠઠ્ઠા મશ્કરી કરશો નહી તથા નક્ષત્રાદિની બીના ગૃહસ્થાદિની આગળ કહેશો નહી તેમજ વિકથાનો ત્યાગ કરજો આ તમામ હકીકતો સ્પષ્ટ સમજાવીને આ રીતે હિતશિક્ષાઓ ફરમાવી છે કે-હે સાધુઓ! જ્યા સ્ત્રીનુ ચિત્ર કે છબી હોય, ત્યા તમારે રહેવુ નહી, ને જેણીના કાન નાક કપાયેલા છે અથવા નથી, તેવી સ્ત્રીનો પણ લગાર પરિચય કરશો નહી શરીરને શોભાવવુ વગેરે ક્રિયાને તમે ઝેર જેવી ગણજો તેમજ સ્ત્રીના અગ વગેરેને રાગદૃષ્ટિએ જોશો નહી, વળી વિષયો પ્રત્યે તિરસ્કારની ભાવના ભાવજો એટલે વિષયરાગી થશો નહી, ને નિસ્પૃહી બનીને લીધેલી દીક્ષા સફલ કરજો, તથા તપ અને સ્વાધ્યાયાદિની ઉમગથી સાધના કરજો આ તમામ બીનાઓ વિસ્તારથી સમજાવીને છેવટે સ્વાધ્યાયનુ ને ધ્યાનાદિનુ ફલ જણાવીને કહ્યુ છે કે-પરીષહાદિને સહન કરનારા ને શીલાદિ ગુણોના ધારક મુનિવરો આ અધ્યયનમા કહ્યા પ્રમાણે વર્ત્તવાથી જરૂર મોક્ષના અવ્યાબાધ સુખો પામે છે

---

## ॥૯॥ નવમા વિનય સમાધિ નામના અધ્યયનના પહેલા ઉદ્દેશાનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા વિનય પદના ને સમાધિપદના નિક્ષેપા જણાવતા કહ્યુ છે કે-નેતરની સોટી, સોનુ વગેરેનુ જે નમાવવુ ( વાળવુ ) તે દ્રવ્યવિનય કહેવાય લોકોપચાર વિનય તથા જ્ઞાનાદિનો જે વિનય, તે ભાવ વિનય કહેવાય તેમા વડીલ ગુરૂ વગેરે આવે, ત્યારે તેમનો વિનય સાચવવાના ઇરાદાથી શિષ્યો ઉભા થાય, હાથ જોડે, ગુરૂને બેસવા આસન આપે, વગેરે લોકોપચાર વિનય કહેવાય પ્રભુશ્રી તીર્થંકર દેવે કહેલા ભાવાની જે શ્રદ્ધા

કરવી તે દર્શનવિનય કહેવાય, તથા ગુરૂનો વિનય સાચવીને વિધિ પૂર્વક પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો તે જ્ઞાન વિનય કહેવાય. આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને પ્રતિરૂપ વિનયના વર્ણનમાં તેના પર (બાવન) ભેદો કહ્યા છે. પછી ક્રમસર દ્રવ્ય સમાધિનું તથા ભાવ સમાધિનું સ્વરૂપ, અને વિનયધર્મથી ભ્રષ્ટ કરનારા ક્રોધાદિની બીના તથા ગુરૂની નિંદા કરવાથી મિથ્યાત્વના બંધાદિ, તેમજ ગુરૂની આશાતના કરવાના ફલ તરીકે કહેલ અનર્થ અને અબોધિ (ભવાંતરમાં દુર્લભ બોધિપણા) નું સ્વરૂપ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે પછી કહ્યું છે કે—પરમોપકારી શ્રી ગુરૂ મહારાજની આશાતના કરનારા જીવો ઘણો કાલ સંસારમાં બહુ જ બૂરી હાલતે રખડે છે, એમ સમજીને સાધુ સાધ્વીઓએ જેમ શ્રી ગુરૂ મહારાજની પ્રસન્નતા રહે, તેજ પ્રમાણે વર્ત્તવું જોઇએ. ને તેજ પ્રમાણે વિનયથી ખાસ જરૂરી બોલવું જોઇએ. તથા ભલેને શિષ્યને ઘાતી કર્મોનો ક્ષય થતાં કેવલજ્ઞાન થયું હોય, તોપણ તેણે કૃતજ્ઞપણાની ભાવનાથી ગુરૂનો વિનય કરવો જ જોઈએ. જ્યારે ગુરૂને ખબર પડે કે આ શિષ્યને કેવલજ્ઞાન પ્રકટ થયું છે, ત્યારે ગુરૂ મહારાજ પોતે જ તને વિનય કરવાનો નિષેધ કરે. તેમજ સાધુ સાધ્વીઓએ એક પણ ધાર્મિક પદને ભણાવનાર શિક્ષકનો ઉપકાર માનીને જરૂર તેનો આદરસત્કાર કરવો જોઇએ. આ તમામ હકીકતો અહીં પહેલા ઉદ્દેશામાં વિસ્તારથી સમજાવી છે. પછી કહ્યું છે કે – સાધુ સાધ્વીઓએ મોક્ષ માર્ગને સમજાવીને તે માર્ગમાં જોડનાર શ્રી ગુરૂ મહારાજ વગેરે મહાપુરૂષોની જરૂર ભક્તિ કરવી જોઇએ. નિર્મલ જ્ઞાન શીલની આરાધના કરનાર શ્રી આચાર્ય ભગવંતાદિ મહાપુરૂષોને જે રીતે સંતોષ થાય, તે રીતે ધર્મને પામવાની ઇચ્છાવાળા ભવ્ય જીવોએ વર્ત્તવું જોઇએ. તેવા મહાપુરૂષોની સાત્ત્વિકી ભક્તિ કરનારા પુણ્યવંતા ભવ્ય જીવોને આખા ગચ્છની ભક્તિ કરવાનો લાભ મળે છે. આ રીતે વર્ત્તનારા જીવો જરૂર સિદ્ધિપદને પામે છે. આ તમામ બીના વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ શ્રી દશવૈકાલિકના નવમા અધ્યયનના બીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં જણાવ્યું છે કે—જેમ (ઝાડના) મૂલમાંથી થડ વગેરે થાય છે, તેમ શ્રી જિનધર્મની આરાધના કરવાથી આરાધક વિનયવંત આત્માઓ સમ્યક્ત્વ, શ્રુતજ્ઞાન, ચારિત્ર વગેરે ગુણોને સાધીને છેવટે સિદ્ધિપદને પામે છે. પણ અવિનીત જીવો જ્ઞાનાદિને પામતા નથી. અને જેઓ શિષ્યનું એકાંતે હિત જ ચાહે છે, તેવા ગુરૂ મહારાજ જ્યારે શિષ્યને હિતશિક્ષા આપે, ત્યારે વિનીત શિષ્યે ગુરૂની ઉપર ક્રોધ ન કરવો જોઇએ કારણ કે ક્રોધ કરવાથી બહુ જ નુકશાન થાય છે. લગાર પણ આત્મહિત સાધી શકાતું નથી. યાદ રાખવું જોઈએ કે વિનયવંત સાધુ સાધ્વીઓ જ આ લોકમાં પરમ શાંતિથી મોક્ષમાર્ગને આરાધી સિદ્ધિપદને પામે છે. અને શ્રી આચાર્ય વગેરે ગીતાર્થોની ભક્તિ કરનારા સાધુ

વગેરે ગ્રહણશિક્ષાદિનું સંગીન જ્ઞાન મેળવીને તેની વિધિવડી આરાધના કરી શકે છે ગૃહસ્થો પણ જ્યારે શિષ્યાદિને શિખવનાર ગુરૂના કઠોર વચનાદિને સહન કરે છે, ને તે શિક્ષકની ભક્તિ પણ કરે છે, તો જ્ઞાન ભણાવનાર ગુરૂના કઠોર વચનો શિષ્યોએ સહન કરવા જોઇએ, ને તેમની ભક્તિ કરવી જોઈએ, એમા નવાઈ શી ? તેમજ શિષ્યે ગુરૂના આસનથી નીચા આસને બેસવું જોઇએ તેમની પાછળ ચાલવુ જોઈએ ગુરૂનો અવિનય થયો હોય તો જલદી ખમાવવો જોઇએ ગળિયા બળદના જેવા ન થવુ જોઇએ કાલ ક્ષેત્રાદિની પરિસ્થિતિને લક્ષ્યમા રાખીને જ પ્રવૃત્તિ કરવી જોઈએ તેમજ કષાયને સેવનાર અવિનીત જીવો મોક્ષને પામતા નથી આ તમામ બીના વિસ્તારથી સમજાવીને અંતે કહ્યુ છે કે જે શિષ્યો ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તીને મોક્ષ માર્ગને સાધે છે તેઓ જ સિદ્ધિપદને પામે છે

---

## ॥ શ્રી દશવૈકાલિકના નવમાધ્ય૦ના ત્રીજા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહી કહ્યુ છે કે—૧ વિનીત શિષ્યોએ શ્રી આચાર્યાદિ મહાપુરૂષોના મનના ભાવને ( તેમના વિચારને ) સમજીને તેમની ભક્તિ જરૂર કરવી જોઇએ (૨) જ્ઞાનાચાર વગેરે પાચ આચારોની યથાર્થ આરાધના કરવામા વિનય ગુણ અસાધારણ કારણ છે (૩) શ્રી ગુરૂ મહારાજની લગાર પણ આશાતના નહિ કરનારા મુનિઓ લોકમા પૂજ્ય બને છે ને આરાધક થાય છે (૪) સાધુ સાધ્વીઓએ વડીલ મુનિવર્ગાદિનો વિનય જરૂર કરવો જોઇએ (૬) મુનિને કોઈ કઠોર વચનો બોલે, તો તેણે સહન કરવા જોઇએ કારણ કે " સહે તે રહે, ને નમે તે ગમે " એટલે સૌ કોઇને શાન્તિમા રહેવાનુ પરમ સાધન સહનશીલતા છે આપણે બધાને ગમીએ ( વ્હાલા લાગીએ ) એવા થવામા અસાધારણ કારણ ' નમ્રતા ' ગુણ છ (૬) નાગાને કઠોર વચન કહેવાથી જરૂર વૈર વધે છે માટે સાધુ સાધ્વીઓએ તેવા વચનો ન બોલવા જોઇએ એક કવિએ વ્યાજબી જ કહ્યુ છે કે—

> દુહો—જીભમે અમૃત વસે, વિષ ભી ઉનકી પાસ,
> એક બોલે કોટી ગુણ, એકે કોટી વિનાશ ૧

(૭) સાધુ સાધ્વીઓએ શ્રમણ ધર્મને આચરવાની ખાતર આમા આવુસના કઠોર વચનો કે તિરસ્કારને સૂચવનારા વચનો જરૂર સહન કરવા, પણ પોતાની સામે પોતે જેવા થવુ નહી કારણ કે તેથી બે ત્રણથી ત્રિકોને લગાર પણ લાભ તો છે જ નહિ, પણ ભયકર નુકશાન વેઠવુ પડે છે (૮) સાધુ સાધ્વીઓએ નિંદાના વચનો શત્રુતાને વધારનારા વચનો

તથા અવધારણી ( આ વાત આમ જ છે. આવા નિશ્ચયાત્મક ) વચનો ન બોલવા જોઇએ. (૯) સાધુ સાધ્વીઓએ લોલુપતા ( સારા સારા આહારાદિ કરવાની ટેવ ) નો ત્યાગ કરવો જોઈએ. (૧૦) સાધુ સાધ્વીઓએ રાગદ્વેષનો ત્યાગ કરીને સમતા ભાવે રહેવું જોઇએ. (૧૧) કોઈની પણ હીલના કરવી નહિ. (૧૨) સાધુ સાધ્વીઓએ પૂજ્ય પુરૂષોની ભક્તિ વગેરે જરૂર કરવા જોઈએ. કારણ કે જેઓ માનવા લાયક હોય, તેમને જરૂર માનવા ( માન દેવું ) જોઈએ, ને પૂજવા લાયક હોય તેમને જરૂર પૂજવા જોઇએ. " मान्यान् मानयेत् पूज्यान् पूजयेत् " એટલે માન્યને માન દેવું, ને પૂજ્યની ભક્તિ કરવી. (૧૩) પરમ ઉલ્લાસથી પાંચ મહાવ્રતાદિની આરાધના કરનારા સાધુ સાધ્વીઓ ગુરૂ મહારાજની ભક્તિ કરતાં જરૂર સિદ્ધિપદને પામે છે. આ તમામ હકીકતો અહીં વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ શ્રી દશ૦ ના નવમા અધ્ય૦ના ચોથા ઉદ્દેશાનો ટૂંક પરિચય ॥

અહીં (૧) વિનય સમાધિ (૨) શ્રુત સમાધિ (૩) તપઃસમાધિ (૪) આચાર સમાધિ. આ ચાર સમાધિ ભેદોનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે—૧ નમ્રતા ગુણ ધારણ કરીને જે શ્રી આચાર્યાદિની ભક્તિ કરવી, તે વિનય સમાધિ કહેવાય, (૨) શ્રુતજ્ઞાન ભણવામાં જે એકાગ્રતા રાખવી, અને બીજા મુનિવરાદિને શ્રુતજ્ઞાન ભણવામાં જોડવા, ને પોતે પણ શ્રુતજ્ઞાન ભણવામાં લીન બને તે શ્રુત સમાધિ કહેવાય, (૩) જે નિયાણાંનો ત્યાગ કરીને વિધિ વગેરેને જાણીને કેવલ કર્મ નિર્જરાની ભાવનાથી જ્ઞાન પૂર્વક તપશ્ચર્યા કરવી તે તપઃસમાધિ કહેવાય. (૪) એજ પ્રમાણે જ્ઞાનાચાર વગેરે પાંચ આચારોની જે આરાધના કરવી, તે આચાર સમાધિ કહેવાય. વિનય, શ્રુત, તપ અને આચાર. આ ચારે પદાર્થો સમાધિના અસાધારણ કારણ છે. આ અપેક્ષાએ સમાધિના ૪ ભેદો પાડયા છે, એમ સમજવું. આ ચાર પ્રકારની સમાધિનું સ્વરૂપ વિસ્તારથી સમજાવીને છેવટે કહ્યું છે કે—આ રીતે સમાધિ ગુણને ધારણ કરનારા સાધુ-સાધ્વીઓ પોતાને અને પરને યોગ ક્ષેમ કરવામાં સાધન ભૂત થઇને અંતે મહર્દ્ધિક દેવપણાને અથવા સિદ્ધિ પદને પામે છે.

॥ શ્રી દશવૈકાલિકના નવમાધ્યયનનો ટૂંક પરિચય પૂરો થયો ॥

## ॥ શ્રી દશવૈકાલિકના દશમા સભિક્ષુ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'सभिक्षु'માંના પહેલા 'स' કારના અને 'ભિક્ષુ' શબ્દના નિક્ષેપા જણાવતાં કહ્યું છે કે—આ શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યા પ્રમાણે જે સાધુ સાધ્વીઓ

સાધુ જીવનને પાલે તે ખરા સાધુ સાધ્વીઓ કહેવાય પછી અનુક્રમે 'ભિક્ષુ' શબ્દના નિરૂક્તિ (વ્યુત્પત્તિ) અને પર્યાય વાચક શબ્દો તથા ભિક્ષુને ઓળખવાના લિગ ('આ ભિક્ષુ છે' એમ જેનાથી જણાય તે ચિન્હ) વગેરે બીના જણાવીને કહ્યુ છે કે—જે ભિક્ષુના ગુણોને ધારણ કરે નહિ, તે ભિક્ષુ કહેવાય નહી આ બીના અનુમાનના સાધન ભૂત પચાવયવ વાકયથી સાબીત કરી છે અને જે કર્મ રૂપી પાજરાને ભેદે (તોડી નાખે) તે ભિક્ષુ કહેવાય અહી ભેદનારનું, ભેદવાના સાધનનુ અને ભેદવા લાયક પદાર્થોનું સ્વરૂપ જણાવીને કહ્યુ કે-જે વિરતિ રહિત યાચકો (માગણ) હોય, અને જે હમેશા આરભાદિના કરનાર ગૃહસ્થો, તથા જે મિથ્યાદષ્ટિ, હિસાના કરનાર, અબ્રહ્મચારી, પરિગ્રહી, સચિત્ત ઉદ્દિષ્ટાદિ દોષવાળા ભોજનને કરનારા જીવો, તે બધાએ જીવો દ્રવ્ય ભિક્ષુક કહેવાય અને જે જીવ ભિક્ષુ શબ્દના અર્થને જાણે ને તે અર્થની વિચારણામા ઉપયોગ વાલો હોય તથા પચ મહાવ્રતોની આરાધના વગેરે ગુણોને ધારણ કરે તે જીવ ભાવ ભિક્ષુક કહેવાય તે જ જ્ઞાની ભાવ ભિક્ષુક અહી કર્મ રૂપી પાજરાને ભેદનાર છે એમ સમજવુ, તે કર્મ રૂપી પાજરાને ભેદવાનુ સાધન તપશ્ચર્યા છે તેમજ તે તપથી ભેદવાને લાયક કર્મ છે, એમ યાદ રાખવુ અહી ભિક્ષુ શબ્દનો બીજો અર્થ એ પણ જણાવ્યો છે કે—જે ભૂખને ભેદે એટલે ક્ષુધા પરીષહને સહન કરે તે ભિક્ષુ કહેવાય જે જયણા પાલે તે યતિ કહેવાય, અને જે સયમને ચરે એટલે સેવે તે ચરક કહેવાય તથા જે સસારને ખપાવે એટલે ભવ સમુદ્રને તરી જાય, તે ક્ષપક કહેવાય તેમજ જે સસારનો અત એટલે નાશ કરે તે ભદત કહેવાય જે નિર્દોષ ભિક્ષા લેવા માટે વિધિ પૂર્વક વિચરે (ફરે) તે ભિક્ષુ કહેવાય જે તપ અને સયમને સાધે તે તપસ્વી કહેવાય આ રીતે નિર્ગ્રથ શબ્દના ૨૮ પર્યાય વાચક શબ્દોનુ સ્વરૂપ અને મુનિને ઓળખવાના સાધન ભૂત ૧૭ ચિન્હો (લિગ)ની બીના જણાવી છે પછી "જે આ દશમા અધ્યયનમા કહેલા ગુણોને ધારણ કરે, તે જ સાધુ કહેવાય, પણ બીજો નહી" આ બાબતને અનુમાનથી સિદ્ધ કરવાના પ્રસગે સોનાના આઠ ગુણોની[1] બીના વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવી છે પછી કહ્યુ છે કે—જે ઉદ્દિષ્ટાદિ ભોજન કરે, છ કાયની હિસા કરે, ઘર વગેરેને બનાવે, ને સચિત્ત પાણી પીવે, તેને સાધુ કેમ કહેવાય? અર્થાત ન જ કહેવાય

જે મુનિ સ્વસ્થ ચિત્તવાળા હોય, સ્ત્રીને વશ ન થાય અને ત્યાગ કરેલા ભોગના સાધનોને મનથી પણ ચાહે નહી, તથા છ જીવ નિકાયના રક્ષક હોય, તેમજ સચિત્ત પદાર્થોને સેવે નહિ, દૂષિત આહારાદિને વાપરે નહી અને રાધે નહિ, રધાવે નહી, તથા છ જીવનિકાયના જીવોને પોતાની જેવા માને, તેમજ પચ મહાવ્રતાદિને આરાધે, આશ્રવોને રોકે, અને કષાય કરે નહી, પ્રતિલેખના વગેરે ચકવાલ સમાચારીને જરૂર કરે, રૂપુ વગેરે

૧ આ આઠ ગુણો વિસ્તારથી પચાશક શાસ્ત્રની ગાથા જણાવીને મે શ્રી શ્રાદ્ધધર્મ જાગરિકામાં જણાવ્યા છે તે ત્યાંથી જાણવા

રાખે નહી, ગૃહસ્થના જેવાં કાર્યો કરે નહી, તેમજ સંનિધિ કરે નહિ, સાધુઓને આહારાદિ વાપરવા માટે નિમંત્રણ કરે, સ્વાધ્યાયમાં લીન રહે, કદાગ્રહ રાખ્યા વગર જરૂરી વાત કરે, ઇંદ્રિયોને વશ કરે, સ્વભાવે શાંત સરલ નમ્ર સંતોષી ક્ષમાવાળો હોય, તેમજ બીજાએ કરેલા આક્રોશાદિને સહન કરે, સુખના સમયને કે દુઃખના સમયને સરખા ગણે, અને ભિક્ષુની ૧૨ પ્રતિમાઓને આરાધે, નિર્ભય હોય, તથા તપશ્ચર્યાદિ કરવામાં લીન હોય, દેહ ઉપર મમતા ન રાખે, તેમજ નિદાન ( નિયાણુ ) અને કુતહલને તજે, પરીષહાદિને સહન કરે, હસ્તાદિને કારણ વિના હલાવે નહી, તથા અધ્યાત્મ ભાવમાં લીન હોય, શ્રુતના અર્થને જાણે, મૂર્છા ન કરે, ક્રય વિક્રય ( વેચવું; ખરીદવું ) વગેરે કરે નહિ, તેમજ સંગને અને રસગૃદ્ધિને તજે, ઋદ્ધિ આદિમાં નિઃસ્પૃહ હોય બીજાને તરછોડે નહી તે ભિક્ષુ ( સાધુ ) કહેવાય. તેવા સાધુઓ જરૂર મોક્ષને પામે છે. આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે.

---

## ॥ શ્રી રતિવાક્ય ચૂલિકાનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ચૂલિકા શબ્દના નિક્ષેપાનું વર્ણન કરતાં કુકડા વગેરેની ચૂડાને અનુક્રમે સચિત્તાદિ દ્રવ્ય ચૂલિકા જણાવી છે. અને લોકનિષ્કુટાદિને ક્ષેત્ર ચૂલિકા કહી છે. તથા અધિક માસાદિને કાલ ચૂલિકા, તેમજ આ રતિ વાક્ય ચૂલિકાને ભાવ ચૂલિકા તરીકે વર્ણવી છે. આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને 'રતિ વાક્ય' શબ્દનો અર્થ કહીને જણાવ્યું છે કે—જેમ રોગી માણસને સીવવું છેદવું વગેરે કરવુ રૂચે નહિ, તેમ કર્મ રોગથી પીડાએલા જીવને ધર્મ કરવાની રૂચિ થતી નથી. જે મુનિને સ્વાધ્યાયાદિ કરવા ગમે ને અસંયમને પોષનારી પ્રવૃત્તિ કરવી ગમે નહી, તે મુનિ જરૂર સિદ્ધિપદને પામે છે. તેથી ધર્મારાધનમાં લાગણી ટકાવનારા સ્થાનોનું ને અધર્મના કાર્યોમાં અરૂચિ કરાવનારા સ્થાનોનું વર્ણન અહીં કર્યું છે પ્રાયે મનુષ્યો કપટી હોય છે ને કામ ભોગના સાધનો ક્ષણવારમાં નાશ પામે છે. તથા પરમ શાંતિમય મુક્તિના પરમ સાધન એવા સંયમ જીવનને તજીને ભોગની ઇચ્છાથી ગૃહવાસને સેવનારા જીવો દુર્ગતિના ભયંકર દુઃખોને લાંબા કાળ સુધી રીબાઈ રીબાઈને ભોગવે છે. ત્યાં ગૃહવાસમાં પણ તેઓ અનેક આધિ વ્યાધિ ને ઉપાધિ રૂપી કરોળીયાની જાળમાં ગુંથાય છે, તેથી ધર્મની આરાધના કરી શકતા નથી. કામ એ શલ્યની જેમ દુઃખને દેનારા છે. આયુષ્યનો ભરોસો નથી એમ સમજીને મનને સ્થિર કરી સંયમાદિની આરાધના કરીને સંસાર સમુદ્રને તરી જવો, એ જ સમજુ મુનિનું ખરૂં કર્ત્તવ્ય છે. આ તમામ હકીકતો અહીં વિસ્તારથી સમજાવી છે, દુર્ગતિના અસાધારણ કારણ વિષય અને કષાય છે. તેને તજીને પરમ શાંતિમાં આત્મ હિતને સાધવાનું કારણ સાધુ જીવન છે. અને ગૃહસ્થ જીવન તેથી વિપરીત છે. પરમ અશાંતિનું કારણ છે. આ

વાત ચાલુ પરિસ્થિતિને પણ લક્ષ્યમા લેનાર સમજુ જીવો જરૂર સમજે છે માટે પ્રબલ પુણ્યોદયે સાધુ જીવનને પામેલા સાધુ સાધ્વીઓએ હમેશા સાર નિમિત્તોની સેવના કરવી જોઇએ ૧ સ્વાધ્યાય તપ સંયમ ને વૈયાવચ્ચને સાધવામા અપ્રમત્ત થવુ જોઇએ ૩ મુનિવરોએ મોહના પ્રબલ સાધન સ્ત્રીની સાથે લગાર પણ પરિચય કરવો ન જોઇએ તેના સામુ જોવુ નહી પચ્ચક્ખાણ દેવાનુ હોય, કે ગોચરી વહોરવાની હોય, તેવા પ્રસંગે તેના સામુ જોઇને પચ્ચક્ખાણ અપાય નહિ ને ગોચરી વ્હોરાય નહી નીચે પાત્રા તરફ નજર રાખી વ્હોરવુ જોઈએ એ પ્રમાણે તમામ મુનિ ધર્મની પ્રવૃત્તિઓમા બહુ જ સાવચેત બનીને વર્તવુ જોઈએ ૪ સ્ત્રી કથા કરવી નહી, સ્ત્રીના વર્ણનવાળા પુસ્તકો વાચવા નહી ૫ નવ બ્રહ્મચર્યની ગુપ્તિઓની વારવાર વિચારણા કરવી ૬ શીલ વ્રત મહા પુરૂષાદિના પવિત્ર જીવનની વારવાર ભાવના કરવી ૭ બ્રહ્મચર્યનો મહિમા વારવાર વિચારવો ૮ ખરાબ સ્ત્રી આદિના રૂપ જોવા નહી એટલે દેવ ગુરૂ વગેરે સાર સાધનોના દર્શન કરવામા આખને જોડવી યાદ રાખવુ જોઇએ કે વગર વિચારે જ્યા ત્યા નજર ફેરવવાથી અને બીનજરૂરી જે તે સાભળવાથી મન અસ્થિર બને છે ને ખરાબ કામ કરવા તરફ વધારે ધ્યાન ખેચાય છે માટે જરૂરી વિચાર કરવા, જરૂરી બોલવુ, જોવુ, ને સાભળવુ ૯ કલેશના કારણો દૂર કરવા શીલ સમતા સાદાઈ સતોષ સયમાદિને સાધવામા લગાર પણ પ્રમાદ કરવો નહી ૧૦ કષાય, નિદ્રા, દ્વેષ, એક બીજાનુ આડુ અવળુ કહીને લડાવવા, ઈર્ષ્યા વગેરે દોષોને તિલાજલિ દેવી ૧૧ જૂના વૈર ઝેર ભૂલી જવા ને જેથી નવા વેરાદિ ઉપજે તેવા કારણો સેવવા નહી ૧૨ અનિત્યાદિ બાર ભાવના ને મૈત્રી ભાવ આદિ ૪ ભાવનાઓ ફુરસદના ટાઇમે ભાવવી ૧૩ સ્વાધ્યાયથી મન વૈરાગ્યમા ટકે છે, નવુ નવુ તત્ત્વજ્ઞાન મળે છે માટે તેના જેવો બીજો કોઈ તપ નથી એમ સમજીને, છતી શક્તિએ જરૂર વિનયાદિ જાળવીને આગમાદિનો અભ્યાસ કરવો ૧૪ ગૃહસ્થ જીવન પ્રત્યે અરૂચિ ભાવ રાખવો તેમા રહેલી આધિ વ્યાધિ ઉપાધિનો વિચાર કરી સયમ જીવનને ઉત્તમ માનીને તેની આરાધનામા લીન બનવુ આ રીતે રતિ વાક્ય ચૂલિકાનુ રહસ્ય વારવાર વિચારનારા સાધુ સાધ્વીઓ પરમ દુર્લભ સયમ ધર્મને પરમ ઉલ્લાસથી આરાધીને જરૂર ભવ સમુદ્રનો પાર પામે છે

---

## ॥ શ્રી દશવૈ૦ ની વિવિક્ત ચર્યા ચૂલિકાનો ટૂંક પરિચય ॥

આત્માના જ્ઞાનાદિ ગુણો છે ને શરીરના વર્ણાદિ ગુણો છે તેથી તે બનેને જૂદા ગણીને ફક્ત આત્મદષ્ટિ તરફ લક્ષ્ય રાખીને જ જે શુદ્ધ ચારિત્રાદિની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરવી, તે વિવિક્તચર્યા કહેવાય જે ચૂલિકામા તેનુ વર્ણન કર્યુ છે,

તે 'તિવિક્તચર્યા ચૂલિકા' કહેવાય અહીં સંસારી જીવોના આચાર વિચાર ને ઉચ્ચાર કર્મ બંધના કારણભૂત હોવાથી સદોષ કહ્યા છે. મુનિવરોના તે આચાર વગેરે નિર્દોષ હોય છે. માટે અહીં કહ્યું છે કે સંસારથી વિરક્ત મુનિઓ સંસારી જીવોની પ્રવૃત્તિ રૂપ પ્રવાહથી સામા (ઉલ્ટા) પ્રવાહે ચાલે છે આ રીતે કહીને મુનિના ચર્યા ગુણો અને નિયમોનું સ્વરૂપ વર્ણવતાં જણાવ્યું છે કે—જ્ઞાનાદિ મોક્ષમાર્ગની જે આરાધના તે ચર્યા કહેવાય, ને ગુણો એટલે મૂલ ગુણો તથા ઉત્તર ગુણો તેમજ નિયમો એટલે સિક્ષા ગ્રહણાદિના નિયમો કહેવાય. (૧) આ ચર્યાદિ ત્રણેના સાધક મુનિઓ નિયતવાસ એટલે વિના કારણે એક સ્થલે ઘણો કાલ રહેતા નથી ૨ મુનિઓ જૂદા જૂદા ગૃહસ્થોના ઘરોમાંથી આહાર પાણી વ્હોરે છે. આ રીતે જે આહાર પાણી વ્હોરવા તે સમુદાન ચર્યા કહેવાય. ૩ મુનિઓ અજ્ઞાતોઞ્છને ગ્રહણ કરે છે, એટલે અપરિચિત (જેઓ મુનિને ઓળખતા નથી તેવા) ગૃહસ્થોના ઘેરથી પોતાને જોઇએ તે પ્રમાણે આહાર પાણી વ્હોરે છે. ૪ પ્રતિરિક્તતા—મુનિઓ જ્યાં સંયમના બાધક પદાર્થો ન હોય ત્યાં રહે છે ને ૫ પોતાને ખપ હોય તેટલી જ ઉપધિ રાખે છે. ૬ કલહનો ત્યાગ કરે છે. ૭ જ્યાં ઘોંઘાટ થતો હોય ને મુનિવરોનું અપમાન થતું હોય તેવા સ્થાનમાં રહેતા નથી. ૮ કોઇની પણ અદેખાઇ કરતા નથી. ૯ કાયોત્સર્ગને (દેહની મમતાને દૂર કરાવનાર કાઉસ્સગ્ગને કરે છે. ૧૦ સ્વાધ્યાય કરવામાં લીન રહે છે. ૧૧ ગૃહસ્થને "આ પાટલા વગેરે મને જ વ્હોરાવવા" એવી પ્રતિજ્ઞા કરાવતા નથી. ૧૨ મમતાને છંડે છે ૧૩ અસંયત જીવોનું વૈયાવચ્ચ કરતા નથી. આ તમામ બીનાઓ તથા પ્રસંગે અનુપ્રસંગે જણાવેલી બીજી પણ બીનાઓ વિસ્તારથી સમજાવીને સાધુ સાધ્વીઓને કરવા લાયક કૃતાકૃતાદિની વિચારણા આ પ્રમાણે જણાવી છે—૧. હે જીવ! તેં જ્ઞાનાદિની આરાધના વગેરે કાર્યોમાંથી કેટલાં કાર્યો કર્યાં? ને કેટલાં કાર્યો બાકી રહ્યાં? ૨ તું જે કાર્યો હાલ કરી શકાય તેવાં છે તે ગુરૂ વિનયાદિમાંનાં કયાં કયાં કાર્યો કરતો નથી. ૩ કયા કયા કારણથી કેવી કેવી ભૂલો થઇ ગઇ છે? ઇત્યાદિ પ્રકારે વિચારીને પ્રમાદથી આરાધનામાં ન્યૂનતા થતી હોય, તો તે અપ્રમત્ત બનીને દૂર કરે. થતી ભૂલોને સુધારીને સંયમ સાધનામાં સાવધાન બને.

આ રીતે આત્માને સાચવનાર સાધુ સાધ્વીઓ પરમ ઉલ્લાસથી નિર્મલ સંયમાદિની સાત્ત્વિકી આરાધના કરીને સિદ્ધિ પદને પામે છે.

---

## ॥ ચૂલિકાઓનો પરિચય ॥

આ શ્રી રતિવાક્ય ચૂલિકા અને વિવક્તચર્યા ચૂલિકા તથા શ્રી આચારાંગ સૂત્રની

ભાવનાધ્યયન, ચૂલિકા ને વિમુક્તિ અધ્યયન ચૂલિકાની બાબતમા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે પરિશિષ્ટ પર્વના ૯મા સર્ગના ૯૭મા ૯૮મા શ્લોકમા કહ્યુ છે કે—"આ ચારે ચૂલિકાઓ શાસન દેવતાની સહાયથી મહાવિદેહ ક્ષેત્રમા શ્રી સીમંધર સ્વામીની પાસે ગયેલા જ્યેષ્ઠા સાધ્વીને શ્રી સીમંધર સ્વામીજીએ કહી હતી, તે યાદ રાખીને અહી આવી શ્રી સંઘને તે બીના જણાવતા પૂર્વધર મહાપુરૂષોએ પહેલી બે ચૂલિકાને દશવૈકાલિક સૂત્રના અંતે સ્થાપન કરી છલ્લી બે ચૂલિકાને આચારાગ સૂત્રમા સ્થાપન કરી આથી સમજાય છે કે—જ્યારે શય્યંભવસૂરિજીએ આનો ઉદ્ધાર કર્યો ત્યારે આ બે ચૂલિકાઓ હતી નહી આ રીતે જેમનુ આયુષ્ય ફક્ત ૬ મહિના જેટલુ બાકી હતું તે મનકમુનિ ૬ મહિનામા આ દશવૈકાલિક સૂત્ર ભણીને આરાધક થયા તેમના પટ્ટધર શ્રીયશોભદ્રસૂરિ વગેરે મહાપુરૂષોએ આને મૂલ સૂત્ર તરીકે સ્થાપ્યુ આ બીનાઓ વિસ્તારથી કહીને અંતે નયોની હકીકત જણાવી છે

॥ શ્રી દશવૈકાલિક સૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો ચોવીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

## ॥ પચ્ચીશમો પ્રકાશ ॥

### ॥ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો ટૂંક પરિચય ॥

॥ आर्या ॥

अह हं परिचयलेसं, वुच्छं सिरिउत्तरज्झयणसंगं ॥
छत्तीसज्झयणाइं, वुत्ताइं विविहतत्ताइं ॥ १९१ ॥

विणओ[1] विणयसुअम्मि, परीसहाइं परीसहज्झयणे[2] ॥
चउरंगिज्जे[3] हेऊ, चउरो मुत्तीइ पण्णत्ता ॥ १९२ ॥

भणिया पमायभेया, असंखए[4] तस्स चायपण्णवणा ॥
वुत्ता अकाममरणे[5], मिइभेयप्पमुहवुत्तंतं ॥ १९३ ॥

छट्ठे[6] चुल्लगवत्ता, ओरब्भे[7] पवरपंचदिट्ठंता ॥
कविलो य काविलिज्जे[8], नमिपव्वज्जाइ[9] नमिवत्ता ॥ १९४ ॥

दुमपत्तोदाहरणा, पमायपरिहारदेसणा भव्वा ॥
दुमपत्ते[10] ठाणाई, बहुसुयपुज्जे[11] बहुसुयत्तं ॥ १९५ ॥

हरिएसे[12] हरिएसो, संभूउत्तरणगारचित्तक्खे[13] ॥
चित्तो मुणिसंभूई, उसुआरिज्जे[14] छपव्वज्जा ॥ १९६ ॥

वरसमणलक्खणाइं, सभिक्खुणामम्मि[15] बंभचेरस्स ॥
दस ठाणाइ समाहि—ट्ठाणे[16] तह पावसमणिज्जे[17] ॥ १९७ ॥

पाव समणवुत्तंतं—वुत्तंत संजइज्जणामम्मि[18] ॥
संजइनिवस्स य मिया—पुत्तीए[19] सुयमियापुत्तो ॥ १९८ ॥

वुत्तो य नियंठिज्जे[20], समणानाहो समुद्दपालिज्जे[21] ॥
वित्थारा पण्णत्तं, समुद्दवालस्स वुत्तंतं ॥ १९९ ॥

रहणेमीए[22] राई— मईइ रहणेमि णेमि सीसस्स ॥
संवाओ गणिकेसी—गणहर सिरि गोयमाणं च ॥ २०० ॥

सिरिकेसिगोयमिज्जे[२३] समिइय[२४] णामम्मि समिइगुत्तीओ ॥
मुणिमाहणसन्नाओ, जण्णीए[२५] माहणत्ताई २०१ ॥

सामायारी सामा—यारीए[२६] गणसाहुरत्ताए ॥
वुत्तो य खलुंकिज्जे,[२७] खलगुवणओ कओ सीसे ॥ २०२ ॥

नाणाइयस्स रूवं, मुक्खगइक्खे[२८] तिसत्तरिद्दारा ॥
अपमाए[२९] तवभेया, तवामिहे[३०] चरणाम्मि[३१] ॥ २०३ ॥

चारित्तस्स सरूवं, पमायठाणम्मि[३२] रागदोसाई ॥
कम्मपयडिणिस्सद, कम्मपयडिणामभज्झयणे[३३] ॥ २०४ ॥

लेसज्झयणे[३४] लेसाऽ—णगारमग्गो ऽणगारमग्गम्मि[३५] ॥
जीवाजीवा जीवाऽ—जीवविभत्तीइ[३६] पण्णत्ता ॥ २०५ ॥

**શબ્દાર્થ**—હવે હું જૈનપ્રવચન કિરણાવલીના પચ્ચીશમા પ્રકાશમા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો પરિચય ટૂંકામા કહીશ અહીં ૩૬ અધ્યયનો કહ્યા છે તે દરેક અધ્યયનોમા જૂદી જૂદી જાતના તત્ત્વોની બીના કહી છે એટલે વિનય વગેરે પદાર્થોનું વર્ણન કર્યું છે ॥ ૧૯૧ ॥ તે ૩૬ અધ્યયનોમાના (૧) પહેલા **વિનયશ્રુત** નામના અધ્યયનમા વિનીત ( વિનયવત ) શિષ્યના ને અવિનયવત શિષ્યના લક્ષણ, સ્વરૂપ અને અવિનયના ફલો જણાવીને ગુરૂધર્મ અને શિષ્ય ધર્માદિનું વર્ણન વિસ્તારથી કર્યું છે અહીં શ્રી સુધર્મા સ્વામીએ જબૂસ્વામી આદિને ઉદ્દેશીને જિનધર્મ રૂપી પ્રાસાદના મૂલ પાયા જેવા વિનયધર્મ વગેરેનું સ્વરૂપ સભળાવ્યું છે, તેથી આ અધ્યયનનું ‘ વિનયશ્રુત ’ નામ યથાર્થ છે (૨) **પરીષહ** નામના અધ્યયનમા ૨૨ પરીષહોની બીના કહી છે એટલે જૂદા જૂદા પ્રસંગે જે જે સંકટ આવે, તે વખતે તેને શાંતિથી સહન કરવાથી જરૂર ઘણા કર્મોની નિર્જરા થાય છે નવા ચીકણા કર્મો બધાતા નથી તેથી વિપરીત ભાવે વર્તવાથી મુનિધર્મ કલુષિત થાય છે ને બીજા નવા ઘણા ચીકણા કર્મો બધાય છે માટે મુનિએ પરીષહોને સમતા ભાવે સહન કરવા જોઈએ આ બીના દૃષ્ટાતો સાથે વિસ્તારથી કહી છે (૩) ત્રીજા ચાતુર ગીય નામના અધ્યયનમા મુક્તિના (૧) મનુષ્યપણું, (૨) શ્રુતિ જિનવચનોનું સાભળવું, (૩) જિનવચનોની ઉપર શ્રદ્ધા થવી, (૪) સયમની આરાધનામા આત્મવીર્યોલ્લાસ ફોરવવો– આ ચાર પરમ ( અસાધારણ ) કારણોનું સ્વરૂપ વિસ્તારથી કહ્યું છે, તેથી **ચાતુરંગીય** નામ યથાર્થ છે પ્રબલ પુણ્યોદયે મનુષ્યત્વ વગેરેને પામેલા ભવ્ય જીવો પ્રમાદાદિ અતરગ

શત્રુઓના પંજામાં સપડાઈને ભવભ્રમણ કરે નહી, આવી પરોપકારી દૃષ્ટિવાળા સૂત્રકારે તે ચારે પદાર્થોની ક્રમસર દુર્લભતા વર્ણવીને પ્રમાદાદિની ઓળખાણ કરાવી તે દરેક અંતરંગ શત્રુને જીતવાની આજ્ઞા ફરમાવી છે. આત્માને ક્રમસર ઉંચે ચઢાવનારા આ ચાર પદાર્થો છે. તે દરેક પદાર્થનું વિસ્તારથી વર્ણન મેં દેશના[1] ચિંતામણીના બીજા ભાગની પ્રસ્તાવનામાં કર્યું છે. તે ત્યાંથી જાણવું ॥ ૧૯૨ ॥

(૪) ચોથા **અસંસ્કૃત** નામના અધ્યયનમાં પ્રમાદને તજવાનો સચોટ ઉપદેશ દેતાં અપૂર્વ આત્મિક બોધને દેનારાં અને પ્રમાદાદિના ભયંકર જુલમોને જણાવનારાં દૃષ્ટાંતો સાથે પ્રમાદ વગેરેનું સ્વરૂપ ભેદ ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. અહીં શરૂઆતમાં કહેલા ( **असंखयं** ) ( **असंस्कृतं** ) પદથી આ અધ્યયનની ઓળખાણ કરાવી છે, તેથી આનું નામ 'અસંસ્કૃત' યથાર્થ છે. જીવનદોરી તૂટયા પછી 'असंस्कृतं' એટલે સાંધી શકાતી નથી. શ્રી તીર્થંકરાદિ મહાપુરૂષો પણ તે તૂટેલી જીવનદોરીને સાંધી શકતા નથી. છદ્મસ્થ જીવોને કયા ટાઈમે કયા ક્ષેત્રમાં કયા કારણથી મૃત્યુ થશે, તેની ખબર પડતી નથી. માટે હે જીવ! તું પ્રમાદ કરીશ નહિ. તું એમ સમજે છે કે "હાલ તો ધન કમાવાનો ને ભોગ ભોગવવાનો સમય છે, માટે ઘડપણમાં ધર્મને સાધીશ" પણ આ તારી સમજણ ભૂલ ભરેલી છે. કારણકે તું 'વૃદ્ધ થઈશજ' એવું નક્કી નથી. નજરો નજર જોઈએ છીએ કે-સવારે જોયેલા જીવો બપોરે દેખાતા નથી. ( મૃત્યુ પામે છે ). બપોરે જોયેલા જીવો સાંજે દેખાતા નથી. વળી દુનિયાનાં જીવો સ્વાર્થી છે. ઘડપણમાં સામું પણ જોતાં નથી. પુણ્યાઈ હોય તો દીકરા વગેરે વૃદ્ધની ખબર લે છે. આવી પુણ્યાઈ ઘડપણ આવ્યા પહેલાં ધર્મારાધન કરીને મેળવી શકાય છે. ઘડપણમાં શારીરિક શક્તિ વગેરે સાધનોની સંપૂર્ણ ખામી થતી હોવાથી તું ધર્મારાધન કરવાને સમર્થ થઇ શકતો નથી, માટે જ્યાં સુધી શરીર નીરોગી છે, ઘડપણ આવ્યું નથી, ઇંદ્રિયો અખંડ છે, આયુષ્યનો અંત આવ્યો નથી, તેટલા કાલમાં પરમ ઉલ્લાસથી મહાદુર્લભ શ્રી જિનધર્મની આરાધના કરીને ભવ સમુદ્રનો પાર પામજે. આ હકીકત શ્રી સંવેગમાલા[2] વગેરે ગ્રંથોમાં બહુજ વિસ્તારથી જણાવી છે. આ અધ્યયનનો સાર એ છે કે—(૧) આયુષ્યનું વિનશ્વરપણું, (૨) અશુભ કર્મોનાં કડવાં ફલો, (૩) જે જીવ કર્મને કરે તેજ જીવ કર્મના ફલને ભોગવે છે, (૪) હાલ જાગવાનો સમય છે, ઉંઘવાનો સમય નથી. માનવ જીવનના સમયની કીંમત સમજીને અપ્રમત્ત થવું જોઇએ. (૫) સ્વચ્છંદી થવું નહી, કષાયને જીતવા આ પાંચ મુદ્દા વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે.

(૫) **અકામમરણીય** નામના પાંચમા અધ્યયનમાં મરણના ભેદ વગેરેનું વર્ણન

---

૧ આર્થિક સહાયક શેરદલાલ જેસંગભાઈ કાલીદાસની મદદથી શા. ઇશ્વરદાસ મૂલચંદે ગ્રંથપ્રકાશ સભાની મારફત છપાવી છે. ૨ શ્રી સંવેગમાલા ગ્રંથ શ્રી જૈન ધર્મપ્રસારક સભાએ છપાવ્યો છે.હાલ મળે છે.

વિસ્તારથી કર્યું છે (૧) અજ્ઞાની જીવોના મરણની બીના, (૨) પાપકર્મોને કરનારા જીવો તેના ઉદયમાલે કેવો પશ્ચાત્તાપ કરે છે તે બીના (૩) શબ્દાદિ કામભોગને સેવનારા જીવોની દુર્દશા, (૪) બે પ્રકારના રોગના કારણો, (૫) દુરાચારને સેવનારા જીવોની મરણકાલે દયાજનક પરિસ્થિતિ, (૬) દેશવિરતિના મરણની બીના, (૭) સયમી જીવોનુ પડિત મરણ, તેની શુભગતિ, દેવતાઇ સુખ વગેરેનુ વર્ણન ( વિસ્તારથી કર્યું છે ) એ આ અધ્યયનનો ટૂંક સાર છે ॥ ૧૯૩ ॥

(૬) ક્ષુલ્લક નિર્ગ્રંથીય નામના છટ્ઠા અધ્યયનમા ક્ષુલ્લક સાધુનુ ( મુનિનુ ) સ્વરૂપ જણાવ્યુ છે અહી ક્ષુલ્લક સાધુ શબ્દથી એ નામના મુનિની કથા કહી નથી, પણ અજ્ઞાનાદિથી બાધેલા કર્મોના ફલને ભોગવતા ધન સ્ત્રી પુત્ર વગેરેમાના કોઈ પણ દુ ખથી બચાવતા નથી, માટે મમતાનો ત્યાગ કરી સર્વ જીવોની ઉપર મૈત્રી ભાવ રાખીને મોક્ષમાર્ગની યથાર્થ આરાધના કરવા આજ્ઞા ફરમાવી છે એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયા કરવાથી મુક્તિના સુખ મળેજ નહી, પણ જ્ઞાનક્રિયાની સમુદિત સાધનાથી તે મળે છે આ બીનાનુ જે વિસ્તારથી વર્ણન તેજ આ છટ્ઠા અધ્યયનનો સાર સમજવો

(૭) સાતમા ઔરભ્ર ( એલક ) નામના અધ્યયનમા જણાવેલા પાચ દૃષ્ટાતોમા પહેલુ ઉરભ્ર એટલે ઘેટાનુ દૃષ્ટાત કહ્યુ છે, તેથી આનુ 'ઔરભ્ર' નામ યથાર્થ છે, અન્યત્ર એલક અધ્યયન કહ્યું છે તેમા અર્થભેદ નથી, કારણકે 'એલક'નો અર્થ પણ 'ઘેટો' જ થાય છે અહી ઘેટાનુ અને કાકણી, કેરી, વેપાર, તથા સમુદ્રના દૃષ્ટાતો જણાવીને (૧) ભોગમા આસક્ત જીવોની દુર્દશા અને (૨) દુર્ગતિમા જનારા જીવોના લક્ષણો, (૩) લગાર પણ થયેલ ભૂલના ભયકર પરિણામો, (૪) મનુષ્યના કર્ત્તવ્યો, (૫) કામભોગની વિનશ્વરતા-આ પાચ મુદ્દાઓનુ જે વિસ્તારથી વર્ણન તે આનો સાર છે, એમ સમજવુ

(૮) કાપિલીય નામના આઠમા અધ્યયનમા શ્રી કપિલમુનિનુ ચરિત્ર કહ્યુ છે તેથી આ અધ્યયન કપિલમુનિની બીનાવાળુ હોવાથી કાપિલીય નામે પ્રસિદ્ધ છે વ્યાકરણના નિયમ પ્રમાણે 'જે કપિલ ( મુનિ ) નુ હોય, તે 'કાપિલીય' કહેવાય આ રીતે 'કાપિલીય' શબ્દની વ્યુત્પત્તિ થાય છે 'લોભ' શબ્દને અવળો કરીએ એટલે વિપરીત પણે ગોઠવવાથી બનેલો 'ભલો' શબ્દજ જણાવે છે કે લોભ અનર્થનુ ને દુર્ગતિનુ કારણ છે સતોપ એ પરમ સુખનુ ને પરમ શાતિનુ અપૂર્વ સાધન છે કપિલ મુનિ પૂર્વાવસ્થામા લોભી હતા લોભનો થોભ ( અટકાવ ) થયો નહિ, તેના કડવા ફલો વિચારીને સતોષ ગુણને ધારણ કરી પરમ સુખી થયા પરમ શાતિના ભાજન બન્યા એમ સમજીને મુનિવરો સતોષી બનીને મોક્ષમાર્ગને આરાધી સિદ્ધિપદને પામે એજ આ અધ્યયનનો ટૂક સાર છે અહી (૧) કપિલ મુનિના પૂર્વભવની બીના, (૨) તેમણે શુભ ભાવનાથી કરેલ સયમની સાધના, (૩) તેમણે સતોષ ગુણને પમાડનારી આપેલી દેશના, (૪) દયાધર્મનુ ખરૂ રહસ્ય, (૫) સાચી

વિદ્યાનું વર્ણન (૬) લોભના ખરાબ ફલો (૭) સ્ત્રી પરિચયનો પરિહાર. આ સાત મુદ્દાઓ સ્પષ્ટ કહ્યા છે.

(૮) આઠમા '**નમિપ્રવ્રજ્યા**' નામના અધ્યયનમાં નમિ રાજાએ દૃઢ વૈરાગ્ય થતાં લીધેલી દીક્ષાનું વર્ણન વિસ્તારથી કર્યું છે, તેથી આ અધ્યયન 'નમિ પ્રવ્રજ્યા' કહેવાય છે. (૧) નમિ રાજર્ષિ, (૨) કરકંડુ (૩) દ્વિમુખ, (૪) નગ્ગતિ-આ ચાર પ્રત્યેક બુદ્ધોમાં નમિ રાજર્ષિ પણ જણાવ્યા છે. (૧) હાથના કંકણ નિમિત્તે પ્રકટ થયેલ વૈરાગ્યથી તેમણે દીક્ષા લીધી, (૨) તે વખતે ત્યાં (મિથિલા નગરીમાં) હાહાકાર થયો. (૩) આ પ્રસંગે બ્રાહ્મણ વેષે રહીને ઇંદ્ર મહારાજે તે નમિ રાજર્ષિને જે જે પ્રશ્નો પૂછયા, તેના તે રાજર્ષિએ આબાદ ઉત્તરો આપ્યા આ ત્રણ મુદ્દાઓનું જે વિસ્તારથી વર્ણન એજ આ અધ્યયનનો સાર છે. એમ સમજવું ॥૧૯૪॥ (૧૦) **દ્રુમપત્રક** નામના દશમા અધ્યયનમાં પ્રભુશ્રી મહાવીરે ઝાડના પાકી ગયેલા પાંદડાંની જેવી મનુષ્યના આયુષ્યની ક્ષણભંગુરતા સમજાવીને અપ્રમત્ત ભાવે મોક્ષમાર્ગની આરાધના કરવા માટે શ્રી ગૌતમ સ્વામીને ઉદ્દેશીને આત્માને બહુજ અસરકારક ને વૈરાગ્યજનક ઉપદેશ આપ્યો છે. તેથી આ અધ્યયન 'દ્રુમપત્રક' એવા યથાર્થ નામે ઓળખાય છે. અહીં યોગ્ય પ્રસંગે અને અનુપ્રસંગે મનુષ્યજીવનની દુર્લભતા, અશુભ કર્મોના કડવા વિપાકો, જૂદા જૂદા ભવોના આયુષ્યનું પ્રમાણ વગેરે બીના જણાવીને શ્રી ગૌતમ મહારાજાને થયેલી ઉપદેશની અસર અને તેમના નિર્વાણની બીના વિસ્તારથી સમજાવી છે. ભવ્ય જીવોએ ઝાડના જીર્ણ થયેલ પાંદડાંના જેવું જીવન જાણીને અપ્રમત્ત ભાવે પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગને આરાધી સિદ્ધિપદને મેળવવું. એમાંજ સાચી માનવતાનું રહસ્ય રહ્યું છે, એજ આ અધ્યયનનો સાર છે.

(૧૧) **બહુ શ્રુતપૂજ્ય** (બહુ સુતપૂજા) નામના અગીઆરમા અધ્યયનમાં બહુશ્રુતપણાંના સ્વરૂપ અને કારણો, તથા અવિનીત શિષ્યોનાં ને વિનીત શિષ્યોનાં સ્થાનો જણાવ્યાં છે. એટલે ઉત્તમ જ્ઞાનવંત ભવ્ય જીવોનાં ને અજ્ઞાની જીવોનાં લક્ષણો ભાવના તથા જ્ઞાનનાં ફલ, તેમજ ઉત્તમ જ્ઞાની જીવોને લાયક ઉપમાઓનું અહીં વિસ્તારથી જે વર્ણન, તેજ આ અધ્યયનનો સાર છે. (૧૨) બારમા **હરિકેશીય** નામના અધ્યયનમાં હરિકેશ (હરિકેશ બલ) મુનિનું ચરિત્ર કહ્યું છે, તેથી તેમનાજ નામે અધ્યયન ઓળખાય છે. જાતિમદના કડવાં ફલો, તપસ્વીનો ત્યાગ, તપશ્ચર્યાનો પ્રભાવ, અને તેની શુદ્ધિ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. ॥ ૧૯૫ ॥ (૧૩) તેરમા **ચિત્ર સંભૂતીય** નામના અધ્યયનમાં ચિત્ર અને સંભૂતિ નામના બે ભાઈનું વર્ણન કર્યું છે, તેથી તે બંનેના નામથીજ આ અધ્યયન ઓળખાય છે. પોતાના ભાઈ ચિત્ર મુનિએ સંભૂતિ (બ્રહ્મદત્ત ચક્રવર્તિના જીવ)ને નિયાણું ન કરવા માટે ઘણું સમજાવ્યો, છતાં સમજ્યો નહી, ને તે નિયાણું કરીને મૃત્યુ પામી બ્રહ્મદત્ત ચક્રી થયો. ચિત્ર મુનિ ચારિત્ર પાળીને દેવ થયા. આ રીતે તે બંનેના પૂર્વ ભવની બીના જણાવતાં સંસ્કારની થીયરી, પૂર્વભવના સ્નેહનો પ્રભાવ, તથા સાચી ત્યાગદશા, તેમજ બંને ભાઈઓનું

મળવુ, ત્યા ચિત્ર મુનિએ આપેલી હિતશિક્ષા વગેરે મુદ્દાઓનો જે વિસ્તારથી હેવાલ, તેજ આ અધ્યયનનો સાર જાણવો (૧૪) ઇષુકારીય નામના ચૌદમા અધ્યયનમા ઇષુકારપુરના રાજા ઇષુકાર વગેરે ૬ જીવોની દીક્ષા વગેરેનુ વર્ણન કર્યું છે, તેથી પુર (નગર) ના નામે કે રાજાના નામે આ અધ્યયન ઓળખાય છે ધર્મારાધનના ફલ રૂપે સાંસારિક પદાર્થોની જે ઈચ્છા કરવી, તે નિયાણુ કહેવાય, તેના કડવા ફલો બ્રહ્મદત્તને ભોગવવા પડયા, એ તેરમા અધ્યયનમા કહ્યુ અહી નિયાણાનો ત્યાગ કરવાથી થતા લાભનુ વર્ણન કરતા એકજ દેવ વિમાનમા રહેલા ૬ જીવો દેવાયુષ્ય પૂરૂ કરીને ઇષુકારપુરમા જન્મે છે (૧) ઇષુકારપુરનો ઇષુકાર રાજા, (૨) તેની રાણી, (૩) પુરોહિત, (૪) તેની પત્ની, (૫-૬) તેના બે પુત્રો, આ રીતે ૬ જીવોના પૂર્વભવની બીના, તેમનુ ઇષુકારપુરમા ફરી મળવુ, તે ટાઈમે પૂર્વના સંસ્કારોની સ્ફુરણા, સાચા વૈરાગ્યના વર્ણનમા 'આત્મા દ્રવ્યાસ્તિકનયે નિત્ય છે' આની સાબીતી, અને તે ૬ જીવોની દીક્ષા અને મુક્તિની બીના વિસ્તારથી કહી છે, આજ આ અધ્યયનનો સાર છે, એમ સમજવુ ॥ ૧૬૬ ॥ (૧૫) પંદરમા સભિક્ષુ નામના અધ્યયનમા આદર્શ સાધુના ગુણો વગેરે બીના વિસ્તારથી કહી છે, તે સાધુજીવનને સમજવામા બહુજ મદદગાર છે

(૧૬) સોલમા **સમાધિસ્થાન** નામના અધ્યયનમા સમાધિના એટલે બ્રહ્મચર્યના દશ સ્થાનોનુ વિસ્તારથી વર્ણન કર્યું છે, તેથી આ અધ્યયન **સમાધિસ્થાન** કહેવાય છે અહી બ્રહ્મચર્યની નવ વાડનુ વર્ણન શીલભાવનાને પોષનારૂ છે મન વચન કાયાથી શીલ પાળવાના સાધનો, તેનું ફલ વગેરેનું જે વિસ્તારથી વર્ણન તેજ આનો સાર સમજવો (૧૭) સત્તરમા '**પાપશ્રમણીય**' નામના અધ્યયનમા શ્રમણ ધર્મની અવિચ્છિન્ન મર્યાદાથી સ્વચ્છંદી બનીને વિરૂદ્ધ પ્રવૃત્તિ કરે તે પાપ શ્રમણ કહેવાય તેની બીના અહી કહી છે, તેથી તેજ નામે અધ્યયન ઓળખાય છે ૧ પાપશ્રમણનું સ્વરૂપ, ૨ સંયમજીવનથી પાડનારા દોષોની બીના, ૩ તે દોષોને દૂર કરવાના ઉપાયો આ ત્રણ મુદ્દાઓનુ જે વિસ્તારથી વર્ણન તેજ આનો સાર સમજવો (૧૮) અઢારમા **સંયતીય** નામના અધ્યયનમા ભોગનો ત્યાગ કોણે કર્યો? તેથી કોને કેવા લાભો થયા? તે બીના યથાર્થ સમજાવવા માટે સંયતિ (સંજય) રાજાની કથા કહી છે, તેથી આ અધ્યયન તેજ નામે ઓળખાય છે ૧ કાંપિલ્ય નગરનો સંયતિ રાજા શીકાર કરવા બગીચામા ગયો, (૨) લહેરમા ફરતા ફરતા તેને થયેલો પશ્ચાત્તાપ, (૩) તેને ગર્દભાલી મુનિનો સમાગમ તેમનો ઉપદેશ સાંભળવાથી થયેલી ત્યાગની ભાવના, (૪) તેણે દીક્ષા લીધી (૫) તેમને ક્ષત્રિય મુનિની સાથે જિનશાસનની બાબતમા વાતચીત, (૬) પાછલા ભવનું સ્મરણ અને ત્યાગધર્મને પોષનારા ચક્રવર્તી વગેરેના દૃષ્ટાંતોની જે વિસ્તારથી હકીકત, તેજ આનો સાર સમજવો (૧૯) ઓગણીશમા **મૃગાપુત્રીય** નામના અધ્યયનમા મૃગા પુત્રનુ ચરિત્ર કહ્યુ છે, તેથી તેના નામે આ અધ્યયન ઓળખાય છે સુગ્રીવ નામના નગરના બલભદ્ર રાજાના યુવાન કુમાર મૃગા પુત્રને એક મુનિના દર્શન થયા, તેથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ, તેના પ્રભાવે તેણે જાણેલી પૂર્વ ભવોની બીના અને

નીચ ગતિમાં ભોગવેલા દુ:ખોની બીના માતાપિતાને જણાવીને સમજાવીને દીક્ષા લીધી. આ પ્રસંગે પુત્રે માતાપિતાની સાથે કરેલી પ્રશ્નોત્તરી અપૂર્વ વૈરાગ્ય ભાવને પોષનારી છે. આ મુદ્દાઓનો જે વિસ્તાર તેજ આનો સાર સમજવો. ॥૧૯૮॥ (૨૦) વીશમા **મહાનિર્ગ્રંથીય** નામના અધ્યયનમાં મહાનિર્ગ્રંથ એટલે મોટા મુનિશ્રી અનાથી અણગારનું ચરિત્ર કહ્યું છે, તેથી આ અધ્યયન 'મહાનિર્ગ્રંથીય' કહેવાય છે. અહીં અનાથી મુનિએ શ્રેણિક રાજાએ 'ખરો નાથ કોણ થઇ શકે? અનાથ કોણ કહેવાય?' આ પ્રશ્નોના ઉત્તરમાં સાચી અનાથતાનું અને સાચી સનાથતાનું વર્ણન સમજાવતાં મુનિના વૈરાગ્ય ગુણને વખાણ્યો. આ બીના જણાવતાં અશરણ ભાવના, આત્મા પોતેજ કર્મોને કરે છે ને તેના ફલો પણ તેજ ભોગવે છે, તથા સન્માર્ગગામી આત્માજ પોતે પોતાનો મિત્ર કહેવાય ને જો તે ઉન્માર્ગે ચાલે તો પોતાનો શત્રુ કહેવાય, વગેરેનું જે વૈરાગ્યજનક વર્ણન તેજ આનો સાર સમજવો. (૨૧) એકવીશમા **સમુદ્રપાલીય** નામના અધ્યયનમાં-એકાંત ચર્યાના સ્વરૂપને સમજાવનાર સમુદ્રપાલની કથા કહેલી છે. તેથી તેના નામે આ અધ્યયન ઓળખાય છે. તેના પિતા **પાલિત** ચંપાનગરીમાં રહેતા હતા, તેમણે પ્રભુ શ્રી મહાવીરની પાસે દીક્ષા લીધી. સમુદ્રપાલે એક ચોરની દુર્દશા જોઇને વૈરાગ્ય થતાં દીક્ષા લઈને બહુજ તપ આદિ કરવા પૂર્વક પરમ ઉલ્લાસથી ચારિત્રની આરાધના કરી આત્મ કલ્યાણ કર્યું. આ તમામ બીનાનો જે વિસ્તાર, તેજ આનો સાર સમજવો. ॥૧૯૯॥ (૨૨) બાવીશમા **રથનેમીય** નામના અધ્યયનમાં રથનેમિની બીના કહી છે, તેથી તેના નામે આ અધ્યયન ઓળખાય છે. દશ દશાર્હ રાજાઓમાં સૌથી મોટા સમુદ્રવિજય અને સૌથી નાના વસુદેવ જણાવ્યા છે. તેમાં સમુદ્રવિજયના પુત્ર પ્રભુ શ્રી નેમિનાથ, અને વસુદેવના પુત્ર કૃષ્ણ વાસુદેવ થયા. ઉંમરમાં શ્રી નેમિનાથથી કૃષ્ણ વાસુદેવ મોટા હતા. પ્રભુ શ્રી નેમિનાથના સગાં ભાઇઓની નામાવલિમાં રથનેમિનું નામ આવે છે તે પ્રભુથી નાના હતા. એમ શ્રી નેમિચરિત્રાદિમાં જણાવ્યું છે. કેટલાએકનું માનવું એ છે કે તે પ્રભુના મોટાભાઈ હતા. સમુદ્રવિજય વગેરે દશે ભાઈઓનો પરિવાર બહુ જ વિશાલ હતો. કૃષ્ણ વાસુદેવને ત્યાં પાંડવોનું મોસાળ થાય. એટલે ઉંમરમાં પાંડવો નાના અને કૃષ્ણ વાસુદેવ મોટા હતા. આ કૃષ્ણ વાસુદેવે ઉગ્રસેન રાજાની પુત્રી અને કંસકુમારની બેન રાજીમતી સાથે પ્રભુનો વિવાહ કરાવ્યો. શ્રાવણ સુદિ છઠે લગ્નની તૈયારી થઈ. ઉગ્રસેન રાજાના મહેલના નજીકમાં લગ્નનો વરઘોડો પહોંચતાં સારથિને પૂછ્યું કે આ દયાજનક શબ્દો કોના સંભળાય છે? તેણે કહ્યું કે તમારા લગ્ન નિમિત્તે આટલા પશુઓ એકઠાં કર્યા છે. તેમના આ શબ્દો સંભળાય છે. સારથિનાં વચનો સાંભળી દયાળુ પ્રભુએ રથને પાછો વળાવી વર્ષીદાન દઈ દીક્ષા લીધી. અહીં આ તમામ બીના અને રાજીમતીની દીક્ષા વગેરે બીના જણાવતાં રાજીમતી સાધ્વીએ રથનેમિ મુનિને જે વૈરાગ્યમય ઉપદેશ દઈને સંયમમાં સ્થિર કર્યા તે બીના કહી છે. પ્રસંગે રાજીમતીના જીવનની (૧) ૪૦૦ વર્ષોની ઉંમરે દીક્ષા લીધી, (૨) ૧ વર્ષનો છદ્મસ્થ પર્યાય, (૩) ૫૦૦ વર્ષો પ્રમાણ કેવલી પર્યાય. ૯૦૧ વર્ષ પ્રમાણ સર્વાયુષ્ય પૂર્ણ થતાં સિદ્ધિપદ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. (૨૩) તેવીસમા **શ્રી કેશીગૌતમીય** અધ્યયનમાં શ્રી કેશીગણધરે

પૂછેલા પ્રશ્નોના ઉત્તરો શ્રી ગૌતમસ્વામીએ આપ્યા તે બીના વિસ્તારથી કહી છે તેથી તે બંને નામથી આ અધ્યયન ઓળખાય છે

શ્રાવસ્તી નગરીમા શ્રી પાર્શ્વનાથની પરંપરામા થયેલા ચાર મહાવ્રતોની આરાધના સ્વરૂપ શ્રમણ ધર્મના સાધક કેશી ગણધર ( કેશી નામના આચાર્ય ) અને ચાર જ્ઞાનના ધારક શ્રી ગૌતમસ્વામી બંને ભેગા થયા, માહોમાહે સુખશાતા પૂછી પ્રશ્નોત્તરો સાંભળી રાજી થઈને કેશીગણધર પ્રભુ મહાવીરના શાસનમા દાખલ થયા એટલે પંચ મહાવ્રતોની આરાધના રૂપ શ્રમણ ધર્મના સાધક બન્યા આ વખતે પર્ષદામા આનંદ વર્ત્યો રહ્યો હતો આ પ્રશ્નોત્તરાદિની બીનાનો જે વિસ્તાર તેજ આનો સાર સમજવો (૨૪) ચોવીશમા **સમિતીય** ( સમિતિક ) નામના અધ્યયનમા પાચ સમિતિ વગેરેનુ વર્ણન કર્યું છે, તેથી આ અધ્યયન તે સમિતિના નામથી ઓળખાય છે (૧) આઠ પ્રવચન માતાનુ યથાર્થ વર્ણન, પ્રસંગે સંયમનુ વર્ણન કરતા મુનિને ચાલવાની, બોલવા વગેરેની મર્યાદા, મન-વચન કાયાના સંયમનુ વર્ણન વગેરે હકીકતો અહી સમજાવી છે (૨૫) પચીશમા **યજ્ઞીય** નામના અધ્યયનમા સાચા યજ્ઞનુ વર્ણન કરેલ છે, તેથી આ અધ્યયન તે નામે ઓળખાય છે અહી ખરા યાજક ( યજ્ઞ કરનાર ), યજ્ઞ અને અગ્નિ તથા બ્રાહ્મણનુ સ્વરૂપ કહીને વેદનુ રહસ્ય, કર્મવાદની પ્રધાનતા અને શ્રમણ મુનિ તાપસની વ્યાખ્યા વગેરે બીના વિસ્તારથી વર્ણવી છે આનો સાર એ છે કે—જયઘોષ મુનિ અને વિજયઘોષ બ્રાહ્મણની હકીકત જણાવવાના પ્રસંગે બ્રાહ્મણના ખરા લક્ષણો ને બ્રહ્મચર્યના ગુણ વગેરેનુ વર્ણન પણ કર્યું છે વિજયઘોષ બ્રાહ્મણે આરંભેલા યજ્ઞમા જયઘોષ મુનિ ભિક્ષા લેવા ગયા, ત્યારે તેણે મુનિને ભિક્ષા વ્હોરાવી નહી, તે અવસરે બંને વચ્ચે થયેલા સંવાદમા મુનિએ ખરા સાધુ, બ્રાહ્મણ, મુનિ, તાપસ, ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર વગેરેના પણ લક્ષણો સ્પષ્ટ સમજાવ્યા છે તેમા કહ્યુ છે કે—માત્ર જન્મ લેવાથી જાતિ ગણાતી નથી ને માત્ર ગળામા જનોઇ પહેરી લેવાથી બ્રાહ્મણ થવાતું નથી, તથા માત્ર છાલના વસ્ત્ર પહેરવાથી ખરૂ તાપસપણુ કહેવાતુ નથી આ બધી બીના અહી વિસ્તારથી સમજાવી છે ॥ ૨૦૦–૨૦૧ ॥ (૨૬) છવ્વીશમા **સામાચારી** નામના અધ્યયનમા દશ પ્રકારની ચક્રવાલ ( હંમેશા કરવા લાયક ) સામાચારીનું વર્ણન કર્યું છે તેથી 'સામાચારી' નામે આ અધ્યયન ઓળખાય છે સામાચારીના ઇચ્છા, મિચ્છા, તહત્તિ, છંદના, નિમંત્રણા, આવસ્સહી, નિસીહી, વગેરે દશ ભેદોનુ સ્વરૂપ વિસ્તારથી જણાવતા સાધુના દિવસના ને રાત્રિના કર્ત્તવ્યો, સમયને ઓળખીને કાર્ય કરવાની સૂચના, સાવધાનતા, વખત જાણવાની રીતિ વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે (૨૭) સત્યાવીશમા **ખલુંકીય** નામના અધ્યયનમા ખલુંક એટલે ગળિયા બળદનુ દૃષ્ટાંત કહીને શિષ્યોને સંયમની સાધનામા સાવધાન થવાની હિતશિક્ષા દેવાના અવસરે ગર્ગ મુનિની બોધદાયક કથા કહી છે તેથી આ અધ્યયન 'ખલુંકીય' નામે ઓળખાય છે અહી ગળીયા બળદના જેવા શિષ્યોના દોષો, સ્વચ્છંદતાના

કડવાં ફ્લો, ગર્ગ મુનિએ કરેલી સત્ય માર્ગની આરાધના વગેરેનું વર્ણન વિસ્તારથી કર્યું છે. ॥ ૨૦૨ ॥ (૨૮) અઠયાવીશમા **મોક્ષગતિ** (મોક્ષમાર્ગગતિ, મોક્ષમાર્ગ) નામના અધ્યયનમાં મોક્ષના કારણભૂત જ્ઞાન દર્શન ચારિત્ર અને તપનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. શ્રી ઉમાસ્વામી વાચકે આમાં કહેલા તત્ત્વોને લક્ષ્યમાં રાખીને શ્રી તત્ત્વાર્થ સૂત્રની રચના કરી છે. આ બીનાને જાણવાથી આત્મધર્મોનો ક્રમસર વિકાસ જરૂર કરી શકાય છે. (૨૯) ઓગણત્રીસમા '**સમ્યક્ત્વ પરાક્રમ**' (અપ્રમાદ) નામના અધ્યયનમાં સંવેગ, નિર્વેદ, શ્રી જિનધર્મની શ્રદ્ધા વગેરે ૭૩ ગુણો (દ્વારો) નું વર્ણન કર્યું છે. આત્મતત્ત્વને જાણવાની ઇચ્છા રૂપ પ્રથમ પગથિયાથી માંડીને આત્માના સંપૂર્ણ વિકાસરૂપ છેલ્લા પગથિયાને પામવા સુધીના તમામ ક્રમનું સ્પષ્ટ વર્ણન વગેરે તાત્ત્વિક બીનાનો જે વિસ્તાર, તે જ આ અધ્યયનનો સાર છે એમ સમજવું. આત્મા સમ્યક્ત્વ ગુણને પામ્યા બાદ પરાક્રમ ફોરવીને અનુક્રમે સિદ્ધિપદને કઇ રીતે પામે છે? આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો અહીં કર્યો છે, તેથી આ અધ્યયન 'સમ્યક્ત્વ પરાક્રમ' નામે ઓળખાય છે, અને મોક્ષના સુખ પ્રમાદને તજવાથી જ મળે છે. આ મુદ્દાથી બીજા ગ્રંથોમાં આનું નામ **અપ્રમાદ** અધ્યયન કહ્યું છે. (૩૦) ત્રીશમા **તપોમાર્ગ** નામના અધ્યયનમાં બાર પ્રકારના તપના ભેદ પ્રભેદ સ્વરૂપ વગેરેનું વર્ણન કર્યું છે, તેથી આ અધ્યયન 'તપોમાર્ગ' નામે ઓળખાય છે. (૧) આઠ કર્મો રૂપી લાકડાંને બાળનાર અગ્નિનું સ્વરૂપ, (૨) તપનું ત્રણ દૃષ્ટિએ (વૈદિક, વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ) વર્ણન, (૩) તપના ભેદ પ્રભેદ વગેરે (૪) તપનો પ્રભાવ. આ ચાર મુદ્દાઓનો જે વિસ્તાર, તેજ આ અધ્યયનનો સાર છે. (૩૧) એકત્રીશમા **ચરણવિધિ** (ચરણ) નામના અધ્યયનમાં એકથી માંડીને તેત્રીશ સુધીના પદાર્થોનું સ્વરૂપ જણાવતાં હેય (ત્યાગ કરવા લાયક) જ્ઞેય (જાણવા લાયક) ને ઉપાદેય (ગ્રહણ કરવા લાયક) પદાર્થોનું પણ વર્ણન કર્યું છે. તેમાં ચારિત્રના ભેદાદિ, સ્વરૂપ વગેરેની બીના જણાવીને અંતે કહ્યું કે—ઉપયોગ એ જ ધર્મ છે. (૩૨) બત્રીશમા **પ્રમાદસ્થાન** નામના અધ્યયનમાં પ્રમાદના કારણોનું સ્વરૂપ જણાવીને પ્રમાદને તજવાનું કહ્યું છે, તેથી આ અધ્યયન 'પ્રમાદસ્થાન' નામે ઓળખાય છે. અહીં રાગ દ્વેષ મોહ કષાયાદિનું સ્વરૂપ, રાગાદિથી થતું ભયંકર નુકશાન, પ્રમાદના કારણોને અને દુઃખને ટાળવાના ઉપાયો, તૃષ્ણા, મોહ, લોભની ઉત્પત્તિના કારણો, તથા રાગ દ્વેષના મૂળ કારણો, તેમજ ઇંદ્રિયોને અને મનને વશ નહિ કરવાથી ભોગવવાં પડતાં ભયંકર દુઃખાદિનું જે વિસ્તારથી વર્ણન તે જ આનો સાર છે, એમ સમજવું. (૩૩) તેત્રીશમા **કર્મ પ્રકૃતિ** નામના અધ્યયનમાં જન્મ-મરણના મૂળ કારણો આઠ કર્મો છે. તેનાં નામ, ભેદો, સ્થિતિ અને પરિણામ (ફ્લો) વગેરેનું વર્ણન કરેલ હોવાથી આ અધ્યયન 'કર્મ પ્રકૃતિ' નામે ઓળખાય છે. અહીં જણાવેલું કર્મોનું સંક્ષિપ્ત વર્ણન બહુજ મનન કરવા લાયક છે. તેથી આત્મા કર્મબંધથી બચીને મોક્ષમાર્ગની આરાધનામાં જરૂર સ્થિરતા પામે છે, ને અંતે સિદ્ધિપદને પામે છે. ॥ ૨૦૩–૨૦૪ ॥ (૩૪) ચોત્રીશમા **લેશ્યા** નામના અધ્યયનમાં લેશ્યાનું વર્ણન કર્યું છે, તેથી આ

અધ્યયન 'લેશ્યાધ્યયન' કહેવાય છે અહી ૬ લેશ્યાના નામ, વર્ણ રસ, ગંધ, સ્પર્શ, પરિણામ, લક્ષણ, સ્થાન, સ્થિતિ, ગતિ, આયુષ્ય વગેરેનુ વિસ્તારથી વર્ણન કર્યું છે ખરાબ ભાવનાના કારણભૂત દોષોનુ તથા શુભ ભાવનાના કારણભૂત ગુણોનુ સ્વરૂપ, તથા બાહ્ય ક્રિયાઓમા મનની મુખ્યતા તેમજ શુભાશુભ વિચારોની આત્મા ઉપર થતી અસર, વળી મરણ પામ્યા પહેલા લેશ્યાના યોગે થતી જીવનની પરિસ્થિતિ વગેરેનુ જે વિસ્તારથી વર્ણન, તેજ આનો સાર સમજવો (૩૫) પાત્રીશમા અણગાર માર્ગ નામના અધ્યયન (અનગારાધ્યયન) મા અનગાર (સાધુ) ના ધર્મનુ વર્ણન કર્યું છે, તેથી તે 'અનગાર માર્ગ' નામે ઓળખાય છે અહી મુનિએ સંસારનો મોહ તજીને પોતાની ફરજો પાળવામા બહુજ સાવધાન રહેવુ જોઈએ નિરાસક્ત બનીને મમતા કારણોથી બહુજ દૂર રહેવુ જોઈએ આ તમામ બીનાનો જે વિસ્તાર, તેજ આનો સાર સમજવો (૩૬) છત્રીશમા 'જીવાજીવ વિભક્તિ' નામના અધ્યયનમા જીવના અને અજીવના નામ, ભેદ, પ્રભેદ, સ્વરૂપ વગેરે બીના કહી છે, તેથી આ અધ્યયન 'જીવાજીવ વિભક્તિ' નામે ઓળખાય છે જેમા જીવ અને અજીવના ભેદાદિની વ્હેચણ એટલે બીના કહી છે તે જીવાજીવ વિભક્તિ કહેવાય

અહી એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવોના ભેદ, પ્રભેદ, આયુષ્ય વગેરે પદાર્થોનુ સ્વરૂપ સમજાવીને જડ પદાર્થોની હકીકત કહી છે પછી કર્મની જીવ ઉપર થતી અસર અને મરણ કાલની શુભાશુભ ભાવના વગેરે પદાર્થોનુ જે વિસ્તારથી વર્ણન, તેજ આ છેલ્લા અધ્યયનનો સાર સમજવો પ્રભુ શ્રી મહાવીરદેવે અંતિમ સમયે આ ૩૬ અધ્યયનો કહ્યા હતા એમ અહી ૨૬૬ મી ગાથામા કહ્યુ છે ॥ ૨૦૫ ॥

સ્પષ્ટાર્થ—પ્રભુ શ્રી મહાવીરદેવે અંતિમ સમયે કોઈએ પણ નહિ પૂછેલા પ્રશ્નોના જે ઉત્તરો આપ્યા, તે ઉત્તરોના સંગ્રહ રૂપ આ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર છે એમ આ સૂત્રની કેટલીએક ટીકા વગેરેમા કહ્યુ છે અને આની નિર્યુક્તિની ચોથી ગાથામા શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે કહ્યુ છે કે—અંગ સૂત્રોમાંથી આ સૂત્રના ૩૬ અધ્યયનોમાના કેટલાએક અધ્યયનોની ઉત્પત્તિ થઈ છે ને કેટલાક અધ્યયનો જિનભાષિત છે કેટલાક અધ્યયનો પ્રત્યેક બુદ્ધાદિના સંવાદાદિરૂપ છે તથા વાદિવેતાલ શ્રી શાન્તિસૂરિ મહારાજે આની પોતે રચેલી મોટી ટીકામા કહ્યું છે કે—"બીજા પરીષહ અધ્યયનનો ઉદ્ધાર દૃષ્ટિવાદમાથી થયો છે, અને દ્રુમપત્રક અધ્યયનના અર્થની અપેક્ષાએ ઉપદેશક પ્રભુ શ્રી મહાવીરદેવ છે તથા પ્રત્યેક બુદ્ધે કાપિલીય અધ્યયનની રચના કરી છે, તેમજ કેશી ગણધર અને શ્રી ગૌતમ સ્વામીના સંવાદરૂપ શ્રી કેશી ગૌતમીય નામનુ અધ્યયન છે આ સૂત્રમા કુલ ૧૬૪૨ શ્લોકો સિવાયનો થોડો ભાગ ગદ્ય પણ છે પદ્ય વિભાગમા આર્યા, અનુષ્ટુપ, ઉપજાતિ વગેરે છંદો વપરાયા છે શ્રી દશવૈકાલિક સૂત્રની રચના થયા પહેલાના સમયમા શિષ્યોને આચારાંગ સૂત્રને

ભણાવ્યા પછી આ સૂત્રને ભણાવાતું હતું, કારણ કે શ્રીઆચારાંગમાં જણાવેલ છ જીવનિકાયોની હકીકતને જાણ્યા બાદ નવીન શિષ્યોને વડી દીક્ષા અપાતી હતી. આ રીતે શ્રી આચારાંગની ઉત્તર એટલે પછી ભણાવવા લાયક જે અધ્યયનો તે ઉત્તરાધ્યયન કહેવાય એમ શ્રી વ્યવહાર ભાષ્યાદિમાં કહ્યું છે. પણ શ્રી શય્યંભવસૂરિ મહારાજે શ્રી દશવૈકાલિકની રચના કરી તે સમયથી નવીન શિષ્યોને અનુક્રમે આવશ્યકસૂત્ર, દશવૈકાલિક સૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર ને આચારાંગ સૂત્ર ભણાવાય છે. માટેજ ૬ જીવનિકાયોની બીના શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનથી ભણાવીને શિષ્યોને વડી દીક્ષા અપાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના યોગોદ્વહન કરીને વિનયાદિ ગુણોને ધારણ કરનાર શિષ્યો વિધિ પૂર્વક ભણવાથી નિશ્ચયે કરીને ભવ્ય કહેવાય છે એમ નિર્યુક્તિકારાદિ મહાપુરૂષોના વચનથી જણાય છે.

આ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચતુર્વિધ સંઘને બહુજ ઉપકાર કરનાર છે. કારણકે તેમાં જણાવેલી વિવિધ પ્રકારની બીનાઓ ભવ્ય જીવોને નિજ ગુણ રમણતાના માર્ગે પ્રયાણ કરાવે છે ને પુદ્ગલ રમણતા જરૂર ઘટાડે છે. આત્માના ખરા શત્રુઓને ઓળખાવીને તેમના પંઝામાં નહિ સપડાવા માટે સાવધાન બનાવે છે. તથા હિતશિક્ષાઓ આપે છે કે–હે ભવ્ય જીવો! વિનયાદિ ગુણોને ધારણ કરજો. અવિનય, રાગદ્વેષ મોહ કષાય પ્રમાદ વગેરે દોષોને દુર્ગતિના ભયંકર દુઃખોને દેનારા સમજીને જરૂર ત્યાગ કરજો, ને હૃદયની ખરી બાદશાહીથી ભરેલા પરમ આદર્શ જીવન રૂપ સાધુધર્મને પરમ ઉલ્લાસથી આરાધીને ભવ સમુદ્રનો પાર પામજો. માટેજ વિધિ પૂર્વક ભણેલા મુનિવરો વ્યાખ્યાનમાં આ સૂત્રને વાંચે છે, ત્યારે બાકીના સાધ્વી શ્રાવક શ્રાવિકાઓ આ સૂત્રના અર્થને સાંભળીને વૈરાગ્ય તત્ત્વજ્ઞાન યતના વગેરે ગુણોને ધારણ કરે છે, ને મોક્ષમાર્ગની સાત્ત્વિકી આરાધના કરી જરૂર માનવ જન્મને સફલ કરે છે. દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતાં એ પણ જરૂર સમજાય છે કે–અહીં જણાવેલી અધ્યયનોની સંકલના વિશિષ્ટ મુદ્દાઓવાળી છે, અને તે મુદ્દાઓનું સ્પષ્ટીકરણ નિર્યુક્તિકારાદિ મહાપુરૂષોએ બહુજ વિસ્તારથી નિર્યુક્તિ વગેરેમાં કર્યું છે. તેથી સમજાય છે કે–ગીતા વગેરે ગ્રંથોથી પણ ચઢી જાય, એવું આ એક અદ્વિતીય શાસ્ત્ર છે. સાધુઓને મૂલ ગુણાદિની આરાધનામાં ઉત્સાહ પમાડનારૂં અને ટૂંકામાં ( સૂત્ર રૂપે ) આત્માને હિતકારી સુંદર શીખામણોને દેનારૂં, તથા વિનય, સહનશીલત , શીલ સમતા સંયમ સરલતા સાદાઈ વગેરે ગુણોના રહસ્યને સમજાવનારૂં, તેમજ કર્મપ્રકૃતિ જીવ અજીવ વગેરે તત્ત્વોના યથાર્થ રહસ્યને સમજવાનું પરમ સાધન આ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર છે. સાચી સાધુતાને ને અસાધુતાને યથાર્થ ઓળખાવવા પૂર્વક નિર્ણય કરાવનારૂં, તથા તેવી સાધુતા તરફ પ્રેમ ઉપજાવીને આત્માને તે ( સાધુતાના ) પંથે પ્રયાણ કરાવનારૂં પણ આ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર છે. દૃષ્ટાંતો આપીને સમાજાવેલા પદાર્થોના રહસ્યને બાલ જીવો પણ સરલતાથી સમજી શકે છે. આ મુદ્દાથી અહીં ઘણાં સ્થલે અપૂર્વ બોધદાયક ચોર, રથને હાંકનાર, ત્રણ વેપારી, પ્રભુશ્રી નેમિનાથ વગેરેની કથાઓ પણ ટૂંકામાં કહી છે. તેમજ બે વ્યક્તિઓની વચ્ચે થયેલા ધાર્મિક સંવાદો પણ આત્મદૃષ્ટિને જરૂર સતેજ કરે છે. આ મુદ્દાથી અહીં

(૧) હરિકેશનો અને બ્રાહ્મણનો સંવાદ અપૂર્વ આત્મબોધને જણાવવાના ઈરાદાથી કહ્યો છે (૨) તથા સાધુ જીવનનો ને ગૃહસ્થ જીવનનો ભેદ (ફરક) સમજાવવા માટે પુરોહિતે તેના પુત્રોની સાથે કરેલો સંવાદ વર્ણવ્યો છે એજ પ્રમાણે વિનય કરવાનો વિધિ, લક્ષણ, સ્વરૂપ તેમજ ક્ષમાદિ ગુણોને ધારણ કરવાની આજ્ઞા વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે પછી ક્રમસર હાસ્ય, અજ્ઞાની જીવોની સોબત, ક્રીડા, ક્રોધ, બહુ બોલવું વગેરે દોષોને તજવાની ને અભ્યાસ તથા આત્મસ્વરૂપની ચિંતવના કરવાની હિતશિક્ષા આપી છે પછી ક્રોધ થાય ત્યારે તેને ક્ષમા ગુણની ભાવનાથી દૂર કરવાનો વિધિ વગેરે બીનાઓ વિસ્તારથી સમજાવી છે પછી એ હિતશિક્ષા આપી છે કે-જાતિવંત ઘોડા જેવા વિનીત શિષ્યોને વારંવાર કહેવાનો પરિશ્રમ કરવો પડતો નથી અને તેઓ પાપના કારણોને સેવતા નથી આ પ્રસંગે ગળિયા બળદના ને જાતિવંત ઘોડાના પર્યાયવાચક શબ્દો, અને ગુરૂને પ્રસન્ન કરનાર અને નારાજ કરનારા (ખેદ ઉપજાવનારા) શિષ્યોની બીના, તથા ગુરૂને પ્રસન્ન કરવાનો વિધિ, તેમજ આત્માને દમન કરવાનું ફલ વગેરે બીના જણાવતા પ્રસંગને અનુસરનારા ચંડરૂદ્રાચાર્ય, કુલપુત્રાદિ, તથા ચોર વગેરેના દૃષ્ટાંતો પણ કહ્યા છે પછી પોતાના આત્માને અને બીજાને દમવાના કારણોને સેચનક હાથીના દૃષ્ટાંતે સમજાવીને હિતશિક્ષા ફરમાવી છે કે—મુનિવરોએ ગુરૂ ન સાંભળે તે રીતે કે સાંભળે, તે રીતે પણ મન, વચન, કાયાથી ગુરૂના શત્રુ જેવા ન થવું જોઇએ, ને ગુરૂની લગાર પણ આશાતના ન થાય, તે રીતે ગુરૂની પાસે વિનય સાચવીને બેસવું જોઇએ, તથા ગુરૂએ પૂછેલી વાતનો જવાબ સંથારામાં બેઠા બેઠા અપાય નહીં, પણ તેમની પાસે વિનયથી હાથ જોડીને જવાબ આપવો તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું તેમજ ગુરૂ જ્યારે બોલાવે ત્યારે તરતજ ગુરૂની પાસે હાજર થવું વિનયથી ગુરૂની પાસે સૂત્રાર્થની વાચના પૃચ્છા વગેરે પ્રકારે અભ્યાસ કરવો જોઇએ આ પ્રસંગે ગુરૂને પ્રશ્નો પૂછવાનો વિધિ અને મુનિઓને અસત્ય અવધારણી ભાષા નહિ બોલવાની હિતશિક્ષા તથા માયાદિ દોષોને તજવાની સૂચના વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે સાધુ (સાધ્વી) ઓએ સાવદ્ય વચનો બોલવા નહીં ને કારણ વિના નકામું બોલ બોલ કરવું નહીં તથા કોઇને (સામા શ્રોતાને) આઘાત ઉપજાવનારી ભાષા બોલવી નહીં તેમજ એકલી સ્ત્રીના સાથે ઉભા રહી વાતચીત કરવી નહીં આ બીનાઓ સ્પષ્ટ સમજાવીને ફરી પણ હિત શિક્ષાઓ ફરમાવી છે કે—ગુરૂ મહારાજ ઠંડા વચનોથી કે કઠોર વચનોથી શિખામણ આપે, તે વખતે વિનીત શિષ્યે એમજ માનવું જોઈએ કે—નિઃસ્વાર્થ ભાવે ગુરૂ મહારાજ જે કહે તેમાં મારૂં હિત જ સમાયેલું છે ગુરૂના શીખામણના વચનો સાંભળીને બુદ્ધિશાલી શિષ્યો રાજી થઇને ગુરૂના કહ્યા પ્રમાણે વર્તે છે પણ મૂર્ખ શિષ્યો ગુરૂની ઉપર દ્વેષ રાખે છે તેથી તેઓ આરાધક બનતા નથી વિનીત શિષ્યોએ ગુરૂના આસનથી નીચા આસને વિનય સાચવીને બેસવું જોઇએ તેમજ મુનિવરોએ યોગ્ય કાલે ગોચરી આદિ નિમિત્તે બ્હાર જવું, ને યોગ્ય કાલે પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરવી જોઇએ તેજ પ્રમાણે આહારાદિનો વિધિ પણ સમજી લેવો બીજા

સાધુઓને ઉલ્લંઘીને મુનિએ ગ્રહસ્થના ઘેર ગોચરી ન જવું જોઈએ. આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને અનુક્રમે ભિક્ષાને લેવાનો ને વાપરવાનો વિધિ જણાવતાં કહ્યું છે કે—મુનિ આહારને વખાણીને વાપરે નહી, અને પોતાને કે ગુરૂને ક્રોધ ન થાય, તે રીતે મુનિએ વર્ત્તવું જોઈએ તથા આચાર્ય મહારાજના વિચાર અને વચન પ્રમાણે વિનીત શિષ્યોએ વર્ત્તવું જોઇએ, તેમજ કદાચ તેઓ કહે નહી તો પણ કુશલતાથી તેમનો વિચાર સમજીને વૈયાવચ્ચ વગેરે કરવું જોઇએ. આ તમામ હકીકત વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે વિનયનું ફલ ને શિષ્યના વિનયથી પ્રસન્ન થયેલા ગુરૂથી શિષ્યને મળતા ફલની બીના તથા શિષ્યોને આ ભવમાં ને પર ભવમાં વિનયના પ્રતાપે પ્રાપ્ત થતા ફલોની બીના તેમજ અંતે નયોની બીના બહુ જ વિસ્તારથી સમજાવી છે.

## ॥ ૨ ઉત્તરા૦ના બીજા પરીષહ અધ્યયનનો ટૂંક પરિચય ॥

વિનયવંત શિષ્યોએ સહનશીલ થવું જોઇએ. આ મુદ્દાથી અહીં બાવીસ (૨૨) પરીષહોનું વર્ણન કર્યું છે જેને આત્માનો અને શરીરનો ભેદ સમજાયો છે, તે મુનિ પરીષહ વગેરેને પોતે બાંધેલા કર્મોના ફલ રૂપ સમજીને સમતા ભાવે જરૂર સહન કરે છે. તે (મુનિ) એમ માને છે કે—મને અત્યારે આ પરીષહને સહન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, તે બહુ જ સારૂં થયું. કારણ કે હાલ મારી પાસે આત્મજ્ઞાન રૂપી અપૂર્વ દ્રવ્યોનો ભરપૂર ખજાનો હયાત છે. તેથી કર્મ રાજાનું લેણું સંપૂર્ણ રીતે ચૂકવી દઇશ. જેમ એક શેઠની પાસે સીલકમાં ૧૦ લાખ રૂપિયા રોકડા હોય, તે વખતે એક માણસ એ મહિના પહેલાં તે શેઠને ત્યાં વ્યાજે મૂકેલા પોતાના રૂપિય લેવા આવે, ત્યારે તે શેઠ તેને રાજી થઈને એક લાખ રૂપિયા જરૂર આપશે, ને કહેશે કે હાલ તમે લેવા આવ્યા, તે બહુ જ સારૂં કર્યું, કારણ કે મારી પાસે ૧૦ લાખ રૂપિયા સીલકમાં હયાત છે, જ્યારે મારી પાસે સીલકમાં તે મોટી રકમ ન હોત, ત્યારે જો તમે માગવા આવ્યા હોત, તો મારે તમને 'હાલ મારી પાસે લાખ રૂપિયા નથી' તેથી આવતી કાલે આવજો, એમ વાયદો કરવો પડત. પણ તેવું ન બન્યું એ મારૂં સદ્ભાગ્ય માનું છું. તેમ મુનિની પાસે જ્ઞાન ખજાનો ભરપૂર હોવાથી તે કર્મ રાજાનું લેણું આનંદથી ચૂકવે છે. આવી પરિસ્થિતિ મનુષ્ય ભવમાં જ હોય છે. કારણ દેવો વિષયાસક્ત હોય છે, તિર્યંચોને વિવેક હોતો નથી ને નરકના જીવો ભયંકર દુઃખોની પીડાથી રીબાય છે. મનુષ્યોમાં પણ જ્ઞાની આત્માઓ જ ધૈર્ય રાખીને કર્મોના ફલોને ભોગવે છે. માટે મનુષ્ય ભવમા જ સમતા ભાવે ધૈર્ય રાખીને કર્મોને ભોગવી શકાય છે, આવી શુભ ભાવનાને ભાવનારા મુનિવરોને સહન કરવા લાયક બાવીશ પરીષહોની બીના અહીં જણાવતાં પહેલાં પરીષહ શબ્દના ૪ નિક્ષેપાની હકીકત અને પરીષહો કોને શાથી થાય? વગેરે ૧૩ દ્વારોનું વર્ણન કરીને જણાવ્યું છે કે—કર્મ પ્રવાદ નામના પૂર્વમાંથી આ પરીષહ અધ્યયનનો ઉદ્ધાર થયો છે. પછી પરીષહોની બાબ-

તમા જૂદા જૂદા વિચારો જણાવતા ૭૦૦ વર્ષો સુધી સનત્કુમાર ચક્રવર્તિએ ખરજવા વગેરેની વેદના સમતાભાવે ભોગવી હતી તેમણે દ્રવ્ય રોગોને દૂર કરવા માટે પોતાની અસાધારણ શક્તિ છતા તેનો ઉપયોગ કર્યો ન હતો તેમણે દેવોને સ્પષ્ટ કહી દીધુ કે તમારી શક્તિ હોય તો મારા ભાવરોગોને દૂર કરો, આ બાબતમા દેવોએ કહ્યુ કે અમે ભાવ રોગોને દૂર કરવા અસમર્થ છીએ, વગેરે બીના વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે ૨૨ દૃષ્ટાતો આપીને ક્ષુધા પરીષહ વગેરે બાવીસ પરીષહોનુ યથાર્થ સ્વરૂપ સમજાવ્યુ છે તેમા હસ્તિભૂતિ નામના ક્ષુલ્લક સાધુનુ દૃષ્ટાત આપીને ક્ષુધા પરીષહનુ સ્વરૂપ કહ્યુ છે પિપાસા પરીષહના વર્ણનમા ધર્મશર્મનુ દૃષ્ટાત તથા શીત પરીષહના વર્ણનમા શ્રી ભદ્રબાહુ સ્વામીના ચાર શિષ્યોનુ દૃષ્ટાત કહ્યુ છે તેમજ અર્હન્નક મુનિ (અરણિક મુનિવર) નુ દૃષ્ટાત આપીને ઉષ્ણ પરીષહનુ સ્વરૂપ સમજાવ્યુ છે સુમનોભદ્રનુ દૃષ્ટાત આપીને દંશમશક પરીષહનુ સ્વરૂપ વર્ણવ્યુ છે સોમ દેવના દૃષ્ટાતે અચેલક પરીષહનુ સ્વરૂપ સમજાવતા દિગબરોના 'સ્ત્રી મુક્તિ નિષેધ' (વસ્ત્રાદિના પરિગ્રહના કારણે સ્ત્રી મોક્ષે જાય નહી આવા) મતનુ વિસ્તારથી ખડન કરીને સાબીત કર્યુ છે કે– મૂર્છા એજ પરિગ્રહ છે સાધુ સાધ્વીઓ સયમનો નિર્વાહ કરવા માટે મમતા રહિત ભાવે વસ્ત્રાદિ રાખે તે પરિગ્રહ કહેવાય જ નહિ તેથી મોક્ષમાર્ગને આરાધીને સ્ત્રી પુરૂષો સિદ્ધિપદને જરૂર પામે છે પછી અરતિ પરીષહને સહન કરવાના ઉપાયો જણાવતા પુરોહિતનુ દૃષ્ટાત કહ્યુ છે ને સ્થૂલિભદ્રજીનુ દૃષ્ટાત આપીને સ્ત્રી પરીષહનુ સ્વરૂપ કહ્યુ છે દત્તમુનિના દૃષ્ટાતે ચર્યાપરીષહનુ સ્વરૂપ તેમજ કુરૂદત્તના દૃષ્ટાતે નૈષેધિકી પરીષહનુ સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યુ છે સોમદત્ત તથા સોમદેવના દૃષ્ટાતે શય્યા પરીષહનુ સ્વરૂપ, તથા અર્જુનમાળીના દૃષ્ટાતે આક્રોશ પરીષહનુ સ્વરૂપ, તેમજ સ્કન્દકસૂરિના શિષ્યોના દૃષ્ટાતે વધપરીષહનુ સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યુ છે બલદેવના દૃષ્ટાતે યાચ્ચા પરીષહનુ સ્વરૂપ, ઢઢણ મુનિના દૃષ્ટાન્તે અલાભ પરીષહનુ સ્વરૂપ, તેમજ કાલવેશિક મુનિના દૃષ્ટાતે રોગ પરીષહનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે પછી ભદ્રકુમારના દૃષ્ટાતે તૃણસ્પર્શ પરીષહનુ સ્વરૂપ, સુનદ નામના શ્રાવકના દૃષ્ટાતે મલ પરીષહનુ સ્વરૂપ તથા એક શ્રાવકના દૃષ્ટાતે સત્કાર પરીષહનુ સ્વરૂપ, તેમજ કાલકાચાર્યના દૃષ્ટાતે પ્રજ્ઞાપરીષહનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ છે પછી માષતુષ મુનિ વગેરેના દૃષ્ટાતે અજ્ઞાન પરીષહનુ સ્વરૂપ અને આષાઢાચાર્યના દૃષ્ટાતે દર્શન પરીષહનુ સ્વરૂપ વગેરે હકીકત સ્પષ્ટ સમજાવી છે અહી નયોના વિચારો જણાવતા યોગ્ય અવસરે (૧) એક સાથે કેટલા પરીષહો હોય ? (૨) કયા કર્મના ઉદયથી કયા પરીષહો થાય, (૩) કયા ગુણસ્થાનકે કેટલા પરીષહો હોય ? વગેરે પ્રશ્નોના સ્પષ્ટ ઉત્તરો સમજાવ્યા છે

॥ ૩ ઉત્તરાદના ત્રીજા ચતુરગીય અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા એકક (એકડો, એક સખ્યા) શબ્દના ને ચાર સખ્યાને જણા-

વનાર 'ચતુષ્ક' શબ્દના તથા 'અંગ' શબ્દના નિક્ષેપાઓનું વર્ણન કરતાં શ્રુતાંગરૂપ ભાવાંગ તરીકે દ્વાદશાંગી અને નોશ્રુત ભાવાંગ તરીકે માનુષત્વ વગેરે ચાર પદાર્થો જણાવ્યા છે. પછી શરીરના ને સંયમના પર્યાયવાચક શબ્દોની બીના કહી છે. પછી મનુષ્યત્વ વગેરે ૧૨ પદાર્થોની ક્રમસર દુર્લભતા, તથા મનુષ્યભવની દુર્લભતાને જણાવનારા ભોજન વગેરેના ૧૦ દૃષ્ટાંતો, તેમજ આલસ વગેરે તેર કાઠીયાનું વર્ણન વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે અશ્રદ્ધાના મિથ્યાત્વાદિ કારણાદિની બીના કહીને નિહ્નવોનાં નામ, (૧) જમાલિની બીના, (૨) આત્માના છેલ્લા પ્રદેશને જીવ તરીકે માનનાર "તિષ્ય ગુપ્તની બીના, (૩) અવ્યક્તવાદી આષાઢ શિષ્યોની બીના, (૪) અશ્વમિત્રની બીના, (૫) આર્યગંગની બીના, (૬) તથા ષડુલૂક ત્રૈરાશિકની બીના જણાવતાં પરિવ્રાજકની વિદ્યાઓની ને દરેકને જીતનારી વિદ્યાઓની હકીકત કહી છે. (૭) પછી ગોષ્ઠામાહિલની ને દિગંબર મતની બીના સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે પ્રબલ પુણ્યોદયે (૧) મનુષ્યપણું મળે છે. કારણ કે લઘુકર્મી જીવો જ મનુષ્યપણે જન્મે છે. તેમાં પણ ધર્મી કુલાદિની ક્રમસર દુર્લભતા હોય છે. જે જીવને ક્રમસર વધારે વધારે દુર્લભ એવા મનુષ્યત્વાદિ ચારે પદાર્થો પ્રાપ્ત થયા છે, તે જીવ શ્રદ્ધાદિના પ્રતાપે કર્મોનો ક્ષય કરીને સિદ્ધિપદને પામે છે. આ રીતે જેઓ તમામ કર્મોને ખપાવવાની સામગ્રી નહિ મળવાથી કદાચ ચાલુ ભવમાં મોક્ષે ન જાય, તો પણ તેઓ ઉત્તમ દેવપણું તો જરૂર પામે છે આ જીવો અહીં દેવતાઇ સુખ ભોગવીને ત્રીજા ભવે શ્રી જિનધર્મને આરાધવાની સંપૂર્ણ સામગ્રીવાળા ઉત્તમ કુલમાં જન્મ પામીને યોગ્ય ઉંમરે મોક્ષમાર્ગને સાધીને સિદ્ધ થાય છે. આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે.

## ॥ ૪. ઉત્તરા૦ના ચોથા શ્રી અસંસ્કૃત નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં પ્રમાદ શબ્દના ને અપ્રમાદ શબ્દના ચાર નિક્ષેપાની બીના અને તે બંનેના સ્વરૂપ, લક્ષણ, તથા ભેદ વગેરે જણાવીને કહ્યું છે કે—આયુષ્ય ક્ષણભંગુર છે, જીવનદોરી ત્રૂટયા પછી કોઈથી પણ સાંધી શકાતી નથી. ઘરડા માણસને તેનાં સગાં પુત્રાદિમાંનું કોઈ પણ દુઃખથી બચાવી શકતું નથી. માટે હે જીવ! તારે પ્રમાદ ન કરવો જોઈએ. પછી અહીં જણાવેલા સંસ્કૃત શબ્દનું ને અસંસ્કૃત શબ્દનું સ્વરૂપ તથા કરણ શબ્દના ૬ નિક્ષેપાની બીના સમજાવતાં તિથિને અને કરણને જાણવાના ઉપાયો કહ્યા છે. પછી હિતશિક્ષાઓ ફરમાવી છે કે-પાપકર્મો કરીને ધનને મેળવનારા જીવો છીંડામાં અંદરથી ને બ્હારથી ખેંચાતાં ચોરની માફક અહીં તેમજ નરક ગતિમાં બહુજ દુઃખોને ભોગવે છે. કર્મોના ફલોને ભોગવવાના ટાઈમે ધનને ભોગવનારા સગાં પુત્રાદિમાંના કોઈ પણ દુઃખનો ભાગ લેતા નથી. આ બીના ભરવાડણને છેતરનાર વાણિયાના દૃષ્ટાંતે સ્પષ્ટ સમજાવી છે. પુરોહિતના પુત્રનું દૃષ્ટાંત આપી સ્પષ્ટ સમજાવ્યું છે કે-ધન એ દુઃખથી બચાવી

શકતું નથી પછી દ્રવ્યદીપ ને ભાવદીપ વગેરેનું સ્વરૂપ સમજાવતાં ધાતુવાદીનું દૃષ્ટાંત કહ્યું છે જે પ્રતિબુદ્ધજીવી હોય અને આશુપ્રજ્ઞ ( શીઘ્રબુદ્ધિ ) હોય, તે ભારંડ પક્ષીની માફક પ્રમાદને સેવતા નથી આ પ્રસંગે અગડદત્તનું દૃષ્ટાંત કહ્યું છે, તથા સ્ત્રી વગેરે મોહના સાધનોને પાસ ( માછલાને પકડવાની જાળ ) જેવા માને છે ને તેવા સાધનોથી ડરીને છેટા રહે છે, તથા સંયમ ધર્મને સાધવામાં સ્હાય કરે, ત્યાં સુધી દેહની અપેક્ષા રાખે, તેવા ગુણી મુનિવરો જરૂર સિદ્ધિપદને પામે છે આ હકીકત મંડિક ચોરના દૃષ્ટાંતે સમજાવી છે જે જીવનની પલે પલે બહુ જ સાવચેત રહે, એક સમય પણ ધર્મસાધન કર્યા વિના નકામો જવા દે જ નહિ તે પ્રતિબુદ્ધજીવી મુનિ કહેવાય, ને જે સંયમ ધર્મની દરેક ક્રિયાને યથાર્થ સમજીને અપ્રમત્ત થઈને સાધે તે આશુપ્રજ્ઞ કહેવાય જે મુનિ સ્વચ્છંદી ન બને, પ્રમાદને સેવે નહિ, તે મોક્ષના સુખને પામે છે અહીં ઘોડાનું દૃષ્ટાંત જણાવ્યું છે તથા જે મુનિ કામભોગના સાધનોને છોડીને અને કામભોગને સેવનાર જીવોની દુર્દશાને વિચારીને શીલ, સમતા, સંયમ સરલતા વગેરે ગુણોને ધારણ કરે તે (મુનિ) અપ્રમત્ત કહેવાય અહીં બ્રાહ્મણીનું અને વાણિયાની સ્ત્રીનું દૃષ્ટાંત કહ્યું છે અંતે પ્રભુએ હિતશિક્ષા ફરમાવી છે કે—હે મુનિવરો ! રાગ દ્વેષ ને કષાયોનો ત્યાગ કરજો, તેના કારણોનો સંગ લગાર પણ કરશો નહિ આ તમામ હકીકતો અહીં વિસ્તારથી સમજાવી છે

## ॥ ૫ ઉત્તરા૦ના પાંચમા અકામમરણ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં અનુક્રમે કામ શબ્દના ૪ નિક્ષેપાની અને મરણ શબ્દના ૬ નિક્ષેપાની બીના કહીને વિભક્તિ વગેરે ૮ દ્વારોનું સ્વરૂપ ઘટાવીને ( ગોઠવીને ) મરણનું વર્ણન વિસ્તારથી કર્યું છે તેમાં મરણના આવીચી મરણ વગેરે ૧૭ ભેદોનું સ્વરૂપ અને આવીચી મરણના લક્ષણ, પાંચ ભેદો તથા અવધિ મરણ, આત્યંતિક મરણ, વલન્મરણનું સ્વરૂપ, તેમજ અંતઃશલ્ય મરણના ફલ અને સ્વરૂપ વગેરે બીનાઓ ક્રમસર વિસ્તારથી સમજાવી છે પછી ક્રમસર તદ્ભવ મરણ, બાલમરણ, પંડિતમરણ, દેશવિરતિમરણ ( બાલપંડિતમરણ ), છદ્મસ્થમરણ, કેવલિમરણ, વૈહાયસમરણ ને ગૃધ્રપૃષ્ઠમરણનું સ્વરૂપ કહીને ભક્તપરિજ્ઞા, ઇંગિની અને પાદપોપગમન નામના અનશનના ત્રણ ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી અનુક્રમે સકામ મરણનું અને અકામ મરણનું સ્વરૂપ કહીને જણાવ્યું છે કે-બાલ જીવોને અકામ મરણ વાર વાર થાય છે ને પંડિતોને સકામ મરણ એક વાર થાય છે જે જીવો કામાસક્ત હોય ને ક્રૂર હોય, તથા કામભોગને ચાહે, તેમજ પરલોકની બાબતમાં શંકાવાળા હોય ને ત્રસાદિની હિંસા કરે, કપટ કરે, દારૂ માંસને ખાય તેઓ અકામ મરણને પામે છે આ તમામ બીનાઓ વિસ્તારથી કહીને સાધુના અને ગૃહસ્થના આચારમાં તફાવત સમજાવ્યો છે પછી ભીખારીના દૃષ્ટાંતે દુરાચારી વગેરે જીવોની દુર્ગતિની બીના કહીને જણાવ્યું છે કે—સામાયિક પૌષધાદિ ક્રિયાઓને કરનારા શ્રાવકો અંતે દેવપદ પામે

છે. સાધુ મોક્ષે અથવા સ્વર્ગમાં જાય. પછી અનુક્રમે દેવોનું ને તેમના આવાસોનું વર્ણન કરીને જણાવ્યું છે કે—જે મુનિઓ શાંતિથી સંયમને અને તપને સાધે છે તેઓ સદ્ગતિને પામે છે, અને શીલવંત જીવો મરણ કાલે લગાર પણ રીબાતા નથી, હસતા હસતા મરણ પામી સદ્ગતિના સુખોને પામે છે. ક્ષમા, દયાદિ ગુણોને ધારણ કરનારા મુનિવરો હંમેશાં પ્રસન્ન (આનંદી) રહે છે. આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે.

## ॥ ૬ ઉત્તરા૦ના છટ્ઠા ક્ષુલ્લક નિર્ગ્રંથીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'મહત્' શબ્દના ૮ નિક્ષેપા અને નિર્ગ્રંથ શબ્દના ૪ નિક્ષેપાદિની બીના કહીને પુલાક વગેરે પાંચ નિર્ગ્રંથોનું ને પ્રતિસેવનાદિ દ્વારોનું વર્ણન કર્યું છે. પછી અનુક્રમે બાહ્ય ગ્રંથ ને અભ્યંતર ગ્રંથના ભેદાદિનું સ્વરૂપ ને નિર્ગ્રંથનું સ્વરૂપ જણાવીને કહ્યું છે કે અજ્ઞાન એ દુઃખનું કારણ છે, તેથી અજ્ઞાની જીવો સંસારમાં છેદાય છે, ભેદાય છે. આ પ્રસંગે ગોધકનું દૃષ્ટાંત જણાવ્યું છે મુનિ સત્યને ચાહે, ને મૈત્રીભાવના ભાવે. તેમજ માતા સ્ત્રી વગેરે દુર્ગતિના દુઃખથી બચાવી શકતા નથી, માટે તેમની ઉપર સ્નેહ કરવો નહી. આ તમામ હકીકતો વિસ્તારથી કહી છે. પછી કહ્યું છે કે--સર્વ જીવોને જીવવું ગમે છે. માટે મુનિએ તેમને હણવા નહી. ધન વગેરે પરિણામે નરકના કારણ છે, માટે તેની ઉપર મોહ કરવો નહી. મુનિ બીજાએ વ્હોરાવેલ આહાર પાણી વાપરે. જ્ઞાન વાદીઓ બોલવામાં હુંશિયાર હોય છે, પણ તે પ્રમાણે કરવામાં (જેવું બોલે, તેવું પાળવામાં) કાયર હોય છે. આ બધી બીનાઓ વિસ્તારથી સમજાવી છે. પછી હિત શિક્ષા આપી છે કે—પાપી જીવોને જાણેલી ભાષા કે વિદ્યા દુર્ગતિના દુઃખોથી બચાવી શકતા નથી. અને શરીર, ધન, સ્ત્રી આદિમાં જે આસક્તિ તે જ દુઃખનું ખરૂં કારણ છે.

મુનિ સંસારી જીવોની વિડંબનાઓને વિચારીને અપ્રમત્ત બને, તેમજ મુનિઓ શરીરને મોક્ષની સાધનામાં મદદગાર જાણીને તેને (શરીરને) આહારાદિથી ટકાવે છે. આ તમામ બીનાઓને વિસ્તારથી સમજાવી છે. પછી ક્રમસર જણાવ્યું છે કે મુનિએ કર્મબંધના કારણોથી દૂર રહીને નિર્દોષ આહાર પાણી વાપરવા જોઇએ, લેપવાળા પદાર્થોનો તથા સંનિધિનો ત્યાગ કરવો જોઇએ, તથા ફરતા ફરતા ગૃહસ્થના ઘેરથી આહાર પાણી લેવા જોઇએ. આ રીતે પ્રભુ શ્રી મહાવીર દેવે ફરમાવ્યું છે.

## ॥ ૭ ઉત્તરા૦ના સાતમા 'ઔરભ્રિક' નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ઉરભ્ર શબ્દના નિક્ષેપાની બીના કહેતાં ઘેટાનું દૃષ્ટાંત વગેરે પાંચ દૃષ્ટાંતોની સૂચના કરી છે. પછી ઘેટાંનું દૃષ્ટાંત જણાવીને શિખામણ આપી છે કે-ઘેટાંના વધની માફક રસગૃદ્ધિને સેવનારા અધર્મી જીવો નરકને ચાહે છે એમ સમજવું. પછી

અનુક્રમે કહ્યુ છે કે-હિંસાદિ નરકના કારણો છે ધન વગેરે કર્મબંધના કારણો છે આ હકીકતોને સ્પષ્ટ સમજાવી છે પછી બાકીના દ્રષ્ટાતો કહીને તે દરેક દ્રષ્ટાતને ઘટાવતા મનુષ્યરૂપે ને દેવરૂપે જન્મ લેનાર જીવોનુ સ્વરૂપ કહ્યુ છે પછી હિતશિક્ષા રૂપે જણાવ્યુ છે કે-સમજુ મનુષ્યોએ પોતાનુ આયુષ્ય થોડુ જ છે એમ લક્ષ્યમા રાખીને, નવા જ્ઞાનાદિને મેળવવા રૂપ યોગનુ અને મેળવેલા જ્ઞાનાદિને સાચવવા રૂપ ક્ષેમનુ સ્વરૂપ જરૂર સમજવુ જોઈએ જેઓ કામના સાધનોને તજતા નથી, તેઓ મોક્ષ માર્ગથી જરૂર ભ્રષ્ટ થાય છે તથા કામભોગને તજનારા જીવો ઉત્તમ દેવપણાની ઋદ્ધિને ભોગવીને વિશિષ્ટ ઋદ્ધિ તથા કાતિવાળુ મનુષ્યપણુ પામે છે આ બધી બીનાઓ સ્પષ્ટ કહીને અતે બાલ જીવોનુ ને ધીર જીવોનુ સ્વરૂપ, તુલના અને ગતિ વગેરેનુ વર્ણન વિસ્તારથી કર્યું છે

## ॥ ૮ ઉત્તરા૦ના આઠમા શ્રી કાપિલીય નામના અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા કપિલ શબ્દના ૪ નિક્ષેપાની બીના જણાવતા કહ્યુ છે કે કપિલ મુનિ રૂપ ભાવ કપિલથી આ અધ્યયનની ઉત્પત્તિ થઈ છે એમ કહીને કપિલ મુનિનું ચરિત્ર વિસ્તારથી વર્ણવ્યું છે અહી એ પ્રશ્ન પૂછયો છે કે અસ્થિર એવા આ સસારમા દુર્ગતિથી બચાવનાર કોણ છે? આ પ્રશ્નનો ઉત્તર વગેરે હકીકત જણાવતા કહ્યુ છે કે-પરિગ્રહને અને કલહને તજનારા જીવો કર્મરૂપી મેલથી લેપાતા નથી અને બળખામા માખી ચોટે તેમ ભોગમા આસક્ત અજ્ઞાની જીવો ઘણા ચીકણા કર્મોને બાધે છે અજ્ઞાની હિસક અસાધુ જીવો નરકે જાય છે, તેમજ જેઓ જીવહિંસાને સારી માનતા નથી ને તેને ( હિંસાને ) ધિક્કારે છે તે જીવો મોક્ષને પામે છે આ તમામ બીના વિસ્તારથી સમજાવી છે પછી ઉપદેશ રૂપે કહ્યુ છે કે-જેમ સ્થલથી ( નીચાણવાળી સપાટ ભૂમિથી ) પાણી નીકળી જાય છે, તેમ હિંસાથી વિરક્ત આત્મામાથી પાપકર્મો નીકળતા માટે છે મુનિઓ ત્રણ સ્થાવરની હિસા મનથી પણ કરતા નથી, તથા જે મુનિ નિર્દોષ ભિક્ષાને મેળવવામા સાવધાન હોય અને રસગૃદ્ધિને તજે, તેજ સાચા ભિક્ષુઓ કહેવાય તેઓ મોક્ષ માર્ગને સાધવાના મુદ્દાથી જ અતપ્રાત ( જે નિર્દોષ આહાર મળે તે ) આહારાદિને વાપરે છે તેમજ જે મુનિઓ સાવદ્ય લક્ષણ સ્વપ્નાદિની બીના લોકોને જણાવી આરભાદિમા પ્રવૃત્તિ કરાવે, તે સાધુ કહેવાય નહિ આ તમામ બીનાઓ વિસ્તારથી સમજાવીને જણાવ્યું છે કે-કામ ભોગમા આસક્ત જીવો સમાધિ( ચિત્તની સ્વસ્થતા )થી ભ્રષ્ટ થઈ હલકી જાતના અસુર દેવપણુ પામીને સસારમા ભમે છે ને તેઓ દુર્લભબોધિક થાય છે, એટલે ભવાતરમા પણ જિનધર્મને પામી શકતા નથી તથા લોભી જીવનો આત્મા ચાદરાજ લોકની લક્ષ્મી મળે, તો પણ ધરાતો નથી તેના મનોરથો પૂરા થતા નથી, તેમજ કપિલ બ્રાહ્મણને પહેલા બે માસા સોનાની ઇચ્છા થઈ પછી લોભ વધતા વધતા કરોડ સોનૈયાને મેળવવાની ઇચ્છા થઇ આ બનાવ જોઇને તેણે નિર્ણય કર્યો કે ઈચ્છા આકાશના જેવી વિશાલ છે માટે આ કામ સ્ત્રીના વચને કરવુ પડયું માટે હે જીવ ! હવે તુ સ્ત્રીમા આસક્તિ રાખીશ નહી, કારણકે

તે પુરૂષને લલચાવીને નોકરની માફક નચાવે છે, ને હલકાં કામ કરાવે છે. જે જીવ સ્ત્રીના સંસર્ગાદિનો ત્યાગ કરીને મોક્ષ માર્ગને આરાધે તે ભિક્ષુ કહેવાય આવી શુભ ભાવનાથી તે કપિલ બ્રાહ્મણ શ્રમણ ધર્મને આરાધી કેવલી થઇ મોક્ષે ગયા. આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે.

## ॥ ૯ ઉત્તરા૦ના નવમા નમિપ્રવ્રજ્યા નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં નમિ શબ્દના ને પ્રવ્રજ્યા શબ્દના ૪–૪ નિક્ષેપાની બીના જણાવતાં કહ્યું છે કે–અન્ય ધર્મીઓને માન્ય એવી તાપસાદિની જે દીક્ષા તે દ્રવ્ય પ્રવ્રજ્યા કહેવાય. ને વૈરાગ્યથી સર્વથા આરંભ પરિગ્રહાદિનો જે ત્યાગ કરવો તે ભાવ પ્રવ્રજ્યા કહેવાય. પછી ચાર પ્રત્યેક બુદ્ધોના વર્ણનમાં તેમના દેશ અને બોધિના (વૈરાગ્ય થવાના) કારણો તથા એક જ ટાઈમે તે ચારે (પ્રત્યેક બુદ્ધના) જીવોનું દેવલોકમાંથી ચ્યવવું ને મોક્ષે જવું વગેરે હકીકતો સ્પષ્ટ જણાવીને કહ્યું છે કે–કલિંગ દેશના રાજાને બળદને જોઈને વૈરાગ્ય થતાં તેણે દીક્ષા લીધી, ને પંચાલ દેશના રાજાને ઇંદ્રકેતુ (ઇંદ્રધ્વજ) ના નિમિત્ત (તેને જોઇને) અનિત્ય ભાવના ભાવતાં દીક્ષાની ઇચ્છા થઈ. તેથી તેણે દીક્ષા લીધી. તથા નમિરાજાએ પોતાની રાણીઓએ પહેરેલા વલયના શબ્દોને સાંભળતાં વૈરાગ્ય થવાથી દીક્ષા લીધી. તેમજ ગંધાર દેશના રાજાએ આંબાને જોઇને વૈરાગ્ય પામી દીક્ષા લીધી. આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે-સાચા ત્યાગીને સંચય (ધનાદિનું એકઠું કરવું) હોય જ નહી, વગેરે બીના જણાવીને ૪ પ્રત્યેક બુદ્ધોની કથા જણાવતાં કરકંડુ આદિ ત્રણની કથા કહીને નમિરાજાનું પાછલા દેવભવમાંથી ચ્યવન, અને તેને થયેલ જાતિ-સ્મરણ, તથા તેણે પુત્રને રાજ્ય ભળાવીને જ્યારે દીક્ષા લીધો, ત્યારે નગરીમાં બહુ જ કોલાહલ પ્રવર્ત્યો. આ અવસરે બ્રાહ્મણનું રૂપ લઇને આવેલા ઈંદ્રે નમિરાજાને પૂછેલા પ્રશ્નોના જે જે ઉત્તરો તેણે આપ્યા, તેનો સાર આ પ્રમાણે જાણવો અહીં નમિએ ઈંદ્રના પ્રશ્નોના જે ઉત્તરો આપ્યા તેજ જણાવું છું (૧) આ લોકમાં સગાં વગેરેનો મેળો, એ ઝાડ પર બેઠેલાં પંખીઓના મેળા જેવો સમજવો. સૌ કોઈ પોતાના સ્વાર્થની દોરી તૂટી જવાથી એટલે પોતાની સ્વાર્થની સિદ્ધિ થતી અટકી જવાથી પોત પોતાના રોદણાં રૂવે છે. (૨) મેં કંચન કામિનીનો સર્વથા ત્યાગ કર્યો છે, તેથી નગરી બળે, તેમાં મારા જ્ઞાનાદિ ગુણોમાંથી કંઈ પણ બળતું નથી. જે મારૂં છે, તે મારી પાસે જ છે. સ્વચિંતા તજીને પરની ચિંતા શા માટે કરવી જોઈએ ? (૩) મેં પુત્ર સ્ત્રી વગેરેનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કર્યો છે, તેથી મારે સને કોઈ પ્રિય (વ્હાલું) કે અપ્રિય છે જ નહી હું એકલો જ જન્મ્યો છું ને એકલો જ મરવાનો છું. હું કોઇનો નથી, ને કોઇ મારૂં નથી. (૪) મારે મ્હેલ વગેરેની ચિંતા કરવી જ ન જોઇએ, હું તો શ્રદ્ધા તપ સંયમાદિને આરાધવાના જ વિચારો કરૂં છું. (૫) હું શાશ્વત સ્થાને (મોક્ષમાં) જવા ચાહું છું. તેથી વિનશ્વર પદાર્થોની ચિંતા કરતો નથી. (૬) જે આત્માને જીતવો તેજ સાચો જય છે. ઇંદ્રિયોને વશ કરવાથી ને કષાયોને

જીતવાથી આત્માને જીત્યો કહેવાય આવા જ આત્માઓ ખરા સુખને અનુભવે છે (૭) દશ લાખ ગાયના દાનથી પણ ચઢી જાય એવો સંયમ છે, તેને સાધવાની તીવ્ર ઇચ્છાવાળા એવા માગે યજ્ઞ કરવાની કે બ્રાહ્મણોને જમાડવાની ચિંતા પણ શા માટે કરવી જોઇએ ? અર્થાત્ ન જ કરવી જોઇએ (૮) ઘણા સોનૈયા વગેરે લક્ષ્મી કે રાજ્યાદિ મળે, તો પણ આ જીવને સંતોષ થતો જ નથી (૯) કામભોગ એ શલ્ય જેવા છે, ઝેર અને સર્પની જેવા ભયંકર દુર્ગતિના પણ દુઃખોને દેનારા છે ક્રોધાદિ કષાયો પણ નરકાદિ દુર્ગતિના દુઃખો પમાડે છે આ પ્રમાણે શ્રી નમિરાજાના વચનો સાંભળીને રાજી થયેલા ઇંદ્રે પોતાનું સ્વરૂપ પ્રકટ કરી તેમની સ્તુતિ, પ્રદક્ષિણા વંદનાદિ કર્યાં પછી તે સ્વર્ગે ગયા નમિ રાજર્ષિ આવા પ્રસંગે પણ અહંકાર તજીને પરમ ઉલ્લાસથી ચારિત્રની સાત્ત્વિકી આરાધના કરે છે આ અધ્યયનનું ખરૂ રહસ્ય એ છે કે—નમિ રાજર્ષિની માફક ભોગાસક્તિનો ને કષાયોનો ત્યાગ કરવાથી જ નિજગુણરમણતાના ખરા આનંદનો અનુભવ થાય છે નમિ રાજર્ષિનું જીવન અપૂર્વ બોધદાયક છે, સાચા ત્યાગને સમજાવનારૂ છે માટે મુમુક્ષુ આત્માઓએ વારંવાર વિચારવું જોઇએ આ બીના અહીં વિસ્તારથી સમજાવી છે મે તો ગ્રંથ મોટો થઈ જાય એ બીકથી બહુજ ટૂંકામાં જણાવી છે

## ॥ ઉત્તરા૦ના દશમા દ્રુમપત્રક નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં દ્રુમ (ઝાડ) શબ્દના નિક્ષેપા વગેરેની બીના જણાવીને ઝાડના પાદડાની ઉપમા સ્થિતિ વગેરેની અપેક્ષાએ ઘટાવી છે જેમ ઝાડનું પાદડું કાલક્રમે ખરી જાય છે, એટલે આત્માથી અલગ થાય છે મનુષ્યનું ઔદારિક શરીર પણ ઝાડના પાદડાની જેવુંજ સમજવું આ બીના સ્પષ્ટ સમજાવીને ક્રમસર શાલ મહાશાલ અને ગાગિલની દીક્ષાની બીના જણાવીને કહ્યું છે કે—"સ્વલબ્ધિથી અષ્ટાપદ પર્વતની ઉપર જઇને ત્યાં રહેલી જિનપ્રતિમાઓને જે વંદના કરે, તે જીવ નિશ્ચયે તે ભવ ( ચાલુ ભવ ) માંજ મોક્ષે જાય, પ્રભુએ કહેલી આ બીના દેવોની પાસે સાંભળીને શ્રી ગૌતમસ્વામી સ્વલબ્ધિથી અષ્ટાપદ પર્વતની ઉપર ગયા, યાત્રા કરીને ઝાડની નીચે બેઠા, ત્યાં તેમણે ( શ્રી ગૌતમસ્વામીએ ) શ્રી વજસ્વામીના જીવ વૈશ્રમણદેવની આગળ શ્રી પુંડરીક અધ્યયનની દેશના આપી " આ બીના સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે કૌડિન્ય વગેરે દીક્ષા લઇને કેવલી થયા "હે ગૌતમ ! તું મારો લાંબા કાળનો પરિચિત હોવાથી તને મારી ઉપર બહુ રાગ રહ્યો છે તેથી તને કેવલજ્ઞાન થતું નથી જ્યારે એ રાગનો નાશ થશે, તેજ ટાઇમે તને જરૂર કેવલજ્ઞાન થશે આ ભવમાં તું જરૂર સિદ્ધિપદને પામીશ " એમ કહીને પ્રભુ શ્રી મહાવીરે શ્રી ગૌતમસ્વામીને આશ્વાસન આપ્યું આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને પ્રભુએ શ્રી ગૌતમસ્વામીને ઉદ્દેશીને બીજા શિષ્યોને હિતોપદેશ આપ્યો છે, તેમાં કહ્યું છે કે—મનુષ્યોનું આયુષ્ય ઝાડના ધોળા પાદડા જેવું ક્ષણભંગુર છે એમ કહીને ઝાડની સાથે

સંબદ્ધ પાંદડાંનો ને ઝાડ ઉપરથી નીચે પડતા પાંદડાંનો સંવાદ કહ્યો છે. તેનો સાર એ છે કે "લીલાં પાંદડાં અહંકારથી પીળાં પાંદડાંની હાંસી કરે છે કે તમારી આવી હાલત કેમ થઈ? ત્યારે પીળાં પાંદડાં તેમને (લીલાં પાંદડાંને) કહે છે કે–તમે હાલ તો લીલાંછમ દેખાઓ છો, પણ ભવિષ્યમાં અમારા જેવી હાલત તમારી જરૂર થવાની છે. માટે તમે ગર્વ કરશો નહી.

આ દૃષ્ટાંત મનુષ્ય જીવનમાં ઘટાવતાં હિતશિક્ષા આપી છે કે –જુવાની કાયમ રહેતી નથી, તે તો જરૂર જવાની છે. તે વખતે તો ધર્મારાધન કરીને પરભવનું ભાતું બાંધવું જોઈએ. પાછલા ભવની પુણ્યની મુંડી અહીં જેમ જેમ ભોગવાય, તેમ તેમ ખાલી થતી જાય છે, તો હવે પરભવને સુધારવા માટે બાલ્ય વયમાં કે જુવાનીમાં ધર્મને ન સાધે, તો ઘડપણમાં લગાર પણ ધર્મની સાધના થઈ શકશે જ નહી. જેને આજુબાજુના સારા સંજોગો હોય, પુત્રાદિ પરિવાર વિનયવંત હોય, તે જીવ ઘડપણમાં શાંતિને અનુભવે છે. પણ સ્વાર્થી દુનિયામાં તેવા જીવો વિરલા જ હોય છે, માટે ઘડપણનો વિશ્વાસ રાખવો નહી. નજરેનજર દેખીએ છીએ કે–ઘણા જીવો જન્મ્યા પહેલાં જ માતાના ગર્ભમાં, બાલ્ય વયમાં કે ભરજુવાનીમાં મરણ પામે છે. તેથી નક્કી કેમ માની શકાય કે "આપણે ઘડપણને પામીશું જ." આ પાંદડાંનું દૃષ્ટાંત બનેલું નથી પણ કલ્પિત છે. ભવ્ય જીવોને બોધ પમાડવા માટે કલ્પિત ઉદાહરણ પણ કહેવાય છે. આ બીના સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે–દેવોના લાંબા આયુષ્યની અપેક્ષાએ સોપક્રમી માનવોનું આયુષ્ય બહુજ થોડું છે, તે પણ ઘાસની ટોચ ઉપર રહેલા પાણીના ટીંપાંની જેવું ક્ષણ વારમાં નાશ પામે તેવું હોય છે. કયા જીવને કયા ટાઇમે કયી રીતે કયા ક્ષેત્રમાં આયુષ્ય પૂરૂં થશે તેની છદ્મસ્થ જીવોને ખબર પડતી નથી. માટે મનુષ્યભવનું આયુષ્ય થોડા કાલનું છે, તે ઘણાં વિઘ્નોવાળું છે, તથા મનુષ્યભવ ફરી મળવો બહુજ દુર્લભ છે, તેમજ હસતાં હસતાં બાંધેલાં કર્મોનાં ફલો રોતાં રોતાં ભોગવીએ, તો પણ ભોગવવાંજ પડે છે, એમ સમજીને હે જીવ! સંયમની આરાધના કરીને નવાં કર્મોને બાંધીશ નહી. જૂનાં કર્મોને તપથી ખપાવીશ, તો તું જરૂર સિદ્ધિપદને પામીશ. આ બીના સ્પષ્ટ કહીને અનુક્રમે પૃથ્વીકાય વગેરે ૧૦ જીવોની કાય સ્થિતિની બીના, અને બહુ પ્રમાદને સેવનાર જીવોની સંસારમાં ભટકવાની બીના, તથા (૧) આર્યપણું, (૨) પાંચે ઇંદ્રિયોનું અખંડિતપણું, (૩) ઉત્તમ ધર્મનું સાંભળવું, (૪) ધર્મની શ્રદ્ધા, (૫) ધર્મની આરાધના. આ પાંચ પદાર્થોની ક્રમસર દુર્લભતા, (મહા મુશ્કેલીએ મળવાપણું) તેમજ દરેક ક્ષણે કાન, આંખ વગેરે ઇંદ્રિયોના બલનું ઓછા થવાપણું વગેરે બીના વિસ્તારથી સમજાવી છે. પછી હિતશિક્ષાઓ ફરમાવી છે કે–ગુમડાં વગેરે રોગોની પીડાથી શરીર ક્ષીણ થાય છે. સ્નેહ રહિત મુનિઓ શરદ ઋતુના કુમુદ (ચંદ્રવિકાસી કમલ) ની માફક હંમેશાં પ્રસન્ન ચિત્ત વાળા હોય છે. તેઓ વમેલા કામ ભોગના સાધનોને મનથી પણ ચાહતા નથી, તેમજ હાલ અહીં શ્રી તીર્થંકર દેવો પ્રત્યક્ષ

દેખાતા નથી તો પણ તેઓ છે, થયા છે ને થશે એમ જરૂર શ્રદ્ધા રાખવી જોઇએ હે ગૌતમ ! તુ હવે સસાર સમુદ્રના સામા કાઠે લગભગ પહોચવા આવ્યો છુ માટે તુ પ્રમાદને સેવીશ નહી આ રીતે પ્રભુની હિતશિક્ષા પ્રમાણે ચાલીને શ્રી ગૌતમસ્વામીજી રાગાદિને દૂર કરી કેવલી દઇ મોક્ષે ગયા આ બીનાને અહી વિસ્તારથી સમજાવી છે

## ॥ ૧૧ અગીઆરમા ઉત્તરા૦ના બહુશ્રુત પૂજા અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા (૧) બહુ, (૨) શ્રુત, (૩) પૂજા શબ્દના ચાર ચાર નિક્ષેપાની બીના જણાવતા કહ્યુ છે કે—ઈશ્વર શિવ વગેરેની જે પૂજા તે દ્રવ્યપૂજા કહેવાય ને શ્રી અરિહત પરમાત્માદિની જે પૂજા તે ભાવપૂજા કહેવાય તથા શ્રી અરિહતાદિની સ્તુતિ કરવી, તે પણ ભાવપૂજા કહેવાય તેમજ જે અબહુશ્રુત હોય તે અભિમાની, લોભી, સ્વચ્છદી અને બીનજરૂરી વધારે લવારો કરનાર હોય છે

આ હકીકતોને સ્પષ્ટ સમજાવીને ફરી પણ કહ્યુ છે કે-જે અહકાર વગેરે દુર્ગુણો, તે અશિક્ષા ( ગુરૂ મહારાજથી જ્ઞાન પામે નહી તે ) ના કારણો છે જે વિનયાદિ ગુણો તે જ્ઞાનાદિના કારણો છે અવિનીત શિષ્યો ક્રોધાદિ કરે છે ને વિનીત શિષ્યો ગુરૂની આગળ બહુમાનથી હાથ જોડી ઉભા રહી ગુરૂના વૈયાવચ્ચને ચાહે છે તેમજ જે મુનિઓ ગુરૂકુલ વાસમા રહીને જ્ઞાનાદિ યોગની ને તપશ્ચર્યા સયમાદિની આરાધના કરે છે, તેઓને જ શ્રી ગુરૂ મહારાજ હોશથી ગ્રહણ શિક્ષા અને આસેવના શિક્ષા વગેરે ભણાવે છે વ્યાજબી જ છે કે વિનય ગુણથીજ બીજા ગુણો પમાય છે વિનય વગરનુ જીવન ધૂલ કરતા પણ હલકુજ સમજવુ આ તમામ હકીકતોને વિસ્તારથી સમજાવી છે પછી દૂધથી ભરેલા દક્ષિણાવર્ત્ત શખની જેવા બહુશ્રુત મુનિવરોની અશ્વ ( ઘોડા ) વગેરેની ઉપમા ઘટાવીને ( અશ્વાદિના જેવા કહીને ) સ્તવના કરી છે પછી છેવટે શ્રુતજ્ઞાનનો મહિમા વર્ણવતા જણાવ્યું છે કે શ્રુતજ્ઞાની મહામુનિવરો પોતાના આત્માને અને તેમના કહ્યા પ્રમાણે ચાલનારા જીવોને ભવસમુદ્રથી તારે છે

## ॥ ૧૨ ઉત્તરા૦ના બારમા હરિકેશીય નામના અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા હરિકેશ મુનિએ પાછલા ભવમા કરેલા મદની બીના અને તેણે પ્રભુ શ્રી તીર્થંકરદેવના અશોક વૃક્ષ વગેરે પ્રાતિહાર્યોને જોઇને ગ્રહણ કરેલી દીક્ષાની બીના, તથા હરિકેશ શબ્દના પર્યાયવાચક શબ્દો વગેરે બીના જણાવી છે પછી કહ્યું છે કે—ચડાળ કુલમા જન્મેલા, ગુણી, આઠ પ્રવચન માતાના પાલક શ્રી હરિકેશ મુનિ માસખમણના પારણે ભિક્ષા લેવા માટે યજ્ઞના વાડામા આવ્યા. તેમને જોઇને બ્રાહ્મણોએ હાંસી કરી ભિક્ષા

આપી નહિ ને કહ્યું કે–" અહીંથી તમે ચાલ્યા જાઓ." આ અવસરે હરિકેશ મુનિના શરીરમાં એક ભક્તદેવ દાખલ થયો. તેણે ( દેવાધિષ્ઠિત મુનિએ ) સાધુના ગુણો કહી ભિક્ષા માંગી. ત્યારે યજ્ઞ કરાવનાર બ્રાહ્મણના વિદ્યાર્થીઓએ કહ્યું કે હે મુનિ! આ ભોજન બ્રાહ્મણોને જમાડવાનું છે, માટે તમને નહિ આપીએ. તમે ચાલ્યા જાવ.

યક્ષાધિષ્ઠિત મુનિ—ખેડૂતો ઉંચી ભૂમીમાં કે નીચી ભૂમીમાં ધાન્યની આશા રાખી યોગ્યતા જોઇને બીજ વાવે છે. એ શ્રદ્ધાથી મને આપો, કારણ કે આ ખરેખર પવિત્ર ક્ષેત્ર છે. એ તમારે આરાધવા લાયક છે.

વિદ્યાર્થીઓ--ઉત્તમ જાતિવંત અને વિદ્યાના ધારક બ્રાહ્મણો જ પવિત્ર ક્ષેત્ર ગણાય છે.

યક્ષાધિષ્ઠિત મુનિ--બ્રાહ્મણો જાતિહીન ને વિદ્યાવિહીન છે, તેઓ ક્રોધાદિ દોષોથી દૂષિત છે, તેથી બ્રાહ્મણો પાપનું જ ક્ષેત્ર છે અને નિર્દોષ ભિક્ષાચર્યાથી નિર્વાહ કરનારા મુનિઓ જ પુણ્યનું ક્ષેત્ર છે.

વિદ્યાર્થીઓ--તમે અમારા ધર્મથી વિરૂદ્ધ બોલનારા શત્રુ છો, માટે તમને અન્ન-પાણી નહિ આપીએ.

યક્ષાધિષ્ઠિત મુનિ— તમે જો સમિતિ વગેરે ગુણવંતને દાન નહિ આપો, તો તમને યજ્ઞનો લાભ કયી રીતે મળશે? અર્થાત્ નહિ મળે.

આ વચનો સાંભળી ક્રોધે ભરાયેલા અધ્યાપકે વિદ્યાર્થીઓને હુકમ કર્યો કે 'આ મુનિને લાકડી વગેરેથી મારો.' તેથી વિદ્યાર્થીઓ મુનિને તાડના તર્જના કરવા લાગ્યા. આ વખતે ભદ્રાકુમારીએ મુનિને મારતા એવા વિદ્યાર્થીઓને શાંત કરી મુનિની સ્તવના કરી અને તેમને ( વિદ્યાર્થીઓને ) ઠપકો આપ્યો. ત્યાર બાદ કુમારીએ સૌને કહ્યું કે–તમારે સુખી થવું હોય તો આ મુનિના શરણે જઇને તમે કરેલા અપરાધને ખમાવો. બધાએ તે પ્રમાણે કર્યું. તે વખતે મુનિએ સ્પષ્ટ જણાવ્યું કે આ બધું યક્ષે કર્યું છે. તે સાંભળી બ્રાહ્મણોએ મુનિને ભાવપૂર્વક વ્હોરાવ્યું. તે ટાઇમે પાંચ દિવ્યો પ્રકટ થયા. આ પ્રસંગે મુનિએ સાચા યજ્ઞાદિનું સ્વરૂપ જણાવતાં કહ્યું કે–તપ એજ અગ્નિ છે, આત્મા એજ અગ્નિનું સ્થાન જાણવું, મન વચન કાયાના યોગરૂપ કડછી છે. તેમજ અગ્નિને ઉત્તેજિત કરનાર શરીર છે, અને કર્મરૂપી લાકડાં તથા સંયમરૂપી શાંતિ મંત્ર સમજવો. હું પ્રશસ્ત ચારિત્રરૂપ યજ્ઞને કરૂં છું. તેમજ શ્રી જિનધર્મ એજ ખરો હ્રદ ( કુંડ ) છે. નિર્મલ

બ્રહ્મચર્ય એજ પુણ્યતીર્થ છે હુ પરમ ઉલ્લાસથી શ્રમણ ધર્મરૂપી કુડમા સ્નાન કરીને કર્મ રૂપી મેલને દૂર કરૂ છુ આ તમામ હકીકતો અહી સ્પષ્ટ સમજાવી છે

## ॥ ૧૩ ઉત્તરા૦ના તેરમા ચિત્રસભૂતીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા ચિત્ર શબ્દના ને સભૂત ( સભૂતિ ) શબ્દના ૪-૪ નિક્ષેપા વગેરેની બીના, ચિત્રના ને સભૂતના પૂર્વ ભવોની હકીકત, તથા નિયાણુ કરનાર સભૂત મુનિ દેવતાઈ સુખો ભોગવીને બ્રહ્મદત્ત નામે રાજકુવર થયા, ઈત્યાદિ બીના વિસ્તારથી કહી છે પછી જણાવ્યુ છે કે—ચિત્ર મુનિનો જીવ દેવલોકમાથી ચ્યવીને પુરિમતાલ નગરમા ધવપતિ નામના શેઠના ઘેર જન્મ પામે છે અહી પુણ્યના પ્રભાવે સારી રીતે સુખમા દિવસો પસાર થાય છે એક વખતે તેણે કોઇ મુનિએ કહેલી ગાથાને સાભળી પ્રકટ થયેલા જાતિ સ્મરણના પ્રતાપે પૂર્વ ભવોની બીના જાણી લીધી તેથી તેને વૈરાગ્ય થતા દીક્ષા લેવાની ઇચ્છા થઇ પૂર્ણ ઉલ્લાસથી તેણે સ્ત્રી આદિનો ત્યાગ કરી શ્રમણ ધર્મને સ્વીકાર્યો

પૂર્વના સભૂતિ મુનિનો જીવ હાલ કાપિલ્યપુરમા બ્રહ્મદત્ત ચક્રી થયો છે તે બ્રહ્મદત્ત ચક્રવર્તી બગીચામા ફરતા ફરતા એક ફૂલના દડાને જોઈને જાતિ સ્મરણ જ્ઞાનને પામ્યા તેથી તેને પાછલા ભવોની બીના જાણતા પોતાના ભાઇને મળવાની તીવ્ર ઇચ્છા થઈ તેથી તેણે પાછલા ભવના ભાઈને શોધવા માટે ' आसी दासा मिगा हसा चाडाला अमरा जहा " ॥ આ અનુષ્ટુપ શ્લોક બનાવી બધા સ્થલોમા પટહ વગડાવીને જણાવ્યુ કે " જે આ શ્લોકને પૂરો કરશે, તેને અર્ધુ રાજ્ય મળશે " આ વાત તમામ દેશોમા પસરી ગઈ ચિત્ર મુનિનો જીવ, જે હાલ સાધુ છે, તે ફરતા ફરતા જ્યારે અહી બગીચામા પધાર્યા ત્યારે માળીના મોઢેથી આ શ્લોકની બીના જાણી છેલ્લા બે પાદ " इमा णो छट्ठिया जाई, अण्णमण्णेण जा विणा " આ રીતે બનાવી શ્લોક પૂર્ણ કર્યો માળી પાસેથી આ વાત જાણીને બ્રહ્મદત્તે માળી મારફત મુનિને બોલાવ્યા ભાઈને જોતા જ ચક્રી બોલ્યા કે—હુ આવી ચક્રીપણાની સાહિબી ભોગવુ છુ, ને તમે સાધુપણામા આવુ દુ ખ કેમ ભોગવો છો? આ પ્રશ્નના જવાબમા મુનિરાજે પોતાની તમામ બીના જણાવીને સચોટ સમજાવ્યુ કે—ખરૂ સુખ ત્યાગમા જ ( સયમ ધર્મની સાત્ત્વિકી આરાધના કરવામા જ ) છે, પણ ભોગમા ખરૂ સુખ છે જ નહી, વગેરે ઉપદેશ દેતા એ પણ જણાવ્યુ કે—આપણે બને પાચ ભવોમા અનુક્રમે ૧ દાસ, ૨ હરણ, ૩ હસ, ૪ ચાડલ ને ૫ દેવ થઈને છઠ્ઠા ભવમા તે નિયાણુ કર્યુ, તેથી તુ ચક્રી થયો ને હુ નગર શેઠનો દીકરો થયો તે હુ હાલ સયમ ધર્મને પરમ ઉલ્લાસથી આરાધુ છુ આ રીતે આપણા બનેનો વિરહ થવામા તારૂ નિયાણુ કારણ થયુ હતુ તે સાભળી બ્રહ્મદત્ત

ચક્રીએ કહ્યું કે હું પાછલા ભવે કરેલા શુભ કર્મોના ફલ રૂપે ચક્રીપણાંની સાહિબી પામ્યો છું. પણ તારી આવી હાલત કેમ થઈ? આ પ્રશ્નનો જવાબ દેતાં મુનિએ કહ્યું કે—"હું પણ પુણ્ય કર્મોના ફલ રૂપે અખૂટ ઋદ્ધિ વાળા શેઠનો પુત્ર હતો, તે વખતે મારા દેહની કાંતિ વગેરે પણ સુંદર હતી. પણ હાલ જે દેહની કાંતિ ઝાંખી દેખાય છે, તેમાં તપશ્ચર્યાદિ કારણ છે, એમ જાણજે. દેહની સુંદર કાંતિ વગેરેને જોવાં, એ તો મોહના ચાળા છે. ખરૂં તપાસવાનું તો આત્મિક ગુણોનું તેજ છે. તમે મોહ રાજાના દાસ બન્યા છો, તેથી તમને મારી ત્યાગ ધર્મની પરિસ્થિતિ ગમતી નથી, પણ સત્ય બીના એ જ છે કે—ત્યાગ ધર્મના પ્રભાવે મારા આત્મિક ગુણો સતેજ બનવાથી આજે હું જેવો નિજગુણ રમણતાનો આનંદ, શાંતિ કે સુખ ભોગવું છું, તેવા આનંદ સુખ અને શાંતિ તમારા જેવાને હોય જ ક્યાંથી? અરે મારા સુખાદિથી અનંતમા ભાગના સુખાદિ પણ તમારા જેવા બહુ જ આસક્ત જીવોને મળવા અતિ દુર્લભ છે." મુનિના આ વચનો સાંભળીને બ્રહ્મદત્તે સ્નેહથી મુનિને કહ્યું કે—"આ બધું રાજ્ય તમારૂં છે. તમે પ્રાસાદ લક્ષ્મી ગીતાદિનો અપૂર્વ આનંદ ભોગવી પરમ શાંતિને પામો એમ હું વિનંતિ કરૂં છું." બ્રહ્મદત્તના અજ્ઞાન અને મોહ ગર્ભિત આ વચનો સાંભળી મુનિએ મ્હેલ વગેરેની ક્ષણ ભંગુરતાને અને દુર્ગતિના ભયંકર દુ:ખ ભોગવવામાં અસાધારણ કારણતા વગેરેને સમજાવતાં સ્પષ્ટ જણાવી દીધું કે—ખરૂં સુખ, ખરો આનંદ અને ખરી શાંતિ ત્યાગ ધર્મની સાધનાથી જ પામી શકાય છે. આયુષ્ય ચપળ છે. પુણ્યની મુંડી ખાલી થતાં જીવને બહુ જ દુ:ખી થવું પડે છે. જેમ સિંહ હરિણને ઉપાડી જાય, તેમ મરણ કાલે કે કર્મોદય કાલે દુ:ખી થતા જીવને કોઇનું પણ શરણ હોતું નથી. તેમજ ખરી રીતે ઘર સ્ત્રી ધન વગેરેને આત્માની સાથે લગાર પણ સંબંધ નથી. કારણ કે—તે બધાંને તજીને જ એકલો જીવ પરભવમાં જાય છે, સાથે તેમાંનું કંઈ પણ લઇ જતો જ નથી. જુવાનીનુ તેજ ઘડપણમાં ટકતું નથી. માટે હે રાજન્! તમે પાપ કર્મોને કરશો નહી.

બ્રહ્મદત્ત ચક્રી--મને કામ ભોગની તીવ્ર આસક્તિ રહી છે, તેથી જેમ કાદવમાં ખૂંતી ગએલો હાથી બ્હાર નીકળી શકતો નથી, તેમ હું કામ ભોગને તજી શકતો નથી.

મુનિ--હે રાજન્! કાળ ભયંકર છે, આયુષ્ય બળ ઘટતા જાય છે, તેમજ કામ ભોગ અનિત્ય છે. જેમ પક્ષીઓ ફળ ખરી ગયા બાદ ઝાડને તજી દે છે, તેમ મળેલા કામ ભોગના સાધનો પણ સંસારી જીવને તજી દે છે, એટલે જુવાનીના મદને લઈને સારા લાગતા કામ ભોગો ઘડપણમાં ભયંકર દુ:ખોને આપે છે. માટે કર્મોના જોરથી કદાચ તું ત્યાગ ધર્મને સ્વીકારી શકે નહિ, તો મારી છેલ્લી શીખામણ એ છે કે જો તું ગૃહસ્થ ધર્મમાં રહીને યથાશક્તિ શ્રી જિન ધર્મને સાત્ત્વિક ભાવથી આરાધીશ, તો પણ તું જરૂર દેવતાઈ સુખોને પામીશ. દ્રાક્ષ અને સાકરથી પણ વધારે હિતકારક આ ઉપદેશની અસર

બ્રહ્મદત્તને લગાર પણ થઇ નથી એમ અવધિ જ્ઞાનથી જાણીને જતી વખતે મુનિએ તેને કહ્યુ કે--તુ આરભ પરિગ્રહમા બહુ જ આસક્ત છે તેથી મારૂ વચન તને રૂચતુ નથી હવે હુ જઉ છુ એમ કહીને મુનિ ગ્રામાનુગ્રામ વિચરતા સ્વપર તારક બનીને અતે સિદ્ધ થયા બ્રહ્મદત્ત ચક્રવર્તી કરેલ પાપ કર્મોના ઉદયે અતે મરીને સાતમી નરકે ગયો અહી બ્રહ્મદત્તની બાકીની બીના પણ કહી છે

## ॥ ૧૪ ઉત્તરા૦ના ચૌદમા ઈષુકારી નામના અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા ઇષુકાર શબ્દના નિક્ષેપા વગેરેની બીના કહીને ઇષુકાર રાજાના પૂર્વ ભવાદિની હકીકત જણાવી છે યોગ્ય પ્રસગે ૧ ઇષુકાર રાજા અને તેની ૨ રાણી, ૩ પુરોહિત અને તેની ૪ પત્ની, તથા તે બનેના બે પુત્રો, એમ ૬ જીવો પાછલા ભવમા દેવતાઈ સુખોને ભોગવીને અહી બે જીવો (રાજા અને રાણી) ક્ષત્રિય કુલમા જન્મ પામ્યા છે બાકીના ૪ જીવો ( પુરોહિત વગેરે ) બ્રાહ્મણ કુલમા જન્મ પામ્યા છે તેમા પુરોહિતના પુત્રોએ જાતિ સ્મરણથી પાછલા ભવોની બીના જાણીને વૈરાગ્ય પામી માતા પિતાની પાસે દીક્ષા લેવાની રજા માગી તે વખતે પુરોહિત પુત્રાદિની સાથે જે વાત કરે છે તેનો સાર ટૂકમા આ પ્રમાણે જાણવો —

પુરોહિત—હે પુત્રો ! તમે તમારા પુત્રોનો જન્મ થાય, તથા વેદના અધ્યયનાદિ કરીને પછી ત્યાગ માર્ગને સ્વીકારજો

કુમારો ( પુરોહિતના પુત્રો )—વેદ વગેરે દુર્ગતિથી બચાવી શકતા નથી, કામ ભોગ ભયકર દુખોને દેનારા છે, ને મૃત્યુને કોઈની પણ શરમ નથી તે તો અચાનક તરફડતા જીવને ચાલુ ભવના સુખાદિથી અલગ પાડે છે

પુરોહિત—તપ કરવાનુ ફલ 'ધન સ્ત્રી અને કામ ભોગના સાધનો' તમે પામ્યા છો, તો તે બધાને ભોગવીને પછી આત્મ હિતકર ત્યાગ ધર્મને સ્વીકારજો

કુમારો –આત્મહિતને સાધવામા ધન વગેરે ત્રણે પદાર્થો નકામા છે તેમા જ્ઞાનાદિ ત્રણની જ જરૂરિયાત છે

પુરોહિત—શરીર હોય, ત્યા સુધી જ જીવ રહે છે શરીરનો નાશ થતા જીવનો પણ જરૂર નાશ થાય છે

કુમારો—આત્મા શરીરમાંથી ઉત્પન્ન થતો જ નથી. કારણ કે તે અમૂર્ત્ત હોવાથી નિત્ય છે, ને તે આત્મા અજ્ઞાનાદિ નિમિત્તે કર્મોથી બંધાય છે. કર્મ બંધ એ જ સંસારનું કારણ છે. અમે હવે ધર્મનું સ્વરૂપ જાણીને પહેલાંની માફક પાપ કર્મોને નહી કરીએ. દુઃખથી ભરેલો આ ઘરવાસ અમને લગાર પણ ગમતો નથી તથા મૃત્યુ રૂપ શિકારી સંસારી જીવોને બહુ જ પીડે છે, તેમજ તે જીવો ઘડપણ રૂપી જાળથી ઘેરાયેલા છે. અણીદાર હથિયારોની ધાર જેવા રાત્રિ દિવસો આયુષ્યને પલે પલે કોરી રહ્યા છે. તથા જે રાત દિવસો ગયા તે પાછા મળતાં નથી, ધર્મ કરણીવાળા દિવસો અને રાત્રીઓ જ સફલ ગણાય છે.

પુરોહિત—હાલ થોડો વખત અહીં રહીને અવસરે આપણે ચારે જણાં ત્યાગ ધર્મને સ્વીકારીશું.

કુમારો—જેને મૃત્યુની સાથે ભાઇબંધી (દોસ્તી) હોય, જે મૃત્યુથી છૂટી શકતો હોય અથવા 'હું મરીશ જ નહી' એવી જેને ખાત્રી થઇ હોય તે જ જીવ ક્ષણવારનો પણ ભરોસો રાખી શકે. પણ અહીં જણાવેલ બીનામાંનું કંઈ પણ સંભવતું જ નથી. માટે હે પિતાજી! ક્ષણ વાર વિલંબ કરવો યોગ્ય નથી. કારણ કે મૃત્યુ કોઈનો પણ મિત્ર થતું નથી. કોઈ પણ મૃત્યુથી બચતો નથી, ને જે જન્મ્યો તે તો જરૂર મરવાનો જ છે. અહીં પિતા અને પુત્રોનો સંવાદ પૂર્ણ કરીને પુરોહિતને તેની જસા નામની પત્ની સાથે થયેલા સંવાદની બીના શરૂ કરી છે. તેનો ટૂંક સાર આ પ્રમાણે જાણવો—

પુરોહિત—જેમ શાખાઓ વિનાનું ઝાડ શોભતું નથી. તેમ હવે મારે બે પુત્રો વિના ગૃહ વાસમાં રહેવું ઉચિત નથી.

જસા પત્ની—કામ ભોગને ભોગવ્યા બાદ આપણે બંને ત્યાગ ધર્મને સ્વીકારીશું.

પુરોહિત—ઘણાં ભોગ ભોગવ્યા છતાં ભોગ તૃષ્ણા શાંત થઇ નથી ને થશે પણ નહી. અમૂલ્ય અવસર ચાલ્યો જાય છે. માટે હવે હું આત્મ હિતના માર્ગને ખૂબ વિચારીને જ ત્યાગ ધર્મને સ્વીકારવા ચાહું છું. હે ભદ્રે! જેમ સર્પ કાંચળી છોડીને ચાલ્યો જાય, તેમ આ બે જુવાન પુત્રો ભોગોને છોડીને ત્યાગ માર્ગને સ્વીકારે છે, તો હું તે ઉત્તમ માર્ગને કેમ ન આરાધું?

પુરોહિતના આ વચનોની સચોટ અસર અને વૈરાગ્ય થતાં જસા પત્નીએ પણ ત્યાગ ધર્મને આરાધવાની ઇચ્છા જણાવી. આ રીતે પુરોહિત વગેરે ચારે જણાના નિર્ણયની

રાજાને ખબર પડતા રાજા પુરોહિતની માલ મીલકતને સ્વાધીન કરવા પ્રયત્ન કરે છે કમલાવતી રાણીને તેની ખબર પડતા તેણે રાજાને તેમ કરતા અટકાવ્યો ને મચોટ વૈરાગ્યનો ઉપદેશ દઈને પોતાની સાથે દીક્ષા લેવાને તૈયાર કર્યો આ રીતે ૬ જણાએ શ્રી જૈનેન્દ્રી પ્રવ્રજ્યાને પરમ ઉલ્લાસથી આરાધીને સિદ્ધિ પદને પામ્યા આ રીતે ભવ્ય જીવોએ પણ ત્યાગ માર્ગને સાધીને સિદ્ધિના સુખો મેળવવા એમા જ દુર્લભ માનવ જીવનની ખરી સાર્થકતા છે એજ આ ઉપદેશનુ ખરૂ રહસ્ય સમજીને વારવાર મનન કરવુ

॥ ૧૫ ઉત્તરા૦ના પદરમા સભિક્ષુક નામના અધ્યયનનો ટૂક પરિચય ॥

અહી શરૂઆતમા ભિક્ષુ શબ્દના ૪ નિક્ષેપા વગેરેની બીના સમજાવતા દ્રવ્યથી ને ભાવથી ભેદનાર, ભેદવાનુ ( નાશ કરવાનુ, સહન કરવાનુ ) સાધન અને ભેદવા લાયક પદાર્થો, આ ત્રણ પદાર્થોનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી ભિક્ષુ શબ્દનુ સ્વરૂપ સમજાવતા કહ્યું છે કે--( ૧ ) જે સાધુ સાધ્વીઓ રાગાદિને ભેદે એટલે નષ્ટ કરે ( ખપાવવા માટે પ્રયત્નશીલ બને ) ને ક્ષુધા ( ભૂખ ) વગેરેની વેદનાને સહન કરે, તથા જ્યારે બોલવાનુ ખાસ કારણ ન હોય ત્યારે મૌન રહે, તેમજ નિર્મલ ચારિત્રાદિ ગુણોની આરાધના કરે, કોઈ ક્રોધ કરે કે મારે, ત્યારે તે સહન કરે, ક્ષમા રાખે, શત્રુનું પણ ભલુ ચાહે, તથા સ્વાભાવિક (સ્હેજે) સાધારણ ઉપકરણો ( સથારીયું, આસન વગેરે ) મળે, તેનાથી સતુષ્ટ થઈ જીવનનિર્વાહ કરે, તેમજ 'બીજાઓ મારો સત્કાર કરે' એવું ચાહેજ નહિ

(૨) મોહના કારણ, સ્વરૂપ અને નાસ વગેરેને લક્ષ્યમા રાખીને નિર્મોહ દશાના અપૂર્વ આનદને અનુભવે (૩) ગૃહસ્થાદિની પાસે સાવદ્ય સ્વરોની બીના અને ભૌમ ( ભૂમિ સબધી ) વગેરે નિમિત્તાદિ શાસ્ત્રોની બીના બોલે નહી (૪) મત્રપ્રયોગ વશીકરણ કામણ-દુમ્મણાદિ કરે નહી (૫) ક્ષત્રિયાદિની પ્રશસા ( વખાણ કરવા ) પરિચય વગેરે દૂષિત પ્રવૃત્તિઓને કરે નહી (૬) અદત્ત ( વસ્તુના માલિકે નહિ આપેલી ) ચીજને લે નહી (૭) નિર્દોષ આહારાદિને તેના ( આહારાદિના ) વખાણ કે નિદા કર્યા વિના વાપરે, (૮) ભયના કારણોથી અલગ રહે (૯) સમ્યક્ત્વાદિ ગુણોને સ્થિર મને આરાધે (૧૦) સાવદ્ય ક્રિયાદિની બીના લોકની આગળ કહીને પેટ ભરવુ વગેરે સાધુમર્યાદાથી વિરૂદ્ધ આચાર વિચાર કે ઉચ્ચાર (ભાષા) રૂપ પ્રવૃત્તિ કરેજ નહી (૧૧) શીલ, સમતા, સતોષ, સાદાઈ, સરલતા વગેરે ગુણોને ધારણ કરીને ને પરનિદાદિ દોષોને છડીને, મોક્ષમાર્ગની સાત્ત્વિકી આરાધના કરવામા લીન રહે, તે સાધુ સાધ્વીઓ સાચા ભિક્ષુક ને ભિક્ષુણી કહેવાય છે આ તમામ બીનાઓ અહી વિસ્તારથી સમજાવી છે ૧ લોકવ્યાપારથી રહિત મુનિવરોને જે સુખ આનદ હોય છે, તેવા સુખ અને આનદ વિષય કષાયના ગુલામ બનેલા ઇંદ્રને કે ચક્ર

વર્ત્તીને હોતાજ નથી. વ્યવહાર દૃષ્ટિએ લોકો જેમને પરમ સુખી માને છે, તે ઇંદ્રો અને ભોગાસક્ત ચક્રવર્ત્તીઓ તત્ત્વદૃષ્ટિએ પરમ દુઃખીજ છે. શ્રી ભરત ચક્રવર્ત્તી જેવા જીવો તો વિરલા જ હોય છે. શું દરેક દુકાને હીરાઓ વેચાય છે? શું ઠેકાણે ઠેકાણે સોનાના પહાડો હોય છે? શું દરેક જંગલમાં સિંહનાં ટોળેટોળાં હોય છે? જેમ આ ત્રણ વાનાંમાંનું એક પણ હોય નહિ, તેમ ખરૂં સુખ અને ખરો આનંદ તે બંનેને (ઇંદ્રને કે ચક્રવર્ત્તીને) હોયજ નહી. પ્રબલ પુણ્યોદયે સાધુજીવનને પામીને પણ યથાર્થ સ્વરૂપે જીવનારા જીવો બહુજ ઓછા (વિરલા) હોય છે. જે મહાત્માઓ મદ (અહંકાર) નો ને મદન (ભોગ-તૃષ્ણા) નો સર્વથા ત્યાગ કરે છે એટલે નમ્ર બનીને મન વચન કાયાથી નિર્દોષ બ્રહ્મ-ચર્યાદિ ગુણોને આરાધે છે, અને જેમના મનમાં વચનમાં કે કાયામાં તલભાર પણ વિકારોના અંકુરા પણ પ્રકટ થતા નથી, તથા જેઓ પર વસ્તુઓની ચાહના પણ કરતા નથી, તેવા મુનિવરો અહીંજ મોક્ષના સુખનો આંશિક (દેશથી) અનુભવ કરે છે. જેટલે અંશે પુદ્‌ગલ રમણતા ઘટે તેટલેજ અંશે નિજ ગુણ રમણતા વધે છે. એમ સમજીને જે મુનિવરો પલે પલે સાવચેત રહીને કર્મનિર્જરાના જ કારણોને સેવે, તેઓ થોડા કાલમાં જરૂર સિદ્ધિ-પદને પામે છે.

## ॥ ૧૬ ઉત્તરા૦ના સોલમા શ્રી બ્રહ્મચર્ય સમાધિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં એક્ક (એકડા) શબ્દના ૭ નિક્ષેપા ને દશક (દશ) શબ્દના ૬ નિક્ષેપાની બીના અને જીવના તથા અજીવના પર્યાયો તેમજ બ્રહ્મ શબ્દના ૪ નિક્ષેપાના વર્ણનમાં સ્થાપના બ્રહ્મનું સ્વરૂપ જણાવતાં બ્રાહ્મણોની ઉત્પત્તિ વગેરે બીનાઓ પણ વિસ્તા-રથી વર્ણવી છે. આ પ્રસંગે કહ્યુ છે કે—અજ્ઞાની જીવને દ્રવ્ય બ્રહ્મ હોય ને સાધુને ભાવથી બ્રહ્મ હોય. આ બ્રહ્મ (આત્મા) ની રક્ષા કરવા માટેજ અહીં ૧૦ સ્થાનો જણાવ્યા છે. તે જણાવ્યા પહેલાં અનુક્રમે ચરણ શબ્દના ૬ નિક્ષેપા, સમાધિ શબ્દના ૪ નિક્ષેપા અને સ્થાન શબ્દના ૪ (૧૪) નિક્ષેપા કહીને આ પ્રમાણે બ્રહ્મચર્ય સમાધિના ૧૦ સ્થાનકો કહ્યા છે—(૧) જ્યાં સ્ત્રીઓ પશુઓ અને નપુંસકો ન રહેતા હોય, ત્યાં મુનિએ સ્થાન શયન વગેરે ક્રિયાઓ કરવી જોઇએ. તેમ ન કરે તો શીલ દૂષિત બને. (૩) સ્ત્રીઓની સાથે વાતચીત કરવી નહી. (૩) જ્યાં સ્ત્રી બેઠી હોય ત્યાં મુનિ બેસે નહી. (૪) રાગદૃષ્ટિથી સ્ત્રીઓની ઇંદ્રિયો એટલે અંગોપાંગ વગેરે જોવાં નહી. (૫) જ્યાં ભીંતના આંતરે સ્ત્રી વગેરે સૂતા હોય, ત્યાં મુનિએ રહેવું નહી, ભીંતની પાછળ ઊભા રહી સ્ત્રીના શબ્દો સાંભળવા નહી. (૬) પહેલાં સંસારીપણામાં ભોગવેલા કામભોગોને યાદ કરવા નહી. (૭) ખાસ કારણ વિના સ્નિગ્ધ (ચીકણો) આહાર વાપરવો નહી. (૮) ગજા ઉપરાંત આહારાદિ વાપરવાં નહી. (૯) શરીરની શોભા કરવી નહી. (૧૦) ઇંદ્રિયોના સારા શબ્દ, રૂપ, રસ,

ગંધ, સ્પર્શમાં રાગ કરવો નહીં ને ખરાબ શબ્દોમાં દ્વેષ કરવો નહીં એટલે શબ્દાદિ કામ ભોગના સાધનોનો વિચાર પણ કરવો નહીં આ તમામ બીનાઓ સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે-તાલપુટ ઝેર જેવા સ્ત્રી આદિના સહેવાસવાળા સ્થાનો છે એમ જાણીને બ્રહ્મચારી મુનિવરોએ નિર્દોષ સ્થાન વગેરેમાં રહીને પરમ ઉલ્લાસથી સંયમ ધર્મની આરાધનામાં તત્પર થવું જોઇએ

## ॥ ૧૭ ઉત્તરા૦ના સત્તરમા શ્રી પાપશ્રમણ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'પાપ' શબ્દના ૬ નિક્ષેપાની બીના જણાવતાં કહ્યું છે કે— નરકસ્થાનો એ ક્ષેત્ર પાપ કહેવાય અને કાલથી પાપ છઠ્ઠો આરો કહેવાય પછી શ્રમણ શબ્દના ૪ નિક્ષેપાની બીના જણાવતાં કહ્યું છે કે-જ્ઞાન અને સંયમનો સાધક આત્મા તે ભાવ શ્રમણ કહેવાય મુનિધર્મને ન છાજે તેવા અકર્ત્તવ્યોને જે સેવે, તે પાપશ્રમણ કહેવાય તેવા અકર્ત્તવ્યોને તજીને મોક્ષમાર્ગને આરાધનાર જીવ સિદ્ધિપદને પામે છે તેમજ જે મુનિ દીક્ષા લઈને વસતિ આદિમાં રાગી થઇને સુખશીલ ( સુખશીલીયો, પુદ્ગલાનંદી ) બને, તે પાપશ્રમણ કહેવાય અને જે મુનિ આચાર્યાદિની નિંદા કરે, પ્રાણ ભૂત સત્ત્વ જીવોને હણે, તથા પડિલેહણ પ્રમાર્જના કર્યા વગર સંથારા વગેરેને વાપરે, તેમજ નીચે જીવજંતુને જોયા વિના બહુજ જલદી ચાલે, પ્રમાદી થઈ પડિલેહણાદિ કરે નહીં, ગુરૂને તરછોડે, તેમજ ઘણી વાર માયા પ્રપંચને કરે, નવા ઝઘડાને કરાવે, ( નારદવિદ્યા કરે, તથા પોતાનું આસન તજીને જ્યાં ત્યાં ખાસ કારણ વિના પણ ફરતો ફરે, તેમજ સચિત્ત ધૂળ વગેરેથી ભરેલા પાટ પાટલા વગેરેને વાપરે, ખાસ કારણ વિના ને ગુરૂની આજ્ઞા લીધા સિવાય વિકૃતિ ( ઘી વગેરે ) વાપરે, તથા સૂર્ય દેખાય, ત્યાં સુધી આહારાદિને વાપરે, આચાર્યાદિ વડીલોની પાસે રહે નહીં, જ્યાં ત્યાં ગુરૂની આજ્ઞા વિના સ્વચ્છંદીપણે ફર્યા કરે, પોતાની (સંસારીપણાની) જ્ઞાતિના ઘરોમાંથી જ આહારાદિને વ્હેરીને વાપરે, તે મુનિ પાપ શ્રમણ કહેવાય આવા શ્રમણ ધર્મથી વિરૂદ્ધ આચારાદિનો ત્યાગ કરીને શ્રમણ ધર્મને સાધનારા મુનિવરો સિદ્ધિપદને પામે છે અથવા મહર્દ્ધિક સમ્યગ્દૃષ્ટિ દેવપણાને પામે છે

### ॥ ભાવના ॥

જે મુનિવરો પ્રબલ પુણ્યોદયે પામેલા મુનિ ધર્મની જવાબદારી સમજીને જવા આવવામાં, આહારાદિને વાપરવામાં, ખાસ જરૂરી ઉપકરણાદિને રાખવામાં ને વાપરવામાં, ભણવામાં, ગુરૂ વગેરે વડીલોના વિનયાદિને સાચવવામાં, મુનિ ધર્મની બધી વ્યાવહારિક તેમજ ધાર્મિક ફરજોને જાણીને પાળવામાં બહુ જ સાવધાન રહે, પ્રમાદનો ત્યાગ કરીને વિવેકી થઇ ક્રોધાદિ અંતરંગ શત્રુઓને જીતે, આત્મદક્ષિને સતેજ કરી નિજ ગુણાનંદી બને, તેઓ જ ધર્મશ્રમણ કહેવાય જેઓ પ્રમાદી બની દુર્લભ ધર્મ સામગ્રીને સાધે નહીં, પણ

વિરાધે, તેઓ પાપ શ્રમણ કહેવાય છે. એમ સમજીને મુનિઓ અપ્રમત્તભાવે શ્રમણ ધર્મને સાધીને સ્વપર તારક બને, એ જ આ અધ્યયનનું ખરૂં રહસ્ય છે.

## ॥ ૧૮ ઉત્તરા૦ના અઢારમા શ્રી સંયતીનામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં સંજય શબ્દના નિક્ષેપા વગેરેની બીના કહીને જણાવ્યું છે કે—સંયતિરાજા ઘોડા ઉપર બેસીને શિકાર કરવા નીકળ્યા. કેશર નામના બગીચામાં ધ્યાનસ્થ ગર્દભાલિ મુનિની પાસે ગયેલા એક હરિણને પોતે છેટેથી બાણ મારીને મારી નાંખ્યું. પછી તેની નજીકમાં ગયેલા રાજાએ ગર્દભાલિ મુનિને જોયા. તેમની પાસે પોતાના બાણથી મરેલા હરિણને જોઈને ભય પામેલા રાજાને એ વિચાર થયો કે--શું મારૂં બાણ મુનિને વાગ્યું હશે ? અથવા આ હરિણ મુનિની પાસે દોડી આવ્યો, તેથી આ હણાયેલો હરિણ શું આ યોગિનો હશે ? હવે મારૂં શું થશે ? એમ વિચારતાં શંકામાં પડેલો રાજા મુનિરાજને ખમાવે છે. સાધુ તો મૌનપણે ધ્યાનમાં રહ્યા છે. કંઈ બોલતા નથી, તેથી રાજા વધારે આકુળ વ્યાકુળ થયો ( ગભરાયો ) ધ્યાન પૂરૂં કરીને મુનિએ સંયતિ રાજાને બહુ જ વૈરાગ્યમય ઉપદેશ આપ્યો તેણે તે ગર્દભાલિ મુનિની પાસે દીક્ષા લઈ પરમ ઉલ્લાસથી શ્રમણ ધર્મને સાધવા માંડયો. અનુક્રમે તે ગીતાર્થ થયા પછી ગુરૂની આજ્ઞા લઈ અલગ વિચરતાં વિચરતાં એક સ્થળે આવે છે. અહીં તેમને એક ક્ષત્રિય રાજર્ષિનો સમાગમ થાય છે. તેમણે રાજર્ષિ સંયતિ મુનિને પાંચ પ્રશ્નો પૂછયા. તે દરેકના ઉત્તરમાં સંયતિ મુનિએ જણાવ્યું કે—૧ મારૂં નામ સંયતિ છે. અને (૨) ગૌતમ નામે ગોત્ર હતું. (૩) સંવેગ અને નિર્વેદ ભાવના જાગવાથી હું શ્રમણ થયો (૪) ગર્દભાલિ ગુરૂની સેવા કરૂં છું. (૫) હું ક્રિયાવાદી વગેરે વાદીઓની માન્યતાને ખોટી માનીને આઠ પ્રવચન માતાના પાલન અને ગુરૂ વિનયાદિ કરવા પૂર્વક સંયમ ધર્મને અપ્રમત્ત થઇને સાધું છું. આ રીતે હું વિનીત થયો છું. હું પાછલા ભવે ૧૦ સાગરોપમ સુધી બ્રહ્મદેવ લોકના દેવતાઈ સુખ ભોગવી, મનુષ્ય ભવે રાજ્યના સુખો ભયંકર દુઃખોને દેનારા છે, એમ સમજીને સંયમને સાધું છું. જ્ઞાન પૂર્વક તપશ્ચર્યાદિને પણ આરાધું છું. આ પ્રમાણે સંયતિ મુનિના વચનોને સાંભળીને ક્ષત્રિય રાજર્ષિએ કહ્યું આપણે બંને એક જ શ્રી જિનશાસનના સાધક છીએ, ને જ્ઞાન ક્રિયામય શ્રમણ ધર્મને આરાધીએ છીએ. આ શ્રમણ ધર્મ મુક્તિનું અદ્વિતીય કારણ છે એમ સમજીને ૧૨ ચક્રીઓમાંથી સુભૂમ અને બ્રહ્મદત્ત મહારંભાદિ કરીને સાતમી નરકે ગયા છે. તેથી તે બે ચક્રી સિવાયના ૧૦ ચક્રવર્ત્તીઓ, દશાર્ણભદ્ર રાજા, ૪ પ્રત્યેક બુદ્ધો, ઉદાયન રાજા, શ્વેત અને વિજય રાજા તથા મહાબલ રાજા જેમ શ્રમણ ધર્મને સાધીને સિદ્ધિ પદને પામ્યા હતા, તેમ આપણે પણ સંયમ ધર્મને સાધીને સિદ્ધિ પદને પામીશું. આવી રીતે માંહોમાંહે વાર્ત્તાલાપ કરી બંને મુનિઓ અલગ થઇને ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા. સંયતિ રાજર્ષિ પણ અંતે કેવલી થઇને મોક્ષે ગયા. આ અધ્યયનમાં શ્રમણ ધર્મની યથાર્થ શ્રેષ્ઠતા સમજાવી છે.

॥ ૧૯ ઉત્તરાંના ઓગણીશમા મૃગાપુત્રીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

સુગ્રીવ નગરના બલભદ્ર રાજાની મૃગાવતી રાણીને બલશ્રી નામે કુમાર હતો તેનું પ્રસિદ્ધ નામ મૃગાપુત્ર હતુ તે દોગુન્દુક દેવની માફક ક્રીડા સુખને ભોગવતો હતો એક વખત તે ગોખમા બેસીને નગરની શોભાને જોઇ રહ્યો હતો, તે ટાઈમે સાધુના દર્શન થતા તેને જાતિ સ્મરણ જ્ઞાન થયુ તેથી તેણે પહેલા સાધેલા મુનિપણાની બીના જાણી અહી પણ દીક્ષા લેવાની ઇચ્છા થતા માતા પિતાની પાસે જ્યારે દીક્ષા લેવાની રજા માગી, ત્યારે તેમણે દીક્ષાની દુષ્કરતા વગેરે જણાવીને સંસારમા રાખવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમા તે બને ફાવ્યા નહી ચારિત્રની આરાધનામા જે જે મુશ્કેલીઓ જણાવી, તે દરેક મુશ્કેલીનો સ્પષ્ટ ખુલાસો સાભળીને આશ્ચર્ય પામેલા, અને પુત્રને દૃઢ વૈરાગ્યવંત જાણ નાર માતા પિતાએ અંતે રાજી ખુશીથી આજ્ઞા આપી પરમ ઉલ્લાસથી ચારિત્રની આરાધના કરીને તે સિદ્ધિ પદને પામ્યા અહી મૃગાપુત્રે માતા પિતાને સ્પષ્ટ જણાવ્યુ છે કે—કામ ભોગના સાધનો ઝેર અને કિંપાક ફલની જેવા ભયંકર દુખોના કારણ છે, અને શરીર રોગોનુ ઘર છે, ક્ષણભંગુર છે, મનુષ્યપણુ પણ આધિ વ્યાધિ ને ઉપાધિથી ભરેલુ છે, તેમજ તેમા ( મનુષ્યપણામા ) ગર્ભાવાસાદિના ઘણા આકરા દુખો રહેલા છે

જેમ ભાતુ લીધા વગર મુસાફર લાબી અટવીમા ચાલે, તથા જેમા લાહ્ય લાગી છે તેવા મકાનમા કોઇ સૂઈ જાય, તે બનેના જેવી દુખી હાલત અહી સંસારી જીવની કહી છે આ પ્રસંગે નરકના વિવિધ ભયંકર દુખોનુ વર્ણન કરીને તેણે જણાવ્યુ કે—સાધુપણાના કષ્ટો એ ખરી રીતે કષ્ટ રૂપ છે જ નહિ, પણ તે કર્મોને ખપાવવાના અસાધારણ કારણ છે છતા નરકના દુખોની આગળ તે દુખો અનંત ભાગના પણ કહેવાય નહી તથા સાધુ ધર્મમા ભલેને નિષ્પ્રતિકર્મતા ( રોગોને દૂર કરવાના સાધનોનો ઉપયોગ કરાય નહી તે ) હોય, તો પણ જંગલના હરિણના જેવી મૃગચર્યાને લક્ષ્યમા રાખનારા મુનિવરો દેહની મમતા તજીને સંયમને સાધે છે, માટે પ્રતિકર્મનો વિચાર પણ કરવાની જરૂરિયાત છે જ નહી માતા પિતાનો ને મૃગાપુત્રનો સંવાદ વૈરાગ્ય ગુણને બહુ જ સતેજ કરનારો છે એમ જાણીને તે બીના ટૂંકામા જણાવી છે અંતે કહ્યુ છે કે—મૃગાપુત્ર શ્રમણના ગુણોની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરીને સિદ્ધિ પદને પામ્યા આ તમામ હકીકતો અહી વિસ્તારથી સમજાવી છે

॥ ૨૦ ઉત્તરાંના વીશમા શ્રી મહાનિર્ગ્રંથીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા ક્ષુલ્લક શબ્દથી વિપરીત 'મહત્' શબ્દના નિક્ષેપા વગેરેની હકી-

કતો વિસ્તારથી કહીને પાંચ નિર્ગ્રંથોનું સ્વરૂપ ૩૭ દ્વારોનું વર્ણન કરવા પૂર્વક સ્પષ્ટ સમજાવ્યું છે. પછી શ્રી અનાથી મુનિનું વર્ણન શરૂ કરતાં શ્રેણિક મહારાજાએ મુનિની કરેલી પ્રશંસાની બીના, અને તમે દીક્ષા શાથી લીધી ? આ રીતે શ્રેણિકે પૂછેલા પ્રશ્નના જવાબમાં અનાથી મુનિએ જણાવ્યું કે—મારો કોઇ નાથ હતો નહી, તેથી મેં દીક્ષા લીધી. આ વચન સાંભળીને શ્રેણિક રાજાએ કહ્યું કે—હું તમારો નાથ થવાને તૈયાર છું.

મુનિ—તું પોતે જ તારો નાથ થઇ શકતો નથી, તો પછી તું મારો નાથ થવાને લાયક કઈ રીતે કહી શકાય ?

શ્રેણિક રાજા—હું મારા હાથી ઘોડા વગેરેનો નાથ (માલીક) છું. તો પછી હું અનાથ કઈ રીતે કહેવાઉં ? આ પ્રશ્નના જવાબમાં શ્રી અનાથી મુનિએ પોતાના ગૃહસ્થ-પણાંની હકીકતને જણાવવા પૂર્વક અનાથપણાનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું છે, ને પ્રસંગે ઉન્માર્ગગામી આત્માઓ નરકની વૈતરણી નદી વગેરેના જેવા છે, તથા સાધુપણામાં પણ પાપ કર્મોના ઉદયે કુમાર્ગે ગયેલા સાધુઓ પોતાના પણ નાથ થઇ શકતા નથી, તો પછી બીજા જીવોના નાથ કઇ રીતે થઇ શકે ? અર્થાત્ ન જ થઇ શકે. જ્યારે જ્યારે સાધુઓમાં પણ આવી પરિસ્થિતિ હોય છે, તો પછી હે રાજન્ ! તમારા જેવા ગૃહસ્થો અમારા જેવા ત્યાગીના નાથ થઇ શકે જ નહી. જે મુનિ દુર્ગતિના માર્ગથી અલગ રહીને પોતાના આત્માને મોક્ષ માર્ગની આરાધનામાં જોડવા પૂર્વક બીજા ભવ્ય જીવોને દુર્ગતિના માર્ગથી ખસેડીને મોક્ષ માર્ગના સાધક બનાવે, તે જ પરમ પુણ્યશાલી મહાત્મા પોતાના અને બીજાના ખરા નાથ થઇ શકે છે. ને તેની જ આરાધના કરનારા જીવો જરૂર સંસાર સમુદ્રને તરી જાય છે. આ બીના લક્ષ્યમાં રાખીને કુશીલતા (સ્વચ્છંદપણાં)નો ત્યાગ કરીને મોક્ષ માર્ગને સાધનારા જીવો જરૂર સિદ્ધ થાય છે.

અનાથી મુનિના આ વચનો સાંભળીને બહુ જ રાજી થયેલા શ્રેણિક રાજાએ પોતે કરેલા અવિનયની (પોતે મુનિને ભોગ ભોગવવાની વિનંતિ કરી હતી તેની) માફી માંગી, ભાવથી વંદના કરીને તે સ્વસ્થાને (મ્હેલમાં) ગયા. આ તમામ હકીકતોને વિસ્તારથી અહીં વર્ણવી છે. બહુ જ વૈરાગ્ય ભાવને વધારનારૂં અને ટકાવનારૂં આ અધ્યયન છે,

## ॥ ૨૧ ઉત્તરા૦ના એકવીશમા શ્રી સમુદ્રપાલીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'સમુદ્ર' શબ્દના ને 'પાલ' શબ્દના નિક્ષેપા વગેરેની બીના, અને સમુદ્રપાલના જન્મની તથા વિવાહની બીના જણાવીને કહ્યું કે—આ સમુદ્રપાલ એક વખત મ્હેલના ઝરૂખામાં બેસીને નગર ચર્યા (નગરની પરિસ્થિતિ) ને જોઇ રહ્યો છે, તે અવસરે તેણે એક ચોરને જોયો. આ ચોરને મારવાના ચિહ્ન તરીકે કણેરના ફૂલોની

માળા પ્હેરાવી હતી તેની આગળ ફૂટેલો ઢોલ વાગતો હતો ને સિપાઈઓ તેને ગધેડાના ઉપર બેસાડીને વધ્ય ભૂમિ ( મારવાના કે ફાસી દેવાના સ્થાન ) પર લઈ જતા હતા આ ચોરને જોઈને સમુદ્રપાલ આ રીતે વિચાર કરવા લાગ્યો કે—અહો ! કરેલા અશુભ કર્મોના કડવા ફૂલો કેવા બૂરી રીતે ભોગવાય છે વ્યાજબી જ છે કે ' જેવુ કરે, તેવું પામે ' આ નીતિનુ વચન તેને અપૂર્વ બોધદાયક નીવડયુ તેથી તેણે એ પણ વિચાર્યું કે—હુ શુ કરી રહ્યો છુ ? મારે પણ આ ભોગ ભોગવવાથી બાધેલા કર્મોનો ઉદય થતા તે રીબાઈ રીબાઈને આ ચોરની માફક ભોગવવા પડશે ? માટે હવે મારે આ રીતે વર્તવું વ્યાજબી નથી ઇત્યાદિ શુભ ભાવનાના પ્રતાપે તેને જાતિસ્મરણ જ્ઞાન પ્રકટ થયુ તેથી વિશેષ વૈરાગ્યવાળા તેણે માતા પિતાની આજ્ઞાથી શ્રમણ ધર્મને સ્વીકારી પરમ ઉલ્લાસથી આરાધવા માડયો (૧) સરલતા (૨) સહનશીલતા (૩) નમ્રતા (૪) આસક્તિનો અભાવ, (૫) કોઇ નિંદે કે વખાણે તે ટાઇમે સમતા, (૬) મૈત્રી પ્રમોદ ને માધ્યસ્થ ભાવના (૭) નિર્દોષ સ્થાને આહારાદિનો ઉપયોગ (૮) સ્વકર્તવ્યોની આરાધના કરવામા નિરતર સાવધાનતા (૯) સતોષ, સાદાઈ વગેરે ગુણોને ધારણ કરવા પૂર્વક શ્રમણ ધર્મને આરાધતાં તે સમુદ્રપાલ મુની ૮ર ક્ષપક શ્રેણિમા ઘાતીકર્મ ક્ષય કરી કેવલી થઈ સિદ્ધિ પદને પામ્યા

॥ ભાવના ॥

આસન્નસિદ્ધિક જીવો પ્રતિબોધનુ નિમિત્ત કારણ જોઈને જરૂર સમુદ્રપાલની માફક સાવચેત બનીને દુર્લભ માનવ જીવનને સફલ કરવા માટે પરમ ઉલ્લાસથી શ્રમણ ધર્મની સાત્ત્વિકી આરાધના કરીને નિશ્ચયે સિદ્ધિપદને પામે છે

## ॥ ૨૨ ઉત્તરા૦ના બાવીશમા રથનેમિય નામના અધ્યયનનો ટૂક પરિચય ॥

અહીં શરૂઆતમા રથનેમિ શબ્દના નિક્ષેપા વગેરેના બીના કહીને અનુક્રમે ધામધૂમ સાથે શ્રી નેમિનાથના લગ્ન ।। મહોત્સવ ( વરઘોડા વગેરે ) ની બીના અને તે પ્રસગે પાજરામા પૂરેલા પશુઓનો પોકાર સાભળીને પ્રભુએ સારથિને પૂછેલો પ્રશ્ન તથા તેનો સારથિએ આપેલ ઉત્તર, તેમજ પ્રભુની દીક્ષા વગેરે હકીકતોને વિસ્તારથી કહીને અનુક્રમે પ્રભુની દીક્ષાના પ્રસગે કૃષ્ણ વાસુદેવ વગેરે ભવ્ય જીવોએ કરેલી પ્રભુની સ્તુતિ અને રાજીમતીની દીક્ષા, તે ટાઇમે વાસુદેવે આપેલ આશીર્વાદ, તેમજ ગુફામા રથનેમિનો સમાગમ, તે વખતે કર્મોદયે પતિત પરિણામી થયેલા રથનેમિએ કરેલ ભોગની પ્રાર્થના, તે વખતે રાજીમતી સાધ્વીએ ચારિત્રમા નિશ્ચલ રહીને રથનેમિને આપેલ હિતશિક્ષા ગર્ભિત ઉપદેશ, તેને સાભળીને સન્માર્ગમા આવેલ રથનેમિએ પ્રભુ નેમિનાથની પાસે કરેલ આત્મ શુદ્ધિ ઉપરે રથનેમિ મુનિ અને રાજીમતી સાધ્વીજીના મોક્ષાદિ હકીકતોને વિસ્તારથી

સમજાવી છે. આ અધ્યયનનું રહસ્ય એ છે કે—૧ મુનિવરોએ સંયમના ઘાતક પદાર્થોને જોવા પણ નહી, કારણ કે તેથી મન રથનેમિના દૃષ્ટાંતે બહુજ અસ્થિર બનીને સાધ્યથી આત્માને ભ્રષ્ટ કરે છે. ૨. શ્રી રાજીમતીની માફક સાધ્વીઓએ વિકટ પ્રસંગે પણ શીલ-ધર્મની રક્ષા કરીને પાપકર્મના ઉદયે માર્ગથી ખસેલા જીવોને મોક્ષમાર્ગમાં જોડવા જોઇએ.

## ॥ ૨૩ ઉત્તરા૦ના તેવીશમા કેશીગૌતમીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં શ્રી ગૌતમ શબ્દના ને શ્રી કેશિ શબ્દના નિક્ષેપા વગેરેની બીના કહીને પુરૂષાદાનીય પ્રભુ શ્રી પાર્શ્વનાથનું વર્ણન કર્યું છે. પછી ક્રમસર શ્રી કેશિગણધરનું શ્રાવસ્તી નગરીના તિંદુકવન ( એ નામના બગીચા ) માં, અને શ્રી ગૌતમ ગણધરનું કોષ્ઠક નામના બગીચામાં આગમન ( આવવું, પધારવું ) તથા તે બંનેને અને તેમના શિષ્યોને આચાર ભેદની થયેલી ( જૂદા જૂદા આચાર શાથી ? આવી ) ચિંતા, તેમજ સપરિવાર શ્રી ગૌતમસ્વામી તિંદુક વનમાં પધાર્યા, તે વખતે શ્રી કેશિગણધરે તેમનો કરેલ સત્કાર, સૂર્ય અને ચંદ્રના જેવી બંનેની શોભા, આ પ્રસંગે જોવા માટે ને સાંભળવા માટે લોક અને દેવાદિનું ત્યાં આવવું, વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે.

પછી કેશિ ગણધરે આજ્ઞા લઇને શ્રી ગૌતમસ્વામીને વ્રત લિંગ વગેરેની બાબતમાં ૧૨ પ્રશ્નો પૂછ્યા, શ્રી ગૌતમસ્વામીએ તે દરેક પ્રશ્નના જે જે ઉત્તર આપ્યા, તેનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો.

૧ પ્રભુ શ્રી ઋષભદેવ પરમાત્માના અનુયાયી સાધુ સાધ્વીઓને ધર્મના સ્વરૂપને સમજવામાં મુશ્કેલી પડતી હતી, ને શ્રી મહાવીર પ્રભુના શાસનના સાધુ સાધ્વીઓ ધર્મને સમજે છે ખરા, પણ તેમને પાળવામાં કઠીન લાગે છે. તેથીજ તે બંને તીર્થંકર દેવોના શાસનમાં પાંચ મહાવ્રતોની આરાધના રૂપ શ્રમણધર્મ હતો. 'સ્ત્રી પણ મમતાનું સાધન હોવાથી પરિગ્રહ રૂપ જ ગણાય છે.' આ મુદ્દાને યથાર્થ સમજનારા ઋજુપ્રાજ્ઞ ( વચલા બાવીશ તીર્થંકરોના ) સાધુઓ ચાર મહાવ્રતોની આરાધના રૂપ શ્રમણધર્મને સાધતા હતા. પણ આ રહસ્યને પહેલા અને છેલ્લા તીર્થંકરોના સાધુઓ વિશિષ્ટ બુદ્ધિના અભાવે યથાર્થ સમજી શકતા નહોતા, તેથી ભેગા ગણાતા ચોથા અને પાંચમા મહાવ્રતોને અલગ અલગ ગણીને પાંચ મહાવ્રતો રૂપ શ્રમણધર્મ જણાવ્યો. અહીં સંખ્યાની અપેક્ષાએ ભેદ જણાય છે, પણ અર્થની અપેક્ષાએ જરા પણ જૂદાશ છેજ નહી. કારણ કે બંનેમાં ફક્ત શ્રમણ ધર્મનેજ સ્પષ્ટપણે સમજાવવાનો મુદ્દો છે.

૨—પુરૂષાદાનીય પ્રભુ શ્રી પાર્શ્વનાથના સાધુઓ સરલ અને બુદ્ધિશાલી હતા. તેથી તેઓ વિવિધ વર્ણવાળાં વસ્ત્રોને નિર્મમત્વ ભાવે ( મમતા રહિતપણે ) વાપરતા હતાં.

'અવસર્પિણી કાલ' વગેરેના પ્રભાવને લઇને સાધુઓમા વિવિધ રંગી વસ્ત્રો મમતાના કારણ જાણીને પ્રભુશ્રી મહાવીર દેવે પ્રમાણોપેત અને સાદો વેશ રાખવા માટે સાધુ સાધ્વીઓને ફરમાવ્યુ અહી બને પ્રકારના મુનિ વેશમા મમતાના ત્યાગ રૂપ મુદ્દો એક સરખી રીતે જણાય છે અને મુનિઓના આવા સાદા વેશ જોઇને જોનાર લોકને ખાત્રી થાય કે 'આ જૈન મુનિ છે' આ રીતે બીજા વેશધારી સંન્યાસી આદિથી જૈન મુનિને ભિન્ન જણાવવા માટે પ્રભુ શ્રી મહાવીરે સાદો મુનિવેશ જણાવ્યો છે મુનિને ભાવ ચારિત્રની આરાધનામા ટકાવનારો આ મુનિ વેશ છે એમ વ્યવહાર નયના વિચારે કહી શકાય પણ નિશ્ચય નયના વિચારે મોક્ષના સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના' રૂપ ત્રણ સાધનોની બાબતમા શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીર પ્રભુ ( બને ) એક સરખી રીતે પ્રરૂપણા કરનારા છે આ રીતે મૂલ તત્ત્વો બનેના એક જ છે

૩ — ખરાબ વિચારવાળો આત્મા એ શત્રુ છે તેને જીતવાથી ૪ કષાયો જરૂર જીતાય છે એમ એક (આત્મા) ને જીતવાથી પાચ (આત્મા અને ૪ કષાય) જીતાય છે ને એ પાચને જીતવાથી પાચ ઇદ્રિયોને વશ કરાય છે, તેથી બધા મળીને દશ (આત્મા, ૪ કષાય પાચ ઈદ્રિયો) જીતાય છે, આ રીતે હુ દશ (આત્મા વગેરે) ને જીતવાથી તમામ અંતરંગ શત્રુઓને જીતીને પરમ શાતિથી વિચરૂ છુ ક્ષમા નમ્રતા સરલતા 'અને સતોષથી કષાયોને જીતી શકાય, અને વૈરાગ્ય વગેરે ગુણોથી પાચ ઇદ્રિયોને જીતી શકાય છે આ રીતે થવાથી આત્મા ખૂબીથી જીતી શકાય છે

૪—રાગ, દ્વેષ, મોહ, પરિગ્રહ અને સ્ત્રી આદિની મમતા રૂપ સ્નેહ બધનો રૂપ જાળને છેદીને હુ શાતિથી વિચરૂ છુ અહી કર્મ રૂપી જાળને તોડીને અને પૂર્વે કહેલા રાગાદિ રૂપ બધનોને છેદીને પરમ શાતિથી વિચરૂ છુ, આ રીતે પણ ઉત્તર આપી શકાય

૫--સસારમા રખડાવનારી 'ભોગતૃષ્ણા' રૂપી વિષવેલ (ઝેરી વેલડી) છે તેને ઉગવાનુ સ્થાન 'હૃદય' છે જન્મ જરા અને મરણ વગેરે તેના ઝેરી ફલો જાણવા તે વિષવેલને ઉખેડીને એટલે ભોગતૃષ્ણાને તજીને હુ શાતિથી શ્રી જિનશાસનને આરાધુ છુ

૬---શરીર મન વગેરેને બાળનાર કષાય રૂપ અગ્નિ છે પરમ કૃપાળુ શ્રીતીર્થંકર દેવ રૂપી મેઘમાથી વરસેલી દર્શન જ્ઞાન ચારિત્ર ને તપ રૂપી પાણીની ધારાઓથી તે કષાય રૂપી અગ્નિને ઠારી દઉ છુ તેથી તે કષાયોનુ કઇ પણ બળ ચાલતુ નથી આ રીતે ક્ષમાદિ ગુણોને ધારણ કરીને પરમ પુણ્યોદયે મળેલા શ્રી જિનશાસનને આનદથી આરાધુ છુ

૭--મનરૂપી સાહસિક ભયકર દુષ્ટ ઘોડો છે તે ઘોડો શબ્દાદિ વિષયોના સેવન રૂપ

ઉન્માર્ગે દોડી રહ્યો છે. તેને શ્રી તીર્થંકર દેવના હિતકારી વચનો રૂપી લગામથી વશ કરીને પરમ સ્થિરતાથી શ્રમણ ધર્મને આરાધું છું.

૮.—પાખંડીઓ પોતાની બુદ્ધિ પ્રમાણે જે તદ્દન ખોટા માર્ગો કાઢીને બીજા જીવોને તે રસ્તે દોરી રહ્યા છે. તે બધા અસત્ય પંથોને જાણીને હું શ્રી તીર્થંકર દેવે કહેલા સાચા આત્મહિતકર મોક્ષ માર્ગે ચાલું છું.

૯—જન્મ જરા મરણ રૂપી જલ પ્રવાહના વેગમાં સંસારી જીવો તણાઈ રહ્યા છે. તેમને બચાવનારૂં ખરૂં સ્થાન, ખરૂં શરણ અને બચાવનાર ખરો દ્વીપ અવિચ્છિન્ન પ્રભાવ શાલી ત્રિકાલાબાધિત શ્રી જિન ધર્મ જ છે. તેની પરમ ઉલ્લાસથી હું આરાધના કરૂં છું. તેથી તે જલપ્રવાહના વેગથી બચ્યો છું.

૧૦—જીવ રૂપી ખલાસી સંસાર રૂપી સમુદ્રમાં શરીર રૂપી હોડી મોક્ષમાર્ગની આરાધના રૂપ અનુકૂલ પવનમાં ચલાવીને ભવસમુદ્રને તરી જાય છે. અહીં શરીર રૂપી હોડી કોઈ પણ બાજુથી ભેદાય નહિ, એટલે તેમાં છિદ્રો ન પડે, તે રીતે જીવે બહુજ કાળજી રાખીને શરીર દ્વારા મોક્ષ માર્ગની સાધના કરવી જોઈએ.

૧૧—સંસારમાં અજ્ઞાન રૂપી અંધકાર બહુ જ ફેલાયો છે, તેથી સંસારી જીવો આમ તેમ ગોથાં ખાઇને ભટકી રહ્યાં છે. અહીં તેવા અંધકારને દૂર કરનાર શ્રીસર્વજ્ઞ પ્રભુ શ્રી-તીર્થંકર દેવ રૂપી સૂર્ય તેમની સેવા કરીને હું અને બીજા ઘણાં જીવો સમ્યગ્જ્ઞાન રૂપી પ્રકાશને પામ્યા છીએ, પામીએ છીએ અને પામીશું.

૧૨—જ્યાં જન્મ જરા મરણાદિની પીડા લગાર પણ નથી, જે લોકની ટોચે રહેલું છે, તે પરમ સુખના ભંડાર જેવા સિદ્ધિ સ્થાનમાં મોક્ષ માર્ગના સાધક મહાપુરૂષો જઇને કાયમ રહે છે, તેમને અહીં ફરી આવવું પડતું નથી.

આ રીતે સંતોષકારક ઉત્તરો સાંભળીને શ્રીકેશી ગણધર પ્રભુશ્રી મહાવીરના પંચ મહાવ્રત રૂપ શ્રમણ ધર્મને સ્વીકારીને, તેની પરમ ઉલ્લાસથી આરાધના કરવા લાગ્યા. આ પ્રસંગે આવેલા બીજા જીવો પણ આ પ્રશ્નોત્તરી આદિ સ્વરૂપ ઉપદેશને સાંભળીને શ્રીજિન-શાસનની આરાધના કરવા લાગ્યા. આ ૨૩મા અધ્યયનમાં જે પ્રશ્નોત્તરો વિસ્તારથી જણાવ્યા છે, તે બીના ટૂંકામાં અહીં સમજાવી છે.

---

## ॥ ૨૪ ચોવીશમા શ્રીપ્રવચન માતૃ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમા 'પ્રવચન' શબ્દના ચાર નિક્ષેપાનું વર્ણન કરીને અધ્યયનનુ 'પ્રવચન માતૃ' નામ રાખવાનુ કારણ જણાવ્યું છે પછી ક્રમસર પાચ સમિતિનુ સ્વરૂપ જણાવતા સમિતિના આલંબન વગેરેનુ વર્ણન કરીને કહ્યુ છે કે-ખાસ કારણે ઉપયોગ પૂર્વક જે ચાલવુ તે ઈર્યા સમિતિ કહેવાય અસત્યના ક્રોધાદિ કારણોને તજીને નિર્દોષ હિત મિત પ્રિય વચનો બોલવા તે ભાષા સમિતિ કહેવાય ઉપયોગ પૂર્વક શુદ્ધ ભિક્ષા વગેરે વાપરવા તે એષણા સમિતિ કહેવાય, તેમજ ઉપકરણાદિને ઉપયોગ પૂર્વક લેવા કે મૂકવા તે આદાન ભંડ માત્ર નિક્ષેપણા સમિતિ કહેવાય પરઠવવા લાયક ઉચ્ચાર (ઠલ્લો) વગેરેને નિર્દોષ સ્થાને જે પરઠવવા તે પારિષ્ઠાપનિકા સમિતિ કહેવાય આ તમામ બીના વિસ્તારથી સમજાવીને ગુપ્તિનુ વર્ણન કરતા કહ્યુ છે કે—જે અશુભ વિચારોને કરતા એવા મનને અટકાવવું તેમને ગુપ્તિ કહેવાય ખરાબ વચનો ન બોલવા એ વચન ગુપ્તિ કહેવાય કાયાથી થતી અશુભ ક્રિયાઓને ન થવા દેવી તે કાયગુપ્તિ કહેવાય આ પ્રસંગે સંરભાદિ ત્રણ હિંસક ક્રિયાનુ સ્વરૂપ આ રીતે વર્ણવ્યું છે હિંસાદિને કરવાનો જે આવેશ, (દૃઢ નેશ્ચય) તે સંરભ કહેવાય જે હિંસાના સાધનો એકઠા કરવા તે સમારંભ કહેવાય, તથા જે હિંસાદિ ક્રિયા કરવી તે આરંભ કહેવાય હિંસાદિને કરવાના વિચારથી માડીને તે વિવક્ષિત કાર્ય પૂરૂ થતા સુધીમા અનુક્રમે આ સંરભ વગેરે ત્રણે ક્રિયાઓ ઘટાવવી જોઈએ અંતે સમિતિમા અને ગુપ્તિમા ફરક અને તેનુ ફલ વગેરે બીના વિસ્તારથી સમજાવી છે આનો સાર એ છે કે-શુભ પ્રવૃત્તિ રૂપ સમિતિ છે ને શુભમા પ્રવૃત્તિ ને અશુભથી નિવૃત્તિ રૂપ ગુપ્તિ છે જેમ માતા પુત્ર પર પ્રેમ ભાવ રાખીને તેનુ કલ્યાણ ચહે, તેમ સમિતિ ગુપ્તિ રૂપ આઠ પ્રવચન માતા શ્રમણ રૂપ બાળકનુ જરૂર કલ્યાણ કરે છે માટે તે 'પ્રવચન માતા' કહેવાય છે આ આઠે માતાઓમા દ્વાદશાગીનો સમાવેશ થયો છે એમ સમજવુ કારણ કે દ્વાદશાગીમા ઉંચ કોટીના આચાર વિચાર અને ઉચ્ચારોના સાધનો પણ કહ્યા છે તે આચારાદિ ત્રણેની પ્રાપ્તિ આ આઠ પ્રવચન માતાના પાલનથી જરૂર થાય છે આ હકીકતને લક્ષ્યમા રાખીને સાધુ સાધ્વીઓ સમિતિ ગુપ્તિને આરાધીને સિદ્ધિપદને જરૂર પામ્યા છે, પામે છે ને પામશે

---

## ॥ ૨૫ પચ્ચીશમા શ્રીયજ્ઞીય નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમા 'યજ્ઞ' શબ્દના ૪ નિક્ષેપાનુ વર્ણન કરતા કહ્યુ છે કે, તપ સંયમ અને યતના (જયણા ધર્મ) એ મોક્ષને દેનારો ખરો ભાવ યજ્ઞ કહેવાય વિજયઘોષ નામનો

બ્રાહ્મણ યજ્ઞ કરાવે છે, ત્યાં જયઘોષ મુનિ ભિક્ષા લેવા જતાં જે બનાવો બને છે, તે તમામ બનાવોને જણાવનારૂં આ અધ્યયન છે. તેથી અહીં શ્રીજયઘોષ મુનિરાજના ચરિત્રનું વર્ણન કરતાં જણાવ્યું છે કે-મનોરમ ઉદ્યાનમાં પધારેલા જયઘોષ મુનિ વિજયઘોષ બ્રાહ્મણના યજ્ઞ કરવાના સ્થાને ભિક્ષા વ્હોરવા આવ્યા. તેમણે ભિક્ષાની માંગણી કરી. બ્રાહ્મણોએ ભિક્ષા દેવાની ના કહી. તોએ પરોપકારી મુનિવરે વિજયઘોષ વગેરેને પ્રતિબોધ કરવાની ભાવનાથી સાચા વેદનું ને સાચા યજ્ઞ વગેરેનું ખરૂં રહસ્ય સમજાવ્યું. પ્રસંગે બ્રાહ્મણનું પણ યથાર્થ સ્વરૂપ જણાવ્યું. તે સાંભળીને બધા બ્રાહ્મણોએ મુનિની પ્રશંસા કરી ગોચરી વ્હોરવા માટે વિનંતિ કરી, પણ મુનિને તેની પરવા નથી. તે તો વિજયઘોષે કરેલી દીક્ષાની માંગણી સ્વીકારી તેને શ્રમણ ધર્મનો સાધક બનાવે છે. ગુરૂ શિષ્યો પરમ ઉલ્લાસથી ચારિત્રાદિને સાધીને સિદ્ધિપદને પામ્યા. આ તમામ હકીકતો તે બંનેના જીવન ચરિત્રને વર્ણવવા પૂર્વક વિસ્તારથી સમજાવી છે.

॥ સાર ॥

જેમ લીલો (જે સૂકાયો નથી તે) માટીનો ગોળો ભીંતે ફેંકીએ, તો તે ચોંટી જાય છે, તેમ કામભોગના સાધનોને સેવનારા હીનબુદ્ધિ જીવો પાપ કર્મો કરી સંસાર રૂપ ભીતમાં ચોંટી જાય છે. અહીં લીલા ગોળા જેવા આસકત જીવો જાણવા. તથા જેમ સૂકો માટીનો ગોળો ભીંતે ફેંકતાં ભીંતની સાથે ચોંટી જતો નથી, તેમ વિરક્ત આત્માઓ સંસાર રૂપ ભીંતમાં ચોંટી જતા નથી. એટલે તેઓ સંસારમાં ભમતા નથી. પણ મોક્ષે જાય છે. વ્યાજબીજ છે કે ખરૂં સુખ ત્યાગમાં જ છે. આ વચનની સત્યતા ૧૨ ચક્રવર્તીઓમાંના ૧૦ ચક્રવર્તીઓએ પણ ત્યાગમાર્ગ સ્વીકારીને સાબીત કરી આપી છે.

---

## ॥ ૨૬ છવ્વીશમા શ્રી સામાચારી નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં 'સામાચારી' શબ્દમાં રહેલા સામ શબ્દના ૪ નિક્ષેપાની બીના જણાવતાં ભાવ સામ તરીકે સામાચારીના ઇચ્છા મિચ્છા વગેરે ૧૦ ભેદો કહ્યા છે, અને 'આચાર' શબ્દના નિક્ષેપાની બીના જણાવતાં 'ભાવાચાર' તરીકે સામાચારીનો આચાર (આરાધના) કહ્યો છે. પછી ક્રમસર અધ્યયનના નામનો અન્વર્થ, અને દુઃખનો નાશ કરનારી સામાચારીના આવશ્યકી વગેરે ૧૦ ભેદોનું સ્વરૂપ, લક્ષણ વગેરેની બીના, તથા ગુરૂની આજ્ઞા પ્રમાણે સ્વાધ્યાયને કે વૈયાવચ્ચને કરવાની સૂચના, તેમજ દિવસની ચાર પોરિસીમાં કરવા લાયક કર્તવ્યો, અને છાયા વડે પોરિસીને અને પડિલેહણના ટાઇમને જાણવાનો ઉપાય, તથા

તેજ પ્રમાણે રાતની ચાર પોરિસીને જાણવાનો ઉપાય, તેમજ તે દરેક પોરિસીમાં કરવા લાયક કર્તવ્યો વગેરે વિસ્તારથી સમજાવ્યા છે પછી વસ્ત્રાદિને પડિલેહવાનો વિધિ, અને મુનિને આહાર કરવાના તથા નહિ કરવાના ૬-૬ કારણો, તેમજ વિહાર, સ્વાધ્યાય કાલ, અને પ્રતિક્રમણાદિની બીના સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે દૈવસી પ્રતિક્રમણનો વિધિ, અને કાલગ્રહણનું સ્વરૂપ, વિધિ તથા રાત્રિક (રાઇ) પ્રતિક્રમણની વિધિ તેમજ સામાચારીનું ફલ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે

મુનિ ખાસ કારણ સિવાય સ્વસ્થાનને કે પોતાના આસનને તજીને અન્યત્ર જાય નહિ આત્મ સ્વરૂપની ચિંતવના કરે અજ્ઞાનાદિ કારણોમાંના કોઈ પણ કારણથી લાગેલા દોષોને પ્રાયશ્ચિત્તાદિથી શુદ્ધ કરે, ગુરૂની આજ્ઞા પ્રમાણે વૈયાવચ્ચ વગેરેમાં પ્રવર્તે, નવું જ્ઞાન ભણવામાં ઉદ્યમશીલ રહે, ક્ષમા નમ્રતાદિ ગુણોને ધારણ કરી સ્વચિંતા કરવા પૂર્વક પરોપકારાદિ-સત્કાર્યોમાં પણ યથાશક્તિ પ્રવૃત્તિ કરે આ તમામ બીનાઓ મુનિ જીવનને નિર્મલ બનાવે છે, તેથી તે પણ મુનિધર્મની સામાચારીના અંગો (પેટા વિભાગ) કહેવાય છે સામાચારીના પ્રત્યેક મુદ્દાઓ ખાસ સમજવા જેવા ને જીવનમાં ઉતારવા લાયક છે તે દરેકનું અપૂર્વ રહસ્ય જણાવતા ગ્રંથ વધી જાય, તેથી યોગ્ય પ્રસંગે જણાવવા ભાવના છે

---

॥ ૨૭ સત્યાવીશમા ખલુંકીય અધ્યયનનો ટૂંક પરિચય ॥

ખલુંક એ ગળિયા બળદનું નામ છે અવિનીત શિષ્યોને તેના જેવા કહીને વિનીત (વિનયવંત) થવા માટે હિતશિક્ષાઓ ફરમાવી છે તેથી આ અધ્યયન તેના (ખલુંક શબ્દના) નામે ઓળખાય છે અહીં શરૂઆતમાં 'ખલુંક' શબ્દના ૪ નિક્ષેપાની બીના અને ખલુંક (ગળીયા બળદ)નું સ્વરૂપ, તથા તેના જેવા સાધુનું સ્વરૂપ કહીને હિતશિક્ષા આપી છે કે —હે સાધુ સાધ્વીઓ ! તે ગળિયા બળદના જેવા થશો નહિ, માયા પ્રપંચાદિ દોષોને તજીને સરલ સ્વભાવેજ પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગની સાત્ત્વિકી આરાધના કરીને સિદ્ધિપદને પામજો પછી જણાવ્યું છે કે—ગર્ગ નામના ગણધર (આચાર્ય) વિશાલ શિષ્ય સમુદાયના નાયક હતા અભિમાનાદિ દોષોમાંના કોઈ કોઇ દોષના નિમિત્તે શિષ્યો બહુજ સ્વચ્છંદી થયા, સારણાદિ ભેદે સમજાવવા છતાં પણ સુધર્યા નહીં, ત્યારે તે આચાર્ય તેવા શિષ્યોથી અલગ થઇને આત્મહિતને સાધવા લાગ્યા આથી શિષ્યોના ભાવી દિનને બહુજ ધક્કો પહોંચ્યો આ પ્રસંગે ગળિયા બળદનું દૃષ્ટાંત કુશિષ્યોમાં ઘટાવીને તેમના ગૌરવ, (રસગારવ વગેરે ત્રણ) ક્રોધ, ભિક્ષા લેવા જવામાં આળસ, માન, કલેશ વગેરે દુર્ગુણોનું વર્જન કર્યું છે અને હિતશિક્ષા આપી છે કે આત્મહિતેચ્છુ શિષ્યોએ ભવસમુદ્રથી તારનાર, દેવનું ને ધર્મનું

સ્વરૂપ સમજાવનારા, પરમોપકારી શ્રી ગુરૂ મહારાજ નારાજ થાય એવું કંઇ પણ કામ કરવુંજ નહિ. કારણ કે જેમ રાજા પ્રજાની ઉપર નારાજ થાય, તો પ્રજાનું હિત બગડે ને પ્રધાન જો નારાજ થાય તો રાજાનું હિત બગડે, તથા જ્ઞાતિનો નાયક જો નારાજ થાય તો આખી જ્ઞાતિનું હિત બગડે, તેમજ કુટુંબનો નાયક જો નારાજ થાય તો આખા કુટુંબનું હિત બગડે; તેમ સંઘનાને સાધુ સમુદાયના નાયક શ્રી આચાર્ય ભગવંત વગેરે મહાપુરૂષોનું મન પોતાની ઉપર લગાર પણ નારાજ ન થાય તે રીતે શિષ્યોએ વર્ત્તવું જોઈએ. તેમણે સમજવુંજ જોઇએ કે–તેઓ (શ્રી ગુરૂમહારાજ) આપણને તારવાની બુદ્ધિથીજ કડવાં કે મીઠાં વચનોથી હિત શિક્ષા ફરમાવે છે, માટે આપણે તે પ્રમાણે વર્ત્તવું જોઇએ. વ્યાજબીજ છે કે બાળકને નીરોગી બનાવવાની લાગણીથી કડવું ઔષધ પણ માતાજ આપશે. વૈદ્ય પણ કદાચ કડવી દવા આપે, તેમાં પણ તેમની ભાવના રોગીને આરોગ્ય પમાડવાનીજ હોય છે. જેઓ દેખાવમાં તો સર્પની જેવા ક્રૂર અને બોલવામાં તરવારની ધાર જેવા કઠોર વેણ બોલતા હોય, પણ જેમના હૃદયમાં શિષ્યોનું હિત કરવાની મીઠી લાગણી જ નિરંતર વર્ત્તે છે, આવા ઉત્તમ ગુરૂઓ પ્રબલ પુણ્યોદયેજ શિષ્યોને મળે છે.

કોઈ વખત એવું પણ બને છે કે–શ્રીગુરૂ મહારાજ શિષ્યોને હિતશિક્ષાઓ ફરમાવે, પણ જેમ તાવનું જોર વધતાં ખાવાની રૂચિ ન થાય, તેમ ભારે કર્મી શિષ્યોને તે હિત શિક્ષાઓ રૂચતી નથી, ને તેઓ તે પ્રમાણે ચાલતા પણ નથી. આ પ્રસંગે ગુરૂને ઉદ્દેશીને જણાવ્યું છે કે–ઉન્માર્ગે જતાં શિષ્યોને સન્માર્ગે વાળવામાં જ ગુરૂપણાની યથાર્થ સાર્થકતા (સફલતા) છે, એમ ગુરૂએ પણ જરૂર યાદ રાખવું જ જોઇએ સીધા માર્ગે ચાલનારા શિષ્યોને તો સાચવનારા ઘણાં ગુરૂઓ દેખાય છે. શ્રીઆચાર્યાદિ મહાપુરૂષોએ પણ જ્યાં સુધી બની શકે, ત્યાં સુધી છેવટે શાંતિ અને પ્રેમ ભરેલાં વચનોથી પણ પોતાના શરણે આવેલા વિશ્વાસુ શિષ્યોને કે સંઘને હિત માર્ગે જોડવાની તીવ્ર લાગણી કે દયા દીલમાં જરૂર રાખવી જ જોઇએ. ને સમજવું જોઇએ કે છોરૂં કછોરૂં બને, પણ ઉત્તમ માબાપ તો તેનું ભલું જ ચાહે. મોરની શોભા પીછાથી ને પીંછાની શોભા મોરથી હોય છે. અહીં પીંછા જેવો શિષ્ય સમુદાય જાણવો, ને મોર જેવા વડીલો સમજવા.

---

**॥૨૮ અઠયાવીશમા મોક્ષમાર્ગ ( મોક્ષમાર્ગ ગતિ ) નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥**

અહીં શરૂઆતમાં આ અધ્યયનના 'મોક્ષ માર્ગ ગતિ' નામને લક્ષ્યમાં રાખીને અનુક્રમે મોક્ષ શબ્દ માર્ગ શબ્દ અને ગતિ શબ્દના ચાર ચાર નિક્ષેપાઓની બીના કહીને

આ અધ્યયનનો એ અન્વયાર્થ જણાવ્યો છે કે-ઉત્તમ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપ મોક્ષ માર્ગની સાધનાથી મોક્ષ ગતિને પામવાની બીના અહીં કહી છે, તેથી આનું 'મોક્ષ માર્ગ ગતિ' નામ અર્થને અનુસરતું વ્યાજબી છે પણ ડિત્થ વગેરે નામોની જેવું નિરર્થક (અર્થ વગરનું) નામ નથી પછી ક્રમસર માર્ગનું સ્વરૂપ અને ફળ, તથા પાંચ જ્ઞાન, તે દરેક જ્ઞાનનો વિષય, દ્રવ્ય ગુણ પર્યાયના લક્ષણો, તેમજ ધર્માસ્તિકાયાદિની હયાતિ વાળા ભાગનું લોકપણું, અને તે ધર્માસ્તિકાયાદિના લક્ષણ, એકપણું અનેકપણું વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે આ રીતે જ્ઞાનની બીના જણાવ્યા પછી દર્શનની બીના જણાવતા અનુક્રમે (૧) સમ્યકત્વના લક્ષણ ને ભેદો, (૨) નિસર્ગરૂચિ વગેરે ૧૦ પ્રકારની રૂચિનું સ્વરૂપ, (૩) સમ્યકત્વના ઉપશમ વગેરે પાંચ લિંગો, (૪) સમ્યકત્વનો મહિમા (૫) અને સમ્યકત્વના આચાર (દર્શનાચાર) વગેરેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી ક્રમસર પાંચ ચારિત્રોનું ને બે પ્રકારના તપનું વર્ણન કરીને અંતે જણાવ્યું છે કે-જ્ઞાનાદિ ચાર પદાર્થોની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરવાથી જે મોક્ષના સુખો મળે, એજ સંયમનું ને તપનું અંતિમ ફલ સમજવું આ સંક્ષિપ્ત તમામ હકીકતોને અહીં વિસ્તારથી સમજાવી છે

॥ ૨૯ ઓગણત્રીશમા સમ્યકત્વ પરાક્રમ અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં સમ્યકત્વાદિના નામો અને અપ્રમાદ શ્રુત શબ્દના નિક્ષેપા, તથા અધ્યયનનો અર્થ, તેમજ ઉદ્દેશ વગેરે બીનાઓ સ્પષ્ટ સમજાવીને ક્રમસર સંવેગ દ્વાર વગેરે ૭૩ દ્વારોના નામ અને ફલ વગેરેની હકીકતો વિસ્તારથી સમજાવી છે તેનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો—

૧ સંવેગ—મોક્ષની જે ઇચ્છા થાય તે સંવેગ કહેવાય આ ગુણ પ્રકટ થયા પછી તેના ફલ રૂપે (૧) અનુક્રમે ધર્મશ્રદ્ધા (૨) વૈરાગ્ય (૩) પ્રથમ કષાયની મંદતા (૪) સમ્યકત્વ શુદ્ધિ વગેરે લાભ જણાવ્યા છે

(૨) નિર્વેદ—કામભોગથી કે સંસારિક આધિ વ્યાધિ ને ઉપાધિથી જે આત્માને કંટાળો થાય એટલે આસક્તિ ઘટવા માંડે, તે નિર્વેદ કહેવાય આ રીતે કંટાળેલો આત્મા આરંભાદિને તજીને સંસારથી નિરાળો થઈ પરમ શાંતિથી મોક્ષ માર્ગને આરાધી સિદ્ધિપદને પામે છે

૩ ધર્મશ્રદ્ધા—આ માના જ્ઞાનાદિ ધર્મો જ સાચા છે, તેજ આત્માને નિર્મલ બનાવી સિદ્ધિ પદને પમાડનાર છે, આવી જે આત્મ ધર્મની અંતર શ્રદ્ધા તે ધર્મ શ્રદ્ધા કહેવાય આ ગુણવાળો આત્મા સાતાદિક સુખોને ભોગવતા તેમાં રાચતો નથી પણ વૈરાગ્ય ભાવે સંયમી બની થોડા જ કાલમાં સિદ્ધિપદને પામે છે

૪ **શુશ્રૂષા**—પૂજ્ય પુરૂષોની અને સાધર્મિકોની જે સેવા તે શુશ્રૂષા કહેવાય. તેના ફલો અનુક્રમે-૧ વિનય, ૨ સમ્યક્ત્વના કારણોનો વિકાસ, (૩) દુર્ગતિનો નાશ, યશઃકીર્ત્તિ, (૪) મોક્ષ માર્ગની સાધના, (૫) મોક્ષ જાણવા.

૫ **આલોચના**—પ્રમાદાદિથી કરેલી ભૂલોને ગુરૂની પાસે જે કહેવી, તે આલોચના કહેવાય. તેના ફલો અનુક્રમે ૧. ત્રણ શલ્યોનો નાશ, ૨. સ્ત્રીવેદાદિનો બંધ થાય નહિ. ને ૩. પૂર્વે બાંધેલા તે કર્મોનો નાશ થાય.

૬ **આત્મનિંદા**—પ્રમાદાદિથી થયેલી ભૂલોનો ગુરૂની પાસે પશ્ચાત્તાપ કરવો તે આત્મનિંદા કહેવાય. તેના ફલો અનુક્રમે દોષોનો નાશ, વૈરાગ્ય, ક્ષપકશ્રેણી, મોહનાશ અને મોક્ષ જાણવા.

૭. **ગર્હા**—જે પ્રમાદાદિથી થયેલી ભૂલોનો આત્મસાક્ષીએ પશ્ચાત્તાપ કરવો, તે ગર્હા કહેવાય. તેના ફલો અનુક્રમે લઘુતા, પ્રશસ્ત યોગની પ્રાપ્તિ, ઘણાં કર્મોનો નાશ વગેરે જાણવાં.

૮. **સામાયિક**—આત્માને સમતા ભાવમાં રાખનારી જે ક્રિયા, તે સામાયિક કહેવાય. તેના ફલો અનુક્રમે સમતા, ઘાતી કર્મોનો નાશ, કેવલજ્ઞાન અને મુક્તિ જાણવો.

૯ **ચતુર્વિંશતિસ્તવ**—ચોવિશ તીર્થંકરોની સ્તુતિ કરતાં સમ્યગ્દર્શનાદિ ગુણો નિર્મલ બને છે, ને તેથી મોક્ષના સુખ મળે છે.

૧૦. **વંદનક**—વડીલોનો વંદના રૂપ વિનય કરવાથી નીચ ગોત્રનો ક્ષય, ને ઉંચગોત્રનો બંધ, નેતાપણું, લોકવલ્લભતા, કેવલજ્ઞાન વગેરે લાભ મળે છે.

૧૧ **પ્રતિક્રમણ**—આનો અર્થ આવશ્યક સૂત્રના સંક્ષિપ્ત પરિચયમાં જણાવ્યો છે. તેથી અતિચારાદિ દોષોની શુદ્ધિ, આશ્રવ નિરોધ, આઠ પ્રવચન માતાની આરાધના વગેરે લાભ મળે છે.

૧૨ **કાયોત્સર્ગ**—કાયોત્સર્ગથી પ્રતિક્રમણમાં આલોચવા રહી ગયેલા દોષોની શુદ્ધિ, લઘુતા, પ્રશસ્ત ધ્યાન વગેરે લાભ મળે છે.

૧૩ **પ્રત્યાખ્યાન**—આથી નવા પાપ કર્મો બંધાતા નથી, ઈચ્છાઓને રોકી શકાય છે ને પરમ શાંતિમય જીવન ગુજારી શકાય છે. સામાયિકાદિ ૬નો અર્થ શ્રીઆવશ્યક સૂત્રના સંક્ષિપ્ત પરિચયમાં કહ્યો છે.

૧૪ **સ્તવસ્તુતિ**—શ્રીતીર્થંકરાદિ પરમ ગુણી મહાપુરૂષોની સ્તવના કરતાં મોક્ષ માર્ગની સાધના, ને તેથી સ્વર્ગ કે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**૧૫ કાલગ્રહણ**—આ ક્રિયાથી જ્ઞાનાવરણીયાદિ કર્મોનો નાશ થાય છે કાલગ્રહણ એ સૂત્રના અભ્યાસમા કારણભૂત યોગોદ્વહનની ક્રિયાનુ અ ગ (ભેદ) છે

**૧૬ પ્રાયશ્ચિત્ત**—તેથી પાપ શુદ્ધિ, લઘુતા વગેરે લાભ મળે છે

**૧૭ ક્ષામણા**—પ્રમાદાદિથી કરેલા અપરાધોને માહોમાહે ખમાવતા ચિત્તની પ્રસન્નતા, મૈત્રીભાવ, નિર્ભયતા વગેરે ગુણો પામી શકાય છે

**૧૮ સ્વાધ્યાય**—આથી વૈરાગ્ય, સ યમમા સ્થિરતા, નવુ નવુ તત્ત્વ જ્ઞાન, કર્મ-નિર્જરાદિ ઘણા લાભ થાય છે

**૧૯ વાચના**—આથી જ્ઞાનવૃદ્ધિ, ચારિત્રાદિની નિર્મલતા, સ્થિરતા, કર્મનિર્જરાદિ ઘણા લાભ થાય છે

**૨૦ પ્રતિપૃચ્છા**—આથી સૂત્રાર્થનુ યથાર્થ રહસ્ય જણાય છે ને કાંક્ષા મોહનીયાદિ કર્મોનો નાશ પણ થાય છે

**૨૧ પરાવર્ત્તના**—ભણેલા સૂત્રાર્થોને સ ભારવાથી તે બ ને ભૂલાતા નથી ને બીજાને ભણાવવામા વધારે અનુકૂલતા પડે છે તથા મનની સ્થિરતા, વૈરાગ્ય, કર્મનિર્જરાદિ ઘણા લાભ થાય છે

**૨૨ અનુપ્રેક્ષા**—આથી કર્મોની તીવ્ર પ્રકૃતિ રસ સ્થિતિઓ અને પ્રદેશો મ દ શક્તિ વાળા બને છે એટલે આયુ સિવાયની કર્મપ્રકૃતિઓના ગાઢ બ ધનોને શિથિલ કરે છે, ને અશુભ કર્મોની સ્થિતિને, તેના રસને તથા પ્રદેશોને ઘટાડે છે અહી નિયત કાલેજ આયુષ્ય બ ધાય છે, તેથી તેની વાત કરી નથી તેમજ અનુપ્રેક્ષાથી અસાતા વેદનીયાદિ કર્મોનો પણ નાશ થાય છે

**૨૩ ધર્મ કથા**—આથી કર્મનિર્જરા, જ્ઞાનાદિની સ્થિરતા, જિનશાસનની પ્રભાવના વગેરે લાભ મળે છે

**૨૪ શ્રુતારાધના**-શ્રુતજ્ઞાનની આરાધના કરવાથી અજ્ઞાનનો ને ક્લેશાદિનો નાશ, અપૂર્વ તત્ત્વજ્ઞાન, કર્મનિર્જરા વગેરે લાભ મળે છે

**૨૫ મનની એકાગ્રતા**—આથી અશુભ વિચારો રોકાય છે, શુભ ભાવના જાગતા કર્મનિર્જરાદિ ઘણા લાભ મળે છે

**૨૬ સ યમ**—આથી નવા આવતા કર્મોનુ રોકાણ થાય છે આત્મ નિર્મલતા ને કર્મ-નિર્જરાદિ લાભ પણ મળે છે

**૨૭ તપ**—આથી અજ્ઞાનાદિને વશ થઇને ભૂતકાલમાં બાંધેલાં કર્મોનો નાશ, લબ્ધિની પ્રાપ્તિ, નિકાચિત કર્મોનો નાશ વગેરે લાભ થાય છે.

**૨૮ વ્યવદાન**—આનું ફલ સાવદ્ય ક્રિયાને નહિ કરવાપણું ને અંતે સિદ્ધિ પદ જાણવું.

**૨૯ સુખશાત**—કામભોગના સુખનો ત્યાગ કરવાથી સંતોષ, શાંતિ, અવ્યાકુળતા, ચારિત્ર મોહાદિનો નાશ વગેરે ઘણાં લાભ મળે છે.

**૩૦ અપ્રતિબદ્ધતા**—ક્ષેત્રાદિની ઉપરના રાગનો ત્યાગ કરીને અપ્રતિબંધપણે વિચરતા અસંગપણું, એકાગ્રતા, પરમ શાંતિ, શાસનની પ્રભાવના કર્મનિર્જરાદિ ઘણાં લાભ મળે છે.

**૩૧ વિવિક્ત શય્યાદિ**—જ્યાં સ્ત્રી આદિનો રહેવાસ નથી, તેવા ઉપાશ્રયાદિને વાપરવાથી ચારિત્રની રક્ષા ને કર્મનિર્જરાદિ ઘણાં લાભ થાય છે

**૩૨ વિનિવર્તન**—વિષયના સાધનોનો ત્યાગ કરવાથી નવા કર્મો બંધાતા નથી, જૂનાં કર્મોનો ક્ષય થાય છે ને અંતે સિદ્ધિપદ મળે છે.

**૩૩ અસંભોગ**—સાધુઓના જે માંહોમાંહેના વ્યવહારો તે સંભોગ કહેવાય. ખાસ કારણે ગુરૂની આજ્ઞા લઈને પરમ ગીતાર્થાદિ મહાપુરૂષોનું બધા મુનિ વગેરેથી નિર્લેપ રહેવું તે અસંભોગ કહેવાય. આ રીતે વર્તનારા મહાપુરૂષો પોતે જાતે જ ગોચરી લાવવી વગેરે ક્રિયાઓ કરે છે. આથી પરાશાની નિવૃત્તિ, શાંતિ, સ્વાશ્રયિપણું, નિઃસ્પૃહતા, કર્મનિર્જરા વગેરે ઘણાં લાભ થાય છે. વિશિષ્ટ અભિગ્રહાદિવાળા ગીતાર્થાદિ મહાપુરૂષોને આ પ્રત્યાખ્યાન હોય છે.

**૩૪ ઉપધિ પ્રત્યાખ્યાન**—આથી ઉપધિનું પ્રમાણ નિશ્ચિત કરાય છે. તેનાં ફલ-નચિંતતા, શાંતિ, બીજા સ્વાધ્યાયાદિ યોગોની શાંતિથી આરાધના, ઓછા સાધનોથી નિર્વાહ કરવાનો અભ્યાસ ને કર્મનિર્જરાદિ ઘણાં જણાવ્યા છે. થોડી ઉપધિથી નિર્વાહ કરવો એ મુનિનો મુખ્ય ગુણ છે.

**૩૫ આહાર પ્રત્યાખ્યાન**—આથી લોલુપતા દોષનો નાશ, નિઃસ્પૃહપણું, અવસરે આહાર વિના નિર્વાહ કરવાપણું, પરમ શાંતિ ને કર્મનિર્જરાદિ ઘણાં લાભ થાય છે.

**૩૬ કષાય ત્યાગ**—આથી વીતરાગપણું, સુખના ટાઇમે ને દુઃખના ટાઇમે સમતા-ભાવ, ક્ષમાદિ ગુણોનો લાભ ને કેવલજ્ઞાનાદિ લાભ થાય છે.

**૩૭ યોગત્યાગ**—(વ્યાપાર) ના ત્યાગથી અયોગિપણું, કર્મનો બંધ ન થાય ને પૂર્વે બાંધેલા કર્મોનો નાશ વગેરે લાભ થાય છે.

૩૮ શરીર ત્યાગ—શરીરના મોહાદિનો ત્યાગ કરવાથી સિદ્ધિ પદ મળે છે

૩૯ સહાયક ત્યાગ—મુનિ પોતાના કાર્યો માટે નિયમ કરે કે મારે મારૂં તમામ કામ જાતેજ કરવુ, પણ બીજાની પાસે કરાવવુ નહી આ રીતે પોતાની ધારણા પ્રમાણે અમુક મુદત સુધી બીજા મદદગારની અપેક્ષા નહિ રાખવા રૂપ અભિગ્રહ કરવાથી સ્વાશ્રયિપણુ, એકત્વ ભાવના, કષાયોની ને કલેશની ઓછાશ, વધારે વખત મૌન, થોડુ બોલવાપણુ કર્મનિર્જરા વગેરે ઘણા લાભ થાય છે

૪૦ ભકત પ્રત્યાખ્યાન—આથી ભવભ્રમણની ઓછાશ, કર્મનિર્જરા વગેરે ઘણા લાભ થાય છે

૪૧ સર્વ યોગોને રૂંધવા રૂપ ક્રિયા માત્રનો ત્યાગ કરવાથી કેવલજ્ઞાન અને સિદ્ધિપદને પામે છે

૪૨ પ્રતિરૂપતા—ઉપધિ રહિતપણુ, અથવા મન વચન અને કાયાની એકતાથી હળવાપણુ ( થોડી ઉપધિથી નિર્વાહ કરવાપણુ ), અપ્રમાદ, વિશ્વાસ કરવા લાયકપણુ, જિતેન્દ્રિયતા ( ઇંદ્રિયોનો જય એટલે તેના શબ્દાદિ વિષયોથી દૂર રહેવાપણુ ), તપશ્ચર્યાદિ ગુણોની આરાધના ને કર્મનિર્જરાદિ ઘણા લાભ થાય છે

૪૩ વૈયાવૃત્ય—મુનિરાજ વગેરેનુ વૈયાવચ્ચ કરવાથી જિન નામ કર્મનો, સાતા વેદનીય ને ઉંચ ગોત્રાદિ શુભ પ્રકૃતિઓનો બંધ, પાપકર્મોનો ક્ષય, કેવલ જ્ઞાન વગેરે ઘણા લાભ થાય છે

૪૪ સર્વગુણ સંપૂર્ણતા—તમામ ઉત્તમ જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિથી તમામ દુખોનો નાશ થતા સિદ્ધિપદને પામે છે

૪૫ વીતરાગતા—આથી રાગાદિના બંધનથી રહિતપણુ અને વૈરાગ્યને પામીને કેવલજ્ઞાની થઈ સિદ્ધિપદને પામે છે

૪૬ ક્ષમા—આથી પરીષહોને જીતી શકાય છે ને કર્મનિર્જરાદિનો પણ લાભ મળે છે

૪૭ મુકિત—લોભરહિતપણાથી પરિગ્રહ (મમતા)નો, પરાધીનતાનો ને આશાની ગુલામગિરીનો નાશ તથા મનની પરમ સ્વસ્થતા કર્મનિર્જરા વગેરે ઘણા લાભ થાય છે

૪૮ આર્જવ—સરલ સ્વભાવથી સ્ત્રીવેદાદિ હલકી પ્રકૃતિઓનો બંધ થતો નથી ને શુભ કર્મો બંધાય છે, તથા બીજા ગુણોની સહાય મળતા કર્મનિર્જરાદિ ઘણા લાભ મળે છે

૪૯ માર્દવ—નમ્રતા ગુણથી લોકને વ્હાલા લાગવાપણુ અને વિશ્વાસપાત્રતાનો લાભ થાય તથા અહંકારાદિનો ને ૮ મદનો નાશ, કેવલજ્ઞાન ને સિદ્ધિના સુખો મળે છે

**૫૦. ભાવસત્ય**—અંતઃકરણની નિર્મલતાથી ધર્મની યથાર્થ આરાધનાના ફલરૂપ સિદ્ધિપદને પામે છે.

**૫૧. કરણસત્ય**—આથી ક્રિયાની નિર્દોષ આરાધના થાય છે. પોતાના વિચારથી કે વચનથી લગારે વિરૂદ્ધ વર્ત્તન થતું નથી તેથી સિદ્ધિપદને જરૂર પામી શકાય છે.

**૫૨. યોગસત્ય**—આથી નિર્મલ યોગ પ્રવૃત્તિ થતાં પરિણામે કર્મ નિર્જરાના ફલ રૂપે મોક્ષને પામે છે.

**૫૩. મનોગુપ્તિ**—આથી થતાં ખરાબ વિચારો રોકાય છે ને શુભ ભાવના પ્રકટે છે.

**૫૪. વચનગુપ્તિ**—આથી ખરાબ વેણ બોલાતા નથી ને ખાસ કારણે હિત મિત પ્રિય સાચાં વેણ બોલાય છે તથા બોલવાનું કારણ ન હોય ત્યારે મૌન રહી શકાય છે. મૌન એ મુનિપણાંનું પરમ ભૂષણ છે.

**૫૫. કાયગુપ્તિ**—આથી ઘણાં કર્મોના બંધથી બચીને સંવર ભાવને સેવતાં આત્મા જરૂર સિદ્ધિપદને પામે છે.

**૫૬. મનઃસમાધારણા**—મનને મોક્ષમાર્ગની આરાધનામાં જોડવાથી અનુક્રમે એકાગ્રતા, જ્ઞાનવૃદ્ધિ, સમ્યકત્વની શુદ્ધિ ને કર્મનિર્જરાદિ ઘણાં લાભ થાય છે.

**૫૭. વચન સમાધારણા**—મોક્ષમાર્ગને પોષનારા વચનો બોલવાથી સમ્યકત્વશુદ્ધિ સુલભબોધિપણું ને કર્મનિર્જરાદિ ઘણા લાભ મળે છે.

**૫૮. કાયસમાધારણા**—કાયાને મોક્ષમાર્ગની આરાધનામાં જોડવાથી ચારિત્રાદિ ગુણોની નિર્મલતા, યથાખ્યાત ચારિત્ર, કેવલજ્ઞાન ને સિધ્ધિ પદને પામે છે.

**૫૯. જ્ઞાનસંપન્નતા**—નિર્મલ બોધના પ્રતાપે તત્ત્વોનું ખરૂં રહસ્ય જણાય છે. વળી તમામ દુઃખોનો નાશ થતાં બીજા ગુણોની સહાયથી સિદ્ધિપદ પામે છે. જેમ દોરાવાળી સોય ખોવાતી નથી, તેમ જ્ઞાની જીવ સંસારમાં ભૂલો પડતો નથી.

**૬૦. દર્શન સંપન્નતા**—સમ્યગ્દષ્ટિ જીવ અજ્ઞાનને દૂર કરી ઉત્તમ જ્ઞાનગુણને પામીને ચારિત્રાદિને આરાધી સિદ્ધિપદને પામે છે.

**૬૧. ચારિત્રસંપન્નતા**—આથી ભવ્યજીવ શૈલેશી અવસ્થાને પામીને મોક્ષે જાય છે.

**૬૨ થી ૬૬. શ્રોત્ર (કાન) વગેરે પાંચે ઈંદ્રિયોનો નિગ્રહ** (વશ કરવું)—પાંચે ઈંદ્રિયોને વશ કરવાથી સારા શબ્દાદિમાં રાગ થતો નથી ને ખરાબ શબ્દાદિમાં દ્વેષ થતો નથી. તેથી રાગ દ્વેષ જન્ય કર્મોનો બંધ થતો નથી ને પહેલાં બાંધેલાં તેવા કર્મોનો નાશ જરૂર થાય છે.

**૬૭ થી ૭૦ ક્રોધાદિ ચાર કષાયોનો વિજય**—ચારે કષાયોને જીતવાથી ક્રમસર ક્ષમા, નમ્રતા, સરલતા ને સંતોષ ગુણો પ્રકટે છે ક્રોધાદિ નિમિત્તે નવા કર્મો બંધાતા નથી ને કષાય નિમિત્તે પહેલા બાંધેલા તેવા કર્મોનો નાશ પણ થાય છે

**૭૧ પ્રેમ દ્વેષ મિથ્યા દર્શનવિજય ૭૨ યથાયુ પાલન, ૭૩. અકર્મતા**—પ્રેમ દ્વેષ અને મિથ્યાત્વનો નાશ કરનારો ભવ્ય જીવ મોક્ષ માર્ગની પરમ શાંતિથી આરાધના કરીને કેવલજ્ઞાની બને છે ૭૧ પોતાનુ આયુષ્ય અંતર્મુહૂર્ત્ત પ્રમાણ બાકી છે એમ જાણીને યોગનિરોધ કરીને શૈલેશી અવસ્થાને પામે છે અંતે શ્રી અયોગી કેવલી ભગવંત બાકી રહેલી ઔદારિક શરીર નામકર્માદિ તમામ કર્મપ્રકૃતિયોને ખપાવીને સિદ્ધ થાય છે

આ ૭૩ દ્વારોનુ વર્ણન અહી વિસ્તારથી કર્યું છે ભવ્ય જીવોએ સમ્યગ્દષ્ટિ થયા પછી ક્રમસર આત્મિક જીવનને ઉચ્ચ કોટીમા લાવનારા ગુણોનુ યથાર્થ વર્ણન અહીં કર્યું છે

## ॥ ૩૦ ત્રીશમા શ્રી તપો માર્ગ ગતિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા તપ શબ્દ, માર્ગ શબ્દ અને ગતિ શબ્દના નિક્ષેપા વગેરેની બીના કહીને સ્પષ્ટ જણાવ્યું છે કે–તપથી ભૂતકાલે બાંધેલા કર્મોનો ક્ષય જરૂર થાય છે, ને ગુણાદિની આરાધના કરવાથી વર્તમાન કાલે આવતા કર્મોનો ક્ષય થાય છે આ હકીકતને યથાર્થ સમજાવનારૂં તળાવનુ દૃષ્ટાંત આ પ્રમાણે તપમા ઘટાવવુ–જેમ એક પાણીથી ભરેલા તળાવને તદ્દન સૂકું કરવુ હોય, તો પહેલા તેના ગરનાળા ( બહારથી નવુ પાણી આવવાના બાંકા ) બંધ કરીને આવતુ પાણી રોકી દેવુ જોઈએ, પછી અંદરનુ પાણી ઉલેચીને બહાર કાઢીએ, તો બધુ પાણી ખાલી થઈ જાય ને પછી સૂર્યનો તાપ પડતા તે તળાવ તદ્દન સૂકુ થઈ જાય છે આ તળાવનુ દૃષ્ટાંત આત્મામા આ રીતે ઘટાવવુ–તળાવ જેવો આત્મા જાણવો ને પાણી જેવા બાંધેલા અને બંધાતા કર્મો સમજવા ઈંદ્રિય કષાય અવ્રત વગેરે ગરનાળા જેવા જાણવા તેને બંધ કરનારા ઢાટા જેવી મહાવ્રતાદિની આરાધના કરીને નવા કર્મો બાંધતો નથી ને જ્ઞાનપૂર્વક નિર્નિદાન ( નિયાણાને તજીને ) તપ કરવાથી જૂના કર્મોને ખપાવે છે આ રીતે શ્રીતીર્થંકર દેવોએ તેવો તપ કરીને આત્માને નિર્મલ બનાવ્યો પછી ભવ્ય જીવોને તપ કરવાનો ઉપદેશ આપ્યો, તેથી તેમણે તપ કરીને કહ્યુ છે, એમ ખુશીથી કહી શકાય આ બીના સ્પષ્ટ જણાવીને અનુક્રમે બાહ્યતપના ૬ ભેદ અને અભ્યંતર તપના ૬ ભેદો વિસ્તારથી સમજાવતા ઈત્વરિક અનશનના વર્ણનમા શ્રેણી તપ વગેરેનુ સ્વરૂપ, અને યાવત્કથિક અનશનના વર્ણનમા સવિચાર અનશનાદિનુ સ્વરૂપ વિસ્તારથી જણાવ્યુ છે દ્રવ્યાદિ પાચ ભેદે ઉણોદરિકાનુ સ્વરૂપ જણાવતા ગોચરીના ૮ ભેદો ને એષણાના ૭ ભેદોની બીના કહી છે તથા ભિક્ષા લેવા જતા ૬ આકારોની બીના પણ સ્પષ્ટ સમજાવીને બાકીના બાહ્યતપના રસત્યાગ અને કાયક્લેશ વગેરે ચાર ભેદોનુ વર્ણન વિસ્તારથી કર્યું છે આ પ્રસંગે વીરાસન વગેરે આસનોની અને એકાન્તસ્થાનની બીના પણ સ્પષ્ટ સમજાવી

છે. પછી અભ્યંતર તપના ૬ ભેદોને અનુક્રમે સમજાવીને અંતે તપનું સિધ્ધિના લાભરૂપ ફલ જણાવ્યું છે.

---

## ॥ ૩૧ એકત્રીસમા ચરણ વિધિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ચારિત્રને આરાધવાનો અમુક પ્રકારનો વિધિ કહ્યો છે, તેથી આ અધ્યયન 'ચરણ વિધિ' નામે ઓળખાય છે. તેમાં ચરણ શબ્દના ને વિધિ શબ્દના નિક્ષેપાદિની બીના જણાવીને કહ્યું છે કે–અહીં ભાવચરણ (ભાવ ચારિત્ર)ને અંગે ઉપદેશ દેવાનો છે. જે મુનિ શ્રાવકની ૧૧ પ્રતિમાઓનું વર્ણન અને જીવના ૧૪ ભેદનું તથા ૧૫ પરમાધામીનું સ્વરૂપ તેમજ સૂત્રકૃતાંગના પહેલા શ્રુતસ્કંધના ૧૬ અને બીજા શ્રુતસ્કંધના ૭ મળીને ૨૩ અધ્યયનો, અને જ્ઞાતાસૂત્રના ૧૯ અધ્યયનો, તથા દશાશ્રુતસ્કંધાદિના ૨૬ ઉદ્દેશા, તેમજ નિશીથસૂત્ર, અને ૩૧ સિધ્ધિના ગુણો તથા ૩૨ ભેદે યોગસંગ્રહ, વગેરે જાણવા લાયક પદાર્થોના સ્વરૂપને યથાર્થ જાણે. વળી એક પ્રકારે અસંયમ, અને રાગ દ્વેષ રૂપ બે બંધન તથા ત્રણ પ્રકારે દંડ, ગારવ, શલ્ય, તેમજ ચાર ભેદે વિકથા, કષાય, અને સંજ્ઞા તથા આર્તધ્યાન રૌદ્રધ્યાન, તેમજ ઇંદ્રિયોના શબ્દાદિ પાંચ વિષયો અને કાયિકી વગેરે પાંચ ક્રિયાઓ ત્રણ અશુભ લેશ્યા, સાત ભય, આઠ મદ, તેર ક્રિયા સ્થાનો તથા અસંયમના ૧૭ ભેદો, અબ્રહ્મના ૧૮ ભેદો, ૨૦ અસમાધિના સ્થાનો, ૨૧ શબલ દોષો, તેમજ ૨૯ પાપ શ્રુત પ્રસંગો, ૩૦ મોહનીયના સ્થાનો વગેરે ત્યાગ કરવા લાયક પદાર્થોનો ત્યાગ કરે, તથા દેવાદિના ઉપસર્ગોને સહન કરે, અને ધર્મ ધ્યાનાદિ શુભ ધ્યાનને ધ્યાવે, તથા પાંચ મહાવ્રતોને અને પાંચ સમિતિને પાલે, તેમજ ત્રણ શુભ લેશ્યાના પરિણામ રાખે, છ જીવનિકાયની રક્ષા કરે, અને ૬ કારણોમાંના કોઈ પણ કારણે આહાર કરે, ૭ પિંડૈષણાને આરાધે, નવવિધ શીલને, અને દશ પ્રકારે શ્રમણ ધર્મને, તથા ૧૨ ભિક્ષુ પ્રતિમાઓને આરાધે, તથા ૨૨ પરીષહોને સહન કરે, ૨૪ તીર્થંકરોની ભકિત કરે, મહાવ્રતોની ૨૫ ભાવનાઓ ભાવે, ૨૭ સાધુના ગુણોને ધારણ કરે, આ રીતે ગ્રહણ કરવા લાયક (આરાધના લાયક, કે સહન કરવા લાયક) પદાર્થોને આરાધે, તે મુનિ ભવ ભ્રમણને જરૂર ટાળે છે. આ રીતે અહીં ૧ થી ૩૩ સુધીના સ્થાનોનું ત્રણ પ્રકારે સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે.

## ॥૩૨॥ બત્રીશમા પ્રમાદ સ્થાન નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં પ્રમાદ શબ્દના નિક્ષેપાની બીના જણાવતાં મદ્ય વગેરે ને દ્રવ્ય પ્રમાદ અને વિષયોને ( વિષયાસકિતને ) ભાવ વિષય તરીકે જણાવ્યા છે. પછી સ્થાન શબ્દના નિક્ષેપા જણાવતાં ચાલુ પ્રસંગે સંખ્યા સ્થાન અને ભાવ સ્થાનની જરૂરિયાત જણાવી છે. પછી કહ્યું છે કે પ્રભુશ્રી આદીશ્વર દેવના એક લાખ પૂર્વના દીક્ષા પર્યાયમાં અહો

રાત્ર પ્રમાણ જ પ્રમાદ કાલ હતો, ને શ્રીમહાવીર પ્રભુના દીક્ષા પર્યાયમા ફક્ત અંતર્મુહૂર્ત જ પ્રમાદ કાલ હતો તથા પ્રમાદી જીવો અનંત સંસારમા બહુ વાર ભમે છે, એમ સમજીને ભવ્ય જીવોએ મોક્ષ માર્ગની આરાધના કરવામા લગાર પણ પ્રમાદને સેવવો નહી આ બીના સ્પષ્ટ સમજાવીને જણાવ્યુ છે કે, શ્રીઆચાર્ય ભગવંત વગેરે મહાપુરૂષોની ભક્તિ વગેરે સાધનોથી નિર્મલ જ્ઞાનાદિ રૂપ મોક્ષ માર્ગને આરાધતા જરૂર મોક્ષે જવાય છે સમાધિની ઈચ્છાવાળા મુનિવરે ખપપૂરતા શુદ્ધ આહારાદિને વાપરવા જોઈએ, તથા તેણે સૂત્રાર્થના જાણકાર મુમુક્ષુ સદ્ગુણી સાથીદારને જરૂર શોધવો, તેમજ નિર્દોષ યોગ્ય સ્થાને વિવેકથી આત્મ સ્વરૂપની ચિંતવના કરવી જો ગુણાધિક કે સમાન ગુણી સાથીદાર ન મળે તો કામભોગની આસક્તિ અને પાપને તજીને રાગદ્વેષ રહિતપણે વિચરવુ, પણ દુર્ગુણીનો સંગ કરવોજ નહી રહેવુ તો ગુણવંતોના સંગમા જ રહેવુ રાગદ્વેષથી મોહ થાય છે મોહથી કર્મ ઉપજે છે કર્મથી જન્મ મરણ થાય છે, તેમજ જન્મમરણથી દુઃખનો અનુભવ થાય છે એ પ્રમાણે મોહ અને તૃષ્ણામા, મોહ અને કર્મમા, કર્મ અને ભવમા, દુઃખ અને મોહમા, તૃષ્ણા અને લોભમા માહોમાહે કાર્ય કારણપણુ સમજવુ આ બીનાઓ વિસ્તારથી સમજાવીને રાગાદિને નાશ કરવાના મુખ્ય ત્રણ ઉપાયો આ પ્રમાણે જણાવ્યા છે–૧ સ્નિગ્ધ રસવાળા પદાર્થો વાપરવા નહી, ૨ સ્ત્રીઓ આદિના સંસર્ગાદિ રહિત ઉપાશ્રયાદિ સ્થાને રહેવુ ૩ સ્ત્રીના રૂપાદિને રાગથી જોવા નહી આ હકીકતને સ્પષ્ટ સમજાવીને ક્રમસર સ્ત્રીઓના સંગને દુઃખે કરી તજવાપણુ અને વિષયોના બહુજ બૂરા ફલો તથા સારા કે નરસા વિષયોમા રાગાદિને નહિ કરવાની સૂચના, તેમજ વિષયાસક્તિથી થતા નુકશાનો વગેરે બીનાઓ વિસ્તારથી સમજાવી છે પછી કહ્યુ છે કે–વિષયાસક્ત જીવને વિષયોમા રાગ હોવાથી દુઃખ ભોગવવુ પડે છે પણ નિરાસક્ત જીવો દુઃખી થતા નથી રાગદ્વેષથી વિકારની ઉત્પત્તિ થાય છે, માટે મુનિવરોએ ક્રોધાદિનો ત્યાગ કરવો, અકલ્પ્યાહારાદિને વાપરવા નહી તથા વીતરાગી જીવને બંધ હેતુ પણ મોક્ષનુ કારણ થાય છે આ તમામ હકીકતોને સ્પષ્ટ સમજાવીને કહ્યુ છે કે કુસંકલ્પોને તજવાથી અનુક્રમે તૃષ્ણાની હાનિ થાય ને કેવલજ્ઞાન પામે તથા મોક્ષે જાય આ રીતે આત્મા કૃતાર્થ બને છે

## ॥ ૩૩ તેત્રીશમા કર્મપ્રકૃતિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહી શરૂઆતમા કર્મ શબ્દના ને પ્રકૃતિ શબ્દના નિક્ષેપાની બીના જણાવીને કહ્યુ છે કે-કર્મ એ સંસારનુ કારણ છે તે જ્ઞાનાવરણીયાદિ ૮ કર્મોના ક્રમસર ૫–૯–૨–૨૮–૪–૨ (૪૨–૧૭ ૯૩) ૨—૫ ઉત્તર ભેદો છે પછી પ્રદેશ ક્ષેત્ર કાલ ભાવનુ સ્વરૂપ જણાવીને સમજાવ્યુ છે કે—આવતા કર્મોને રોકવા માટે અને પૂર્વે બાંધેલા કર્માદિનો ક્ષય કરવા માટે કર્મપ્રકૃતિ વગેરેનુ સ્વરૂપ જરૂર જાણવુ જોઈએ આ રીતે કર્મોની વિવિધ હકીકતો અહી વિસ્તારથી સમજાવી છે

## ॥ ૩૪ ચોત્રીશમા લેશ્યાધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ૬ લેશ્યાઓનું વર્ણન વિસ્તારથી કરતાં લેશ્યા શબ્દના ને અધ્યયન શબ્દના ૪-૪ નિક્ષેપાની બીના સ્પષ્ટ સમજાવી છે. આ પ્રસંગે પ્રશસ્ત તેજો લેશ્યાદિક લેશ્યાઓને ગ્રહણ કરવાનું ને અપ્રશસ્ત કૃષ્ણ લેશ્યાદિક ૩ લેશ્યાઓને તજવાનું કહ્યું છે. પછી અનુક્રમે લેશ્યાના સ્વરૂપને વિસ્તારથી સમજાવનારા નામાદિ દ્વારોના વર્ણનમાં (૧) લેશ્યાના ૬ નામ, (૨) વર્ણ, (૩) રસ, (૪) ગંધ સ્પર્શ અને પરિણામ (૫) લક્ષણો, (૬) સ્થાનો, (૭) સામાન્યથી ગતિની અપેક્ષાએ લેશ્યાની જઘન્ય સ્થિતિનું અને ઉત્કૃષ્ટ સ્થિતિનું વર્ણન, (૮) વિવક્ષિત લેશ્યાના પરિણામ થવાના પહેલા સમયે અને છેલ્લા સમયે પરભવમાં જીવની ઉત્પત્તિ થતી નથી, પણ જ્યારે તે લેશ્યાની સ્થિતિમાંનું પહેલું અંતર્મુહૂર્ત્ત વીતી જાય, ને છેલ્લું અંતર્મુહૂર્ત્ત બાકી રહે ત્યારે એટલે તે વચલા ગાળાના ટાઇમમાં જીવ પાછલા ભવનું આયુષ્ય પૂરૂં કરીને આગામી નવા ભવમાં ઉત્પન્ન થાય છે ત્યાં (તે નવા ભવમાં) પણ પાછલા ભવની લેશ્યાના પરિણામ અંતર્મુહૂર્ત્ત સુધી રહે છે. ત્યાર બાદ ચાલુ ભવની લેશ્યા શરૂ થાય છે. આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે.

## ॥ ૩૫ પાંત્રીશમા અનગાર માર્ગ ગતિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં આ અધ્યયનના નામમાં રહેલા (૧) અનગાર શબ્દ (૨) માર્ગ શબ્દ (૩) અને ગતિ શબ્દના નિક્ષેપાની બીના જણાવીને કહ્યું છે કે—જે મુનિ સંગ (આસક્તિ)ને તજીને નિર્દોષ ઉપાશ્રયમાં રહે, ખરાબ વચનોને બોલે નહિ, તથા કંચન કામિની (ધન, સ્ત્રી)નો પરિચય લગાર પણ કરે નહી, તેમજ નિર્દોષ ભિક્ષાને વિધિ પૂર્વક મેળવીને અનાસક્ત ભાવે (આસક્તિ; લોલુપતાને તજીને) પોતે બીજા આચાર્યાદિ મહા-પુરૂષોને વપરાવીને વાપરે, અને આદર સત્કાર વગેરેને ચાહે નહી, તથા ધર્મ ધ્યાનાદિને નિરંતર ધ્યાવે, તેમજ મમતાદિ કર્મબંધના કારણોથી બહુજ દૂર રહીને મૂલ ગુણાદિની આરાધનામય મોક્ષ માર્ગની સાત્ત્વિકી આરાધનાને પરમ ઉલ્લાસથી કરે, અને નિજગુણ રમણતાને વધારનારા ને ટકાવનારા શીલ સમતા સંતોષ સરલતા સાદાઈ વગેરે સાત્ત્વિક ગુણોને આરાધે, તે મુનિ જરૂર સિદ્ધિ પદને પામે છે. આ તમામ બીનાઓ અહીં સ્પષ્ટ સમજાવી છે.

## ॥ ૩૬ છત્રીશમા જીવાજીવ વિભક્તિ નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં ઉપક્રમ, નિક્ષેપ વગેરેની બીનાને જણાવતાં ક્રમસર જીવ, અજીવ, અને વિભક્તિ શબ્દના નિક્ષેપાની બીના, અને આ અધ્યયનનો ઉપોદ્ઘાત, તથા સંયમ અને તેનું ફલ, તેમજ લોકનું અને અલોકનું લક્ષણ વગેરે બીનાઓ વિસ્તારથી જણાવી છે. પછી અનુક્રમે લોકના દ્રવ્યાદિથી ચાર ભેદોનું (દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાલલોક,

ને ભાવલોકનું) સ્વરૂપ, અને રૂપી અજીવના ભેદો તથા અરૂપી અજીવના ભેદો, તેમજ અરૂપી અજીવના ક્ષેત્રનીને કાલની હકીકત વગેરે વિસ્તારથી સમજાવીને રૂપી અજીવના ભેદ ક્ષેત્ર, અને કાલનું તથા ભાવનું (વર્ણાદિનું) સ્વરૂપ સમજાવ્યું છે આ રીતે અજીવનું વર્ણન પૂરૂં કરીને જીવનું વર્ણન શરૂ કરતા અનુક્રમે સિદ્ધના ભેદો જણાવતા ટીકાકારે વિસ્તારથી દિગંબર મતનું ખંડન કરીને સાબીત કર્યું છે કે "પુરૂષની માફક સ્ત્રીઓ પણ જરૂર મુક્તિને પામે છે" પછી અનુક્રમે એક સમયે સિદ્ધિપદને પામેલા સ્ત્રીલિંગ સિદ્ધાદિની સંખ્યા અને સિદ્ધને ઉંચે જતા કયા અટકવું પડે છે વગેરે પ્રશ્નોના ઉત્તરો તથા સિદ્ધ-શિલાનું તથા લોકાંત (લોકના છેડા)નું સ્વરૂપ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે પછી ક્રમસર સિધ્ધોની અવગાહના અને તેમનું સ્વરૂપ, તથા એકજ સ્થલે અનંતા સિધ્ધોનું રહેવું તેમજ તેમના અનંત જ્ઞાનાદિ ગુણોનું સ્વરૂપ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવીને સિધ્ધનું વર્ણન પૂરૂં કર્યું છે પછી સંસારી જીવોના વર્ણનમા અનુક્રમે જીવના ત્રસ અને સ્થાવર રૂપ બે ભેદો, અને સ્થાવરના પૃથ્વી, જલ, અને વનસ્પતિ રૂપ ત્રણ ભેદો, તે દરેકના સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત ભેદો, તેમજ બાદર પૃથ્વીના શ્લક્ષ્ણ અને ખર પૃથ્વી રૂપ બે ભેદો વગેરેનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે પછી અનુક્રમે સર્વ લોકમા ફેલાઈને રહેનારા સૂક્ષ્મ જીવોની બીના જણાવીને કહ્યુ છે કે બાદર પૃથ્વી વગેરે સ્થાવરો લોકના એક દેશમા રહે છે પછી પૃથ્વીકાયના વર્ણાદિની અપેક્ષાએ થતા ભેદો અને આયુષ્યાદિનું વર્ણન કરીને એજ પ્રમાણે (પૃથ્વીકાયમા જેવુ કહ્યુ તેવુ) અપ્કાયના વર્ણનમા પણ તેના ભેદ, કાય સ્થિતિ, આયુષ્ય વગેરેનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી અનુક્રમે વનસ્પતિના પ્રત્યેક અને સાધારણ રૂપ બે ભેદો, તથા તે દરેકના ભેદો, તેમજ સૂક્ષ્મ વનસ્પતિનુ સ્વરૂપ જણાવીને તેના (વનસ્પતિના) કાય સ્થિતિ, આયુષ્ય, વર્ણાદિથી થતા ભેદો વગેરેની હકીકતોને વિસ્તારથી સમજાવી છે અહી સ્થાવરની બીના પૂરી થાય છે ને ત્રસની બીના શરૂ થાય છે તેમા તેઉકાય અને વાયુકાયને ગતિ ત્રસ તરીકે અને બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય અને પંચેન્દ્રિયને ઉદારત્રસ તરીકે ઓળખાવ્યા છે અને દેવ નારક મનુષ્ય તિર્યંચોને પંચે-ન્દ્રિયના ૪ ભેદ તરીકે જણાવ્યા છે આ બંને પ્રકારના ત્રસ જીવોના ક્રમસર ભેદ, આયુષ્ય, કાયસ્થિતિ વગેરેની સ્પષ્ટ બીના સમજાવીને હિતશિક્ષા આપી છે કે–મુનિવરોએ આ રીતે જીવાદિનું સ્વરૂપ સાંભળીને સમ્યગ્દર્શનને નિર્મલ કરવા પૂર્વક પરમ ઉલ્લાસથી ચારિત્ર ધર્મની સાત્વિકી આરાધના કરીને સિધ્ધિપદને પામવા નિરન્તર અપ્રમત્ત રહેવું જોઇએ આ રીતે સંયમી ભવ્ય જીવો અનશનને અંગીકાર કર્યા પહેલા ૧૨ વર્ષો સુધી સંલેખના કરે છે અનશનને લાયક બનાવનારી આ સંલેખના છે તેમા કષાયાદિને મંદ કરવાનો તીવ્ર પ્રયત્ન કરાય છે ને તેલના કોગળા કરાવવા વગેરે વિધિ પણ કરાય છે આ તમામ બીના સ્પષ્ટ સમજાવીને અનુક્રમે કાંદર્પિક ભાવના વગેરે અશુભ ભાવનાઓના નામ અને સ્વરૂપ, તથા તે દરેક ભાવના ફલો, તેમજ શ્રી જિન વચનને અનુસારે વર્ત્તવાનું ને નહિ વર્ત્તવાનું ફલ વગેરે બીનાઓને વિસ્તાર પૂર્વક સમજાવીને છેવટે નિર્યુક્તિકારે જણાવ્યું છે કે–

જેઓ ઘણાં આગમોને યથાર્થ સ્વરૂપે જાણતા હોય, દ્રવ્ય ક્ષેત્રાદિના જાણકાર પરમ ગીતાર્થ હોય, નિર્મલ જ્ઞાન દર્શન ચારિત્રના સાધક તથા ગંભીર હોય, તેમની પાસેજ મુનિવરાદિકે પોતાના દોષોને આત્મશુદ્ધિ કરવાના શુદ્ધ આશયથી જણાવવા જોઇએ, પણ બીજા અગીતાર્થાદિની પાસે આલોચનાદિ વિધિ કરવો નહિ. અને ભવ્ય જીવોજ આ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને ભણે છે, ને સંપૂર્ણ પ્રકારે આરાધે છે. આ સૂત્રનું અધ્યયન અને શ્રવણ ચતુર્વિધ સંઘને મોક્ષમાર્ગની આરાધનામાં મદદ કરે છે. જેમ એક પિતા પોતાના અંતકાલે પુત્રને હિતકારિણી (સોનેરી) હિતશિક્ષાઓ આપે, તેમ પ્રભુશ્રી મહાવીરે અંતકાલે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા રૂપ સંઘના કલ્યાણને માટે અહીં અપૂર્વ હિતશિક્ષાઓ ( સોનેરી શીખામણો ) ફરમાવીને કહ્યું કે–તમે આ રીતે વર્તશો તો જરૂર સિદ્ધિપદને પામશો. અહીં આ ૩૬ અધ્યયન પૂર્ણ થાય છે. તે પૂર્ણ થતાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો ટૂંક પરિચય પણ પૂરો થયો.

॥ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો પચીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

## ॥ છવ્વીશમો પ્રકાશ ॥

### ॥ શ્રી નંદી સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

वुच्छं परिचयलेसं, नंदी सुत्तस्स परमसुत्तस्स ॥
सिरिदेववायगेण, रइय नाणप्पवायाओ ॥ २०६ ॥

तित्थयरगणहराणा-इयावली चेव सीसपरिसाओ ॥
ओही मणपज्जव के-वल मइण्णाणसुयनाणं ॥ २०७ ॥

जीवपसिद्धी सद्द-प्पामण्ण भवविमोयणनिरासो ॥
वेयस्स पोरुसेय-त्तखंडणं वित्तियारेणं ॥ २०८ ॥

सव्वण्णवायनेर-प्पसखमयमुत्तिखंडण लेसा ॥
भेयाभेयपसिद्धी-अट्ठहिमुत्तमाहि सघथुई ॥ २०९ ॥

अंतरदीवा पज्ज-त्तिचारणा खुल्लपयरपण्णवणा ॥
इत्थी मुत्तिपसिद्धी, उवओगवियारणा लेसा ॥ २१० ॥

कालियसण्णाइतिगं, परूविय कालचक्कपण्णत्ती ॥
तिसयाहिय पाखंडिय-मयखंडणमित्ति संखेवो ॥ २११ ॥

चुण्णी लहुगुरुवित्ती, टिप्पणयाई तयत्थबोहदया ॥
जइणागममंजूसु-ग्घाडणवरकुंचिया दोण्णि ॥ २१२ ॥

સ્પષ્ટાર્થ —શ્રી જૈન પ્રવચન કિરણાવલીના છવ્વીશમા પ્રકાશમા શ્રીનંદી સૂત્રનો પરિચય ટૂંકામા કહીશ શ્રી દેવવાચકગણિ મહારાજે પાચમા શ્રીજ્ઞાનપ્રવાદ પૂર્વમાથી જ્ઞાનના વિભાગનો ઉદ્ધાર કરીને આ શ્રી નંદી સૂત્રની રચના કરી છે વ્યાકરણના નિયમ પ્રમાણે 'टुणदु' ધાતુ સમૃધ્ધિ અર્થને જણાવે છે તેથી જેના અધ્યયન, શ્રવણ, અને નિદિધ્યાસ (અર્થની ચિંતવના) થી આત્મા સમૃધ્ધ બને, એટલે નિર્મલ જ્ઞાનાદિ ગુણોને પરમ આનંદથી આરાધીને સિદ્ધિસ્થાનમા કાયમ નિજ ગુણાનંદી થઈને રહે, તે નંદી સૂત્ર કહેવાય નિર્મલ દર્શન અને ચારિત્રની આરાધનામા જ્ઞાનની બહુજ જરૂરિયાત સમજીને જ અહીં જો કે

જ્ઞાનનું વર્ણન વધારે કર્યું છે, તો પણ વચમાં સિધ્ધ વગેરેના વર્ણનમાં દર્શન અને ચારિત્રનું પણ વર્ણન કર્યું છે. ॥ ૨૦૬ ॥ અહીં અનુક્રમે શ્રી તીર્થંકર દેવોની અને ગણધરોની આવલિકાનું વર્ણન તથા શ્રી જિનશાસનની સ્તવના તેમજ સ્થવિરાવલીનું વર્ણન કર્યું છે. પછી અનુક્રમે અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાનનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. ॥ ૨૦૭ ॥ અહીં ટીકાકારે શરૂઆતમાં તીર્થંકર દેવોની સ્તુતિનું વર્ણન કરતાં અનુમાનાદિ પ્રમાણોથી જીવની અને શાબ્દ બોધની સાબીતી કરીને ભવ વિમોચન નામના મતનું ખંડન પણ કર્યું છે. અને વર્ત્તમાન શાસનના નાયક પ્રભુશ્રી વર્ધમાન સ્વામીને નમસ્કાર કરવાની બીના જણાવનારી ગાથાના વિવરણમાં વદાંતીઓ જ વેદને અપૌરૂષેય માને છે તે મતનુ ખંડન કર્યું છે. ॥૨૦૮॥ તથા શ્રીમહાવીર પરમાત્માની તેમના અતિશયોના વર્ણન કરવા દ્વારા સ્તુતિ કરવાના પ્રસંગે અનુક્રમે સર્વજ્ઞવાદ, રાગાદિનો આત્યંતિક ક્ષય, નૈરાત્મ્યવાદનું અને સાંખ્ય દર્શને માનેલી મુકિતનું ખંડન, તથા ભેદાભેદનાં સિધ્ધિ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે. તેમજ શ્રીસંઘમાં નગર વગેરે આઠ પદાર્થોની ઉપમાઓ ઘટાવીને તેની (શ્રીસંઘની) સ્તુતિ કરી છે. ॥૨૦૯॥ તથા ચોથા મનઃપર્યવ જ્ઞાનના વર્ણન કરવાના પ્રસંગે ૫૬ અંતર દ્વીપોનું, ૬ પર્યાપ્તિઓનું ને ચારણ મુનિઓનું સ્વરૂપ જણાવ્યુ છે. તેમજ બે ક્ષુલ્લક પ્રતરોની બીના સમજાવી છે. અને અનંતર સિધ્ધના ભેદો જણાવતાં સ્વયંબુધ્ધોમાં ને પ્રત્યેકબુધ્ધોમાં તફાવત તથા 'સ્રી સિધ્ધિ પદને જરૂર પામે છે' એમ સાબીત કરીને દિગંબરોના મત (સ્રી મોક્ષે જાય જ નહિ આવી માન્યતા)નું ખંડન કર્યું છે. તેમજ પરંપર સિધ્ધના વર્ણનમાં "કેવલિને એક સમયે એકજ ઉપયોગ હોય, પણ બે ઉપયોગ ન હોય" આ સૈધ્ધાંતિક મતન સાબીત કરીને બે ઉપયોગને કહેનારા શ્રીસિધ્ધસેન દિવાકરના મતનું ખંડન કર્યું છે. ॥૨૧૦॥ અને સંજ્ઞિ શ્રુતાદિના વર્ણનમાં દીર્ઘકાલિકી સંજ્ઞા વગેરે ત્રણ સંજ્ઞાઓનું સ્વરૂપ જણાવ્યું છે. તથા સમ્યક્ શ્રુતાદિના વર્ણનમાં કાલચક્રનુ સ્વરૂપ જણાવ્યું છે. તેમજ અંગ પ્રવિષ્ટ શ્રુતના વર્ણનમાં ૩૬૩ પાખંડીઓના મતોનું ખંડન કર્યું છે. આ રીતે ટૂંકામાં શ્રીનંદીસૂત્રનુ વર્ણન જાણવુ. ॥૧૨૧॥ આ શ્રીનંદીસૂત્રના યથાર્થ રહસ્યને ઓછા વધતા પ્રમાણમાં સમજવાના પ્રાકૃત સંસ્કૃત સાધનો ચાર છે. તેમાં (૧) શ્રીજિનદાસ ગણિ મહત્તરે વિ૦ સં૦ ૭૩૩માં નંદી ચૂર્ણિની રચના કરી છે. કેટલાએક ઐતિહાસિક વિદ્વાનો માને છે કે શ્રીનંદીસૂત્રની રચના ઈ૦ સ૦ના ત્રીજા સૈકાથી માંડીને પાંચમા સૈકામાં થઈ હોય. તેમાં પ્રમાણ તરીકે અહી જણાવેલા જૈન આગમ વગેરેના નામો છે. તેની પછી ચૂર્ણિની રચના થઇ છે. આ ચૂર્ણિની કેટલીક પ્રતોમાં શક સંવત્ ૫૯૮ જણાવ્યો છે, તે પણ વ્યાજબી છે કારણ કે શક સંવતમાં ને વિક્રમ સંવતમાં ૧૩૫ વર્ષોનો ફરક હોવાથી ૭૩૩માથી ૧૩૫ બાદ કરતાં ૫૯૮ આવે છે આ ૫૯૮મા વર્ષને કેટલાએક વિદ્વાનો ચૂર્ણિના લિપિકાળ તરીકે માને છે જૈન મહારાષ્ટ્રી પ્રાકૃત ભાષામાં રચાયેલી આ ચૂર્ણિમાં પ્રાકૃત વિભાગ વધારે પ્રમાણમા જણાય છે. (૨) તેમાં

પણ ઘણુંજ અપેક્ષિત છે એમ જાણીને ચૂર્ણિના આધારે શ્રી હરિભદ્રસૂરિ મહારાજે ૨૩૦૦ શ્લોક પ્રમાણ નાની ટીકા બનાવી (૩) આ ટીકામાંના કઠીન પદોની ઉપર ૩૩૦૦ શ્લોક પ્રમાણ ટિપ્પનકની રચના કરી હતી (૪) શ્રી મલયગિરિ મહારાજે ચૂર્ણિ લઘુવૃત્તિ આદિની કઠીનતાને દૂર કરવા માટે અને બાલજીવોને શ્રી નંદી સૂત્રનું યથાર્થ સ્વરૂપ સમજાવવા ૭૭૩૨ શ્લોક પ્રમાણ મોટી ટીકા બનાવી કેટલાએક ઐતિહાસિક ગ્રંથોમાં કહ્યું છે કે— આ ટીકાની રચના વિ૦ સં૦ ૧૨૯૧માં થઈ છે અને આ શ્રી નંદી સૂત્રના અર્થને સમજાવનાર બાલાવબોધ વગેરે બીજા પણ સાધનોમાંના કેટલાએક લભ્ય અને મુદ્રિત પણ છે શ્રી આચારાંગાદિ આગમો રૂપી રત્નની પેટીને ઉઘાડનારી બે કુંચીઓમાં એક કુંચી શ્રી નંદી સૂત્ર કહી છે, ને બીજી કુંચી શ્રી અનુયોગ દ્વાર સૂત્ર કહી છે જેમ કુંચી વિના પેટીને વાસેલું તાળું ઉઘડે નહી, ને તેમાં રહેલા પદાર્થો વપરાય નહી, તેમ શ્રી નંદીસૂત્રના અને અનુયોગદ્વાર સૂત્રના અર્થને જાણ્યા વિના દ્વાદશાંગી ગણિપિટકાદિનું યથાર્થ રહસ્ય જણાયજ નહિ શ્રી નંદી સૂત્રના મૂલનું પ્રમાણ ૭૦૦ શ્લોકનું જાણવું ॥૨૧૦॥

---

## ॥ શ્રીનંદી સૂત્રનો ટૂંક પરિચય ॥

આ સૂત્રમાં ૯૦ ગાથા સિવાયનો બાકીનો ભાગ ગદ્યમાં એટલે પંક્તિ રૂપે છે બીજા સૂત્રોની માફક અહીં અધ્યયનાદિ વિભાગો પાડયા નથી શ્રી જિનશાસનમાં આ સૂત્ર જ્ઞાનનું નિરૂપણ કરે છે તેથી પરમ મંગલિક ગણાય છે માટેજ લાયક જીવોને શ્રી આચાર્યાદિ પદવી દેતી વખતે મૂલ નંદીસૂત્ર સંપૂર્ણ બોલાય છે ને બીજા યોગોદ્વહનાદિ પ્રસંગ લઘુ નંદીસૂત્ર બોલાય છે આ શ્રી નંદીસૂત્રની શરૂઆતમાં અનુક્રમે શ્રી તીર્થંકર ભગવંત અને શ્રી મહાવીરસ્વામી વગેરેની સ્તુતિ કરીને શ્રી સંઘને (૧) નગર, (૨) ચક્ર, (૩) રથ, (૪) કમલ, (૫) ચંદ્ર, (૬) સૂર્ય (૭) સમુદ્ર, (૮) અને મેરૂ પર્વતની ઉપમાઓ દઈને (ઘટાવીને) સ્તુતિ કરી છે પછી ક્રમસર (સ્તુતિ કરવા રૂપે) તીર્થંકરોની અને ગણધરોની આવલિકા કહીને શ્રી જિનશાસનની સ્તવના કરી છે પછી સ્થવિર ભગવંતોની આવલિકા જણાવીને અને શ્રુતજ્ઞાનને નમસ્કાર કરીને જ્ઞાનની અને પર્ષદાની બીના શરૂ કરી છે તેમાં પર્વત મેઘ ઘડા વગેરેના દૃષ્ટાંતો આપી યોગ્ય પર્ષદાનું ને અયોગ્ય પર્ષદાનું સ્વરૂપ જણાવીને વિજ્ઞપર્ષદા, અવિજ્ઞપર્ષદા અને દુર્વિદગ્ધ પર્ષદાનું સ્વરૂપ સમજાવ્યું છે પછી ક્રમસર જ્ઞાનના પાંચ ભેદો અને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, આ ક્રમે પાંચ જ્ઞાનને કહેવાના કારણો, તથા પ્રમાણના બે ભેદો, તેમજ મતિજ્ઞાન અને અને શ્રુતજ્ઞાન આ બે જ્ઞાનનું પરોક્ષપણું વગેરે બીનાઓ વિસ્તારથી સમજાવીને પ્રત્યક્ષ જ્ઞાનના ઇંદ્રિય પ્રત્યક્ષ અને નોઇંદ્રિય પ્રત્યક્ષ, એમ બે ભેદોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે પછી અવધિજ્ઞાનના વર્ણનમાં તેના મુખ્ય બે ભેદો, અને તે દરેકના બે બે ભેદો સમજાવતા ક્ષયો

પશમ ભાવની સાબીતી કરીને જણાવ્યું છે કે ગુણપ્રત્યયિક અવધિજ્ઞાનના અનુગામી અવધિજ્ઞાન, વગેરે ૬ ભેદો છે એમ સમજવું. પછી આનુગામિક અવધિજ્ઞાનના વર્ણનમાં અંતગત અવધિજ્ઞાન અને મધ્યગત અવધિજ્ઞાન, નિયત અવધિજ્ઞાન, અનિયત અવધિજ્ઞાન વગેરેની હકીકતોને સ્પષ્ટ સમજાવીને અનાનુગામિક અવધિજ્ઞાનનું સ્વરૂપ જણાવ્યું છે પછી જઘન્યથી ને ઉત્કૃષ્ટથી વર્ધમાન અવધિ જ્ઞાનનું સ્વરૂપ જણાવતાં કાલાદિના સૂક્ષ્મતા વગેરેનું પણ સ્વરૂપ જણાવીને ક્રમસર અવધિ જ્ઞાનના હીયમાન, પ્રતિપાતી ને અપ્રતિપાતી ભેદોનું સ્વરૂપ, અને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી અવધિ જ્ઞાનનો વિચાર, તથા બાહ્યાવધિ, અને અભ્યંતરાવધિનું સ્વરૂપ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે. અહીં અવધિજ્ઞાનનું વર્ણન પૂર્ણ થાય છે.

પછી મનઃપર્યવ જ્ઞાનના વર્ણનમાં અન્તરદ્વીપો, પર્યાપ્તિ અને ચારણ મુનિઓનું સ્વરૂપ જણાવીને તેના ભેદો, અને તેથી (મનઃપર્યવ જ્ઞાનથી) જાણવા લાયક પદાર્થોનું સ્વરૂપ, તથા બે ક્ષુલ્લક (નાના) પ્રતરોની બીનાને સ્પષ્ટ સમજાવી છે. પછી કેવલજ્ઞાનના વર્ણનમાં સયોગીનું કેવલજ્ઞાન અને અયોગીનું કેવલજ્ઞાન તથા અનંતર સિધ્ધ અને પરંપર સિધ્ધના કેવલજ્ઞાનને જણાવતાં સત્પદ વગેરે ૮ પ્રકારે ક્ષેત્ર કાલાદિની હકીકતો વિસ્તારથી સમજાવી છે. પછી અનુક્રમે અનંતર સિધ્ધોના ભેદો જણાવતાં સ્વયંબુધ્ધમાં ને પ્રત્યેકબુધ્ધમાં કઈ કઈ રીતે જૂદાશ હોય છે તે અને સ્ત્રીઓ પણ મોક્ષે જરૂર જઇ શકે જ છે. આ બીનાઓ વિસ્તારથી સમજાવીને દિગંબર મતનું ખંડન કર્યું છે. પછી પરંપર સિધ્ધોના કેવલજ્ઞાનના વર્ણનમાં એક કાલે કેવલીને એક ઉપયોગ હોય કે બે (કેવલજ્ઞાન દર્શનના) ઉપયોગ હોય? આ પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી કર્યો છે. અંતે શ્રીતીર્થંકર દેવોના વચનનું દ્રવ્ય શ્રુતપણું સાબીત કરીને કેવલજ્ઞાનનું વર્ણન પૂરૂં કર્યું છે. પછી મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાનનું વર્ણન શરૂ કર્યું છે અહીં અનુક્રમે મતિજ્ઞાનમાં ને શ્રુતજ્ઞાનમાં જૂદાશ, તથા સમ્યક્‌પણું ને મિથ્યાપણું, તેમજ અશ્રુત નિશ્રિત મતિજ્ઞાનના ઔત્પાતિકી બુધ્ધિ વગેરે ૪ ભેદોનું દૃષ્ટાંતો સાથે વર્ણન વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે. શ્રુત નિશ્રિત મતિજ્ઞાનના ૪ ભેદોનું સ્વરૂપ સમજાવતાં અનુક્રમે અવગ્રહના બે ભેદો, અને વ્યંજનાવગ્રહના ૪ ભેદો, મનનું ને આંખનું અપ્રાપ્યકારીપણું, તેમજ પ્રાપ્યકારી ૪ ઈંદ્રિયો (કાન, ઘ્રાણ, સ્પર્શેન્દ્રિય, જીભ) માં કાનનું પ્રાપ્યકારીપણું વિસ્તારથી સમજાવતાં 'શબ્દ એ આકાશનો ગુણ નથી, પણ પૌદ્ગલિક દ્રવ્ય છે' વગેરે હકીકતોને પણ સ્પષ્ટ સમજાવી છે. પછી અનુક્રમે ૬ અર્થાવગ્રહોની બીના અને અવગ્રહના પાંચ પર્યાય વાચક શબ્દો, તથા ઇહા અપાય ને ધારણાના ભેદો અને પર્યાય વાચક શબ્દો, તેમજ અવગ્રહાદિનો કાલ વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે. પછી વ્યંજનાવગ્રહનું સ્વરૂપ સમજાવતાં પ્રતિબોધક (જગાડનાર) નું ને મલ્લક (કોડીયા) નું દૃષ્ટાંત આપ્યું છે. પછી દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી આભિનિબોધિક (મતિજ્ઞાન) ના ભેદોનું સ્વરૂપ, તથા મિશ્ર શબ્દાદિનું સ્વરૂપ તેમજ પર્યાય વાચક શબ્દો વગેરે પદાર્થોનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવીને શ્રુતજ્ઞાનનું વર્ણન શરૂ કર્યું છે. તેમાં શ્રુત-

જ્ઞાનના ક્રમસર અક્ષરશ્રુત વગેરે ૧૪ ભેદોનું સ્વરૂપ સમજાવતા અક્ષરશ્રુત, અનક્ષરશ્રુત, સંજ્ઞીશ્રુત, અસંજ્ઞીશ્રુત આ ચાર ભેદોનું સ્વરૂપ સમજાવતા દીર્ઘકાલિકી સંજ્ઞા, હેતુવાદોપદેશિકી સંજ્ઞા અને દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાનું સ્વરૂપ પણ સમજાવ્યું છે પછી અનુક્રમે સમ્યક્શ્રુત અને મિથ્યા શ્રુત વગેરેનું સ્વરૂપ સમજાવતા કાલચક્રનું પણ સ્વરૂપ સમજાવ્યું છે પછી ક્રમસર સાદિશ્રુત, સાંતશ્રુત, અનાદિશ્રુત, અનંતશ્રુત, ગમિકશ્રુત, અગમિકશ્રુત, આ બધા શ્રુતજ્ઞાનના ભેદ વગેરેનું સ્વરૂપ વિસ્તારથી સમજાવીને શ્રુતજ્ઞાનના આવશ્યક ઉત્કાલિકશ્રુત, કાલિકશ્રુત, પ્રકીર્ણકશ્રુત વગેરે ભેદો અને અંગ પ્રવિષ્ટશ્રુતના ૧૨ ભેદો જણાવવાના પ્રસંગે આચારાંગનું સંક્ષેપે વર્ણન કરીને સૂત્રકૃતાંગનું વર્ણન કરતા ૩૬૩ પાખંડીઓના અયોગ્ય વિચારોનું ખંડન કરીને સ્યાદ્વાદશૈલીએ સાચી બીના જણાવી છે પછી અનુક્રમે સ્થાનાંગ, સમવાયાંગ, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ( શ્રી ભગવતી સૂત્ર ), જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અંતકૃદ્દશાંગ, અનુત્તરોપપાતિકદશાંગ, પ્રશ્નવ્યાકરણ, વિપાકશ્રુત, આ આઠ અંગોનું સ્વરૂપ ટૂંકામાં કહીને દૃષ્ટિવાદનું સ્વરૂપ જણાવતા તેના પાંચ ભેદો અને તે દરેક ભેદના પણ ભેદો, (પ્રભેદો) પહેલા ચાર પૂર્વોની વસ્તુઓને ચૂલિકાઓ, તથા છેલ્લા ૧૦ પૂર્વોની વસ્તુઓ, તેમજ સિદ્ધોના સ્વરૂપને જણાવનારી, ને ૫૧ ગાથાના પ્રમાણવાલી શ્રી સિદ્ધ પંચાશિકાનું વર્ણન વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે પછી અનુક્રમે દ્વાદશાંગીની આરાધનાનું ને વિરાધનાનું ફલ, તથા તેનું અર્થની અપેક્ષાએ નિત્યપણું ને શબ્દ રચનાની અપેક્ષાએ અનિત્યપણું તથા શ્રુતના ૧૪ ભેદો વગેરેને જણાવનારી સંગ્રહ ગાથાના અર્થો, તેમજ બુધ્ધિના ૮ ગુણો વગેરે હકીકતોને વિસ્તારથી સમજાવી છે આ શ્રી નંદીસૂત્ર વગેરેના આધારે જ શ્રી વિશેષાવશ્યક વગેરે શાસ્ત્રોની રચના થઇ છે તેથી જણાય છે કે જ્ઞાનનું વિસ્તારથી સ્વરૂપ સમજાવનારા શ્રી નંદીસૂત્રાદિમાં આ નંદીસૂત્ર પ્રધાન ગણાય છે અહીં જ્ઞાનનું સ્વરૂપ બહુજ વિસ્તારથી સમજાવ્યું છે, તેથી તેમાંથી અને બીજા ઘણા ગ્રંથોમાંથી સાર લઇને 'સમ્યગ્જ્ઞાનનું રહસ્ય' આ નામે ટૂંકામાં જણાવું છું

## ॥ સમ્યગ્જ્ઞાનનું રહસ્ય ॥

नाणं पयासगं सोहओ तवो संजमो अ गुत्तिघरो ॥
तिण्हंपि समाओगो, मोक्खो जिणसासणे भणिओ ॥ १ ॥

શ્રી જૈનેંદ્ર શાસન એ મન વચન કાયાના ત્રિવિધ તાપને શમાવે છે અને તે ઉત્તમ જ્ઞાન સહિત ક્રિયાની આરાધના કરવાથી જે આનંદ થાય તેના ધોધપ્રવાહથી ભરેલું છે આવા ભાવ સંપત્તિને દેનારા શ્રી જૈનેંદ્ર શાસનમાં ઉત્તમ જ્ઞાન અને ક્રિયાની યથાર્થ (ખરી નિર્મલ) આરાધના કરીએ તો મોક્ષના સુખ પામીએ એમ ટૂંકામાં કહી શકાય અને આ વચનનેજ વિસ્તારીને ઉત્તમ દર્શન, જ્ઞાન, અને ચારિત્ર એ ત્રણની સાધના કરવાથી મુક્તિપદ

મળે, એમ કહી શકાય. આ બાબતમાં અનુક્રમે પુરાવા આ પ્રમાણે જાણવા-કરેમિભંતે (શ્રી સામયિકસૂત્ર)ના વિવરણરૂપ શ્રીવિશેષાવશ્યક સૂત્રમાં કહ્યું છે કે-"ज्ञानक्रियाभ्यां मोक्ष." અને શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે, કે "सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग."

પ્રશ્ન--ઉપરના સૂત્રોમાં ક્રિયાની પહેલાં જ્ઞાન કહ્યું, તેનું શું કારણ ?

ઉત્તર:—જ્ઞાન હોય તોજ ક્રિયાની નિર્દોષ આરાધના થઇ શકે, આ ઇરાદાથી સૂત્રકારે ક્રિયાની પહેલાં જ્ઞાન કહ્યું છે. જેમ ત્રિફળાં (હરડાં, બેડાં, આમળા) પાણીને સાફ કરે છે, તેમ આત્મામાં રહેલાં જૂનાં કર્મો રૂપી કચરો સાફ કરવાને સમર્થ હોય, તો તે એક નિયાણારહિત, વિધિને જાણીને તે પ્રમાણે કરેલી તપશ્ચર્યાજ છે. અને જે નવાં કર્મો આવે, તે કર્મોને સંયમ રોકી શકે છે. આ સંયમ અને તપની સાધનાનો વિધિ જ્ઞાન દ્વારા સમજી શકાય છે. માટે શરૂઆતમા જ્ઞાન એ પ્રકાશક છે એમ કહ્યું. આ ત્રણેની સાધનાથી મુક્તિપદ પામી શકાય. અહીં જેમ જ્ઞાનને પહેલું કહ્યું એમ છએ જીવનિકાયનું સ્વરૂપ, સંયમની દુર્લભતા વિગેરે ઉત્તમ આચારને જણાવનાર શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા ષડ્જીવનિકા નામના અધ્યયનમાં પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી[1] શય્યંભવસૂરિ મહારાજે પણ જ્ઞાનને પહેલું કહ્યું છે તેનો મુદ્દો એ છે કે—"શ્રી જૈન ધર્મનું મૂલ (પાયો) દયા છે, જીવ અજીવ વિગેરેની સમજણ હોય તોજ જીવને બચાવી શકાય. નહિ તો એવું બને કે અજીવને બચાવે અને જીવને હણે, તેમજ જ્ઞાન હોય, તોજ મારૂં કલ્યાણ શાથી થશે ? કયા કયા પાપના કારણો મારે છોડવા જોઇએ ? આ બધું જીવ જાણી શકે છે." તે પાઠ આ પ્રમાણે જાણવો—

पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ॥
अण्णाणी किं काही, किं वा नाहीइ छेयपावगं ॥ १ ॥

આવી જ્ઞાનની જરૂરિયાતને ધ્યાનમાં લઇને બીજા અનેક ગ્રંથોમાં કહ્યું છે કે (૧) જ્ઞાન એ ત્રીજી આંખની જેવું છે. કારણ કે તે દ્વારા અતીન્દ્રિય પદાર્થોની પણ બીના આપણે સ્પષ્ટ જાણી શકીએ છીએ. તથા (૨) અલૌકિક સૂરજ જેવું જ્ઞાન છે. કારણ કે જે અભ્યંતર અજ્ઞાન આપણને સંસાર ચક્રમાં રખડાવી રહ્યું છે, તેને જ્ઞાનથી જ દૂર કરી શકાય છે. (૩) આશ્ચર્યકારી ઘરેણાં જેવું જ્ઞાન છે. કારણ કે અજ્ઞાની માણસ દેખાતાં સોના રૂપાનાં ઘરેણાં ભલે પ્હેરે, પણ જેવી શોભા જ્ઞાની માણસ જ્ઞાનના પ્રતાપે અહીં અને પરદેશમાં પામે છે તેવી શોભા ઘરેણાંને ધારણ કરનાર અજ્ઞાની પામી શકતા નથી. (૪) હોંશિયાર ચોર પણ ન

૧ આ સૂરિજી મહારાજનો જન્મ વી૦ સં૦ ૩૬ માં, અને વી૦ સં૦ ૬૪ માં ૨૮ વર્ષની ઉંમરે દીક્ષા, તથા વી૦ સં૦ ૭૫ માં યુગ પ્રધાન થયા. સંભવ છે કે તેમણે વી૦ સં૦ ૮૪ અને ૯૮ની વચ્ચેના કાલમાં દશ વૈકાલિક બનાવ્યું હોય. અને મનક મુનિનો સ્વર્ગવાસ પણ તેજ અરસામાં સંભવે છે. તથા વીર સં૦ ૯૮માં તેમનો સ્વર્ગવાસ થયો.

ચોરી શકે તેવા દિવ્ય ધનની જેવુ જ્ઞાન છે કારણ કે દુનિયામા દેખાતુ સોનુ વિગેરે ધન ચોર ચોરી શકે, પણ જ્ઞાનની ચોરી થઇ શકેજ નહિ ઉલ્ટુ કથાનકોમા એમ સભળાય છે કે 'समीत्ने नयनयोर्न हि किंचिदस्ति' આ સમસ્યા પૂરનાર ગુનેગાર ચોરને રાજાએ મુક્ત કર્યો ઉન્માર્ગે જતા જીવોને ચોરી વિગેરે પાપના રસ્તેથી હઠાવી સન્માર્ગમા પણ જ્ઞાન જ લાવી શકે છે તથા હિસા, ધનની મૂર્છા, વિષય વિગેરેને ન સેવવા જોઇએ અને વૈરાગ્ય સજમ તપ તથા દયાની સેવના કરવી જોઇએ વિગેરે બાબતની સમજણ પણ જ્ઞાનથી થઇ શકે છે કષાય મોહનીય વિગેરે કર્મ રૂપી પર્વતને ભેદવાને વજ્ર જેવુ જ્ઞાન છે, તે મનને નિર્મલ બનાવે છે આવા આવા અનેક વિશાલ મુદ્દાઓને ધ્યાનમા લઇને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે "पीयूषसमुद्रोत्थमित्यादि" વચનો દ્વારા સાફ જણાવ્યુ છે કે—"જ્ઞાનના સસ્કારવાલી ક્રિયા સોનાના ઘડા જેવી જાણવી" તથા જેમ દેડકાનુ કલેવર બળીને રાખ થયું હોય, તો તેમાથી નવા દેડકા ઉપજેજ (થાય) નહિ, તેમ જ્ઞાન પૂર્વક ક્રિયાની આરાધના કરતા જે કર્મ ખપે, તે ફરી ન બધાય જ્ઞાનવાળી ક્રિયા સૂર્યના પ્રકાશ જેવી અને જ્ઞાન વિનાની ક્રિયા આગીયા જીવડાના પ્રકાશ જેવી કહી છે અનેક ગ્રંથોમા આવા જ્ઞાન ગુણને ધારણ કરનાર સયમધારી શ્રી મુનિરાજ વગેરેની ઉર્ધ્વગતિ થાય એમ કહ્યુ છે આવી અનેક અપેક્ષાઓને લક્ષ્યમા લઇને શ્રી ન્યાયાચાર્ય વગેરે અનેક પ્રામાણિક મહાપુરૂષોએ જ્ઞાનના ઉત્કર્ષને ચારિત્ર જણાવ્યુ છે તે સર્વાશે ઘટિતજ છે એમા પણ ખરૂ રહસ્ય એ સમજવાનુ છે કે જે જીવને જ્ઞાનની પરિપાક દશા (ઉત્કૃષ્ટપણુ) હોય, તે જીવને જરૂર ચારિત્ર હોય આજ ઇરાદાથી પ્રશમરતિ આદિ અનેક શાસ્રોમા પણ કહ્યુ છે કે જ્ઞાનનુ એટલે ભણવાનુ ફલ એ કે 'વિરતિ ગુણને મેળવવો' જ્યારે મોહવાસનાનુ તોફાન શાત થાય, ત્યારે સમજવુ કે હવે આપણે જ્ઞાનનુ ફલ પામ્યા છીએ

વળી એ પણ જરૂર યાદ રાખવા જેવી બીના છે કે—ખરી આત્મિક શાતિ મોહરાજાને હરાવીએ તો પામીએ કાચા પોચા માણસો મોહને ન હરાવી શકે એ તો શૂરવીરનુ કામ છે જ્ઞાનની સહાયથી આત્મા જરૂર શૂરવીર બને છે ને તેથી આત્મિક શાતિને સાધવામા જરૂર વિજય પામે એમા નવાઈ શી? શ્રી જ્ઞાનસારમા ગ્રથકાર મહારાજે મુનિરાજને ઇદ્રની સાથે સરખાવ્યા છે તે આ પ્રમાણે -ઇદ્ર જેમ વજ્ર રાખે છે તેમ મુનિ નિર્મલ જ્ઞાનરૂપી વજ્રને ધારણ કરીને સહજાનદ (નિજ ગુણ રમણતા) રૂપી નદન વનમા ક્રીડા કરે છે (મોજમા વિચરે છે) આવા જ્ઞાનરૂપી ખજાનાના પ્રતાપેજ અશાતાવેદનીય વિગેરે કર્મોના ઉદયકાલે પણ સમજુ ભવ્ય જીવોને લગાર પણ ક્લેશ કે ખેદ થતો નથી એમ તો ગીતા પણ કબુલ કરેજ છે ત્યા (ગીતામા) કહ્યુ છે કે—

ज्ञानिनोऽज्ञानिनोश्चात्र, समे प्रारब्धकर्मणी ॥
न क्लेशो ज्ञानिनो धैर्यात्, क्लिश्यत्यज्ञोऽप्यधैर्यतः ॥ १ ॥

એવા જ્ઞાનવત ભવ્ય જીવોને કૃતાર્થ કહ્યા છે આ બાબતમા જુઓ સાક્ષિપાઠ—

ते धण्णा सुकयत्था, जेसिं नियतत्तबोहरूई जाया ॥
जे तत्तबोहभोई, ते पुज्जा सव्वभव्वाणं । १ ॥

તથા એકાંત મતને માનનારાઓ પણ પોતપોતાની માન્યતા (વિચાર) પ્રમાણે જ્ઞાનને [1]પરમ પદના કારણ રૂપે તો માનેજ છે. કહ્યું છે કે—

"ऋते ज्ञानान्न मुक्तिः"

"जटी मुंडी शिखी वापि, यत्र तत्राश्रमे रतः ॥
पंचविंशति तत्वज्ञो, मुच्यते नात्र संशयः ॥ १ ॥
"ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात्कुरुतेऽर्जन ! ॥

તેમ છતાં તેઓ અપેક્ષા જ્ઞાનના અભાવે એકલા જ્ઞાનથીજ મુકિત માને છે. એટલે ક્રિયાને સ્વીકારતા નથી. આ બાબતમાં મહોદયશાલી શ્રી જૈનેન્દ્ર દર્શન જ્ઞાન સહિત ક્રિયાની આરાધના કરવાથી મુકિતપદ મળે એમ કહે છે. એટલે અલગ અલગ જ્ઞાનમાં અને ક્રિયામાં પરમપદ આપવામાં દેશથી સામર્થ્ય છે, અને સંપૂર્ણ સામર્થ્ય બંનેમાં રહ્યું છે. આ બાબતમાં દૃષ્ટાંત આ છે-જેમ ગાડાને ચલાવવાનું સામર્થ્ય દરેક પૈડામાં અમુક અંશે અને બંને પૈડામાં સર્વાંશે રહેલું છે, તેમ જ્ઞાન અને ક્રિયાની બાબતમાં પણ સમજવું. તથા જ્ઞાન વગરની ક્રિયા આંધળા જેવી અને ક્રિયા વગરનું જ્ઞાન પાંગળા જેવું જાણવું. જેમ જંગલમાં દાવાનલ સળગી ઊઠયો હોય, આ પ્રસંગે આંધળામાં ભલેને ચાલવાની શકિત હોય, પણ તે જ્યાં સુધી પાંગળાને પોતાના ખભાની ઉપર ન બેસાડે, અને પાંગળો જે રસ્તો બતાવે, તે રસ્તે આંધળો ન ચાલે, ત્યાં સુધી દાવાનલના દુઃખથી ન બચે, તેવીજ રીતે જ્ઞાન અને ક્રિયાનું (બંનેનું) આરાધન ન કરે, તો આપણો આત્મા (હરકોઇ જીવ) સંસાર રૂપી દાવાનલથી બચે ખરો કે ? એટલે નજ બચે.

સર્વાનુયોગમય (ચારે અનુયોગની બીનાથી ભરેલું) પંચમાંગ શ્રી [2]ભગવતીસૂત્ર તથા

---

૧ તેઓ પરમપદની વ્યાખ્યા આ પ્રમાણે જણાવે છે:—

यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ॥
अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥ १ ॥

૨ આ સૂત્રમાં જીવાજીવ લોક અલોક સ્વ સમય પરસમય વિગેરેનું વિવિધ પ્રકારે સ્વરૂપ જણાવ્યું છે, તથા બીજા સૂત્રો કરતાં આમાં વિશિષ્ટપણું એ છે કે જ્યારે શ્રી આચારાંગ વિગેરેમાં એકેક અનુયોગનું વર્ણન કર્યું છે, ત્યારે આ સૂત્રમાં દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણ કરણાનુયોગ ધર્મકથાનુયોગ એમ ચારે અનુયોગની બીના કહી છે. શ્રી ગૌતમ મહારાજા વિગેરે ગણધરોની બીના, શ્રી અતિમુકત મુનિરાજ વિગેરેનું નિર્મલ જીવન બહુજ વૈરાગ્ય રંગ વધારે એ રીતે જણાવ્યા ઉપરાંત શ્રી તુંગિકાનગરીના શ્રાવકોનું અને જયંતી શ્રાવિકા વિગેરેનું વર્ણન અપૂર્વ બોધ આપે એવું છે.

દેવવાચકે બનાવેલ શ્રી નંદીસૂત્ર અને શ્રી આવશ્યક [1]તેમજ વિશેષાવશ્યક વગેરે ઘણાએ આગમ ગ્રંથોમાં આવું ઉત્તમ જ્ઞાન પાંચ પ્રકારનું કહ્યું છે

તે આ પ્રમાણે-(૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યવજ્ઞાન (૫) કેવલજ્ઞાન આ બાબતમાં યુક્તિ પણ એમજ સ્પષ્ટ જાહેર કરે છે કે જેમ દુનિયાના પ્રકાશક (૧) સૂર્ય, (૨) ચંદ્ર, (૩) ગ્રહ, (૪) નક્ષત્ર, ને (૫) તારા એમ પાંચ પદાર્થો છે, તેમ જ્ઞાન પણ પાંચ કહ્યા છે કારણ કે શ્રુતજ્ઞાનના દૃષ્ટાંતે પણ જ્ઞાન પ્રકાશક જ છે પ્રકાશ અને જ્ઞાન આ બે શબ્દોમાં અર્થની અપેક્ષાએ તલભાર જૂદાઈ છેજ નહિ, એમ અહીં શરૂઆતમાં કહેલી "नाण पयासय सोहमो तओ संजमो अ गुत्तिधरो" (ઈત્યાદિ) વિગેરે ગાથાજ જણાવે છે આ પાંચે જ્ઞાનનું સ્વરૂપ, ટૂંકામાં ક્રમસર આ પ્રમાણે જાણવું-
૧ મતિજ્ઞાન "बुधि मनि च ज्ञाने" જાણવું આ અર્થમાં 'મન્' ધાતુ વર્તે છે તેથી અર્થ એમ કરવો કે "વિચારવું એનું નામ મતિ કહેવાય અથવા જેનાથી પાંચ ઇંદ્રિયો અને મનની મદદ લઇ નિયત પદાર્થો સમજાય તે મતિજ્ઞાન કહેવાય રહસ્ય એ છે કે જેમાં શબ્દ અને અર્થની વિચારણાને અનુસરવાનું હોય, તે તો શ્રુતજ્ઞાન કહેવાય છે આનાથી મતિજ્ઞાનને જુદું પાડવાની ખાતર એમ કહ્યું છે કે શબ્દાર્થની વિચારણાવાળા જ્ઞાન સિવાયની ઇંદ્રિય અને મનથી જે યોગ્ય દેશમાં રહેલા પદાર્થોની બીના જાણવી, તે મતિજ્ઞાન કહેવાય પૂજ્યશ્રી અનુયોગ દ્વાર સૂત્ર તથા આ શ્રી નંદીસૂત્રમાં પણ આ જ્ઞાનને "આભિનિબોધિક જ્ઞાન" એમ કહીને ઓળખાવ્યું છે જુઓ, આ રહ્યો તે પાઠ—

"नाण पंचविहं पण्णत्तं, आभिणिबोहियनाणं,
सुयनाणं ओहिनाणं मणपज्जवनाणं केवलणाणं ॥"

**પ્રશ્ન**—આભિનિબોધિક શબ્દનો શો અર્થ સમજવો?

**ઉત્તર**—અભિ એટલે સન્મુખપણું તાત્પર્ય એ કે જેમાં જાણવા લાયક પદાર્થ યોગ્ય દેશમાં રહેવો જોઇએ આવી અપેક્ષા છે તથા નિ એટલે નિયતપણું આનું રહસ્ય એ છે કે-જે (જ્ઞાન)માં ઇંદ્રિય વિગેરેની મદદ લેવી પડે છે આવો જે પોત પોતાના સ્પર્શ વિગેરે વિષયને અનુસરતો બોધ તે અભિનિબોધ કહેવાય અને તેજ આભિનિબોધિક જ્ઞાન કહેવાય અહીં અભિનિબોધ શબ્દથી 'ઈકણ્' પ્રત્યય જોડાઇને આભિનિબોધિક શબ્દ બન્યો મતિજ્ઞાનના અને આભિનિબોધિક જ્ઞાનના અર્થમાં લગાર પણ ફેર છેજ નહિ આગળ જે શ્રુતજ્ઞાન કહેવાશે, તેમાં પણ પહેલા શબ્દ સંભળાય, ત્યાર બાદ "घटपदवाच्यो घट" એટલે ઘટ શબ્દથી ઘટ રૂપ અર્થ જાણવો, અને ઘટ રૂપ અર્થને જણાવનારો ઘટ શબ્દ છે આ પ્રમાણે જે વાચ્ય વાચક ભાવ નામના સંબંધને યાદ કરવો આ બંનેને (શબ્દ શ્રવણ અને સંબંધ સ્મરણ) મતિજ્ઞાન સ્વરૂપે જાણવા શ્રી તત્ત્વાર્થમાં આને સાંવ્યવહારિક પ્રત્યક્ષ જ્ઞાન તરીકે જણાવ્યું છે આ જ્ઞાન સમ્યગ્દષ્ટિ જીવને હોય છે

---

૧ આમાં સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, અને પ્રત્યાખ્યાન એ ૭ આવશ્યકોનું વિસ્તારથી વર્ણન કર્યું છે

૨. શ્રુતજ્ઞાન—શબ્દાર્થની વિચારણા કરતાં કરતાં ઇંદ્રિય અને મન દ્વારા જે બોધ થાય, તે શ્રુતજ્ઞાન કહેવાય. અહીં દૃષ્ટાંત એ છે કે-કોઈ એમ બોલે કે "ઘટ" આ શબ્દને સામા ઉભેલા માણસે સાંભળ્યો. ત્યાર બાદ સાંભળનાર શબ્દાર્થનો સંબંધ યાદ કરે છે કે-ઘટ શબ્દ કંબુ ગ્રીવાદિ આકારવાળા પદાર્થને જણાવે છે. અહીં સુધીનું જ્ઞાન તે મતિજ્ઞાન સ્વરૂપ છે. શબ્દાર્થનો સંબંધ યાદ કર્યા બાદ જે ઘટ રૂપ અર્થનો બોધ થયો તે શ્રુતજ્ઞાન કહેવાય. આમાંથી સમજવાનું એ મલે છે કે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે. આ શ્રુતજ્ઞાનના બે ભેદ છે. (૧) દ્રવ્યશ્રુત. (૨) ભાવશ્રુત. (૧) છાપેલા અક્ષરો તથા જે શબ્દ બોલાય તે દ્રવ્યશ્રુત કહેવાય. (૨) શબ્દને સાંભળનાર જીવો શબ્દ દ્વારા અર્થને જાણે એ ભાવશ્રુત કહેવાય. આનું રહસ્ય એ છે કે ભાવશ્રુતનું કારણ દ્રવ્યશ્રુત છે. તથા જે અર્થની બાજુ લક્ષ્ય રાખીને શબ્દ બોલાય, આ અપેક્ષાએ ભાવશ્રુતનું કાર્ય દ્રવ્યશ્રુત કહી શકાય. મતિજ્ઞાનની માફક આ શ્રુતજ્ઞાન પણ સમ્યગ્દૃષ્ટિ જીવોને હોય છે. શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જે થાય, તે શ્રુતજ્ઞાન કહેવાય. આવું શ્રુતજ્ઞાન મન વિનાના એકેન્દ્રિયાદિ જીવોને હોય છે. કારણ કે તેમને પણ આહાર સંજ્ઞા વિગેરે ચારે સંજ્ઞા હોય છે. અને આહાર ગ્રહણ વિગેરેને અનુકૂલ જે અસ્પષ્ટ અધ્યવસાય તે સંજ્ઞા કહેવાય. આ સંજ્ઞા શ્રુતજ્ઞાન માન્યા સિવાય ન ઘટે. કર્મગ્રંથાદિ શાસ્ત્રોમાં આ આશયથી એકેન્દ્રિયાદિને શ્રુતજ્ઞાન કહ્યું છે.

૩. અવધિ જ્ઞાન—ઇંદ્રિય અને મનની મદદ વિના જે સાક્ષાત્ રૂપી પદાર્થોનું જ્ઞાન થાય તે અવધિજ્ઞાન કહેવાય. માટેજ શ્રી નંદી સૂત્ર વિગેરેમાં અવધિજ્ઞાનાદિ ત્રણે જ્ઞાનોને પ્રત્યક્ષ જ્ઞાન તરીકે ઓળખાવ્યા છે.

૪. મનઃપર્યવ જ્ઞાન—જેનાથી મનના ભાવ જાણી શકાય તે મનઃપર્યવ જ્ઞાન કહેવાય. આમાં મનઃ અને પર્યવ આ બે શબ્દનો અર્થ ખાસ સમજવો જોઈએ. મનના બે ભેદ છે. (૧) દ્રવ્યમન (૨) ભાવમન, તેમાં સંજ્ઞી પંચેન્દ્રિય જીવો કાય યોગની મદદથી વિચાર કરવામાં ઉપયોગી એવા મનોવર્ગણાના દ્રવ્યો (એક જાતના સૂક્ષ્મ સ્કંધો) ને ગ્રહણ કરે. ત્યાર બાદ વિચાર (કરવા) લાયક પદાર્થનો વિચાર કરવામાં જોડાએલા મનોયોગની મદદથી તે ગ્રહણ કરેલા દ્રવ્યોને મનરૂપે પરિણામ પમાડે. પછી તેના આધારે વિચાર શ્રેણી પ્રવર્તે. અહીં સમજવાનું એ કે વિચાર કરવામાં મદદગાર પુદ્ગલો દ્રવ્યમન કહેવાય. અને તેવા વિચારને અનુસરતા જે પરિણામ તે ભાવ મન અથવા પર્યવ કહેવાય. આવા મનના પર્યવોનું જ્ઞાન જેથી થાય, તે મનઃપર્યવ જ્ઞાન કહેવાય. જીવ જેવો વિચાર કરે, તેવો આકાર તે પુદ્ગલો (દ્રવ્ય મન)માં પડે છે. મનપર્યવજ્ઞાની મનના પરિણામને સાક્ષાત્ભાવે જાણે. અને આ ભવ્ય જીવે "આવો (અમુક) વિચાર કર્યો" આ વાત અનુમાનથી જાણે. મનોવર્ગણાના પુદ્ગલોમાં જે આકાર પડયો હોય, તે ઉપરથી એમ વિચારે કે આ (ઘટાદિના) આકાર ઉપરથી સાબીત થાય છે કે આણે આજ પદાર્થ ચિંતવ્યો. આ બાબતમાં દૃષ્ટાંત એ છે કે ગ્રંથને વાંચનાર માણસ તેના લેખ ઉપરથી ગ્રંથકારનો આશય સમજી જાય, તેમ

અહી પણ સમજવુ એટલે મનોવર્ગણા સિવાયના ઘટાદિ પદાર્થોને આ ચોથા જ્ઞાનથી ન જાણે, પણ અનુમાનથી જાણે આ બાબતમા જુઓ સાક્ષિપાઠ–जाणइ उज्झेऽणुमाणाओ (उाह्या ननुमानात् जानाति)

૫ કેવળજ્ઞાન—બધા જ્ઞાનોમા આ જ્ઞાન શ્રેષ્ઠ ગણાય છે કારણ કે આનાથી દ્રવ્યાદિની બધી બીના જાણી શકાય છે

પ્રશ્ન—અહી કેવલ શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—કેવલ શબ્દના ૬ અર્થો થાય છે તેમા પહેલો અર્થ "કેવલ એટલે એક" એમ કરવો કારણ કે જ્યારે તેરમા ગુણઠાણે કેવલજ્ઞાન પ્રકટ થાય, ત્યારે બાકીના ચાર જ્ઞાનો હોતા નથી એમ આવશ્યક નિર્યુક્તિના 'नट्ठम्मि उ छाउमत्थिए नाणे' આ વચનથી કહી શકાય છે

પ્રશ્ન—પોતપોતાના આવરણના ક્ષયોપશમે મતિજ્ઞાન વિગેરે ચારે પ્રગટે છે હવે ક્ષયોપશમ કરતા ચઢીયાતો ક્ષય થાય, ત્યારે તો તેમની નિર્મલ સ્વરૂપે હયાતિ હોવીજ જોઇએ જેમ ક્ષયોપશમ ભાવનુ ચારિત્ર જ્યારે ચારિત્ર મોહનો ક્ષય થાય ત્યારે નાશ ન પામે પણ પહેલા કરતા વધારે નિર્મલ બને, તેમ અહી કેવલજ્ઞાન થાય, ત્યારે તે ચારે જ્ઞાન કેમ ન હોય ? કહ્યુ છે કે—

आवरणदेसविगमे जाइ विज्जति मइसुयाईणि ॥
आवरणसव्वविगमे कह ताइ न हुंति जीवस्स ॥ १ ॥

**ઉત્તર**—વાદળામા ઢકાયેલા સૂર્યની આડે સાદડી રહી હોય, અને તેની પાછળ ઘટ વિગેરે પદાર્થો રહ્યા હોય અહી એવુ બને છે કે સૂર્યના કિરણો વાદળામાથી નીકળી સાદડી વિગેરે જે આડા (વચમા) રહ્યા છે, તેના બાકામા પેસીને ઘટાદિ પદાર્થોને પ્રકાશે છે આ દૃષ્ટાંત ચાલુ વાતમા આ પ્રમાણે ઉતારવુ સૂર્યની જગ્યાએ કેવલજ્ઞાન સમજવુ, તથા મેઘના જેવુ કેવલજ્ઞાનાવરણીય કર્મ અને સાદડી વગેરેના બાકા જેવો મતિ જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષયોપશમ સમજવો એટલે કેવલજ્ઞાનાવરણીય કર્મથી ઢકાયેલા કેવલજ્ઞાનનો પ્રકાશ વચમા રહેલા મતિજ્ઞાનાવરણીયાદિના ક્ષયોપશમ રૂપ બાકામાથી નીકળીને જીવાદિ પદાર્થોને પ્રકાશે છે આ પ્રમાણે ક્ષયોપશમજન્ય પ્રકાશને અનુસારે મતિજ્ઞાન વિગેરે નામ પાડયા છે આ હેતુથી જેમ વાદળા વિગેરે આવરણો (આડાશ) દૂર થયા બાદ સૂર્યનો પહેલાની જેવો અસ્પષ્ટ પ્રકાશ હોતો નથી, પણ તેથી વિલક્ષણ બીજોજ સ્પષ્ટ પ્રકાશ હોય છે એમ જ્યારે કેવલજ્ઞાનાવરણીય તથા મતિજ્ઞાનાવરણીયાદિ ખમે એટલે નાશ પામે, ત્યારે પહેલાનો

મતિજ્ઞાનાદિ નામને ધારણ કરનારો પ્રકાશ નજ હોય. પરંતુ બધી રીતે સ્પષ્ટ એવો જૂદોજ પ્રકાશ હોય છે. કે જેથી સર્વ પદાર્થોની સંપૂર્ણ બીના જણાય. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ આ પ્રમાણે છે—

कडविवरागयकिरणा-मेहंतरियस्य जह दिणेसस्स ॥
ते कडमेहावगमे, न हुंति जह तह इमाइंपि ॥ १ ॥

(આનો સ્પષ્ટ અર્થ ઉપર જણાવી દીધો છે.)

આ બાબતમાં બીજા પૂજ્ય આચાર્ય ભગવંતો એમ કહે છે કે–જ્યારે સૂર્ય ઊગે, ત્યારે તેના વધુ પ્રકાશમાં નક્ષત્ર વિગેરેનું તેજ સમાઇ જાય. આથી જેમ સૂર્યોદય કાલે તેઓ હોય છતાં બીનજરૂરી ગણાય, એમ કેવલજ્ઞાનના ટાઇમે બાકીના જ્ઞાનો હોય ખરા, પણ તે બધા કેવલજ્ઞાનથી ઉતરતા દરજ્જાના છે. કારણ એ બધા જ્ઞાનનું કામ કેવલજ્ઞાન સારી રીતે બજાવી શકે છે. આ આશયથી તે વખતે મતિજ્ઞાનાદિ જ્ઞાન હોય ખરા, પણ કંઇ પણ લાભદાયી ન હોવાથી તે ગણત્રીમાં ગણાતા નથી. કહ્યું છે કે—

अण्णे आभिणिवोहियनाणाईणि वि जिणस्स विज्जंति ।
अफलाणि य सूरूदए-जहेव नक्खत्तमाईणि ॥ १ ॥

(૨) કેવલ શબ્દનો બીજો અર્થ ' શુદ્ધ ' થાય છે. આમ કહેવાનું રહસ્ય એ છે કે–કેવલજ્ઞાનાવરણીનો સંપૂર્ણ (મૂલથી!) ક્ષય થાય ત્યારે કેવલજ્ઞાન થાય. તેથી આવરણ રૂપી મેલ લગાર પણ રહેતો નથી, માટે તદ્દન ચોખ્ખું એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય.

(૩) કેવલ શબ્દનો ત્રીજો અર્થ 'પૂરેપૂરૂં' થાય છે. બીજા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય, ત્યારે શરૂઆતમાં જ્ઞાન ઓછા વધતા પ્રમાણમાં થાય છે આવું કેવલજ્ઞાનમાં હોતું નથી. કારણ કે જ્યારે કેવલજ્ઞાનાવરણીય કર્મનો સપૂર્ણ ક્ષય થાય ત્યારે શરૂઆતમાંજ પૂરેપૂરૂં પ્રકટ થાય છે. આ કારણથી કેવલજ્ઞાનનો એમ પણ અર્થ થઈ શકે કે પૂરેપૂરૂં જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય.

(૪) 'અસાધારણ' એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. કારણ કે આના જેવું બીજું એક પણ જ્ઞાન નથી એમ ચોથો અર્થ થઈ શકે છે.

(૫) 'અનંત' એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. કારણ કે આનાથી બધા પદાર્થોની અનંતી બીના જણાય છે. અને તે સાદિ અનન્ત કાલ સુધી રહે છે. એમ પાંચમો અર્થ જાણવો.

(૬) આઘાત વિનાનુ જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય ભીત વગેરેની પાછળ પદાર્થો રહ્યા હોય, અથવા ઘણે છેટે લોકમા કે અલોકમા પદાર્થો રહ્યા હોય, તો પણ તે બીના આ જ્ઞાનથી જણાય છે પદાર્થોનુ ઘણે છેટે રહેવુ, અથવા ભીત વગેરેની આડે ( પાછળ અતરે ) રહેવુ, એ વ્યાઘાત કહેવાય

**પ્રશ્ન**—પાચ જ્ઞાનમા પહેલુ મતિજ્ઞાન પછી શ્રુતજ્ઞાન વિગેરે જ્ઞાન કહ્યા આવો ક્રમ કયા મુદ્દાથી રાખ્યો છે ?

**ઉત્તર**—મતિજ્ઞાન વિગેરેમા મતિ અને શ્રુતજ્ઞાન આ બે એક સાથે કહેવા જોઇએ કારણ કે પાચ બાબતો બનેમા સરખી રીતે ઘટે છે તે આ પ્રમાણે—

૧ જે મતિજ્ઞાનનો સ્વામી હોય, તેજ શ્રુતજ્ઞાનનો પણ હોય અને શ્રુતજ્ઞાનનો સ્વામી હોય તે મતિજ્ઞાનનો પણ હોય છે એમ બનેના સ્વામી સરખા છે એમ આ શ્રી નદીસૂત્રના जत्थ मइनाणमित्यादि વચનથી કહી શકાય

૨ મતિજ્ઞાનની જેટલી સ્થિતિ કહી છે, તેટલી શ્રુતજ્ઞાનની પણ કહી છે તેમા પ્રવાહની અપેક્ષાએ બનેનો ટાઇમ સર્વ કાલ જાણવો અને અપતિત એક જીવની અપેક્ષાએ કાઇક વધારે છાસઠ સાગરોપમ જેટલો કાલ (ટાઇમ) જાણવો આ બાબતમા શ્રી વિશેષાવશ્યકનો જુઓ સાક્ષિપાઠ—

दो वारे विजयाइसु गयस्स तिण्णाऽच्चुए अहव ताइ ॥
अइरेग नरभविय, नाना जीवाण सव्वद्धा ॥ १ ॥

એમ બનેનો ટાઇમ સરખો છે

૩ જેમ ઇદ્રિયો દ્વારા મતિજ્ઞાન થાય છે, તેમ શ્રુતજ્ઞાન પણ ઇદ્રિયો દ્વારા થાય છે આ પ્રમાણે બનેના કારણો પણ એક સરખા છે

૪ જેમ મતિજ્ઞાનથી આદેશે કરીને સર્વ દ્રવ્યાદિ જણાય, એમ શ્રુતજ્ઞાનથી પણ બધા દ્રવ્ય વિગેરે જણાય આ પ્રમાણે બનેનો વિષય સરખો છે

૫ મતિજ્ઞાન જેમ પરોક્ષ છે, એમ શ્રુતજ્ઞાન પણ તેવુ જ છે આ પ્રમાણે બનેમા પરોક્ષપણુ રહે છે

**પ્રશ્ન**—અવધિજ્ઞાન વિગેરે ત્રણ પ્રત્યક્ષ જ્ઞાનની પહેલા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કેમ કહ્યા?

**ઉત્તર**—જે જીવને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય, તેનેજ તે પછીના અવધિ વગેરે જ્ઞાન હોય આ મુદ્દાથી ત્રણ પ્રત્યક્ષ જ્ઞાનની પહેલા બે પરોક્ષજ્ઞાન કહ્યા છે એમ વિશેષાવશ્યકની ૮૫ મી ગાથા પણ જણાવે છે

પ્રશ્ન— મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં પહેલું મતિજ્ઞાન શાથી કહ્યું ?

ઉત્તર—મતિજ્ઞાન પૂર્વક શ્રુતજ્ઞાન થાય છે તે આ પ્રમાણે. પહેલા અવગ્રહાદિરૂપ મતિજ્ઞાન થાય, ને તે પછી શ્રુતજ્ઞાન થાય. એમ વિશેષા૦માં ૧૦૫મી ગાથામાં અને આ શ્રી નંદીસૂત્રની ચૂર્ણિમાં પણ કહ્યું છે.

પ્રશ્ન—આ બંને જ્ઞાનના સ્વામી વિગેરે એક સરખા છે, તેથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાંથી એકને માનવામાં વાંધો શો ?

ઉત્તર—જેમ બંનેનું એકપણું જણાવ્યું, એવી રીતે સાત કારણોને લઇને મતિજ્ઞાનમાં અને શ્રુતજ્ઞાનમાં જૂદાશ પણ જણાય છે. માટે બેમાંથી એકને માનવાથી બંનેનું કામ સરે (થાય) નહિ. સાત કારણોની બીના ટૂંકમાં આ પ્રમાણે જાણવી.

૧. બંનેના લક્ષણ જૂદા જૂદા છે. જુઓ—

मन्यते योग्योऽर्थोऽनयेति मतिः

એટલે જેનાથી યોગ્ય અર્થ જણાય, તે મતિજ્ઞાન કહેવાય, અને સાંભળવું અથવા શબ્દોને સાંભળવાથી જે જ્ઞાન થાય, એ શ્રુતજ્ઞાન કહેવાય વિગેરે.

૨. બંનેમાંથી એક કારણ અને બીજું કાર્ય છે. શ્રુતજ્ઞાનનું કારણ મતિજ્ઞાન છે. જેમ ઘટનું કારણ માટીનો પિંડ છે, તેમ મતિજ્ઞાન દ્વારા શ્રુતજ્ઞાન થાય છે. શાસ્ત્રો ભલેને ઘણાં સાંભળ્યા હોય, પણ જે શાસ્ત્ર વારંવાર સંભારીએ, અને તે બાબતમાં વધારે વિચારણા-તર્કો જો કરીએ; તો તે શાસ્ત્રના વિચારો હૃદયમાં વધારે સ્પષ્ટ રીતે ઠસે છે. આથી સમજવાનું એ કે શ્રુતજ્ઞાનનો પાયો મતિજ્ઞાન છે. મતિજ્ઞાન જેટલા પ્રમાણમાં વધે ઘટે, તે પ્રમાણે શ્રુતજ્ઞાનમાં પણ ફેરફાર જરૂર થાય. તેથી એમ સાબીત થયું કે મતિજ્ઞાન એ કારણ છે અને શ્રુતજ્ઞાન કાર્ય છે.

૩. બંનેના ભેદોની સંખ્યા અલગ અલગ કહી છે. મતિજ્ઞાનના ૨૮ વિગેરે અને શ્રુતજ્ઞાનના ૧૪ વિગેરે ભેદ છે.

૪. બંનેમાં કારણ તરીકે ઈંદ્રિઓ જૂદી જૂદી જણાવી છે. શ્રોત્રેન્દ્રિય દ્વારા જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન, અને બાકીનું મતિજ્ઞાન કહેવાય. એમ વિશેષાવશ્યકની ૧૧૭મી ગાથામાં કહ્યું છે.

૫. જેમ છાલનું દોરડું બને એમ મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન થાય માટે મતિજ્ઞાન છાલ જેવું અને શ્રુતજ્ઞાન દોરડા જેવું કહેવાય.

૬. મતિજ્ઞાન અક્ષરવાળું અને અક્ષર વિનાનું પણ હોય છે. કારણ કે નિર્વિકલ્પ એવું અવગ્રહજ્ઞાન અનક્ષર કહેવાય. અને ઇહાદિનું જ્ઞાન તે અક્ષરવાળું છે માટે સાક્ષર કહેવાય.

અને શ્રુતજ્ઞાન સાક્ષર (અક્ષરવાળુ) જ છે કારણ કે અક્ષર વિના શબ્દાર્થની વિચારણા કઇ રીતે થઇ શકે ? એટલે નજ થઇ શકે

૭ મતિજ્ઞાન મૂગા માણસના જેવું છે, કારણ કે પોતાનુ સ્વરૂપ બીજાને જણાવી શકતુ નથી અને શ્રુતજ્ઞાન એ મુગા જેવુ ન કહેવાય કારણ કે તે પોતાનુ અને બીજા જ્ઞાનોનુ સ્વરૂપ જણાવી શકે છે એમ વિશેષાવશ્યકની ૯૭ મી ગાથામા કહ્યુ છે

**પ્રશ્ન**—મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની પછી અવધિજ્ઞાન કહેવાનુ શુ કારણ ?

**ઉત્તર**—ચાર કારણોથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પછી અવધિજ્ઞાન કહ્યુ છે તે બીના ટૂકામા આ પ્રમાણે જાણવી —

૧ સમ્યકત્વ ગુણથી નહિ પડેલા તે તે જ્ઞાનવત એક જીવની અપેક્ષાએ મતિજ્ઞાન શ્રુતજ્ઞાનની સ્થિતિની જેમ અવધિજ્ઞાનનો પણ સાધિક ૬૬ સાગરોપમ કાલ કહ્યો છે એમ સ્થિતિ સરખી જણાવી

૨ જ્યારે મિથ્યાત્વનો ઉદય થાય ત્યારે જેમ મતિજ્ઞાન, મતિઅજ્ઞાન રૂપ થઇ જાય અને શ્રુતજ્ઞાન શ્રુતઅજ્ઞાનરૂપે ફરી જાય એમ અવધિજ્ઞાન વિભગજ્ઞાનરૂપે પલટાય છે એમ વિપર્યયની સરખામણી જણાવી

૩ જે પહેલા બે જ્ઞાનનો સ્વામી હોય, તેજ જીવ અવધિજ્ઞાનનો પણ સ્વામી હોય છે

૪ વિભગજ્ઞાની દેવ વિગેરે જ્યારે સમ્યગ્દર્શન ગુણને પામે ત્યારે તેજ ટાઇમે મતિ જ્ઞાન વિગેરે ત્રણ જ્ઞાન તે સમ્યગ્દષ્ટિ દેવાદિને પ્રકટ થાય એમ લાભની સરખામણી જણાવી

**પ્રશ્ન**—અવધિજ્ઞાનની પછી મન પર્યવજ્ઞાન કહ્યુ એમા શુ કારણ ?

**ઉત્તર** - ચાર કારણથી અવધિજ્ઞાનની પછી મન પર્યવજ્ઞાન કહ્યુ છે તે આ પ્રમાણે —

૧ બનેનો સ્વામી છદ્મસ્થ જીવ છે જેમ અવધિજ્ઞાન છદ્મસ્થને થાય તેમ મન પર્યવ જ્ઞાન પણ તેને થાય છે

૨ બનેમા વિષયનુ પણ સરખાપણ જણાય છે અવધિજ્ઞાનથી રૂપી દ્રવ્યોની બીના જણાય, એમ મન પર્યવજ્ઞાનથી પણ રૂપી (મનોવર્ગણા) દ્રવ્યોની બીના જણાય છે

૩ બનેમા ભાવની સરખામણી દેખાય છે તે આ પ્રમાણે —જેમ અવધિજ્ઞાન ક્ષાયો-પશમિક ભાવમા વર્ત્તે છે, તેમ મન પર્યવજ્ઞાન પણ ક્ષાયોપશમિક ભાવમા વર્ત્તે છે

૪ બંનેમા પ્રત્યક્ષપણુ રહ્યું છે, તે આ પ્રમાણે-જેમ અવધિજ્ઞાન પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે, તેમ મન પર્યવજ્ઞાન પણ તેવુ જ છે, એમ વિશેષા૦ની ૮૭મી ગાથામા કહ્યુ છે

પ્રશ્ન—મનઃપર્યવજ્ઞાનની પછી કેવલજ્ઞાન કહ્યું, તેનું શું કારણ ?

ઉત્તર—ત્રણ કારણથી મનઃપર્યવજ્ઞાનની પછી કેવલજ્ઞાન કહ્યું છે, તે આ પ્રમાણેઃ-

૧. મતિજ્ઞાન વિગેરે ચારે જ્ઞાન પદાર્થોની બીના અધુરી જણાવે છે અને કેવલજ્ઞાન તો પૂરેપૂરી બીના જણાવે છે માટે સર્વોત્તમ કહેવાય, તેથી છેવટે બધા જ્ઞાનમાં મુકુટ જેવું કેવલજ્ઞાન કહ્યું.

૨. અપ્રમત્તયતિને જેમ મનઃપર્યવજ્ઞાન ઉપજે, એમ કેવલજ્ઞાન પણ અપ્રમત્ત જીવોને જ થાય. એમ બંનેમાં અપ્રમત્તપણું રહ્યું છે.

૩. જે ભવ્ય જીવ બધા જ્ઞાનોને પામવાનો હોય તે છેવટે જરૂર કેવલજ્ઞાન પામે જ. આ ઈરાદાથી મનઃપર્યવજ્ઞાન પછી કેવલજ્ઞાન કહ્યું છે."

આ રીતે મેં સમ્યગ્જ્ઞાનનું રહસ્ય ઘણા સ્વપર શાસ્ત્રોના આધારે બહુજ ટૂંકામાં જણાવ્યું છે. શ્રી વિશેષાવશ્યકાદિ શાસ્ત્રોમાં તો તેનું બહુજ વિસ્તારથી વર્ણન કર્યું છે. ગ્રંથ મોટો થઈ જાય, તેથી મેં અહીં સંક્ષેપમાં કહ્યું છે. અહીં નંદીસૂત્રનો ટૂંક પરિચય પૂર્ણ થાય છે.

॥ શ્રી નંદી સૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો છવ્વીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

## ॥ સત્તાવીશમો પ્રકાશ ॥

### ॥ શ્રી અનુયોગદ્વાર સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

वुच्छं परिचयलेसं, अणुओगद्दारसिद्धसुत्तस्सं ॥
अणुओगपुरपवेसे, दारमिण सुत्तसद्दत्थो ॥ २१३ ॥

जइणागममंजुसु-ग्घाडणवरकुंचियासमं सुत्तं ॥
णिज्जुत्ति रहस्सदयं, नाणुद्देसाइ पण्णत्ती ॥ २१४ ॥

आवस्सयसुयखंधे, निक्खेवनिओजणं तहा किच्चा ॥
सव्वत्थवि निद्दिठ्ठं, अणुओगो सुत्तवक्खाणं ॥ २१५ ॥

भेया उवक्कमाई, तस्स पभेयावि वित्थरा भणिया ॥
अंगुलकालसरूवं, पल्लोवमसागराइगयं ॥ २१६ ॥

नाणगुणक्खपमाणे, पच्चक्खणुमाणपमुहपण्णत्ती ॥
आगमपमाणभणणे, अत्तागमपमुहभेउत्ती ॥ २१७ ॥

गणणापरूवणाए, सखिज्जमाइयसरूवपण्णवणा ॥
वत्तव्वयाइ भावा, उवक्कमे वित्थरा भणिया ॥ २१८ ॥

निक्खेवे भेयतिगं, दो भेया अणुगमे य वित्थारा ॥
छव्वीसइ दारुत्ती, आवस्सयवण्णियाणुगमे ॥ २१९ ॥

नयदारे पज्जंते, सत्तनउत्ती तहेव सत्तण्ह ॥
नाणे तह किरियाए, अतब्भावो विणिद्दिठ्ठो ॥ २२० ॥

चलइ रहो चक्केहिं, जह दोहिं तह लहंति मुत्तिसुहं ॥
जिणसासणया भव्वा, सिग्घं वरनाणकिरियाहिं ॥ २२१ ॥

गुरुमईहीणा सव्वे, सुत्तत्था वरगुरूण विणएहिं ॥
ते लब्भा पढिऊणं, जहत्थबोहा सपरभद्दा ॥ २२२ ॥

શબ્દાર્થ:—હવે હું શ્રીજૈન પ્રવચન કિરણાવલીના સત્યાવીશમા પ્રકાશમાં શ્રીઅનુયોગદ્વાર સૂત્રના પરિચયને ટૂંકામાં કહીશ. શ્રીગીતાર્થ આચાર્ય ભગવંત વગેરે મહાપુરૂષો આજ્ઞાવિનયાદિ સદ્ગુણી શિષ્યોને શ્રીઆચારાંગાદિ સૂત્રોના અર્થોને સરલ પદ્ધતિએ સમજાવે તે અનુયોગ કહેવાય. આજ મુદ્દાથી કહ્યું છે કે "अणुओगो वक्खाणं" એટલે સૂત્રાર્થનું જે વ્યાખ્યાન તે અનુયોગ કહેવાય. તેના દ્વારોનું (સાધનોનું) વર્ણન જે સૂત્રમાં કર્યું હોય તે અનુયોગદ્વાર સૂત્ર કહેવાય. જેમ એક નગર હોય, તેમાં જે જવા આવવાના અનેક મોટા નાના દરવાજા હોય, તો લોકો આનંદથી નગરમાં જઈ શકે ને ત્યાંથી નીકળી શકે છે. તેમ અહીં અનુયોગ રૂપી નગરના (૧) ઉપક્રમ, (૨) નિક્ષેપ, (૩) અનુગમ, (૪) નયરૂપ ચાર મોટા દરવાજાઓ કહ્યા છે. ઉપક્રમાદિના ભેદો રૂપ નાના દરવાજાઓ કહ્યા છે. એટલે ઉપક્રમાદિ ૪ સાધનોથી અનુયોગનું યથાર્થ સ્વરૂપ જણાય છે, માટે ઉપક્રમ વગેરે ૪ સાધનો અનુયોગ રૂપી નગરમાં પ્રવેશ કરવા માટે ને ઉપલક્ષણથી નીકળવા માટે દરવાજા જેવા છે. એમ ખૂશીથી કહી શકાય. ॥૨૧૩॥ શ્રીઆચારાંગ સૂત્રાદિ ૩૫ આગમ રત્નોની પેટીને ઉઘાડવા માટે કૂંચીના જેવું આ શ્રીઅનુયોગદ્વાર સૂત્ર છે. એટલે પૂર્વે કહેલા આગમ મંજૂષાને ઉઘાડનારી બે કૂંચી જેવા શ્રીનંદીસૂત્ર અને અનુયોગદ્વાર સૂત્રમાંનું આ બીજું સૂત્ર છે. આ બે સૂત્રોને બીજા ગ્રંથોમાં ચૂલિકા સૂત્ર તરીકે ઓળખાવ્યા છે. એટલે આ ચૂલિકા સૂત્રથી બે સૂત્રોને સ્વીકારે છે. અને શ્રીભદ્રબાહુ સ્વામીએ રચેલી નિર્યુક્તિઓના યથાર્થ બોધને કરાવનારૂં આ શ્રી અનુયોગદ્વાર સૂત્ર છે. અહીં શરૂઆતમાં પાંચ જ્ઞાન રૂપ નંદીને જણાવતાં કહ્યું છે કે–પાંચ જ્ઞાનોમાં શ્રી શ્રુતજ્ઞાન જ બીજાની પાસેથી લઈ શકાય છે ને બીજાને દઈ શકાય છે, માટે તેનાજ ઉદ્દેશ વગેરે યોગોદ્વહનની ક્રિયા કરાવવાના અવસરે શિષ્યને કરાવાય છે. આ પ્રસંગે ઉદ્દેશ સમુદ્દેશ અને અનુજ્ઞાનું સ્વરૂપ બીનાઓને પણ વિસ્તારથી સમજાવી શકાય છે. ॥૨૧૪॥ પછી (૧) આવશ્યક શબ્દ, (૨) શ્રુત શબ્દ, (૩) ને સ્કંધ શબ્દના નિક્ષેપાની સંપૂર્ણ બીના જણાવીને કહ્યું છે કે–આ રીતે જીવ અજીવ વગેરે તમામ શબ્દોમાં નિક્ષેપાની વિચારણા કરવાથી તે તે પદાર્થોનું યથાર્થ સ્વરૂપ જણાય છે. સૂત્રના અર્થનું જે યથાર્થ સ્વરૂપે કહેવું તે અનુયોગ કહેવાય. ॥૨૧૫॥ આ અનુયોગના (૧) ઉપક્રમ, (૨) નિક્ષેપ, (૩) અનુગમ, (૪) નય આ રીતે મુખ્ય ચાર ભેદો કહીને તે દરેકના (ઉપક્રમાદિના) પણ ભેદો, અને ત્રણ પ્રકારના અંગુલો (આંગળ), તથા સમય, આવલિકા વગેરે કાલનું તેમજ પલ્યોપમ સાગરોપમ વગેરે કાલનું પણ સ્વરૂપ જણાવ્યું છે ॥૨૧૬॥ તથા ઉપક્રમના કરેલા વિસ્તૃત વર્ણનમાં જ્ઞાનગુણ પ્રમાણનું સ્વરૂપ જણાવતાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન પ્રમાણનું સ્વરૂપ કહીને આગમ પ્રમાણની બીના કહી છે. તેમાં સૂત્રની ને અર્થની અપેક્ષાએ

આત્માગમ, અનતરાગમ, પરપરાગમની હકીકત પણ સ્પષ્ટ સમજાવી છે ॥૨૧૭॥ ગણુના (સખ્યા)ની હકીકત જણાવતા સખ્યાતાનુ, અસખ્યાતાનુ ને અનતાનુ સ્વરૂપ, તથા વક્તવ્યતાનુ સ્વરૂપ તેમજ, અર્થાધિકારનુ વર્ણન વગેરે બીનાઓ વિસ્તારથી કહીને ઉપક્રમનુ વર્ણન પૂરૂ કર્યું છે ॥૨૧૮॥ પછી નિક્ષેપના વર્ણનમા (૧) ઓઘનિષ્પન્ન નિક્ષેપ, (૨) નામ નિષ્પન્ન નિક્ષેપ, (૩) સૂત્રાલાપક નિષ્પન્ન નિક્ષેપ, આ ત્રણ ભેદોનુ સ્વરૂપ વિસ્તારથી કહીને અનુયોગના અનુગમ નામના ત્રીજા ભેદના બે ભેદોનુ સ્વરૂપ, અને આવશ્યક સૂત્રમા કહેલા ઉદ્દેશદ્વાર, નિર્દેશદ્વાર વગેરે ૨૬ દ્વારોનુ સ્વરૂપ પણ જણાવ્યું છે ॥ ૧૯॥ તથા ઉપક્રમના છેલ્લા ભેદ રૂપ નયના વર્ણનમા તેના ૭ ભેદ વગેરેનુ સ્વરૂપ જણાવીને કહ્યુ છે કે આ સાતે નયોનો જ્ઞાનનય અને ક્રિયાનયમા સમાવેશ (અતર્ભાવ) થાય છે, એ યાદ રાખવુ જોઇએ ॥૨૨૦॥ જેમ રથ બે પૈડાથી ચાલે છે, તેમ શ્રીજિનેન્દ્ર શાસનના રસિક ભવ્ય જીવો નિર્મલ જ્ઞાનની અને ક્રિયાની સાત્ત્વિકી આરાધના પરમ ઉલ્લાસથી કરીને જરૂર મુક્તિના અવ્યાબાધ સુખોને પામે છે અહી સમ્યગ્જ્ઞાનમા સમ્યગ્દર્શનનો સમાવેશ કરીને કહ્યુ છે કે 'જ્ઞાન ક્રિયાથી મોક્ષ મળે છે' ॥૨૨૧॥ તમામ સૂત્રોના અર્થો ગુરૂ મહારાજની બુદ્ધિને આધીન છે એટલે સૂત્રાર્થની દોરી શ્રીઆચાર્ય ભગવત વગેરે પરમ ગીતાર્થ મહાપુરૂષોના હાથમા રહી છે કારણ કે તેઓજ સૂત્રના યથાર્થ રહસ્યને જાણે છે, અને ઉપદેશે છે (તેનો ઉપદેશ કરે છે) માટે તે સૂત્રાર્થો શ્રેષ્ઠ ગુરૂ મહારાજના વિનય વગેરે સાચવીને અને યોગોદ્વહનાદિ વિધિને કરીને જ મેળવી (પામી) શકાય છે એમ સમજીને હે મુનિવરો ! તમે તે રીતે આ શ્રી અનુયોગદ્વાર વગેરે તમામ સૂત્રોને ભણીને શ્રીગુરૂ મહારાજની પ્રસન્નતાથી યથાર્થ બોધ પામીને તમારૂ ને બીજા ભવ્ય જીવોનુ (ચતુર્વિધ સઘનુ) કલ્યાણ કરજો ॥૨૨૨॥



## ॥ શ્રી અનુયોગદ્વાર સૂત્રનો સક્ષિપ્ત સાર ॥

શ્રી આચારાગાદિ સૂત્રોની સાથે બહુજ નજીક પણે સબધ રાખનારી નિર્યુક્તિઓ છે, શ્રી ચૌદ પૂર્વી મહાત્માઓજ તે નિર્યુક્તિઓની રચના કરે છે તેમા હાલ જે શ્રી આચારાગ, સૂત્રકૃતાગ, ઉત્તરાધ્યયન સૂત્ર, દશવૈકાલિક સૂત્ર, આવશ્યક સૂત્ર, વ્યવહાર સૂત્ર ને બૃહત્કલ્પ સૂત્રની નિર્યુક્તિઓ મળી શકે છે, તે ૭ નિર્યુક્તિઓની સાથે શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ, દશાશ્રુતસ્કધ અને ઋષિભાષિત સૂત્રની નિર્યુક્તિઓને ગણતા ૧૦ નિર્યુક્તિઓની રચના કરનાર ચૌદ પૂર્વી શ્રી ભદ્રબાહુ સ્વામી મહારાજ છે શ્રી દશવૈકાલિક સૂત્રના ને શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના નિર્યુક્તિ, ભાષ્ય ચૂર્ણિ અને ટીકાઓમાના કેટલાએક (અર્થના) સાધનો હલ્ય ને મુદ્રિત પણ છે આ નિર્યુક્તિઓનુ રહસ્ય નિક્ષેપ અનુગમ અને નયોના સ્વરૂપને સમજવાથીજ જાણી શકાય છ આવા અનેક મુદ્દાઓથી તે દશ નિર્યુક્તિઓમા કહેલી નિક્ષેપ

વગેરેની ગહન (સમજવામા કઠીન) બીનાઓને સમજવાનું અસાધારણ સાધન આ અનુયોગદ્વાર સૂત્ર છે. અહીં ઉપક્રમની બીના બહુજ વિસ્તારથી સમજાવીને નિક્ષેપ અનુગમ અને નયોનુ સ્વરૂપ મધ્યમ પદ્ધતિએ (બહુ વિસ્તારથી નહિ, ને બહુ ટૂંકામાં પણ નહિ, આ રીતે વર્ણવ્યું છે. (૧) દૂર રહેલા શાસ્ત્રના રહસ્યને જે નજીકમાં લાવીને ટૂંકામાં કહેવું એટલે શાસ્ત્રની સંપૂર્ણ બીનાને ટૂંકામાં પ્રસ્તાવનાદિ રૂપે જે જણાવવી તે ઉપક્રમ વગેરે ચાર અનુયોગોનું યથાર્થ વર્ણન કર્યું છે. આવી રીતે જે શાસ્ત્રનો ઉપક્રમ જણાવ્યો હોય, તેનાજ નિક્ષેપાનું વર્ણન કરાય, આ મુદ્દાથી ઉપક્રમની પછી નિક્ષેપને કહ્યો છે જેના નિક્ષેપા કહ્યા હોય, તેનોજ અનુગમ થાય, ને જેનો અનુગમ થયો હોય, તેમાંજ નયોના વિચારો જણાવી શકાય, આ મુદ્દાથી ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ, અને નય આ ક્રમેજ ચાર અનુયોગો જણાવ્યા છે. (૨) જે નામ સ્થાપના દ્રવ્ય અને ભાવથી પદાર્થને વિચારવા તે નિક્ષેપ કહેવાય. (૩) નિક્ષેપા જણાવીને સૂત્રનો અર્થની સાથે જે સંબંધ જોડવો એટલે આ સૂત્રનો આ રીતે આ અર્થ થાય છે, એમ જે કહેવું તે અનુગમ કહેવાય. (૪) દરેક પદાર્થમાં જૂદી જૂદી અપેક્ષાએ અનેક ધર્મો રહે છે, છતાં તેમાંના એક ધર્મને જે સ્વીકારવો તે નય કહેવાય. સૂત્રના અર્થને જણાવ્યા બાદ છેવટે નયોની બીના કહેવાય છે. આ શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં (૧) કાવ્યની દૃષ્ટિએ ઉપયોગી વીરરસ વગેરે નવ રસોની હકીકત દૃષ્ટાંતો સાથે ટૂંકામાં જણાવી છે. તેમજ સાત સ્વરોના વર્ણનમાં દરેક સ્વરના નામ અને સ્થાન કહીને તે સ્વરને બોલનારા જીવોના નામ તથા જે વાજિંત્રમાંથી જે સ્વર નીકળે તે હકીકત, તેમજ સ્વરનાં લક્ષણો, ત્રણ ગ્રામ, ૨૧ મૂર્છના, સ્વરોના ઉત્પત્તિ સ્થાન, જાતિ ગેયના ગુણો વગેરે પદાર્થોનું વર્ણન તથા સામાસિક, તદ્ધિત વગેરે પદોનું પણ વર્ણન કર્યું છે. આ સૂત્રની ચૂર્ણિમાં સ્વરના ત્રણ ગ્રામ વગેરેના અર્થો કહીને આ બીનાનું મૂલસ્થાન પૂર્વોના ભેદ રૂપ સ્વર પ્રાભૃત જણાવ્યો છે. કેટલાએક વિદ્વાનો માને છે કે–"શ્રી આર્યરક્ષિતસૂરિજીએ આ અનુયોગદ્વાર સૂત્રની વિક્રમ સંવત બીજા સૈકામાં રચના કરી, એમ સંભવે છે." આ શ્રી અનુયોગદ્વાર સૂત્રના અર્થબોધક ત્રણ સાધનો છે, તેમાં (૧) શ્રી જિનદાસગણિ મહત્તરે ૨૨૩૫ શ્લોક પ્રમાણ ચૂર્ણિની રચના કરી હતી. (૨) તે ચૂર્ણિના આધારે યાકિની મહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે લઘુ ટીકા બનાવી હતી. (તે બંને છપાઇ છે). (૩) ચૂર્ણિ અને હારિભદ્રીય લઘુ વૃત્તિ વગેરેના આધારે મલધારી શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે ૫૮૦૦ શ્લોક પ્રમાણ મોટી ટીકા બનાવી, તે પણ છપાઈ છે.

**॥ શ્રી અનુયોગદ્વાર સૂત્રનો સંક્ષિપ્ત સાર પૂર્ણ થયો ॥**

---

## ॥ શ્રી અનુયોગદ્વાર સૂત્રનો ટૂંક પરિચય ॥

અહીં શરૂઆતમાં શ્રી મહાવીર દેવને અને શ્રી ગૌતમસ્વામી વગેરે ધર્માચાર્યોને, તથા શ્રુતદેવતાને નમસ્કાર કરીને અનુક્રમે આવશ્યક, શ્રુત, અને સ્કંધ શબ્દના નિક્ષેપાની

ખીના અને પાંચ જ્ઞાનના વર્ણનવાળી લઘુ નંદીનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે–મતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અને કેવલજ્ઞાન રૂપ ચાર જ્ઞાનોના ઉદ્દેશ સમુદ્દેશ ને અનુજ્ઞા કરાવાતા નથી, પણ શ્રુતજ્ઞાનના જ તે ત્રણ ઉદ્દેશાદિ કરાવાય છે. આ પ્રસંગે ટીકાકારે ઉદ્દેશાદિનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે–ગુરૂ શિષ્યને જે શરૂઆતમાં સૂત્રને અને અર્થને ભણાવે એટલે 'હે શિષ્ય ! તું હવે આ સૂત્રનું અધ્યયન (અભ્યાસ) કર' આવું જે ગુરૂ વચન તે ઉદ્દેશ કહેવાય અને 'હે શિષ્ય ! તે ભણેલા સૂત્રના અર્થને સ્થિર પરિચિત ( ભૂલાય નહીં તેવા ) કર' આવું જે ગુરૂ વચન, તે સમુદ્દેશ કહેવાય તથા 'હે શિષ્ય ! બીજા સાધુઓને તે સ્થિર પરિચિત કરેલા સૂત્રનો અર્થ ભણાવજે' આવું જે ગુરૂનું વચન (કહેવું), તે અનુજ્ઞા કહેવાય અને આ ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અંગપ્રવિષ્ટ સૂત્રોના ને અનંગપ્રવિષ્ટ સૂત્રોના કરાવાય છે એમ પણ કહી શકાય કે કાલિક સૂત્રોના ને ઉત્કાલિક સૂત્રોના અથવા આવશ્યક સૂત્રના ને આવશ્યક સૂત્રથી ભિન્ન સૂત્રોના યોગોદ્વહન કાલે કરાવાય છે. આ પ્રસંગે ટીકાકારે શ્રી આચાર્ય ભગવંતના ગુણોની અને નિક્ષેપાની પર્યાયવાચક શબ્દો વગેરે જણાવવા પૂર્વક વ્યાખ્યા તથા પર્ષદાના ભેદોનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી આવશ્યક સૂત્ર અંગરૂપ નથી, પણ શ્રુતસ્કંધ રૂપ અને ૬ અધ્યયનોના સમુદાય રૂપ છે, એમ કહીને ક્રમસર આવશ્યક, શ્રુત, સ્કંધ અને અધ્યયનના નિક્ષેપાઓની ખીના જણાવતાં કહ્યું છે કે–જ્યાં વધારે નિક્ષેપાનો સંભવ ન હોય, ત્યાં પણ (તે પદાર્થમાં પણ) નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ રૂપ ચાર નિક્ષેપાઓની ખીના જરૂર જણાવીને તે વિવક્ષિત પદાર્થનું યથાર્થ સ્વરૂપ જણાવવું જોઈએ. આ રીતે નામાદિ ૪ નિક્ષેપાનો નિયમ જણાવીને નામાવશ્યક, સ્થાપનાવશ્યક, દ્રવ્યાવશ્યક, ને ભાવાવશ્યકનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. આ પ્રસંગે નામનું લક્ષણ કહેવા પૂર્વક જણાવ્યું છે કે–જીવાદિમાંના કોઈનું 'આવશ્યક' આવું નામ પાડીએ, તે નામાવશ્યક કહેવાય. કાષ્ઠ કર્મ (કાષ્ઠ) વગેરેમાં સદ્ભાવ રૂપે કે અસદ્ભાવ રૂપે દેહધારી સંસારી જીવની જે સ્થાપના કરવી તે સ્થાપના જીવ કહેવાય. દેહ વિનાનો જીવ અરૂપી છે, તેથી તેની સ્થાપના થઈ શકે નહીં માટે દેહધારી જીવને સ્થાપના જીવ તરીકે જણાવ્યો છે. આ પ્રસંગે સ્થાપનાનું લક્ષણ અને નામમાં તથા સ્થાપનામાં ભેદ (જૂદાશ ફરક) જણાવ્યો છે. પછી અનુક્રમે 'આગમથી' અને 'નોઆગમથી' દ્રવ્યાવશ્યકનું સ્વરૂપ જણાવતાં દ્રવ્ય શબ્દનું લક્ષણ સમજાવ્યું છે. અને શિક્ષિત (શીખેલું આવશ્યક) વગેરે ગુણોવાળા દ્રવ્યાવશ્યકનું સ્વરૂપ વિદ્યાધરનું દૃષ્ટાંત આપીને સમજાવ્યું છે. તથા 'નોઆગમથી' દ્રવ્યાવશ્યકના ત્રણ ભેદો જણાવતાં (૧) શય્યાદિમાં રહેલ આવશ્યક સૂત્રના અર્થને જાણનાર જીવનું જે મૃતક ( જીવ રહિત ) શરીર તે જ્ઞશરીર દ્રવ્યાવશ્યક કહેવાય, જેમ ઘીના ઘડામાંથી ઘી ઠલવીને ઘડો ખાલી કર્યો હોય, તો પણ તે દ્રવ્યથી 'ઘીનો ઘડો' કહી શકાય. કારણ કે પહેલાં તેમાં ઘી ભર્યું હતું, તેમ આ મૃતક શરીરમાં રહેલા જીવે પહેલાં આવશ્યક સૂત્રનો અર્થ જાણ્યો હતો. (૨) જે જીવ ભવિષ્યમાં આવશ્યક સૂત્રનો અર્થ જાણશે તે ભવ્ય શરીર દ્રવ્યાવશ્યક કહેવાય. જેમ ભવિષ્યમાં રાજા થનાર યુવરાજને લોકો રાજા કહે છે, તેમ અહીં પણ સમજવું. (૩) તદ્વ્યતિરિક્ત દ્રવ્યાવશ્ય-

કના ત્રણ ભેદોનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે-૧ રાજા પ્રજા વગેરે લોકો સવારે સૂર્યોદયે દાતણ કરવું વગેરે અવશ્યકરણી કરે તે લૌકિક દ્રવ્યાવશ્યક કહેવાય. (૨) પરિવ્રાજક વગેરે યક્ષાદિના મંદિરમાં ધૂપ દીપ વગેરે અવશ્ય કરણી કરે, તે કુપ્રાવચનિક દ્રવ્યાવશ્યક કહેવાય. (૩) જે મુનિ સાધુના ગુણોથી રહિત હોય ને હિંસાદિ કરીને પશ્ચાત્તાપાદિ કરે નહી, તે (મુનિ) જે આવશ્યક ક્રિયા કરે, તે લોકોત્તર દ્રવ્યાવશ્યક કહેવાય. આ પ્રસંગે અસંવિગ્નનું દૃષ્ટાંત પણ જણાવ્યું છે. પછી આગમથી અને નોઆગમથી ભાવાવશ્યકનું સ્વરૂપ જણાવતાં ભાવનું લક્ષણ સમજાવીને કહ્યું છે કે-જે જીવ આવશ્યક સૂત્રના અર્થને જાણે ને તેની વિચારણા ઉપયોગ પૂર્વક કરે તે (જીવ) આગમથી ભાવાવશ્યક કહેવાય. અને નોઆગમથી ભાવાવશ્યકના (૧) લૌકિક ભાવાવશ્યક, (૨) કુપ્રાવચનિક ભાવાવશ્યક (૩) લોકોત્તરિક ભાવાવશ્યક. આ રીતે ત્રણ ભેદો છે. તેમાં (૧) લોકો પોતાના ધર્મના રીવાજ મુજબ અવશ્ય કરણી (જરૂર કરવા લાયક કાર્ય)સમજીને ઉપયોગ પૂર્વક સવારે મહાભારતને વાંચે ને સાંઝે રામાયણને વાંચે તે લૌકિક ભાવાવશ્યક કહેવાય. (૨) પરિવ્રાજક વગેરે ઉપયોગ પૂર્વક હોમ વગેરે અવશ્ય કરણી કરે તે કુપ્રાવચનિક ભાવાવશ્યક કહેવાય. (૩) રત્નોની ખાણ જેવો ચતુર્વિધ સંઘ જે ઉપયોગ પૂર્વક ૬ આવશ્યક રૂપ પ્રતિક્રમણ કરે તે લોકોત્તરિક ભાવાવશ્યક કહેવાય. અહીં 'નો' શબ્દ ત્રણ અર્થોને જણાવે છે. તે આ પ્રમાણે-(૧) સર્વ નિષેધ રૂપ અર્થ, (૨) દેશ નિષેધ રૂપ અર્થ, (૩) મિશ્ર એટલે દેશ નિષેધ સર્વ નિષેધ રૂપ અર્થ. તેમાંથી અહીં ચાલુ પ્રસંગે ક્રિયા રૂપ અંશ આગમ રૂપ નથી સૂત્રના શબ્દોને બોલવા રૂપ આગમ છે, તેથી નોશબ્દ મિશ્ર ( દેશ નિષેધ રૂપ ને સર્વ નિષેધ રૂપ અર્થનો ) વાચક સમજવો. તથા આવશ્યક શબ્દના આવશ્યક, અવશ્ય કરણીય, વિશોધિ વગેરે ૮ પર્યાય વાચક શબ્દો જાણવા. જેમ આવશ્યક શબ્દના નિક્ષેપાની બીના કહી, તેજ પ્રમાણે શ્રુતશબ્દના ૪ નિક્ષેપાનું વર્ણન કરતાં અનુક્રમે નામ શ્રુત, સ્થાપના શ્રુત, અને આગમથી ને નોઆગમથી દ્રવ્ય શ્રુતના બે ભેદો, તેમાં જ્ઞ શરીર દ્રવ્યશ્રુત અને ભવ્ય શરીર દ્રવ્યશ્રુત તથા તદ્વ્યતિરિક્ત દ્રવ્ય શ્રુતનું સ્વરૂપ જણાવતાં પત્રક (શાસ્ત્રના પાનાં) વગેરેની બીનાને 'સુત્ત' શબ્દનો બીજો અર્થ 'સૂતર' કરીને અંડજ વગેરેની બીના પણ સ્પષ્ટ સમજાવી છે. પછી આગમથી ને નોઆગમથી ભાવશ્રુતનું વર્ણન કરતાં આગમથી ભાવશ્રુતનું સ્વરૂપ કહીને નોઆગમથી ભાવશ્રુતના બે ભેદોના વર્ણનમાં મહાભારત વગેરે લૌકિક ગ્રંથોને લૌકિક દ્રવ્યશ્રુત તરીકે જણાવ્યા છે ને શ્રી આચારાંગાદિને લોકોત્તર દ્રવ્યશ્રુત તરીકે જણાવ્યા છે છેવટે શ્રુતજ્ઞાનના પર્યાયવાચક શબ્દો કહીને શ્રુતના નિક્ષેપાનું વર્ણન પૂર્ણ કરીને તેજ પ્રમાણે 'સ્કંધ'ના નિક્ષેપા પણ જણાવ્યા છે. તેમાં કહ્યું છે કે નામ સ્કંધ, સ્થાપના સ્કંધની બીના શ્રુતની માફક જાણવી. આગમથી તથા નોઆગમથી દ્રવ્યસ્કંધના વર્ણનમાં તદ્વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધનું સ્વરૂપ સચિત્ત, અચિત્ત અને મિશ્ર રૂપ ત્રણ ભેદે સમજાવ્યું છે. આ પ્રસંગે તે સચિત્તાદિ ત્રિવિધ સ્કંધોનું અને કૃત્સ્ન, અકૃત્સ્ન અનેક દ્રવ્યસ્કંધોનું પણ સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. પછી આગમથી ને નોઆગમથી ભાવસ્કંધનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે—જે

જીવસ્કંધ શબ્દના અર્થને જાણે, ને તે અર્થને ઉપયોગ પૂર્વક વિચારે તે (જીવ) આગમથી ભાવસ્કંધ કહેવાય, ને નોઆગમથી ભાવસ્કંધ તરીકે આ શ્રી આવશ્યક શ્રુત સ્કંધને જાણવો છેવટે સ્કંધ શબ્દના પર્યાયવાચક શબ્દો જણાવીને સ્કંધ શબ્દના નિક્ષેપાનું વર્ણન પૂરૂં કર્યું છે પછી અનુક્રમે આવશ્યકના ૬ અધ્યયનોમાં કહેલી બીના ટૂંકામાં જણાવી છે

## ॥ નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ નિક્ષેપાનું પ્રશ્નોત્તર રૂપે સંક્ષિપ્ત વર્ણન ॥

**પ્રશ્ન**—અત્યાર સુધીમાં આવશ્યકાદિ ત્રણ શબ્દોમાં નામ વિગેરે ચાર નિક્ષેપા ઘટાવ્યા, અને આગળ પણ ઉપક્રમના વર્ણનમાં તે ઘટાવવાના છે, તો કૃપા કરીને એ ચારે નિક્ષેપાની ટૂંકી વ્યાખ્યા સમજાવો ?

**ઉત્તર**—જેનો અસલી ચીજના પર્યાયો (સરખા અર્થવાળા શબ્દો)થી વ્યવહાર થઈ શકે નહિ, અને જે મૂલ શબ્દના અર્થથી બીજા અર્થમાં રહેલ હોય, અને એજ કારણથી જે મૂલ અર્થ નિરપેક્ષ હોય, એટલે મૂલ (મૂખ્ય) અર્થની સાથે જેને સંબંધ ન હોય, તથા ઘણું કરીને જ્યાં સુધી (નામવાળું અથવા જેનું નામ પાડીએ તે) દ્રવ્ય રહે ત્યાં સુધી જે રહે, એવું મરજી પ્રમાણે જે સ્થાપીએ, તે નામ કહેવાય આ બાબતમાં શ્રી વિશેષાવશ્યકનો પુરાવો આ પ્રમાણે છે –

पज्जायाणभिधेय-ठिअमण्णत्थे तयत्थणिरविक्खं ॥
जाइच्छियं च णामं, जाव दव्वं च पाएण ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—જેમ કોઈનું જ્ઞાન (વગેરે) એવું નામ પાડીએ, તે નામ જ્ઞાન કહેવાય, એમ જેનું ઈંદ્ર નામ હોય, તે નામેન્દ્ર કહેવાય આ નામજ્ઞાન અથવા નામઈંદ્ર તેના પર્યાય વાચક શબ્દોથી કદી શમતો નથી ખરી વસ્તુ સ્થિતિ એ છે કે તે તે નામવાળી વ્યક્તિમાં રહેલા ધર્મોનો તે તે ઈંદ્રાદિ નામમાં ઉપચાર કરવામાં આવે છે આ મુદ્દાથી જેનું જે જે નામ પાડ્યું હોય, તેને તે તે સાંકેતિક (સંકેતવાળા) શબ્દથી જ બોલાવવામાં આવે છે એટલે કાર્ય પ્રસંગે બોલાવાય, પણ તેના પર્યાય વાચક શબ્દો દ્વારા ન બોલાવાય જ્ઞાનપદના સરખા અર્થવાળા (પર્યાય વાચક) શબ્દો બોધ, જ્ઞપ્તિ, પ્રકાશ વિગેરે અને ઈંદ્રપદના શક્ર હરિ પુરંદર વિગેરે જાણવા આ પ્રમાણે નામ એ પર્યાયવડે અનભિધેય કઈ રીતે કહેવાય ? આનો સ્પષ્ટ ખુલાસો કરી દીધો હવે "સ્થિતમન્યાર્થ" એટલે મૂલ શબ્દના અર્થથી બીજા અર્થમાં નામ રહે આનો સ્પષ્ટ અર્થ જાણવો જોઈએ, તે આ પ્રમાણે—જેમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય વિગેરે ગુણો રહે, તે ઈંદ્ર કહેવાય ઈંદ્ર પદનો આ ખરો અર્થ જે તમામ દેવોનો સત્તાધીશ ઉપરી હોય તેમાંજ ઘટે છે એમ બાલક વિગેરેમાં તે અર્થ નજ ઘટે કારણ કે ત્યાં નો તેનો સંકેતજ કર્યો છે આટલા વિવેચન ઉપરથી સમજવાનું રહસ્ય એ

મળે છે, કે જે અમુક વ્યક્તિનું અમુક નામ પાડવામાં આવે છે, તેમાં કેવલ તેની ઓળખાણ પડે એજ મુદ્દો છે પણ નામનો જે અર્થ થતો હોય, તે તેમાં ન ઘટે. આથી ખરેખર સમજાવી દીધું કે જેમાં મૂલ (મુખ્ય) અર્થ સિવાયનો બીજો અર્થ રહે એ નામ કહેવાય. એ પ્રમાણે 'તદર્થનિરપેક્ષ' આનો ભાવાર્થ પણ સમજવો સ્હેલ છે. કારણ કે પહેલાં જે કહ્યું કે નામ એ મુખ્યાર્થથી જૂદા અર્થમાં રહે, એટલે મુખ્યાર્થમાં ન રહે. જે નામ મુખ્યાર્થમાં ન રહેતું હોય, તે તેનાથી (મુખ્યાર્થથી) નિરપેક્ષ (સંબંધ ન રાખે એવું) હોય, એમાં નવાઇ શી ? આ પ્રસંગે "જે જેના ખરા અર્થમાં ન રહે, તે તેનાથી નિરપેક્ષ હોય" આ વાત (ન્યાય) જરૂર યાદ રાખવી. એ પ્રમાણે 'તદર્થનિરપેક્ષં નામ' આનો સ્પષ્ટાર્થ જણાવીને નામની બાબતમાં છેવટે જાણવા જેવી બીના એ છે કે ઇચ્છાનુસાર (મરજીમાં આવે તેમ) તે નામ પાડવામાં (રાખવામાં) આવે છે. એટલે જેમ પર્યાયથી અનભિધેય, અને અન્યાર્થમાં રહેલ તથા તદર્થનિરપેક્ષ જે હોય તે નામ કહેવાય, તેમ ઇચ્છાનુસાર અર્થની તરફ ધ્યાન રાખ્યા સિવાય કોઇનું ડિત્થ, ડવિત્થ વગેરે નામ પાડીએ, તે પણ નામ કહેવાય. ઘણું કરીને જ્યાં નામના આધારભૂત દ્રવ્ય રહે ત્યાં સુધી તે નામ હોય છે (રહે છે.)

**પ્રશ્ન**—(ઘણું કરીને) આમ કહેવાનું શું કારણ ?

**ઉત્તર**—દેવદત્ત વિગેરે નામથી જે વ્યકિત (માણસ)ને બોલાવીએ છીએ, તે કાયમ એજ નામથી બોલાવાશે, એવો નિયમ રહેતો નથી. એમ પણ ઘણે સ્થલે દેખાય છે કે જે વ્યકિત હાલ અમુક નામથી ઓળખાતી હોય, તે કેટલોક ટાઇમ વીત્યા બાદ અથવા ભૂતકાલમાં બીજા નામથી ઓળખાય અથવા ઓળખાતી હતી, તેવી રીતે અનુભવ સિદ્ધ એમ પણ કહી શકાય કે હાલ પણ એક જણના અનેક નામો પાડયા હોય છે. દુકાન વિગેરે સ્થલે તેનું નામ જૂદું ચાલે અને પોતાના ઘેર વિગેરે સ્થલે માબાપ વિગેરે તેને જૂદા નામથી બોલાવે. આ મુદ્દાથી ઘણું કરીને એમ કહ્યું છે. કહેવાનું રહસ્ય એ કે મેરૂ વિગેરે શાશ્વતા પદાર્થોના જે નામ શાસ્ત્રમાં આવે છે તે યાવદર્થિક કહેવાય એટલે નામવાળી વસ્તુ રહે ત્યાં સુધી નામ રહે. એમ પ્રતિનિયત દેશ વિગેરેની અપેક્ષાએ પણ નામ યાવત્કથિક કહી શકાય. આ બાબતમાં દાખલો એ કે જેઓ ઉત્તરકુરૂ નામના યુગલિયાના ક્ષેત્રોમાંજ જન્મ્યા હોય, તેઓ ઉત્તરકુરૂઓ એમ કહેવાય, અને ભરત ક્ષેત્રમાં જન્મેલા જીવો ભારતવર્ષીય નામથી ઓળખાય. તથા પુસ્તકમાં અથવા કાગળ વિગેરેમાં "ઈંદ્ર જ્ઞાન" આમ અક્ષરો ગોઠવીએ, એ નામ કહેવાય, એમ પણ બીજા ગ્રંથોમાં કહ્યું છે. એમ નામનું સ્વરૂપ જણાવી દીધું.

**પ્રશ્ન**— સ્થાપના નિક્ષેપમાં રહેલા સ્થાપના શબ્દનો સ્પષ્ટ અર્થ સમજાવો ?

ઉત્તર—શબ્દનો મુખ્ય અર્થ જેમા ન ઘટે, એને મૂલ વસ્તુ તરફ ખ્યાલ રાખીને જે સ્થપાય એટલે આકૃતિ રૂપે કરાય, તે સ્થાપના કહેવાય એમ કૃત્રિમ સ્થાપનાનુ લક્ષણ નહી કહી શકાય આ લક્ષણ શાશ્વતી પ્રતિમા વિગેરે શાશ્વત સ્થાપનામા ન ઘટી શકે છતા એ પણ સ્થાપના તો કહેવાયજ

પ્રશ્ન—શાશ્વતી સ્થાપનાનુ લક્ષણ શુ ?

ઉત્તર—અરિહંત વિગેરે સ્વરૂપે જે કાયમ રહે તે શાશ્વતી સ્થાપના કહેવાય આ લક્ષણ તમામ શાશ્વતા પદાર્થોની સ્થાપનામા ઘટી શકે છે અહી સ્થપાય તે સ્થાપના એમ ન કહી શકાય કારણ કે આવી શાશ્વતી ચીજેની સ્થાપના કોઈ હોયજ નહિ સ્થાપનાના બે ભેદ આ પ્રમાણે જાણવા-(૧) જે મૂલ પદાર્થની સાથે બરોબર મલતી આવે, તે સદ્ભાવ સ્થાપના કહેવાય જેમ અત્યારે કેમેરાથી સામા માણસનો ફોટો લેવાય, તે બરોબર મલતોજ આવે, તે સદ્ભાવ સ્થાપના કહેવાય (૨) અને જેનો મૂલ પદાર્થની સાથે મેળ ન ખાય, એટલે અદાજથી જે આકૃતિ બનાવાય તે અસદ્ભાવ સ્થાપના કહેવાય આ બાબતમા દૃષ્ટાંત એ દઈ શકાય કે—અક્ષ વિગેરેની સ્થાપનાને સ્થાપનાચાર્ય તરીકે થાપીએ, આમા મૂલ પદાર્થ (સ્થાપેલા જે આચાર્ય ભગવન તે)ની સાથે સ્થાપેલી સ્થાપના સરખાવીએ તો સરખામણી થઈ શકતી નથી માટે તે અસદ્ભાવ સ્થાપના કહેવાય આને શ્રી અનુયોગ-દ્વાર સૂત્રની મલધારી શ્રી હેમચદ્ર સૂરીશ્વરજીએ બનાવેલ ટીકામા અનાકાર સ્થાપના તરીકે ઓળખાવી છે આ ઉપરથી એ પણ સમજવાનુ મલે છે કે સદ્ભાવ સ્થાપનાને બીજી રીતે સાકાર સ્થાપના એમ પણ કહી શકાય આવી જે સ્થાપના થોડા કાળને માટે સ્થપાય, તે અક્ષ વિગેરેની સ્થાપના ઇત્વરકાલિક (થોડા સમય વાળી) કહેવાય અને જે કાયમ રહે તે યાવત્કથિક સ્થાપના કહેવાય અને એવી સ્થાપના તરીકે શ્રી નદીશ્વરદ્વીપના ચૈત્ય, પ્રતિમા વિગેરેને ધ્યાનમા રાખવા આ બાબતમા જુઓ સાક્ષિપાઠ શ્રી વિશેષાવશ્યકનો —"जं पुण तयत्थसुण्ण तयभिप्पायेण तारिसागार ॥ कीरइ व निरागार इत्तरमियर च सा ठवणा ॥२६॥ यत्तु तदर्थवियुक्त तदभिप्रायेण यच्च तत्करणि ॥ लेप्यादिकर्म तत्स्थापनेति क्रियतेऽल्पकाल च ॥ १ ॥'

પ્રશ્ન—નામમા અને સ્થાપનામા ફરક શો ? આમ પૂછનાર ભવ્ય જીવનો આશય (મુદ્દો) એ છે કે—"ભાવ શૂન્ય દ્રવ્ય માત્રમા જેમ નામનો વ્યવહાર કરાય છે તેમ સ્થાપ-નાનો પણ વ્યવહાર તેજ પ્રમાણે થાય છે આ પ્રમાણે જો નામ અને સ્થાપનામા કોઈ પણ જાતનો તફાવત નહોય, તો બનેને અલગ અલગ શા માટે માનવા ? અને અલગ અલગ તે બે કહેલ છે તેથી ભેદ તો હોવોજ જોઈએ તે પ્રશ્નકાર જાણતો નથી માટે એમ પૂછે છે કે બનેને કયા કારણથી અલગ અલગ ગણ્યા છે ?

ઉત્તર—કાલની અપેક્ષાએ બનેમા સ્પષ્ટ રીતે ફરક માલુમ પડે છે તે આ પ્રમાણે

જે દ્રવ્યનું (આવશ્યક વિગેરેનું) જે નામ પાડીએ, તે દ્રવ્ય તે (નામનો) આધાર ગણાય, ગોવાળના છોકરો (તેનો દેહ વિગેરે) અથવા શિલાનો જથ્થો વિગેરે જ્યાં સુધી કાયમ રહે, ત્યાં સુધી આવશ્યક, મેરૂ, જંબૂદ્વીપ, કલિંગ, મગધ, સોરઠ વિગેરે નામ રહે છે. માટે નામ એ યાવત્કથિકજ (દ્રવ્ય રહે ત્યાં સુધી રહેનાર) હોય અને સ્થાપના તો બંને રીતે સંભવી શકે છે. એટલે તે થોડા કાલને માટે (જરૂર હોય. ત્યાં સુધી) પણ સ્થપાય અને કાયમ રહે એવી પણ હોય છે. થોડા ટાઇમ રહે, એવી સ્થાપનાનું દૃષ્ટાંત આ પ્રમાણે–હાલ જે અક્ષાદિ પદાર્થને આવશ્યક તરીકે સ્થાપ્યા હોય, તે અમુક ટાઇમ અથવા ક્રિયા વીત્યા બાદ ખાસ કારણસર ઇંદ્ર તરીકે કે રાજા વિગેરેના સ્વરૂપે સ્થાપવામાં આવે છે. અને કાયમ રહે એવી સ્થાપનાનું સ્વરૂપ સમજવા માટે શાશ્વતી પ્રતિમા વિગેરેનું દૃષ્ટાંત સમજવું. શાશ્વતી સ્થાપનાને કરનાર કોઇ હોયજ નહિ, કારણ કે જો તેમ માનીએ તો શાશ્વતપણું કહી શકાય નહિ. ત્યારે સ્થાપના નિક્ષેપની બીજી રીત હોવી જ જોઇએ. તે મેં પૂર્વે જણાવી દીધી છે. આટલા વિવેચન ઉપરથી ભવ્ય જીવો હવે તો જરૂર સ્પષ્ટ સમજી શકશે કે ભલેને નામ અને સ્થાપનાનો આધાર ભાવશૂન્ય દ્રવ્ય હોય તો પણ (ટાઇમ) કાલની અપેક્ષાએ બંનેને અલગ માનવા જોઇએજ.

**પ્રશ્ન**—જેમ સ્થાપના થોડા ટાઇમવાળી હોય છે, તેમ નામ પણ તેવુંજ સંભવી શકે છે. કારણ કે એ તો સ્પષ્ટ દેખાય છે કે-એકજ વ્યક્તિ ( ગોવાળનો બાલક વિગેરે ) ને હાલ જે નામથી ઓળખાવાય, તેનેજ અમુક ટાઇમે મૂલ નામ ફેરવીને અનેક નામથી ઓળખાવાય છે. તો પછી એમ કઈ રીતે કહી શકાય કે નામ એ યાવત્કથિકજ હોય ?

**ઉત્તર**—ઘણું કરીને નામ એ યાવત્કથિક હોય એમ સમજવું. અને એકજ વ્યક્તિ હયાત હોય છતાં તેને અનેક નામથી બોલાવાય એમ કોઇક વ્યક્તિ વિશેષમાંજ તેવું બને છે, બધાની બાબતમાં તેવું થતું નથી. આ અભિપ્રાયે તેવી બાબતની અહીં વિવક્ષા કરી નથી, એટલે આવી બોનાને એક બાજુ રાખીને નામને યાવત્કથિક કહીએ તોપણ શાસ્ત્રીય દૃષ્ટિએ લગાર પણ ગેરવ્યાજબી નથી. જેમ કાલથી તફાવત જણાવી દીધો, એ પ્રમાણે આકાર, ભાવ અને પ્રવૃત્તિ વિગેરે હેતુથી પણ બંનેને જરૂર અલગ માનવા જોઇએ તે આ પ્રમાણે–(૧) જેમ ઈંદ્ર વગેરેની પ્રતિમાને ઘરેણાં વિગેરે પહેરાવાય. પડખેના ભાગમાં ઇંદ્રાણી હોય અને હાથમાં વજ્ર હોય. આવું જેમ પ્રતિમારૂપ સ્થાપનામાં જણાય છે, તેવું નામમાં હોતું નથી. એટલે નામેન્દ્ર વિગેરેમાં તેવી સ્થિતિ દેખાતી નથી. (૨) ઈંદ્ર વિગેરેની પ્રતિમા વગેરે સ્થાપનાને જોઇને જે ભાવ જાગે છે, તે નામ શ્રવણથી થતું નથી (૩) ઈંદ્રની મૂર્ત્તિ વિગેરેની પાસે લોકો ભેટ મૂકે, તેની માનતા માને, પૂજા કરે, ઇષ્ટ કાર્ય સાધે વિગેરે દેખાય છે, આવું નામેન્દ્ર વિગેરેની બાબતમાં દેખાતું નથી. એ પ્રમાણે સ્થાપનાનું સ્વરૂપ જણાવી દીધું.

હવે દ્રવ્યનુ નિક્ષેપાનુ સ્વરૂપ આ પ્રમાણે—જે દ્રવ્યની સાથે રહે, તે ગુણ કહેવાય, અને ક્રમસર બદલાય, તે પર્યાય કહેવાય થઇ ગયેલી પર્યાયોનુ અને ભવિષ્યમા થનાર પર્યાયોનુ જે કારણ હોય, તે દ્રવ્ય કહેવાય તે દ્રવ્ય બે પ્રકારે જાણવુ (૧) જીવવાળુ દ્રવ્ય પુરૂષ વિગેરે કહેવાય (૨) અને જીવ વિનાનુ દ્રવ્ય (લાકડુ વિગેરે) જે જીવ ભૂતકાલમા (પ્હેલા) સ્વર્ગ વિગેરે સ્થલે ઇંદ્રાદિ રૂપે હતો, ત્યાનુ આયુષ્ય પૂરૂ કરીને અહી મનુષ્યાદિ સ્વરૂપે ઉપજે તો તે જીવ અહી (મનુષ્યાદિ ભવમા) પણ દ્રવ્ય ઇંદ્ર વિગેરે કહી શકાય, કારણ કે પહેલા તેણે ઇંદ્ર સ્વરૂપ વિગેરે ભોગવ્યુ છે જેમ પ્રધાન પદથી ઉતરેલ જીવ પણ પ્રધાન કહેવાય, તેમ અહી પણ સમજવુ તથા હાલ જે મનુષ્યે ઇંદ્રનુ આયુષ્ય બાંધ્યુ હોય, તે પણ થનારી ઇંદ્રપદવીનુ કારણ છે, માટે દ્રવ્ય ઇંદ્ર કહેવાય જેમ યુવરાજને રાજા કહી શકાય, તેમ અહી પણ સમજવુ આ બાબતમા જુઓ સાક્ષિપાઠ-

भूतस्य भाविनो वा, भावस्य हि कारण तु यल्लोके ॥
तद् द्रव्य तत्त्वज्ञै , सचेतनाचेतन कथितम् ॥ १ ॥

હવે ભાવ (નિક્ષેપ)નુ સ્વરૂપ આ પ્રમાણે-તે તે વિવક્ષિત ક્રિયાનો અનુભવ કરવો એ ભાવ કહેવાય, એટલે જે શબ્દનો જે મુખ્ય અર્થ થતો હોય, તે અર્થવાળી વ્યકિતમા તે અર્થ જ્યારે દેખાય ત્યારે તે ભાવ કહેવાય આ બાબતમા દાખલો એ કે-જે ઇંદ્ર પદ ને પરમ ઐશ્વર્ય વિગેરે ગુણોને ધારણ કરે તે ઇંદ્ર કહેવાય, આ અર્થ જ્યારે દેવલોકમા તે સાક્ષાત્ ઇંદ્રપણે હોય, ત્યારે તેમા ઘટે એટલે સ્વર્ગમા રહેલ ઇંદ્ર એ ભાવેન્દ્ર કહેવાય કારણ કે ઇંદ્રપદનો અર્થ તે વખતે તેના ઘટે છે જુઓ આ બાબતમા સાક્ષિપાઠ—

आर्या-भावो विवक्षितक्रियाऽऽनुभूतियुक्तो हि वै समाख्यातः॥
सर्वज्ञैरिन्द्रादिव-दिहेन्दनादि क्रियानुभवात् ॥ १ ॥

આ શ્લોકનો અર્થ ઉપર જણાવ્યો છે

વિશેષ બીના વગેરે શ્રી વિશેષાવશ્યક સૂત્રથી જાણવી

આ રીતે નામાદિ નિક્ષેપાનુ વર્ણન પદાર્થોના યથાર્થ સ્વરૂપને જણાવનાર હોવાથી દૃષ્ટાંત તરીકે આવશ્યકાદિ ત્રણ શબ્દોના નિક્ષેપા જણાવીને અનુયોગના ૪ ભેદોમાના પહેલા ઉપક્રમ નામના ભેદનુ સ્વરૂપ સમજાવ્યુ છે તેમા ઉપક્રમમા મુખ્ય બે ભેદ (૧) લૌકિકોપક્રમ, (૨) શાસ્રીય ઉપક્રમ કહ્યા છે પછી લૌકિક ઉપક્રમના ભેદમાના તદ્વ્યતિરિક્ત દ્રવ્યોપક્રમના વર્ણનમા સચિત્તાદિ ત્રણ ભેદો અને તે દરેક ભેદમા પરિકર્મ અને નાશની અપેક્ષાએ ઘના પ્રતિભેદાદિનુ વર્ણન વિસ્તારથી કર્યુ છે પછી ક્રમસર ક્ષેત્રોપક્રમ, કાલો

પક્રમ, ભાવોપક્રમાદિનું પણ સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. આ રીતે લૌકિકોપક્રમની બીના પૂર્ણ કરીને શાસ્ત્રોપક્રમના આનુપૂર્વી વગેરે ૬ ભેદોનું સ્વરૂપ સમજાવતાં પહેલાં આનુપૂર્વીનું સ્વરૂપ નય ભંગ વગેરેના વિચારો ગોઠવીને વિસ્તારથી કહ્યું છે. તેમાં પૂર્વાનુપૂર્વી આદિનું વર્ણન કરતાં ધર્માસ્તિકાયાદિ ૬ દ્રવ્યો અનુમાનાદિ પ્રમાણોથી સાબિત કર્યા છે. ઉત્કીર્ત્તનાનુપૂર્વીના વર્ણનમાં વર્તમાન ચોવીશ તીર્થંકરોની જે ક્રમસર સ્તવના કરવી તે ઉત્કીર્ત્તનાનુપૂર્વી કહી છે. તથા સામાચારી આનુપૂર્વીના વર્ણનમાં (૧) ઈચ્છા (૨) મિથ્યાકાર વગેરે દશ પ્રકારની સામાચારીનું સ્વરૂપ કહ્યું છે. તેમજ ભાવાનુપૂર્વીના વર્ણનમાં ઔદયિકભાવ વગેરે ૬ ભાવોની બીના કહી છે. આ રીતે આનુપૂર્વીનું વર્ણન કરીને ૧૦ નામનો અધિકાર શરૂ કર્યો છે. તેમાં દ્વિનામનું સ્વરૂપ જણાવતાં એકાક્ષરવાળા નામ અને અનેકાક્ષરવાળા નામ તથા જીવાજીવના નામ તેમજ સામાન્ય નામનું ને વિશેષ નામનું વર્ણન દેવાદિના ભેદો જણાવવા પૂર્વક વિસ્તારથી કર્યું છે. (૩) ત્રણ નામનાં વર્ણનમાં કહ્યું છે કે દ્રવ્ય ગુણ અને પર્યાય, અથવા પુલ્લિંગ સ્ત્રીલિંગ નપુંસકલિંગ આ રીતે ત્રણ નામનું સ્વરૂપ જાણવું. ચતુર્નામ ( ચાર નામ ) માં આગમ, ( पद्मानि ) ૨. લોપ ( तेऽत्र ), (૩) પ્રકૃતિ, ( अग्नी पत्नौ ) (૪) વિકાર, ( दधि इदं –दधीदं ) દૃષ્ટાંત સાથે કહ્યા છે. (૫) પાંચ નામમાં 'પરિ' વગેરે દૃષ્ટાંતો સાથે નામિક વગેરે પાંચ પદાર્થો કહ્યા છે. (૬) ૬ નામમાં ઔદયિકાદિ ૬ ભાવોની બીના કહી છે. (૭) સાત નામના વર્ણનમાં સાત સ્વરોની બીના અને (૮) આઠ નામના વર્ણનમાં આઠ વિભક્તિની બીના તથા (૯) નવ નામના વર્ણનમાં નવ રસોનું સ્વરૂપ દૃષ્ટાંતો સાથે કહીને (૧૦) દશ નામના વર્ણનમાં ગૌણ નામ વગેરે ૧૦ નામની હકીકત અને પ્રસંગાનુપ્રસંગે બીજી પણ ઘણી હકીકતો સ્પષ્ટ સમજાવી છે. અહીં નામોપક્રમની બીના પૂર્ણ કરીને પ્રમાણ ઉપક્રમનું વર્ણન શરૂ કર્યું છે. તેમાં તેના દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી મુખ્ય ચાર ભેદો કહીને દ્રવ્ય પ્રમાણના વર્ણનમાં માન ઉન્માનાદિનું સ્વરૂપ, ક્ષેત્ર પ્રમાણના વર્ણનમાં ત્રણ પ્રકારના અંગુલ અને ૨૪ દંડકોમાં અવગાહનાદિનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. તથા કાલ પ્રમાણના વર્ણનમાં સમયાદિથી માંડીને પુદ્ગલ પરાવર્ત્ત સુધીના કાલના ભેદોનું અને ઉદ્ધારાદિ ત્રણ ભેદે સૂક્ષ્મ બાદર પલ્યોપમનું ને સાગરોપમનું સ્વરૂપ વિસ્તારથી જણાવતાં ૨૪ દંડકના જીવોનું આયુષ્ય વગેરે બીનાઓ પણ કહી છે. તેમજ ભાવ પ્રમાણના વર્ણનમાં તેના (૧) ગુણ, (૨) નય, (૩) સંખ્યા ભાવ પ્રમાણ, આ રીતે ત્રણ ભેદોનું સ્વરૂપ જણાવતાં અજીવના વર્ણાદિની બીના, ગુણો, અને જીવના જ્ઞાન દર્શન ચારિત્ર ગુણોની બીના પણ ભેદ પ્રભેદાદિને કહેવાપૂર્વક વિસ્તારથી સમજાવી છે. અહી જ્ઞાનના પ્રત્યક્ષ અનુમાન ઉપમા અને આગમ રૂપ ભેદો, દર્શનના ૪ ભેદો, તથા ચારિત્રના પાંચ ભેદોનું સ્વરૂપ વગેરે હકીકતો સમજાવી છે. અહીં ગુણોની બીના પૂરી કરીને નયની બીના પ્રસ્થકાદિ ત્રણ દૃષ્ટાંતો સાથે સ્પષ્ટ સમજાવી છે. પછી સંખ્યા પ્રમાણના વર્ણનમાં નામ સંખ્યાદિનું સ્વરૂપ જણા-

વતા સંખ્યાતાનું ને અસંખ્યાતાનું તથા અનંતાનું સ્વરૂપ તેના ભેદ પ્રભેદાદિ જણાવવા પૂર્વક વિસ્તારથી સમજાવ્યું છે

આ રીતે શાસ્ત્રીય ઉપક્રમના ત્રીજા ભેદ રૂપ પ્રમાણ દ્વારનું વર્ણન પૂર્ણ કરીને ચોથા ભેદ રૂપ વક્તવ્યતા દ્વારનું સ્વરૂપ શરૂ કર્યું છે તેમાં સ્વસમય વક્તવ્યતા વગેરે ત્રણ ભેદોનું સ્વરૂપ સમજાવીને કયો નય તે ત્રણ ભેદોમાંથી કયા ભેદને માને છે? આ પ્રશ્નનો પણ ખુલાસો વિસ્તારથી સમજાવ્યો છે પછી 'અર્થાધિકાર' નામના પાંચમા ભેદના વર્ણનમાં ૬ આવશ્યકોમાંના દરેક આવશ્યકમાં કહેલી બીના ટૂંકમાં જણાવીને શાસ્ત્રીય ઉપક્રમના છઠ્ઠા ભેદ રૂપ સમવતાર ઉપક્રમના વર્ણનમાં નામ સમવતાર વગેરે ૬ ભેદાદિનું સ્વરૂપ જણાવ્યું છે અહીં અનુયોગના પહેલા ભેદ રૂપ ઉપક્રમનું વર્ણન પૂર્ણ થાય છે

## ॥ નિક્ષેપદ્વારનું સંક્ષિપ્ત વર્ણન ॥

અહીં શરૂઆતમાં નિક્ષેપના (૧) ઓઘનિષ્પન્ન નિક્ષેપ, (૨) નામનિષ્પન્ન નિક્ષેપ, (૩) સૂત્રના આલાવાથી બનેલો નિક્ષેપ આ રીતે મુખ્ય ત્રણ ભેદો કહીને ઓઘનિષ્પન્ન નિક્ષેપના વર્ણનમાં (૧) અધ્યયન, (૨) અક્ષીણ, (૩) આય, (૪) ક્ષપણા આ ચાર શબ્દોના ૪ નિક્ષેપાની બીના વિસ્તારથી વર્ણવી છે પછી નામ નિષ્પન્ન નિક્ષેપાના વર્ણનમાં સામાયિકમાં ૪ નિક્ષેપા ઘટાવીને કહ્યું છે કે જ્યારે સૂત્રને કહેવાનો અવસર આવે, ત્યારે તેના દરેક પદના નિક્ષેપાનું જે વર્ણન કરવું તે સૂત્રાલાપક નિષ્પન્ન નિક્ષેપ કહેવાય આ તમામ બીનાઓ અહીં વિસ્તારથી સમજાવી છે અહીં અનુયોગના બીજા ભેદરૂપ નિક્ષેપનું વર્ણન પૂર્ણ થાય છે

## ॥ અનુગમનું સંક્ષિપ્ત વર્ણન ॥

સૂત્રનો અર્થની સાથે જે અનુગમ કરવો એટલે સંબંધ જોડવો, તે અનુગમ કહેવાય તેના નિક્ષેપ નિર્યુક્તિ અનુગમ વગેરે મુખ્ય ત્રણ ભેદોમાંના પહેલા ભેદના વર્ણનમાં કહ્યું છે કે પહેલા જે સામાયિક વગેરે પદોનું યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે તે દરેક પદના નિક્ષેપાની બીના કહી છે, તે નિક્ષેપનિર્યુક્તિ અનુગમ કહેવાય અને જે સૂત્રનું વ્યાખ્યાન કરવાનું હોય, તેમાં જે ઉદ્દેશ, નિર્દેશ વગેરે ૨૬ દ્વારોના સ્વરૂપને જણાવવું તે ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ કહેવાય આ ૨૬ દ્વારોનું વિસ્તારથી વર્ણન શ્રી આવશ્યકસૂત્રની મોટી ટીકાદિમાં કર્યું છે તેમાંથી લઈને ટીકાકાર મલધારી શ્રી હેમચંદ્ર સૂરિ મહારાજે સામાયિકમાં ૨૬ દ્વારો ઘટાવીને ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમનું સ્વરૂપ બહુજ સ્પષ્ટ સમજાવ્યું છે તથા સૂત્રાનુગમના અવસરે જે સૂત્રના દરેક પદોની વિસ્તારથી વ્યાખ્યા ( વિવરણ, સ્પષ્ટીકરણ ) કરવી તે સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ અનુગમ કહેવાય આ પ્રસંગે સૂત્રના બત્રીશ દોષોનું અને ૮ ગુણોનું વર્ણન કરીને કહ્યું છે કે—

જેમાં બત્રીસ દોષો ન હોય, તે સૂત્ર કહેવાય. અનુયોગના ત્રીજા ભેદરૂપ અનુગમનું વર્ણન પૂર્ણ થાય છે.

---

## ॥ અનુયોગના ચોથા ભેદ ૭ નયનો સંક્ષિપ્ત પરિચય ॥

(૧) નૈગમનય, (૨) સંગ્રહનય. (૩) વ્યવહારનય, (૪) ઋજુસૂત્રનય, (૫) શબ્દનય, (૬) સમભિરૂઢનય, (૬) એવંભૂતનય. આ સાત નયો જાણવા.

**૧ નૈગમનય**–પદાર્થના સામાન્ય ધર્મોને અને વિશેષ ધર્મોને સ્વીકારે છે. **૨ સંગ્રહનય**–પદાર્થના સામાન્ય ધર્મને જ સ્વીકારે છે. જેમ જગત્ સત્ એટલે જગત્ પદાર્થ વિદ્યમાન છે. **૩ વ્યવહારનય** લોક રૂઢ વિશેષ ધર્મવાળા પદાર્થોને સ્વીકારે છે. **૪ ઋજુસૂત્રનય**–વર્તમાન (ચાલુ) કાલમાં જ થયેલી બીનાને માને છે. એટલે ભૂત ભવિષ્ય કાલની હકીકતને માનતો નથી. **૫ શબ્દનય**–કાલ, લિંગ, વચન વગેરેના ભેદથી પદાર્થને જુદો માને છે. જેમ કે દેવઃ, દેવૌ, દેવાઃ **૬ સમભિરૂઢનય**-વ્યુત્પત્તિના ભેદથી પદાર્થને ભિન્ન ભિન્ન માને છે, જેમ કે– **इन्दनादिन्द्र** =ઐશ્વર્યને ભોગવતો હોવાથી **ઇંદ્ર** કહેવાય વગેરે. આ નય ઇંદ્ર વાચક તમામ શબ્દોને અલગ અલગ માને છે. **૭ એવંભૂતનય**–વર્તમાન (ચાલુ) ક્રિયા વિશિષ્ટ પદાર્થને જ સ્વીકારે છે. જેમ કે–જે વખતે ઘટ પાણી લાવવાની ક્રિયામાં મદદગાર હોય, એટલે 'ઘટતે' इति घटः=જે દ્વારા જલાહરણાદિ ક્રિયા થાય, તે ઘટ કહેવાય. પણ ક્રિયા રહિત કાલમાં એટલે જ્યારે ઘટ દ્વારા જલાહરણ (પાણીનું લાવવું, ખેંચવું) વગેરે ન થતું હોય, ત્યારે તે ઘટ ન કહેવાય. એમ બીજા પદાર્થોમાં પણ સમજી લેવું અહીં સમભિરૂઢ નયમાં ક્રિયા કરે અગર ન કરે, પણ શબ્દમાં વ્યુત્પત્તિ અર્થ ઘટવો જોઇએ, આ મુદ્દો છે. ને એવંભૂત નયમાં ચાલુ ક્રિયાની મુખ્યતા છે.

આ નૈગમાદિ ૭ નયોનો અંતર્ભાવ (સમાવેશ) જ્ઞાનનય અને ક્રિયાનયમાં, અથવા દ્રવ્યાસ્તિકનય અને પર્યાયાસ્તિકનયમાં થાય છે.

અવિચ્છન્ન પ્રભાવશાલિ ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્રશાસનની અવિચ્છિન્ન પ્રણાલિકા એ છે કે–'ज्ञानक्रियाभ्यां मोक्षः' એટલે નિર્મલ જ્ઞાન ક્રિયાની અથવા સમ્યગ્દર્શનાદિ ત્રણ પદાર્થોની સમુદિત આરાધના કરવાથી મોક્ષના અવ્યાબાધ સુખો જરૂર મળે છે. આ બાબતમાં મેં પહેલાં ચક્ર અને રથનું તથા ત્રિફલાનું દૃષ્ટાંત વિસ્તારથી સમજાવ્યું. અહીં નયોનું ટૂંક વર્ણન પૂર્ણ થાય છે.

**॥ આ રીતે ઉપક્રમાદિ ૪ ભેદોનું સંક્ષિપ્ત વર્ણન પૂર્ણ થતાં શ્રી અનુયોગદ્વાર સૂત્રનોપણ ટૂંક પરિચય પૂર્ણ થયો ॥**

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો સત્તાવીશમો પ્રકાશ પૂર્ણ થયો ॥

卐 卐 卐

॥ શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો ચોથો વિભાગ પૂર્ણ થયો ॥

卐 卐 卐

॥इति तपोगच्छाधिपति शासनसम्राट् सूरिचक्र चक्रवर्त्ति–जगद्गुरु–परमोपकारि शिरोमणि
मदीयात्मोद्धारक पूज्यपादाचार्य श्रीविजयनेमिसूरीश्वर चरणकिंकर विनेयाणुशास्त्र
विशारद कविदिवाकर–प्राकृत–संस्कृत–गौर्जरी–भाषाबद्ध त्रिचत्वारिंशदुत्तर-
शतग्रंथादि विधायकाचार्य श्रीविजयपद्मसूरीश्वर विरचित स्वोपज्ञ स्पष्टार्थादि
समेत श्री जैन प्रवचन भानु किरणावली नाम प्राकृत ग्रंथस्य मूलसूत्र
चतुष्टय श्री नंदीसूत्रानुयोगद्वारसूत्रद्वयात्मक चूलिका सूत्र द्वय सार
संक्षिप्त परिचयादि वर्णनात्मकश्चतुर्थो विभागः ॥

॥ चतुर्थो विभाग समाप्त ॥

# શ્રી જૈન પ્રવચન કિરણાવલીનો પાંચમો વિભાગ.

## ॥ અટ્ઠાવીશમો પ્રકાશ ॥

### ॥ ૬ છેદ સૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

॥ आर्या ॥

अह वुच्छं संखेवा, छेयाभिहसुत्तछक्कपरिचयणं ॥
पढमं निसीहसुत्तं, महानिसीहं तहा विइयं ॥ २२३ ॥

तइय दसासुयखंधो, विहकप्पो पंचकप्पववहारा ॥
छेया इय सुत्ताइं, दुव्वगरिसो छेयसद्दत्थो ॥ २२४ ॥

अवगरिसियाइ परिणा–मा परिणामी य जाइ दिज्जंति ॥
परिणामीणं ताइं, वुत्ताइं छेयसुत्ताइं ॥ २२५ ॥

वत्थाइ य दिट्ठंता, दूसियचरणाइ सोहिकरणाइं ॥
गणहरकयाइ तिण्णि, सेसकिई भद्दबाहूणं ॥ २२६ ॥

पच्चक्खाणपवाए, तइये वत्थुम्मि सोहिपण्णत्ती ॥
तव्विच्छेए ववहा–राइकिई भद्दबाहूणं ॥ २२७ ॥

सिरि छेयसुत्त मज्झे, जाया सिरिपंचकप्पविच्छेए ॥
तह जीयकप्पगणणा, अण्णमए कप्पववहारा ॥ २२८ ॥

वीसुद्देसा भणिया, पच्छित्ताइं निसीहसुत्तम्मि ॥
सिरिभद्दबाहूरयणा, वुत्तमिणं पंचकप्पम्मि ॥ २२९ ॥

अज्झयण छक्कचूला, महानिसीहे णिसल्लभावाई ॥
उवहाणत्थवसंगा, गच्छायाराइ पच्छित्ता ॥ २३० ॥

रज्जूपमुहा अंते, सुसढचरित्त दसा सुयक्खंधे ॥
अज्झयण दसा दसग, असमाहिट्ठाणसवलाई ॥ २३१ ॥

उद्देसयछक्कमय, निहकप्पे कप्पभेदछक्क च ॥
साहगवाहगवत्ता, पायच्छित्तोवओगाई ॥ २३२ ॥

ववहारे दस भणिया, उद्देसा समणविविहववहारा ॥
अज्झावणपरिआया, विच्छिण्ण पचकप्पमुय ॥ २३३ ॥

दस पच्छित्तुवएसो, जियकप्पे छेयसुत्तसखेवो ॥
पणयालीसागमिय, पुण्ण सखित्तवुत्तत ॥ २३४ ॥

॥ पसत्थी ॥

पहुवीरसोहमाइ-क्कमा विजयहीरसेनदेवगुरू ॥
सीहो पडियसच्चो, कप्पूरखमाजिणुत्तमया ॥ २३५ ॥

गणिपोम्मरूवकित्ती, कत्थूरविणेयसिद्धमणिवुद्धी ॥
सिरिवुद्धिविजयसीसा, जाया गुरुनेमिसूरीसा ॥ २३६ ॥

तवगच्छगयणदिणयर-गुरुवरसिरिनेमिसूरिसीसेण ॥
विण्णत्तेण विणया,-रायनयरजइणसघेण ॥ २३७ ॥

पाइयसक्कयगुज्जर-गयाइ विहायगेण गुणमइणा ॥
पउमेणायरिएण, चउविहसघोरयरट्ठ ॥ २३८ ॥

कायागासनहक्खि-प्पमिए वरिसे य विक्कमे सुहए ॥
गोयम केवलदियहे, जइणउरी रायनयरम्मि ॥ २३९ ॥

जइणप्पवयणकिरणा-वली प्पणीया जहासुय सुयया ॥
ज वितरीय भणिय, तमह खामेमि सुहभावा ॥ २४० ॥

सिरिवीरसासणव, विजयउ एसा पवाइया विहिणा ॥
निसुया साहियजइणा-गमकिरिया होंतु सिद्धिरया ॥ २४१ ॥

जेसिं महप्पसाया, ससाहियसव्वसुत्तजोगेण ॥
सव्वागमविण्णाण, हिट्ठेण मए समुवलद्ध ॥ २४२ ॥

ते मज्ज गुरूविजयो-दयसूरी होंतु लद्धसिद्धिसुहा ॥
साहिज्जगरावन्ने, भवे भवे लद्धजिणधम्मा ॥ २४३ ॥

धण्णोऽहं कयपुण्णो, जयंतु सव्विट्ठदेवसुयदेवी ॥
जिणसासणं तिहुयणे, विजयउ सव्वे हवंतु सुही ॥ २४४ ॥

શબ્દાર્થ :—હવે શ્રી જૈન પ્રવચન કિરણાવલીના અઠ્ઠાવીશમા પ્રકાશમાં ૬ છેદ સૂત્રોના સંક્ષિપ્ત પરિચયને કહીશ. ૬ છેદ સૂત્રો છે, તેનાં નામ આ પ્રમાણે જાણવા-(૧) શ્રી નિશીથસૂત્ર, (૨) શ્રી મહાનિશીથસૂત્ર, (૩) દશાશ્રુતસ્કંધ (૪) શ્રી બૃહત્કલ્પસૂત્ર, (૫) શ્રી પંચકલ્પસૂત્ર, (૬) શ્રી વ્યવહારસૂત્ર. આ ૬ છેદ સૂત્રોમાં જ્યાં સુધી "પંચકલ્પસૂત્ર" હયાત હતું, ત્યા સુધી તે છેદસૂત્રોમા ગણાતું હતું, પણ તેનો વિચ્છેદ થયા પછી તેને સ્થાને શ્રી જીતકલ્પસૂત્રની ગણના કરીને છેદોની ૬ સંખ્યા કહી છે. તથા પંચકલ્પના સ્થાને જીતકલ્પને ગણવાનું બીજું કારણ અન્યત્ર આ રીતે જણાવ્યું છે-કેટલાએક ગીતાર્થોનું એમ માનવું છે કે-પંચકલ્પ એ બૃહત્કલ્પ ભાષ્યનો ભાગ છે. છતાં જેમ આવશ્યક સૂત્રથી અલગ ઓઘનિર્યુક્તિને, ને દશવૈકાલિક સૂત્રથી અલગ પિંડનિર્યુક્તિને ગણી છે, તેમ 'પંચ કલ્પ'ને અલગ ગણ્યું હોય એમ સંભવ છે. આ બાબતમાં શ્રી વિચારસાર પ્રકરણની ઉપરની ગાથાને અને શ્રી જિનપ્રભસૂરિકૃત શ્રી સિદ્ધાંતાગમ સ્તવના ૩૬મા શ્લોકને જોતાં જણાય છે કે-અમુક કાલ (તેની હયાતિ) સુધી આ શ્રી પંચકલ્પસૂત્રની ગણના છેદ સૂત્રોમાં થતી હતી. ને તેમાં પાચ પ્રકારે કલ્પનું વર્ણન કર્યું હતું, તેથી તે યથાર્થ પંચકલ્પ નામે ઓળખાતું હતુ, એટલે જેમાં કલ્પના ૬, ૭, ૧૦, ૨૦, ને ૪૨ ભેદોનું વર્ણન વિસ્તારથી કર્યું હતું, તે 'પંચકલ્પ' કહેવાય. એમ આની વ્યાખ્યા સંભવે છે. આ પંચ-કલ્પનાં વિચ્છેદ થયા બાદ તેના સ્થાને જિતકલ્પસૂત્રને ગણવાનું કારણ એ પણ સંભવે છે કે-અહીં (શ્રી જિતકલ્પમાં) દશ પ્રકારના પ્રાયશ્ચિત્ત વગેરેનું વર્ણન કર્યું છે.

હવે છેદસૂત્રનો શબ્દાર્થ જણાવું છું—જેમ આ ઔદારિક શરીરનો કોઈ ભાગ રોગાદિ કારણથી સડી ગયો હોય, તો બાકીના શરીરને બચાવવાની ખાતર દાકતરી લાઇનની પદ્ધતિથી સડી ગયેલા ભાગને કાપીને દૂર કરાય છે. તેમ નિર્મલ ચારિત્ર રૂપી શરીરના દૂષિત ભાગનો છેદ કરીને બાકીના ચારિત્રરૂપી શરીરને સાચવવાના વિવિધ પ્રકારના (જૂદી જૂદી જાતના) ઉપાયો જે સૂત્રોમાં કહ્યા હોય, તે છેદ સૂત્રો કહેવાય. એના રચનારા શ્રી ગણધરાદિ વિશિષ્ટ જ્ઞાની મહાપુરૂષો હોવાથી 'છેદ સૂત્રોમા' છેદ શબ્દની સાથે સૂત્ર શબ્દની યોજના કરી છે. કયા કયા શાસ્ત્રોને સૂત્ર તરીકે માનવા? આ પ્રશ્નનો જવાબ દેવામાં શ્રી દ્રોણા-ચાર્ય કૃત શ્રી ઓઘનિર્યુક્તિની ટીકા વગેરે ઘણા ગ્રંથોમાં સ્પષ્ટ જણાવ્યું છે કે—

અર્થથી જેના પ્રણેતા (કહેનાર) શ્રી તીર્થંકરો હોય ને સૂત્રથી જેના રચનાર ગણધરો, પ્રત્યેક બુદ્ધો, ચાદપૂર્વીક દશપૂર્વી જણાવ્યા હોય, તે સૂત્ર કહેવાય આ રીતે છેદસૂત્રની કહેલી વ્યાખ્યાનુ રહસ્ય એ છે કે–પ્રમાદાદિ કારણોમાના કોઇ પણ કારણથી નિર્મલ જ્ઞાન દર્શન ચારિત્રમાનો કોઇ પણ ગુણ દેશથી કે સર્વથી દૂષિત થયો હોય, તો તે દોષની શુદ્ધિ કઇ રીતે કરીને ચારિત્રાદિ ગુણોની રક્ષા કરવી ? આવા અનેક પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા વગેરે હકીકતો આ છેદ સૂત્રોમા જણાવી છે આ છેદ સૂત્રની વ્યાખ્યા અન્યત્ર (બીજા ગ્રથોમા) આ રીતે પણ જણાવી છે શ્રી પચ કલ્પસૂત્રના ભાષ્યમા (૧) પરિણામી શિષ્યો, (૨) અપરિણામી શિષ્યો, (૩) અતિપરિણામી શિષ્યો, આ રીતે શિષ્યના ત્રણ ભેદો કહ્યા છે તેમા જેઓ એકાતે ઉત્સર્ગ માર્ગનેજ વ્યાજબી માને, તે શિષ્યો અતિ પરિણામી કહેવાય જેઓ એકાતે અપવાદ માર્ગનેજ વ્યાજબી માને, ને ગીતાર્થાદિ ગુણોના ધારક ગુરૂની આજ્ઞા વિના ને ખાસ અગત્યના કારણ સિવાય પણ અપવાદ માર્ગનેજ સેવ્યા કરે તે શિષ્યો અપરિણામી કહેવાય આ બને પ્રકારના શિષ્યોનો છેદ કરીને એટલે તેઓને છેદ સૂત્રો ભણાવાયજ નહિ, એમ માનીને જે સૂત્રો ફક્ત વ્યવહારાદિ સૂત્રમા કહેલા દીક્ષા પર્યાયાદિથી લાયક ગણાતા પરિણામી શિષ્યોનેજ ભણાવાય, તે છેદ સૂત્રો કહેવાય છે જે શિષ્યો ઉત્સર્ગ સૂત્રાદિના રહસ્યને ગુરૂગમથી યથાર્થ સમજીને દેશકાલાદિને ઓળખીને ઉચિત પ્રવૃત્તિ કરે, તે શિષ્યો પરિણામી કહેવાય છે આ ત્રણે ભેદોનુ યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે કેરી વગેરેના દૃષ્ટાતો પણ સમજાવ્યા છે આ રીતે કહેવાનુ રહસ્ય એ છે કે–જેમ લૂગડાને સાધીને (થીગડુ મારવુ વગેરે પ્રકારે) ટકાવી શકાય છે, ને વાસણને પણ સાધીને કે થીગડુ મારીને ટકાવી શકાય છે તેમ ચારિત્રાદિ મૂલ ગુણાદિમા લાગેલા અતિક્રમાદિ દોષોની શુદ્ધિ કરીને ચારિત્રાદિને ટકાવવાના ઉપાયો તથા બીજી પણ જરૂરી ઘણી બીનાઓ છેદ સૂત્રોમા વર્ણવી છે, આ ૬ છેદ સૂત્રોની રચનાની બાબતમા શ્રીગણધર ભગવતોએ (૧) શ્રીનિશીથસૂત્ર, (૨) મહાનિશીથસૂત્ર, (૩) પચકલ્પસૂત્રની રચના કરી છે અને (૧) બૃહત્કલ્પસૂત્ર, (૨) વ્યવહારસૂત્ર, ને (૩) દશા શ્રુતસ્કધની રચના કરનાર શ્રીભદ્રબાહુ સ્વામી છે, એમ કેટલા એક વિદ્વાનો માને છે અને શ્રીનિશીથ સૂત્રની રચના કરનારા શ્રીભદ્રબાહુસ્વામી છે, એમ પંચકલ્પ ભાષ્યાદિના વચનની સમજાય છે ॥ ૨૨૩–૨૨૪–૨૨૫–૨૨૬ ॥

આ મૂલ ગુણાદિમા થયેલા અપરાધોના પ્રાયશ્ચિત્તાદિનું વર્ણન શ્રીબૃહત્કલ્પસૂત્રાદિની રચના થયા પહેલા શ્રીગણધર ભગવતોએ નવમા પ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વના ત્રીજા વસ્તુ નામના વિભાગના વીશમા પાહુડામા કર્યું હતું તે પછી કાલ વગેરેના દોષથી કેટલોક કાલ વીત્યા બાદ પૂર્વોનો અભ્યાસ થતો અટકી ગયો, તેથી વિચ્છેદ પામતા તે પ્રાયશ્ચિત્તાદિ વિધાનને અવિચ્છિન્ન રાખવાના મુદ્દાથી ચૌદ પૂર્વી શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે શ્રીવ્યવહાર સૂત્ર અને બૃહત્કલ્પ સૂત્રની રચના કરી શ્રીબૃહત્કલ્પ સૂત્રમા કયા પ્રસગે કેવા નિમિત્તોથી કેવા અપરાધો કઇ કઇ બાબતમા સભવે છે ? આ પ્રશ્નનો ખુલાસો, તથા પ્રાયશ્ચિત્ત વગેરે

બીનાઓ કહી છે. અને શ્રીવ્યવહાર સૂત્રમાં તે પ્રાયશ્ચિત્તાદિને કરવાનો, ને કરાવવાનો વિધિ ને પાંચ પ્રકારના વ્યવહાર વગેરે હકીકતો વિસ્તારથી સમજાવી છે. આ રીતે આ બંને સૂત્રોનો નિકટ (બહુજ નજીક) સંબંધ જાણીને શ્રીજિનપ્રભસૂરિ પ્રાકૃત શ્રી સિદ્ધાંત સ્તવમાં ૬ છેદ સૂત્રોને ગણાવતાં બૃહત્કલ્પ અને વ્યવહારને એક સૂત્ર તરીકે જણાવીને, જિતકલ્પ સૂત્રને ઉમેરે છે. ॥ ૨૨૭–૨૨૮ ॥ શ્રીનિશીથ સૂત્રમાં વીસ ઉદ્દેશા છે, ને પ્રાયશ્ચિત્તાદિનું વર્ણન કર્યું છે. શ્રી ભદ્રબાહુસ્વામીએ આ સૂત્રની રચના કરી એમ શ્રીપંચકલ્પ ભાષ્યાદિમાં કહ્યું છે. ॥૨૨૯॥ શ્રીમહાનિશીથ સૂત્રમાં ૮ અધ્યયનો છે. તેમાં છેલ્લા બે અધ્યયનો ચૂલિકાના નામથી ઓળખાય છે. તેમાં અપરાધ રૂપી શલ્યને દૂર કરવા વિગેરેની અને ઉપધાનથી બીના કહી છે. દ્રવ્યસ્તવ ને ભાવસ્તવની બીના તથા કુશીલના સંગથી ને તેને (સંગને) તજવાથી થતા નુકશાન અને લાભ અનુક્રમે જણાવ્યા છે. તેમજ ગચ્છવાસી મુનિઓના આ ચાર અને પ્રાયશ્ચિત્તાદિની બીના, યોગ્ય પ્રસંગે રજ્જા સાધ્વી વગેરેના દૃષ્ટાંતો, તેમજ વિસ્તારથી સુસઢ ચરિત્ર વગેરે બીનાઓ કહી છે. શ્રી દશાશ્રુતસ્કંધમાં દશ વિભાગો છે. તેમાં ૮મા અને ૧૦મા વિભાગ સિવાયના આઠ વિભાગો 'दसा' નામે ઓળખાય છે, અને ૮મો અને ૧૦મો વિભાગ અધ્યયન નામે પણ ઓળખાય છે. અહીં અસમાધિના કારણો, અને શબલ દોષ વગેરેની બીના કહી છે. ॥૨૩૦–૨૩૧॥ શ્રી બૃહત્કલ્પ સૂત્રમાં ૬ ઉદ્દેશા છે. તેમાં કલ્પ (આચાર)ના ૬ ભેદોનું વર્ણન કર્યું છે. અને સાધુ સાધ્વીઓને શું ખપે? ને શું ન ખપે? તે બીના તથા કયા અપરાધનું કયું પ્રાયશ્ચિત્ત આવે? વગેરે હકીકતો પણ સમજાવી છે. ॥૨૩૨॥ શ્રી વ્યવહાર સૂત્રમાં ૧૦ ઉદ્દેશા છે. તેમાં સાધુ સાધ્વીઓના વિવિધ પ્રકારના વ્યવહાર (આચાર)નું વર્ણન કર્યું છે. તથા વ્યવહારના આગમ વ્યવહાર વગેરે પાંચ ભેદોનું સ્વરૂપ, સૂત્રોને ભણાવવાના કારણભૂત દીક્ષા પર્યાયનું પ્રમાણ વગેરે પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યું છે. શ્રીપંચકલ્પ સૂત્રનો વિચ્છેદ થયો, તેથી તેના સ્થાને ગોઠવાયેલા શ્રીજિતકલ્પ સૂત્રમાં ક્રમસર મૂલગુણાદિના પ્રાયશ્ચિત્તોનું અને તેના દશ ભેદોનું સ્વરૂપ, તથા આગમ વ્યવહારાદિ પાંચ વ્યવહારોનું સ્વરૂપ, તેમજ પ્રતિ-સેવનાના ભેદ, સ્વરૂપ, લક્ષણો વગેરે પદાર્થોનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. આ રીતે ૬ છેદ સૂત્રોનું સ્વરૂપ ટૂંકામાં જણાવતાં ૪૫ આગમોનું સંક્ષિપ્ત વર્ણન પણ પૂર્ણ થાય છે. ॥ ૨૩૩–૨૩૪ ॥

હવે ગ્રંથકાર પોતાનો પરિચય કરાવવા પૂર્વક ગ્રંથના રચના કાલની બીના જણાવે છે–(૧) મહાવીર પ્રભુ, (૨) સુધર્માસ્વામી, (૩) જંબૂસ્વામી, (૪) પ્રભવસ્વામી. (૫) શય્યંભવ-સૂરિ, (૬) યશોભદ્રસૂરિ, આ ક્રમે કરીને અનુક્રમે શ્રીવિજયહીરસૂરિ થયા. તે પછી કાલક્રમે અનુક્રમે (૧) વિજયસેનસૂરિ, (૨) વિજયદેવસૂરિ (૩) વિજયસિંહસૂરિ, (૪) પંન્યાસ સત્ય-વિજયગણી, (૫) પં૦ કર્પૂરવિજયગણી, (૬) પં૦ ક્ષમાવિજયગણી, (૭) પં૦ જિનવિજયગણી, (૮) પં૦ ઉત્તમવિજયગણી, (૯) પં૦ પદ્મવિજયગણી (પદ્મદ્રહ), (૧૦) પં૦ ઉત્તમવિજયગણી, (૧૧) પં૦ કીર્તિવિજયગણી, (૧૨) પં૦ કસ્તૂરવિજયગણી, (૧૩) પંન્યાસ શ્રીમણિવિજય

ગણી (દાદા), (૧૪) શ્રીબુદ્ધિવિજયજી (બૂટેરાયજી) મહારાજ, (૧૫) પરમપૂજ્ય શ્રીવૃદ્ધિવિજયજી (વૃદ્ધિચંદ્રજી) મહારાજ (૧૬) તેમના શિષ્ય પરમપૂજ્ય પરમોપકારી શ્રીગુરૂ મહારાજ આચાર્ય શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મહારાજ થયા ॥૨૩૪-૨૩૬॥ તપાગચ્છ રૂપી આકાશમાં સૂર્ય જેવા શ્રેષ્ઠ ગુરૂ આચાર્ય મહારાજ શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય અને ઘણા પ્રાકૃત સંસ્કૃત ગુજરાતી ગ્રંથોના બનાવનાર તથા ગુણગ્રાહી આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિએ રાજનગર (અમદાવાદ)ના શ્રીસંઘે વિનયથી કરેલી વિનંતિને ધ્યાનમાં લઈને રત્નની ખાણ જેવા શ્રી ચતુર્વિધ સંઘના ઉપકારને માટે વિક્રમ સંવત્ ૨૦૦૬માં શ્રીગૌતમસ્વામી ગણધરને કેવલજ્ઞાન થવાના દિવસે (કાર્તિક સુદ એકમે) જૈનપુરી શ્રી અમદાવાદમાં શ્રીજૈન સિદ્ધાંતાદિ અનેક શાસ્ત્રોના આધારે શ્રુતજ્ઞાનને આપનારી સ્વોપજ્ઞ સ્પષ્ટાર્થાદિ સહિત પ્રાકૃત **શ્રીજૈન પ્રવચન (સાનુ) કિરણાવલીની** રચના કરી છે આ ગ્રંથની રચના કરતાં અનુપયોગાદિ કારણોથી જે કંઈ મેં સૂત્ર વિરૂદ્ધ કહ્યું હોય, તે હું શુભ ભાવથી ખમાવું છું ॥૨૩૭-૨૩૮-૨૩૯-૨૪૦॥

હું એમ ચાહું છું કે—શ્રમણ ભગવંત પ્રભુ શ્રી મહાવીર દેવના શાસનના અંત સુધી આ શ્રીજૈન પ્રવચન કિરણાવલી વિજયવંતી રહો, તથા શ્રી ચતુર્વિધ સંઘ વગેરે ભવ્ય જીવો વિધિ પૂર્વક આ શ્રી જૈન પ્રવચન કિરણાવલીને વાંચે અને વંચાવે, તથા સાંભળે અને સંભળાવે તેમજ પરિણામે (છેવટે) નિર્મલ જ્ઞાન ક્રિયાની આરાધના રૂપ મોક્ષમાર્ગને સાધીને સિદ્ધિપદને પામે ॥૨૪૧॥ તથા હું ચાહું છું કે—જે બે પરમોપકારી નિસ્પૃહી મહાપુરૂષોની મોટી મ્હેરબાનીથી ( જે બંનેના પ્રતાપે ) મેં શ્રી ગુરૂમહારાજના હાથેજ ૪૫ આગમોના વિધ્યાદિ વિધિ સહિત યોગોદ્વહનની પવિત્ર ક્રિયા કરીને નિર્યુક્તિ વગેરે સાધનો સહિત તમામ આગમોનું વિજ્ઞાન મેળવ્યું તે પરોપકારી પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શ્રી ગુરૂ મહારાજ સૂરિચક્ર ચક્રવર્ત્તિ, તપોગચ્છાધિપતિ જગદ્ગુરૂ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ અને મારા મોટા ગુરૂ બંધુ (ગુરૂભાઈ) વિદ્યાગુરૂ સિદ્ધાંત વાચસ્પતિ ન્યાય વિશારદ પરમોપકારી આચાર્ય શ્રી વિજયોદય સૂરીશ્વરજી મહારાજ ભવોભવ અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્રશાસનને પામે ને અંતે સિદ્ધપદને પામે એજ પ્રમાણે મારા ગ્રંથરચનાદિ કાર્યોમાં ને મોક્ષમાર્ગની આરાધનામાં જે જે ભવ્ય જીવો મદદગાર થયા છે, થાય છે, ને થશે, તે તમામ ભવ્ય જીવો પરમ પ્રભાવશાલી શ્રી જિનધર્મને આરાધીને સિદ્ધિપદને પામે ॥ ૨૪૨-૨૪૩ ॥ મને પરમ પુણ્યોદયે આ શ્રી જૈન પ્રવચન કિરણાવલી ગ્રંથની રચના કરવા રૂપે શ્રી જૈનાગમની સેવા કરવાનો અપૂર્વ અવસર મળ્યો, તેથી હું મારા આત્માને ધન્ય કૃતાર્થ માનું છું ને ચાહું છું કે જેમના પસાયથી મારૂં આ કાર્ય સંપૂર્ણ થયું, તે શ્રી સંગિમંત્રાદિ સહિત શ્રી સિદ્ધચક્ર, ધરણેન્દ્ર પદ્માવતી પરિપૂજિત શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ વગેરે બધા ઈષ્ટદેવો, તથા જિનવાણી અને શ્રુતજ્ઞાનની અધિષ્ઠાયિકા શ્રી શ્રુતદેવી, વિમલેશ્વરદેવ, તથા ચક્રેશ્વરીદેવી વગેરેનો સમુદાય

જયવંતો વર્તો તેમજ ત્રણ ભુવનમાં શ્રી જિનશાસન વિજય પામો ને તમામ જીવો સુખી થાવ. અંતે હું આ શ્રી જૈન પ્રવચન કિરણાવલીની રચના કરવાથી પ્રાપ્ત કરેલ પુણ્યાનુબંધી પુણ્યના ફલરૂપે એજ ચાહું છું કે તમામ જીવો શ્રી જૈનેન્દ્ર આગમોની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરીને પરિણામે મોક્ષમાર્ગને સાત્ત્વિક ભાવે આરાધીને સિદ્ધિપદને પામે. ॥ ૨૪૪ ॥

---

સ્પષ્ટાર્થ:—છેદ સૂત્રોનું મૂલ સ્થાન દૃષ્ટિવાદ છે. જેમ વ્યવહારમાં રાજા રાજ્યને ટકાવવા માટે જૂદા જૂદા પ્રયોજનાદિને લક્ષ્યમાં રાખીને પહેલાં મુખ્ય મુખ્ય કાયદાઓ ઘડે છે. અને તે દરેક કાયદાને પણ મજબૂત કરવા માટે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીને નાના નિયમો ઘડે છે. અને મંત્રી વિગેરેની મારફત તે કાયદા વગેરેને અનુસારે પ્રજાને વર્તવાની ફરજ જણાવે છે. ને કહેવરાવે છે કે-"જેઓ આ પ્રમાણે વર્તશે, તેઓ રાજા તરફથી શિક્ષાને પામશે નહી, ને શાંતિમય જીવન ગુજારશે. જેઓ બેદરકારી, લોભ વગેરેને વશ થઇને રાજ્યનો ગૂનો કરશે, તેઓ રાજાના ગૂનેગાર હોવાથી શિક્ષાપાત્ર બનશે એટલે તેમને રાજાએ ફરમાવેલી શિક્ષા સહન કરવી પડશે." તેમ અહીં શ્રી જૈનેન્દ્રશાસનમાં શ્રી તીર્થંકર દેવ રાજા જેવા છે, અને તેમનો શ્રી ગણધર વગેરે શિષ્ય પ્રશિષ્યાદિ વર્ગ એ પ્રધાન મંડળ છે. તથા સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાઓના સમુદાય રૂપ ચતુર્વિધ સંઘ એ પ્રજા જેવો છે. તેમજ રાજ્યના મુખ્ય કાયદાના જેવી મૂલ ગુણોની આરાધના છે, અને તે દરેક મૂલ ગુણને ટકાવનારી ઉત્તર ગુણોની જે આરાધના એ રાજ્યની લઘુ નિયમાવલી જેવી છે. મોક્ષ માર્ગના સાત્ત્વિક આરાધક પૂજ્ય શ્રી તીર્થંકરાદિ મહાપુરૂષો ચતુર્વિધ સંઘ વગેરે ભવ્યોને મોક્ષ માર્ગની સાત્ત્વિકી આરાધના કરાવવા રૂપ રાજ્ય ચલાવે છે. જેમ રાજા પ્રજાને પુત્રના જેવી ગણીને સામ દામ વગેરે ઉપયોગથી પ્રજાને સત્ય નીતિ અને દયાના માર્ગે દોરે છે, તેજ પ્રમાણે શ્રી જિનશાસનમાં પણ પરમ કૃપાલુ શ્રી તીર્થંકર દેવો અને ગણધરાદિ મહાપુરૂષો પણ ચતુર્વિધ સંઘને પુત્રાદિ જેવા ગણીને યોગ અને ક્ષેમ કરવા પૂર્વક મોક્ષના માર્ગે દોરે છે. ને અજ્ઞાન પ્રમાદાદિ કારણો-માંના કોઇ પણ કારણથી સંઘમાંના કોઇ પણ ભવ્ય જીવ ભૂલ કરે, તો તેને અંગે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ વગેરેને જાણીને દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાંથી યોગ્ય પ્રાયશ્ચિત્ત આપીને તે ભૂલ કરનાર જીવને શુદ્ધ કરી પાછો મોક્ષના માર્ગે જોડે છે. તેને હિતશિક્ષા આપે છે કે—"હે ભવ્ય જીવ! હવે આવી ભૂલ કરીશ નહી" તે સાંભળી આસન્નસિદ્ધિક ભવ્ય જીવો તે પ્રમાણે નિઃસ્પૃહી પૂજ્ય પુરૂષોની હિતશિક્ષા પ્રમાણે ચાલે છે ને ફરીથી ભૂલ કરતા જ નથી. અતિમુકત કુમારાદિની માફક સન્માર્ગમાં સ્થાપનાર પૂજ્ય ઉપકારી પુરૂષોની દયા વગેરેના વિચાર કરતાં શુભ ભાવથી જરૂર કેવલજ્ઞાન પામે છે. છદ્મસ્થ જીવો નિમિત્તવાસી

હોય છે, તેથી તેને જે ટાઇમે જેવુ નિમિત્ત મળે, તે ટાઇમે તે જીવ તેવી ભાવનાને ધારણ કરે છે માટે સાગ આલબનોની સેવના કરવાથી પ્રાયશ્ચિત્તના કારણોથી બચી શકાય છે અને કયા જીવે કેવા સયોગોમા કેવી ભાવનાથી ભૂલ કરી છે ? વગેરેનો વિચાર કરીને જ પ્રાયશ્ચિત્તના દેનારા પૂજ્ય પુરૂષો ગ્રાહક મુનિ વગેરેને પ્રાયશ્ચિત્ત આપે પ્રાયશ્ચિત્તના લેનારા જીવે કઇ રીતે ગુરૂની પાસે પ્રાયશ્ચિત્ત લેવુ જોઇએ ? વગેરે બીનાને જણાવનાર અને મોક્ષ માર્ગના સાધક આત્માઓને મોક્ષ માર્ગની નિર્દોષ આરાધના કરાવવામા અપૂર્વ મદદગાર આ છેદ સૂત્રો છે તે દરેક સૂત્રના અર્થને જણાવનાર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ ટીકાદિ સાધનોમાથી હાલ જે જે સાધનો મળી શકે છે, તે દરેક સાધનની બીના ટૂકામા આ પ્રમાણે જાણવી—

૧. **શ્રી નિશીથસૂત્ર**—આ સૂત્રનુ મૂલ છપાયુ છે તેની અતે કહેલ ત્રણ શ્લોકો મા જણાવ્યુ છે કે–મહત્તર શ્રી વિશાખગણીએ આ ગ્રન્થને લખ્યુ હતુ આ સૂત્રમા જ્ઞાનાચારાદિ પાચ આચારોમા લાગેલા દોષોના પ્રાયશ્ચિત્તોનુ ક્રમસર વર્ણન કર્યુ છે, તેથી તે 'આચાર પ્રકલ્પ' નામે પણ ઓળખાય છે પણ નિશીથ નામ વધારે સુપ્રસિદ્ધ છે શ્રી જિનપ્રભસૂરિકૃત સિદ્ધાતતત્ત્વની અવચૂરિ વગેરે ગ્રથોમા 'નિશીથ' નામનુ કારણ જણાવ્યુ છે કે–નિશીથ એટલે રાત્રિનો મધ્ય ભાગ અથવા મધ્યરાત્રિ તે ટાઇમે યોગ્ય દીક્ષા પર્યાયવાળા પરિણત શિષ્યોને જે સૂત્ર ભણાવાય તે નિશીથ સૂત્ર કહેવાય આપવાદિક બીના ઉત્સર્ગ માર્ગને ટકાવવા માટેજ કહી છે, પણ ઉત્સર્ગ માર્ગનો લોપ કરવા માટે કે અપવાદ માર્ગનો પ્રચાર વધારવાને માટે અપવાદ માર્ગની પ્રરૂપણા કરીજ નથી આ ખરો મુદ્દો અપરિણામી શિષ્યો કે અતિપરિણામી શિષ્યો સમજી શકતા નથી, તેથી તે બને પ્રકારના શિષ્યો આ નિશીથ સૂત્રની બીના ન સાભળે, તે રીતે ગીતાર્થોને આ સૂત્ર અને એની જેવા બીજા પણ છેદ સૂત્રોને ભણાવવાની શ્રી તીર્થકર દેવોએ આજ્ઞા ફરમાવી છે અનુપયોગાદિ કારણોમાના કોઇ પણ કારણથી મધ્ય રાતે પણ મોટા સ્વરે (ધાટા પાડીને) ભણાવવાની આજ્ઞા ફરમાવી નથી કારણ કે ગૃહસ્થાદિ તે બીના સાભળીને ઘણા હિસાદિના કાર્યો કરવા માડે તેમા નિમિત્ત કારણ મોટા સ્વરે બોલનાર ગીતાર્થ ગણાય છે આ હકીકત સમજાવવા માટે મચ્છીમારનુ દૃષ્ટાત પણ જણાવ્યુ છે તેનો સાર એ છે કે-- "આચાર્ય મહારાજ મોટા સ્વરે શિષ્યોને છેદ સૂત્રો ભણાવતા હતા તે શબ્દો સાભળીને મચ્છીમારે વધારે માછલા પેદા કરવાની રીત જાણીને તે પ્રમાણે કરતા તે ધનવત થઈ આચાર્યની પાસે આવી તેમનો ઉપકાર માનવા પૂર્વક 'પોતે ધનવત કઈ રીતે થયો ?' તે બીના જણાવી તે સાભળીને આચાર્ય મહારાજે તે બાબતમા થયેલી પોતાની ભૂલ સુધારી મચ્છીમારને પાપ કરતો અટકાવ્યો" આથી સાબીત થાય છે કે–છેદ સૂત્રોની વાચના ગાભીર્યાદિ ગુણોને ધારણ કરનાર પરિણામી શિષ્યોને જ રાત્રિના મધ્ય ભાગ વગેરે ટાઇમે જ આપવી જોઇયે તેમા પણ અયોગ્ય જીવો ન સાભળે તેજ રીતે વાચના આપવી જોઇયે

આ નિશીથસૂત્ર એ શ્રી આચારાંગની પાંચમી ચૂલિકા છે, તેથી શ્રી આચારાંગ સૂત્રમાં કહેલી સાધુ સાધ્વીઓના આચારની બીના તરફ લક્ષ્ય રાખીને જ આ નિશીથસૂત્રની સંકલના કરાઇ છે, તેથી પણ તેના આચાર પ્રકલ્પ નામની વિશેષ સાર્થકતા સમજાય છે. (૧) આ નિશીથસૂત્રના મૂલ ગ્રંથનું પ્રમાણ ૮૧૨ (૯૫૦) શ્લોક છે. (૨) શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે આ શ્રીનિશીથસૂત્રની નિર્યુક્તિ રચી હતી. તે આ સૂત્રના ૭૦૦૦ (૬૪૩૯) શ્લોક પ્રમાણ લઘુ ભાષ્યમાં ભળી ગઈ છે. (૩) બૃહદ્‌ભાષ્ય (મોટા ભાષ્ય)નું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક છે. (૪) ચૂર્ણિ—હાલ જે ચૂર્ણિ મલી શકે છે, તેનું નિશીથ વિશેષ ચૂર્ણિ (વિશેષ નિશીથ ચૂર્ણિ) નામ છે. આ નામ ઉપરથી કેટલાએક વિદ્વાનો માને છે કે—આ ચૂર્ણિ સિવાયની બીજી પણ ચૂર્ણિ હોવી જોઇએ. પણ હાલ તે મળી શકતી નથી. આ શ્રીનિશીથ સૂત્રની વિશેષ પદની ચૂર્ણિમાં એટલે ૧૦મા ઉદ્દેશાની ચૂર્ણિમાં ચક્રવર્ત્તીના શીતગૃહની બીના કહી છે. એ શીતગૃહમાં સૂનાર ચક્રવર્ત્તીને શિયાળામાં ઠંડીની, ઉનાળામાં ગરમીની અને ચોમાસામાં વરસાદની લગાર પણ વિપરીત અસર થતી નથી. ‘વિવાહપટલ’ નામનો જ્યોતિષનો ગ્રંથ બારમા ઉદ્દેશાની ચૂર્ણિમાં જણાવ્યો છે. તથા ૧૨૪૪મા પાનામાં ઘોડાના શરીરમાંથી કાંટો કાઢવાની રીત જણાવી છે. તથા આ શ્રી નિશીથસૂત્રના ૧૦મા ઉદ્દેશાની ચૂર્ણિમાં કાલિકાચાર્યની કથામાં ચોથની સંવચ્છરી વગેરેની હકીકતો પણ જણાવી છે. (૫) ટીકા—આ નિશીથ સૂત્રના ફક્ત ૨૦મા ઉદ્દેશાની ટીકા શ્રી પાર્શ્વદેવ ગણીએ અને શ્રી શીલભદ્રસૂરિના શિષ્ય શ્રી ચંદ્રસૂરિએ વિ૦ સં૦ ૧૧૭૪માં બનાવી હતી. તે દરેક ટીકાનું પ્રમાણ ૧૧૦૦–૧૧૦૦ શ્લોક કહ્યા છે તેમાં શ્રી પાર્શ્વદેવ ગણી કૃત ટીકા હાલ મળી શકતી નથી. તથા શ્રી રત્નપ્રભના શિષ્યે, આ શ્રી નિશીથ સૂત્રના ભાષ્ય વિવેક નામના વિવરણની રચના કરી હતી. એમ જૈન ગ્રંથાવલી વગેરેમાં તથા બૃહટ્ટિપ્પનિકાદિમાં પણ કહ્યું છે. આ નિશીથસૂત્રના મૂલ ગ્રંથ, ચૂર્ણિ ને ભાષ્યનું (ત્રણેનુ) પ્રમાણ ૨૮૦૦૦ શ્લોક જણાવ્યા છે. તેમજ આ સૂત્રના ગુજરાતી ટિપ્પણ હુંડી વગેરે પણ રચાયા છે. પણ તે હાલ મળી શકતા નથી

આ શ્રી નિશીથ સૂત્રના ૨૦ વિભાગો છે. દરેક વિભાગને ઉદ્દેશા નામથી ઓળખાવ્યો છે. તે દરેક ઉદ્દેશામાં કેટલા કેટલા બોલ (વચનો, વાક્યો) છે? તે નીચે જણાવેલા યંત્રથી જાણવું.

| ઉદ્દેશાનો નંબર | બોલની સંખ્યા | ઉદ્દેશાનો નંબર | બોલની સંખ્યા | ઉદ્દેશાનો નંબર | બોલની સંખ્યા | જરૂરી બીના |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫૮ | ૯ | ૨૮ | ૧૭ | ૧૫૧ | દરેક ઉદ્દેશાના જૂદા |
| ૨ | ૫૯ | ૧૦ | ૪૭ | ૧૮ | ૬૪ | જૂદા બોલમાં પ્રાયશ્ચિત્તને |
| ૩ | ૭૯ | ૧૧ | ૯૨ | ૧૯ | ૩૬ | લાગવાના કારણો સમજા |
| ૪ | ૧૧૧ | ૧૨ | ૪૨ | ૨૦ | ૫૩ | વીને પરમકૃપાલુ સૂત્રકાર |
| ૫ | ૭૭ | ૧૩ | ૭૪ | | | મહર્ષિએ તે કારણોને તજ |
| ૬ | ૭૭ | ૧૪ | ૪૫ | | | વાની હિતશિક્ષા આપી છે |
| ૭ | ૯૧ | ૧૫ | ૧૫૪ | | | |
| ૮ | ૧૭ | ૧૬ | ૫૦ | | | |

ટીકામા એમ કહી શકાય કે પ્રાયશ્ચિત્તના અનેક ભેદો છે તેમાના ૪ ભેદોનુ વર્ણન શરૂઆત । ૧૯ ઉદ્દેશામા કરી છેલ્લા ઉદ્દેશામા પ્રાયશ્ચિત્તના ભેદોની બીના વિસ્તારથી સમજાવતા કયુ પ્રાયશ્ચિત્ત કઇ વિધિએ કરાય? વગેરે પ્રશ્નોના ખુલાસા સ્પષ્ટ સમજાવ્યા છે અહી કહેલી બીનાઓમાની કેટલીક બીના હીનાધિક રૂપે વ્યવહારાદિમા પણ વર્ણવી છે આ શ્રી નિશીથસૂત્રના જાણકાર મુનિઓને મધ્યમ ગીતાર્થ તરીકે જણાવ્યા છે તેમજ મધ્યમ જ્ઞાન સ્થવિર તરીકે પણ તેમને જ કહ્યા છે

આ પ્રસંગે સ્થવિરના ને ગીતાર્થના બાકીના ભેદોનુ સ્વરૂપ ટીકામા આ પ્રમાણે જાણવુ –(૧) પર્યાયસ્થવિર, (૨) જ્ઞાનસ્થવિર, (૩) વય સ્થવિર આ રીતે સ્થવિરના ત્રણ ભેદો જાણવા તેમા જે મુનિનો દીક્ષાપર્યાય ૨૦ વર્ષનો થયો છે તે પર્યાય સ્થવિર કહેવાય જ્ઞાન સ્થવિરના જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ સ્થવિર રૂપ ત્રણ ભેદોમા જે મુનિઓ શ્રીસ્થાનાગ સૂત્રના ને શ્રીસમવાયાગ સૂત્રના જાણકાર છે તે મુનિઓ જઘન્ય જ્ઞાન સ્થવિર કહેવાય- શ્રીનિશીથસૂત્રાદિના જાણકાર મુનિઓ મધ્યમ જ્ઞાન સ્થવિર કહેવાય તથા જે કાલે જેટલા સૂત્રો વિદ્યમાન (હયાત) હોય, તે તમામ સૂત્રોના જાણકાર મુનિઓ ઉત્કૃષ્ટ જ્ઞાન સ્થવિર કહેવાય તેમજ જેમની ૬૦ કે ૭૦ વર્ષની ઉમર થઈ છે, તે મુનિઓ વય સ્થવિર એટલે ઉમરની અપેક્ષાએ વૃદ્ધ કહેવાય છે અને ઉત્કૃષ્ટ ગીતાર્થ પણ તેઓ જ કહેવાય છે આ શ્રીનિશીથસૂત્રના ભાષ્યાદિ સાધનો હાલ વધારે પ્રમાણમા મળી શકતા હોવાથી ને ચૂર્ણિનુ પ્રમાણ વિશાલ હોવાથી ૬ છેદ સૂત્રોમા આનુ કદ મોટુ ગણાય છે તથા અહી મૂલ ગુણોના ને ઉત્તર ગુણોના પ્રાયશ્ચિત્તાદિનું ક્રમસર વર્ણન કર્યુ છે તેમજ જેમ કોરટમા વાદીની અને પ્રતિવાદીઓની દલીલો સાભળવાના ટાઈમે અને તેણે તેની દલીલોનો બહુજ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીને છેલ્લામા છેલ્લો ચૂકાદો આપવાના ટાઈમે ન્યાયાધીશને માથે જે જે જવાબદારીઓ હોય તે તમામ જવાબદારીઓનુ રહસ્ય સમજીને ન્યાયાધીશ છેલ્લો ચૂકાદો આપે છે તેજ પ્રમાણે અહી પ્રાયશ્ચિતના દેનારા ગીતાર્થોને ઉદ્દેશીને સંપૂર્ણ વર્ણન કર્યુ છે ૧ પ્રાયશ્ચિત્તના લેનારા સાધુ સાધ્વીઓ અભિમાન, લજ્જા (શરમ), લોકમા ફજેતી થવાનો ભય વગેરે કારણોમાના કોઇ પણ કારણથી કરેલા અપરાધો છુપાવતા હોય, તો તેમને પ્રાયશ્ચિત્ત લઇને આત્મશુદ્ધિ કરવાથી થતા લાભ વગેરે પ્રસંગોચિત બીનાઓ શાંતિથી અને પ્રેમથી સમજાવીને તેમને (મુનિઓને) પ્રાયશ્ચિત્ત લેવાની ભાવના કઇ રીતે કરાવવી ? (૨) આ મુનિએ આ ગૂનો સ્વચ્છંદતાથી કર્યો છે કે પરાધીનપણે કર્યો છે ? (૩) પહેલા જે અપરાધની પ્રાયશ્ચિત્ત લઇને શુદ્ધિ કરી હતી, તેજ અપરાધ આ મુનિએ ફેરી સેવ્યો છે કે બીજો અપરાધ સેવ્યો છે? વગેરે બાબતોના દીર્ઘદૃષ્ટિથી વિચારો કર્યા બાદજ ગીતાર્થો ગૂનેગાર મુનિઓને પ્રાયશ્ચિત્ત આપી શકે યાદ રાખવુ જોઇએ કે—પ્રાયશ્ચિત્તના લેનારા મુનિઓ કરતા તેના દેનારા ગીતાર્થોને માથે બહુજ જવાબદારીઓ હોય છે જેમ ન્યાય (ચૂકાદો) આપવો, એ સ્હેલ વાત નથી, તેમ અપરાધીને યોગ્ય પ્રાયશ્ચિત્ત દેવુ, એ પણ સ્હેલ વાત નથી માટેજ કહ્યુ

છે કે હીનાધિક પ્રાયશ્ચિત્તના દેનારા ગીતાર્થો પણ શ્રી જિન શાસનના ગૂનેગાર બને છે. અહીં તેમજ બીજા પણ છેદ સૂત્રોમાં ઓછા વધતા પ્રમાણમાં આ તમામ હકીકતો સ્પષ્ટ સમજાવી છે.

આ શ્રીનિશીથ સૂત્રમાં કહ્યું છે કે—જે મહાવ્રતાદિની આરાધનામાં અતિક્રમાદિ દોષોને લગાડવા રૂપ પ્રતિસેવના કરવી, તે (કાર્ય) કંઈ દુષ્કર નથી, પણ પોતાના આત્માને ભવ સમુદ્રથી તારવાની નિર્મલ ભાવના રાખીને સરલ સ્વભાવે જે અપરાધ જે રીતે થયો હોય, તે રીતે જ ગંભીરતાદિ સદ્‌ગુણ નિધાન પરમ ગીતાર્થ મહાપુરૂષોની પાસે જણાવે કે-" આ કારણથી આ રીતે મેં મહાવ્રતાદિમાં અતિક્રમાદિ દોષો લગાડયા છે, તો આપ કૃપા કરીને તેની શુદ્ધિનો ઉપાય બતાવો" આ રીતે પોતાની કરેલી ભૂલને સુધારવાની ભાવના દૃઢધર્મી આસન્નસિદ્ધિક ભવ્ય જીવોના જ મનમાં પ્રકટે છે. માટે જ કહ્યું છે કે–નિર્મલ ભાવે ગીતાર્થ ગુરૂની પાસે જે આલોચના કરવી (ભૂલને જણાવવી), તે (કાર્ય) બહુ દુષ્કર છે. આ બીનાને જણાવનાર પાઠ આ પ્રમાણે કહ્યો છે—" तं न दुक्करं जं पडिसेविज्जइ, तं दुक्करं जं सम्मं आलोइज्जइ" ॥ સંસારી જીવોને પાપકર્મ કરવાની કુટેવ તો અનાદિ કાલથી પડેલી છે, તેથી ખરાબ નિમિત્તના સંસર્ગથી તેમને પાપ કર્મને કરતાં વાર લાગતી નથી. માટે જ કહ્યું કે–" પાપ કર્મને કરવું, એ કાર્ય કંઈ દુષ્કર નથી. પરંતુ તેમને સમ્યગ્ રીતે પ્રગટ કરવાં તે દુષ્કર છે." જેના અસંખ્યાતા પ્રદેશોમાં શ્રીજૈનેન્દ્ર શાસનનો ચોલમજીઠના જેવો દૃઢ રાગ (રંગ) રહ્યો હોય, તેજ આત્મા ભૂલને ભૂલ તરીકે કબૂલ કરે છે. કારણ કે બીજા જીવો તો પાપ કર્મોના તીવ્ર ઉદયથી ઘેરાયલા હોવાથી પાપને પાપ તરીકે માનતા જ નથી. તો પછી તેની આલોચના કરવાની વાત જ ક્યાં રહી?

પ્રાયશ્ચિત્તના લેનારા જીવોની જેટલે અંશે ભાવની નિર્મલતા હોય, અને ભૂલને માટે મનમાં દીલગીરી હોય, તથા જલ્દી દોષની શુદ્ધિ કરવાની તીવ્ર ઉત્કંઠા હોય, તેટલે અંશે તેઓ નાનાં પ્રાયશ્ચિત્તાદિથી પણ આત્મશુદ્ધિ કરી શકે છે. પણ જો કપટથી ગુરૂની પાસે એમ કહે કે–કોઇએ આવો અપરાધ કર્યો હોય, તો તેનું પ્રાયશ્ચિત્ત શું આવે? આ રીતે બીજાનું નામ લઈને પ્રાયશ્ચિત્ત પૂછીને પોતે તે પ્રાયશ્ચિત્ત કરે, તો તેથી કંઈ ભૂલની શુદ્ધિ થાયજ નહિ. પણ આવા કાર્યને કરનારો જીવ શ્રી જિન-શાસનનો બેવડો ગુનેગાર થતો હોવાથી ગીતાર્થો તેને બમણું પ્રાયશ્ચિત્ત દઇને હિતશિક્ષા આપે છે કે–આ રીતે કપટ ભાવે આલોચનાદિ કરનારા જીવો ઘણો કાલ સંસારમાં દુ:ખી થાય છે. માટે હવે પછી આ રીતે આવું કાર્ય કરવું નહી. ગીતાર્થને સામાના (પ્રાયશ્ચિત્તને લેનારના) ભાવ વગેરેની પરીક્ષા કરવાની જોખમદારી હોય છે.

સર્વજ્ઞ પ્રભુશ્રી તીર્થંકર દેવે બાર પર્ષદામાં કહેલી પ્રાયશ્ચિત્તાદિની બીના સાંભળીને

એક ભવ્ય જીવે બહુજ સરલતાથી બાલકની માફક ભરસભામા (બારે પર્ષદાના જીવો સાભળે તે રીતે) મોહાદિને વશ થઇને પોતે કરેલા ઘણા અપરાધો જણાવીને કહ્યુ કે-"હે પ્રભુ! હુ ઘણો પાપી જીવ છુ મોહ અજ્ઞાન વગેરેના પ જામા સપડાયેલા મારા આત્માએ ઘણીવાર શીલ ખડન વગેરે ભયકર પાપો કર્યા છે આપની દેશના સાભળીને મને બહુજ પશ્ચાત્તાપ થાય છે કે-'મારૂ શુ થશે?' આપ કૃપા કરીને પ્રાયશ્ચિત્તાદિ દઇને મારો ઉદ્ધાર કરો હુ આપ જેમ કહો તેમ કરવા તૈયાર છુ" પ્રભુશ્રી તીર્થંકર દેવે કેવલજ્ઞાનથી જાણ્યુ કે "આ અપરાધી જીવ હૃદયના ખરા બળાપાથી સરલ સ્વભાવે ભરસભામા પોતાના અપરાધો જણાવે છે આ રીતે કહેનારા દૃઢધર્મી જીવો બહુજ વિરલા હોય છે પ્રભુએ તેથી તે અપરાધી જીવને કહ્યુ કે—"તે ભરસભામા હૃદયના ખરા બળાપાથી સરલ સ્વભાવે મારી પાસે જે અપરાધો કહ્યા, તે કહેવા માત્રથી અપરાધોની શુદ્ધિ થઇ છે બીજુ કઇ પ્રાયશ્ચિત્તાદિ કરવાની જરૂરિયાત છે જ નહી" આ હકીકતનો સાર એ છે કે—જેમ બાલક બાપની આગળ સરલ સ્વભાવે પવિત્ર હૃદયથી જે કહેવાનુ હોય તે કહે છે, તેજ પ્રમાણે ગીતાર્થ ગુરૂ મહારાજ વગેરેની આગળ અપરાધોને કહેવા રૂપ આલોચના વગેરે કરવાથી ગીતાર્થો તેના ગુણની અનુમોદના કરીને થોડુ પ્રાયશ્ચિત્ત આપે છે ને તેથી તે જીવ તે પ્રમાણે વર્તીને જરૂર ચોખ્ખો બને છે આ તમામ બીનાનુ મૂલ સ્થાન નવમુ પૂર્વ છે આ રીતે શ્રી નિશીથ સૂત્રનો પરિચય બહુજ ટૂકામા જણાવ્યો

૨ **શ્રી મહાનિશીથસૂત્ર**—નિશીથ સૂત્રના મૂલ ગ્રથનુ પ્રમાણ ૮૧૨ શ્લોકો કહ્યા છે, ને બીજા ગ્રથોમા ૯૫૦ શ્લોકો જણાવ્યા છે તેની અપેક્ષાએ આ મહાનિશીથ સૂત્રના મૂલ ગ્રથનુ પ્રમાણ લઘુ વાચનાને અનુસારે ૩૫૦૦ શ્લોકો કહ્યા છે ને મધ્યમ વાસનાને અનુસારે ૪૨૦૦ શ્લોકો કહ્યા છે તથા મોટી વાચનાનુસારે ૪૫૪૪ શ્લોકો જણાવ્યા છે આ રીતે મૂલ સૂત્રના પ્રમાણની અપેક્ષાએ નિશીથ કરતા મહાનિશીથ સૂત્ર મોટુ હોવાથી આની એમ વ્યાખ્યા થઇ શકે કે—નિશીથ કરતા મોટુ જે સૂત્ર હોય, તે મહાનિશીથ કહેવાય છે જે ટાઈમે નિશીથ સૂત્ર ભણાવાય છે, તેજ ટાઈમે આ સૂત્ર ભણાવાય છે, તેથી નિશીથ કરતા મોટા બીજા ( મહાનિશીથ સિવાયના ) સૂત્રો લઈ શકાય નહી પણ ભણાવવાના કાલની સરખામણી વગેરે તરફ લક્ષ્ય રાખીને કહ્યુ છે કે નિશીથ સૂત્રથી જે મોટુ સૂત્ર તે 'મહાનિશીથસૂત્ર' કહેવાય

આ શ્રીમહાનિશીથ સૂત્રમા ૮ અધ્યયનો છે, તેમાના છેલ્લા બે અધ્યયનો આ સૂત્રની ચૂલિકા તરીકે ઓળખાય છે અહી ૧ શલ્યોદ્ધરણ નામના પહેલા અધ્યયનમા મોહ અજ્ઞાનાદિ કારણોમાના કોઇ પણ કારણથી કરેલા પાપ રૂપ શલ્યને દૂર કરવાની બીના જણાવી છે કાટો, ખીલી, ખીલો વગેરે દ્રવ્ય શલ્ય કહેવાય છે જેમ તેમાનુ કોઇ પણ શલ્ય શરીરમા વાગે, તો આકરી વેદના આ ભવમા જ ભોગવવી પડે છે, પણ પાપ રૂપ ભાવ શલ્ય ઘણા ભવોમા વિવિધ પ્રકારના દુ ખોને ભોગવવામા કારણ થાય છે માટે તેને

આલોચના નિંદા ગર્હાદિ વિધિથી જલદી દૂર કરવું જોઇએ. આ પ્રસંગે આલોચનાદિ કરવાનો વિધિ, પ્રાણાતિપાત વગેરે ૧૮ પાપ સ્થાનકોના નામ વગેરે બીનાઓ પણ જણાવી છે. તથા આલોચના કરવાના આલાવા વગેરે હકીકતો પણ સમજાવી છે. આના ૭ પાના છે. શલ્યને દૂર કરવાની બીના જેમાં કહી છે, તે શલ્યોદ્ધરણ અધ્યયન કહેવાય.

૨ કર્મવિપાક (કર્મવિપાક વ્યાકરણ) નામના અધ્યયનના પાનાં ૧૧ છે. તેમાં કર્મોના જૂદા જૂદા પ્રકારના વિપાકોની બીના કહી છે. તેથી આ અધ્યયન 'કર્મવિપાક' નામથી ઓળખાય છે. અને કર્મવિપાકનું વ્યાકરણ એટલે સ્પષ્ટીકરણ કરેલ હોવાથી 'કર્મવિપાક વ્યાકરણ' નામથી પણ ઓળખાય છે. ચોરાશી લાખ જીવ યોનિમાં ભમતાં ભમતાં આ જીવે અજ્ઞાનાદિથી જે કંઈ પાપ કર્યાં હોય, તેને આલોચવાની બીના અને પ્રસંગાનુપ્રસંગે બીજી પણ હકીકતો જણાવી છે. અને શ્રાવકે સામાયિક અને પૌષધાદિ વ્રતો બેઘડી, ૪ પહોર કે ૮ પહોર વગેરે કાલ પ્રમાણથી લીધા છે, તેથી તે ટાઇમ પૂરો થયા બાદ તે પારે, ને ઘેર જાય, તેમાં અનુચિતપણું છેજ નહિ. તેથી તે આરાધક છે. પણ મુનિએ જાવજ્જીવ સુધીની મર્યાદા બાંધીને મહાવ્રતાદિ સ્વીકાર્યા છે, તે શ્રાવકની માફક કરે, તો વિરાધક ગણાય. આ રીતે પ્રભુશ્રી મહાવીરદેવે ગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નનો જવાબ દેતાં ફરમાવ્યું છે. કર્મવિપાકની બીજી પણ ઘણી હકીકતો કહેલી હોવાથી પહેલા અધ્યયનના પ્રમાણ કરતાં આ અધ્યયન મોટું છે.

૩—ત્રીજા **કુશીલ** નામના અધ્યયનમાં કુશીલીયા (ખરાબ આચાર વિચારવાલા) સાધુઓની બીના કહી છે. તેથી તે 'કુશીલ' નામથી ઓળખાય છે. અને અહીં કુશીલીયાની સોબત નહિ કરવાનો ઉપદેશ આપ્યો છે, તેથી આ અધ્યયન "કુશીલ સંસર્ગ (સંસર્ગિ) વર્જન" નામથી પણ ઓળખાય છે. અહીં અનુક્રમે કુશીલીયા સાધુઓની બીના અને દ્રવ્ય સ્તવનું તથા ભાવ સ્તવનું વર્ણન, તેમજ પંચમંગલ મહાશ્રુતસ્કંધની (ચૌદ પૂર્વોના સાર રૂપ નવકાર મહામંત્રની) હકીકત, અને ઉપધાનની તથા અનુકંપા (દયાધર્મ)ની બીના, તેમજ દ્રવ્ય પૂજાનો, ને ભાવ પૂજાનો તફાવત વગેરે બીનાઓને સ્પષ્ટ સમજાવીને કહ્યું છે કે–રાગિણી રૂકિમણીને વિરાગિણી બનાવીને સંયમના પંથે દોરનાર શ્રીવજ્રસ્વામી મહારાજે આ પૂર્વમાંથી શ્રીપંચમંગલ મહાશ્રુતસ્કંધનો (નવકાર મહામંત્રનો) ઉદ્ધાર કરીને અહીં (મહાનિશીથમાં) ગોઠવ્યો હતો. (સ્થાપન કર્યો હતો) સુશીલ સાધુઓના સંગથી ને કુશીલીયાનો સંગ તજવાથી નાગિલ શ્રાવક આરાધક થઇને અનશનાદિ વિધિ જાળવીને શ્રાવકપણામાં કેવલી થઈ અંતે મોક્ષના અવ્યાબાધ સુખ પામ્યા, ને તે નાગિલ શ્રાવકનો સુમતિ નામનો ભાઇ કુશીલીયા સાધુના સંગથી એટલે તેમની પાસે દીક્ષા લઇને સંયમની વિરાધના કરી અસુરકુમાર નિકાયમાં પરમાધામી દેવપણું ભોગવીને અંડગોલિયાપણું પામ્યો. અહીં અંડગોલિયાના વર્ણનમાં શ્રીપ્રશ્ન વ્યાકરણ નામના દશમા અધ્યયનની ભલામણ કરી છે. તે સુમતિ અંડગોલિયાના

ભવમા ૧૨ મહિના સુધ વજાની ઘટીમા પીલાયો આવી આવી તીવ્ર વેદના ૨૭ વાર તને ભોગવવી પડી અનુક્રમે અનત સસારમા રઝળતા ઘણા દુ:ખો ભોગવીને કુશીલના સગથી કરેલી સયમની વિરાધનાથી પહેલા બાધેલા પાપકર્મોનો ક્ષય કરીને મુક્તિપદને પામશે આ હકીકતને ધ્યાનમા રાખીને સાધુ સાધ્વીઓએ કુશીલનો સગ કરવો નહિ, ને સુશીલ મુનિવરાદિના સગે રહીને પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગની આરાધના કરવી જોઈએ આ નાગિલ અને સુમતિની જ વધારે બીના ચોથા અધ્યયનમા જણાવી છે આ ત્રીજા અધ્યયનમા નમસ્કાર મહામત્રના નવપદોની બીના જણાવતા ઉપધાનમા દરેક ઉપધાનના દિવસોનુ પ્રમાણ કહીને તપ ક્રિયા અને પાચ પરમેષ્ઠિનુ તથા તીર્થંકર વગેરેનુ વર્ણન કર્યું છે તેમા યોગ્ય પ્રસગે કહ્યુ છે કે-દેવેન્દ્રોએ અને નરેન્દ્રોએ જે રીતે પ્રભુ શ્રી તીર્થંકરના દ્રવ્યસ્તવ ને ભાવસ્તવ કર્યા હતા, તે પ્રમાણે શ્રાવકોએ પ્રભુની બે ભેદે પૂજા કરવી જોઈએ પ્રભુની જલાદિકથી જે પૂજા કરવી તે દ્રવ્ય પૂજા કહેવાય, ને જે તેમની ગુણ સ્તુતિ કરવી અને મુનિપણુ એ ભાવપૂજા (ભાવસ્તવ) કહેવાય સમ્યગ્દૃષ્ટિ શ્રાવકો અને દેશ વિરતિવત શ્રાવકો દ્રવ્ય ને ભાવથી બે ભેદે પૂજા કરવાના અધિકારી છે છઠ્ઠા સાતમા ગુણસ્થાને વર્તતા મુનિવરો ભાવ પૂજાના અધિકારી છે પૂજ્ય શ્રી તીર્થંકર દેવો દ્રવ્યસ્તવથી ચઢીયાતા મુનિપણાની સાત્વિકી આરાધના કરવા રૂપ, અનારભાદિ ગુણોવાળા ભાવસ્તવને (ભાવ પૂજાને) પોતે અમલમા મૂકીને એટલે આરાધીને ફરમાવે છે કે-ભાવસ્તવ આરાધવાને અસમર્થ આત્માઓએ ત્રણે કાલ આઠ પ્રકારે જિન પૂજન રૂપ દ્રવ્યસ્તવ કરવુ જોઈએ જ્યા ભાવસ્તવ હોય ત્યા દ્રવ્યસ્તવની ભજના જાણવી, પણ જ્યા દ્રવ્યસ્તવ હોય, ત્યા ભાવસ્તવ નિશ્ચયે હોય જ અહી ભાવસ્તવની દ્રવ્યસ્તવથી વિશિષ્ટતા જણાવવા માટે કહ્યુ છે કે-એક માણસ મેરૂ પર્વતના જેવુ ઉચુ જિન મદિર કરાવે, પ્રતિમા ભરાવે, તેને જે લાભ થાય, તે મુનિપણાની નિર્મલ આરાધના કરવાથી થતા લાભના અનતમા ભાગ જેટલો પણ કહી શકાય નહી આજ મુદ્દાથી જાવજીવ સુધી અનારભાદિ-ગુણોના ધારક મુનિવરો ભાવ સ્તવને જ આરાધે છે ગૃહસ્થો તેવા ગુણોના ધારક નથી, તેથી તેઓ સસારસમુદ્રને ચુલુ જેવો કરનાર દ્રવ્યસ્તવ જરૂર કરે એમ કહ્યુ છે તથા યોગ્ય પ્રસગે એ પણ કહ્યુ છે કે-સાધુ સાધ્વીઓ આરભાદિના કાર્યો કરે તો ભવભ્રમણ વધારે છે, ને આ શ્રી મહાનિશીથ સૂત્રના અર્થ યોગ્ય શિષ્યોને જ ભણાવવો જોઈએ, તથા અહી યોગ ક્રિયાના પ્રસગે તપની બીના, અને ૧૬ ભેદે તથા ૧૯ ભેદે કુશીલિયાની બીના તેમજ જ્ઞાન કુશીલિયાના ૮ ભેદો કહીને નવકારના ઉપધાનનુ વર્ણન કરતા દયા ધર્મની પ્રસશા કરી છે પછી અનુક્રમે નવ અગના ઉપધાનનો વિધિ કહીને જણાવ્યુ છે કે-ચારિત્ર લઈને તજી દેનાર વેષધારી મુનિ જો એમ કહે કે-"અમે અષ્ટપ્રકારી પૂજા કરીને તીર્થની પ્રભાવના કરીએ છીએ" તો તે ઉભય ભ્રષ્ટ મુનિ અનતો કાલ સસારમા ભટકે અને જેઓ ભાવસ્તવથી દ્રવ્યસ્તવને ચઢીયાતો જણાવીને આરભાદિના કાર્યો કરે, કરાવે તેઓ ભવાતરમા દુર્લભ બોધી થાય છે આ રીતે વિસ્તારથી દ્રવ્યસ્તવથી ભાવસ્તવનુ ચઢીયાતાપણુ સાબીત કરતા ફરમાવ્યુ છે કે-આ ભાવપૂજાથી

દશાર્ણભદ્ર રાજા, ચક્રધર, ભાનુદત્ત વગેરે અનંતા જીવો સિદ્ધિ પદને પામ્યા છે, હાલ મહાવિદેહમાં ઘણા જીવો પામે છે, ને ભવિષ્યમા પણ ઘણા જીવો પામશે આ પ્રસંગે ભિલ્લ અને રાજાનું દૃષ્ટાંત જણાવીને સિદ્ધ પરમાત્માના અપૂર્વ સુખોનું વર્ણન કરતં કહ્યું છે કે–શ્રી સિદ્ધપ્રભુના સુખની આગલ સંસારી જીવોનું સુખ અનંતમા ભાગ જેટલું પણ કહી શકાય નહી. અંતે મહાનિશીથ સૂત્રના લખનારા મહાપુરૂષનુ નામ વગેરે બીના પણ કહી છે આ રીતે ત્રીજા ચોથા અધ્યયનોમાં કુશીલિયાના સગને તજવાની બીના દૃષ્ટાંત સાથે કહેવા પૂર્વક ઉપધાનાદિનું વર્ણન કર્યું છે, એમ ટૂંકામાં કહી શકાય.

## ॥ શ્રી મહાનિશીથના ત્રીજા ચોથા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

## ॥ ૫. પાંચમા નવનીતસાર (ગચ્છાચાર) નામના અધ્યયનનો ટૂંક પરિચય ॥

અહીં ગચ્છવાસી મુનિવરોના આચાર અને ગચ્છનું વર્ણન કરેલ હોવાથી આનું નામ ગચ્છાચાર જણાવ્યું છે. જેમ માખણ એ દહીંનો સાર છે, તેમ આ સૂત્રનો અહીં સાર કહ્યો છે, તેથી આ અધ્યયન 'નવનીતસાર' નામે પણ વધારે પ્રસિદ્ધ છે. આ સૂત્રનો ઘણો ભાગ વિચ્છેદ પામ્યો, તેથી અહીં ગચ્છાદિનું વર્ણન બહુજ ઓછું જણાય છે. દશ પયન્નામાંના ગચ્છાચાર નામના પયન્નાની રચના કરનાર પરમ ગીતાર્થ મહાપુરૂષે તેની અંતે જણાવ્યું છે કે મેં આ ગચ્છાચાર પ્રકીર્ણકની રચના શ્રીમહાનિશીથ સૂત્રાદિમાંથી સાર સાર બીનાઓ લઇને ટૂંકામાં કરી છે. હાલ મારી પાસે જે પ્રત છે, તેના ૧૬ પાના આ પાંચમા અધ્યયને રોકયા છે તેમાં અનુક્રમે (૧) ગચ્છવાસી મુનિઓના આચારો, (૨) પાંચમા આરાના અંતે વર્ત્તનારા સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘના ૪ નામો, તેમાં આચાર્ય તરીકે શ્રીદુપ્પસહસૂરિ મહારાજને જણાવ્યા છે ૩ અંતકૃત્કેવલી થઈ મોક્ષે જનારા આચાર્ય અને તેમના ૪૯૯ શિષ્યોની બીના, (૪) દ્વાદશાંગી ગણિપિટકનું વર્ણન, (૫) કમલપ્રભ આચાર્ય (સાવદ્યાચાર્ય)ની કથા. આ પાંચ મુદ્દાઓનું વર્ણન વિસ્તારથી કર્યું છે. વચમાં યોગ્ય પ્રસંગે આચાર્યના ભેદો અને તીર્થ યાત્રાદિની બીના પણ કહી છે. અહીં શરૂઆતના ૬ પાનામાં ગચ્છની ને આચાર્યના પાઠ (આલાવા) છે, તેમાં વિવિધ ઉપમાઓ અને અર્થની બીના કહી છે. તે અપૂર્વ બોધદાયક છે. પછી પાંચમા આરાના અંતે વર્ત્તનાર દુપ્પસહસૂરિ આદિ ચાર (એકેક સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા)નાં નામ જણાવીને કહ્યું છે કે–ભવિષ્યમાં થનાર શ્રીદુપ્પસહસૂરિ થતા સુધીના કાલમાં ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ચાર યુગ પ્રધાનો થશે, અને જે ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિ ૨૦૦૦ યુગપ્રધાનો થશે, તેમને ત્રીજે ભવે ક્ષાયિક સમ્યકત્વ થશે. જેમ શ્રી ગૌતમસ્વામી ગણધરને જે છેલ્લા ભવમાં કેવલજ્ઞાન થવાનું હતું, તેજ છેલ્લા ભવમાં કેવલજ્ઞાન પ્રકટ થયા પહેલા ક્ષાયિક સમ્યકત્વ થયું, તેમ અહીં

જણાવેલા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ૪ યુગપ્રધાન સિવાયના ૨૦૦૦ યુગપ્રધાનો છેલ્લા ભવમા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ થઈને કેવલજ્ઞાન પામી મોક્ષે જશે ખરી વસ્તુસ્થિતિ આમ હોવાથી એમ સમજવુ જોઇયે કે પાચમા આરામા શુદ્ધ આચાર્ય ભગવતો 'તો' ઘણા થશે પણ તેમા જે એકાવતારી વિશિષ્ટ ગુણવત આચાર્યો હોય, તેજ યુગપ્રધાન કહેવાય ને બાકીના આચાર્યો એકાવતારી જ હોય એવો નિયમ નથી, એટલે એકથી વધારે ભવે પણ મોક્ષે જનારા તેઓ (૨૦૦૦માના આચાર્યો) હોય છે અને પાચમા આરાના અત સુધી શ્રી દશવૈકાલિક સૂત્ર રહેશે આ બીના સ્પષ્ટ જણાવીને તીર્થ શુ વસ્તુ છે ? આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે પછી એક આચાર્યના ૪૯૯ સ્વચ્છદી શિષ્યોની બીના કહી છે તેનો સાર ટૂકામા આ પ્રમાણે જાણવો—પૂર્વે (ભૂતકાલમા) ૨૪ ચોવીશીના પહેલાની ચોવીશીના કાલમા ૨૪મા તીર્થકરનુ નિર્વાણ થયા બાદ એક ચરમશરીરી આચાર્ય થયા હતા તેમને ૪૯૯ શિષ્યો હતા તેમાના એક શિષ્યે ગુરૂને (આચાર્ય મહારાજને)કહ્યુ કે—"જો આપની આજ્ઞા હોય, તો ચદ્રપ્રભસ્વામીનુ જ્યા ધર્મચક્ર છે, ત્યા હુ યાત્રા કરવાને જાઉ" આચાર્યે ત્યા જવાની ના કહીને જણાવ્યુ કે "એકલા સ્વેચ્છાચારી થઈને યાત્રા કરવા જવાય નહી, ને જવુ હોય તો ગુણવત સાધુઓની સાથે યાત્રાએ જવુ " આપણે બધા સાથે જઈશુ તે સાભળી શિષ્યે ગુરૂને પૂછ્યુ કે—એકલો સાધુ યાત્રાએ જાય, તો શુ થાય ? ગુરૂએ કહ્યુ કે—અસયમી થાય, ને સયમમા ઘણા મોટા દોષો લાગે ત્યા ઘણો મોટો લોકો સમુદાય ભેગો થાય, તેમા મુનિ ધર્મ સચવાતો નથી લીલોતરી આદિ જીવો હણાય, ઉપકરણાદિનુ પડિલેહણ પણ બરોબર થઈ શકે નહી તેથી તે વિરાધક થાય, આ રીતે હમેશા વાતચીત થતા થતા શિષ્યો માહે માહે લડવા લાગ્યા ને ગુરૂને છોડીને સર્વથી વિરાધક થયા સયમથી ભ્રષ્ટ થઈને જતા રહ્યા એક દિવસ આચાર્ય મહારાજ બ્હાર સ્થડિલે ગયા, ત્યારે સિહ સામો આવ્યો તેણે આચાર્યને હણ્યા આ વખતે આચાર્ય મહારાજ અતકૃત્કેવલી થઈને મોક્ષે ગયા આનો સાર એ કે આત્માર્થી સાધુ સાધ્વીઓએ ગુરૂની આજ્ઞાથી વિરૂદ્ધ વર્ત્તનના ' સયમથી ભ્રષ્ટ થવુ ' વગેરે કડવા વિપાકો ( ફલ ) જાણીને શ્રી ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે આચારાદિને પાળીને ભવ સમુદ્રનો પાર પામવો જોઈએ આ કથા પૂરી થયા પછી અનુક્રમે ગચ્છ અને આચાર્યનુ વર્ણન કરીને દ્વાદશાંગીનુ વર્ણન કરતા જણાવ્યુ છે કે-ઈંદ્રોને પણ વદન કરવા લાયક શ્રી તીર્થકર દેવો પણ દ્વાદશાગી શ્રુતજ્ઞાનને "नमो तित्थस्स" કહીને નમસ્કાર કરે છે પછી અનુક્રમે આ અવસર્પિણીમા થયેલા દશ અચ્છેરાની બીના અને મિથ્યાદૃષ્ટિ અગારમર્દક આચાર્યની કથા કહીને મિશ્ર ભાષાએ એક વચન બોલીને દ્વાદશાગીની વિરાધના કરતા અનતા કાલ સુધી સસારમા રખડનાર સાવદ્યાચાર્ય ( કમલપ્રભ આચાર્ય ) ની કથા પાચ પાનામા વિસ્તારથી કહી છે તેનો સાર આ પ્રમાણે જાણવો—આ ચાલુ શ્રી ઋષભાદિની ચોવીશીથી પૂર્વે થયેલી અનતમી ચોવીશીમા સાત અચ્છેરા થયા હતા પ્રભુશ્રી મહાવીર દેવ કહે છે કે–તે પાછલી અનતમી ચોવીશીમા મારા જેવા સાત હાથની કાયાવાળા ચોવી-

થએલા શ્રી 'ધર્મશ્રી' નામના તીર્થંકર થયા. તેમના નિર્વાણ પછી કાલદોષે કરીને મિથ્યાત્વની પ્રવૃત્તિ ઘણી થવા માંડી. અને સંયમી આત્માઓ પણ શિથિલ થઈને જિનપ્રતિમાની પૂજા વગેરે કરવા લાગ્યા. તથા ગૃહસ્થની માફક આરંભાદિ સાવદ્ય પ્રવૃત્તિમાં પ્રવર્ત્તવા લાગ્યા. આ પ્રસંગે શ્રી ગૌતમ ગણધરે પૂછેલા પ્રશ્નનો ઉત્તર દેતાં પ્રભુએ જણાવ્યું કે–જો સંપૂર્ણ ત્યાગી સાધુ સાધ્વીઓ જિન પૂજા કરે તો તેઓ વિરાધક થઈને અનંત સંસારમાં રઝળે છે. એક વખત તે લિંગધારીઓના ગામમાં ઉત્કૃષ્ટ સંયમાદિ ગુણોને ધારણ કરનારા, જિનનામકર્મનો અનિકાચિત બંધ કરનારા શ્રી કમલપ્રભ નામના આચાર્ય પધાર્યા. તેમણે શુદ્ધ મુનિમાર્ગની પ્રરૂપણા કરતાં જણાવ્યું કે તે લિંગધારીઓની તમામ પ્રવૃત્તિ મુનિમાર્ગથી વિરૂદ્ધ હોવાથી તેઓને સાધુ તરીકે માનવાજ ન જોઈએ. આ વાત શ્રાવકોએ તે લિંગધારીઓને કહી. ત્યારે તેમણે ઉત્સૂત્ર પ્રરૂપણા કરીને શ્રાવકોને સ્થિર કર્યા, ને તાળોટા વગાડીને તે કમલપ્રભ આચાર્યને 'સાવદ્યાચાર્ય' નામે પ્રસિદ્ધ કર્યા. ને તેઓ પોતાના ઉન્માર્ગને પોષવા લાગ્યા. તથા લોકોને પોતાના ઉન્માર્ગમાં જ સ્થીર કરવા લાગ્યા. આ અઘટિત બનાવ જોઈને ગંખવાણાં પડેલા શ્રીકમલપ્રભ આચાર્યે ત્યાંથી વિહાર કર્યો, ને સાત મહિના વીત્યા બાદ ફરી ત્યાં આવીને ધર્મ દેશના દેવા લાગ્યા. ત્યારે કેવલ દ્વેષબુદ્ધિથી જ તે લિંગીઓએ પોતાના મતની લિંગી સાધ્વીને 'ઈરાદા પૂર્વક તે કમલપ્રભ આચાર્યના પગે અડીને તારે વંદના કરવી' એમ શીખવાડીને તેમની પાસે મોકલી. તે સાધ્વીએ તે પ્રમાણે ભરસભાની વચ્ચે થઈને પગે અડીને વંદના કરી. આ બનાવ જોઈને તે લિંગધારી વગેરે લોકોએ આચાર્યને પૂછયું કે–હે મહારાજ! સાધ્વીએ તમને પગે અડીને વંદના કરી, તેમાં તમને સંઘટ્ટો થયો કે નહી? આ પ્રશ્નના જવાબમાં તેમણે (કમલપ્રભાચાર્યે) મિશ્ર ભાષા વાપરીને કહ્યું કે–સંઘટ્ટો થાય ને ન થાય. જિન સિદ્ધાંતમાં ઉત્સર્ગ માર્ગ ને અપવાદ માર્ગ એમ બે માર્ગ કહ્યા છે. આ રીતે મિશ્ર ભાષા રૂપ ઉત્સૂત્ર બોલતાં તેમના અનિકાચિત જિન નામ કર્મના દલિયાં વિખરી ગયા. (એટલે આત્મ પ્રદેશોથી અલગ થયા.)ને તેમણે અનંતો સંસાર વધાર્યો. આ અવસરે લિંગિયા લોકે તાળોટા વગાડીને 'સાવદ્યાચાર્ય' કહેવા પૂર્વક તેમને વગોવ્યા. કાલક્રમે તે કમલપ્રભાચાર્ય એક વચન ઉત્થાપીને ૭૦૦ વર્ષ, બે મહિના ને ચાર દિવસનું આયુષ્ય પૂર્ણ કરીને અનુક્રમે વ્યંતર, વાસુદેવની પુત્રી, પુરોહિતની સ્ત્રી, તિર્યંચ, મનુષ્ય સાતમી નરકનો ભવ, એમ આ ભવોમાં તથા ચોરાશી લાખ યોનીમાં અનંતી વાર ભમીને પશ્ચિમ મહાવિદેહે મનુષ્ય થઈને લોકોની સાથે પ્રભુશ્રી તીર્થંકરને વાંદવા જતાં ધર્મોપદેશ સાંભળીને દીક્ષા લઈ સંયમાદિ મોક્ષ માર્ગને સાધીને સિદ્ધ થયા.

આ પ્રસંગે પ્રભુને શ્રી ગૌતમસ્વામીએ પૂછેલા ત્રણ પ્રશ્નોના ઉત્તરોનો સાર ટૂંકામાં આ પ્રમાણે જાણવો. પ્રભુએ શ્રી ગૌતમ ગણધરને કહ્યું કે—હે ગૌતમ! જે ટાઈમે સાધ્વીએ આચાર્યના પગે પડીને વંદના કરી, ત્યારે લોકોએ સંઘટ્ટાની બાબતમાં પૂછતાં તે આચાર્યે કહ્યું કે 'ઉત્સર્ગ અપવાદ રૂપ જિન માર્ગ છે.' આમ કહેતાંજ તેમણે અનંતો સંસાર વધાર્યો. અને હે ગૌતમ! ઉત્સર્ગ અપવાદ રૂપ અનેકાંત ધર્મ છે.

અંગે પણ અધર્મ કરીને આગમનું નામ કહેવાય નહીં આમ કહેવાનું તાત્પર્ય એ છે કે-તે ઉકાય, અપ્કાય, અને મૈથુનાદિને જે સેવે, તે આજ્ઞાનો ભંગ કરનાર છે, તેથી તે અનંત સંસારી જાણવો તથા હે ગૌતમ 'सेविया सेवियं नोसेविया असेवियं" જે ટાઈમે તે આચાર્ય શંકા રાખીને બોલ્યા, તે વખતે તેમને મૈથુનનો દોષ લાગ્યો તેથી તેમણે આજ્ઞાનો ભંગ કરીને અનંતો સંસાર વધાર્યો અને તેમના બાંધેલા જિન નામ કર્મના દલિયા વિખરી ગયા હે ગૌતમ આ બધું જે થયું તેમાં પ્રમાદ એજ કારણ છે એમ સમજવું આમાંથી સાર એ લેવો કે સાધુ સાધ્વીએ જિનાજ્ઞા પ્રમાણે ચાલીને મોક્ષનાં અવ્યાબાધ સુખ મેળવવા જોઈએ આ તમામ બીનાઓ તથા પ્રસંગે બીજી પણ હકીકતો અહીં સ્પષ્ટ સમજાવી છે

॥ શ્રી મહાનિશીથ સૂત્રના પાંચમા અધ્યયનનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ શ્રી મહાનિશીથ સૂત્રના છઠ્ઠા અધ્યયનનો ટૂંક પરિચય ॥

વિષયની લોલુપતા એ ભવ ભ્રમણનું કારણ છે, ને પાપ કર્મોદયથી કે ખરાબ નિમિત્તને લઈને ભોગ તૃષ્ણાને વશ થયેલા જીવો આલોચના પ્રાયશ્ચિત્તાદિ સાધનોથી શુદ્ધ થઈને જરૂર સદ્‌ગતિને પામે છે આ બીના યથાર્થ સમજાવવા માટે અનુક્રમે પ્રાયશ્ચિત્તના દશ ભેદો, અને આલોચનાના ૪ ભેદો જણાવતા ભદ્ર નામના આચાર્યના ગચ્છવર્તી રજ્જા ( રજ્જૂ ) સાધ્વી, નંદિષેણમુનિ, આષાઢમુનિ, લક્ષ્મણા સાધ્વી, પુંડરીક કંડરીક રાજકુમારોની કથા વગેરે બીનાઓ પણ વિસ્તારથી વર્ણવી છે તેમાં નંદીષેણના વર્ણનમાં કહ્યું છે કે-"નંદીષેણ મુનિ વેશ્યાને ઘરે ગોચરી ગયા, ધર્મ લાભ કહ્યો, ત્યારે વેશ્યાએ અર્થ લાભની જરૂરિયાત જણાવી, મુનિએ તરણું ખેંચ્યું, ત્યારે સોનૈયાની વૃષ્ટિ થઈ મોહોદયે સંયમને તજીને વેશ્યાને ઘરે રહ્યા અહીં તે હમેશા દશ દશ જણને પ્રતિબોધીને પ્રભુશ્રી મહાવીર દેવની પાસે દીક્ષા લેવા મોકલીને ભોજન કરતા હતા એક દિવસ નવ જણ પ્રતિબોધ પામ્યા બાદ દશમા પુરૂષને પ્રતિબોધતા ઘણી વાર લાગી, ત્યારે વેશ્યાએ આકુલ વ્યાકુલ થઈને કહ્યું કે-ભોજન કરવા પધારો, રસોઈ ઠંડી થઈ જાય છે નંદીષેણે કહ્યું કે-આ દશમો પુરૂષ પ્રતિબોધ પામતો નથી વેશ્યાએ કહ્યું કે-તે પ્રતિબોધ ન પામે તો દશમા તમેજ પ્રતિબોધ પામો તે સાંભળી ભોગ કર્મો ક્ષીણ થવાથી નંદીષેણ ફરી દીક્ષા લઈ આરાધી કેવલી થઈ સિધ્ધિ પદને પામ્યા" આ કથા ઉપદેશ પ્રાસાદાદિમાં વિસ્તારથી વર્ણવી છે પછી કોઈક આચાર્યના શિષ્ય આષાઢ મુનિના વર્ણનમાં કહ્યું છે કે-"તે મુનિ-કૌતુક નિમિત્તે સંયમને વિરાધીને દુર્ગતિમાં ગયો" પછી અનુક્રમે પ્રાયશ્ચિત્તના લેનારા જીવોના ને તેના આપનારા ગીતાર્થ ગુરૂના ગુણો વર્ણવતા કહ્યું છે કે-ધૈર્ય, સુશીલ, ક્ષમા

વગેરે ગુણોને ધારણ કરનાર જીવે સૌથી પહેલાં કેવલી ભગવંતની પાસે આલોયણા લેવી જોઇએ. નજીકમાં કે દૂર તેવા કેવલી ન મળે તો અનુક્રમે મનઃપર્યવ જ્ઞાની, અવધિજ્ઞાની, નિર્મલ ચારિત્રવંત વિશિષ્ટ શ્રુતજ્ઞાની (ચૌદ પૂર્વી) વગેરેની પાસે પ્રાયશ્ચિત્ત લઇને આત્મશુદ્ધિ કરવી. આ બીના વિસ્તારથી કહીને પ્રાયશ્ચિત્ત લેનાર શ્રાવકાદિના શીલ સંતોષ સદાચાર વગેરે ગુણો જણાવ્યા છે. પછી બે આચાર્યના દૃષ્ટાંતે પ્રાયશ્ચિત્તને લઇને આરાધક થવાનો ઉપદેશ દઇને આત્મનિંદા કરતાં કેવલજ્ઞાનને પામેલી એક સાધ્વીએ આપેલા ઉપદેશનું વર્ણન કર્યું છે. પછી ઘણી સાધ્વીઓની ગુરૂણી રજ્જા સાધ્વીને અચાનક કોઢ થયો. બીજી સાધ્વીઓએ તેનું કારણ પૂછતાં તે રજ્જાએ તદ્દન ખોટું કારણ એ જણાવ્યું કે–મને ઉકાળેલું પાણી પીવાથી કોઢ રોગ થયો. આ વચન સાંભળીને ઘણી સાધ્વીઓના પરિણામ ફરી ગયા. પણ એક સાધ્વી પ્રભુની ઉકાળેલું પાણી પીવાની આજ્ઞા સાચીજ છે, આવી શુભ ભાવના ભાવતાં કેવલ જ્ઞાનને પામી. તમામ સાધ્વીઓએ ઉકાળેલું પાણી પીવું, એજ મુનિધર્મ છે, ગુરૂણીનું વચન અસત્ય છે, અશાતા વેદનીયાદિ કર્મોદયે અને ધાત્રી દોષાદિ નિમિત્તે જ કોઢ રોગ થયો છે વગેરે બીના સ્પષ્ટ સમજાવીને પોતાની ગુરૂણીને કહ્યું કે–તમે ભાષા સમિતિ સાચવી નથી, ને ધાત્રી દોષ વગેરેથી સંયમને દૂષિત કર્યું છે. તેથી તમે ઘણો કાલ ઘણાં ભવોમાં દુઃખી થશો. આ પ્રસંગે તે રજ્જા સાધ્વીના દીર્ઘ સંસારમાં થનારા જૂદા જૂદા ભવોની બીના વિસ્તારથી કહી છે. આ કથા શ્રીઉપદેશ પ્રાસાદાદિમાં પણ જણાવી છે. તેનો સાર એ છે કે સાધુ સાધ્વીઓએ બહુ જ વિચારીને હિત મિત પ્રિય સત્ય વચનો બોલવા જોઇએ.

પછી લક્ષ્મણા નામની રાજકુમારીની બીના વર્ણવતાં કહ્યું છે કે–આ રાજકુમારીનો ભર્ત્તાર લગ્નની ચોરીમાં જ મરણ પામ્યો, તેથી અવસરે વૈરાગ્ય ભાવે દીક્ષા લઈ આકરાં તપ સંયમને શુભ ભાવથી આરાધવા લાગી. આ રીતે ઘણો કાલ વીત્યા બાદ એક વખત તે લક્ષ્મણા સાધ્વીએ ચકલા ચકલીની મૈથુન ક્રિયા જોઇને અશુભ ભાવે વિચાર્યું કે–"હું મનુષ્ય ભવે પણ જન્મ રંડાપો પામી, તેથી વિષય જન્ય સુખો દીઠાં જ નહીં" થોડીવાર પછી તેને શુભ ભાવના જાગવાથી વિચાર આવ્યો કે–"મેં આવા અનુચિત વિચારો કર્યા તે ઠીક નથી કર્યું" એમ વિચારીને આ ભૂલની ગુરૂ આદિની પાસે આલોચનાદિ કર્યા વિના સ્વચ્છંદી વિચારે તે લક્ષ્મણા સાધ્વીએ પચાશ વર્ષ સુધી સોલ માસખમણ વગેરે આકારો તપ કર્યો. પણ તે લેખે આવ્યો નહી એટલે નકામો ગયો. તેનાથી તેણે કરેલા દોષની શુદ્ધિ થઈ નહી. તે આ સ્થિતિમાં (સશલ્ય ભાવે) મરીને ઘણો કાલ સંસારમાં ભમી પૂર્વે થઇ ગયેલી ચોરાશીમી ચોવીશીના ચોવીશમા તીર્થંકરના કાલમાં થયેલા આ લક્ષ્મણા સાધ્વી આવતી ચોવીશીના પહેલા પદ્મનાભ તીર્થંકરના તીર્થમાં કરેલા તમામ પાપકર્મો ખપાવીને સિદ્ધિપદને પામશે. પછી તીર્થંકરના ચ્યવનથી કેવલજ્ઞાન સુધીની બીના કહીને જણાવ્યું છે કે–શ્રી તીર્થંકરે ચતુર્વિધ સંઘના કલ્યાણને માટે તીર્થની સ્થાપના કરીને આ પ્રાયશ્ચિત્તાદિની બીના કહી છે.

અને પુંડરીક અને કંડરીક કુમારની બીના વગેરે જરૂરી ઘણી હકીકતો ઉપદેશ દ્વારા સમજાવી છે અન્યત્ર આ ગીતાર્થ વિહાર નામના અધ્યયનનું બીજું નામ અગીતાર્થ વ્યવહાર' પણ જણાવ્યું છે

આ રીતે ૬ અધ્યયનો કહ્યા પછી અંતે કહેલી બે ચૂલિકામાની (૧) પહેલી ચૂલિકાએ ૧૨ પાના રોકયા છે તેમા આલોચનાના દશ ભેદો, પ્રાયશ્ચિત્ત લેવાથી થતા લાભ, પ્રાયશ્ચિત્તને કરવાનો વિધિ, તેમજ નામ સ્થાપનાદિ ૪ ભેદે આલોચનાનું સ્વરૂપ વગેરે બીના કહીને અંતે આલોચના કરનાર જીવની ને આલોચના કર્યા વિના મરનાર જીવની પરિસ્થિતિ વગેરે હકીકત જણાવી છે (૨) બીજી ચૂલિકા ૧૩ પાનામા છે અહી આલોચના, પ્રાયશ્ચિત્ત, અને આરાધક વિરાધકની બીના, તથા યતના ધર્માદિના સ્વરૂપને સમજાવનાર સુમઢ મુનિના ચરિત્રને જણાવતા તેના પૂર્વભવની બીના પણ કહી છે તેમા પ્રસંગાનુપ્રસંગે ગોવિંદ બ્રાહ્મણ, તેની સ્ત્રી તથા અંજનશ્રી વગેરેની પણ હકીકતો કહી છે શ્રી દેવેન્દ્રસૂરિએ આ ચૂલિકાના આધારે ૫૧૯ શ્લોક પ્રમાણ પ્રાકૃત સુમઢ કથા રચી છે તે બંનેના આધારે મે સંસ્કૃતમા ગદ્ય રૂપે સુસઢ ચરિત્ર અને તેનો સ્પષ્ટાર્થ રચ્યો છે તે છપાયો પણ છે આ મહાનિશીથ સૂત્રની ચૂર્ણિ છે, પણ મળી શકતી નથી પૂર્વે બાર બાર વર્ષના મોટા દુકાળ પડયા હતા તેમાના ચોથા બારા વર્ષી મહાદુકાલમા સૂત્રોનો વિચ્છેદ થતો જાણીને શ્રી વલ્લભીપુરમા શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સર્વ સાધુઓને ભેગા કરીને મોઢે સૂત્રો (પાઠ) ગખેલા હતા, તે પુસ્તકાકારે લખ્યા તે લખતા લખતા વી૦ સં૦ ૫૧૦ મા શ્રી દેવર્દ્ધિગણી સ્વર્ગસ્થ થયા તથા વી૦ સં૦ ૫૩૦ મા યુગપ્રધાન શ્રી સત્યમિત્રસૂરિ સ્વર્ગસ્થ થયા કાલક્રમે શ્રી હરિભદ્રસૂરિ, સિધ્ધસેનસૂરિ, વૃધ્ધવાદી, યક્ષસેનગણી, દેવગુપ્ત, જિનદાસગણી વગેરે મહાપુરૂષોએ એકઠા થઇને આ શ્રી મહાનિશીથસૂત્ર લખ્યુ લખતા લખતા ઠેઈક પાઠ આલાવામા જ્યા ફેરફાર જણાયો તેનો નિર્ણય જણાવનાર કેવલી છે એમ કહ્યુ આ હકીકત ચોથા અધ્યયનની છેવટે કહી છે શ્રી હરિભદ્રસૂરિ વી૦ સં૦ ૫૮૫ મા સ્વર્ગે ગયા અહી જિન પ્રતિમાની પૂજા કરવાના પાઠ અને સંઘ તીર્થ યાત્રાના પાઠો હોવાથી જિન પ્રતિમાના ઉત્થાપકો (ઢુંઢક મતને માનનારા લોકો) આ શ્રી મહાનિશીથ સૂત્રને માનતા નથી ને કહે છે કે અસલી મહાનિશીથ સૂત્રનો વિચ્છેદ થયો છે જે સૂત્ર હાલ છે, તેમા પાછળથી ઘણો ફેરફાર થયો છે, તેથી અમે તે માનતા નથી આ શ્રી મહાનિશીથ સૂત્રમા પર્વ તિથિનો મહિમા પણ જણાવતા કહ્યુ છે કે-બીજ, પાચમ, આઠમ, ચૌદશ એ શુભ પર્વ તિથિઓમા શુભ ગતિનું આયુષ્ય બંધાય છે, માટે જરૂર તે પર્વ તિથિઓની આરાધના કરવી જોઇએ આ સિવાય બીજી પણ ઘણી મુનિધર્મને સમજાવનારી હકીકતો સ્પષ્ટ સમજાવી છે

॥ મહાનિશીથ સૂત્રનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ શ્રી પંચકલ્પસૂત્રનો ટૂંક પરિચય ॥

આ સૂત્રના રચનાર શ્રી ગણધર ભગવંત છે તેમા પાચ પ્રકારે કલ્પનું વર્ણન કર્યું

છે, તેથી તે પંચકલ્પ કહેવાય છે. એટલે અહીં ૬–૭–૧૦–૨૦–અને ૪૨ પ્રકારે કલ્પ એટલે મુનિવરોના આચારનું સ્વરૂપ જણાવ્યું છે, તેથી તે પંચકલ્પ કહેવાય છે. આ શ્રી પંચકલ્પસૂત્રના ભાષ્યમાં કહ્યું છે કે–શ્રી ભદ્રબાહુ સ્વામીએ નિશીથ સૂત્ર, દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પસૂત્ર ને વ્યવહારસૂત્રનો ઉધ્ધાર નવમા પૂર્વમાંથી કર્યો છે. આ શ્રી પંચકલ્પસૂત્ર (મૂલ ગ્રંથ) સં૦ ૧૬૧૨ સુધી હયાત હતું એમ શ્રી જૈન ગ્રંથાવલી વગેરેમાં પણ કહ્યું છે. આ શ્રી પંચકલ્પ એ બૃહત્કલ્પ ભાષ્યનો એક વિભાગ છે એમ પણ કહેવાય છે. જેમ ઓઘ નિર્યુક્તિ અને પિંડનિર્યુક્તિની અલગ ગણના થાય છે, તેમ આની પણ અલગ ગણના ખાસ કારણસર થઇ હોય એમ જણાય છે. આ શ્રી પંચકલ્પસૂત્રનું મૂલ જો કે વિચ્છેદ પામ્યું છે, તો પણ તેના અર્થને જાણવાના ત્રણ સાધનો છે, તેમાં બે ભાષ્યમાંનું એક બૃહદ્‌ભાષ્ય છે, તેની રચના કરનાર શ્રી સંઘદાસ ક્ષમાશ્રમણ કહ્યા છે. શ્રી પંચકલ્પની ચૂર્ણિ પણ છે. આ ત્રણે સાધનો અમુદ્રિત છે. બૃહટ્ટિપ્પનિકાદિ અનેક ગ્રંથોમાં આ (૧) શ્રી પંચકલ્પસૂત્રના મૂલ ગ્રંથનું પ્રમાણ ૧૧૩૩ શ્લોકો કહ્યા છે. (૨) શ્રી સંઘદાસ ગણિ (ક્ષમા શ્રમણ) એ રચેલા મોટા ભાષ્યની ૨૫૭૪ ગાથાઓ છે, તેનું પ્રમાણ ૩૦૩૫ શ્લોકો કહ્યા છે. (૩) આ સૂત્રની ચૂર્ણિનું પ્રમાણ ૩૦૦૦ શ્લોકો કહ્યા છે. અન્યત્ર ૩૧૩૬ શ્લોકો જણાવ્યા છે. આ રીતે શ્રી પંચકલ્પસૂત્રનો ટૂંક પરિચય જાણવો.

**॥ શ્રી પંચકલ્પસૂત્રનો સંક્ષિપ્ત પરિચય પૂરો થયો ॥**

---

## ॥ શ્રીદશા શ્રુતસ્કંધનો ટૂંક પરિચય ॥

ચૌદ પૂર્વોના ધારક પૂજ્ય શ્રીભદ્રબાહુસ્વામી મહારાજે નવમા શ્રીપ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વમાંથી ઉધ્ધાર કરીને આ શ્રી દશાશ્રુતસ્કંધ સૂત્રની રચના કરી હતી. અહીં દશ દશાનું વર્ણન હોવાથી આ સૂત્ર 'દશાશ્રુતસ્કંધ' નામે ઓળખાય છે. શ્રીનંદીસૂત્રાદિમાં આનું '**दसा**' નામ કહ્યું છે. ને શ્રીસ્થાનાંગ સૂત્રાદિમાં 'આચાર દશા' અને 'દશાશ્રુત' વગેરે નામો પણ જણાવ્યા છે. શ્રીવ્યવહાર સૂત્રના ત્રીજા અને દશમા ઉદ્દેશા વગેરેમાં બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રની સાથે શરૂઆતમાં આ દશાશ્રુતસ્કંધને '**दसा कप्पववहार सुयक्खंधो**' આ રીતે કહ્યો છે. આ ત્રણે સૂત્રોને એકજ શ્રુતસ્કંધ રૂપે શ્રી બૃહત્કલ્પસૂત્રની નિર્યુક્તિની ૨૬૬મી ગાથામાં નિર્દેશ કર્યો છે. તેમજ યોગ વિધિ, સામાચારી આદિ ગ્રંથોમાં પણ તેજ પ્રમાણે નિર્દેશ કર્યો છે. અહીં જણાવેલી દશ દશા (વિભાગ)માંની ૮મી અને દશમી દશાને બીજા ગ્રંથોમાં અધ્યયન તરીકે પણ જણાવી છે. ને બાકીના ૮ વિભાગો દશા નામથી પ્રસિધ્ધ છે. આ રીતે દશ દશામાંની (૧) પહેલી અસમાધિ સ્થાન નામની દશામાં અસમાધિ એટલે ચિત્તની અસ્વસ્થતાને (અશાંતિને) કરનારા કષાયની ઉદીરણા કરવી,

અજયણાએ બેસવું વગેરે ક્રિયા કરવી, વગેરે જે ૨૦ કારણોથી અસમાધિ થાય છે, તે અસમાધિ સ્થાનોનું વર્ણન કર્યું છે (૨) બીજી સબલ દોષ નામની દશામાં ચારિત્રને શબલ એટલે કાબરચીતરૂ (મલિન) કરનારા ૨૧ શબલ દોષોનું વર્ણન કર્યું છે (૩) ત્રીજી આશાતના નામની દશામાં ગુરૂમહારાજની આશાતના થવાના ૩૩ કારણોને જણાવીને તેને વર્જવાનું કહ્યું છે (૪) ગણિસંપદા નામની દશા (અધ્યયનાદિ જેવા વિભાગ)માં શ્રીઆચાર્ય મહારાજની આઠ સંપદાઓનું વર્ણન, તેના ભેદો અને પ્રભેદો તથા વિનયના ભેદાદિનું વર્ણન કર્યું છે (૫) પાંચમી ચિત્ત સમાધિ સ્થાન નામની દશામાં ચિત્તની સમાધિના ૧૦ કારણોને કહીને તે કારણોને સેવવાની ભલામણ કરી છે (૬) ઉપાસક પ્રતિમા નામની દશામાં શ્રાવકની ૧૧ પ્રતિમાઓનું વર્ણન કર્યું છે મેં આનું વિસ્તારથી સ્વરૂપ શ્રી દેશના ચિંતામણીના પહેલા ભાગમાં જણાવ્યું છે (૭) સાતમી ભિક્ષુપ્રતિમા નામની દશામાં સાધુને આરાધવા લાયક ૨ પ્રતિમાઓનું (એક જાતની અભિગ્રહાદિવાળી વિશિષ્ટ ક્રિયાઓનું) સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે (૮) આઠમી પર્યુષણા કલ્પ નામની દશામાં પ્રભુ મહાવીર દેવાદિના જીવન ચરિત્રો, સ્થવિરાવલી અને સામાચારીનું વર્ણન કર્યું છે આ પર્યુષણાકલ્પનું જ નામ બારસા સૂત્ર (કલ્પસૂત્ર) કહેવાય છે તે દર વર્ષે પર્યુષણા મહાપર્વમાં વંચાય છે (૯) નવમી મોહનીય સ્થાન નામની દશામાં જેથી મોહનીયકર્મ બંધાય, તેવા ૩૦ કારણો જણાવીને તે દરેક કારણને તજવાની ભલામણ કરી છે (૧૦) આયતિસ્થાન નામની દશામાં નવ નિયાણાનું વર્ણન કરીને તેને તજવાની સૂચના કરી છે "હું આ સંયમાદિની આરાધના કરીને ભવાંતરમાં ઈંદ્રાદિની ઋદ્ધિ વગેરે પામું, અથવા કરેલી આરાધનાના ફલરૂપે ભવાંતરમાં હું ઈંદ્રાદિ રૂપે જન્મ પામું" આ રીતે સાંસારિક પદાર્થોની જે ઇચ્છા કરવી તે નિયાણું કહેવાય

---

## ॥ શ્રી દશાશ્રુતસ્કંધના નિર્યુક્તિ, ચૂર્ણિ આદિનું ટૂંક વર્ણન ॥

આ સૂત્રના અર્થને જાણવા માટે બે પ્રાકૃત સાધનો છે તેમાં શ્રીભદ્રબાહુ સ્વામીએ આ સૂત્રની ૨૧૦૬ શ્લોક પ્રમાણ ( ૨૨૫ શ્લોક પ્રમાણ ) નિર્યુક્તિ રચી છે, તે હાલ હયાત છે ચૂર્ણિનું પ્રમાણ ૪૩૨૧ શ્લોકો કહ્યા છે, તથા શ્રી બ્રહ્મ મુનિએ 'જનહિતા' નામની સંસ્કૃત ટીકા રચી છે તેમજ કોઈએ ગુજરાતી ટિપ્પનક પણ રચ્યું છે તેની રચના વિ૦ સં૦ ૧૬૭૭ ની પહેલા ટાઇમે થઈ હોય એમ કેટલાએક ઐતિહાસિક ગ્રંથોમાં જણાવ્યું છે આ શ્રી દશાશ્રુતસ્કંધના ૧૨૧૬ શ્લોક પ્રમાણ આઠમા અધ્યયન રૂપ શ્રી કલ્પસૂત્રની નિર્યુક્તિની ૬૮ ગાથાઓ છે, ને ચૂર્ણિનું પ્રમાણ ૭૦૦ શ્લોકો કહ્યા છે તથા શ્રી વિનયચંદ્રસૂરિએ રચેલા શ્રી કલ્પનિરૂક્ત ટિપ્પનકનું પ્રમાણ ૧૫૮ શ્લોકો તેમજ શ્રી પૃથ્વીચંદ્રે બનાવેલ ટિપ્પનકનું પ્રમાણ ૬૪૦ શ્લોકો જણાવ્યા છે

વળી ઉ૦ શ્રી ધર્મસાગરજીએ કલ્પસૂત્રની કલ્પ કિરણાવલી ટીકા અમદાવાદમાં બનાવી છે. ને ઉ૦ શ્રી વિનયવિજયજીએ 'કલ્પ સુબોધિકા' ટીકા રચી છે. તે ઘણાં સ્થલે વંચાય છે. અને તપાગચ્છના આચાર્યાદિ મહાપુરૂષોએ કલ્પ કૌમુદી, કલ્પ દીપિકા, કલ્પ પ્રદીપિકા વગેરે ટીકાઓ અને ખરતરગચ્છના શ્રી જિનપ્રભસૂરિએ વિ૦ સં૦ ૧૩૬૪ માં 'સંદેહવિષૌષધિ' નામે ટીકા તથા શ્રી જિનવલ્લભસૂરિ આદિએ રચેલી કલ્પકલ્પલતા વગેરે ટીકાઓમાંની ઘણી-ખરી છપાઈ પણ છે. આ શ્રી દશાશ્રુતસ્કંધમાં સાધુઓની ને શ્રાવક ધર્મની પણ બીનાઓ વર્ણવી છે.

॥ શ્રી દશાશ્રુતસ્કંધ સૂત્રનો ટૂંક પરિચય પૂર્ણ થયો ॥

---

## ॥ શ્રી બૃહત્કલ્પસૂત્રનો સંક્ષિપ્ત પરિચય ॥

અહીં કલ્પ એટલે સાધુ સાધ્વીઓના વિવિધ પ્રકારના આચારોનું અને તે દરેક આચારમાં પ્રાયશ્ચિત્ત લાગવાના કારણો, પ્રાયશ્ચિત્તનું સ્વરૂપ, પ્રમાણ તેમજ પ્રાયશ્ચિત્તને કરવાનો વિધિ વગેરે હકીકતો બહુ જ વિસ્તારથી સમજાવી છે, તેથી આ સૂત્ર 'બૃહત્કલ્પ-સૂત્ર' આવા યથાર્થ નામે ઓળખાય છે. કલ્પ શબ્દના ઐતિહાસિક તીર્થાદિના વર્ણન વગેરે અર્થો પણ શબ્દકોષાદિમાં જણાવ્યા છે. પણ તે અર્થોમાંથી આચાર રૂપ અર્થ જ આ પ્રસંગે લેવાનો છે. બીજા ગ્રંથોમાં આ સૂત્રના (૧) વેદકલ્પસૂત્ર, (૨) બૃહત્સાધુ કલ્પ, (૩) કલ્પાધ્યયન (૪) 'કલ્પ) આચાર નામો પણ જણાવ્યા છે. તેમાંના ત્રીજા નામનો ઉપયોગ યોગોદ્વહનની ક્રિયા કરતાં ઉદ્દેશાદિ કરવાના આદેશો બોલવામાં કરાય છે, ને "दसा कप्पववहारा" અહીં 'કલ્પ' શબ્દથીજ બૃહત્કલ્પસૂત્રનું ગ્રહણ કર્યું છે. બીજા બે નામોનો ઉપયોગ બહુજ ઓછો થતો જણાય છે. જેમ દશવૈકાલિક સૂત્ર અને ઉત્તરાધ્યયનસૂત્રના નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાઓ મળી શકે છે, તેમ ૬ છેદસૂત્રોમાં આ શ્રી બૃહત્કલ્પસૂત્રના નિયુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા મળી શકે છે. જે સૂત્રની ઉપર આ ચાર સાધનો મળી શકતા હોય, તેવા સૂત્રો બહુજ ઓછા જણાય છે. શ્રી ભદ્રબાહુ સ્વામીએ શ્રી પ્રત્યાખ્યાન પ્રવાદ નામના પૂર્વના ત્રીજા 'આચાર' નામે વસ્તુ રૂપ વિભાગના વીશમા પ્રાભૃતમાંથી ઉદ્ધાર કરીને આ શ્રી બૃહત્કલ્પસૂત્રની રચના કરી હતી. તે મૂલ સૂત્રનું પ્રમાણ ૪૭૩ શ્લોકો જણાવ્યા છે. તેની સ્વોપજ્ઞ નિર્યુક્તિ તેમણે (શ્રી ભદ્રબાહુ સ્વામીએ) રચી હતી, પણ તેની ઘણી ગાથાઓ શ્રી સંઘદાસ ગણિ ક્ષમાશ્રમણે કરેલા લઘુ ભાષ્યમાં ભળી ગઈ છે. કોઇ આચાર્યા-દિ મહાપુરૂષે નિર્યુક્તિ આદિના આધારે 'બૃહદ્ભાષ્ય' લઘુભાષ્ય અને ચૂર્ણિની રચના થયા બાદ રચ્યું છે. અને આ સૂત્રની બે ચૂર્ણિમાંની 'કલ્પ વિશેષ ચૂર્ણિનું' પ્રમાણ ૩૧૦૦૦ શ્લોકો, અને બીજી નાની ચૂર્ણિનું પ્રમાણ ૧૨૭૦૦ શ્લોકો જણાવ્યા છે. શ્રીમલયગિરિ

ભાષ્યાદિને અનુસારે આ શ્રી બૃહત્કલ્પસૂત્રની અડધી પીઠિકા સુધીની ૪૬૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી હતી તે અપૂર્ણ રહેવાથી શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિજીએ વિ૦ સં૦ ૧૩૩૨ મા 'સુખાવબોધ ટીકા' નામ રાખીને બાકીની ૩૭૪૦૦ શ્લોક પ્રમાણ ટીકા પૂર્ણ કરી તેથી સંપૂર્ણ ટીકાનુ પ્રમાણ ૪૨૦૦૦ શ્લોકો થાય છે આ સૂત્રની ઉપર રચાયેલો ગુજરાતી ટબો વગેરે પણ મળી શકે છે

આ રીતે નિર્યુક્તિ આદિની બીના ટૂકામા જણાવીને હવે ક્રમસર ૬ ઉદ્દેશાની બીના જણાવુ છુ તે ટૂકામા આ પ્રમાણે જાણવી–આ સૂત્રના ૬ ઉદ્દેશા છે તેના ૧ પહેલા ઉદ્દેશામા સાધુ સાધ્વીઓના આહારનો વિધિ અને ઉપાશ્રયમા ઉતરવાનો વિધિ, તથા કલેશ થતા માહોમાંહે ખમાવવાની બીના તેમજ વિહાર કરવાનો વિધિ વગેરે બીના સમજાવીને ઉપકરણોને લેવાની (વ્હોરવાની) વિધિ અને જ્યા વિહાર ન કરાય તેવા સ્થલોની બીના વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવી છે

૨ બીજા ઉદ્દેશામાં સાધુ સાધ્વીઓને ઉતરવા લાયક ઉપાશ્રયનુ સ્વરૂપ અને શય્યાતરના અકલ્પ્ય (ન ખપે) તેવા આહારાદિની બીના કહીને વસ્ત્ર અને રજોહરણની બાબતમા કલ્પ્ય–અકલ્પ્ય વિધિ વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવી છે

૩ ત્રીજા ઉદ્દેશામા (૧) વસ્ત્રોને વ્હોરવાનો વિધિ અને અયોગ્ય કાલનુ વર્ણન તથા વંદના કરવાનો વિધિ તેમજ ગૃહસ્થની પાસેથી અમુક કાલ સુધી વાપરવા માટે યાચેલા ઉપકરણાદિને કાર્ય પૂરૂ થયા પછી પાછા આપવાની વિધિ વગેરે બીના કહીને જે ઉપાશ્રયમા પહેલા સાધુઓ રહ્યા છે, ત્યા વિહાર કરીને આવેલા નવા સાધુઓએ કઇ વિધિએ ઉતરવું જોઇએ ? તથા તે પહેલાના સાધુઓના ઉપકરણાદિની જરૂર હોય તો કઈ વિધિએ તે માગીને વાપરવા ? તેમજ જે સ્થાનનો કોઈ માલીક નથી તે સ્થાને ઉતરવાનો વિધિ વગેરે બીના સ્પષ્ટ સમજાવી છે અંતે કહ્યુ છે કે શત્રુ રાજાની જ્યા લશ્કરી સેના ઉતરી હોય ત્યા સાધુઓએ રહેવુ નહી પછી ગોચરી અને સ્થંડિલ જવાને માટે ગાઉની મર્યાદા વગેરે બીનાઓ પણ સ્પષ્ટ સમજાવી છે

૪ ચોથા ઉદ્દેશામા સંયમનો નાશ કરનાર ત્રણ કારણો અને દશમા તથા નવમા પ્રાયશ્ચિત્તને આવવાના ત્રણ ત્રણ કારણો તેમજ દીક્ષાને તથા વાચનાને અયોગ્ય ત્રણ ત્રણ જણાની બીના સ્પષ્ટ સમજાવીને વાચના આપવા લાયક ત્રણ જણની બીના અને મહામુશ્કેલીથી સમજાવી શકાય એવા ત્રણ જણની અને સ્હેલાઇથી સમજાવી શકાય એવા ત્રણ જણાની બીના વગેરે હકીકતો સ્પષ્ટ સમજાવી છે પછી અનુક્રમે પહેલી પોરિસીએ લાવેલા આહારની બીના અને વિહારના સ્થલથી આહાર કેટલા ગાઉ સુધી લઇ જઇ શકાય ? આ બાબતમા કલ્પ્ય–અકલ્પ્ય વિધિ તથા શંકિતાદિ સદોષ આહારની બીના તેમજ પહેલા અને છેલ્લા

